# પ્રસ્તાવના

" સ્વાધ્યાય ગ્રંથમાળા 'નું આ પ્રથમ પુસ્તક " વેદામૃત ' ગુજરાતની જનતાના કરકમલમાં સમર્પણ કરતાં આનંદ થાય છે.

" સ્વાધ્યાય મંડળ "એ હિન્દુઓના પવિત્ર વેદગ્રંથો અને ઋષિમુનિપ્રણીત શાસ્ત્રોના મૂળ તેમજ સાદા સરલ લોકભોગ્ય અર્થો સહિત સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરનાર છેલ્લાં બાવીસ વર્ષથી કામ કરતી હિંદુસ્થાનની એક અજોડ સંસ્થા છે, તે તેનાં સંસ્કૃત, હિન્દી અને મરાઠી પ્રકાશનોથી ખાત્રી થાય છે. આર્ય સંસ્કૃતિનાં સર્વસંગ્રહસમા જે વેદજ્ઞાનભંડારને સેંકડો વર્ષથી પવિત્ર તપસ્વી બ્રાહ્મણોએ માત્ર મુઠી ચોખા અને વેંતભર ધોતીથી સંતોષ માનીને ટ્રસ્ટીની માફક સાચવી રાખ્યો છે, તેને તે ભંડારના ખરા માલિક જનતા જનાર્દનને અર્પણ કરવા આ મંડળદ્વારા તેના સંસ્થાપક શ્રી. પંડિત સાતવળેકરજીએ અનુપમ પ્રયત્ન કર્યો છે. શ્રી. સાતવળેકરજીના આ કાર્યને પૂજ્યપાદ શારદાપીઠાધીશ્વર શ્રી. શંકરાચાર્યજી મહારાજ, તથા કરવીર પીઠાધીશ્વર **શ્રી. શંકરાચાર્યજી મહારાજ**, યોગીન્દ્ર **શ્રી. અરવિન્દ** ઘોષ અને વિશ્વવંદ્ય **મહાત્માજી** એઓશ્રીએ આશીર્વાદ આપ્યા છે; અને અનેક મહાપુરુષો, આચાર્યો, વિદ્વાનો વગેરેએ એની પ્રશંસા કરેલી છે. એઓના સંગીન, સુંદર વેદકાર્યનો પરિચય આપતું આ " વેદામૃત " પુસ્તક ગુજરાતના સનાતન વૈદિક ધર્મપ્રેમીઓની સેવામાં રજુ કરતાં હર્ષ થાય છે.

## "વેદામૃત"માં શું છે?

## પહેલો વિભાગ

### પરિચય, અભિપ્રાયો, "વેદસ્તુતિ," સ્વાધ્યાય સાધન-મહિમા, વેદ મંત્રોદ્વારા ઇશ્વરસ્તુતિ.

આ પુસ્તકના ચાર વિભાગ પાડયા છે. પ્રથમ વિભાગમાં "સ્વાધ્યાય મંડળ"નો પરિચય આપ્યા બાદ તેના કાર્ય માટે મહાન આચાર્યો વિદ્વાનો, દેશનેતાઓ, પંડિતો, સંન્યાસીઓ, સાધુ મહાત્માઓ, યુનિવર્સિટીના પ્રોફેસરો, સંસ્કૃત સાહિત્ય સંશોધન માસિકો કેવા ઉચ્ચ અભિપ્રાયો ધરાવે છે તે ટાંકી બતાવ્યા છે.

ત્યાર પછી સ્વામીશ્રી વિવેકાનંદજી કહે છે તેમ "વેદો આપણી વરિષ્ઠમાં વરિષ્ઠ અદાલત છે, સમગ્ર હિન્દુ પ્રજા માટે સંમિલનભૂમિકા છે" તે બતાવવા પ્રાચીનથી અર્વાચીન સમય સુધીમાં થયેલી કેટલીક "વેદસ્તુતિ" ભેગી કરી છે. અને "વેદ" એ જ આપણી સંસ્કૃતિનું મૂળ છે, જેમાંથી સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રો, યોગ, સાંખ્ય, વેદાંત, દર્શનો, ઇતિહાસો, પુરાણો રૂપી થડ, ડાળ, પાન, ફૂલ, ફળ વગેરે ઉત્પન્ન થયાં છે, તે પુસ્તકમાં આપેલી "વેદસ્તુતિ"થી પ્રતીત થાય છે. આર્ય સંસ્કારની પવિત્રતા તથા પરંપરા અને આર્ય પ્રજાની એકતા જાળવી રાખવામાં વેદનું સર્વોપરી સ્થાન આ "વેદસ્તુતિ" સિદ્ધ કરે છે. આ સ્તુતિમાં યોગેશ્વર ભગવાન શ્રી કૃષ્ણચંદ્રજી મહારાજ ત્યાગ, જ્ઞાન અને વૈરાગ્યની મૂર્તિસમા ભક્તશિરોમણિ અને ભાગવતકાર શ્રી. શુકદેવજી મહારાજ અને ભગવાન વેદવ્યાસજી એ બધાને વેદની સ્તુતિ કરતા આપણે જોઇએ છીએ. આમાં શ્રીમદ્ ભાગવત પુરાણ

વિષ્ણુ પુરાણ, શિવ પુરાણ, દેવી પુરાણ, ગરુડ પુરાણ આદિ પુરાણોનું અને મનુ આદિ સ્મૃતિઓનું સંવાદી સંગીત આપણે સાંભળીએ છીએ, અને ત્યારબાદ સમગ્ર ભારત વર્ષમાં સનાતન વૈદિક ધર્મના દિગ્વિજયનો ઝંડો ફરકાવનાર ભગવાન આદ્ય **શંકરાચાર્યજી, શ્રીમદ્ આચાર્યશ્રી વલ્લભાચાર્યજી, શ્રીમદ્ સહજાનંદ સ્વામીજી,** સિદ્ધયોગી શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામીજી, **શ્રી સ્વામી દયાનંદજી મહારાજ, શ્રી સ્વામી વિવેકાનંદજી,** શ્રી યોગીન્દ્ર અરવિંદ, શ્રી. રોમેશચંદ્ર દત્ત, અને શ્રી. મેક્સ મુલર, શ્રી. એમ. વીંટરનીઝ, શ્રી. મેટરલીંક ઇત્યાદિ પશ્ચિમના વિદ્વાનો, તથા વૈદિક ધર્મના જ્યોતિર્ધરોને વેદ મહત્તાનો ટંકાર કરતા આપણે જોઇએ છીએ. આ રીતે આર્યપ્રજાના ઐતિહાસિક અને પારિકારિક સાતત્યમાં વેદની મહત્તા નિહાળ્યા બાદ આપણે **" સ્વાધ્યાય સાધનનો મહિમા "** સમજીએ છીએ અને " સ્વાધ્યાય " કેમ કરવો તે શીખી લઇને પરમકૃપાળુ જગન્નિયંતા સદ્‌ગુરુદેવને નમસ્કાર કરી મહાપ્રભુની " વેદમંત્રોથી સ્તુતિ " કરી " વેદસ્વાધ્યાય " માટે તૈયાર થઇએ છીએ. આ " વેદસ્વાધ્યાય "થી વાચકને ખાત્રી થશે કે " વેદના એક એક પાનામાં આપણે અપૂર્વ તેજ, વીર્ય અને પ્રભાવની વાતો વાંચી શકીએ છીએ " એ સ્વામી શ્રી વિવેકાનંદજીનું કથન અક્ષરશઃ ખરું છે.

## બીજો વિભાગ

### વેદસ્વાધ્યાય, શ્રી યજુર્વેદનો પ્રથમ અધ્યાય, શ્રી અથર્વવેદના કેટલાક મંત્રો, પ્રકીર્ણ વેદમંત્રો, " મન આવર્તન. "

ગુજરાતમાં વિશેષતઃ શ્રી યજુર્વેદ પ્રચલિત છે. પરંતુ તેના ગુજરાતી ભાષ્ય-અર્થ-બાબતમાં આપણી પરિસ્થિતિ એટલી વિષમ

છે કે જે અષ્ટાધ્યાયી રુદ્રીથી શંકર ભગવાન ઉપર હમેશાં અભિષેક કરાવવાનો રિવાજ પ્રસિદ્ધ છે તે અષ્ટાધ્યાયી રુદ્રીનો અર્થ મહાદેવના કેટલાક પૂજારીઓ પણ જાણતા નથી, તો બીજાની વાતજ શી? આથી શ્રી યજુર્વેદના પ્રથમ અધ્યાયના શ્રી પંડિત સાતવળેકરજી કૃત સુબોધ મરાઠી ભાષ્યનું ગુજરાતીમાં ભાષાન્તર જાણીતા લેખક શ્રી નાજુકલાલ નંદલાલ ચોકસી પાસે તૈયાર કરાવી આ બીજા વિભાગમાં મૂકયું છે. આ સંબંધી જુદું નિવેદન આ વિભાગની શરુઆતમાં તેના પૃ. ૧ ઉપર છે, તે જોવા વિનતિ છે. પેટલાદના સુપ્રસિદ્ધ દાનવીર રાજમિત્ર દાતાર શેઠ શ્રી [illegible] કેશવલાલભાઇની સખાવતોથી ગુજરાત અજાણ્યું [illegible] ીઓ, સાધુ સુંદર વેદકાર્યનું ગુજરાતમાં મંડાણ થાય અને પોતાન[illegible] સંશોધન અને ધર્મપ્રેમી હૃદય છુપાં રહે તે કેમ બની શકે? શુ[illegible] આ છે. અધ્યાયનું ભાષ્ય પ્રસિદ્ધ કરવા માટે રૂ. ૧૦૦૦ એક [illegible] વેદો દાન આપી તેઓશ્રીએ ધનિકો તેમજ ભાવિકો માટે સ[illegible] પ્રજા બેસાડી, ગુજરાતમાં ઉપાડેલા અમારા કાર્યને ઘણોજ [illegible] છે. તેઓશ્રીએ આ વેદકાર્યમાં સંગીન મદદ આપવાનો નિશ્ચય કર્યો છે, એટલુંજ નહિ પરંતુ શ્રી. પંડિતજીએ વેદસં[illegible] બ્લોક બનાવવાની યોજના તૈયાર કરી છે. આ બ્[illegible] તૈયાર કરાવવામાં આવે તો બે લાખ નકલો છપાતા સુધી કોમ્પોઝીંગ અને પ્રૂફ વાચનનો ફરી ફરી ખર્ચ કરવાનો રહેતો નથી, અને તેથી વેદગ્રન્થો સસ્તી કિંમતે વેચાણ થઇ શકે. હાલની મોંઘવારી જોતાં ઋગ્વેદ માટે રૂા. ૧૨,૨૦૦, અથર્વવેદ માટે રૂા. ૭૮૦૦, સામવેદ માટે રૂા. ૩૦૦૦ અને યજુર્વેદ માટે રૂા. ૩૦૦૦ મળી કુલ રૂા. ૨૬,૦૦૦ ની આ બ્લોકસ માટે જરૂર પડે તેમ છે. ગુજરાતના વેદ ધર્મપ્રેમીઓ જાણીને ખુશ થશે કે રૂા. ૨૬,૦૦૦ ની બ્લોકસ માટેની રકમ તેમજ બાકી રહેલા વેદોનાં ભાષ્યો તૈયાર કરો હિંદીમાં



રાજમિત્ર દાતાર શેઠ શ્રી રમણલાલ કેશવલાલ
પેટલાદ



ભટ્ટાચાર્ય શ્રીપાદ દામોદર સાતવળેકર

છપાવવાના ખર્ચ માટે આશરે રૂા. ૫૦,૦૦૦ ની રકમ એકઠી કરવા માટે સ્થાપન કરવા ધારેલી " વેદભાષ્ય ફંડ સમિતિ "ના પ્રમુખ થવા માટે **શ્રી રમણલાલભાઇ શેઠે** સંમતિ આપેલી છે, તે જણાવતાં અમોને ઘણો આનંદ થાય છે. આવાં રત્નો વેદધર્મ પ્રેમીઓમાં હજી વસે છે, તે માત્ર ગુજરાતનુંજ નહિ પરંતુ સમગ્ર હિન્દુસ્તાનનું મહાભાગ્ય છે. આથી વેદપ્રેમી જનતા ઉપર ઘણોજ ભારે ઉપકાર થશે. હિન્દુઓનાં લાખો રૂપિયાનાં ધર્માદા ફંડો પડયાં છે, વેદકાર્યથી ઋષિમુનિઓના આ પવિત્ર વારસાથી બીજી કઇ સુંદર વસ્તુ છે કે જેમાં નાણાંનો વિશેષ સારો સદ્વ્યય થઈ શકે ? આશા છે કે વેદપ્રેમીઓ શ્રી. પંડિત સાતવળેકરજીના આ પવિત્ર વેદયજ્ઞ માટે પુરતી ભેટ રજુ કરશે. યજુર્વેદ સાથે શ્રી. રમણલાલ-ભાઈ શેઠને પોતાનો ફોટો મૂકવા વિજ્ઞપ્તિ કરતાં, પ્રથમ પોતે ના પાડી હતી; પરંતુ એઓશ્રીએ માત્ર પંડિતજીનો ફોટો મૂકવાનો આગ્રહ કર્યો હતો. છેવટે તેઓશ્રીએ અમારી ખૂબ આગ્રહભરી વિનંતિને માન આપી પોતાનો ફોટો મૂકવા પરવાનગી આપી, તે માટે અમો તેઓશ્રીનો આભાર માનીએ છીએ. આ રીતે શ્રી. પંડિતજી અને શ્રી. શેઠ સાહેબ એમ બન્ને વેદપ્રેમીઓના ફોટા આ પુસ્તકમાં રજુ થાય છે.

સામાન્ય લોકોમાં એવો ભ્રમ છે કે વેદ જ્ઞાન સંસાર ત્યાગી સાધુ સંન્યાસીઓ માટે છે. પરંતુ શ્રી. આદ્ય શંકરાચાર્યજી મહારાજે " वेदो नित्यमधीयताम् " કહી આ ભ્રમ દૂર કર્યો છે. વેદ સમગ્ર માનવ જાતિને માટે છે અને જગતમાં પોતાનો વ્યવહાર વિવેકબુદ્ધિપૂર્વક કેવી રીતે ચલાવવો, ગૃહસ્થાશ્રમીઓએ જીવનનો વિકાસ કેમ સાધવો, તે યજુર્વેદ પ્રથમ અધ્યાયના શ્રેષ્ટતમ કર્મ કરવાનો ઉપદેશ જે ગીતામાં " કર્મયોગ " સ્વરૂપે રજુ થયેલો છે તે જોવાથી ખાત્રી થશે.

# શ્રી અથર્વ વેદ

શ્રી. પંડિત સાતવળેકરજીએ " અથર્વવેદ "નું સર્વાંગસુંદર ભાષ્ય તૈયાર કર્યું છે. સ્વાધ્યાય મંડળના પ્રકાશનોમાં તેઓશ્રીના " સુબોધ " ભાષ્યનું સ્થાન ઘણું ઉંચું છે. આ ભાષ્યમાંથી નમુના દાખલ કેટલાક વેદમંત્રોનું વિવરણ લીધું છે, ભગવાન વેદનાં અર્થગામ્ભીર્ય અને પ્રતિપાદનશૈલી જોવાથી આપણે આશ્ચર્યમુગ્ધ થઇ જઇએ છીએ, અને સાથે સાથે એ પણ વિચારો આવે છે કે આવો મહાભંડાર આપણી સમક્ષ હોવા છતાં આપણે વિનાકારણ આમ તેમ ફાંફાં મારીએ છીએ. ખોવાઇ ગયેલી કુંચીઓ જાણે હાથ આવતી ન હોય તેમ લાગે છે. દાખલા તરીકે " શ્રી વિષ્ણુસહસ્ર નામ "નો કે " શિવસહસ્ર " નામનો પાઠ ઘણા દરરોજ કરે છે. પરન્તુ તેનું રહસ્ય—નામ જપનું રહસ્ય સમજી પાઠ કરીએ તો હાલ મળે છે તેથી ઘણો વિશેષ ફાયદો મેળવી શકાય. આ કુંચી પૃ. ૨૪૩ ( વિભાગ ૨ ) ઉપરના પ્રાતઃકાળે ભગવાનની પ્રાર્થના ૩જા કાંડનાં સૂક્ત ૧૬થી આપણને મળે છે. માત્ર વ્યક્તિના વિકાસના ઉપાય જ નહિ પરંતુ ધાર્મિક અને સામાજીક એકતા ઉપર ખૂબ ખૂબ ભાર મુકી રાષ્ટ્રીય એકતા સ્થીર કરવાના ઉપાય પણ આમાં બતાવેલા છે. આ રીતે યુગોપયોગી જ્ઞાન વેદના સનાતન જ્ઞાનભંડારમાંથી ચૂંટી કાઢી રજુ કર્યું છે, આ અથર્વવેદ ભાષ્ય તૈયાર કરવામાં જે અનહદ શ્રમ, બુદ્ધિ, ઉત્સાહ અને વેદનિષ્ઠાની તીવ્ર ઉપાસના અને એકનિષ્ઠા શ્રી. પંડિતજીએ બતાવ્યા છે, તે તેના પાને પાને દૃષ્ટિગોચર થાય છે. હિન્દભરના વિદ્વાનોએ તેના ઉપર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે. આ આખા " સુબોધ ભાષ્ય " ને ગુજરાતી જનતાના સમક્ષ રજુ કરવાની અભિલાષા સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા સેવે છે. પ્રભુકૃપાએ આ કાર્ય માટે વેદ-પ્રેમી સહાયકો મળી જશે એવી આશા છે.

# પ્રકીર્ણ વેદ મંત્રો

શ્રી પંડિતજીએ મંથન કરી ચાર વેદોના મહાસાગરમાંથી "વેદામૃત" નામક પુસ્તક તૈયાર કર્યું છે. આમાંથી કેટલાકનું **શ્રી નાજુકભાઇ ચોકસી** પાસે હિન્દી ઉપરથી ગુજરાતી કરાવી આ પુસ્તકમાં રજુ કર્યું છે. બળવાન ઇન્દ્રિયો, પવિત્ર, શાંત અને સમતાયુક્ત એકાગ્ર નિર્મળ મન, તીક્ષ્ણ તથા તેજસ્વી બુદ્ધિ અને તેની ઉચ્ચ પ્રકારની ધારણા શક્તિ, વિપુલ પ્રાણશક્તિ, ચૈતન્યમય તેજસ્વી વ્યક્તિત્વભરી આત્મશક્તિ, તેની ઉદાર ઉપાસના, પ્રભુ પ્રાર્થનાનું રહસ્ય વગેરે આ વેદ મંત્રો શીખવે છે. "ગાયત્રી મંત્ર" દ્વિજો રોજ જપે છે, અને "બુદ્ધિ"ની પ્રેરણા રોજ માગે છે. આ મંત્ર સંગ્રહમાં "બુદ્ધિ" સંબંધીના મંત્રો ધ્યાનપૂર્વક જોનારાને "ગાયત્રી મંત્ર" નું નાનુંશું ભાષ્ય મળશે અને "બુદ્ધિ"ના અર્થનું રહસ્ય સમજાશે. નવા જમાનાના માણસોને અમેરિકાથી આવતાં New thought Series પુસ્તકોની સુંદર શૈલી પણ ભગવાન વેદની પ્રતિભાવાન પ્રતિપાદન શૈલી આગળ ઝાંખી પડી જતી દેખાશે. Pushing to the front, How to live successfully જેવાં ઉત્સાહપ્રેરક પુસ્તકો માટે આપણને પશ્ચિમ તરફ મીટ માંડવાની જરૂર નથી, એમ આ મંત્રોનો સ્વાધ્યાય કરનારને જરુર ખાત્રી થશે.

## મન આવર્તન

વેદપ્રેમી પંડિતજીએ "**સ્વાધ્યાય સંઘ**" નામક યોજના ઘડી કાઢી તેઓ વેદમંત્રોનું સમજપૂર્વક ગાન હિંદુસ્થાનમાં ઘેર ઘેર ચાલુ થાય એ સ્વપ્ન સિદ્ધ કરવા પ્રયત્ન કરી રહ્યા છે. વિચારકોને તે યોજનામાં અખિલ ભારત વેદ-વિદ્યાલયનાં બીજ રહેલાં દેખાશે.

પંડિતજીએ આ દષ્ટિથી તૈયાર કરેલાં " વેદ પરિચય "નામનાં પુસ્તકોનો વેદ તથા સંસ્કૃત પાઠમાળાઓનો જરૂર લાભ લેશે એવી આશા છે. " વેદ પરિચય "માંથી " મન આવર્તન "ના સુંદર સંગીતમય મંત્રો મનને સ્થિર બનાવવાની વેદ વિધિ બતાવવા લીધા છે. પશ્ચિમમાં માનસ તત્વની મીમાંસા Psychological research ચાલી રહી છે. તેના અભ્યાસકો વેદની માનસશાસ્ત્ર અનુસાર મનને ઠેકાણે લાવવાની વ્યાવહારિક વિધિ જોઇ ભક્તિપૂર્વક મસ્તક નમાવશે.

## ત્રીજો વિભાગ

### વૈદિક સરસ્વતી, ખોવાયેલી નદી ?

આમાં " વૈદિક સરસ્વતી, ખોવાયેલી નદી ? " નામક હાલ પોંડિચેરીમાં શ્રી અરવિંદ આશ્રમમાં નિવાસ કરતા શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીની કૃપાથી પ્રાપ્ત થયેલો અભ્યાસ પૂર્ણ નિબંધ રજુ કરવામાં આવ્યો છે. અત્રે આ વિભાગ સાથે તેના પૃ. ૧ ઉપર આપેલું નિવેદન જોવા વિનતિ છે. " સરસ્વતી " શબ્દનો ઋગ્વેદનું મંથન કરી સ્વાધ્યાય કરાવવા માટે તેમ જ યોગીન્દ્ર શ્રી. અરવિંદના વેદાધ્યયનની એ રીતે ઝાંખી કરવાનો લાભ આપવા માટે સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા તરફથી તેઓશ્રીનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

## ચોથો વિભાગ

### સ્વાધ્યાય મંડળના વેદ કાર્યનું દિગ્દર્શન, " વૈદિક-ધર્મ " માસિકમાંથી કેટલાક લેખો

આમાં સ્વાધ્યાય મંડળનાં હિન્દી માસિક વૈદિક ધર્મમાંથી કેટલાક લેખો પસંદ કરી શ્રી. જગદીશભાઈ સેવકલાલ પરીખ.

બી. એ. એલએલ. બી. તથા શ્રી. **મહેન્દ્રલાલ મોતીલાલ દેસાઈ** બી. એ. પાસે ગુજરાતીમાં ભાષાંતર કરાવી શ્રી. પંડિતજીના વેદ–કાર્યનું દિગ્દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે. ' સામવેદની શોધમાં દક્ષિણ ભારતની યાત્રા ' નામક લેખ શ્રી પંડિતજી વેદ સંહિતાઓની શોધખોળ કેવા મુશ્કેલીભર્યા સંજોગોમાં, મનની સમતા ગુમાવ્યા સિવાય કેવી તમન્નાથી અને બુદ્ધિપુરઃસરની ગોઠવણ કરી ચલાવે છે, તેમ જ યાત્રા આપણે કેવા ભાવથી કરવી જોઇએ તે બતાવે છે. " યજુર્વેદ વૃક્ષ "ની શોધથી તો યજુર્વેદીઓ જરૂર રાજી થઈ જશે. કેટલી શાખાઓ ક્યાં ક્યાં હતી અને હાલ ક્યાં ક્યાં વિખરાએલી પડી છે, તેનો તાદૃશ્ય ચિતાર આ લેખમાં આપણી સમક્ષ રજુ થાય છે. જ્યારે "વેદનું મુદ્રણ" "સામવેદનું મુદ્રણ" "સામવેદ સંહિતાનો પરિચય" વગેરે લેખો જોવાથી સામવેદીઓની ખાત્રી થશે કે શ્રી પંડિતજીએ "સામ સંગીત"ને સમજાવવા અથાગ પ્રયત્ન કર્યો છે. "ઋગ્વેદ સંહિતા" ના સંસ્કરણ માટે શ્રી. અંબુભાઇ જેવા અભ્યાસી કહે છે કે "સંસ્કરણ કિંદ્કે પ્રકાશનકો ગૌરવ પ્રદાન કરતા હૈ! આપને અદ્ભુત પરિશ્રમ કિયા વહ સફલ હૈ।" "દૈવત સંહિતાનું મુદ્રણ અને પ્રકાશન" વેદ સંશોધન કાર્યની સિદ્ધિ માટે 'સ્વાધ્યાય મંડળ" જે એક અતિ આવશ્યક મહાન ગ્રંથ તૈયાર કરી રહ્યું છે તેનો ખ્યાલ આપે છે. શ્રી. પંડિત રામચંદ્રજીનો લેખ " શ્રાદ્ધ અને તર્પણ " શ્રાદ્ધની પ્રાચીનતા વેદ કાળથી બતાવી હિન્દુ-ધર્મની આ બાબતની વિશેષતાનું પ્રતિપાદન કરી હિન્દુઓમાં એકતા સ્થાપવાનો સુંદર પ્રયાસ રજુ કરે છે. અન્તમાં સદ્‌વિચારથ. " માનસ પાપ " કેમ દૂર કરી શકાય તે તિહરી સ્ટેટના હાઇકોર્ટ જજ સાહેબ પાસેથી સમજી આપણે આ ગ્રંથનો સ્વાધ્યાય સમાપ્ન કરીએ છીએ.

# ઉપકાર પ્રદર્શન

હવે અમારા આ કાર્યમાં સહકાર આપનાર સજ્જનોનો આભાર માનીશું. જો કે દરેકનું નામ નિર્દેશ કરવું શક્ય નથી. "સ્વાધ્યાય સાધનનો મહિમા" નામક લેખ "કલ્યાણ"માંથી ગુજરાતીમાં ઉતારવાની રજા આપવા માટે તેના સુયોગ્ય તંત્રી **શ્રી. હનુમાન પ્રસાદજી પોદ્દાર**નો અમે આભાર માનીએ છીએ. તેમજ યોગેશ્વર ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર, શ્રી વ્યાસ મહામુનિ અને શ્રી શુકદેવજીનાં ચિત્રો માટે કલ્યાણના ચિત્રકારના અમો આભારી છીએ. પ્રથમ વિભાગમાં સંગ્રહ કરેલાં શ્રી સ્વામી વિવેકાનંદજી અને શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામીજી કૃત વેદસ્તુતિનાં અવતરણો "સસ્તુ સાહિત્ય" અમદાવાદ, એ સંસ્થાએ પ્રસિદ્ધ કરેલા સ્વામી વિવેકાનંદ ભાગ. ૧-૨ અને ઉપદેશ સાર સંગ્રહ ભાગ ૨ માંથી ભેગાં કરી લીધાં છે, તે માટે તે સંસ્થાના સંચાલક **શ્રી. અખંડાનંદજી મહારાજ**નો અમે ઉપકાર માનીએ છીએ. શ્રીમદ્ જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યજીની સ્તુતિ તથા આચાર્યશ્રી વલ્લભાચાર્યજીની વેદસ્તુતિ અને ફોટો માટે **શ્રી. પ્રોફેસર ગોવિંદલાલ ભટ્ટ** એમ. એ. એઓના, શ્રીમદ્ આચાર્યશ્રી સ્વામી નારાયણ મહારાજનો ફોટો તથા વેદસ્તુતિ માટે તેઓશ્રીના સુયોગ્ય ભક્ત **શ્રી. પ્રોફેસર મોહનલાલ હ. શાહ**ના તથા તેઓશ્રીના ભાઈ **શ્રી મણિલાલ લક્ષ્મીલાલ ભાલજા** વકીલ, અમદાવાદ, એઓના પણ અમે આભારી છીએ. શ્રીમદ્ જગદ્ગુરુ રામાનુજાચાર્યના ફોટો માટે ડભોઈના આચાર્યશ્રી. **ભાગવતાચાર્યજી મહારાજ**ના અમે ઉપકૃત છીએ. પુરાણો તો સાગર જેવાં છે, તેમાંથી મંથન કરી શ્રી. પંડિત સાતવળેકરજીએ અનેક રોકાણો છતાં અમારી વિનતિને માન આપી "વેદસ્તુતિ" ભેગી કરી મોકલી તે માટે વેદપ્રેમીઓ તેઓશ્રીનો આભાર માનશે જ.

ઉપરાંત વડોદરાની સંસ્કૃત પાઠશાળાના સુયોગ્ય મુખ્ય અધ્યાપક **શ્રી. લક્ષ્મીનાથ બદ્રીનાથ શાસ્ત્રીજી**એ મનુ અને "યાજ્ઞવલ્કય" સ્મૃતિમાંથી ત્રણ અવતરણો આપવા માટે, અને પેટલાદના શાસ્ત્રીજી **શ્રી ગૌરીશંકરભાઈ**એ પણ કેટલાંક પુરાણો અને બીજા ધર્મશાસ્ત્રોમાંથી વેદસ્તુતિ મોકલાવી આપવા માટે આ બન્ને સજ્જનોનો અમે ઉપકાર માનીએ છીએ. મહર્ષિ દયાનંદ સરસ્વતી કૃત વેદસ્તુતિ માટે શ્રી. **પંડિત મદનમોહન વિદ્યાધરજી**, પ્રેમમંદિર, મદ્રાસ પ્રાંત, એઓશ્રીનો અને શ્રી યોગીન્દ્ર અરવિંદની વેદસ્તુતિ માટે શ્રી. **અંબુભાઈ પુરાણી, શ્રી. સ્વામી અભયદેવજી મહારાજ** તથા **શ્રી. નટવરલાલ સેવકલાલ પરીખ**નો તેમજ શ્રી. રોમેશચંદ્ર દત્ત પ્રો. મેકસમુલર વિગેરે માટે શ્રી. **પ્રો. મગનલાલ શુકલ**નો આભાર માનીએ છીએ.

આ ઉપરાંત જે જે સજ્જનોએ પોતાના કિમતી સમયનો ભોગ આપી સ્વાધ્યાય મંડળનાં પુસ્તકો જોઈ જવા તરદી લેખ અભિપ્રાયો આપ્યા છે, તે બદલ તેઓ સર્વેનો અમે આભાર માનીએ છીએ. **શ્રી. નટવરલાલ સેવકલાલ પરીખ**, મારા સ્નેહી મુરબ્બી **ભવાનીશંકરભાઈ શાસ્ત્રીજી, શ્રી. છોટાભાઇ શંકરભાઇ પટેલ** તથા **શ્રી. પુરૂષોત્તમ જીવાભાઇ પટેલ** એઓનાં સલાહ અને સહકાર માટે એ સર્વેનો પણ આભાર માનતાં અમને આનન્દ થાય છે.

"સ્વાધ્યાય ગ્રંથમાળા"ની યોજના હાથ ઉપર લેવાનું શકય બનાવનાર બાજવા નિવાસી **શ્રી. હિંમતલાલ રણછોડલાલ હરગોવિંદદાસ** અને સોજીત્રા હાલ વડોદરા નિવાસી શ્રી. **રામભાઈ નારણભાઈ પટેલ**, એઓએ અનુક્રમે રૂ ૧૦૦૦ અને રૂ. ૫૦૦ વગરવ્યાજે કાર્ય શરૂ કરવા આપ્યા તે માટે તેમજ "વૈદિક સમ્પત્તિ" નામકં ગ્રંથનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે રૂા. ૨૦૦૦ નું દાન આપવા વચન આપનાર શ્રી **શનાભાઇ**

ભલાભાઇ પટેલ નૈરોબી તેમજ તેમના નાના ભાઇ શ્રી છોટાભાઇ ભલાભાઇ પટેલ, કંપાલા, એઓ સર્વેનો પણ સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા તરફથી અમે આભાર માનીએ છીએ; ગુજરાતના ધર્મપ્રેમીઓ ને ધનિકોને અમે વિનતિ કરીએ છીએ કે, વેદ-ધર્મ પ્રચાર અર્થે ભારે મોંઘવારીના સમયમાં આજે પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું જે અઘરું કાર્ય અમે શરુ કર્યું છે તેમાં પહેલા વર્ષે આશરે રૂ. ૧૦૦૦૦ નો ખર્ચ થવાનો અંદાજ છે. આ પૈકી માત્ર દાતાર શેઠશ્રી રમણલાલભાઇ કેશવલાલભાઈ તરફથી રૂપિઆ ૧૦૦૦ નું દાન મળ્યું છે. તો આ સંસ્થાના ચાલુ ખર્ચ માટે તેમજ કાયમ ફંડ માટે દાન આપવા, પુસ્તકો ખરીદવા તેમજ ગ્રાહક થઇ સક્રિય સહાય કરવા સર્વેને વિનતિ છે

" सर्वेषामेव दानानाम् ब्रह्मदानं विशिष्यते "

—મનુ.

" સર્વ દાનમાં ધર્મનું દાન...
આધ્યાત્મિક જ્ઞાનનું દાન સર્વથી ઉત્તમ છે. "

—ભગવાન મનુ.

અન્તમાં, મારા પરમ પૂજ્ય ઉદારચિત્ત સ્વર્ગસ્થ પિતાશ્રી, ધર્મપરાયણ માતુશ્રી, મામાશ્રી ચુનીલાલ ગુપ્તા તેમજ આચાર્યો, સાધુ સંન્યાસીઓના દ્વારા પ્રાપ્ત થએલ સંસ્કારોએ વેદકાર્યની સેવામાં મને પ્રેર્યો હોય તેઓ સર્વેનો પણ આભાર માની આ પ્રસ્તાવનાને

નટવરલાલ જેઠાલાલ મહેતા,
બી. એ. એલએલ. બી., વકીલ,
માનદ મંત્રી,—સ્વાધ્યાય મંડળ,
ગુજરાત શાખા, વડોદરા.

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો

### સ્વાધ્યાય મંડળનો પરિચય તથા વેદસ્તુતિ

## વિભાગ બીજો

## " વેદ-સ્વાધ્યાય "

(શ્રી. પં. સાતવળેકરજી)

## વિભાગ ત્રીજો

### ' અન્વેષણ '

## વિભાગ ચોથો

## સ્વાધ્યાય મંડળના વેદકાર્યનું દિગ્દર્શન



ભેટમાં આપેલું આખું રાજ્ય પરત આપી સ્વધર્મનિષ્ઠ રહેનાર
સદ્ગુરુ શ્રી. સંત રામદાસજી મહારાજ અને તેઓશ્રીના
ઉપદેશ અનુસાર સ્વરાજ્ય સ્થાપન કરનાર સ્વકર્મનિષ્ઠ

**છત્રપતિ શ્રી શિવાજી મહારાજ**

यज्ञो दानं तपश्चैव पात्रनानि मनोषिणाम् ।

श्री. भगवद्गीता श्लोक ५-१८.



દેશોદ્ધારને માટે રાષ્ટ્રવીર રાજર્ષિ મહારાણાશ્રી પ્રતાપસિંહજીને
ચરણે પોતાની સર્વ સમ્પત્તિ ધરનાર વૈશ્યવીર

મહામંત્રી ભામશા

યજ્ઞ, દાન તથા તપ એ ત્રણે બુદ્ધિમાન પુરૂષોને પણ પવિત્ર કરવાવાળાં છે.

શ્રીમદ્ ભગવદ્ગીતા. શ્લોક ૫-૧૮.



હિન્દુઓના પવિત્ર વેદ ગ્રન્થો અને ઋષિમુનિપ્રણીત શાસ્ત્રોના
મૂલ તેમજ સાદા સરલ લોકભોગ્ય અર્થોસહિત સસ્તી કિંમતે
પ્રસિદ્ધ કરનાર હિન્દુસ્થાનની એક અજોડ સંસ્થા
વૈદિક તત્વજ્ઞાન પ્રચારક સંઘ

# સ્વાધ્યાય-મંડલ

ઔંધ ( જીલ્લો–સતારા )

## પરિચય તથા દેશનેતાઓ અને વિદ્વાનોના અભિપ્રાય

**સૂચિપત્ર સહિત**


પરિચય લેખક :

**શ્રી. નટવરલાલ જેઠાલાલ મહેતા, વકીલ,**

બી. એ. એલએલ. બી., વડોદરા.

માનદ મંત્રી : ગુજરાતી પ્રકાશન વિભાગ,

વડોદરા.


[ વેદસ્તુતિ, વેદસાહિત્યનું અતુલ બળ, અર્વાચીન મહાપુરૂષોનું વક્તવ્યઃ સ્વાધ્યાયમંડલના વિદ્વાન્ સંસ્થાપક શ્રી પંડિત સાતવળેકરજીએ વેદ સાહિત્યનું ઉપાડેલું પ્રચંડ કાર્ય, ગુજરાતી પ્રજાને તે દ્વારા તેનો લાભ મળે તેથી ગુજરાત શાખા વડોદરાની સ્થાપનાઃ ગુજરાતીમાં શરૂ થતી **સ્વાધ્યાય ગ્રંથમાલાઃ વાર્ષિક રૂ. ૫) માં ૧૨૦૦ પાનાનું.** સંગીન ધાર્મિક સાહિત્ય અપાશેઃ પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ કરવા ધારેલા ગ્રન્થો, **(૧) વેદામૃત (૨) શ્રીમદ્ ભગવદ્ગીતાઃ** પુસ્તકોના વાર્ષિક ગ્રાહક થઇ, સ્વાધ્યાય મંડલની યોજના મુજબ કાયમી ગ્રાહક થઇ તેમજ અન્ય રીતે આ ધર્મકાર્યને ઉત્તેજન આપવા વિનતિ. વેદામૃતમાં લેવામાં આવનાર યજુર્વેદનું સરલ ગુજરાતી ભાષાંતર, તેમજ અન્ય વેદ સાહિત્યની. રૂપરેખાઃ દેશનાયકો, સાહિત્ય સ્વામીઓ વિગેરેના અભિપ્રાય. ]

" पश्य देवस्य काव्यं न ममार, न जीर्यति "

अथर्व १०, ८, ३२

દેવનું તે કાવ્ય ( વેદ, ઉપનિષદો વિગેરે ) જુઓ, જે મરતું નથી તેમ જીર્ણ પણ થતું નથી.

—અથર્વ વેદ

" पिताहमस्य जगतो माता धाता पितामहः
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च. "

શ્રીમદ્ ભગવદ્ગીતા.

વળી, સમગ્ર જગતનો પિતા, માતા, ધારણ કર્તા, પિતામહ તથા જાણવા યોગ્ય પવિત્ર ૐકાર ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદ પણ હું જ છું.

—શ્રી૦ ભગવદ્ગીતા, અ. ૯, શ્લોક ૧૭

" બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના મનુષ્યોએ એ પ્રમાણે ગુરુકુલમાં નિવાસ કરી પોતાના અધિકાર પ્રમાણે તથા શક્તિ પ્રમાણે અંગો અને ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેના અર્થનું જ્ઞાન સંપાદન કરવું. × × અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. "

—શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭ અ. ૧૨ શ્લોક ૧૩-૧૪

" વેદે જેની આજ્ઞા કરી છે તે ધર્મ છે, અને વેદે જેનો નિષેધ કર્યો છે તે અધર્મ છે. કારણ કે અમે સાંભળ્યું છે કે, વેદ એ સ્વયંભૂ સાક્ષાત્ નારાયણ છે; તે વેદનારાયણે સ્વસ્વરૂપમાં જ આ સત્વગુણ, રજોગુણ તથા તમોગુણમય પ્રાણી પદાર્થોનું તેઓના ગુણો, નામો, ક્રિયાઓ તથા રૂપો વડે યથાવત્ વિવેચન કર્યું છે. "

—શ્રીમદ્ ભાગવત સ્કન્ધ ૬ અ. ૧ શ્લો. ૪૦-૪૧

ગુજરાતમાં ભગવતી નર્મદા, મહી કે તાપીને પવિત્ર કિનારે અથવા મુંબાઇમાં કે દ્વારકામાં સમુદ્રના કિનારે આપણે કોઈ નાની સરખી સ્નાન જેવી પણ ધાર્મિક ક્રિયા કરવા જઈએ તો નાનકડો અબોધ બ્રાહ્મણ બટુક આપણી પાસે એક નાગરવેલનું પાન, તે ઉપર સોપારી અને તે ઉપર કંકુ ચોખા ચઢાવડાવી બોલાવે છે કેઃ "ઋગ્વેદાય નમઃ, યજુર્વેદાય નમઃ, સામવેદાય નમઃ, અથર્વવેદાય નમઃ" શું ભાવ ! શું ભક્તિ ! શું શ્રદ્ધા ! કેટલો સુંદર ઋષિમુનિઓનો ચાલતો આવેલો ભવ્ય વારસો ! પણ જ્યાં આપણી પાસે ચારે વેદની પુરી સંહિતાઓ જ ન મળે, તો પછી તેમાંના જ્ઞાનની વાત જ શી કરવી ? ચારે વેદને દરેક ધાર્મિક ક્રિયામાં ફરજીયાત નમસ્કાર કરવાનું ઋષિમુનિઓએ કેમ અનિવાર્ય માન્યું તેનો મર્મ જ આપણે ભૂલી ગયા છીએ. આવા ભૂલાઇ જતા-ગયેલા-પવિત્ર ગંભીર અને મહાજ્ઞાનના સમુદ્ર સરખા વેદની સંહિતાઓના સંશોધનનું કાર્ય અને તેઓનું લોકભોગ્ય ભાષાંતર રાષ્ટ્રભાષા હિન્દીમાં મૂળ સાથે બહાર પાડવાનું કાર્ય સ્વાધ્યાય-મંડલ સ્થાપી શ્રી. પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ ઉપાડયું છે, તેનો કેટલોક પરિચય અહીં નીચે આપ્યો છે."

અત્યારના આપણા જીવનમાં પશ્ચિમની સંસ્કૃતિની છાયા ઘણી જ જોવામાં આવે છે, અને સ્વાભાવિક રીતે જ ઘણા કહેવા લાગશે કે "વેદ" જે દેખાતા જ નથી, સંતાઇ ગયા છે તે ભલે સંતાએલા જ રહે. વેદ પ્રસિદ્ધ કરવાથી કાંઇ ફાયદો થવાનો નથી; તેના જ્ઞાનથી આપણો કાંઇ જ શુક્રવાર વળવાનો નથી. વેદ પ્રસિદ્ધિની માથાકુટથી શક્તિનો, પૈસાનો દુર્વ્યય થશે અને હાલના જમાનામાં ફાયદો તો ખચીત નહિ જ થાય. પરંતુ આ અભિપ્રાય જેમણે હિન્દુ ધર્મ તથા હિન્દુ સંસ્કૃતિનો અભ્યાસ જ કર્યો નથી તેમનો છે. વેદમાં સાપ છે કે ઘો છે, વેદ કયા ઝાડનું

મૂળીયું છે તેની તપાસ જો આપણે હિન્દુઓના જ ઘરમાં કરીશું તો આપણને નિરાશ જ થવું પડશે. આવી પરિસ્થિતિને લીધે જ ઉપરના જેવો અભિપ્રાય કોઇ બીનમાહિતગાર વ્યક્તિ આપે તે દેખીતું છે; તેથી રોષ કરવાનું આપણને કારણ નથી.

## વેદસાહિત્યનું અતુલ બળ

ભારતવર્ષના પુનરુત્થાનમાં મહત્વનો ભાગ ભજવનાર મહાન તત્વચિંતકો જેમની રગેરગમાં હિન્દુ સંસ્કૃતિ માટે પ્રેમ ભરેલો હતો અને જેમના જીવનની દરેક ક્ષણ એની સેવામાં જોડી દીધી હતી તેઓ શું કહે છે તે હવે જોઇએ.

## સ્વામીશ્રી વિવેકાનંદજીની હાકલ

સનાતન આર્ય સંસ્કૃતિનાં મહામૂલાં તત્વોનો પૂર્વ અને પશ્ચિમમાં સુંદર પ્રચાર કરનાર, શ્રીમત્ પરમહંસ રામકૃષ્ણ દેવના પરમભક્ત શ્રી સ્વામી વિવેકાનંદજી કહે છેઃ

આપણા પ્રાચીન ધર્મસાહિત્યનો ઉપનિષદ્ સંહિતા વગેરે જે મૂળ ભાગ છે તેમાં પરસ્પર કશો પણ વિરોધ નથી. બધાં ઉપનિષદના વિચારો પવિત્ર દ્વૈત પ્રભાવથી એટલે કે ભક્તિ-ઉપાસના વગેરે ભાવનાઓથી શરુ થાય છે, અને છેવટે આગળ વધતે વધતે અદ્વૈત વિચારોના ભવ્ય પ્રવાહમાં સમાપ્ત થાય છે.

" વેદનો વાકયસમૂહ અતિ સુંદર અદ્‌ભુત, હૃદય-સ્પર્શી અને પરસ્પર વિરોધી હોવાને બદલે અપૂર્વ સમાનતાવાળો છે. એક વિચાર જાણે બીજા વિચાર તરફ દોરી જનાર પગથીયું હોય નહિ, એવી રીતે તેના બધા વિચારો સાંકળની કડીઓ પેઠે પરસ્પર સમ્બન્ધવાળા છે. એ સમગ્ર વેદવિભાગને હિન્દુઓ અપૌરુષેય અર્થાત્ ઇશ્વરપ્રણીત માને છે. કદાચ તે સાહિત્ય મનુષ્યપ્રણીત હોય

તોપણ એક એવી માનવ જાતિનું તે ઉત્પન્ન કરેલું હોવું જોઇએ કે, જે જાતિએ એ વખત સુધીમાં પોતાની પ્રજાના વીર્ય અને પ્રભાવનું એક બીંદુ પણ ગુમાવ્યું નહોતું. **તેના એકેએક પાનામાં આપણે અપૂર્વ તેજ, વીર્ય અને પ્રભાવની વાતો વાંચી શકીએ છીએ. બલવાન્ થાઓ, તેજસ્વી થાઓ, દુર્બળતા દૂર ફેંકી દો અતૂલ બળ અને આત્મશક્તિ** એ તમારા પૂર્વજોનો વારસો છે. ઉપનિષદ્‌ના' પ્રત્યેક પાનાઓમાંથી એજ અવાજ સંભળાય છે. તમે હૃદયબળ મેળવો. શક્તિમાન્ થાઓ. બળવાન બનો, દુર્બળતાની ગાદી ઉપરથી ઉઠીને ઉભા થાવ અને વીર્યવાન્ તથા મજબુત બનો. હું ઇચ્છું છું કે તમારામાંના દરેકના હૃદયમાં એવો દઢ આત્મવિશ્વાસ જાગ્રત થાય. તમારામાંનો દરેક રાક્ષસી બળ પ્રાપ્ત કરીને, વીરમદથી ઉન્મત્ત થઇને પ્રબળ બુદ્ધિબળથી આંગળીને ઇશારે આ જગત્ ચલાવનારો નિવડે. અનંત બળવાન્ ઇશ્વર તુલ્ય મહાપુરૂષ તમે થાઓ. અને સર્વ પ્રકારની દુર્બળતાને દૂર હઠાવીને દુનિયામાં ભારતીય આત્મજ્ઞાનના ડંકા વગાડો. હું તમોને બધાને એવા જ પ્રતાપી, બળવાન્ અને પરાક્રમી બનેલા જોવાને ઇચ્છું છું. **વેદ અને ઉપનિષદ્‌માંથી તમે એવું બળ મેળવી શકશો. બધી શક્તિ અને બધાં સામર્થ્યોનો તેઓ અખૂટ ભંડાર છે** " અને આજ કારણથી તેઓશ્રીએ એક સ્થળે એમ કહેલું છે કેઃ—" મારે હિન્દુઓના દરેક ઘરમાં શ્રી શાલીગ્રામની મૂર્તિ સાથે વેદ પણ પધરાવવા છે. **આ વેદ સાહિત્યનું જ્ઞાન માત્ર સંન્યાસીઓ અને જગત્ ત્યાગી સાધુઓ માટે જ નથી.** આ ખોટો ભ્રમ છે. **જગતના તમામ કામકાજ કરતાં સર્વ વર્ગો માટે આ જ્ઞાન જરૂરી છે. તેનો પ્રચાર કરવો જોઇએ.** પૂજનીય સ્વામીજી આગળ કહે છે કે; કેટલાક લોકો એમજ માને છે કે આ સાહિત્ય તો માત્ર સંન્યા-

સ્રીઓને માટે જ છે ! સંસાર ત્યાગ કર્યા વિના અને વનવાસ લીધા વિના ઉપનિષદોને અડકાય જ નહિ. પરંતુ શ્રીમદ્ શંકરાચાર્ય મહાન દયાળુ હતા, તેમણે કહ્યું છે કેઃ "ગૃહસ્થાશ્રમી પણ ઉપનિષદનું અધ્યયન કરી શકે છે. ઉપનિષદનો અભ્યાસ તેમને પણ લાભકારક થશે. અને તેમનું કાંઇ અનિષ્ટ થવાનું નથી." છતાં લોકોના મનનો ભ્રમ હજી દૂર થયો નથી. અને કેટલેક અંશે ચાલુ છે. પણ આ ભૂલ છે: આ સઘળાં મહાન્ તત્વો અને મહાન્ સત્યો વનમાં અથવા ગિરિગુફાઓમાં ભરાઇ રહેવાને માટે સર્જાયાં નથી, પણ ન્યાયમંદિરમાં, રાજમંદિરમાં, ધર્મસભામાં, ભજનમંદિરમાં, ગરીબની ઝુંપડીમાં, ઘરમાં, અને વિદ્યાર્થીના અભ્યાસ ગૃહમાં સર્વત્ર તેનો પ્રચાર કરવાની જરૂર છે–થવો જોઇએ. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં તેનો પ્રચાર કરવો જોઇએ, કે જેથી મહાન્ સત્યો પ્રચંડ અગ્નિની પેઠે સમગ્ર દેશમાં વિસ્તાર પામીને પૂર્વથી પશ્ચિમ તેમજ ઉત્તરથી દક્ષિણ ચારે દિશામાં વેગથી ફેલાઇ જાય.

### શ્રી૦ અરવિંદનું મંતવ્ય

સવાર સાંજ શ્રદ્ધા ભક્તિપૂર્વક પોપટની જેમ પાઠ કરવા જેટલી જ માત્ર વેદ સંહિતાઓ ઉપયોગી છે એમ કેટલીક બીનઅભ્યાસી અજાણી વ્યક્તિઓનું ધાર્યું છે; પરંતુ તે સંબંધમાં શ્રી અરવિંદ ઘોષનું મંતવ્ય ટાંકવું બસ થશે.

"There is then nothing fantastic in Dayanand's idea that Veda contains truth of science as well as truth of religion. I will even add my own conviction that Veda contains other truths of a science the modern world does not at all possess, and in that case

Dayanand has rather understated, then over-stated the depth and range of the Vedic wisdom."

" એટલે, વેદમાં વિજ્ઞાનનાં સત્યો તેમ જ ધર્મનાં સત્યો સમાયેલાં છે એવું સ્વામી શ્રી દયાનંદ કહે છે, તેમાં કંઇજ વિચિત્ર નથી. મારી પોતાની તો પ્રતીતિ છે કે આધુનિક જગતને જેનું જ્ઞાન નથી એવાં વિજ્ઞાનનાં બીજાં સત્યો પણ વેદમાં છે, અને આ દૃષ્ટિએ સ્વામીશ્રી દયાનંદે વૈદિક જ્ઞાનની ગહનતા અને વિશાલત્વના સમ્બન્ધમાં જે કહ્યું છે તે અતિશયોક્તિ નથી પરન્તુ ઉલટ ઓછું છે. "

શ્રીમતી એનીબીસેન્ટ કહે છે કેઃ

" The Upnishads are unique in the sacred literature of the world. They stand alone as beacon lights on a mountain-peak, showing how high man may climb, how much of the light of the self may shine out through the vessel of clay, how truly God may speak through man. To speak on them, to write on them, seems presumption for such a one as myself, and yet it may be that help will come to some of my brethren even in this way."

શ્રીમતી એનીબીસેન્ટ કહે છે કે :

ભાવાર્થઃ—" જગતના ધાર્મિક સાહિત્યમાં ઉપનિષદોનું સ્થાન અનેરું છે. મનુષ્ય કેટલો ઉચ્ચ બની શકે છે, માટીના

દેહવાળો માનવી આત્માની કેટલી તેજસ્વીતા પ્રગટ કરી શકે છે, જીવ કેવો શિવ સ્વરૂપ બની શકે છે તે આ પર્વતના ઉચ્ચ શિખર ઉપર મુકેલી દિવાદાંડીની જ્યોતિ સમાન ઉપનિષદો આપણને બતાવે છે. ઉપનિષદો સંબંધમાં લખવું, બોલવું એ મારે માટે એક ભારે કામજ ગણાય છતાં મારા આત્મબંધુઓને સહાયરૂપ થઈ પડશે એમ માની હું એ ઉપર લખું છું."

## પૂજનીય સ્વામીશ્રી દયાનંદની વેદ ધારણા

વીર્યવંતી આર્ય સમાજના સંસ્થાપક આદર્શ બાલ બ્રહ્મચારી શ્રી સ્વામી દયાનંદજીએ હિન્દુ સમાજને બતાવી દીધું છે કે આર્ય-સંસ્કારની પરંપરા અને પવિત્રતા જાળવવા માટે વેદ સાહિત્યના અધ્યયન સિવાય, અને વૈદિક પ્રણાલિકાઓ ઉપર ગયા સિવાય પોતાનું કે જગતનું પણ કલ્યાણ થવાનું નથી. કારણ કે "અખિલ ધર્મનું મૂળ વેદ છે." જગતનાં લૌકિક અને અલૌકિક સર્વ શાસ્ત્રનું આદિ મૂળ વેદ છે. આર્ય પ્રજાના સમગ્ર જીવનની સર્વ દિશાઓ-જગતની તમામ ગોચર અને અગોચર આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક શક્તિઓનાં રહસ્યોનો શાસ્ત્રીય સર્વ સંગ્રહ-એનસાઇકલોપિડીઆ-વેદ છે.

## આધ્યાત્મિક જ્ઞાનપ્રચાર સિવાય આપણો ઉદ્ધાર નથી

પૂજનીય સ્વામી વિવેકાનંદજી કહે છે: "પરંતુ દુનિયાની અનેક જાતિઓ સાથે સરખાવી જોતાં આપણે આજે અત્યંત નિર્વીર્ય, નિર્માલ્ય અને કંગાલ છીએ, એવું મારે સ્પષ્ટપણે કહેવું પડશે. આપણી શારીરિક નબળાઈ જ આપણને અડચણરૂપ છે, તે જ આપણા એક તૃતીયાંશ દુઃખોનું મૂળ છે. એ નબળાઈને લીધે આપણે આળસુ બની ગયા છીએ, કામ કરી શકતા નથી,

સંયમ જાળવી શકતા નથી, એક બીજા સાથે એકત્ર થઇ શકતા નથી, પરસ્પર એક બીજાને ચાહતા નથી અને અધમ સ્વાર્થી બની ગયા છીએ, આપણા બે ત્રણ માણસો પણ પરસ્પર દ્વેષ કે ઇર્ષા રાખ્યા વીના હળીમળીને રહી શકતા નથી. આવી દુઃખરૂપ સ્થિતિમાં આપણે આવી પડયા છીએ. કશા પણ ઢંગધડા કે બંધારણની આશા વગરના, અસ્તવ્યસ્ત પશુઓનાં ટોળાં જેવા અને છેક જ આપમતલબી બની ગયા છીએ. ''

**સર્વાંગસુંદર કેળવણીની જરૂર : પ્રાચીન વેદ અને ઉપનિષદોમાં ભરેલા ખજાના**

" આપણને એવા મત અને પદ્ધતિની જરૂર છે કે જેને યોગે આપણે મજબુત મનના થઇએ, જે કેળવણી વડે ખરા મનુષ્ય તૈયાર થઈ શકે એવી સર્વાંગ સુંદર કેળવણીની આપણને જરૂર છે. જે શિક્ષણ તમને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક રીતે નબળા બનાવે એને ઝેર જેવું સમજી ત્યજી દો. તેનામાં જીવ જ નથી, માટે તે સત્ય પણ ન હોઈ શકે. સત્ય હંમેશાં બલપ્રદ હોય છે. મનુષ્યને તે મજબુત બનાવે છે. સત્ય તે પવિત્રતા છે, સત્ય તે જ્ઞાન સમૂહ છે. સત્ય અવશ્ય મનુષ્યને બળવાન્ કરે છે. હૃદયના અંધકારને દૂર કરે છે, મનુષ્યને વીર્યવાન અને તેજસ્વી બનાવે છે. મારી જાતિની વિશેષ અવનતિ ન થાય અને તેના હિતનું અને સત્યનું રક્ષણ થાય માટે પોકાર કરીને કહું છું કે જો ખરેખર બળ મેળવવું હોય તો **તમારા પ્રાચીન વેદોના, ઉપનીષદોના, આશ્રય લો. તેમાં પ્રોજ્વલ શક્તિ અને જ્ઞાનવર્ધક તત્વવિદ્યાનો ખજાનો રહ્યો છે. વેદ અને ઉપનીષદોના પ્રત્યેક પાનામાંથી એકજ અવાજ સંભળાય છે. તમે હૃદયબળ મેળવો, વીર્યવાન અને મજબુત થાઓ. તમામ નિર્બળ-**

તાને ફેંકી દો. બધી શક્તિ અને બધાં સામર્થ્યોના તેઓ અખૂટ ભંડાર છે. "

**સુધારાનું મૂળઃ પ્રથમ કાર્ય દેશને આધ્યાત્મિક વિચારોના અમૃતમાં ભીંજાવી દેવો.**

" એજ કારણથી જો હીંદુસ્થાનમાં કોઇ પણ સુધારો કરવો હોય તો પહેલાં વહેલાં ધર્મનોજ વિશેષ ભાવે પ્રચાર કરવાની જરૂર છે. સામાજિક વા રાજનૈતિક વિચારોનું આ દેશમાં પુર રલાવવું હોય તો પ્રથમ આધ્યાત્મિક વિચારોના અમૃતમાં આ દેશની ભૂમીને સારી રીતે ભીંજાવી દેવી જોઇએ. પ્રથમજ આ કાર્ય ખાસ કરવાની જરૂર છે. "

**લોપ થઇ જતા આપણા વિશાળ ગ્રંથોને, બહાર લાવી સંશોધન કરી, પ્રસિદ્ધ કરવાની જરૂર.**

" આ પ્રથમ કાર્ય એ છે કે: આપણા એ વિશાળ ગ્રંથોનો મુખ્ય ભાગ લોપ થઇને માત્ર નાનો સરખો ભાગજ આપણી પાસે રહ્યો છે. તેની પ્રત્યેક શાખાના રક્ષણનો ભાર એક એક ઋષિ કુટુંબને સોંપવામાં આવ્યો હતો. એ ઋષી કુટુંબોમાંનો ઘણો ભાગ કાળક્રમે વિદેશી લોકોના આક્રમણ વખતે તેમના જુલમથી અથવા એવાજ કોઈ પણ પ્રકારે લુપ્ત થયો છે, અને તેમની સાથે તેમણે વેદની જે જે શાખાઓ સાચવી રાખવાનો ભાર પોતાના માથે લીધો હતો, તે બધી શાખાઓ પણ લુપ્ત થઈ છે. આપણા વેદોમાં, આપણા ઉપનિષદોમાં, તેમજ આપણાં બીજા શાસ્ત્રગ્રંથોમાં જે મહાન્ આશ્ચર્યકારક સત્યો ભરેલાં છે, તે બધાને નાના મોટા વિવિધ ગ્રંથોમાંથી, સંત મહંતના મઠ મંદિરોમાંથી, વન પ્રદેશોમાંથી, વિવિધમત સંપ્રદાયના આચાર્યો તેમજ અગ્રેસ-

રોના સંગ્રહોમાંથી બહાર કાઢીને તેમનો આ સમગ્ર ભારતભુમીમાં વિસ્તાર કરી દેવો જોઇએ."–સ્વામી. વિવેકાનંદ. આ સંગ્રહો કયે કયે સ્થળે સંતાઈ ગયા છે તે તપાસવા માટે અને બહાર લાવવા માટે શ્રી. પંડીત સાતવળેકરજીને કેવી કેવી મુસ્કેલીઓ અને તકલીફો સહન કરવી પડી છે તેનું વર્ણન " વૈદિકધર્મ " હિંદી માસીકમાં તેઓએ " દક્ષિણ ભારતનો પ્રવાસ " એ લેખમાં આપેલું છે. તે લેખ આ પુસ્તકમાં આપેલો છે.

અનેક મહાન્ આચાર્યો અને સાધુ સંતોએ શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ માધવાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રી. સંત જ્ઞાનેશ્વર મહારાજ, શ્રી મહાસમર્થ રામદાસસ્વામી, શ્રીમદ્ સ્વામીનારાયણ, શ્રીચૈતન્ય મહાપ્રભુ વગેરે મહાન્ મહાન્ સાધકોએ સંસ્કૃત સાથે સંસ્કૃતિનો પ્રવાહ વહેતો રાખ્યો છે. હાલના વખતમાં શ્રીમદ્ પરમહંસ સ્વામી રામકૃષ્ણજી, શ્રી સ્વામી વિવેકાનંદજી, મહર્ષિ દયાનંદ સરસ્વતીજી, શ્રી સ્વામી રામતીર્થજી, શ્રી દેવેન્દ્રનાથ ઠાકુર, મહાત્મા ગાંધીજી, શ્રી અરવિંદ ઘોષ, શ્રી. પ્રો. રાધાકૃષ્ણ, શ્રી. એની બીસેન્ટ, શ્રી. માલવીયાજી એમના બોધ, લખાણોએ હિન્દુ ધર્મની ચાલતી આવેલી પ્રણાલિકાઓનું પોતપોતાની રીતે તત્વ સમજાવવા, સમન્વય સાધવા માટે ખુબ જ પ્રયત્ન કર્યો છે અને આર્ય–હિન્દુ સંસ્કૃતિનું હાર્દ તપાસી તેનો નિષ્કર્ષ પ્રજાને પીરસેલો છે. તે માટે હિન્દુધર્મ સમાજ–સંસ્કૃતિ આ મહાન નર રત્નોનો જેટલો આભાર માને તેટલો ઓછો છે.

**વેદમાં સાપ છે કે ઘો છે તેની આપણને માહિતી જ નથી. વેદ સંહિતાઓના સરલ લોકભોગ્ય સુબોધ ભાષ્યો હિન્દુઓના દરેક તીર્થ અને દરેક ઘેર પહોંચાડવાની જરૂર.**

પરંતુ આપણે જાણીએ છીએ તેમ આધુનિક સમયમાં

વેદમાં શાપ છે કે ઘો, વેદ કયા ઝાડનું મૂળીયું છે તેની તપાસ હિન્દુઓના ઘરમાં કરીશું તો આપણે તદ્દન નિરાશ જ થવું પડશે. હિન્દુસ્થાનમાં ખ્રિસ્તી સોસાઇટીઓ બાઇબલનો ધરખમ પ્રચાર કરે છે, અને લાખો રૂપિયા પાણીની જેમ વાપરે છે. આપણા મુસલમાન બિરાદરોએ પણ કુરાને શરીફનો ઠીક ઠીક પ્રચાર કર્યો છે. પરંતુ વેદ સંહિતા અને તેનાં સરલ લોકભોગ્ય સુબોધ ભાષ્યો હજી હિન્દુઓના દરેક તીર્થમાં, દરેક મંદિરમાં, દરેક ઘરમાં પહોંચ્યાં નથી.

**ઔંધમાં સ્વાધ્યાય મંડળ સ્થાપીત શ્રી પંડિત સાતવળેકરજીએ ઉપાડેલું કાર્યઃ પંડિતજીનું સુંદર વ્યક્તિત્વ.**

સ્વાધ્યાય મંડલના વિદ્વાન, પવિત્ર અને ઉત્સાહી સંસ્થાપક શ્રી પંડિત સાતવળેકરજીએ આ વેદના રત્નભંડારો પ્રજા સમક્ષ સરલ સાદી ભાષામાં ખુલ્લા મુકવાનું કામ ૨૨ વર્ષથી ઉપાડયું છે. સંવત ૧૯૭૫ સને ૧૯૧૮ થી એકધારી રીતે એઓશ્રી આ કાર્ય સાતારા જીલ્લાના ઔંધ ગામમાં એકનિષ્ઠાથી કરી રહ્યા છે. પંડિતજી પોતે વેદ સાહિત્યના અઠંગ અભ્યાસી તથા ધુરંધર વિદ્વાન છે; સાથે સાથે અષ્ટાંગ યોગ માર્ગના અનુસરનાર હોઇ રાષ્ટ્રપ્રેમથી તેમનું હૃદય પરિપૂર્ણ છે; અને જનતા જનાર્દનની સેવા કરવા માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા કથિત નિષ્કામ કર્મ યોગના ઉજ્જવલ ઉપાસક છે; તદુપરાન્ત જબરજસ્ત પણ સૌમ્ય, ગંભીર તથા ચિંતનશીલ પ્રચારક છે. વેદ વિદ્યાનો પ્રસાર તેમની રગેરગમાં વ્યાપી રહેલો છે; છતાં નમ્રતા, શાન્તિ, શ્રદ્ધા અને ભક્તિના તેઓ જાણે મૂર્ત સ્વરૂપ છે. આવા સર્વ રીતે સુયોગ્ય કાર્યકર્તાના કાર્યને ઉત્તેજન આપવું અને તેનો જેટલો લાભ લેવાય તેટલો લાભ લેવો એ આપણી ફરજ છે. સ્વાધ્યાય મંડળના સંશોધન વિભાગ, મુદ્રણાલય વિભાગ, વેચાણ વિભાગ વગેરેમાં લગભગ ૬૦ કાર્યકર્તાઓ હાલમાં કામ કરી રહ્યા છે. પરમ પવિત્ર અને સમગ્ર

જગતને ઉપકારી મહાન વૈદિક સાહિત્યનું તેમના શુદ્ધ સ્વરૂપમાં સંરક્ષણ, પ્રચાર અને વૃદ્ધિ માટે શ્રી પંડિત સાતવળેકરજી ઘણી જ જહેમત ઉઠાવી રહ્યા છે. લોકભોગ્ય વેદ સાહિત્ય પ્રસિદ્ધ કરી શ્રી પંડિતજીએ માતૃસંસ્કૃતિ, માતૃભાષા અને માતૃભૂમિની અથાગ સેવા બજાવી છે. તેઓશ્રીએ હિન્દીમાં પ્રસિદ્ધ કરેલા ગ્રંથોનું સૂચિપત્ર આ સાથે છાપેલું છે, તેઓશ્રીના પ્રકાશન કાર્યનો કંઇક ખ્યાલ વાંચકોને આવશે. ઘણાંખરાં ગ્રંથોનાં મરાઠી ભાષાંતરો પ્રસિદ્ધ થયેલાં છે અને કેટલાકની ચાર ચાર આવૃત્તિઓ બહાર પડી ચુકી છે, એજ તેની સંગીનતા અને લોકપ્રિયતાનો પુરાવો છે. તેઓશ્રીનાં અથર્વવેદભાષ્ય, યજુર્વેદભાષ્ય, ઇશ ઉપનિષદ્ કેન ઉપનિષદ્, શ્રીમદ્ ભગવદ્ ગીતા, શ્રી મહાભારત સંપૂર્ણ, શ્રી. રામાયણ, યોગસાધન માલાના ગ્રંથો, આગમ-નિબંધમાલાનાં પુસ્તકો, દેવતા પરિચય ગ્રંથમાલાનાં પુસ્તકો વિગેરેથી ખાત્રી થશે. સનાતન હિન્દુ ધર્મના ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કાર્ય તેઓએ ખૂબ સંગીન રીતે કર્યું છે. અત્યાર સુધી રૂ. ૬,૦૦,૦૦૦ નાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. મંડલનાં પુસ્તકોના આખા સેટની કિંમત આશરે રૂ. ૧૫૦) થાય છે. સ્વાધ્યાય મંડલ તરફથી " વૈદિક-ધર્મ " નામનું માસિક હિન્દીમાં અને " પુરુષાર્થ " નામક માસિક મરાઠીમાં પ્રસિદ્ધ થાય છે. આ ઉપરાંત તદ્દન શુદ્ધ અને સસ્તી વેદસંહિતાઓ છાપવાનું કાર્ય ઉપાડવામાં આવ્યું છે. સનાતન હિન્દુ ધર્મના પાયારૂપ વેદ અને બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો છાપવાનુ કામ ઉપાડી લેવામાં આવ્યું છે. આ કાર્યમાં લગભગ રૂ. ૨,૦૦,૦૦૦ નો ખર્ચ થાય તેમ છે. તેમાં અત્યાર સુધી લગભગ રૂ. ૪૮,૦૦૦ મળી શક્યા છે. તેથી સનાતન ધર્મ પ્રેમીઓને પંડિતજીના આ મહાન વેદજ્ઞાન-યજ્ઞમાં દાન આપવા વિનંતિ છે.

## નીચેના ગ્રંથો છપાઇને તૈયાર થયા છે

૧. ઋગ્વેદ-સંહિતા, અનેક અનુક્રમણિકા સહિત  કિંમત રૂ. ૫)
૨. વાજસનેયી શુક્લ યજુર્વેદ-સંહિતા  ,,  રૂ. ૨)
૩. (શુક્લ યજુર્વેદ) કાણ્વ-સંહિતા,
(કાણ્વ પાઠ ભેદ સાથે) ,,  રૂ. ૫)
૪. સામવેદ સંહિતા, (અનેક અનુક્રમણિકાઓ સાથે  ,,  રૂ. ૩)
૫. અથર્વવેદ સંહિતા, ( અનેક પાઠભેદ સાથે )  ,,  રૂ. ૩)

## છપાય છે

૬. મૈત્રાયણી-સંહિતા ( યજુર્વેદ )  છપાય છે.
૭. કાઠક-સંહિતા  ,,  ,,
૮. તૈત્તિરીય સંહિતા ( કૃષ્ણ યજુર્વેદ )  ,,
૯. સામગાન  ,,

## નીચેના ગ્રંથો છાપવાના છે. તેની તૈયારી ચાલે છે તેમાં પણ મદદની જરૂર છે

૧૦. પિપ્પલાદ સંહિતા ( અથર્વવેદ )
૧૧. જૈમિનીય સંહિતા ( સામવેદ )
૧૨. ( જૈમિનીય ) સામગાન ( ૩૬૮૧ ગાન )

આ દરેક ગ્રંથોના ખર્ચ તેના કદનો પ્રમાણમાં કમથી કમ રૂ. ૫૦૦૦) અને વધારેમાં વધારે રૂ. ૧૨૦૦૦) થાય છે. આ પછી તમામ બ્રાહ્મણ ગ્રંથો, આરણ્યક, બધાં ઉપનિષદો અને સઘળી સ્મૃતિઓ છાપવાનું કામ હાથઉપર લેવામાં આવશે. આ ગ્રંથોના ભાષાંતર પણ કરવાનાં છે જ. તેથી સર્વ સનાતન હિન્દુ ધર્માભિમાનીઓને મદદ કરવા વિનંતિ છે.

પંડિતજીના આ કાર્યને હિન્દુસ્થાનના દરેક ભાગના વિદ્વાનો, ચિંતકો, દેશનાયકો, સાહિત્યસેવકો, પુસ્તકાલયોના અધ્યક્ષો, યુનિવર્સીટીના પ્રોફેસરો, સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો, ધર્મપ્રેમીઓ, સાધુ સન્યાસીઓ, પંડિતો વગેરેએ આવકાર આપેલો છે. જેની માહિતી આ સાથે આપીએ છીએ. તે ઉપરથી વાંચકો પોતે પ્રેરણા પામી આ મંડલનાં પુસ્તકો પોતાને ત્યાં વસાવવા પ્રેરણા પામી આ મંડલનાં પુસ્તકો પોતાને ત્યાં વસાવવા પ્રેરાશે એવી આશા છે.

**સ્વાધ્યાય મંડલના ગુજરાતીમાં છપાનાર ગ્રન્થોનાં વાર્ષિક રૂ. ૫) માં સ્વાધ્યાય ગ્રંથમાલાના ગ્રાહક થઈ તેમજ રૂ. ૧૦૦) ના કાયમના ગ્રાહક થઈ તેમજ અન્ય દાન આપી આ મંડલને ઉત્તેજન આપવા વિનંતિ.**

" એન્સાઇક્લોપિડીયા બ્રિટેનીકા " જેવા બૃહદ્ ગ્રંથો હોંશપૂર્વક પોતાને ત્યાં વસાવનાર ભારતીય ધનપુત્રો આ આર્ય સંસ્કૃતિના સર્વસંગ્રહોને-વેદોને-પોતાને ત્યાં વસાવે એમ ઇચ્છવું વધારે પડતું નથી. પંડિત સાતવળેકરજીની યોજના મુજબ માત્ર રૂ. ૧૦૦) જેવી સરખામણીમાં નાની રકમ ભરી કાયમી ગ્રાહક થવાથી, સ્વાધ્યાય મંડલના ગ્રંથો ઘણી જ સસ્તી કીંમતે મળી શકે છે. હિન્દીમાં થયેલા આ ભગીરથ કાર્યનો ગુજરાતી પ્રજાને લાભ મળે તે માટે સ્વાધ્યાય મંડલનું તમામ સાહિત્ય ગુજરાતીમાં ભાષાંતર કરી છપાવવાની શ્રી. પંડિતજીએ અનેક અડચણો છતાં ઉદારતા પૂર્વક હા પાડી છે; અને આ કાર્યમાં સુગમતા થાય અને સામાન્ય જનતા પુરતો લાભ લઇ શકે તે માટે ગુજરાતના વિદ્યાધામ સમા વડોદરામાં ગુજરાતી પ્રકાશન વિભાગ શરૂ કરવામાં આવ્યો છે. હાલ તુર્ત વાર્ષિક રૂ. ૫)ની " **સ્વાધ્યાય-ગ્રંથમાલા** "

શરૂ કરવામાં આવનાર છે. જેમ જેમ વધુ આર્થિક સગવડ મદદ થતી જશે તેમ તેમ બીજાં ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કામ હાથ ઉપર ધરવામાં આવશે. ગુર્જરાતી પ્રકાશનનું કાર્ય પોતાના જ પગ ઉપર ઉભું રહી શકે અને સાથે સાથે પ્રજાનો સામાન્ય વર્ગ આ સાહિત્યનો પુરેપુરો લાભ એક સામટી વધું મુડી રોક્યા સિવાય ઉઠાવી શકે એ ઉદ્દેશથી અમદાવાદની સુપ્રસિદ્ધ સસ્તા સાહિત્ય સંસ્થા તરફથી ચાલે છે તેવી વાર્ષિક "સ્વાધ્યાય-ગ્રંથમાલા" શરૂ કરવાનું યોગ્ય ધાર્યું છે. તેને વિવેકી સજ્જનો પુરતું ઉત્તેજન આપશે એવી આશા છે, આ ગ્રંથમાલાના ગ્રાહકોને રૂ. ૫ માં ક્રાઉન સોળ પેજી સાઇઝનાં ૧૨૦૦ પૃષ્ઠો અગર મોટી ક્રાઉન આઠ પેજી સાઈઝનાં ૬૦૦ પૃષ્ઠોનાં પુસ્તકો ઘેર બેઠાં પહોંચાડવાની યોજના છે.

## વડોદરા રાજ્યના મે. ક્યુરેકટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝનો અભિપ્રાય

"જેઓ હિન્દી જાણતા હોય તેમને માટે સ્વાધ્યાય મંડલની રૂ. ૧૦૦)ની કાયમી ગ્રાહકની યોજના બહુ જ અનુકૂળ અને સસ્તી છે. રૂ. ૧૦૦) ભરનાર જે તારીખથી" ગ્રાહક થાય તે તારીખથી પ્રસિદ્ધ થતાં મંડલનાં તમામ હિન્દી પ્રકાશનો તેમ જ "વૈદિકધર્મ" હિન્દી માસિક વિના મૂલ્યે મેળવવાને અધિકાર થાય છે. જેવો હિન્દી વિભાગ છે તેવો જ મરાઠી વિભાગ છે. અને તે વિભાગમાં નામ નોંધાવનારને તમામ મરાઠી પ્રકાશનો અને 'પુરૂષાર્થ' મરાઠી માસિક વિના મૂલ્યે ઘેર બેઠાં મળે છે. વડોદરા રાજ્યના સુયોગ્ય ક્યુરેકટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ શ્રી વાકનીસ સાહેબે આ યોજનાની પ્રશંસા કરેલી છે. જે પૃષ્ઠ ૧૭ ઉપર છાપેલી છે. તે જોવા ખાસ ભલામણ છે. જેમનાથી બની

શકે તેમ હોય તે ગૃહસ્થો આ યોજનાંનો જરૂર લાભ લેશે એવી આશા છે. રૂ. ૧૦૦)ની યોજનાના ગ્રાહક થનારને આજ સુધીમાં લગભગ રૂ. ૩૦૦) નું સાહિત્ય પહોંચી ગયું છે. જેમાં સંપૂર્ણ મહાભારત ભાષાંતર સહિતનો સમાવેશ થઇ જાય છે. બે ત્રણ માસમાં શ્રી વાલ્મિકી રામાયણ હિન્દી ભાષાંતર સહિત શરૂ થાય છે. સ્વાધ્યાય-મંડળના મહાભારતના કાર્ય માટે શ્રી. પૂજનીય સ્વામી અખંડાનંદજી ( અમદાવાદ, સસ્તુ સાહિત્ય કાર્યાલયના સ્થાપક ) નો અભિપ્રાય જોવા ભલામણ છે આ આખું મહાભારત રૂ. ૬૫)ના પ્રથમ ગ્રાહક થનારને વિના મૂલ્યે મળ્યું છે. શ્રી રામાયણનો લાભ તેવો જ મળનાર છે, તો તે લાભ લેવા ભલામણ છે. ગુજરાતમાંથી રૂ. ૧૦૦)ની યોજના મુજબના પુરતા ગ્રાહક થતાં શ્રી વાલ્મિકી રામાયણ મૂળ સહિત ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા તેમજ ગુજરાતીમાં " વૈદિક-ધર્મ " અને " પુરૂષાર્થ " જેવું માસિક કાઢવા શ્રી પંડિતજીએ સંમતિ આપેલી છે.

**સ્વાધ્યાય મંડળનાઃશ્રી પંડીતજીના આ મહાન્ ધર્મયજ્ઞમાં સહૃદય સહકાર આપનાર અન્ય ધુરંધર પંડિતો અને શાસ્ત્રીઓ**

સ્વાધ્યાય મંડળના આ મહાન કાર્યમાં, વેદ સંહીતાઓની તપાસ કરી, હસ્તલિખિત ગ્રંથોના માલીકોને સમજાવીને તેમની પાસેથી મેળવી સંશોધન કરી છપાવવાના કાર્યમાં દેશના જુદા જુદા અન્ય ધુરંધર વિદ્વાનો અને શાસ્ત્રીજીઓ જેમના રક્તના ટીપે ટીપામાં વંશપરંપરાગત વેદની ઋચાઓનું સંગીત ભરેલું છે, જેઓની રગેરગમાં વેદ સાહિત્ય રમી રહ્યું છે તેઓએ ખુબ જ અંતઃકરણપુર્વકની મદદ આપી છે અને આપે છે. પરદેશી આક-

મણોના ભયંકર ઝંઝાવાતોમાંથી માંડ માંડ જળવાઇ રહેલી પરંપરાગત વૈદિક સંહિતાઓ અને અન્ય ગ્રંથોનું શાસ્ત્રીય પરિશોધન કરતાં અને ઋષીમુનિઓની ચાલતી આવેલી પરિપાટીનું હાર્દ તપાસવામાં શ્રી પંડિતજીને આ વિદ્વાનોની ઘણી સહાય મળી છે. આવા પ્રેમભર્યા સહકારને લીધે શ્રી પંડિતજી જનતા જનાર્દનની સેવામાં ખુબ પ્રમાણભૂત અને શાસ્ત્રીય શુદ્ધ ગ્રંથો રજુ કરી શક્યા છે. સ્વાધ્યાય મંડળના આ પ્રમાણશુદ્ધ ગ્રંથોએ સમગ્ર હિંદુસ્થાનના વૈદિક સાહિત્યમાં અનેરી ભાત પાડી છે, એઓનું કાર્ય ઘણું જ આદરણીય અને આવકારદાયક છે. અને ગુજરાતની જનતા તેનો યોગ્ય સત્કાર કરવામાં પાછળ નહી જ પડે. એવી આશા અને વિશ્વાસ છે. સ્વાધ્યાય મંડળના ધર્મયજ્ઞમાં મદદ કરી રહેલા ધુરંધર પંડિતો અને શાસ્ત્રીજીઓનાં શુભ નામો આગળ આપ્યાં છે.

## ઋગ્વેદીય વિદ્વાનો

પંડિતજી સાથે સહકાર સાધતા ઋગ્વેદના અડંગ ઉપાસક અને ઊંડા જ્ઞાતા છે. તેઓને વેદના દશ ગ્રંથ વૈદિક ગ્રંથોપગ્રંથ કંઠસ્થ છે. વેદોને યાદ રાખવાની તેમની સ્મરણશક્તિ અદ્ભુત છે. તેઓની રૂબરૂમાં મુલાકાત થયા સીવાય તેઓની ખરી ભવ્યતાનો અને વેદ જ્ઞાનનો પુરતો ખ્યાલ આવી શકે તેમ નથી. આવા વિદ્વાનો દેશમાં હોય નહી અને વેદોનું આવું સંરક્ષણ આજ સુધી થઇ શકેજ નહી. આવા જ નિષ્ણાત અને ધુરંધર અથર્વવેદી, યજુર્વેદી અને સામવેદી પંડિતો શ્રી પંડિત સાતવળેકરજી સાથે સહકાર કરે છે, અને એઓનાં નામો પણ આગળ આપેલાં છે.

## ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા ધારેલા ગ્રન્થો

ગુજરાતીમાં શરુ થયેલી સ્વાધ્યાય ગ્રન્થમાળા : વાર્ષિક રૂ. ૫) પરદેશ માટે શિ. ૧૦)માં ૧૨૦૦ પાનાનું સંગીન ધાર્મિક સાહિત્યઃ—

પ્રથમ વર્ષના ગ્રન્થો—

| | | |
|---|---|---|
| ( ૧ ) વેદામૃત | કિંમત | રૂ. ૨–૮–૦ |
| ( ૨ ) શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ ભાગ | ,, | રૂ. ૩–૦–૦ |

પરંતુ અગાઉથી ગ્રાહક થનારને બંન્ને ગ્રંથો રૂ. પાંચમાં (પોસ્ટેજ માફ) આપવામાં આવશે.

બીજા વર્ષમાં આપવા ધારેલા ગ્રન્થોઃ—

| | | |
|---|---|---|
| ( ૧ ) મૃત્યુને દૂર કરવાનો ઉપાય | કિંમત | ૦–૬–૦ |
| ( ૨ ) શ્રીમદ્ ભગવદ્ગીતા (ભાગ બીજો) | ,, | ૩–૦–૦ |
| ( ૩ ) માનવી આયુષ્ય | ,, | ૦–૪–૦ |
| ( ૪ ) એકાદશીનો ઉપવાસ | ,, | ૦–૩–૦ |
| ( ૫ ) આસન | ,, | ૨–૦–૦ |

અગાઉથી ગ્રાહક થનારને બીજા વર્ષના ગ્રન્થો રૂ. પાંચમાં ( પોસ્ટેજ માફ ) આપવામાં આવશે.

સંયોગવશાત્ ઉપરના ગ્રન્થોમાં અગર તેઓની સંખ્યામાં વધઘટ કરવા સ્વાધ્યાયમંડળને છૂટ છે.

આવા પવિત્ર કાર્યમાં સહકાર આપવા ગુજરાતને આ પરિચયથી નમ્રતાપૂર્વક વિનતિ છે. " વેદામૃત " થી શરૂ થતી " **સ્વાધ્યાય ગ્રન્થાવળી** "ની વાર્ષિક રૂ. ૫)ની યોજનાને દરેક ધર્મપ્રેમી તેમજ ભારતીય સંસ્કૃતિના અનુરાગી વધાવી લેશે, એટલું જ નહિ પણ રૂ. ૧૦૦) વાળી હિન્દી પુસ્તકોની યોજનાને ઉપાડી લેઇ, તેમજ શ્રી. પંડિતજીના આ કાર્યને જુદી જુદી રીતે દાન આપી, ખાસ. વિશેષ કાર્ય માટે ટ્રસ્ટ સ્થાપી તે મંડળને સુપ્રત કરી, આશ્રય દાતા થઇ, પુસ્તકોનાં સંશોધન કાર્યમાં મદદ કરી, જેટલું બને તેટલું ઉત્તેજન આપવા વિનતિ છે.

છેવટે આ સ્વાધ્યાય ગ્રન્થમાળા લડાઈની સખત મોંઘવારીમાં શરૂ કરવાના અમારા સાહસને ઉત્તેજન આપનાર ગૃહસ્થોનો આભાર માની આ પરિચય બંધ કરીશું. બાજવા નિવાસી **શ્રી. રણછોડલાલ હરગોવિંદદાસે** રૂ. ૧૦૦૦) વિના વ્યાજે તેમજ સોજિત્રા હાલ વડોદરાના **શ્રી. રામભાઈ નારણભાઈ પટેલે** ૩ વર્ષ માટે રૂ. ૫૦૦) વગર વ્યાજે આપ્યા છે, તેથી સ્વાધ્યાયમંડળ ઉભય ગૃહસ્થોનું ઘણું આભારી છે. તેમજ "વૈદિક સમ્પત્તિ" નામક ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે રૂ. ૨૦૦૦)નું દાન આપનાર આફ્રિકા નિવાસી **શ્રી. રાનાભાઈ જીવાભાઈ પટેલનો** (નૈરોબી) તેમજ તેમના બાપ **શ્રી. છોટાભાઈ ભુલાભાઈ પટેલનો** (કંપાલા) સ્વાધ્યાય મંડળ (ગુજરાત શાખા) ઘણો જ આભાર માને છે.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते** —मनु.

સર્વ દાનમાં ધર્મનું દાન-આધ્યાત્મિક જ્ઞાનનું દાન સર્વથી ઉત્તમ છે.

—ભગવાન મનુ.

# આત્મજ્ઞાનનો ખરો અર્થ.

## આપણે ક્યાં ઉભા છીએ.

### લે૦—શ્રી. પંડિત સાતવળેકરજી

ઘણા વાચકો અમને વારંવાર પૂછે છે કે, મુક્તિની પછી શું થાય છે, સૃષ્ટિના આરંભમાં શું હતું ? વગેરે. પરંતુ આ પ્રકારના પ્રશ્ન પુછવાથી લાભ શું થાય છે તે અમારી સમજમાં આવતું નથી.

જે વખતે મનુષ્ય બદ્ધ છે, તે વખતે મુક્તિનાં સાધનોનોજ વિચાર કરવો જોઇએ. બદ્ધ સ્થિતિમાં રહીને પોતાની મુક્તિનાં સાધનોનો વિચાર ન કરતાં, જલદી પ્રાપ્ત ન થાય એવી અવસ્થાનો વિચાર કરવો, એ અમારા મત પ્રમાણે કેવળ પિષ્ટપેષણ છે.

પાઠકો પ્રતિ અમારી આગ્રહભરી વિનતિ છે કે, તેઓ આવા પ્રશ્ન પૂછવામાં પોતાનો સમય ન ગુમાવે. એથી કોઇ લાભ નથી. પરન્તુ જેની આવસ્યકતા નથી એવી વાતોમાં સમય વ્યર્થ ગુમાવવાથી બહુજ હાનિ છે. આ પ્રકારની હાનિથી પાઠકોનાં કષ્ટ વધશે.

એટલા માટે, જો પાઠક ખરેખર વિચાર કરવા ઇચ્છતા હોય, તો એઓ આજની પોતાની પરિસ્થિતિનો વિચાર કરે, આજનાં કષ્ટ દૂર કરવાનો યત્ન કરે, પોતાના પગની નીચે શું છે, એનો વિચાર કરે; પોતાને સુધારવાનો યત્ન કરે, આવુંજ નામ આત્મજ્ઞાન છે.

કેટલાક લોક કહે છે કે આત્મજ્ઞાનનો અર્થ આત્માનું જ્ઞાન

છે. આ અત્યંત સંકુચિત અર્થ છે. આત્મજ્ઞાન એટલે પોતાનાં શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, તથા આત્માનું જ્ઞાન, અને પોતાની બહાર જે વિશ્વ છે, એનું જ્ઞાન. આ સર્વનો સમાવેશ આત્મજ્ઞાનમાં થાય છે; અર્થાત્ આત્મજ્ઞાનમાં સર્વે વિદ્યાઓ આવી જાય છે.

જો લોકોનાં શરીર રોગી થયાં છે, તો એ આત્મજ્ઞાન ન હોવાના કારણેજ રોગી થયાં છે. જો લોકોને આત્મજ્ઞાન હોત, તો એઓને શરીરનું જ્ઞાન હોત, અને શરીર નિરોગી કેવી રીતે રહે, રોગી કેમ થાય છે, રોગનિવૃત્તિ કેવી રીતે થાય છે,– શરીરવિદ્યાથી પ્રાપ્ત થનારું આ સર્વ જ્ઞાન એઓને હોત.

પરન્તુ આજે લોક એમ સમજે છે કે શરીરવિદ્યા જુદી છે અને આત્મજ્ઞાન કંઇ જુદું છે. એથી જેઓ આત્મજ્ઞાની કહેવાય છે, એઓને શરીરવિદ્યા સાથે પોતાનો કંઇ સમ્બન્ધ નથી, એવો ભ્રમ હોય છે. આ સર્વ અવૈદિક પ્રથા છે અને આજ દુઃખનો હેતુ છે.

એજ રીતે સમાજવ્યવસ્થા તથા રાષ્ટ્રવ્યવસ્થા પણ આત્મજ્ઞાનનોજ ભાગ છે. પાઠકોએ 'विश्वं विष्णुः' આ સંપૂર્ણ વિશ્વજ વિષ્ણુ છે, આ વાત ઇશ્વર-સાક્ષાત્કારના લેખમાં જાણી હશે. જો આખું વિશ્વજ વિષ્ણુ તથા આત્મા છે, તો પછી આત્મજ્ઞાનમાં સમાજવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થાનો સમાવેશ નથી થતો, એવું કેવી રીતે માની શકાય ? એટલે જો કે આજકાલ સમાજ અને રાષ્ટ્રની બાબતો આત્મજ્ઞાનની બહાર છે, એવી સમજ છે, તો પણ વૈદિક રીતે તથા ઋષિઓની દૃષ્ટિએ આ સર્વ બાબતોનો સમાવેશ આત્મજ્ઞાનની અન્દરજ છે.

આથી ખ્યાલ આવે છે કે આધુનિક વિચાર વૈદિક વિચાર-

સરણીથી કેવા અને કેટલા દૂર છે. આત્મજ્ઞાનમાં સમ્પૂર્ણ તથા સમગ્ર માનવી જીવનનો સમાવેશ થાય છે, એ જાણવું જોઇએ.

આ રીતે આત્મજ્ઞાનની વ્યાપ્તિ જાણ્યા પછી નિઃસન્દેહ વિદિત થશે કે, આપણાં સર્વ સુખ તથા દુઃખ; આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનના અભાવની સાથે સમ્બન્ધ રાખે છે. દરેક ક્ષેત્રમાં આત્મજ્ઞાનથી સુખ તથા એના અભાવથી દુઃખ થાય છે. આથી મુક્તિ પછીનો અને સૃષ્ટીના આરમ્ભની સ્થિતિનો વિચાર કરવામાં પોતાનો સમય ગાળવા કરતાં જો પાઠક પોતાના પગ પાસેની સ્થિતિનું અવલોકન કરશે, અને એ સ્થિતિમાં દુઃખનિવૃત્તિ માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિનો યત્ન કરશે, તો એનું અધિક હિત થશે.

---

# સ્વાધ્યાય મંડળનો પરિચય

( હિન્દી ઉપરથી )

## સ્વાધ્યાય મંડળે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો

### સ્વાધ્યાય મંડળના ઉદ્દેશ

(૧) પ્રાચીન શુદ્ધ સનાતન વૈદિક ધર્મના મૂળ આધારભૂત વેદોને પ્રત્યેક હિન્દુને ઘેર પહોંચાડવા.

(૨) આ માટે હિન્દુ જનતા પાસેથી આર્થિક સહાય પ્રાપ્ત કરી, વેદના ગ્રન્થોને જેમ બને તેમ સસ્તી કિંમતે છાપી પ્રકાશિત કરવા, અને બની શકે તેટલા મફત વહેંચવાની વ્યવસ્થા કરવી.

(૩) સનાતન વૈદિક ધર્મના અલભ્ય ગ્રન્થોને શોધવા, અને જે ગ્રન્થો પ્રાપ્ત થાય એઓને શુદ્ધ તથા સુન્દર રીતે છાપીને એઓનો સરલ અનુવાદ કરાવી પ્રકાશિત કરવા.

(૪) વૈદિક તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવા માટે ભિન્ન ભિન્ન ભાષાઓમાં માસિક તથા પુસ્તકો પ્રકાશિત કરવાં; અને બની શકે તો હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તોમાં સ્વાધ્યાય મંડળની શાખાઓ સ્થાપવી.

(૫) સનાતન વૈદિક ધર્મપર થનાર આક્ષેપોને દૂર કરવા.

(૬) સનાતન વૈદિક ધર્મનો દેશદેશાન્તરમાં પ્રચાર કરવો.

### પુરોવચન

વધતા જતા વિજ્ઞાનના આ યુગમાં જડવાદે ચેતનવાદમાં ( અધ્યાત્મવાદમાં ) પ્રાયઃ અશ્રદ્ધા પેદા કરી છે. આજકાલના

પાશ્ચાત્ય શિક્ષણ પ્રાપ્ત કરેલા લોકો, ઇશ્વર, આત્મા, ધર્મ, આદિ વસ્તુઓને માનવજાતિની નરી કલ્પના સમજે છે અને એઓને ઢોંગ તથા ધતીંગ માનવા લાગ્યા છે. આવી પરિસ્થિતિમાં ધર્મનું સત્ય સ્વરૂપ બતાવવાનો પ્રયત્ન કરનારી; પ્રાચીન ઋષિમુનિઓના અલૌકિક તથા આધ્યાત્મિક ચમત્કાર દર્શાવવાનો યત્ન કરનારી સંસ્થા પ્રતિ ભણેલી ગણેલી જનતાનું ધ્યાન આજ સુધી પૂર્ણ રીતે આકર્ષિત ન થયું હોય, એ સ્વાભાવિક છે.

પરન્તુ હવે કેવળ વિજ્ઞાનની મદદવડે જડવાદથી થનાર હાનિઓ જેમ જેમ પ્રત્યક્ષ થતી જાય છે, તેમ તેમ સ્વાધ્યાય મંડળ પ્રતિ લોકોનો ખ્યાલ પોતાની મેળે ખેંચાતો આવે છે. જનતા ધીમે ધીમે અધ્યાત્મવાદના અભાવનો અનુભવ કરવા લાગી છે.

મોટે ભાગે ઘણા લોકોનો ખ્યાલ છે કે ધર્મ એ મનુષ્યની કેવળ આધ્યાત્મિક બાજુને સુધારવાનું એક સાધન છે પરન્તુ આ ખ્યાલ પૂરેપૂરો ખોટો છે. ધર્મ, વ્યક્તિ, સમાજ, નીતિ, દેશ, રાષ્ટ્ર તથા તમામ વિશ્વની સાથે સમ્બન્ધ રાખે છે, અને દરેકને પોતાનું કર્તવ્ય બતાવે છે ધર્મ વિના એક ક્ષણ પણ રહી શકાતું નથી, ધર્મના વિરુદ્ધ આચરણ કરવું એટલે જ અશાન્તિ. સંગઠનનું એકમાત્ર સાધન પણ ધર્મ જ છે. આનાં પ્રત્યક્ષ ઉદાહરણ ઇસ્લામ તથા ક્રીશ્ચીઆનીટી છે.

સ્વાધ્યાય મંડળની સ્થાપનાનો ઉદ્દેશ, ધર્મનું વાસ્તવિક સ્વરૂપ જનતાના સમક્ષ રાખવા ઉપરાન્ત એ પણ છે કે, પ્રચલિત મતમતાંતરોના કારણે છિન્નભિન્ન હિન્દુ જાતિને એના વાસ્તવિક ધર્મનું ભાન કરાવવું, એને સનાતન વૈદિક ધર્મની ધ્વજા નીચે એકત્રિત તથા સંગઠિત કરવી, અને એ માટે વેદ આદિ ધર્મ-ગ્રન્થોનો પ્રચાર કરીને એઓથી હિન્દુમાત્રને પરિચિત કરવા.

આજકાલ ક્રીશ્ચીઆનીટીનાં ધાર્મિક પુસ્તકોનો પ્રચાર કરવા માટે બાઇબલ સોસાઇટી નામની એક જબરજસ્ત સંસ્થા મોજુદ છે. એની સો વર્ષની જીંદગીમાં લગભગ પચાસ કરોડ પૌંડ બાઇબલનો દેશદેશાન્તરમાં પ્રચાર કરવા માટે એને આપવામાં આવ્યા છે. ક્રીશ્ચીઆનીટીનો પ્રચાર માત્ર ધાર્મિક સંગઠનની દષ્ટિએ જ નથી થતો, પરંન્તુ ધર્મપ્રચારના ઓથા નીચે જબરજસ્ત રાજનૈતિક સંગઠન કરવામાં આવે છે.

મુસલમાનો ધર્મના કારણે કેટલા સુસંગઠિત છે, હૈદરાબાદના નિઝામ સરકારે કુરાનને શરીફ છાપવા માટે રૂ. ૧૦ લાખ આપ્યા છે અને રૂ. ૨૫૦૦૦૦ બેગમે આપ્યા છે. એ વાત તો કોઇનાથી છૂપી નથી. કુરાને શરીફને સુન્દરમાં સુન્દર છાપવા માટે, મુસલમાન જનતા તથા મુસલમાની રાજ્યો પાણીની જેમ પૈસો વાપરે છે.

પરન્તુ જ્યારે આપણે હિન્દુઓ પ્રતિ દષ્ટિપાત કરીએ છીએ, તો સર્વથા વિપરીત જોઇએ છીએ. હિન્દુઓ પાસે ધન નથી એવું નથી; હિન્દુઓ ધાર્મિક શ્રદ્ધાથી વિહીન છે, એમ પણ નથી; અને એવું પણ નથી કે હિન્દુઓમાં દાનવૃત્તિ ઓછી છે. દાન આપવામાં હિન્દુઓ ભાગ્યે જ કોઇનાથી પાછળ રહેતા હશે. પરન્તુ વાત એ છે કે હિન્દુ ધર્મની દાનધારા વિપરીત વહી રહી છે. હિન્દુઓમાં ધાર્મિક ઐક્યનો સર્વથા અભાવ હોવાથી આજ એવી વિકટ પરિસ્થિતિ ઉભી થઇ છે કે, પ્રાચીન સનાતન વૈદિક ધર્મના મૂળ આધારભૂત ચાર વેદ પણ શુદ્ધ છાપેલા ભારત વર્ષમાં મળી શકતા નથી. એઓને પ્રાપ્ત કરવા માટે વિદેશીઓના શરણે જવું પડે છે. આપણે માટે આથી વિશેષ શોકજનક વાત કઇ હોઇ શકે ?

વિદેશોમાં જે વેદ મળે છે એ એટલા કિંમતી હોય છે કે સામાન્ય મનુષ્યથી એઓનો સંગ્રહ થઇ શકે તેમ નથી. ઉદાહરણ તરીકે—

પ્રો. મેક્સમુલર દ્વારા ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં પ્રકાશિત મુળ ઋગ્વેદ સંહિતાનું મૂલ્ય સો રૂપિયા છે; અને સંસ્કૃત સાયણ-ભાષ્ય સહિત ઋગ્વેદનું મૂલ્ય અઢીસો રૂપિયા છે.

આજ રીતે જર્મનીમાં પ્રસિદ્ધ થયેલ સ્વરરહિત અથર્વવેદ સંહિતાનું મૂલ્ય પચાસ રૂપિયા છે. અને ત્યાંથી જ પ્રસિદ્ધ થયેલ અથર્વવેદની પિપ્પલાદ શાખાનું મૂલ્ય ત્રણસો રૂપિયા છે.

આ જ પ્રમાણે બીજાં પુસ્તકોની આવીજ હાલત છે. પૂર્ણ-રૂપમાં તો કયાંયથી કશું મળતું જ નથી. ભારતવર્ષમાં આ વિષયમાં આજ સુધી જે કંઇ થોડોઘણો પ્રયત્ન કરવામાં આવ્યો છે એ અપૂર્ણ તથા અસંતોષજનક છે. આપણી આ વિવશતા, પરવશતા તથા લજ્જાસ્પદ સ્થિતિને દૂર કરવા માટે જ ખાસ કરીને સ્વાધ્યાય મંડળની સ્થાપના કરવામાં આવી છે. સ્વાધ્યાય મંડળ આ વિષય-માં કેટલું સફળ થયું છે, અને એને આ વિષયમાં જનતાએ કેટલો સાથ આપ્યો છે, એ સર્વ આગળ આપેલા વૃત્તાંતથી સ્પષ્ટ થશે.

આ વૃત્તાંતને વાંચ્યા પછી આ સંબંધી સર્વેનું પોતપોતાનું ધાર્મિક કર્તવ્ય શું છે, એ દરેક વ્યક્તિ પોતે જ સમજી શકશે, એટલે એ વિષયમાં અહીં વિશેષ ન કહેતાં આગળ છાપેલો સ્વાધ્યાય મંડલનો પરિચય વાંચવાની અમે પાઠકોને પ્રાર્થના કરીએ છીએ.

## સ્વાધ્યાય મંડળ

### ( વૈદિક તત્વજ્ઞાન પ્રચારક સંઘ )

વેદ સર્વ સત્ય વિદ્યાઓનું મૂળ છે. વેદનો અભ્યાસ કરવો કરાવવો એ આર્યોનું પરમ કર્તવ્ય છે. મનુ મહારાજ પણ લખે છે :—

वेदमेव सदाभ्यस्येत् तपस्तप्स्यन् द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

( મનુ. ૨।૧૬૬-૬૭ )

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोऽन्य उच्यते ॥

( મનુ. ૪।૧૪૭ )

સનાતન વૈદિક ધર્મનો મૂળ આધાર ગ્રંથ અનાદિ પવિત્ર વેદ છે. વેદના અભ્યાસ વિના આ ધર્મનું જ્ઞાન થવું સંભવિત નથી. આથી જ વેદોનો અભ્યાસ અનાદિ કાળથી દ્વિજોનો (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યનો ) પરમ ધર્મ મનાયો છે.

આ પ્રમાણે પોતાના ધર્મગ્રન્થ પવિત્ર વેદોનું યથામતિ અધ્યયન કરીને એઓના પવિત્ર જ્ઞાનને બીજાઓને પહોંચાડવાના જ્ઞાનયજ્ઞને કાયમ રાખવા માટે તેમ જ આ લેખના આરમ્ભમાં બતાવેલા ઉદ્દેશોને કાર્યમાં પરિણત કરવાની ઇચ્છાથી વિક્રમ સંવત્ ૧૯૭૫, ઇસ્વીસન ૧૯૧૮ ના મે માસની વીશમી તારીખે ઔન્ધમાં સ્વાધ્યાય મંડળની સ્થાપના કરી.

## ઔન્ધ ( AUNDH )

ઔન્ધ એ દક્ષિણ ભારતમાં સતારા જીલ્લામાં ઔન્ધ નામના દેશી રાજ્યની રાજધાની છે. પૂનાથી આ સ્થળ નેવુ માઇલ છે. ઔન્ધ આવવા માટે, ઔન્ધ રેલ્વે સ્ટેશન ન હોવાથી મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેના રહિમતપુર ( Rahimatpur ) નામના સ્ટેશને ઉતરવું પડે છે. મુંબાઇથી પૂના જનારી લગભગ બધી જ ગાડીઓનો આ રેલ્વે સાથે સબંધ છે અને મુંબાઇ જતાં પૂના સ્ટેશને ગાડી બદલવી પડે છે. મુંબાઈથી સીધી રહિમતપુરની ટીકેટના સવાચાર રૂપીઆ થાય છે. રહિમતપુર સ્ટેશને ઉતરતાં જ ત્યાંથી

ચૌદ માઇલ દૂર ઔન્ધ જવા માટે મોટર તૈયાર મળે છે, જે છ આનામાં ઔન્ધ લેઇ જાય છે. આ પ્રકારે સ્વાધ્યાય મંડળને જોવા આવનાર સજ્જનોને કોઇ પ્રકારનું કષ્ટ પડતું નથી.

**સ્વાધ્યાયમંડળ માટે ઔન્ધ કેમ પસંદ કરવામાં આવ્યું ?**

ભારતવર્ષનાં મોટાં મોટાં સમૃદ્ધ શહેર છોડીને ઔન્ધ જેવા એકાન્ત શહેરને પસંદ કરવાનું ખાસ કારણ એક તો એ છે કે અહીં શહેરોની જેમ ધામધુમ અને શોરબકોર નથી. વૈદિક સાહિત્યનો સ્વાધ્યાય અને સંશોધન કરવા માટે આવશ્યક શાન્તિ તથા નિશ્ચિંતતા બન્ને અહીં અનાયાસ પ્રાપ્ત થાય છે. અહીં સ્વાધ્યાય માટે પૂરતો સમય મળે છે, અને ઘણા થોડા ખર્ચે સાંસારિક વ્યવહાર ચાલે છે. ઔન્ધ એક નાના પહાડ ઉપર વસેલું હોવાથી ગરમીના દિવસોમાં ખાસ તાપ પડતો નથી.

આ ઉપરાંત આ સ્થાન પસંદ કરવામાં એક મુખ્ય વાત એ હતી કે સ્વાધ્યાયમંડળના આરંભના દિવસોમાં એને કોઇ એવા આશ્રયદાતાની જરૂર હતી કે જે વખતે વખતે સર્વ પ્રકારનું પ્રોત્સાહન આપતા રહે અને જે આ કાર્યમાં સહાનુભૂતિ દર્શાવે.

શ્રીમાન્ નરેશ શ્રી ભવાનરાવ શ્રીનિવાસરાવ પંત પ્રતિનિધિ, બી. એ. રાજાસાહેબ, સંસ્થાન ઔન્ધ એઓ એવા જ એક યજુર્વેદી બ્રાહ્મણ રાજવી છે, જેઓ ખુદ વિદ્યાવિલાસી હોઇ, વેદપ્રેમી તથા આર્યસભ્યતાના પુરસ્કર્તા છે. સ્વાધ્યાયમંડળ પ્રતિ એઓની સર્વદા સહાનુભૂતિ છે; અને એઓશ્રીએ સ્વાધ્યાયમંડળને એક સારી રકમ આપી મદદ પણ કરી છે.

**સ્વાધ્યાયમંડળના સંસ્થાપક**

**શ્રીયુત શ્રીપાદ દામોદર સાતવળેકરજી**

વૈદિક ધર્મ તથા એના સાહિત્યની દુર્દશા જોઇ, શ્રીયુત

શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે આનો ઉદ્ધાર કરવો જોઇએ, અને બીજા ધર્મના સાહિત્યની જેમ વૈદિક ધર્મનું સાહિત્ય પણ સુલભ થઇ હિન્દુ માત્રના ઘરમાં એનો પ્રચાર થવો જોઇએ. આ માટે પોતે પહેલાં તો આર્થિક પ્રલોભનોનો ત્યાગ કર્યો અને પોતાની પાસે જે કંઇ હતું એનાથી, ઔન્ધમાં આવીને, સ્વાધ્યાયમંડળની સ્થાપના કરી. પંડિતજી વર્તમાન વૈદિક વિદ્વાનોમાં વેદના એક અસાધારણ વિદ્વાન ગણાય છે. એથી જનતાએ તેઓને અનેકવાર વૈદિક સંમેલનોના પ્રમુખ બનાવી એઓનું અપૂર્વ સ્વાગત કર્યું છે. સ્વાધ્યાયમંડળ દ્વારા પ્રકાશિત તમામ ગ્રન્થોને પોતે જ લખ્યા છે. આ ગ્રન્થોને વાંચવાથી તેઓશ્રીની વિદ્વત્તાનો ખ્યાલ સહેલાઇથી આવી શકશે.

શરુઆતમાં પોતે પોતાના સતત ત્રીસ વર્ષના વૈદિક સ્વાધ્યાયનો પરિચય જનતાને કરાવવા લાગ્યા. પોતાના પ્રચારને વધારે સ્થિર બનાવવા માટે તેઓએ આરંભમાં 'સંસ્કૃત-સ્વયં-શિક્ષક' તથા 'વેદકા સ્વયંશિક્ષક', એમ બે પુસ્તકો લખ્યાં. આ પછી એ કાર્યને વધારે વેગ આપવા માટે, પોતે એક વૈદિક ધર્મ નામનું માસિક શરુ કર્યું.

આ પ્રમાણે જેમ જેમ જનતા સ્વાધ્યાયમંડળના પરમ ઉપયોગી કાર્યો તથા સેવાઓથી પરિચિત થતી ગઇ, તેમ તેમ સ્વાધ્યાય મંડળના કાર્યોને વેગ મળતો ગયો. આજે બાવીશ વર્ષની આ સંસ્થાએ કેટલું કાર્ય કર્યું છે, અને એનાથી વૈદિક ધર્મની કેટલી સેવા થઇ છે, એનું અનુમાન આગળ આપેલા વૃત્તાન્તથી કોઇ પણ અનાયાસે કરી શકે છે.

### પુસ્તક પ્રકાશન

સ્વાધ્યાય મંડળની સ્થાપના થયે બાવીશ વર્ષ થઇ ગયાં. આટલા સમયમાં આ મંડળદ્વારા પ્રાચીન વૈદિક સાહિત્ય સમ્બન્ધી

જે જે પુસ્તકો પ્રકાશિત કરવામાં આવ્યાં છે, એ સર્વ મૌલિક (ઓરીજીનલ) હોય, અત્યન્ત લોકપ્રિય તથા સ્થિર સાહિત્યમાં અભિવૃદ્ધિ કરનારાં માનવામાં આવ્યાં છે. આ પુસ્તકોના સમ્બન્ધમાં જેણે વિશેષ તપાસ કરવો હોય, તે સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત પુસ્તકોનું મોટું સૂચિપત્ર જુએ. અહીં કેટલાક પુસ્તકોનો સંક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે આપ્યો છે.

**(૧) સચિત્ર સંપૂર્ણ મહાભારત**—અઢાર પર્વોના આ મહાભારતમાં લગભગ એક લાખ જેટલી શ્લોક સંખ્યા છે, શુદ્ધ તથા સરલ હિન્દી ભાષાના અનુવાદની સાથે પાઠકોની સવડ માટે જુદા જુદા દશ ભાગોમાં આ મહાભારતને પ્રસિદ્ધ કર્યું છે. આ વિશાલકાય મહાભારતનાં અગીઆર હજાર પાનાં છે અને દોઢ મણ વજન છે. આ ઉપરાન્ત એમાં ભિન્ન ભિન્ન ઘટનાઓને દર્શાવતાં અનેક રંગીન તથા સાદાં ચિત્ર છે. ટુંકામાં, આજ સુધી જેટલાંય મહાભારત છપાયાં છે, એ સર્વમાં આ અજોડ છે. મહાભારતના શોખીનો માટે અને પુસ્તકાલયો માટે આ પુસ્તક ખરેખર સંગ્રહ કરવા લાયક છે.

વૈદિક સાહિત્યનું અધ્યયન કરનારા તથા એમાં રસ લેનારાઓ માટે મહાભારતનો અભ્યાસ અત્યંત આવશ્યક છે. કેમકે વ્યાસ મુનિશ્રીએ વેદોના અર્થોને સુગમ તથા સ્પષ્ટ કરવા માટે આ વિશાલ ગ્રન્થની રચના કરી હતી. એટલા માટે આ ગ્રન્થ સમ્બન્ધી કહ્યું છે કે ' भारतव्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः ' આ પ્રમાણે એની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે.

**(૨) મહાભારત-સમાલોચના**—મહાભારતમાં વર્ણવેલી અનેક ઘટનાઓ, સ્થળો તથા અનેક વિવાદાસ્પદ જાતિઓ સમ્બન્ધી આમાં યુક્તિયુક્ત વિદ્વતાપૂર્ણ પ્રકાશ નાખવામાં આવ્યો છે; જેણે

એકવાર પણ આ સમાલોચના વાંચી છે તેણે મુક્તકંઠે એની પ્રશંસા કરી છે.

(૩) **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**—સ્વાધ્યાય મંડળનું બીજું અજોડ કાર્ય 'પુરુષાર્થબોધની ભાષાટીકા સાથે ભગવદ્‌ગીતા'નું પ્રકાશન છે. એકહજાર બસો ને અઢાર પાનાનાં આ પુસ્તકને ત્રણ ભાગોમાં વિભક્ત કરેલું છે. આપે અનેક ગીતાઓનાં ભાષ્ય જોયા હશે, અનેકનો અભ્યાસ કર્યો હશે, પરન્તું આમાં જે વિશેષતા છે તે કોઇપણ સ્થળે આપની નજરમાં નહિ આવે. આ પુરૂષાર્થબોધિનીમાં ગીતા-વચનોની સાથે તુલના કરવા માટે સ્થળે સ્થળે વેદવચનો મૂકયાં છે. જો આ વચનોને ક્રમપૂર્વક એકઠાં કરવામાં આવે તો નવી વેદગીતા તૈયાર થઈ જાય. આ એની એક ખાસ વિશેષતા છે. આજ સુધીનાં ગીતાનાં બીજાં ભાષ્યોમાં ગીતાનાં વચનોની તુલના માત્ર ઉપનિષદો અને સ્મૃતિઓનાં વચનોની સાથે કરવામાં આવી છે; કોઇએ વેદ સાથે તુલના કરી નથી. આ ઉપરાન્ત ભાષા આદિની સરલતાના કારણે આ ગીતા એટલી બધી રુચિકર બની છે કે, એકવાર વાંચવાની શરૂઆત કર્યા પછી વચમાં છોડવાની જરા પણ ઇચ્છા થતી નથી.

(૪) **અથર્વ વેદ-ભાષ્ય**—વેદભાષ્ય માટે વેદપ્રેમીઓની માગણી અવારનવાર આવતી રહેવાથી, સર્વથી પ્રથમ અથર્વવેદનું ભાષ્ય તૈયાર કરવામાં આવ્યું. વેદોના ભાષ્ય તૈયાર કરવામાં કેટલી કેટલી અડચણો આવે છે, એ વાતને વિદ્વાન પાઠક સારી રીતે જાણે છે. વેદોનાં સાચાં ભાષ્યો તૈયાર કરવા માટે આવશ્યક સાધન ગ્રન્થ કયાંય પણ ઉપલબ્ધ નથી. તેમ છતાં આ સર્વ કઠિનતાઓમાંથી પસાર થઇને પણ આ ભાષ્ય તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે.

આ ભાષ્યમાં મંત્રોનો કેવળ શબ્દાર્થ ન આપતાં ભાવાર્થ

તથા વિશેષ સ્પષ્ટીકરણ પણ આપવામાં આવ્યું છે. એથી ભાષ્ય અત્યન્ત સરલ તથા સ્પષ્ટ થયું છે. એમાં રોગચિકિત્સા, રાજકારણ, સમાજકારણ આદિ જુદા જુદા ત્રણસો વિષયો પર પ્રકાશ નાખ્યો છે. વેદોના સમ્બન્ધમાં નવીન શોધ કરવાની ઇચ્છા રાખનારાઓ માટે તથા વેદમાં શું છે, એ જાણવા માગનારાઓ માટે આ ભાષ્ય અત્યન્ત ઉપયોગી છે.

**ઉપનિષદ્ ગ્રન્થમાળા**—આજ સુધી ઇશ તથા કેન આ બે ઉપનિષદો ભાષ્યસહિત તૈયાર થયાં છે. બીજાં ઉપનિષદો પણ આજ રીતે પ્રકાશિત કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. ઉપનિષદોનું આ ભાષ્ય નવીન સ્વરૂપનું હોઇ, ઉપનિષદોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

કેનોપનિષદ્ના ભાષ્યની વિશેષતા એ છે કે, આ ઉપનિષદ્ની તુલના અથર્વવેદના કેન સૂક્તની સાથે કરી છે. આ રીતે આ અથર્વવેદીય કેન સૂક્ત, મૌલિક અર્થ તથા વૈદિક મૂળ સૂક્તની સાથે જનતાની સન્મુખ મુકવાનો પ્રયત્ન કર્યો છે. આ બન્ને ઉપનિષદો પોતાની વિશેષતાઓના કારણે ખુબ લોકપ્રિય સિદ્ધ થયાં છે.

**યોગ સાધનમાળા**—આ માળાનાં તમામ પુસ્તકો એક એકથી વિશેષ છે. એઓની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે. આ માળામાં સન્ધ્યોપાસના, બ્રહ્મચર્ય, આસન, યોગસાધનની તૈયારી, સૂર્યભેદનવ્યાયામ, ઇત્યાદિ પુસ્તકોનો સમાવેશ થાય છે. આ માળાનાં પુસ્તકો માટે અલગ માગણી જ સિદ્ધ કરે છે કે એ જનતાને ખુબ પ્રિય તથા લાભદાયક થઈ છે.

આ પુસ્તકો ઉપરાન્ત સ્વાધ્યાય મંડળે બીજાં ઘણાં નાનાં મોટાં પુસ્તકો જેવાં કે ' સંસ્કૃત સ્વયં શિક્ષક ' ' વેદ-સ્વયં-

શિક્ષક ' ઇત્યાદિનું, વખતોવખત પ્રકાશન કર્યું છે, જે સમ્બન્ધી વિશેષ તપાસ સ્વાધ્યાય મંડળમાં કરવી.

વૈદિક ધર્મના ( શુદ્ધ સનાતન ધર્મ ) સાહિત્યના પ્રચારાર્થે સ્વાધ્યાય મંડળ ' વૈદિક ધર્મ ' નામના માસિકનું પણ પ્રકાશન કરે છે. છેલ્લાં વીસ વર્ષોમાં આ માસિક દ્વારા વેદ સમ્બન્ધી લેખોનાં લગભગ પચીશ હજાર પાનાં જનતાની સન્મુખ રજુ કર્યાં છે. જનતાએ પણ એનું હાર્દિક સ્વાગત કર્યું છે.

છેલ્લા બાવીસ વર્ષોમાં, સાધારણ ધનથી શરુઆત કરીને સ્વાધ્યાય મંડળે લગભગ છ સાત લાખ રૂપિયાનાં ઉપર બતાવેલાં પુસ્તકો છાપી જનતામાં એનો પ્રચાર કરીને વૈદિક ધર્મની સેવા કરી છે. આજ સુધીમાં મહારાષ્ટ્ર, મધ્યભારત, સંયુક્તપ્રાન્ત, પંજાબ, સીમાપ્રાન્ત, રાજપુતાના, બૃહદ્ ગુજરાત, કાઠિઆવાડ, સિન્ધ તથા બંગાળ વિગેરે ભારતવર્ષના સર્વ મોટા મોટા પ્રાન્તોમાં મુખ્ય શહેરોમાં સ્વાધ્યાય મંડળના પુસ્તકો પહોંચી ગયાં છે. એટલુંજ નહિ પણ આફ્રીકા સુધી સ્વાધ્યાય મંડળનું નામ તથા કાર્ય પહોંચી ગયાં છે. આ ઉપરાન્ત સ્વાધ્યાય મંડળનાં કેટલાંય જુદાં જુદાં પુસ્તકોના અનુવાદ, ઉર્દુ, સિન્ધી, ગુજરાતી, કાનડી, તેલુગુ આદિ હિન્દુસ્થાનની અનેક ભાષાઓમાં થયાં છે. આ સર્વ વાતો, સ્વાધ્યાય મંડળનાં પ્રકાશનોની કેટલી વિશેષ લોકપ્રિયતા છે તે સિદ્ધ કરે છે.

## વેદભાષ્ય તૈયાર કરવામાં કઠિનતા

સાધારણ જનતાને વૈદિક સાહિત્યનું મહત્વ બતાવી એના પ્રતિ આકર્ષિત કર્યા પછી, પોતાના ઉદ્દેશ પ્રમાણે વેદોનું ભાષ્ય તૈયાર કરી લોકોની સન્મુખ રજુ કરવું એ સ્વાધ્યાય મંડળ માટે આવશ્યક હતું. એટલે સ્વ. મંડળે સૌથી પ્રથમ અથર્વવેદનું ભાષ્ય

તૈયાર કર્યું. પરન્તુ આ ભાષ્ય તૈયાર કરવામાં જે મુસ્કેલીઓ પડી તેમાં સૌથી મોટી અને મુખ્ય એ હતી કે વેદોની શુદ્ધ સંહિતાઓ કોઇ પણ સ્થળેથી ઉપલબ્ધ થતી ન હતી. આમ વેદોના શાખાગ્રન્થ તથા ભાષ્યના માટે આવશ્યક સાધન ગ્રન્થોનો પણ અભાવ હતો. આવી પરિસ્થિતિમાં ભાષ્ય કરવાના કાર્યને એક બાજુ પર મૂકીને સૌથી પહેલાં શુદ્ધ વેદ તૈયાર કરવાનો વિચાર કર્યો.

## શુદ્ધ વેદ છાપવાનું કાર્ય

વેદોની શુદ્ધ સંહિતાઓ છાપતાં પહેલાં આજ સુધી જ્યાં જ્યાં વેદ છપાય છે ત્યાં ત્યાં એઓની તપાસ કરી. આશ્ચર્ય તથા દુઃખની વાત એ છે કે ભારત વેદધર્માનુયાયીઓનો ગઢ હોવા છતાં ભારતવર્ષની અપેક્ષાએ યુરોપમાં જ વિશેષ શુદ્ધ તથા સુન્દર છાપેલા કેટલાક વેદ પ્રાપ્ત થયા. પરંતુ આ ગ્રન્થો પણ પૂર્ણ શુદ્ધતાની કસોટીમાં ઉતરી શકે તેમ ન હતું. આવી હાલતમાં સ્વાધ્યાય મંડળે આખા ભારતવર્ષમાં તપાસ કરીને સો સો વર્ષથી પણ વિશેષ પ્રાચીન હસ્તલિખિત સંહિતાઓ પ્રાપ્ત કરી. વેદોને વંશપરંપરાથી યાદ કરનારા વેદપાઠીઓ તથા ધનપાઠીઓને ભેગા કર્યા અને એ બધાની મદદથી હજારો રૂપિયા ખર્ચી ઘણી ઘણી મુસ્કેલીઓનો સામનો કરી અન્તે શુદ્ધ વેદોનો પત્તો પાડી એઓને છાપ્યા. હાલ ચારે વેદો શુદ્ધ, સુન્દર તથા સસ્તા છપાએલા, સારી બાંધણીવાળા, બહુજ થોડા મૂલ્યમાં સ્વાધ્યાય મંડળમાંથી મળે છે.

વિદેશોમાં છપાએલા જે વેદ મળે છે, એ એટલા બધા કીમતી છે કે વેદપ્રેમી સાધારણ ભારતવાસી એઓને ખરીદી શકે તેમ નથી. ભારવતર્ષમાં આજકાલ જે છાપેલા વેદ મળે છે, એ જ્યાં કીંમતમાં થોડા સસ્તા છે, ત્યાં એઓની છપાઈ, બાંધણી તથા શુદ્ધતા બરાબર નથી. ઋગ્વેદ છાપ્યા પછી ત્રણ મહીનામાં જ

તેની પ્રતો ખલાસ થઇ ગઇ અને સ્વાધ્યાય મંડળને એને બીજીવાર છપાવવો પડયો, આટલા ઉપરથી સ્વાધ્યાય મંડળદ્વારા પ્રકાશિત વેદોની લોકપ્રિયતાનું અનુમાન થશે.

વસ્તુતઃ હિંદુઓની સંખ્યાને લક્ષ્યમાં લેતાં હિંદુમાત્રના ઘરમાં વેદોને પહોંચાડવા માટે, શુદ્ધ વેદોના સાદા કે તાંબાના બ્લોક બનાવવા જોઇએ, અથવા તો સ્ટીરીયો ટાઇપોગથી વેદોનું મુદ્રણ કરવું જોઇએ. પરંતુ આ બંને બાબતો માટે હજારો રૂપિયાની આવશ્યકતા છે. જો ધનવાન હિંદુઓ અથવા હિન્દુ રાજા મહારાજા આ બાબત ધ્યાનમાં લે તો આ કાર્ય સહેલાઇથી અને જલદીથી થઇ શકે. સ્વાધ્યાયમંડળ પોતે આ માટે યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યું છે. જો હિંદુ જનતા આમાં સંપૂર્ણ સાથ આપે તો નજીકના ભવિષ્યમાં આ કાર્ય પણ થઇ જશે.

વેદ છપાયા પછી બીજી જુદી જુદી વૈદિકશાખા સંહિતાઓ પણ છાપવાની છે. એની સાથે સાથે ઉપનિષદ આદિ વૈદિક વાઙમયના ગ્રંથ તથા વેદોના અંગઉપાંગ પણ છપાશે. આ ગ્રંથોની સંક્ષિપ્ત સૂચી નીચે પ્રમાણે છે.

(૧) ઋગ્વેદ

ઋગ્વેદ-સંહિતા, સાંખ્યાયન-સંહિતા, ઐતરેય બ્રાહ્મણ, ઐતરેયારણ્યક, ઐતરેયોપનિષદ, સાંખ્યાયન બ્રાહ્મણ, સાંખ્યાયનારણ્યક, ઋગ્વેદ પ્રાતિશાખ્ય, ઋગ્વિધાન, તથા ચરણવ્યૂહ આદિ ઋગ્વેદનું વાંગ્મય.

(૨) યજુર્વેદ

( શુકલ ) યજુર્વેદ વાજસનેયી સંહિતા, કાણ્વ-સંહિતા, ( કૃષ્ણ ) તૈત્તિરીય-સંહિતા, કાપિષ્ઠલ-સંહિતા, કાઠક-સંહિતા, મૈત્રાયણી-સંહિતા ઇત્યાદિ સંહિતા ગ્રન્થ;

શતપથ બ્રાહ્મણ (કાણ્વ તથા વાજસનેય), તૈત્તિરીય બ્રાહ્મણ, તૈત્તિરીયારણ્યક, શુક્લ, કૃષ્ણ યજુ-પ્રાતિશાખ્ય તથા ઉપનિષદાદિ યજુર્વૈદિક વાંગ્મય.

### (૩) સામવેદ

સામવેદ-સંહિતા, સામગાનના બધા ગ્રંથ, આરણ્યક સંહિતા, જૈમિનીયોપનિષદ્ બ્રાહ્મણ, તાણ્ડય મહાબ્રાહ્મણ, દૈવત તથા ષડ્વિંશ બ્રાહ્મણ, પુષ્પસૂત્ર ઇત્યાદિ બધું સામવેદીય વાંગ્મય.

### (૪) અથર્વવેદ

અથર્વવેદ-સંહિતા, પિપ્પલાદ-સંહિતા, ગોપથ બ્રાહ્મણ, અથર્વપ્રાતિશાખ્ય આદિ બધું અથર્વવેદીય વાંગ્મય.

આ સર્વ ગ્રંથોને શુદ્ધ તથા સુંદર છાપવાની સાથે સાથે જુદી જુદી ભાષાઓમાં એઓનો અનુવાદ પણ કરવામાં આવશે.

### સાધન ગ્રંથ

વેદોના સરલ અર્થ તથા મન્ત્રોના તત્વજ્ઞાનનું વિવરણ આપવા માટે ઉપર્યુક્ત ગ્રંથો ઉપરાંત નીચે લખેલા સાધન-ગ્રંથોની પણ આવશ્યકતા છે. એઓના શિવાય જલદીથી તથા સહેલાઇથી વેદના અર્થ નિશ્ચિત થવા કઠિન છે.

(૧) દેવતા મન્ત્ર સંગ્રહ.

(૨) વેદમન્ત્રોનું વર્ગીકરણ.

(૩) પુનરુક્ત અને અભ્યસ્ત મન્ત્રોનું સંગતિકરણ.

(૪) સમાન કે વિરૂદ્ધ વિચારવાળા મન્ત્રોનો સંગ્રહ.

(૫) સર્વે વેદોના મન્ત્રોની ચરણસૂચી, બની શકે તો, આદ્યાક્ષર તથા અન્ત્યાક્ષરની સૂચી.

(૬) શબ્દસૂચી, વિષયસૂચી, નામસૂચી, એમાં પણ બની શકે તો સ્થાનનામસૂચી, વસ્તુનામસૂચી, ઋષિસૂચી, તથા વિશેષણયુકત દેવતાસૂચી ઇત્યાદિ.

આ સાધન ગ્રંથો તૈયાર થાય એટલે વેદભાષ્ય કરવું બીલકુલ સહેલું થઈ જશે. પછી ભાષ્યમાં કોઈપણ પ્રકારના સંદેહને સ્થાન નહિ રહે. યાજ્ઞિક, આધ્યાત્મિક, સામાજિક, રાજકીય, આદિ અનેક દ્રષ્ટિએ વેદોની તપાસ કરવી સુગમ થઇ જશે. વૈદિક સિદ્ધાંતોનો નિર્ણય કરવામાં પણ પછી કોઇ પ્રકારની તકલીફ રહેશે નહિ. અને આજકાલના ધાર્મિક ઝગડાઓ નક્કી મટાડી શકાશે.

ઉપર બતાવેલાં તમામ કાર્યને પૂર્ણ કરવા માટે પાંચથી સાત વર્ષની મુદત જોઇએ. પરન્તુ આ કાર્ય માટે આવશ્યક ધન સંગ્રહ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે વખતસર જનતા પાસેથી મળી રહે તો જ આટલા સમયમાં આ કાર્ય થઇ શકે. આ કાર્ય માટે કુલ કેટલાં ધનની જરૂર છે તેનો અંદાજ નીચે પ્રમાણે છે.

## નાણાંનો જરૂરી અંદાજ

| | રૂપિયા. |
|---|---|
| ( ૧ ) વેદ સંહિતાઓની છપાઇ | ૨૫૦૦૦ |
| ( ૨ ) બ્રાહ્મણ, આરણ્યક આદિ ગ્રંથોની છપાઇ | ૨૫૦૦૦ |
| ( ૩ ) દૈવત સંહિતા, મંત્રોનું વર્ગીકરણ તથા અન્ય સૂચી. | ૧૫૦૦૦ |
| ( ૪ ) આદિ તથા અન્ત્ય અક્ષરવાળી ચરણ સૂચી. | ૧૦૦૦૦ |
| ( ૫ ) શબ્દ સૂચિ, વિષય સૂચી આદિ જુદી જુદી સૂચીઓ. | ૧૫૦૦૦ |
| | ૯૦૦૦૦ |
| ( ૬ ) વેદભાષ્ય તૈયાર કરી અને છપાવી પ્રકાશિત કરવું. | ૨૫૦૦૦ |
| | ૧૧૫૦૦૦ |

આ અંદાજ લગભગ ૧ લાખ ૨૫ હજાર રૂપિયા થાય છે. આ ઓછામાં ઓછો અંદાજ માંડયો છે પરન્તુ અમારો ખ્યાલ છે કે આ ઉપરાંત દશેક હજાર રૂપિયા વિશેષ ખર્ચ થશે. એટલે સવાલાખ રૂપિયામાં આ સર્વ કાર્ય સંપૂર્ણ રૂપે નિર્વિઘ્ન સમાપ્ત થઇ શકશે. ઉપરના અંદાજમાં સર્વ પ્રકારના ખર્ચના અંદાજનો સમાવેશ કરેલો છે.

વેદ તથા વેદભાષ્ય આદિની કિંમત જ્યાં સુધી બની શકે ત્યાં સુધી એવી રાખવામાં આવશે કે જેથી પ્રત્યેક સામાન્ય હિંદુ એનો લાભ ઉઠાવી શકે; કેમકે ધાર્મિક પ્રચારના માટે આ ખાસ આવશ્યક છે, પરન્તુ વૈદીક ધર્મ પ્રેમી દાની સજ્જનો આની જવાબદારી પોતાના માથે લે તો જ આ પ્રમાણે થઇ શકે.

આ આવષ્યક ધન પ્રાપ્ત કરવા માટે સ્વાધ્યાય મંડળે નીચેની લખેલી યોજના જનતા સમક્ષ મુકી છે. કોઇપણ ધર્મપ્રેમી હિંદુ ઇચ્છે તો એમાં સહેલાઇથી ભાગ લઈ શકે.

## આવશ્યક ધન પ્રાપ્ત કરવાની યોજના

(૧) પ્રતિપાલક વર્ગ.

(અ) પહેલો પ્રતિપાલક વર્ગ—જે સજ્જન દશ હજાર રૂપિયા આપે તેઓનું નામ પહેલા પ્રતિપાલક વર્ગમાં મુકવામાં આવશે.

(૧) આવા સજ્જની ઇચ્છા હશે તો સ્વાધ્યાય મંડળ દ્વારા નક્કી થયેલ કોઇ પણ પુસ્તક એઓના નામથી છપાવીને એમાં એનું રંગીન ચિત્ર આપવામાં આવશે,

(૨) સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત સર્વ ભાષાઓનાં પ્રકાશનો એઓને કાયમ મફત આપવામાં આવશે.

(આ) બીજો પ્રતિપાલક વર્ગ—જે સજ્જન પાંચ હજાર રૂપિયાનું દાન કરશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે.

(૧) આવા સજ્જનની ઇચ્છા હશે તો, એ એના નામથી પુસ્તક છપાવીને એમાં એઓનું સારું ચિત્ર આપવામાં આવશે.

(૨) સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત તમામ ભાષાઓનું સાહિત્ય એઓને મફત આપવામાં આવશે.

(ઇ) ત્રીજો પ્રતિપાલક વર્ગ—જે સજ્જન ત્રણ હજાર રૂપિયાનું દાન કરશે તેઓનું નામ આ વર્ગમાં મુકવામાં આવશે.

(૧) આવા સજ્જનની ઇચ્છા હશે તો સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રસિદ્ધ થનાર કોઈપણ પુસ્તકમાં એઓનું ચિત્ર આપવામાં આવશે.

(૨) કોઇ બે ભાષાઓમાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો તેઓને મફત આપવામાં આવશે.

(૨) પાલક વર્ગ.

(ઈ) પહેલો પાલક વર્ગ—જે સજ્જન બે હજાર રૂપિયાનું દાન આપશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે.

(૧) આવા સજ્જનની ઇચ્છા હશે તો સ્વાધ્યાય મંડળના પુસ્તકમાં એઓનું નાનું ચિત્ર મુકવામાં આવશે.

(ઉ) બીજો પાલક વર્ગ—જે સજ્જન એક હજાર રૂપિયાનું દાન આપશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે.

(૧) આવા સજ્જનોને કોઇપણ એક ભાષાનું તમામ સાહિત્ય મફત આપવામાં આવશે અને કોઇ એક પુસ્તકમાં તેઓનું નામ છાપવામાં આવશે.

(ऊ) ત્રીજો પાલક વર્ગ—જે સજ્જન પાંચસો રૂપિયાનું દાન આપશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે. આવા સજ્જનોનાં નામ કોઇપણ એક પુસ્તકમાં સહાયક તરીકે મુકવામાં આવશે.

(૩) પોષક વર્ગ

(ऋ) પહેલો પોષક વર્ગ—જે સજ્જન ત્રણસો રૂપિયાનું દાન આપશે તેઓનું નામ આ વર્ગમાં મુકવામાં આવશે.

(ॠ) બીજો પોષક વર્ગ—જે સજ્જન બસો રૂપિયાનું દાન આપશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે.

(ऌ) ત્રીજો પોષક વર્ગ—જે સજ્જન સો રૂપિયાનું દાન આપશે તેઓને આ વર્ગમાં મુકવામાં આવશે.

(૧) પોષક વર્ગના સર્વ સભ્યોને એઓની રકમ આવ્યા પછી જે જે પુસ્તકો સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત કરવામાં આવશે એ સર્વ મફત આપવામાં આવશે.

(૨) જે સજ્જન એકીસાથે ઓછામાં ઓછા સો રૂપિયા આપી શકે તેમ નથી પરન્તુ સ્વાધ્યાય મંડળના પોષક વર્ગના સભ્ય બનવાની પ્રબળ ઇચ્છા રાખે છે એઓની સવડ ખાતર એવો નિયમ કર્યો છે કે જો એઓ એક વર્ષની અંદર પોતાની સવડ પ્રમાણે સો રૂપિયા પુરા કરી દે તો એઓને પોષક વર્ગના સભ્ય માનવામાં આવશે. પરન્તુ સો રૂપિયા પુરા થયા પછી જ પોષક વર્ગના તમામ હક્ક એઓને પ્રાપ્ત થશે.

(૩) વિદેશમાં રહેનારા સજ્જનોએ પોષક વર્ગના સભાસદ

બનવા માટે ઓછામાં ઓછા બસો શિલીંગ આપવા પડશે. ફકત દોઢસો શિલીંગ આપવામાં આવે તો પુસ્તકો મોકલવાનો ટપાલ ખર્ચ એઓના માથે રહેશે.

દાન

(૧) ધાર્મિક સાહિત્યને સરલ તથા સુંદર છાપવા માટે અથવા મફત વહેંચવા માટે ધનની અત્યંત આવશ્યકતા રહે છે. એટલે આ કાર્ય માટે જે સજ્જન યથાશક્તિ દરેક વર્ષે નિયમિત દાન આપતા રહેશે એઓને વખતો વખત સ્વાધ્યાય મંડળ તરફથી પુસ્તકો ભેટ આપવામાં આવશે.

(૨) જે સજ્જનોના દિલમાં ધાર્મિક સાહિત્ય પ્રતિ અસીમ પ્રેમ છે પરન્તુ જેઓ દાન તરીકે મોટી મોટી રકમો આપી શકે તેમ નથી, એઓ દરેક વર્ષે નિયમિત રીતે એક રૂપિયાથી માંડીને એઓની ઇચ્છા પ્રમાણે જેટલું થઈ શકે તેટલું દાન આપીને આ પવિત્ર યજ્ઞમાં ભાગ લઈને પુણ્યશાળી થશે એવી પ્રાર્થના છે.

અનામત

જે સજ્જનો ધાર્મિક સાહિત્ય છાપવા માટે અમુક મુદત સુધી અમુક રકમ અનામત તરીકે સ્વાધ્યાય મંડળમાં મુકવા તૈયાર હોય તો તેઓની પાસેથી પણ અનામત તરીકે આવી રકમો સ્વાધ્યાય મંડળ ખુશીથી સ્વીકારશે. આવા સજ્જનોને તેઓએ, મુકેલી અનામત તરીકે મુકેલી રકમ ઉપર છ ટકાના દરે જે વ્યાજ થાય તેટલી રકમના પુસ્તકો રેલ તથા ટપાલનો ખર્ચ મજરે આપવામાં આવશે. આ પ્રકારની અનામત રકમ નીચે લખેલી શરતોથી સ્વીકારવામાં આવશે.

(૧) ઓછામાં ઓછા ત્રણ વર્ષ માટે અનામત રકમ લેવામાં આવશે.

(૨) ઓછામાં ઓછા સો રૂપિયા તથા વધારેમાં વધારે હજાર રૂપિયા સુધીની રકમ અનામત તરીકે લેવામાં આવશે.

(૩) અનામત રકમ પાછી લેવા માટે ઓછામાં ઓછી એક માસ અગાઉ સૂચના આપવી પડશે.

(૪) અનામત મુકનાર દર વર્ષે એક હજાર રૂપિયાથી વધારે રકમ પાછી નહિ લેઇ જાય એ શર્તે એક હજારથી વધારે રકમ અનામત તરીકે લેવામાં આવશે.

જે સજ્જન સ્વાધ્યાય મંડળમાં પુસ્તક ખરીદવા માટે ઓછામાં ઓછા દસ રૂપિયા અનામત તરીકે કાયમ જમા રાખશે એઓ પાસેથી પુસ્તકોનો ટપાલ ખર્ચ લેવામાં નહિ આવે.

## વી. પી. પી.

જે સજ્જન, ઓછામાં ઓછા, પુસ્તકોના મુલ્યના ત્રીજા ભાગના રૂપિયા પહેલાં મોકલીને વી. પી. પી. થી પુસ્તક મંગાવશે, એઓને અડધો ટપાલ ખર્ચ માફ કરવામાં આવશે.

સ્વાધ્યાય મંડળની આ ઉપર લખેલી યોજનામાં દરેક ગરીબ તવંગર વર્ગ–પ્રેમી સજ્જન કોઇને કોઇ રીતે ભાગ લઇ શકે છે.

### પ્રમાણપત્ર.

ઉપર પ્રમાણે ત્રણે વર્ગના સભાસદો પૈકી જેઓની રકમ પુરેપુરી આવી ગઇ હશે તેઓને સ્વાધ્યાય મંડળ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવશે. પ્રમાણપત્રનું સ્વરૂપ આ પ્રકારે હશે—

ॐ

# સ્વાધ્યાય મંડળ ( વૈદિક તત્વજ્ઞાન પ્રચારક સંઘ )

ઔંધ ( જીલ્લા સાતારા )

## પ્રમાણપત્ર

पश्य देवस्य काव्यं न ममार, न जीर्यति ॥
( अथर्व. १० । ८ । ३२ )

સ્થાપના—સંવત ૧૯૭૫, ઇ. સન ૧૯૧૮ ઔંધ

સંખ્યા.............. તા.

આથી પ્રમાણપત્ર આપવામાં આવે છે કે શ્રીમાન ..........................................................

રૂ૦..............................(અક્ષરોમાં)..............................
રૂપિયા આપી સ્વાધ્યાય મંડળના નિયમોના અનુસાર પ્રતિપાલક-પાલક-પોષક વર્ગ-ના સદસ્ય બન્યા છે. આજથી એઓને પ્રતિ-પાલક-પાલક-પોષકના અધિકાર આપવામાં આવે છે.

.............................. ..............................

પ્રધાન-સંચાલક મંત્રી

### પ્રતિપાલક, પાલક તથા પોષક વર્ગના નિયમ

(૧) કોઈ પણ સજ્જન સો રૂપિયા કે એથી વધારે આપીને પ્રતિપાલક, પાલક કે પોષક વર્ગના સભાસદ બની શકે છે.

(૨) જે સજ્જન એકી સાથે ઓછામાં ઓછા સો રૂપિયા આપી ન શકે, તેઓ પહેલીવાર વીશ રૂપિયા આપી બાકીના

રૂપિયા એક સાલની અન્દર હપ્તાથી ભરી શકે. જો તેઓ એક વર્ષમાં આ પ્રમાણે રકમ ન ભરી શકે, તો તેઓને પોષક વર્ગના સભાસદ માનવામાં આવશે નહિ અને એઓના તરફથી મંડળને જે રકમ પ્રાપ્ત થઇ હશે તેને દાન તરીકે ગણી લેવામાં આવશે.

(૩) પ્રત્યેક સભાસદને પ્રમાણપત્ર આપવામાં આવશે.

(૪) હપ્તાથી રકમ ભરનારને પૂરી રકમ ભરાયા પછી જ પ્રમાણપત્ર આપવામાં આવશે.

(૫) પ્રમાણપત્ર પ્રાપ્ત કર્યા વિના કોઇપણ સજ્જનને સભ્ય બનવાના લાભ કે અધિકાર આપવામાં આવશે નહિ

(૬) પ્રતિપાલક, પાલક તથા પોષકવર્ગના સભ્ય બનવાની ઇચ્છા રાખનારા સજ્જનોએ પ્રતિજ્ઞાપત્ર ભરવું પડશે.

(૭) પ્રતિપાલક, પાલક તથા પોષક વર્ગના સભ્ય બનવા માટે આપેલી રકમ કદી પણ પાછી મળશે નહિ.

(૮) ઠેકાણું બરાબર ન હોય કે ઠેકાણું બદલાયાના કારણે. પુસ્તકો વખતસર ન મળવાની કે બીલકુલ ન મળવાની જવાબદારી સભ્યના શિરે રહેશે.

(૯) કોઇ પણ પ્રકાશન રજીસ્ટ્રેશનથી મંગાવનારાઓને રજીસ્ટ્રેશનનો ખર્ચ અલગ આપવો પડશે.

## અધિકાર

પ્રતિપાલક કે પાલક વર્ગના સભ્યને સ્વાધ્યાય મંડળનું તમામ પ્રકારનું પ્રકાશન મફત લેવાનો હક્ક રહેશે, પરંતુ પોષક વર્ગના સભ્યને સભ્ય બન્યા પછી જ પ્રકાશન મફત આપવામાં આવશે.

## પ્રતિજ્ઞાપત્ર

### શ્રીમાન્ પ્રબન્ધકર્તા, સ્વાધ્યાય મંડળ,
### ઔંધ ( જિલ્લા સતારા )

હું આપના સ્વાધ્યાય મંડળમાં રૂ૦..........અક્ષરોમાં રૂપિયા ........................આપીને સભ્ય બનું છું; તો કૃપા કરીને સ્વીકાર કરશો અને પ્રમાણ પત્ર મોકલશો.

તિથિ

પૂરું નામ | પૂરું ઠેકાણું

જિલ્લો | દેશ

## આફ્રીકામાં પ્રચાર કાર્ય

ભારતવર્ષના જુદા જુદા પ્રાંતોમાં તો વૈદિક ધર્મના પ્રચારાર્થે શ્રી. પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજી અનેકવાર ફરી આવ્યા છે, અને હજુપણ જરૂર પડે જાય છે. પરંતુ આફ્રિકામાં પણ સ્વાધ્યાય મંડળ દ્વારા વૈદિક ધર્મ તથા એનાં સાહિત્યના પ્રચારાર્થે ત્યાંના કેટલાક વેદધર્મપ્રેમી સજ્જનોના આમંત્રણને સ્વીકારીને સન ૧૯૩૭ ના અન્તભાગમાં સ્વાધ્યાય મંડળના મંત્રી શ્રી, પંડિત તડિકાન્તજી વેદાલંકારને ત્યાં મોકલ્યાં હતા. ત્યાંની ધર્મપ્રેમી જનતાએ રાજનૈતિક તથા આર્થિક પરિસ્થિતિ ઠીક ન હોવા છતાં પંડિતજીનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું, અને વૈદિક ધર્મ પ્રતિ પોતાનો પ્રેમ દર્શાવવાની સાથે વૈદિક સાહિત્યના પ્રચારમાં રસ લેઈ સારી મદદ કરી. પંડિતજી ત્યાંની ખરાબ પરિસ્થિતિના કારણે બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા, પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા તથા સાઉથ આફ્રિકાના કેટલાક ભાગમાં ફરી સન ૧૯૩૯ના ઓગસ્ટમાં પાછા આવી ગયા.

## સ્વાધ્યાય સંઘ

સાધારણ જનતા પોતાના ધર્મનું સાચું સ્વરૂપ જાણવા માટે વેદોને સ્વાધ્યાય પોતાના ઘરમાં કરી શકે, તે માટે સ્વાધ્યાય મંડળે સ્વાધ્યાય સંઘની સ્થાપના કરી છે. આજકાલ એવું જોવામાં આવે છે કે વેદોનો અધ્યયનના અભાવે, વેદોના નામથી કેટલીક અનિચ્છનીય કલ્પનાઓ તથા સિદ્ધાન્ત વૈદિક ધર્મમાં ઘુસાડવામાં આવે છે. કેટલાક લોકો તો વેદોને વાંચ્યા કે જાણ્યા વિના કોઈપણ સિદ્ધાન્તને વૈદિક કે અવૈદિક કહેતાં જરાપણ અચકાતા નથી.

વસ્તુતઃ વૈદિક ધર્મ એક ઘણો જ શાસ્ત્રીય વૈજ્ઞાનિક ધર્મ છે. જ્ઞાનવિજ્ઞાન વિના અને યોગ્ય રીતે એવું પરિશીલન કર્યા વિના એમાં ગતિ થઇ શકતી નથી. વેદને ઉપર ઉપરથી જોઇને એ બાબત કંઇ પણ કહેવું એ દુઃસાહસજ છે, આવી સ્થિતિમાં જેને વસ્તુતઃ વૈદિક ધર્મમાં પ્રેમ છે, અને વેદોમાં શું લખ્યું છે તે દિલથી જાણવા માગે છે, એઓ માટે વેદાધ્યયનનાં સાધનોની વ્યવસ્થા થવી અત્યન્ત આવશ્યક છે.

જે સજ્જન વેદોનું અધ્યયન કરવાની થોડી ઘણી ઇચ્છા રાખે છે, એઓ માટે આજકાલ કોઇ પણ એવી વ્યવસ્થા નથી કે જેથી એઓ પોતાના સાંસારિક વ્યવહારોમાં રહીને વેદનું અધ્યયન કરી શકે. એટલે એવી કોઇ સંસ્થાની ખાસ આવશ્યકતા હતી કે જે આ ખામીને દૂર કરી વેદાધ્યયનમાં મદદ કરે. 'સ્વાધ્યાય સંઘ'ની સ્થાપના આજ ખામીને દૂર કરવા માટે કરવામાં આવી છે.

આ સંઘમાં દાખલ થનાર સજ્જન પાંચ છ વર્ષની અન્દર જ વેદના જાણકાર થઇ શકશે. જેઓ દરરોજ નિયમિત અભ્યાસ ન કરી શકે, તેઓ પણ દશ વર્ષમાં વેદ સમ્બન્ધી પૂરતું જ્ઞાન

મેળવી શકશે. સ્વાધ્યાય સંઘના આશ્રય નીચે વેદાધ્યયન **કરનારાઓને દરરોજ નિયમપૂર્વક માત્ર અડધો કલાક જ સ્વાધ્યાય માટે આપવો પડશે.** દરેક મનુષ્ય ઇચ્છે તો આટલો થોડો સમય સહેલાઇથી જરૂર કાઢી શકે.

## સ્વાધ્યાય સંઘનાં ઉદ્દેશ તથા નિયમ

વેદનો સ્વાધ્યાય કરવો કરાવવો એ આ સંઘનો ઉદ્દેશ છે.

(૧) દરરોજ નિયમપૂર્વક પોતાના ઘરમાં જ રહીને અડધો કલાક વેદોનો સ્વાધ્યાય કરનારા સજ્જનો આ સંઘના સભાસદ બની શકશે.

(૨) કોઇપણ શહેર કે ગામમાં ઓછામાં ઓછા ત્રણ સભ્યો થતાં ત્યાં સંઘની સ્થાપના કરી શકાશે. એકજ કુટુંબની ત્રણ વ્યક્તિઓ કે એકજ પાઠશાળાના ત્રણ વિદ્યાર્થીઓ પણ આ સંઘની સ્થાપના કરી શકશે.

(૩) સભાસદ થવા માટે કોઇપણ પ્રકારનું આર્થિક લવાજમ લેવામાં આવશે નહિ; પરન્તુ સભાસદે

(अ) દરરોજ ઓછામાં ઓછો એક મંત્ર મનનપૂર્વક વાંચવો પડશે

(आ) સાત દિવસમાં ઓછામાં ઓછો એક મંત્ર કંઠસ્થ કરવો પડશે.

(इ) સ્વાધ્યાય સંઘના સાપ્તાહિક સત્સંગમાં ઓછામાં ઓછું મહિનામાં એકવાર હાજર થઈ પોતે મનન કરેલા મંત્રનો આશય બીજા સભાસદોની સન્મુખ મૂકવો પડશે.

(૪) પ્રત્યેક સ્થાનીક સ્વાધ્યાય સંઘમાં અધ્યક્ષ અને મંત્રી એમ બે અધિકારીઓ રહેશે અને એઓને દર વર્ષે ચુંટણીથી નીમવામાં આવશે.

(૫) અધ્યક્ષ તથા મંત્રીનાં વિશેષ કાર્ય નીચે પ્રમાણે રહેશે.

(અ) બની શકે ત્યાં સુધી લોકોમાં વેદોનો સ્વાધ્યાય કરવા માટે પ્રેમ ઉત્પન્ન કરી એઓને સંઘના સભાસદ બનાવવા

(આ) પોતાના સંઘનો માસિક વૃત્તાન્ત નિયમિત રીતે સ્વાધ્યાય મંડળ, ઔંધ, પ્રતિ મોકલવો, અને આવશ્યક પત્રવ્યવહાર કરતા રહેવો.

(૬) વેદોનો અભ્યાસ કરવાની ઇચ્છા રાખનાર કોઇ પણ ધર્મના કોઇ પણ ઉમરના પુરુષ સ્ત્રી કે બાળક સ્વાધ્યાય સંઘના સભાસદ થઇ શકશે.

(૭) સ્વાધ્યાય સંઘનો સભાસદ બીજી કોઈ પણ સંસ્થાનો સભાસદ થઇ શકે છે.

(૮) સ્વાધ્યાય સંઘની સ્થાપના થતાં, ' સ્વાધ્યાય મંડળ ' ઔંધ )ને સૂચના આપવાથી એ સ્વાધ્યાયની યોજના પર વિચાર ારી વખતોવખત યોગ્ય સૂચનાઓ આપશે.

## સભ્યોની સ્વતંત્રતા

સ્વાધ્યાય સંઘના સભાસદો સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત પુસ્તકોથી જ વેદાભ્યાસનો આરંભ કરે અથવા એ પુસ્તકોમાં પ્રતિપાદિત સિદ્ધાન્તોને સ્વીકારે એવો પ્રતિબન્ધ નથી. દરેક સભાસદને સંપૂર્ણ વિચાર સ્વાતંત્ર્ય રહેશે. સ્વાધ્યાય મંડળ તો ફક્ત વેદાધ્યયનમાં બનતી મદદ પહોંચાડવા પ્રયત્ન કરશે; અને એ માટે સ્વાધ્યાય મંડળ પોતાના તરફથી સહાયક થાય એવા પુસ્તકો વખતો વખત પ્રકાશિત કરી એની ખબર સ્વાધ્યાય સંઘના સભાસદોને આપતું રહેશે, જેથી એનો લાભ જેને લેવો હોય તે લઇ શકે.

છે. અત્રે બની શકે ત્યાં સુધી એવો પ્રયત્ન કરીશું કે ઉપર્યુક્ત પુસ્તકમાં આ સર્વે બાબતો એવી રીતે દર્શાવવામાં આવશે કે જેથી પાઠક પોતે પોતાનો અભ્યાસ યથાશક્તિ વધારી શકે.

ચારે વેદોની ઉચ્ચારણ વિધિની અને સામગાયનની રેકોર્ડ્સ પ્લેટો પણ લેવાની તૈયારીઓ અમે કરી રહ્યા છીએ. આથી સામગાયન શિખનારને તો પૂરતો લાભ થશે જ, પરન્તુ સાધારણ વેદપ્રેમીજનતા પણ એનું શ્રવણ સહેલાઇથી કરી શકશે. આ પ્લેટો તૈયાર થયે જનતાને સૂચના આપવામાં આવશે.

## વેદની પાઠવિધિ, પરીક્ષાઓ તથા પ્રમાણપત્ર

ઉપર પ્રમાણે તૈયારી કરીને જે સજ્જન સ્વાધ્યાય મંડળ દ્વારા નિયત કરેલી પાઠવિધિ પ્રમાણે વેદાભ્યાસ કરશે, એ પાઠવિધિ સમાપ્ત થતાં, તેઓની પરીક્ષાઓ લેવાની વ્યવસ્થા પણ થશે. જે સજ્જનો એમાં બેસી ઉત્તીર્ણ થશે, એઓને પ્રમાણપત્ર આપવામાં આવશે. પરીક્ષા માટે જુદા જુદા વિદ્વાનોને નિયત કરવામાં આવશે, જેઓના નામ પણ વખતસર પ્રસિદ્ધ થતાં રહેશે. આ સમ્બન્ધી વિસ્તૃત વિવરણ નીચે પ્રમાણે છે—

| વર્ષ | પરીક્ષાનું નામ | મંત્ર સંખ્યા | પુસ્તક સંખ્યા |
|---|---|---|---|
| પહેલું | વેદ પરિચય | ૩૦૦ | ૩ |
| બીજું | વેદ પ્રવેશ | ૫૦૦ | ૫ |
| ત્રીજું | વેદ પ્રાજ્ઞ | ૧૦૦૦ | ૫ |
| ચોથું | વેદ વિશારદ | ૨૦૦૦ | ૫ |
| પાંચમું | વેદ પારંગત | ૫૦૦૦ | ૫ |
| છઠ્ઠું | વેદાચાર્ય | સ્વતંત્ર શોધવાળો નિબન્ધ. | |

વેદાચાર્યની પરીક્ષા માટે કોઈ નિયત પાઠવિધિ નહિ હોય.

આ પરીક્ષા માટે પરીક્ષાર્થીએ વેદ સમ્બન્ધી શોધપૂર્ણ ઓછામાં ઓછો સો પાનનો નિબન્ધ લખીને સાદર કરવો પડશે. આ તે જ વેદ સમ્બન્ધી છેલ્લી પરીક્ષા માનવામાં આવશે.

ઉપર્યુક્ત પાઠયવિધિ અનુસાર અભ્યાસ કરનારાઓ માટે પાઠય-પુસ્તકોને પણ તૈયાર કરવાનું કામ ચાલે છે. આ પાઠયપુસ્તકો માટે પસંદ થયેલા વેદમંત્રોનો અભ્યાસ સરલતાથી થઇ શકે તે માટે, દરેક મંત્રનો અર્થ, એના ઉપર યોગ્ય ટીકા અને નિરુક્ત, બ્રાહ્મણ તથા ઉપનિષદોનાં વચન આદિ તમામ સામગ્રીનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવશે. આ પ્રકારે વેદમંત્રો પર વિચાર કરવા માટે બીજાં પુસ્તકોને અલગ ખરીદવા વગેરેની જરુર રહેશે નહિ.

પહેલા વર્ષની પરીક્ષા માટે ત્રણ પુસ્તકો તૈયાર કરવામાં આવશે, જેમાં દરેકમાં સો સો મંત્ર હશે, બાકીનાં તમામ વર્ષો માટે પાંચ પાંચ પુસ્તકો તૈયાર કરવામાં આવશે જેમાં જે તે વર્ષ માટે નિશ્ચિત મંત્ર સંખ્યા હશે.

આ પુસ્તકોની રચના એટલી સરલ હશે કે, ક્રમશઃ અધ્યયન કરનારાને કોઇપણ રીતની કઠિનતા જણાશે નહિ.

આ પ્રમાણે રોજ નિયમિત માત્ર અડધો કલાક વેદોનો સ્વાધ્યાય કરવાથી પાંચ વર્ષમાં સાડા આઠ હજાર મંત્રોનું જ્ઞાન થશે એટલું જ નહિ, પરન્તુ એની સાથે નિરુક્ત, બ્રાહ્મણ, ઉપનિષદ્ આદિનું બહુ સારું જ્ઞાન થઇ જશે. આ પાઠવિધિમાં ચારે વેદોના લગભગ અડધા મંત્રોનો સમાવેશ થઇ જાય છે.

આશા છે કે વૈદિક ધર્મપ્રેમી સજ્જન સ્વાધ્યાય સંઘનો સંપૂર્ણ લાભ ઉઠાવશે અને વૈદિક ધર્મનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

## સ્વાધ્યાય મંડળની સંપત્તિ

સ્વાધ્યાય મંડળની સ્થાવર તથા જંગમ મિલ્કત મળીને કુલ સંપત્તિ આશરે રૂપીઆ ૧,૩૨,૭૧૫) છે, જેની વિગત નીચે પ્રમાણે છે—

(૧) મુદ્રણાલયના યંત્ર જેની કુલ કિંમત રૂપિયા ૧૨૧૧૫ છે.

| | રૂપિયા |
|---|---|
| ૧ સીલીંડર મશીન-તમામ ખર્ચ સાથે | ૬૭૦૦ |
| ૨ અમેરીકન ચેન્ડલર ટ્રેડલ તમામ ખર્ચ સાથે | ૧૧૫૦ |
| ૩ ઇંગ્લીશ ટ્રેડલ, તમામ ખર્ચ સાથે | ૧૭૫૦ |
| ૪ કટીંગ મશીન | ૧૨૦૦ |
| ૫ સ્ટીચીંગ મશીન | ૬૦૦ |
| ૬ મશીન ડ્રાઇવિ સ્ટેન્ડ | ૨૦૦ |
| ૭ પ્રૂફ પ્રેસ | ૨૦૦ |
| ૮ દબાવવાનું પ્રેસ | ૨૦૦ |
| ૯ શેટ કટર | ૪૦ |
| ૧૦ નમ્બરીંગ મશીન | ૨૫ |
| ૧૧ નાનાં નાનાં દબાવવાના પ્રેસ (લોખંડના તથા લાકડાનાં) | ૧૦૦ |
| ૧૨ આઠ કબાટ | ૧૦૦ |
| | ૧૨૧૧૫ |

(૨) મુદ્રણાલય વગેરે મકાનો તથા કુવાની કુલ કિંમત ૨૦૫૫૦ રૂપિયા છે જેની વિગત નીચે પ્રમાણે છે—

| | રૂપીઆ |
|---|---|
| ૧ પ્રેસ બીલ્ડીંગ | ૧૨૦૦૦ |
| ૨ બીજાં મકાન | ૫૫૦૦ |

| | |
|---|---|
| ૩ પ્રેસ વ્યવસ્થાપકનું ઘર | ૮૦૦ |
| ૪ કુવા | ૨૦૦૦ |
| ૫ શૌચકૂપ ( જાજરૂ ) | ૨૫૦ |
| | ૨૦૫૫૦ |

(૩) આ ઉપરાન્ત ટાઇપ આદિનાં ખોખાં, સ્ટૂલ અને પુસ્તકો સંગ્રહ કરવા માટે બીજો પરચુરણ સામાન છે જે બદલ ૭૦૦૦ રૂપીઆ ખર્ચ થયો છે.

(૪) પુસ્તકો—હાલ સ્વાધ્યાય મંડળ પાસે જે પુસ્તકો છે તેની કિમત ૬૫૦૦૦ રૂપિયા છે. આ સર્વે પુસ્તકો વેચાઇ જવાનાં છે. આ જેમ જેમ વેચાય છે તેમ તેમ એઓનું સ્થાન નવાં પુસ્તકો કે એઓની નવી આવૃત્તિઓ લે છે. પાંચ હજાર રૂપિયાનાં પુસ્તકાલયનાં પુસ્તકોનો આમાં સમાવેશ કરેલો છે.

આ પ્રમાણે સ્વાધ્યાય મંડળની સ્થાવર તથા જંગમ મિલકત નીચે પ્રમાણે છે—

| | રૂપીઆ |
|---|---|
| ૧ યંત્ર | ૧૨૧૬૫ |
| ૨ મકાનો | ૨૦૫૫૦ |
| ૩ બીજો સામાન | ૧૫૦૦૦ |
| ૪ પુસ્તકો | ૯૦૦૦૦ |
| ૫ પુસ્તકાલય | ૫૦૦૦ |
| | ૧,૪૨,૭૧૫ |

## સ્વાધ્યાય મંડળના કાર્યકર્તા

સ્વાધ્યાય મંડળના કાર્યકર્તાઓ નીચે પ્રમાણે છે—

(૧) પંડીત શ્રીપાદ દામોદર સાતવળેકરજી, એઓ સ્વાધ્યાય મંડળના સંસ્થાપક તથા મુખ્ય સંચાલક છે. એઓનો વિશેષ પરિચય આ લેખમાં આરંભમાં આપેલો છે.

(૨) સ્વાધ્યાય મંડળના મુદ્રણાલય વિભાગ, સંશોધન વિભાગ, પુસ્તક વેચાણ વિભાગ આદિ અનેક વિભાગોમાં કાર્ય કરનાર લગભગ સાઠ કાર્યકર્તાઓ હાલ સ્વાધ્યાય મંડળમાં કામ કરી રહ્યા છે. આ સ્થાનિક કાર્યકર્તાઓ ઉપરાંત, જેઓને સ્વાધ્યાય મંડળના પોતાના જ કાર્યકર્તા કહી શકાય, એવા ઘણા વૈદિક વિદ્વાન પંડિતો મંડળના કાર્યમાં સહકાર આપી રહ્યા છે. એઓમાંથી કેટલાક મુખ્ય મુખ્ય વિદ્વાનોનાં નામ નીચે પ્રમાણે છે.

## સ્વાધ્યાય મંડળને સહાય આપતા વૈદિક વિદ્વાન સજ્જનો

### ઋગ્વેદ મુદ્રણમાં સહાયક

નીચે જણાવેલા વિદ્વાનો ઋગ્વેદના અદ્વિતીય વિદ્વાન છે, જેઓને વૈદિક ગ્રંથોપગ્રંથ ( દશ ગ્રંથ ) કંઠસ્થ છે. એઓની સ્મરણ શક્તિ તથા વેદોને યાદ રાખવાની પદ્ધતિ ખરેખર અજોડ છે. જેઓને આ સજ્જનો સાથે મુલાકાત થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તેઓને જ એઓના આ કાર્યનો ખ્યાલ આવે તેમ છે વેદો આજ સુધી સુરક્ષિત કેમ રહ્યા તે વાતનો ખ્યાલ એઓને જોતાં સહેલાઈથી આવે છે.

૧ શ્રી. વેદમૂર્તિ સખારામ ભટ્ટ બાળકૃષ્ણ ભટ્ટ ચેડૂરકર, વેદાચાર્ય, નરસિંહ વાડી, ( નરસોબા વાડી, જિલ્લો કોલ્હાપુર. )

૨ શ્રી. વેદમૂર્તિ ગોવિન્દભટ્ટ ભિકંભટ્ટ ફાટક, વેદાચાર્ય વેદપાઠશાળા, પૂના.

૩ શ્રી. વેદમૂર્તિ બાળભટ્ટ વાસુદેવભટ્ટ માણગાંવકર, વેદાચાર્ય, વેદપાઠશાળા ઇચલકરંજી ( જિલ્લો કોલ્હાપુર )

૪ શ્રી. વેદમૂર્તિ કૃષ્ણભટ્ટ રામચંદ્રભટ્ટ પ્રભુણે, વેદાચાર્ય, યાજ્ઞિક ભૂષણ, પૂના.

૫ શ્રી. વેદમૂર્તિ શંકરભટ્ટ ગંગાધરભટ્ટ કથાળીકર, વેદાચાર્ય, વેદ-
પાઠશાળા, ભટવાડી–સાવંતવાડી, જિલ્લો રત્નાગિરિ.

૬ શ્રી. વેદમૂર્તિ વેદવાચસ્પતિ શાસ્ત્રપંચાનન મહાદેવભટ્ટ ગોપાળ-
ભટ્ટ પુરોહિત, વેદાચાર્ય, વેદપાઠશાળા, મલકાપુર, જિલ્લો કોલ્હાપુર.

૭ શ્રી. વેદમૂર્તિ કાશીનાથ નારાયણ ભટ્ટ કેલકર, વેદાચાર્ય, વૈદિક
ચૂડામણિ, વેદપાઠશાલા, સાંગલી.

૮ શ્રી. વેદમૂર્તિ ગણેશભટ્ટ નારાયણભટ્ટ આઠલ્યે, વેદાચાર્ય, સાખ-
રપે, જિલ્લો રત્નાગિરિ.

૯ શ્રી. વેદમૂર્તિ કેશવભટ્ટ કૃષ્ણભટ્ટ દામલે, વેદાચાર્ય વેદપાઠ-
શાળા, રત્નાગિરિ.

૧૦ શ્રી. વેદમૂર્તિ ગોવિંદભટ્ટ રામકૃષ્ણ શાસ્ત્રી માંડવગણે, વેદા-
ધ્યાપક, વેદપાઠશાળા, સાંગલી.

નીચે જણાવેલા વિદ્વાન વેદશાસ્ત્રના અદ્વિતીય પંડિત છે, અને યાજ્ઞિક, નિરુક્ત, મીમાંસા, છંદઃ શાસ્ત્ર, વેદાંત, જ્યોતિષ આદિ શાસ્ત્રોમાં અત્યંત પ્રવીણ છે.

૧૧ શ્રી. વેદશાસ્ત્ર સંપન્ન અનંત યજ્ઞેશ્વર શાસ્ત્રી ધુપકર, વિદ્યા-
લંકાર, છંદોનિધિ, વિદ્યાવિહાર મંદિર, માશેલ–ગોવા.

## અથર્વવેદી પંડિત

નીચે જણાવેલા અથર્વવેદી પંડિત અથર્વવેદના અદ્વિતીય વિદ્વાન છે. એઓએ અથર્વવેદ મુદ્રણમાં તથા અથર્વવેદ સંબંધી સંશોધન કાર્યમાં અત્યંત સહાય કરી છે. સ્વાધ્યાય મંડળ એઓનું અત્યંત ઋણી છે અને સેંકડો ધન્યવાદ આપે છે.

૧ શ્રી. વેદમૂર્તિ રામચંદ્રભટ્ટ રટાટે, આહિતાગ્નિ, ઋગ્વેદાચાર્ય,
તથા અથર્વવેદાચાર્ય, દરભંગા વેદપાઠશાળા, કાશી (બનારસ)

૨ શ્રી. વેદમૂર્તિ સખારામ ભટ્ટ વૈદ્ય, અથર્વવેદાચાર્ય ગોયનકા વિદ્યાલય, કાશી.
૩ શ્રી. વેદમૂર્તિ નારાયણ ભટ્ટ ધુલે, અથર્વવેદી, કાશી.
૪ શ્રી. વેદમૂર્તિ રામચંદ્રભટ્ટ ગોપીનાથભટ્ટ આઠવલે. શ્રૌતભૂષણ, વૈદિકરત્ન, ઋગ્વેદાથર્વવેદાચાર્ય, કાશી.
૫ શ્રી. વેદમૂર્તિ કૃષ્ણ વિદ્યાધર ભટ્ટ દીક્ષિત, ઘેલે, અથર્વવેદી, અયોધ્યા.
૬ શ્રી. પંડિત અમૃતરામાચાર્ય પાંડે, યાજ્ઞિકભૂષણ, ઉપાધ્યાય, ધર્મશાસ્ત્રાચાર્ય, મથુરા.

### યજુર્વેદ વાજસનેયી શુકલ યજુર્વેદના સહાયક

૧ શ્રી. વેદશાસ્ત્ર સંપન્ન શ્રીધર અાણ્ણાશાસ્ત્રી વારે, નાસીક.

### યજુર્વેદ તૈત્તિરીય સંહિતાના સહાયક

૧ શ્રી. વેદશાસ્ત્ર સંપન્ન ધુંડિરાજ ગણેશ દીક્ષિત, આહિતાગ્નિ, સોમયાજી, યજુર્વેદાનુવાદક, શ્રૌતમાર્તંડ, પાયવડ, વાઇ જિલ્લો સાતારા.

### સામવેદ સહાયક

૧ શ્રી. વેદમૂર્તિ નારાયણ સ્વામી દીક્ષિત, સામવેદ પ્રધાનોપાધ્યાય, શ્રીમન્મહારાજ સંસ્કૃત મહાપાઠ શાળા, માઇસોર.
૨ શ્રી. વેદશાસ્ત્રસંપન્ન આસ્થાન વિદ્વાન રામચંદ્ર દીક્ષિત સામવેદાધ્યાપક, વેદમહાપાઠશાળા, બેંગલોર.
૩ શ્રી. પ્રભાશંકર ત્રિકમજી ત્રિપાઠી, સામવેદી ગુરુજી, મુંબાઇ.
૪ શ્રી. શાસ્ત્રી નરહરિશંકર ભાઇશંકર સામવેદી, વડોદરા.
૫ શ્રી. લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ, સામગાનાચાર્ય, પૂના.

ઉપર્યુક્ત તમામ વિદ્વાનો સ્વાધ્યાય મંડળના વેદમુદ્રણકાર્યમાં હૃદયપૂર્વક સહાય કરી રહ્યા છે. એઓએ જે સ્નેહ અને ઉત્સાહથી અમોને સહકાર આપ્યો છે, એ માટે અમે એઓના અત્યંત આભારી છીએ.

---

# સ્વાધ્યાય મંડળનાં પ્રકાશનો

## શુદ્ધ વેદ

વેદની ચાર સંહિતાઓની કિંમત નીચે પ્રમાણે છે—

| | વેદ | કિંમત રૂ. | ટપાલખર્ચ રૂ. | રેલ્વેખર્ચ રૂ. | વિદેશ માટે ટ. ખ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ઋગ્વેદ | ૫ | ૧ | ০॥ | ૧॥ |
| ૨ | યુજુર્વેદ | ૨ | ০॥ | ০। | ০॥। |
| ૩ | સામવેદ | ૩ | ০॥ | ০। | ০॥। |
| ૪ | અથર્વવેદ | ૩ | ૧ | ০॥ | ૧॥ |
| | | ૧૩ | ૩ | ૧॥ | ૪॥ |

જેઓ આ ચારે સંહિતાઓની કિંમત અગાઉથી મનીઓર્ડરથી મોકલશે તેઓને સાડા છ રૂપિયામાં આ ગ્રન્થો મળશે. આ ઉપરાંત ટપાલ ખર્ચના ત્રણ રૂપિયા તેઓએ આપવાના છે એટલે ટપાલમાં મંગાવનારાઓ અગાઉથી સાડાનવ રૂપિયા મનીઓર્ડરથી મોકલી આપે. રેલ્વેખર્ચ તથા ટપાલખર્ચ ગ્રાહકને શિર છે. એટલે જે ગ્રાહકો રેલ્વેમાં ચારે વેદો મંગાવવા ઇચ્છતા હોય તેઓએ, દરેક આખા વેદ માટે સાડાસાત રૂપિયા મોકલવા. ( આમાં અડધો રૂપિયો પેકીંગનો અને અડધો રૂપિયો એ વખત રજિસ્ટર કરાવવાના ખર્ચનો છે. ) આ પ્રમાણે રેલ્વેપાર્સલ ટુ પે (To pay) ની રીતે મોકલવામાં આવશે.

ઋગ્વેદ બીજીવાર છપાઈ રહ્યો છે; આ છાપવાનું કામ ચાલે. ત્યાં સુધીજ વેદ સંહિતાઓ સાડાછ રૂપિયામાં મળશે. પછી સાડાસાત રૂપિયા કિંમત પડશે. એટલે વેદપ્રેમી ગ્રાહકો પોતાનું લવાજમ જલદી મોકલી આપે એ ઇષ્ટ છે.

## યજુર્વેદની ચાર સંહિતાઓ

નીચે લખેલી યજુર્વેદની ચારે સંહિતાઓનું મુદ્રણ શરૂ થયું છે.

| | કિંમત રૂપિયા | ટપાલખર્ચ રૂપિયા | રેલ્વેખર્ચ રૂપિયા | વિદેશનો ટ. ખ. રૂ. |
|---|---|---|---|---|
| ૧ કાણ્વ સંહિતા (શુકલ યજુર્વેદ) | ૩ | ૦॥। | ०।ॽ | १॥ |
| ૨ તૈત્તિરીય સંહિતા (કૃષ્ણ યજુર્વેદ) | ૫ | ૧ | ०॥ | १॥_ |
| ૩ કાઠક સંહિતા | ૫ | ૧ | ०॥ | १॥ |
| ૪ મૈત્રાયણી સંહિતા | ૫ | ૧ | ०॥ | १॥ |
| | ૧૮ | ૩॥। | १॥।ॽ | ५॥ |

વેદની આ ચારે સંહિતાઓની કિંમત અઢાર રૂપિયા છે. પરંતુ જે ગ્રાહકો અગાઉથી કિંમત આપી ગ્રાહક થશે, એઓને આ ચારે સંહિતાઓ નવ રૂપિયામાં મોકલવામાં આવશે. ટપાલખર્ચ કે રેલ્વેખર્ચ ગ્રાહકોના શિર છે. રકમ મોકલતી વેળા પુસ્તક મોકલવાના ખર્ચ સાથે રકમ મોકલવી. જેઓને વેદોનું અધ્યયન કરવું છે એઓ માટે આ અમૂલ્ય અવસર છે. આ ગ્રન્થોને આટલા સસ્તા આજ સુધી કોઇએ આપ્યા નથી, અને હવે પછી પણ આ ગ્રંથ આટલા સસ્તા મળવાના નથી.

જેઓ અગાઉથી નવ રૂપિયા મોકલી આ ચાર સંહિતાઓના ગ્રાહક થશે, એઓને ઋગ્વેદ, યજુર્વેદ, ( વાજસનેયી સંહિતા ) સામવેદ તથા અથર્વવેદ–આ ચારે વેદો પણ સાડા ૭ રૂપિયાની કિંમતે મોકલવામાં આવશે. પરંતુ આ સાડા ૭ રૂપિયા તેઓએ અગાઉથી મોકલવા જોઇએ. આ ઉપરાંત વેદો મોકલવાના ટપાલ

ખર્ચના ત્રણ રૂપિયા અથવા રેલ્વેદ્વારા મંગાવવા હોય તો રેલ્વેખર્ચનો દોઢ રૂપિયો ગ્રાહકને શિર રહેશે.

આશા છે કે, આ સગવડનો લાભ ગ્રાહક જલદીથી લેશે. ઋગ્વેદનું પુનર્મુદ્રણ થતાં સુધી જ આ સવડ રહેશે.

આ ઉપરાન્ત નીચેનાં પુસ્તકો તૈયાર કરેલાં છે—

૧ યજુર્વેદ સર્વાનુક્રમ. જેમાં પ્રત્યેક મંત્રના ઋષિ, દેવતા અને છન્દ આપેલા છે. કિંમત ૧ રૂપિયો ટપાલ ખર્ચ ૫ આના.

૨ પાદસૂચી. જેમાં પ્રત્યેક પાદ ક્યાં છે તેનું જ્ઞાન થાય છે. કિંમત એક રૂપિયો ટપાલ ખર્ચ પાંચ આના.

## યજુર્વેદ કા સ્વાધ્યાય

### ૧ યજુર્વેદ અધ્યાય ૩૦ ની વ્યાખ્યા ( નવું સંસ્કરણ )

મનુષ્યોની સાચી ઉન્નતિનું સાચું સાધન ( પૂર્વાર્ધ ) ગૃહ વ્યવસ્થા, સમાજ વ્યવસ્થા, જ્ઞાનના સુસંસ્કાર, સર્વનું પાલન, પોષણ અને સંવર્ધન આદિ વૈદિક ઉપાયોનું આમાં વર્ણન છે. આમાં ચારે વર્ણોના કર્તવ્યોને વૈદિક મંત્રોને આધારે બતાવ્યાં છે. કિંમત એક રૂપિયો, ટપાલ ખર્ચ પાંચ આના.

### ૨ યજુર્વેદ અધ્યાય ૩૨ની વ્યાખ્યા ( નવું સંસ્કરણ )

એક ઇશ્વરકી ઉપાસના ( પૂર્વાર્ધ ) આમાં ઇશ્વરના એકત્વનું અને એના અનેક ગુણોનુ વર્ણન છે. ઇશ્વરની ઉપાસના કરવાની વિધિ આ પુસ્તક વાચવાથી જાણવામાં આવે છે. કિંમત અડધો રૂપિયો, ટપાલખર્ચ બે આના.

૩ યજુર્વેદ અધ્યાય ૩૬ ની વ્યાખ્યા.

'શાન્તિકરણ' 'ગ્રચ્ચી શાન્તિકા સચ્ચા ઉપાય' વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર અને જગતમાં સાચી શાન્તિ કેવી રીતે સ્થાપી શકાય, એના વૈદિક ઉપાયને આ પુસ્તકમાં જુઓ. કિંમત દશ આના: ટપાલ ખર્ચ, બે આના.

૪ યજુર્વેદ અધ્યાય ૪૦ ની વ્યાખ્યા. કેન ઉપનિષદ્

કેન ઉપનિષદ્દનું મનન, ઉપનિષદ્ જ્ઞાનનું મહત્વ, ઉપનિષદ્નો અર્થ, સાંપ્રદાયિક ઝઘડા, 'કેન' શબ્દનું મહત્વ, વેદાન્ત, ઉપનિષદોમાં જ્ઞાનનો વિકાસ, અગ્નિ શબ્દનો ભાવ, શાન્તિ મંત્રોમાં તત્વજ્ઞાન, ત્રણ શાન્તિઓનો ભાવ, ઋષિ અને કેન ઉપનિષદ્ ઇત્યાદિ વિષય આ પુસ્તકમાં આવેલા છે. કિંમત સવા રૂપિયો, ટપાલ ખર્ચ પાંચ આના.

## ધર્મશિક્ષાના ગ્રંથ

બાળકો તથા બાળિકાઓની પાઠશાળાઓ માટે અને ઘરમાં બાળકોના ધાર્મિક અભ્યાસ માટે આ ગ્રંથ વિશેષ રીતે તૈયાર કર્યો છે.

## બાળકોકી ધર્મશિક્ષા

(૧) પહેલો ભાગ, પહેલી શ્રેણીની ધર્મશિક્ષા માટે કિંમત એક આનો ટપાલ ખર્ચ એક આનો.

(૨) બીજો ભાગ, બીજી શ્રેણીની ધર્મશિક્ષા માટે કિંમત બે આના, ટપાલ ખર્ચ એક આનો

**વૈદિક પાઠમાળા** ત્રીજી શ્રેણીની ધર્મશિક્ષા માટે કિંમત ત્રણ આના, ટપાલ ખર્ચ એક આનો.

## વૈદિક યજ્ઞસંસ્થા

### પહેલો ભાગ

આ પુસ્તકમાં નીચે લખેલા વિષયોનો વિચાર થયો છે—

પિષ્ટ-પશુમીમાંસા, લઘુપુરોડાશમીમાંસા ( લેખક શ્રી. પંડિત બુદ્દદેવજી ) દર્શ તથા પૌર્ણમાસ, અદ્ભુતકુમાર સંભવ ( લેખક શ્રી. પંડિત ચન્દ્રમણિજી ) બુદ્ધના યજ્ઞવિષયક વિચાર ( સંપાદકીય ) યજ્ઞનું મહત્વ, યજ્ઞનું ક્ષેત્ર. યજ્ઞનું શુદ્ધ તત્વ, ઔષધિઓનો મહામખ ( લેખક શ્રી પંડિત ધર્મદેવજી ) વૈદિક યજ્ઞ અને પશુહિંસા, ( લેખક શ્રી. પંડિત પુરુષોત્તમલાલજી ) શું વેદોમાં પશુઓનો ભોગ આપવો લખ્યો છે ?

કિંમત, એક રૂપિયો, ટપાલખર્ચ પાંચ આના.

### ( બીજો ભાગ ખલાસ થઇ ગયો છે )

### ત્રીજો ભાગ—ગોમેધ

આ પુસ્તકમાં નીચે લખેલા વિષયોનો વિચાર થયો છે—

યજ્ઞમાં ગોમાંસ, પ્રકરણાનુકૂલ અર્થવિચાર, ઋષિપંચમી, વેદનો મહાસિદ્ધાંત, યજ્ઞની પૂર્વ અને ઉત્તરવેદી, મધુપર્ક, કલિવર્જ્ય પ્રકરણ, બૃહદારણ્યકનું વચન, ગૌનાં વૈદિક નામ, ગોમેધનો વિચાર ચરકની સાક્ષી, વિવાહમાં ગોમાંસ, અતિથીના માટે ગૌ, યજ્ઞમાં માંસ, અન્ત્ય યજ્ઞ, વેદમાં અહિંસા, અવધ્ય ગો અને બળદ, યજ્ઞનું તત્વ, ગૌને ખાવી, ઇત્યાદિ અનેક વિષય આમાં આવ્યા છે. દરેક વિષયનું પ્રતિપાદન કરવા માટે અનેક વેદમંત્રોનું પ્રમાણ આપવામાં આવ્યું છે. 'વૈદિક સમયમાં ગોમાંસ ભક્ષણની પ્રથા હતી ' એવું કહેનારાઓ માટે આ ગ્રંથ એક ઉત્તમ ઉત્તર છે. આ પુસ્તક વાંચ્યા પછી ઉપર્યુક્ત વિષયમાં કોઇ શંકા રહેશે નહિ, કિંમત એક રૂપિયો. ટપાલ ખર્ચ પાંચ આના.

## અથર્વવેદનું સુબોધ ભાષ્ય

| | | કિંમત રૂપિયા | ટપાલખર્ચ આના |
|---|---|---|---|
| ૧ પહેલું કાંડ | (બાંધેલું) | ૨ | ૮ |
| ૨ બીજું કાંડ | ,, | ૨ | ,, |
| ૩ ત્રીજું કાંડ | ,, | ૨ | ,, |
| ૪ ચોથું કાંડ | ,, | ૨ | ,, |
| ૫ પાંચમું કાંડ | ,, | ૨ | ,, |
| ૬ છઠ્ઠું કાંડ | ,, | ૨ | ,, |
| ૭ સાતમું કાંડ | ,, | ૨ | ,, |
| ૮ આઠમું કાંડ | ,, | ૨ | ,, |
| ૯ નવમું કાંડ | ,, | ૨ | ,, |
| ૧૦ દશમું કાંડ | ,, | ૨ | ,, |
| ૧૧ અગીઆરમું કાંડ | ,, | ૨ | ,, |
| ૧૨ બારમું કાંડ | ,, | ૨ | ,, |
| ૧૪ તેરમું કાંડ | ,, | ૧ | ૫ |
| ૧૪ ચૌદમું કાંડ | ,, | ૧ | ૫ |
| ૧૫ પંદરમાથી અઢારમા સુધીના ચાર કાંડ | ,, | ૨॥ | ૧૨ |
| ૧ થી ૫ કાંડ | ,, | ૮ | રૂ. ૧॥ |
| ૬ થી ૧૯ કાંડ | ,, | ૮ | ,, ૧॥ |
| ૧૧ થી ૧૮ કાંડ | ,, | ૮ | ,, ૧॥ |

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા

( ટીકા લેખક : પંડિત શ્રી. વા. સાતવળેકર )

આ પુસ્તકમાં પુરુષાર્થબોધિની નામની ભાષા–ટીકામાં, વેદ,

ઉપનિષદ આદિ પ્રાચીન ગ્રંથોનાજ સિદ્ધાંતો ગીતામાં નવા સ્વરૂપમાં કઇ રીતે કહ્યા છે એ બાબત દર્શાવી છે. એટલે આ પ્રાચીન પરંપરાને બતાવવી એ આ પુરુષાર્થબોધિની ટીકાનો મુખ્ય ઉદ્દેશ છે, અથવા એજ એની વિશેષતા છે.

## ગીતાના અઢાર અધ્યાયો ત્રણ ભાગમાં

| પ્રકાશિત કરેલા છે. | કિંમત રૂપિયા | ટપાલખર્ચ આના |
|---|---|---|
| અધ્યાય ૧ થી ૫ | ૩ | ૧૦ |
| ,, ૬ થી ૧૦ | ૩ | ૧૦ |
| ,, ૧૧ થી ૧૮ | ૩ | ૧૦ |

ત્રણે ભાગો સામટા લેનારને ટપાલખર્ચ સાથે નવ રૂપિયામાં મળશે. દરેક છુટક અધ્યાયની કિંમત આઠ આના અને ટપાલખર્ચ બે આના છે.

## ભગવદ્‌ગીતા-સમન્વય

'વૈદિકધર્મ'ના આકારનાં ૧૩૬ પાનાં, ચીકણા કાગળ, કિંમત એક રૂપિયો, પુંઠાવાળા પુસ્તકનો દોઢ રૂપિયો, ટપાલખર્ચ ૭ આના, ગ્રાહકે ટપાલખર્ચ સાથે કિંમતની રકમ મોકલવી.

ભગવદ્‌ગીતાનું અધ્યયન કરનારાઓ માટે આ પુસ્તક અત્યંત આવશ્યક છે.

## ભગવદ્‌ગીતા શ્લોકાર્ધસૂચી

આમાં શ્રીગીતાના શ્લોકાર્ધોની અકારાદિક્રમથી આદ્યાક્ષર સૂચી છે અને એજ ક્રમથી અન્ત્યાક્ષર સૂચી પણ છે. કિંમત માત્ર ૭ આના; ટપાલખર્ચ બે આના.

## ભગવદ્‌ગીતા લેખમાળા

'ગીતા' માસિકમાં પ્રકાશિત ગીતાવિષયક લેખોનો આ

સંગ્રહ છે. આના સાત ભાગ તૈયાર છે, જેની કિંમત સાડાપાંચ રૂપિયા અને ટપાલખર્ચ દોઢ રૂપિયો છે.

ગીતાસમીક્ષા કિંમત બે આના ટપાલખર્ચ એક આનો.

## યોગસાધનમાલા

### ૧ સંધ્યોપાસના

યોગની દષ્ટિએ સંધ્યા કરવાની પ્રક્રિયા, એમાં અમારા ' સંધ્યાકા અનુષ્ઠાન ' એ પુસ્તકનો સમાવેશ કરેલો છે. કિંમત દોઢ રૂપિયો, ટપાલ ખર્ચ પાંચ આના.

### ૨ વૈદિક પ્રાણુવિદ્યા

પ્રાણાયમ કરતી વેળા જે પ્રકારે મનની ' ભાવના ' રાખવી જોઇએ તેનું વર્ણન. કિંમત અડધો રૂપિયો, ટપાલ ખર્ચ બે આના.

### ૩ બ્રહ્મચર્ય

આ સચિત્ર પુસ્તકમાં ' અથર્વવેદીય બ્રહ્મચર્ય સૂકત 'નું વિવરણ છે. બ્રહ્મચર્યસાધન અને યોગસાધનમાં યોગાસન તથા વીર્યરક્ષણના અનુભવસિદ્ધ ઉપાય આ પુસ્તકમાં બતાવ્યા છે. કિંમત એક રૂપિયો, ટપાલ ખર્ચ પાંચ આના.

### ૪ આસન

આમાં આસનોનાં વર્ણન ચિત્રોની સાથે છે. કિંમત બે રૂપિયા, ટપાલ ખર્ચ સાત આના.

આસનોંકા ચિત્રપટ ૨૦ × ૩૦ ઇચ કાગળ પર.

### ૫ યોગસાધનની તૈયારી

યોગાભ્યાસથી ઉન્નતિ કરવાનું પુસ્તક. કિંમત પોણો રૂપિયો ટપાલ ખર્ચ પાંચ આના.

### ૬ સૂર્યભેદન વ્યાયામ

( સચિત્ર ) બળવર્ધક યોગનો વ્યાયામ. કિંમત અડધો રૂપિયો; ટપાલ ખર્ચ બે આના.

### ૭ ઇન્દ્રશક્તિનો વિકાસ

મનુષ્યમાં ઈન્દ્ર શક્તિ છે, પરન્તુ એ પૂરતી જાગૃત નથી. એનું સંવર્ધન કરવાની પદ્ધતિ આમાં બતાવી છે. કિંમત અડધો રૂપિયો; ટપાલ ખર્ચ બે આના.

## સ્વાધ્યાય મંડળદ્વારા પ્રકાશિત વૈદિક ધર્મના ગ્રંથ

### આગમ નિબંધ માળા

વેદ અનંત વિદ્યાઓનો સમુદ્ર છે. આ વેદ સમુદ્રનું મંથન કરવાથી અનેક જ્ઞાનરત્ન પ્રાપ્ત થાય છે, એ રત્નોની આ માળા છે.

| | કિંમત આના | ટપાલ ખર્ચ આના |
|---|---|---|
| ૧ વૈદિક રાજ્યપદ્ધતિ | ૫ | ૧ |
| ૨ માનવી આયુષ્ય | ૪ | ૧ |
| ૩ વૈદિક સભ્યતા | ૧૨ | ૨ |
| ૪ વૈદિક ચિકિત્સાશાસ્ત્ર | ૬ | ૨ |
| ૫ વૈદિક સ્વરાજ્ય કી મહિમા | ૮ | ૨ |
| ૬ વૈદિક સર્પવિદ્યા | ૮ | ૨ |
| ૭ મૃત્યુકો દૂર કરનેકા ઉપાય | ૮ | ૨ |
| ૮ વેદમેં ચર્ખા | ૮ | ૨ |
| ૯ શિવ સંકલ્પકા વિજય | ૮ | ૨ |
| ૧૦ વૈદિક ધર્મકી વિશેષતા | ૮ | ૨ |
| ૧૧ તર્કસે વેદકા અર્થ | ૮ | ૨ |

| | | |
|---|---|---|
| ૧૨ વેદમેં રોગજન્તુ શાસ્ત્ર | ૩ | ૧ |
| ૧૩ બ્રહ્મચર્યકા વિઘ્ન | ૨ | ૧ |
| ૧૪ વેદમેં લોહે કે કારખાને | ૫ | ૧ |
| ૧૫ વેદમેં કૃષિ વિદ્યા | ૩ | ૧ |
| ૧૬ ઇન્દ્ર શક્તિકા વિકાસ | ૨ | ૨ |
| ૧૭ વેદોક્ત પ્રજનન શાસ્ત્ર | ૩ | ૧ |

## ઇશ ઉપનિષદ્

આ ઉપનિષદ્‌નો સરલ અનુવાદ આ પુસ્તકમાં આપ્યો છે. આરંભમાં ઘણી વિસ્તૃત ભૂમિકા આપી છે. જેમાં ઇશોપનિષદ્‌ના કેટલાક સિદ્ધાન્તોનો વૈદિક પ્રમાણોથી વિચાર કર્યો છે, અને મંત્રભાગોનો અર્થ નિશ્ચિત કર્યો છે. મંત્રનો અર્થ આપ્યા પછી અતિ વિસ્તૃત ટીકા આપી છે. કિંમત એક રૂપિયો; ટપાલ ખર્ચ પાંચ આના.

## દેવતાપરિચય ગ્રંથમાળા

| | કિમત આના | ટપાલખર્ચ આના |
|---|---|---|
| ૧ રુદ્રદેવતાકા પરિચય | ૮ | ૨ |
| ૨ ઋગ્વેદમાં રુદ્રદેવતા | ૧૦ | ૨ |
| ૩ દેવતા વિચાર | | |
| ૪ વૈદિક અગ્નિવિદ્યા | ૧॥ | ૫ |

## વેદ કા સ્વયં શિક્ષક

જે પાઠક દરરોજ અડધો કલાક એના અધ્યયન માટે આપશે, એઓનો પ્રવેશ વેદના મંદિરમાં સુગમતાથી થશે. હાલ બે ભાગ તૈયાર છે. દરેક ભાગની કિંમત દોઢ રૂપિયો; ટપાલ ખર્ચ ૭ આના.

## શતપથ બોધામૃત

બોધથી જ આપણા સર્વની ઉન્નતિ થનારી છે. આ કારણે શતપથનાં બોધ વચનોનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે. કિંમત ચાર આના; ટપાલ ખર્ચ એક આનો.

## સંસ્કૃત પાઠમાલા

( સંસ્કૃત ભાષાનું અધ્યયન કરવાનો સુગમ ઉપાય )

સંસ્કૃત પાઠમાળાના અધ્યયનના લાભ (૧) પાઠક પોતાનો કામ ધંધો કરતા કરતા ફુરસદના વખતે બીજા કોઇની મદદ વિના પોતાના સંસ્કૃતનું જ્ઞાન વધારી શકે છે (૨) દરરોજ એક કલાક અભ્યાસ કરવાથી એક વર્ષની અન્દર રામાયણ મહાભારત સમજવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. (૩) પુસ્તક અત્યંત સુગમ છે, નિયમો કંઠસ્થ કર્યા વિના સંસ્કૃત ભાષામાં પ્રવેશ થઇ શકે છે (૪) પાઠશાળામાં જનારા વિદ્યાર્થી પણ આ પુસ્તકો દ્વારા ઘણો લાભ પ્રાપ્ત કરી શકશે.

આ પદ્ધતિની વિશેષતા નીચે પ્રમાણે છે—

પહેલા, બીજા અને ત્રીજા ભાગમાં સંસ્કૃત ભાષાનો સાધારણ પરિચય કરાવ્યો છે. (૨) ચોથા ભાગમાં સંધિવિચાર બતાવ્યો છે. (૩) પાંચમા અને છઠ્ઠા ભાગમાં સંસ્કૃતનો વિશેષ પરિચય કરાવ્યો છે. સાતથી દશમા ભાગમાં પુલ્લિંગ, સ્ત્રીલિંગ તથા નપુંસકલિંગ નામોના રૂપ બતાવવાની વિધિ બતાવી છે. (૫) અગીઆરમા ભાગમાં સર્વનામનાં રૂપ બતવ્યાં છે. (૬) બારમા ભાગમાં સમાસોનો વિચાર કર્યો છે. (૭) તેરથી અઢારમા ભાગમાં ક્રિયાપદ વિચારની પાઠવિધિ બતાવી છે. (૮) ઓગણીસથી ચોવીસમા ભાગમાં વેદનો પરિચય કરાવ્યો છે.

| | | | | |
|---|---|---|---|---|
| એક પુસ્તકની | કિંમત | છ આના; | ટપાલખર્ચ | બે આના |
| ત્રણ પુસ્તકોની | ,, | એક રુપિયો; | ,, ,, | ચાર ,, |
| બાર પુસ્તકોની | ,, | ચાર રુપિયા | ,, ,, | આઠ ,, |
| ચોવીસ પુસ્તકોની | ,, | સાડાછ રુપિયા | ,, ,, | ચૌદ ,, |

## સંપૂર્ણ મહાભારત તૈયાર છે

સંપૂર્ણ અઢારપર્વનું મહાભારત તૈયાર છે. આ બાંધેલા પુઠાવાળા મહાભારતની કિંમત પાંસઠ રૂપિયા રાખી છે. પરંતુ મનીઑર્ડર દ્વારા જેઓ અગાઉથી રૂપિયા મોકલશે તેઓને અગીઆર હજાર પાનાનાં આ સંપૂર્ણ સચિત્ર ગ્રંથને ફક્ત સાઠ રૂપિયા લેઈ મોકલવામાં આવશે. ગ્રાહક તરફથી અગાઉથી રૂપિયા આવે સદર પુસ્તક સંસ્થાના ખર્ચે રેલ્વે પાર્સલથી મોકલવામાં આવશે. મનીઑર્ડરથી રૂપિયા મોકલવામાં આવશે તો અડધો ટપાલખર્ચ માફ કરીશું. ગ્રાહકની નજીક રેલ્વે સ્ટેશન નહિ હોય તો ટપાલ મારફત ગ્રંથ મોકલવામાં આવશે.

**સૂચના**—ટપાલખર્ચ સાથે કિંમત મોકલનારને મહાભારતનું કોઇ પણ છૂટું પર્વ મળી શકશે.

મહાભારતની સમાલોચના—બે ભાગની કિંમત અડધો રૂપિયો ટપાલખર્ચ બે આના.

## મહાભારત
### આર્યોના વિજયનો પ્રાચીન ઇતિહાસ

| પર્વનું નામ | પૃષ્ઠ સંખ્યા | કિંમત રૂપિયા | ટપાલ ખર્ચ |
|---|---|---|---|
| ૧ આદિ પર્વ | ૧૧૨૫ | ૬ | ૧-૪ |
| ૨ સભા પર્વ | ૩૫૭ | ૨॥ | ૦-૧૨ |
| ૩ વન પર્વ | ૧૫૩૮ | ૮ | ૧-૮ |

| | | | |
|---|---|---|---|
| ૪ વિરાટ પર્વ | ૩૦૬ | ૨ | ૦—૯ |
| ૫ ઉદ્યોગ પર્વ | ૯૫૩ | ૫ | ૧—૪ |
| ૬ ભીષ્મ પર્વ | ૮૦૦ | ૪॥ | ૧—૦ |
| ૭ દ્રોણ પર્વ | ૧૩૬૪ | ૭॥ | ૧—૮ |
| ૮ કર્ણ પર્વ | ૬૩૭ | ૩॥ | ૦—૧૨ |
| ૯ શલ્ય પર્વ | ૪૩૫ | ૨॥ | ૦—૧૨ |
| ૧૦ સૌપ્તિક પર્વ | ૧૦૪ | ૦॥। | ૧—૨ |
| ૧૧ સ્ત્રી પર્વ | ૧૦૮ | ૦॥। | ૧—૨ |
| ૧૨ શાન્તિ પર્વ | | | |
| ૧ રાજધર્મ પર્વ | ૬૯૪ | ૪ | ૧—૦ |
| ૨ આપદ્ધર્મ પર્વ | ૨૩૨ | ૧॥ | ૦—૮ |
| ૩ મોક્ષધર્મ પર્વ | ૧૧૦૦ | ૬ | ૧—૪ |
| ૧૩ અનુશાસન પર્વ | ૧૦૭૬ | ૬ | ૧—૨ |
| ૧૪ આશ્વમેધિક પર્વ | ૪૦૦ | ૨॥ | ૦—૮ |
| ૧૫ આશ્રમવાસિક પર્વ | ૧૪૮ | ૧ | ૦—૬ |
| ૧૬ મૌસલ પર્વ, ૧૭ મહાપ્રસ્થાનિક પર્વ, ૧૮ સ્વર્ગારોહણ પર્વ | ૧૦૮ | ૧ | ૦—૬ |

## સૂર્ય નમસ્કાર

શ્રીમાન્ બાળાસાહેબ પન્ત. બી. એ પ્રતિનિધિ, ઔન્ધ રાજ્યના રાજા સાહેબ, એઓશ્રીએ આ પુસ્તકમાં, સૂર્યનમસ્કારનો વ્યાયામ કયા પ્રકારે લેવો જોઇએ, એથી શું લાભ થાય છે અને તે લાભ શા માટે થાય છે; સૂર્યનમસ્કારનો વ્યાયામ કરનારાઓનો અનુભવ; સુયોગ્ય આહાર કયા પ્રકારનો હોવો જોઇએ; યોગ્ય અને આરોગ્ય વર્ધક રસોઇની પદ્ધતિ, સૂર્યનમસ્કારના વ્યાયામથી કેવી રીતે રોગનો પ્રતિબન્ધ થાય છે, આદિ બાબતેનું વિવેચન વિસ્તારથી કર્યું

છે. પૃષ્ટ સંખ્યા ૧૪૦, કિંમત માત્ર અડધો રૂપિયો, ટપાલ ખર્ચ બે આના. દસ આનાના ટપાલના સ્ટેમ્પ મોકલવાથી આ પુસ્તક પહોંચાડવામાં આવશે.

**સૂર્યનમસ્કારોંકા ચિત્રપટઃ** કદ ૧૦" × ૧૫" કિંમત દોઢ આનો, ટપાલ ખર્ચ એક આનો.

## ભકતના ભગવાન

( લેખક: શ્રી. રુલિયારાયજી કશ્યપ, એમ. એસ સી. )

આ પુસ્તકમાં ઈશ્વરીય ચમત્કારોનું વૈજ્ઞાનિક સત્યતાની દૃષ્ટિએ વિસ્તૃત વર્ણન કર્યું છે. આ પુસ્તકના વાચનથી ભકતના હૃદયમાં ભગવાનની પ્રાપ્તિ માટેના ઉમંગની વૃદ્ધિ થશે. કિંમત અડધો રૂપિયો, ટપાલ ખર્ચ સાથે દસ આનાના ટપાલના સ્ટેમ્પ મોકલો.

## વૈદિક સમ્પત્તિ

જો આપને પોતાના ધર્મનું સારી રીતે અધ્યયન કરવું હોય, તો આપ આ પુસ્તક મંગાવો; આ પુસ્તકને આપ આરંભથી અન્ત સુધી વાંચો. એકવાર આપ આ પુસ્તકને વાચવું શરુ કરશો તો પછી આપ એને પુરું કર્યા વિના છોડશો નહિ. આ પુસ્તક આપની સાથે જીવનપર્યન્ત રહેવા યોગ્ય છે.

### વિશેષ સવડ

**વૈદિક સમ્પત્તિ**—કિંમત ૭ રૂપિયા ટપાલ ખર્ચ સવા રૂપિયો મળીને સવા સાત રૂપિયા.

**અક્ષર વિજ્ઞાન**—કિંમત એક રૂપિયો, ટપાલ ખર્ચ ૭ આના મળીને એક રૂપિયો ૭ આના.

પરન્તુ મનીઓર્ડરથી સવા સાત રૂપિયા મોકલવામાં આવશે તો બન્ને પુસ્તકો ટપાલખર્ચ વિના મળશે.

## આસન

### 'યોગ કી આરોગ્યવર્ધક વ્યાયામપદ્ધતિ'

અનેક વર્ષોના અનુભવથી આ વાત નિશ્ચિત થઈ ચૂકી છે કે શરીર સ્વાસ્થ્ય માટે આસનોનો આરોગ્યવર્ધક વ્યાયામ જ અત્યંત સુગમ તથા નિશ્ચત ઉપાય છે. અશક્ત મનુષ્ય આ પદ્ધતિથી પોતાનું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકે છે.

આ પદ્ધતિનું સમ્પૂર્ણ સ્પષ્ટીકરણ આ પુસ્તકમાં છે. કિંમત માત્ર બે રૂપિયા; ટપાલખર્ચ સાત આના. મનીઓર્ડરથી બે રૂપિયા સાત આના મોકલો.

---

## આદિકવિ–શ્રી વાલ્મીકિ–મહામુનિ–પ્રણીત

# રામાયણનું

## ભાષાનુવાદસહિત મુદ્રણ

આદર્શ પુરુષોમાં મર્યાદાપુરુષોત્તમ શ્રી દાશરથી રામચંદ્રજીનું સુરમ્ય, મનોહારી ચરિત્ર અત્યંત બોધપ્રદ છે. શ્રી રામચંદ્રજીનાં અનેક ચરિત્રો છે, પરંતુ આદિકવિ શ્રી વાલ્મીકિદ્વારા જે રામાયણ નિર્માણ થયું, તે સર્વથી પ્રાચીન અને પ્રામાણિક માનવામાં આવ્યું છે.

શ્રી રામચરિત્ર સર્વચરિત્રોમાં અત્યંત રમણીય અને બોધપ્રદ હોવાથી તથા મર્યાદાપુરુષોત્તમનો આદર્શ સઘળા કવિઓના સમક્ષ સદા આદરણીય રહેવાથી અનેક કવિઓએ આ ચરિત્ર પર કાંઇ ને કાંઈ જરૂર લખ્યું છે, અને પોતાની ખાસ કવિકલ્પના તેમાં મિશ્ર કરીને કાવ્યરસપ્રચૂર કરવાનો પ્રયત્ન કરેલો છે. પરંતુ આવી રીતે પ્રાચીન કે અર્વાચીન કવિઓ દ્વારા કાવ્યરસ વધારવાના જે જે યત્ન થયા છે, તે કારણથી શ્રી રામચંદ્રજીનો જે આદર્શ શ્રી વાલ્મીકિ મુનિએ જનતા સમક્ષ રજૂ કર્યો હતો, તે થોડાઘણો વિકૃત થયો છે.

### કથામાં વિકૃતિ કે બગાડ

આ પ્રકારની અનેક વિકૃતિઓ કે બગાડ થવા પામ્યા છે. પરંતુ અહીં માત્ર નમુના માટે બે કથાઓ અમે જનતા સન્મુખ રજૂ કરીએ છીએ:

## (१) અહલ્યોદ્ધાર

અહલ્યાદેવીની વાર્તા તો સર્વવિદિત છે. આજકાલ આ કથા આ પ્રમાણે કહેવાય છેઃ—" ગૌતમઋષિના શાપથી અહલ્યા શિલા બની હતી; તે શિલાને શ્રીરામચંદ્રજીએ પોતાના પગનો સ્પર્શ કર્યો, જેથી અહલ્યા તે શિલામાંથી ફરી સ્ત્રી બની ગઇ; પછીથી અહલ્યાદેવીએ શ્રીરામચંદ્રજીના પગ પર પોતાનું મસ્તક મુકયું, એટલે કે પ્રણામ કર્યાં...વગેરે.

આવી આવી કવિકલ્પનાવડે રચાએલી અનેક પ્રકારની કથાઓ ગ્રંથોમાં તથા જનપ્રવાદોમાં પ્રચલિત છે. આ કથાઓથી શ્રોતાઓને રસ તો આવતોજ હશે, પરંતુ આ કથાઓ શ્રી વાલ્મીકિમુનિએ જે આદર્શ જનતાની સામે રાખ્યો હતો, તેથી તો ઘણીજ આઘે ગયાની સાબિતી આપે છે. જુઓ—

(૧) અહલ્યાદેવી કદી પણ શિલા બનીજ નથી, પછી તેનો પાદસ્પર્શથી ઉદ્ધાર કયા કારણે થઇ શકે ? અહલ્યાની શિલા થયાની વાત વાલ્મીકિના કથનથી સર્વથા વિરૂદ્ધ છે. (૨) બીજી વાત એ છે, કે મર્યાદાપુરૂષોત્તમ શ્રીરામચંદ્રજી, જે શ્રુતિસ્મૃતિની આચાર સંપન્નતાના ઉચ્ચ આદર્શ રૂપ છે, તે ક્ષત્રિયકુમાર ગૌતમ મહર્ષિની પત્ની, ગુરૂપત્નીને પોતાનો પગ શી રીતે લગાડી શકે ? (૩) અહલ્યા બ્રહ્મદેવની માનસકન્યા હતી, મહર્ષિની પત્ની હતી, બ્રાહ્મણની સ્ત્રી એટલે બ્રાહ્મણી હતી, અને આયુથી (વયવડે) મોટી પણ હતી; એવી સ્ત્રીને વેદશાસ્ત્રજ્ઞ ક્ષત્રિયકુમાર પોતાનો પગ અડકાડે, એ કેવી રીતે બની શકે ? વૈદિક આદર્શથી એ તો સર્વ રીતે વિરૂદ્ધ છે. અને પગ પણ શું કામ અડકાડે ?-મુદ્દામાં તો જે શિલા બનીજ ન હતી તે ! એટલે કવિઓની આ સર્વ કપોલકલ્પિત

કલ્પનાઓ છે, કે જે વાલ્મીકિના આદર્શથી નિઃસદેહ અધઃપતિત અવસ્થાની સૂચના દઇ રહી છે.

## (૨) શબરી

બીજી શબરીની વાર્તા પણ એવી જ છે. શબરી એક સ્ત્રીનું નામ હતું, એ નામનો આશય ન સમજવાથી આ કવિઓએ તેને ભીલજાતિની સ્ત્રી બનાવી દીધી અને તેના ઉચ્છિષ્ટ એટલે કે એઠાં બોર પણ શ્રી રામચંદ્રજીને ખવડાવ્યાં ! કવિઓનાં આ સાહસો શું ઓછાં છે? પ્રથમ તો જે ભીલ નહોતી, તેને ભીલ સ્ત્રી બનાવી, મૂળ રામાયણમાં જ્યાં બોરનું નામ સુદ્ધાં પણ નથી ત્યાં બોર નીપજાવ્યાં; એટલું જ નહી, પરંતુ તેને ભીલ સ્ત્રીના ખાધેલાં–એઠાં–પણ બનાવ્યાં. અને છેવટે શ્રૌતસ્માર્ત આચારના આદર્શભૂત શ્રી રામચંદ્રજી પાસે તે ખવડાવ્યાં પણ ખરાં ! ! !

વાલ્મીકિ મુનિના આદર્શની કોઇ કલ્પનાનો ખ્યાલ આ કવિઓને નહોતો, તે કારણથી આવો અનર્થકારી વિપર્યાસ શ્રી રામચરિત્રમાં તેઓએ કાવ્ય રસ વૃદ્ધિંગત કરવાની વિચારણાથી કર્યો છે, અદ્યાપિ સુધી આ પ્રક્ષેપ અનેક શતાબ્દિઓથી રામાયણમાં થતા આવ્યા છે, અને શતાબ્દિઓથી ભારતીય જનતા આ વિપર્યાસોને અપનાવતી પણ આવી છે. તો પણ આ પ્રક્ષેપોને દૂર કરી, પરિશુદ્ધ અવસ્થામાં શ્રી વાલ્મીકિય રામચરિત્ર જનતા સમક્ષ રજૂ કરવાની અત્યંત આવશ્યકતા છે. હાલ અમે તે કાર્ય કરવાની ઇચ્છા રાખી છે.

## આધુનિક લેખક

આધુનિક લેખકોએ પણ કાંઇ થોડો વિપર્યાસ નથી કર્યો. બૌદ્ધોએ તો દશરથ–કૌશલ્યાને ભાઈ–બહેન બનાવીને તેમનો વિવાહ કરી દીધો છે ! મ. મહતાદિ વ્યંકટરત્ન, તથા અનેક અન્યાન્ય

the Samaveda, over 20 Indexes are given towards end, containing the alphabetical index of all the 'Mantras,' the 'mantras that are found in the Rgveda, and those that are not found therein The majority of the indexes are most valuable for the proper understanding of the intricate problem of the Samaganas.

In preparing these editions, the Pandit has secured the help of many Shastri's who belong to the respective Vedas and who have made a life-long study of the texts. He has also consulted a number of Mss. and the already published editions. No pains are spared to make the editions as scholarly and useful in every way possible. Just as the house of every Christian, Similarly every Hindu should possess a set of the Vedic Samhitas so that the Pandit will be encouraged to speed up the work of publishing the remaining texts and undertake the more difficult and more important task of their interpretation on the scientific lines approved of by all Vedic Scholars of repute.

N. A. Gore

***

धी ईन्डीअन पी. ई. ओन. पोताना जुलाइ १८४१ ना अंकमां लखे छे. के—

Editorial appreciation is accorded in *The New Indian Antiquary* for March to the efforts of Pandit S. D. Satavalekar and his colleagues of the Svadhyaya Mandal, Aundh (Dist. Satara) to bring accurate editions of the Vedas and allied literature within the reach of the ordinary pocket. The five painstakingly edited volumes so far published contain the *Rgveda-Samhita*, the *Sukla-Yajurveda-Vajasaneyi Samhita*, the *Samaveda-Samhita*, the *Atharvaveda-Samhita* and the *Kanva-Samhita*, the first two of which are priced at Rs. 5 and Rs. 2, respectively, and the last three at Rs. 3 each. Eight more volumes are planned for publication in the near future. *The New Indian Antiquary* makes a plea for unstinted financial support to this effort to popularise Aryan thought and culture.

***


શ્રી. ક. મા. મુનશી

ગુજરાતના ગૌરવની પ્રતિમા સમા, ગુજરાતના નવલકથા સાહિત્યમાં અનેરી ભાત પાડનાર, ભારતીય સાહિત્યકારોમાં ગુર્જર સાહિત્યકાર તરીકે ઉચ્ચ સ્થાન પામનાર, અખંડ ભારતનો જપ જપનાર, મુંબાઇ સરકારના ભૂતપૂર્વ ગૃહ-સચિવ **શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી,** બી. એ., એલએલ. બી. મુંબાઇથી ગુજરાત શાખાને પ્રોત્સાહન આપતાં લખે છેઃ—

મુંબાઇ

શ્રી ભાઈ નટવરલાલ

તમારો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે 'અથર્વવેદ' મળ્યું. હું જરૂર વાંચીશ. ગુજરાતના ઉપર તમે ઉપકાર કરી રહ્યા છો.

લી.

ક. **મુનશી**ના વંદેમાતરમ્.

***


શ્રી. હ. કા. મહેતા

થિયોસોફીકલ સોસાયટીના મુંબાઇ ઇલાકાના જાણીતા કાર્યકર્તા, વિચારક, વક્તા અને લેખક **શ્રી. હરજીવનદાસભાઇ કાલીદાસ મહેતા** ભાવનગરથી શ્રી પંડિત સાતવળેકરજીની **શ્રીમદ્ ભગવદ્ ગીતા પુરુષાર્થ બોધિની ટીકા** સંબંધે જણાવે છે કેઃ—

# પુરૂષાર્થબોધિની ભાષાટીકા સાથે

## એક પરિચય

પંડિતશ્રી શ્રીપાદ દામોદર સાતવળેકરે શ્રીમદ્ ભગવદ્ ગીતા ઉપર પુરૂષાર્થબોધિની નામની ઉપયોગી ટીકા હિંદી ભાષામાં કરેલી છે અને તે ત્રણ ભાગમાં ઔંધના સ્વાધ્યાય મંડળે પ્રગટ કરેલી છે. આમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનો મૂળ શ્લોક, તેનો અન્વય, તેનું હિંદી ભાષાન્તર તથા તેનું રહસ્ય સમજાવતી હિંદી ટીકા આપેલાં છે. આ ઉપરાંત, દરેક અધ્યાય પછી તે ઉપર વિચારણા, તેના સ્મરણીય શ્લોકો, અધ્યાયમાં નિરૂપણ કરેલા વિષયોની વિષયસૂચી પણ આપેલાં છે. ટીકામાં અનેક સ્થળે વેદ; ઉપનિષદ વગેરેમાંના પ્રમાણ તથા અનેક કોષ્ઠકો તથા કોઠાઓ રજુ કર્યાં છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતા એવું મહત્વનું પુસ્તક છે કે તેના ઉપર અનેક આચાર્યો અને અનેક વિદ્વાન પુરૂષોએ ટીકા કરેલી છે છતાં હજી પણ તેના પર નવી ટીકાઓ લખાઈ રહી છે. અને ભવિષ્યમાં પણ લખાશે. દરેક ટીકાએ કોઇ ને કોઇ મહત્વનું દૃષ્ટિબિંદુ રજુ કરેલું છે અને ભવિષ્યમાં પણ તેમ થશે.

શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોકો પર વિચાર કરનાર મનુષ્ય કરતાં, મહાભારત વાંચીને પછી એ શ્લોકોનું મનન કરનારને ઘણું જાણવાનું મળે છે. જો કોઇ વેદ, ઉપનિષદ્ ષડ્દર્શન, તથા ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને પછી ગીતાનો અભ્યાસ કરે છે તો તેને અનેક નવીન સત્યો મળી આવે છે, અને જો કોઇ વેદ, ઉપનિષદ્, ષડ્દર્શન, ધર્મશાસ્ત્રોના અભ્યાસ ઉપરાંત, ગીતા પરની

અનેક પ્રાચીન તથા અર્વાચીન ટીકાઓ જોઇ જઇને ગીતાનો અભ્યાસ કરવા બેસે છે તો તેને ઘણાં નવીન રહસ્યો પ્રાપ્ત થાય છે. પંડિતશ્રી શ્રીપાદ દામોદર સાતવળેકરે ઉપર જણાવેલાં પુસ્તકોનો અભ્યાસ કર્યો બાદ આ પુરૂષાર્થ બોધિની ટીકા લખી જણાય છે. તેથી તેમાં પ્રાચીન તથા અર્વાચીન સંસ્કૃતિ અને પરમાર્થ તથા વ્યવહારનો સમેળ સચવાયો છે.

પંડિતજીએ મહાભારતના યુદ્ધને, નૈતિક. આધ્યાત્મિક, રાજકીય તથા ઐતિહાસિક દૃષ્ટિએ સમજાવવાનો સફળ પ્રયત્ન કર્યો છે. અને તેમાં સ્વાર્થ, પરાર્થ અને પરમાર્થનો ભેદ અચ્છી રીતે સમજાવ્યો છે.

રાજકીય દૃષ્ટિ સમજાવતાં, 'ધૃતરાષ્ટ્ર'નો અર્થ સામ્રાજ્યવાદ અને 'હતરાષ્ટ્ર'–'ધર્મરાજ'નો અર્થ સ્વરાજ્યવાદ કરેલો છે. બીજાનું રાજ્ય કાવાદાવાથી પચાવી પાડવું એ સામ્રાજ્યવાદ છે અને એ વાદની ઉપાસના કૌરવો કરતા હતા માટે તેમનું યુદ્ધ એ અધર્મ યુદ્ધ હતું; અને પોતાનું ગયેલું રાજ્ય પાછું મેળવવું એ સ્વરાજ્યવાદ છે અને પાંડવો આ વાદના ઉપાસક હતા માટે તેમનું યુદ્ધ એ ધર્મયુદ્ધ હતું એમ દાખલા દલીલોથી પંડિતજીએ બતાવેલું છે.

સાચુ સ્વરાજ્ય ધર્મ અને નીતિથી જ પ્રાપ્ત થાય છે. એમ પ્રતિપાદન કરતાં પાંડવોનાં નામોનું રહસ્ય સમજાવવામાં આવ્યું છે. ધર્મ અને નીતિને માર્ગે ચાલનાર મનુષ્યને, વ્યવહારમાં, અનેક લાલચો, અનેક મુશ્કેલીઓ, અને અનેક વિપદો આવી પડે છે. પણ તેથી તે પાછો હઠતો નથી. ધર્મરાજ અથવા યુધિષ્ઠિર એ નામ આ ભાવ સૂચવે છે. જ્યાં ધર્મ અને નીતિ હોય ત્યાં બળ અને નિર્ભયતા હોય છે. માટે બીજા ભાઇનું નામ ભીમ છે.

ધર્મ, નીતિ અને નિર્ભયતા હોય ત્યાં વિજય અને વીરવૃત્તિ હોય છે માટે ત્રીજા ભાઈનું નામ ધનુર્ધર અર્જુન છે. ઉપલા ગુણોની સાથે જ્ઞાનની આવશ્યકતા છે. આ આવશ્યકતા નકુલ પૂરી પાડે છે. અને જ્યાં ધર્મ, નીતિ, નિર્ભયતા, વીરવૃત્તિ, અને જ્ઞાન હોય ત્યાં ભક્તિ અને દૈવી સહાય જરૂર મળે માટે પાંચમા ભાઈનું નામ સહદેવ છે. આવા વીર પુરૂષો જે યુદ્ધમાં ઉતર્યા હોય ત્યાં પરમાત્મા પોતે સારથી થાય છે અને વિજયમાળા અર્પે છે એમ જણાવવામાં આવ્યું છે.

અધ્યાત્મ દ્દષ્ટિએ, મહાભારતનું યુદ્ધ દૈવી અને આસુરી સર્ગ વચ્ચેના યુદ્ધનું સૂચક છે. આ યુદ્ધ, મનુષ્ય જીવનમુક્તની સ્થિતિએ પહોંચે ત્યાંસુધી તેનામાં ચાલી રહ્યું હોય છે. પાંડવો એ દૈવીસર્ગનું સૂચન કરે છે, જ્યારે દુર્યોધન, દુઃશાસન, દુઃસહ, દુઃશલ, દુર્મુખ, દુષ્કર્મ, દુર્મદ, દુર્વિમોચન, દુષ્પરાજ્ય વગેરે કૌરવ નામાવલિ દુઃખ અને દુષ્ટતાનો ભાવ બતાવનારી હોવાથી તે આસુરી સર્ગનો ખ્યાલ આપે છે. પ્રભુની માયા–શ્રીકૃષ્ણનું સૈન્ય–આસુરી સર્ગ તરફ હોય છે જ્યારે પ્રભુ પોતે દૈવી સર્ગની બાજુમાં હોય છે એમ આ ટીકા વાચનારને સમજાય છે.

ઐતિહાસિક દ્દષ્ટિએ, મહાભારતના યુદ્ધમાં ભીષ્મપિતામહ તથા દ્રોણાચાર્યે બતાવેલી કર્તવ્યનિષ્ઠા સંજયદ્વારા પાંડવોને સમજાવી લેવાનો રાજા ધૃતરાષ્ટ્રનો પ્રયત્ન, યુદ્ધમાં ભાગ લેનાર મહારથીઓની ઓળખાણ અને સંબંધ સમજાવવામાં આવેલ છે,

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ તથા નર અર્જુન માટે બીજા અનેક નામો વાપરવામાં આવ્યા છે. આવા દરેક નામનો અર્થ અને તે નામ એ શ્લોકમાં શા માટે વાપરવામાં છે તે પણ પંડિતજીએ આ ટીકામાં સુંદર રીતે બતાવેલું છે.

પુરૂષાર્થ બોધિની ટીકાના ત્રણે ભાગના મળીને આશરે સવા બારસો પાનાં છે. કાગળ તથા ટાઇપ સારાં લેવામાં આવ્યા છે. પૂઠું કાર્ડ બોર્ડનું છે. અને ત્રણે ભાગની એકંદર કીંમત રૂા. ૯-૦-૦ રાખેલી છે. પણ અભ્યાસીને આ કીંમત કરતાં અનેક ઘણો લાભ થાય તેમ છે.

સ્વાધ્યાય મંડળની ગુજરાત વિભાગની શાખા વડોદરામાં સ્થાપવામાં આવેલી છે. આ શાખા આ પુરૂષાર્થ બોધિની ટીકાવાળી શ્રીમદ્ ભગવદ્ ગીતાને ગુજરાતી ભાષામાં પ્રકટ કરી રહેલ છે એ બહુ આનંદની વાત છે. આશા છે કે મહા ગુજરાતના ગીતાભ્યાસીઓ આ ગીતાનો પૂરેપૂરો લાભ લેશે. ગુજરાત વિભાગના સ્વાધ્યાય મંડળના આ શુભ પ્રયત્નમાં સર્વ પ્રકારની સફળતા ઇચ્છું છું.

| | |
|---|---|
| ભાવનગર<br>સં. ૧૯૯૭<br>શ્રાવણ વદી ૪ | હરજીવન કાલિદાસ મહેતા |

---

**(૨) મૃત્યુને દૂર કરવાનો ઉપાય :**

ભગવાન વેદની વિશિષ્ટ શૈલીથી મનુષ્યે મૃત્યુને દૂર કેમ કરવું તેના સરલ સુગમ ઉપાયો આ પુસ્તકમાં બતાવ્યા છે. કિં. ૦-૮-૦

**(૩) શ્રીમદ્ ભગવદ્ ગીતા ભાગ ૨ :**

શ્રી. પંડિત સાતવળેકરજીની પુરૂપાર્થ બોધિની ટીકા સહિત. કિં. ૩-૦-૦

**(૪) માનવી આયુષ્ય :**

જ્યારે ઇંગ્લાન્ડ, જાપાન, જર્મનીનું સામાન્ય આયુષ્ય ૬૦ વર્ષ છે ત્યારે હિન્દુસ્થાનમાં માત્ર ૩૫ વર્ષ જ છે. ભગવાન વેદ "शतं जीवेम शरदः"ની ઘોષણા કરે છે. તમારે દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવું હોય, મહાવીર અર્જુનને રણમાં પાછા હઠાવનાર, શરશૈયામાંથી ઉપદેશ આપનાર, બ્રહ્મચારી ઇચ્છામરણી ભીષ્મ પિતામહનો, તેજસ્વી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાના ઉપાયો સંબંધી સાચો ઉપદેશ સાંભળવો હોય તો, વાંચો— કિં. ૦-૪-૦

**) એકાદશીનો અપવાસ :**

આમ તો હિન્દુઓના ઘેર ઘેર એકાદશીઓ થાય છે અને પછી બારસનાં પારણાં થાય છે. પરંતુ એકાદશીની કથાઓ પ્રમાણે વિમાનો નીચે ઉતરી આવતાં જણાતાં નથી. સ્વર્ગનાં વિમાનો નીચે કેમ ઉતારી શકાય, પડવો, બીજ કે ચોથના દિવસે ઉપવાસ ન ગોઠવતાં ખાસ દરેક માસની એકાદશી જ ઉપવાસ માટે કેમ પસંદ કરવામાં આવેલી છે, પૂર્ણિમા અને અમાસને દિવસે ચંદ્રની ગતિથી જેવી

રીતે સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, તેવી જ રીતે "चन्द्रमा मनसो जायते" એ વાક્ય અનુસાર મનુષ્યના મન અને શરીર ઉપર ચંદ્રની વધઘટની કેવી અસર થાય છે તે સમજાવનાર શાસ્ત્રીય પુસ્તક "The fasting cure" "ઉપવાસથી આરોગ્યનો" ભવ્ય સંદેશો આપણા શાસ્ત્રકારોએ ઘેરઘેર મોકલી આપણા જીવનમાં, તે કેવી સુંદર રીતે વણી લીધો છે તે સમજાવનારું પુસ્તક. આ પુસ્તક વાંચ્યા બાદ એકાદશી કર્યા શિવાય કોઇ હિન્દુ રહેશે જ નહિ. કિં. ૦-૫-૦

**( ૬ ) આસન :**

"રીટર્ન ટુ નેચર" કુદરત તરફ વળોઃ આ સલાહ દવાઓના રગડા પીને, ઇન્જિકશનોના સોયા ખાઇને, પેટન્ટ બાટલીઓના મોહક સ્વરૂપો જોઇને થાકેલા દર્દીઓને પશ્ચિમના સ્વાસ્થ્ય વિજ્ઞાન–નિષ્ણાતો આપવા લાગ્યા છે. શરીરમાંથી વપરાઇ ગયેલા ખોરાકના થયેલા કચરાને મળ, મૂત્ર, પસીનારૂપે નિયમિત રીતે બહાર કાઢી નાખવામાં આવે તોજ નિસર્ગદેવતા પ્રસન્ન થાય. મોટી મોટી હોસ્પીટલોથી થાકીને હવે "નેચર–ક્યોર–સેનીટેરીયમ"માં યોગ્ય કસરતથી શરીરનો મૂળ બાંધો જ સુદૃઢ બાંધવાની–બનાવવાની સલાહ હવે અપાવા લાગી છે. પણ આપણા ઋષિ–મુનીઓએ આ શરીર–મંદિરનો પાયો સુદૃઢ બાંધવા યૌગિક–વ્યાયામ–પદ્ધતિ શોધી કાઢી ઘેરઘેર પહોંચાડી હતી અને આ દૈનિક–યોગ–સાધન સંધ્યોપાસનામાં વણી લીધું હતું. આ "આસનો"ના નામથી ઓળખાય છે. પશ્ચિમનાં સુંદર "ફીઝીકલ–કલ્ચર" પુસ્તકોની જોડમાં બેસે એવું

સુંદર આ પુસ્તક છે, અને તેની ચાર ચાર આવૃત્તિઓ હિન્દીમાં નીકળી છે તેજ તેની લોકપ્રિયતા સાબિત કરવા પુરતી છે—જેમણે અમેરિકાના સુપ્રસિદ્ધ "ફીઝીકલ-કલચરીસ્ટ" વ્યાયામ-વિશારદ મી. બનીર મેકફેડનના "Vitatity-supreme" "Masculer powre and beauty" "Strong eyes and how to keep them" "Encyclopedia of physical culture" અને "Physical-Culture" માસિક જોયાં હશે અગર તો મી. સેનફોર્ડ બેનેટ કૃત "Olo Age its cause and prevention" જોયાં હશે તેઓ જરૂર આ "આસનો"ના યોગિક વ્યાયામનું આ સુંદર પુસ્તક જુએ. અને આ પુસ્તકની એક કોપી આરોગ્યની ખરી આરાધના માટે ઘરમાં વસાવે. કિં. ૧-૮-૦

---

સ્વાધ્યાય મંડળના સર્વ પુસ્તકો મળવાનું ઠેકાણું

## સ્વાધ્યાય મંડળ—ગુજરાત શાખા

વ્યવસ્થાપક—ચુનીભાઇ જીવાભાઇ પટેલ

રાવપુરા-વડોદરા.

નોંધ—૧ પુસ્તકોની છુટક કિંમતમાં તેમજ પાનામાં વધારો ઘટાડો કરવાનો સર્વ હક્ક સ્વાધ્યાય મંડળને સ્વાધીન છે.

-૨ સ્વાધ્યાય મંડળ સમ્બન્ધી નાણાંની લેવડ દેવડ તથા પુસ્તકો ખરીદવા સમ્બન્ધી સર્વ વ્યવહાર તથા પત્ર વ્યવહાર વ્યવસ્થાપક સાથે કરવો.

## સ્વાધ્યાય મંડળ, ઔંધ (જિલ્લો સતારા)નાં

# હિન્દી પુસ્તકો

| | કિંમત | ટપાલખર્ચ |
|---|---|---|
| ૧ ઋગ્વેદ-સંહિતા | ૫) | ૧) |
| ૨ યજુર્વેદ-સંહિતા | ૨) | ૦॥ |
| ૩ સામવેદ | ૩) | ૦॥ |
| ૪ અથર્વવેદ | ૩) | ૦॥ |
| મહાભારત આદિપર્વ | ૬) | ૧। |
| ,, સભાપર્વ | ૨॥ | ૦॥ |
| સંસ્કૃત પાઠમાલા | ૬॥ | ૦॥= |
| વૈ. યજ્ઞસંસ્થા ભા ૧ | ૧) | ૦। |
| અથર્વવેદકા સુબોધ ભાષ્ય | | |
| ૧ પ્રથમ કાણ્ડ બાંધેલું | ૨) | ૦॥ |
| ૨ દ્વિતીય કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૩ તૃતીય કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૪ ચતુર્થ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૫ પંચમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૬ ષષ્ઠ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૭ સપ્તમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૮ અષ્ટમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૯ નવમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૦ દશમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૧ એકાદશ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૨ દ્વાદશ કાણ્ડ ,, | ૨) | ૦॥ |

| | | |
|---|---|---|
| ૧૩ ત્રયોદશ કાણ્ડ ,, | ૧) | ০॥ |
| ૧૪ ચતુર્દશ કાણ્ડ ,, | ૧) | ০॥ |
| ૧૫ થી ૧૮ સુધી ૪ કાણ્ડ | ૨॥ | ০॥ |
| **છૂત ઔર અછૂત** | ૧॥। | ০॥ |
| **ભગવદ્ગીતા ( પુરુષાર્થબોધિની )** | ૯) | ૧॥ |
| **મહાભારત સમાલોચના ( ૧-૨ )** | ૧) | ০॥ |
| **વેદસ્વયંશિક્ષક ( ભા. ૧-૨ )** | ૩) | ০॥ |
| **યોગસાધનમાલા** | | |
| ૧ સંધ્યોપાસના | ૧॥ | ০।- |
| ૨ યોગના આસન ( સચિત્ર ) | ૨) | ০।≡ |
| ૩ બ્રહ્મચર્ય | ૧) | ০।- |
| ૪ યોગસાધનકી તૈયારી | ০॥। | ০)= |
| **યજુ. અ. ૩૬ શાંતિકા ઉપાય** | ০॥= | ০)≡ |
| **શતપથબોધામૃત** | ০। | ০)- |
| **દેવતાપરિચય-ગ્રંથમાલા** | કિંમત | ટપાલખર્ચ |
| ૧ રુદ્રદેવતાપરિચય | ০॥ | ০)= |
| ૨ ઋગ્વેદમાં રુદ્રદેવતા | ০॥= | ০)= |
| ૩ દેવતાવિચાર | ০)≡ | ০)- |
| ૪ અગ્નિવિદ્યા | ૧॥ | ০)- |
| **બાલકધર્મશિક્ષા** | | |
| ૧ પ્રથમ ભાગ | ০)- | ০)- |
| ૨ દ્વિતીય ભાગ | ০)= | ০)- |
| ૩ વૈદિક પાઠમાલા પ્રથમ પુસ્તક | ০)≡ | ০)- |
| **આગમનિબંધમાલા** | | |
| ૧ વૈદિક રાજ્યપદ્ધતિ | ০।- | ০)- |
| ૨ માનવી આયુષ્ય | ০। | ০)- |

| | | |
|---|---|---|
| ३ वैदिक सभ्यता | ०॥। | ०)≡ |
| ४ वैदिक चिकित्साशास्त्र | ०।≡ | ०)− |
| ५ वैदिक स्वराज्यनी महिमा | ०॥ | ०)≡ |
| ६ वैदिक सर्पविद्या | ०॥ | ०)≡ |
| ७ मृत्युको दूर करनेका उपाय | ०॥ | ०)≡ |
| ८ शिवसंकल्पका विजय | ०॥। | ०)≡ |
| ९ वेदमें चर्खा | ०॥ | ०)≡ |
| १० वैदिक धर्मकी विशेषता | ०॥ | ०)≡ |
| ११ तर्कसे वेदका अर्थ | ०॥ | ०)≡ |
| १२ वेदमें रोगजंतुशास्त्र | ०)≡ | ०)− |
| १३ वेदमें लोहेके कारखाने | ०।− | ०)− |
| १४ वेदमें कृषिविद्या | ०)≡ | ०।− |
| १५ ब्रह्मचर्यका विघ्न | ०)≡ | ०)− |
| १६ इंद्रशक्तिका विकास | ०॥ | ०)≡ |
| उपनिषद् माला | | |
| १ ईशोपनिषद् | १) | ०।− |
| २ केन उपनिषद् | १। | ०।≡ |
| १ वैदिक अध्यात्मविद्या | ०॥ | ०)≡ |
| २ गीता–लेखमाला १ थी ७ भाग | ५॥ | १॥ |
| ३ गीता–समीक्षा | ०)≡ | ०)− |
| ४ यज्ञोपवीत–संस्काररहस्य | १॥ | ०॥ |
| ५ भगवद्गीता ( प्रथम भाग ) | | |
| ( मायानन्दी भाष्य ) | १) | ०।− |
| ६ भक्त के भगवान् | ०॥ | ०)≡ |
| ७ वेदोक्त मज्जनशास्त्र | ०)≡ | ०)− |

# વેદ-સ્તુતિ

સંગ્રાહક : નટવરલાલ જેઠાલાલ મહેતા,
બી. એ., એલએલ. બી , વકીલ,
માનદમંત્રી, સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા.

( ૧ )

સ્વયં ભગવાન વેદ ઉચ્ચારે છેઃ—

वेदोऽखिलो धर्म मूलम्—
पश्य देवस्य काव्यं न ममार, न जीर्यति
अथर्व. १०, ८, ३२

દેવનું તે કાવ્ય ( વેદ, ઉપનિષદો વગેરે ) જુઓ, જે મરતુ થી તેમ જીર્ણ પણ થતું નથી.

—અથર્વવેદ.

( ૨ )

યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પોતાની સનાતન તત્વવીણા શ્રીમદ્ ભગવદગીતામાં કહે છેઃ—

पिताहमस्य जगतो माता धाता पितामहः
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च
श्री. भगवद्गीता.

વળી, સમગ્ર જગતનો પિતા, માતા, ધારણ કર્તા, પિતામહ.

તથા જાણવા યોગ્ય પવિત્ર ૐકાર, ઋગ્વેદ, સામવેદ તથા યજુર્વેદ પણ હું જ છું.

શ્રી. ભગવદ્ગીતા. અ. ૯, શ્લોક ૧૭



યાગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર

वेदानां सामवेदोऽस्मि

श्री. भगवद्गीता. अ. १० श्लो. २२

વેદોમાં હું સામવેદ છું.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्

શાસ્ત્રે વિધાન કરેલો એ કલ્યાણમાર્ગ ત્યજીને જે સ્વચ્છંદ પ્રમાણેજ વર્તે છે; તે નથી પામતો સિદ્ધિ, નથી પામતો સુખ કે નથી પામતો પરમગતિ.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि

માટે ( કરવા યોગ્ય ) કાર્ય અને ( ન કરવા યોગ્ય ) અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રનેજ પ્રમાણ જાણીને શાસ્ત્રે વિધાન કરેલાં કાર્ય કરવાં એજ યોગ્ય છે.

અ. ૧૬. શ્લોક ૨૩-૨૪

( ૩ )

શ્રીમદ્ ભાગવતકાર જ્ઞાન અને વૈરાગ્યની મૂર્તિસમાન ભક્તશિરોમણિ શ્રી શુકદેવજી મહારાજ શ્રીમદ્ ભાગવત મહા પુરાણમાં પ્રતિપાદન કરે છેઃ—

सैषा ह्युपनिषद् ब्राह्मी पूर्वेषां पूर्वजैर्धृता ।
श्रद्धया धारयेद्यस्तां क्षेमं गच्छेद् किञ्चनः ॥ ३ ॥
तदन्ते बोधयां चक्रुः तल्लिंगैः श्रुतयः परम् ॥ १२ ॥
क्वचिदजयात्मना च चरतोऽनुचरेन्निगमः ॥ १४ ॥

श्रीमद्भागवत स्कं. १० अ. ८७

બ્રહ્મવિદ્યાને પ્રકટ કરનારી આ ઉપનિષદ્ શ્રુતિ છે. જે મનુષ્યો એને મનમાં ધારણ કરશે તેમનું કલ્યાણ થશે. શ્રુતિઓએ પરબ્રહ્મનો પ્રકાશ કર્યો છે. નિગમ બ્રહ્મવગનું વર્ણન કરે છે.

व्यदधाद्यद्ब्रसन्ततयै येदमेकं चतुर्विधम् ॥ १९ ॥

ऋग्यजुः सामाथर्वाख्या वेदाश्चत्वार उद्धृताः ।
इतिहास पुराणं च पञ्चमो वेद उच्यते ॥ २० ॥
स्त्री शूद्र द्विज बन्धूनां त्रयी न श्रुतिगोचरा ।
इति भारतमाख्यानं कृपया मुनिना कृतम् ॥ २५ ॥



ભક્તશિરોમણી શ્રી શુકદેવજી મહારાજ

भारतव्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः ।
दृश्यते यत्र धर्मादि स्त्री शुद्रादिभिरप्यत ॥ २९ ॥
श्रीमद्भागवत, स्कं. १ अ. ४

શ્રી વ્યાસજીએ યજ્ઞ માટે એક વેદના ચાર વેદ બનાવ્યા. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એમ ચાર અને પાંચમો વેદ ઇતિહાસ છે. સ્ત્રી શુદ્ર અને દ્વિજ બંધુઓને શ્રુતિ કર્ણગોચર નથી થતી એટલે એમના હીત માટે શ્રી વેદ વ્યાસજીએ મહાભારતની રચના કરી. મહાભારતમાં વેદના અર્થો જ દર્શાવ્યા છે.

ब्राह्मणेषु अपि वेदज्ञो ह्यर्थज्ञो ह्यधिकस्ततः ॥

श्री. भागवत. ३ । २९ । ३१

બ્રાહ્મણોમાં વેદને જાણનાર ઉત્તમ છે અને તેઓમાં વેદના અર્થને જાણનારા શ્રેષ્ઠ છે.

सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥

श्री. भागवत. ४ । २२ । ४५

સેનાપતિનું કાર્ય, રાજ્યશાસનનું કાર્ય, ન્યાયાલયનું કાર્ય, સર્વ લોકો ઉપર આધિપત્ય, આ સર્વ કાર્યનો કરનાર વેદ અને શાસ્ત્રનો જ્ઞાતા હોવો જોઇએ.

यदा वेदेषु विद्वेषः स वा आशु विनश्यति ।

श्री. भागवत. ७ । ४ । २७

જે વેદોનાં વિષયમાં વિદ્વેષ કરે છે, અવગણના કરે છે, તેનો તાત્કાલિક નાશ થાય છે.

एक एव पुरा वेदः ।

श्री. भागवत. ९ । १४ । ४८

પૂર્વ સમયમાં વેદ એ એક જ હતો.

( ૪ )

શ્રીમદ્ મહામુનિ શ્રી વેદવ્યાસ પોતાની ધીર ગંભીર વાણીમાં ઉચ્ચારે છેઃ—



શ્રીમદ્ મહામુનિ શ્રી વેદવ્યાસ

श्रुतिस्मृतिसमं पुण्यं पापनाशनमुत्तमम् ।
चिन्तयेद् ब्राह्मणो भक्त्या धर्मसंस्थापनाय च ॥

महाभारत.

બ્રાહ્મણોએ સર્વશ્રેષ્ઠ અને સકલ પાપોનો નાશ કરે

એવા વેદો અને સ્મૃતિઓનો યથાર્થ રીતે ધર્માચરણને માટે વિચાર કરવો જોઇએ

મહાભારત

ब्रह्मन् वेदरहस्यं च यच्चान्यत् स्थापितं मया ।
सांगोपनिषदा चैव वेदानां विस्तरक्रिया ॥

इतिहासपुराणानामुन्मेषं निर्मितं च तत् ।
भूतं भव्यं भविष्यच्च त्रिविधं कालसंज्ञितम् ॥

महाभारत.

જે ૭ અંગો અને ઉપનિષદો સહિત વેદો છે, જેઓનું જ્ઞાન ઘણું જ રહસ્યમય છે, જેમાં ત્રણે કાલના પદાર્થોનું જ્ઞાન રહેલું છે તેવા વેદોનો સાર મહાભારતમાં લેવામાં આવ્યો છે.

तस्मादहरहवर्द द्विजोऽधियोत वाग्यतः ।
धर्मशास्त्रेतिहासादि सर्वेषां शक्तितः पठेत ॥

व्यासः

દ્વિજ જાતિને વેદો અવશ્ય ભણવાના હોવાથી વાણીનો સંયમ રાખી શક્તિ અનુસાર વેદો-ઇતિહાસ-પુરાણો વગેરે ખાસ ભણવા જોઇએ.

( ५ )

## પુરાણોએ કરેલી વેદસ્તુતિ

### વિષ્ણુ પુરાણ

ऋग्यजुः सामसंज्ञेयं त्रयी वर्णावृतिर्द्विजः ।
एतामुज्झति यो मोहात् स नग्नः पातकी द्विजः ॥

त्रयी समस्त वर्णानां द्विज संवरणं यतः ।
नग्नो भवत्युज्झितायामतस्तस्यां न संशयः ॥
( विष्णुपुराण, तृतीय अंश, अ. २१ ).

સર્વ વર્ણોના આવરણ (વસ્ત્રની માફક રક્ષણ રૂપ) તરીકે વેદત્રયી જ છે. રક્ષણ કરનાર વેદોનો જે મનુષ્ય ત્યાગ કરે છે તે નગ્ન જ ગણાય છે એ નિશ્ચિત છે.

स ऋङ्मयः साममयः सर्वात्मा स यजुर्मयः ।
ऋग्यजुः सामसारात्मा स एवात्मा शरीरिणाम् ॥
( विष्णुपुराण, ३ । ३ । ३० )

ઇશ્વર ઋગ્વેદમય, સામમય અને યજુર્મય છે, એજ સર્વાત્મા છે અને વેદમય આત્મા એ જ સહુ શરીરધારિઓનો આત્મા છે.

राज्ञां चाथर्ववेदेन सर्वं कर्माणि च प्रभुः ।
कारयामास मैत्रेय ब्रह्मत्वं च यथास्थिति ॥
( विष्णुपुराण ३ । ४ । १४ )

અથર્વ વેદથી રાજાઓના તમામ કર્મ અને બ્રહ્મત્વની વ્યવસ્થા થાય છે.

શિવપુરાણ

सर्वान् वेदान् सुमहद्भिरङ्गैः
योगांश्च सांख्यं च वने निवासम् ।
एतान् गुणानेकपदे निषेवते
संग्राम धर्मातमतनुं त्यजेद्यः ॥
( शिवपुराण धर्मसंहिता ४१ । ४१ )

સંગ્રામમાં, ધર્મયુદ્ધમાં જે પોતાનો દેહ ત્યાગે છે અને વેદશાસ્ત્ર, યોગ, સાંખ્ય, વાનપ્રસ્થ આદિ સર્વનું પુણ્ય મળે છે.

**દેવીભાગવતપુરાણ**

सर्वथा वेद एवासौ सर्वधर्म प्रमाणकः ।
तेना विरुद्धं यत् किंचित् तत्प्रमाणं न चान्यथा ॥

( देवीभागवत स्कंध ११ अ. १ श्लो. २६ )

વેદો સર્વ પ્રકારના માનવ ધર્મને વાસ્તવિક સ્વરૂપે સ્પષ્ટ રીતે જણાવે છે એ નિઃસંદેહ છે. વેદોથી વિરુદ્ધ જે કોઇ શાસ્ત્ર જણાવે તો તે પ્રમાણ તરીકે ગણાતું નથી.

ગરુડપુરાણ

वेद एव द्विजातीनां निश्रेयसकरः परः ।

( गरुडपुराण ९४-३५ )

દ્વિજાતિઓનું કલ્યાણ કરનાર કેવળ વેદ એજ સર્વોત્તમ સાધન છે.

અગ્નિપુરાણ

ऋग्यजुः सामाथर्व विधानं पुष्करोदितम् ।
भुक्तिर्मुक्ति प्रदं ।
प्रणवो हि परं ब्रह्म तज्जवः सर्व पाप हा ॥

( अग्निपुराण अ. २५९ । १-६ )

ઋગ, યજુ, સામ અને અથર્વવિધાન આ લોકના ભોગ અને પરલોકના મોક્ષને પ્રાપ્ત કરાવે છે. પ્રણવ એ પરબ્રહ્મ જ છે. એનો જાપ સર્વ પાપનો નાશ કરે છે.

वेदेषु स पुराणेषु यज्ञमूर्तिश्च गीयते ।

(अग्नि २७१ । १६)

વેદોમાં અને પુરાણોમાં યજ્ઞરૂપી પરમેશ્વરનું વર્ણન કરવામાં આવ્યું છે.

**સૌરપુરાણ**

अक्षरं परमं व्योम शैवं ज्योतिरनाममयम् ।
यस्तन्न वेद किं वेदै ब्राह्मणस्य भविष्यति ॥

( सौरपुराण २ । ११ )

અક્ષરબ્રહ્મ જ્યોતિરૂપ છે. જે આ બ્રહ્મને નથી જાણતો એને વેદ સાથે શું નિસ્બત છે ?

वेदा अपि तमेवार्थमाहुः ॥

( सौरपुराण २ । १२ )

વેદ પરબ્રહ્મનું જ વર્ણન કરે છે.

श्रेयसे त्रिषु लोकेषु न वेदादधिकं परम् ।
विद्यते नात्र संदेहः इति दत्तो वरो मया ॥

(सौरपुराण २ । ५९ )

ત્રણે લોકમાં કલ્યાણપ્રાપ્તિનું વેદ સિવાય બીજું કોઈ શ્રેષ્ઠ સાધન નથી.

सर्वेषामेव भूतानां वेदश्चक्षुः सनातनम् ।
वेदः श्रेयस्करः पूंसां नान्य इत्यब्रवीद्रविः ॥ ३५ ॥
अनधीत्य द्विजो वेदं शास्त्राणि सुबहून्यपि ।
शृणोति ब्राह्मणो नासौ नरकाणि प्रपद्यते ॥ ३६ ॥

( सौरपुराण १७ )

પ્રાણી માત્રની આંખ વેદ છે. વેદ જ બધા મનુષ્યોનું કલ્યાણ કરનાર સાધન છે. જે બ્રાહ્મણ વેદનું અધ્યયન-અભ્યાસ નથી કરતો અને બીજા શાસ્ત્રો ઉથલાવ્યા કરે છે, એ સાચો બ્રાહ્મણ નથી. એ નરકમાં જશે.

### કૂર્મપુરાણ

सा या शक्तिः प्रकृतौ हीनरूपा
वेदेषूक्ता कारणं ब्रह्मयोनिः
तस्या एकः परमेष्ठी पुरस्तात्
माहेश्वरः पुरुषः सत्यरूपः ॥

( कूर्मपुराण २ । ८ । १५ )

વેદોમાં પરમેશ્વરશક્તિનું જ વર્ણન છે.

योऽन्यत्र कुरुते यत्नं अनधीत्य श्रुतिं द्विजः ।
स संमूढो न संभाष्यो वेदबाह्यो द्विजातिभिः ॥ ८६ ॥
न वेदपाठमात्रेण सन्तुष्येदेव वै द्विजः ॥ ८७ ॥
योऽधीत्य विधिवद्वेदं वेदार्थं न विचारयेत् ।
स सान्वयः शूद्रकल्पः पात्रतां न प्रपद्यते ॥ ८८ ॥

( कूर्मपुराण २ । १४ । ८६-८८ )

વેદોને કેવળ કંઠે કરીને જ સંતોષ નહિ માનવો જોઈએ. જે વેદને મોઢે કરે છે પણ અર્થનો વિચાર નથી કરતો તે શૂદ્ર જેવો બની જાય છે.

कल्किपुराण

स्मरन्त्यामोदयन्त्येव नान्ये देवादयस्तथा ।
ब्राह्मणावेदवक्तारो वेदामेमूर्तयः पराः ॥
( कल्किपुराण प्रथम अंश अ. ४. श्लो. १० )

વેદો એ મારૂં ઉત્તમ સ્વરૂપ છે. તે વેદોને જાણનારા બ્રાહ્મણો મારૂં સ્મરણ કરી જે આનંદ વેદોદ્વારા મને ઉપજાવે છે તે આનંદ દેવો પણ નથી ઉપજાવતા.

वेदा मामीश्वरं प्राहुरव्यक्तं व्यक्तिमत्परम् ।
ते वेदा ब्राह्मणमुखे नानाधर्मं प्रकाशिताः ॥
( कल्किपुराण प्रथम अंश अ. ४. श्लो. १४ )

જે વેદો મારા સ્વરૂપને અવ્યક્ત તેમજ વ્યક્ત તરીકે તેમજ સર્વશ્રેષ્ઠ તરીકે જણાવે છે, જેમાં અનેક પ્રકારના માનવ ધર્મો વિશાળ સ્વરૂપે વર્ણવેલા છે તે પવિત્ર વેદો બ્રાહ્મણોના મુખમાં વિરાજે છે.

બ્રહ્મવૈવર્તપુરાણ

नास्ति वेदात् परं शास्त्रं न हि कृष्णात् परः सुरः ।
नास्ति गंगासमं तीर्थं न पुष्पं तुलसीदलात् ॥
( ब्रह्मवैवर्तपुराण-गणपति खंड, अ. ४४ श्लो. ७१ )

વેદો સિવાય સર્વશ્રેષ્ઠ બીજું કોઈ શાસ્ત્ર નથી, શ્રી કૃષ્ણ પરમાત્મા વિના બીજો કોઈ દેવ નથી, ગંગાજી કરતાં વધારે ઉત્તમ બીજું કોઈ તીર્થ નથી, તેમજ તુલસીપત્ર વિના બીજું કોઈ પત્ર નથી.

मार्कंडेयपुराण

एकं द्वौ सकलान्वापि वेदान प्राप्य गुरोर्मुखात् ।
अनुज्ञातो वरान् दत्वा दक्षिणां गुरवे ततः ।
गार्हस्थ्याश्रमकामस्तु गृहस्थाश्रममावसेत् ॥
( मार्कंडेयपुराण अ. २५. श्लो. १४ )

બ્રહ્મચારીએ ગુરુને ત્યાં રહીને એક અગર બે અથવા તો સમગ્ર વેદોનું અધ્યયન કરીને ગુરુની અનુજ્ઞા મેળવ્યા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો જોઇએ.

સ્કંદપુરાણ

तपोयज्ञव्रतेभ्यश्च सर्वस्मात्तच्छुभकर्मणः ।
द्विजातीनां श्रुतिहर्येकाहेतुर्निःश्रेयसश्रियः ॥
( स्कंदपुराण काशीखंड अ. ३६. श्लो. ४१ )

તપશ્ચર્યા, યજ્ઞ, વ્રત તથા બીજાં જે જે કલ્યાણકારી કાર્યો છે તે સર્વ કાર્યો કરતાં દ્વિજાતિને વેદ એજ પરમ કલ્યાણ સાધક કાર્ય છે.

( ६ )

મહાસ્મૃતિકાર ભગવાન મનુ માનવધર્મ સમજાવતા કહે છેઃ—

ऋक्संहितां त्रिरभ्यस्य यजुषां वा समाहितः ।
साम्नां वा सरहस्यानां सर्वपापैः प्रमुच्यते ॥

सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।
तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥

चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यच्च सर्वं वेदात् प्रसिद्ध्यति ॥

રહસ્યસહિત ઋગ્વેદ યજુર્વેદ સામવેદનું ત્રણ વાર પારાયણ કરવાથી મનુષ્ય સર્વ પ્રકારના પાપરહિત બને છે.

અત્યન્ત પ્રાચીન વેદો, જે સર્વ પ્રાણી માત્રના શ્રેયઃસાધક છે. તે જ ઉત્તમોત્તમ સાધન છે.

બ્રાહ્મણાદિ ચાર વર્ણો, ભુરાદિ ત્રણ લોક, ચાર આશ્રમો તેમજ ત્રૈકાલિકમાં વિદ્યમાન વસ્તુઓ એ સર્વ વેદોમાં જ પ્રસિદ્ધ છે.

મનુસ્મૃતિ

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥

मनुस्मृति अ. २ श्लो. ६

આખો વેદ ધર્મનું મૂળ છે. તેમજ વેદને જાણનારાઓની સ્મૃતિઓ તથા શાસ્ત્ર અને સાધુ પુરૂષોનો આચાર અને વિકલ્પની બાબતમાં પોતાનો-સંતોષ એ ધર્મના નિર્ણયમાં ગણાય છે.

अनभ्यासेन वेदानां आचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्रान् जिघांसति ॥ ४ ॥

मनुस्मृति ५ । ४

વેદોનું અધ્યયન નહિ કરવાથી, સદાચારને ત્યાગવાથી, અને આળસ અને અન્નદોષથી વિપ્રોને મૃત્યુ પ્રાપ્ત થાય છે.

श्रुतिस्मृत्युदितं धर्मं अनुतिष्ठन् हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ९ ॥

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥१०॥
येऽवमन्येत ते मूळे हेतुशास्त्राश्रयाद्‌ द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥११॥

मनु. २

શ્રુતિ અને સ્મૃતિથી ધર્મ સિદ્ધ થાય છે, જે શ્રુતિ અને સ્મૃતિનું અપમાન કરે છે એ નાસ્તિક છે. સમાજમાંથી એનો બહિષ્કાર કરવો જોઇએ. શ્રુતિ સ્મૃતિના ધર્મનું અનુષ્ટાન કરવાથી. અહીં કીર્તિ અને પરલોકમાં સુખ મળે છે.

वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥
वेदमेव सदाभ्यसेत्‌ तपस्तप्स्यन्‌ द्विजोत्तमः ॥
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥
योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम्‌ ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

मनु. ४ । १७

દ્વિજોએ સંપૂર્ણ વેદોનું અધ્યયન કરવું જોઇએ. વેદાધ્યયન એ દ્વિજોનું પરમ તપ છે. વેદાધ્યયન નથી કરતો અને બીજી વાતોમાં જે પરિશ્રમ કરે છે એ દ્વિજ હોવા છતાં શુદ્રત્વને પામે છે.

सर्वान्‌ परित्यजेदर्थान्‌ स्वाध्यायस्य विरोधिनः ॥

मनु. ४ । १७

સ્વાધ્યાયમા વિઘ્ન કરનાર સર્વ કાર્યોને છોડીને મનુષ્યે વેદનો સ્વાધ્યાય કરવો.

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोऽन्य उच्यते ॥
वेदाभ्यासेन सततं शौचेन तपसैव हि ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥

નિત્ય વેદાધ્યયન કર્યા કરો. આજ મુખ્ય ધર્મ છે, અન્ય ધર્મ એ ઉપધર્મ કહેવાય છે. વેદાભ્યાસ શુદ્ધતા, અદ્રોહથી પૂર્વ જન્મનુ સ્મરણ થાય છે.

नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ।
मनु. ६ । ९५

બધો કારોબાર પુત્રને સોપી, નિત્ય વેદાભ્યાસ કરી, સુખમા રહેવુ

आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ।
एतद्धि जन्म साफल्यं ब्राह्मणस्य विशेषतः ॥
प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥
मनु १२ । ९२-९३

આત્મજ્ઞાનની પ્રાપ્તિ ઇન્દ્રિયોનુ શમન અને વેદાભ્યાસ માટે યત્ન કરવો જોઇએ આ જન્મ સફળ કરવાનુ એ જ એક સાધન છે

अप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ।
मनु १२ । ९४

वेद अप्रमेय અને અતર્ક્ય શાસ્ત્ર છે.

या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।
सर्वास्ता निष्फला ज्ञेयास्तमोनिष्ठा हि ताः स्मृताः ॥
मनु. १२ । ९५

વેદ બહારની સ્મૃતિ નિષ્ફળ અને તમોનિષ્ઠ છે.

बिभर्ति सर्व भूतानि वेदशास्त्रं सनातनम् ।
तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥
मनु. १२ । ९९

સનાતન વેદશાસ્ત્ર સર્વનું ધારણ પોષણ કરે છે, એટલે સર્વ પુરુષાર્થનું એ મુખ્ય સાધન છે.

वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन् ।
इहैव लोके तिष्ठन् स ब्रह्मभूयाय कल्पते ॥
मनु. १२ । १०२

વેદના તત્વને જાણનારો, કહીં પણ હો તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.

एकोऽपि वेदविद्धर्मं य व्यवस्येद् द्विजोत्तमः ।
स विज्ञेयः परोधर्मो ज्ञानानामुदितोऽयुतैः ॥
मनु. १२ । ११३

એક વેદવેત્તા ધર્મની જે વ્યવસ્થા દર્શાવે એને જ પરમ ધર્મ સમજવો જોઇએ. વેદજ્ઞાન જેમને નથી એવા હજારો માણસો જે કહે એ ધર્મ નથી બનતો.

( ७ )

## બીજા સ્મૃતિકારો

अधीत्य सर्ववेदान् वै सद्योदुःखात्प्रमुच्यते ।
पावनं चरता धर्मं स्वर्गलोके महीयते ॥

( બૃહસ્પતિ સ્મૃતિ ७९ )

બધા વેદોનું અધ્યયન કરવાથી મનુષ્ય સર્વ દુઃખોમાંથી છૂટી જાય છે. વેદાધ્યયન એ ધર્મનું પાલન કરનાર છે.

यज्ञानां तपसां चैव शुभानां चैव कर्मणाम् ।
वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः ॥

અનેક પ્રકારના યજ્ઞો, તપશ્ચર્યાઓ, તેમજ સર્વ પ્રકારનાં કલ્યાણકારી કર્મોને માટે પરમ કલ્યાણસાધક સાધન હોય તો તે ફક્ત વેદો જ છે.

( યાજ્ઞવલ્કય સ્મૃતિ અધ્યાય ૧ શ્લો. ૪૦ )

वेदे तथात्मज्ञाने च ब्राह्मणो यत्नवान् भवेत् ।
एष धर्मस्य सर्वस्य चतुर्वर्गस्य साधकः ॥

ધર્મ, અર્થ, કામ, મોક્ષને પ્રાપ્ત કરવામાં ઉત્તમોત્તમ સાધન તરીકે ગણાતા વેદોને જાણવામાં તેમજ વેદાન્તવિદ્યા મેળવવામાં બ્રાહ્મણોએ અવશ્ય પ્રયત્ન કરવો.

( કાત્યાયન સ્મૃતિ )

न कश्चिद् वेदकर्ता च वेदस्मर्ता जनार्दनः ।
वेदो नारायणः साक्षात् स्वयंभुरिति शुश्रुम ॥

( पाराशर स्मृति )

વેદોનો કોઇ કર્તા નથી, ભગવાન શ્રી વિષ્ણુ તેઓનું ફક્ત સ્મરણ જ કરનારા છે. વેદો સાક્ષાત નારાયણનું સ્વરૂપ છે.

( ૮ )

સમગ્ર ભારત વર્ષમાં સનાતન વૈદિક ધર્મના દિગ્વિજયનો ઝંડો ફરકાવનાર ભગવાન આદ્ય શંકરાચાર્યજી મહારાજ ઘોષણા કરે છેઃ—



ભગવાન આદ્ય શંકરાચાર્યજી મહારાજ

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।

पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥

અર્થ—વેદનું નિત્ય અધ્યયન કરો; વેદમાં કહેલા કર્મો સારી રીતે કરો; તે વડે ઇશ્વરની પૂજા કરો; કામ્ય કર્મનું ચિન્તન ન કરો; પાપનો સમૂહ દૂર કરો; સંસારના સુખમાં દોષ જુઓ; આત્મા વિષે ઇચ્છા રાખો; અને પોતાના ઘરમાંથી જલદી બહાર ચાલ્યા જાવ.

(શંકરાચાર્ય કૃત ઉપદેશપંચકમાંથી.)

(૯)

સુપ્રસિદ્ધ વલ્લભ સંપ્રદાયના સંસ્થાપક પુજ્યપાદ શ્રી શ્રી-આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજ બોધ આપે છે:—

अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते ।
तपसा वेदयुक्त्या तु प्रसादात्परमात्मनः ॥

(अणुभाष्य १. १. १).

અર્થ:—વેદનો અર્થ અલૌકિક છે અને તે યુક્તિથી (તર્કથી) સમજાતો નથી, પરન્તુ તપશ્ચર્યા, વેદમાં દર્શાવેલી યુક્તિ અને પરમાત્માની કૃપાથી તે સમજાય છે.

पुरुषार्थपर्यवसायी वेदः । पुरुषार्थाश्च चत्वारः । तत्र साक्षात् पुरुषार्थद्वयं । सुखं दुःखाभावश्चेति । तत्र सुखं स्वर्गादिपदेनोच्यते । दुःखाभावो मोक्षपदेन । तयोः साक्षाद्धर्मः । आत्मचिंतनस्यापि धर्मत्वात् । ज्ञानसाध्यत्वं धर्मयोग एवेति मतम् । अत एव न ज्ञानस्य पुरुषार्थेषु गणना ।

धर्मस्य च साधनमर्थः । एवं साक्षात्परम्परया चत्वारः पुरुषार्था भवन्ति । अतः पश्वादिरर्थो यागसाधनं, यागश्च धर्मः कामसाधनं, ज्ञानसहितो मोक्षसाधनं च ।



श्री श्रीआचार्य श्रीमद् वल्लभाचार्यजी महाराज

उभयात्मको हरिर्वेदे निरूप्यते । ततश्च वेदानुसारेण तदभिव्यक्तौ सत्यां सर्व एव पुरुषार्थः सिध्यति । यतो भगवान् पुरुषार्थस्वरूपः ।

विचित्रो रूपप्रपञ्चः । जीवाश्चांशाः । अल्पानां विचित्रे भ्रमो भवत्येव । अतस्तस्मिन्निवारणार्थं श्रुतिं चकार । तस्याः स्वरूपमाह । आत्मानमिति । नन्वन्तर्यामिणैव कथं न निवार्यते । तत्राह । आत्मप्रसादायेति । अन्तःकरणप्रसादाय । जीवान्तर्यामिणो पूर्वमेव हृदये प्रविष्टौ भोगभोजनार्थं तदनुभोगेन मालिन्यं चित्ते जातं, नान्तः स्थितेन दूरीकर्तुं शक्यम् ।

अतो बहिः स्थितेन प्रवेशसमर्थेन तद् दूरीकर्तव्यमिति श्रुतिनिर्माणमित्यर्थः ॥ १८ ॥

इदमेव श्रुतेः प्रयोजनमित्याह ॥ इतीति ॥ अध्ययनादिना धर्मादिकमपि साधयति । परं नित्योऽप्रमेयार्थः प्रयोजनम् । अथवा । पञ्चात्मको भगवान् वेदार्थ इति निरूप्य सर्वेषां तथा बुद्धिभावमाशङ्क्य तेषां दोषं कथयन् स्वोक्तमुपसंहरति । इतीति ॥ सात्त्विकानामेवायमर्थः प्रकाशते, न सर्वेषामित्यर्थः ॥

( तत्त्वार्थदीपनिबन्ध–सर्वनिर्णयप्रकरण १६–१८ )

અર્થ:—વેદનું તાત્પર્ય પુરુષાર્થ સિદ્ધ કરવાનું છે. પુરુષાર્થ ચાર છે. તેમાં સાક્ષાત્ (મુખ્ય) પુરુષાર્થ બે છે:—(૧) સુખ(કામ) અને (૨) દુ:ખનો અભાવ (મોક્ષ). સ્વર્ગ વગેરે શબ્દોનો અર્થ સુખ થાય છે. મોક્ષ શબ્દનો અર્થ દુ:ખનો અભાવ થાય છે. તે બન્ને કામ અને મોક્ષ–પુરુષાર્થનું સાક્ષાત્ અંગ ધર્મ છે. આત્મ-ચિંતન પણ ધર્મ છે. જ્ઞાન ધર્મની સાથે જોડાય ત્યારે જ પુરુષાર્થ

સિદ્ધ કરે છે એવો મત છે. તેથી જ જ્ઞાનની સ્વતંત્ર પુરુષાર્થ તરીકે ગણના કરવામાં આવી નથી. ધર્મનું સાધન અર્થ છે. આ પ્રમાણે સાક્ષાત્ અને પરમ્પરાથી ચાર પુરુષાર્થો સિદ્ધ થાય છે. તેથી પશુ વગેરે અર્થ યાગનું સાધન છે; યાગરૂપી ધર્મ કામનું સાધન છે અને જ્ઞાન સહિત ધર્મ એ મોક્ષનું સાધન છે.

સાધન અને ફલરૂપ હરિનું વેદમાં વર્ણન કરવામાં આવેલું છે. તેથી વેદને અનુસરીને હરિનું પ્રાકટ્ય થતાં જ બધાય પુરુષાર્થો સિદ્ધ થાય છે, કારણ કે ભગવાન જ પુરુષાર્થ સ્વરૂપ છે.

રૂપપ્રપંચ વિચિત્ર છે. જીવો ભગવાનના અંશો છે. અલ્પ પ્રાણીઓનો વિચિત્ર રૂપપ્રપંચમાં ભ્રમ થાય છેજ. તેથી તેઓનો ભ્રમ દૂર કરવાને માટે ભગવાને શ્રુતિ પ્રકટ કરી. અન્તર્યામી જ જીવોનું નિવારણ કેમ કરતા નથી–આ પ્રમાણે શંકા થાય તો તેનું સમાધાન એ કે ભગવાન પોતે જ અન્તઃકરણને પ્રસન્ન કરવાને અર્થે શ્રુતિ રૂપે પ્રકટ થયા. જીવ અને અન્તર્યામી ભોગ ભોગવવાને માટે પહેલેથી જ હૃદયમાં પ્રવિષ્ટ થએલા છે, અને તેમના ભોગથી જીવના ચિત્તમાં મલિનતા ઉત્પન્ન થાય છે અને આ મલિનતા હૃદયમાં રહેલા અન્તર્યામીથી દૂર કરી શકાય એમ નથી. તેથી બહાર રહેલા અને પ્રવેશ કરવાને સમર્થ એવા ભગવાને જ તે મલિનતા દૂર કરવાની રહી. આ કારણથી જ ભગવાને શ્રુતિ પ્રકટ કરી છે. રૂપપ્રપંચમાં આસક્ત થએલા પોતાના અંશરૂપી જીવોને ભગવાનનું પ્રાકટ્ય જે પ્રકારે થાય તે ઉપદેશ કરવાનું કામ વેદનું છે. વેદનું અધ્યયન અને યજ્ઞ વગેરે કરવાથી ધર્મ, અર્થ, કામ વગેરે સિદ્ધ થાય છે, પરન્તુ આ ગૌણ પ્રયોજન છે, વેદનું મુખ્ય પ્રયોજન તો પોતાના અંશ જીવોને ભગવાનનું પ્રાકટ્ય સિદ્ધ કરાવવાનું જ છે. અગ્નિહોત્ર વગેરે પાંચ નિત્ય યજ્ઞો કરીને યજ્ઞનારાયણ ભગવાનનું નિત્ય,

અવિકૃત, યજ્ઞાત્મક સ્વરૂપ સિદ્ધ થાય અને જીવોને તેનો સાક્ષાત્કાર થાય એ જ, વેદનું પ્રયોજન છે. અગ્નિહોત્રાદિ પંચાત્મક ભગવાન જ વેદનો અર્થ છે, એવા વેદાર્થરૂપ ભગવાનનો પ્રકાશ અથવા સાક્ષાત્કાર બધા જીવો અનુભવી શકતા નથી એ વાત ખરી છે, પણ તેમાં દોષ તેમનો–જીવોનો છે. સાત્ત્વિક જીવોને આવો વેદાર્થ સ્પષ્ટ સ્ફુરે છે, સર્વને નહિ.

( १० )

શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયસંસ્થાપક પૂજ્યપાદશ્રી શ્રીઆચાર્ય **શ્રી સહજાનંદજી મહારાજ કહે છે:—**

" नारायणसमुद्भूतो वेदः प्रणवमूलकः "

" સાક્ષાત્ નારાયણ થકી જ વેદ ઉત્પન્ન થયા છે. પ્રણવ–ઓંકાર–વેદનું મૂળ છે. "

( ભગવાનશ્રી સ્વામિનારાયણ–સત્સંગી જીવન ગ્રંથે )

प्रमाणानां हि सर्वेषां वेद एव पुरातनैः ।
प्रमाणं परमं प्रोक्तः सद्भिस्तत्त्वार्थवेदिभिः ॥

" સર્વ પ્રમાણોમાં " વેદ " પરમ પ્રમાણ છે એવું તત્વદર્શી પુરાતન મહર્ષિઓ કહે છે. "

( સત્સંગી જીવન )

सर्वस्मिन् वाङ्मये मुख्यः साक्षान्नारायणात्स्वतः ।
उत्पन्नत्वाद्वेद एव ततोध्येयः स वर्णिना ॥

" નારાયણના મુખ થકી આવિર્ભાવ પામેલા હોઇ " વેદ " અપૌરૂષેય છે, જેથી સર્વ વાઙ્‌મયોમાં મુખ્ય ( સ્વતઃપ્રમાણ ) છે માટે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ તે નારાયણ સ્વરૂપ વેદનું ધ્યાન કરવું. "

( સત્સંગી જીવન )

" अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम् "

નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ વેદ શાસ્ત્રનો અભ્યાસ-વેદ અને તેમના શિક્ષા આદિ ૭ અંગો સહિત અભ્યાસ-કરવો ને ગુરૂ-સેવન કરવું."

( શિક્ષાપત્રી ગ્રંથીમાં-ભગવાન શ્રી સ્વામિનારાયણ )



શ્રી શ્રીઆચાર્ય શ્રી સહજાનંદજી મહારાજ

वेदाश्च व्याससूत्राणि श्रीमद्भागवताभिधम् ।
पुराणं भारते तु श्रीविष्णोर्नाम सहस्रकम् ॥

तथा श्रीभगवद्गीता नीतिश्च विदुरोदिता।
श्रीवासुदेवमाहात्म्यं स्कान्दवैष्णवखण्डगम् ॥
धर्मशास्त्रान्तर्गता च याज्ञवल्क्यऋषेः स्मृतिः ।
एतान्यष्ट ममेष्टानि सच्छास्त्राणि भवन्ति हि ॥

" ચારવેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ ભાગવત વિષ્ણુ સહસ્રનામ, ભગવદ્ ગીતા, વિદુર નીતિ, સ્કંદ પુરાણુસ્થ 'વાસુદેવ મહાત્મ્ય," યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ–આ આઠ સચ્છાસ્ત્ર ભગવાનશ્રી સ્વામિનારાયણુ કહે છે, મને અભીષ્ટ છે."

( શિક્ષાપત્રી )

" धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः "

" 'ધર્મ' નું સ્વરૂપ નિરૂપણ કરતાં ભગવાન શ્રી સ્વામિનારાયણુ કહે છે શ્રુતિ ( વેદ )ને સ્મૃતિ (શ્રુતિ અવિરૂદ્ધ) એ પ્રતિપાદન કરેલોં સદાચાર એ ધર્મ જાણુવો."

( શિક્ષાપત્રી )

देवतातीर्थविप्राणां साध्वीनां च सतामपि ।
वेदानां च न कर्तव्या निन्दा श्रव्या न च क्वचित् ॥

" દેવતા તીર્થ બ્રાહ્મણ, સતી સ્ત્રી, સત્પુરૂષ ને " વેદ "– આ સર્વની નિંદા ક્યારેય ન કરવી ને ન સાંભળવી."

( ભગવાન શ્રી સ્વામિનારાયણુ-શિક્ષાપત્રી ગ્રંથ )

" વેદ " અહિંસા પરાયણુ છે એ-સિદ્ધાન્તના સમર્થનમાં ભગવાન શ્રી સ્વામિનારાયણુ વૈદિકી હિંસાનો નિષેધ કરતાં ઉપદેશે છે કેઃ—

देवतापितृयागार्थमप्यजादेश्च हिंसनम् ।
न कर्तव्यमहिंसैव धर्मः प्रोक्तोऽस्ति यन्महान् ॥

" દેવયજ્ઞ ને પિતૃયજ્ઞ નિમિત્તે પણ બકરાં આદિ કોઈપણ જીવની હિંસા કયારેય પણ ન કરવી કારણ કે ' અહિંસા ' એજ મહાન ધર્મ છે. "

( શિક્ષાપત્રી ).

( ૧૧ )

મહાસિદ્ધ તપોનિધિ ગોસ્વામી શ્રી વીજયકૃષ્ણજી મહારાજ વદે છેઃ—

ધર્મ સંબંધી કોઇ પણ **વિષય જાણવો હોય તો પ્રાચીન ગ્રંથ જ વાંચવો,** આધુનિક ગ્રંથ ન વાંચવા. કારણ કે આધુનિક ગ્રંથોમાં અનેક ભૂલ-ભ્રાન્તિ તથા વ્યકિતગત અને સંપ્રદાયગત દૂષિત મતો, એ બધાને સ્થાન મળેલું હોય છે.

**વાસ્તવિક રીતે વેદ જુદા નથી, માત્ર સમજફેર છે**

ઋગ્, યજુર્, સામ અને અથર્વ, એ ચાર વેદ કહેવાય છે. તે વસ્તુતઃ એક હોઇ માત્ર શિક્ષણ માટે તેના ચાર ભાગ કરવામાં આવ્યા છે. એ ચારે ભાગનો આખો વેદ શીખતાં છત્રીસ વર્ષ જોઇએ. તેથી બધાથી આખા વેદનું અધ્યયન થઇ શકતું નથી. એક બે ભાગનું અધ્યયન એક જણ કરી શકે છે; તેથી જે માણસ જે ભાગનું અધ્યયન કરે છે, તે માણસ તે ભાગનો આચાર્ય બને છે, એ અર્થમાં વેદ જુદા છે. બાકી વેદો ભિન્ન ભિન્ન નથી. જેવી રીતે હાથથી પગ જુદા છતાં વસ્તુતઃ તો એક જ શરીરનાં અંગો છે, તેવું જ વેદના સંબંધમાં છે. જે સામવેદનો આચાર્ય હોય છે, તે યજુર્વેદનું શિક્ષણ આપતો નથી. વળી યજુર્વેદમાં

સામવેદનો વિષય પણ હોતો નથી. યજુર્વેદ ભણવાની જો ઇચ્છા હોય તો યજુર્વેદીયની પાસે જ જવું જોઇએ. જો કોઇ સંપૂર્ણ વેદવેત્તા મળી આવે, તો તે ઠેકાણે વેદ જુદા નહિ જણાય. મનુષ્યના અંતરાત્મામાં પણ જો પ્રવેશ કરી શકાય તો બધું જ મળી



ગોસ્વામી શ્રી વીજયકૃષ્ણજી મહારાજ

રહે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ–એ અષ્ટાંગયોગ દ્વારા અંતરાત્મામાં પરમાત્માની પ્રાપ્તિ થઇ શકે છે. વેદ–એ શબ્દથી બ્રહ્મ, પરમાત્મા અને પરબ્રહ્મ સમજવાનો છે. x x x

વેદ ઉપનિષદોનું વિશેષ જ્ઞાન થયા વગર હિન્દુ શાસ્ત્રો સમજી શકાવાં અઘરાં છે. અઢાર પુરાણ, રામાયણ, મહાભારત, એ બધા ગ્રંથો છણી છણીને જોયા વગર ધર્મના અટપટા પ્રશ્નોની મીમાંસા કરી શકાય નહિ. આદિપર્વમાં એક વિષયનો ઉલ્લેખ થયેલો હોય છે, તેની મીમાંસા શાન્તિપર્વમાં મળી આવે છે; બ્રહ્માંડ પુરાણમાં એક વિષયનો ઉલ્લેખ હોય છે, ને તેની મીમાંસા માર્કંડેય પુરાણમાં સમાયેલી હોય છે, મનુસંહિતામાં એક વિષય હોય છે, તેની વ્યવસ્થા બૃહદ્ ગૌતમ સંહિતામાં મળે છે; નિર્વાણ તંત્રમાં એક વિષયનો ઉલ્લેખ થયો હોય છે, ને તેનો સમગ્ર ભાગ રુદ્રયામલમાં માલમ પડે છે; યજુર્વેદ સંહિતા ને સામવેદ સંહિતામાં જે બધી આખ્યાયિકાઓ છે, તેમની મીમાંસા શ્રીમદ્ ભાગવત કે વિષ્ણુપુરાણમાં થયેલી છે; મતલબ કે, સમસ્ત શાસ્ત્રોનું અધ્યયન કર્યા વગર શાસ્ત્રનો મત આપવા બેસવું એ વંચના અર્થાત્ દગાબાજી અને અજ્ઞાનતા માત્ર છે. × × × ભગવદ્‌ગીતા તથા શ્રીમદ્ ભાગવત, એ બે ગ્રંથો ઉપનિષદોનાં ભાષ્ય અર્થાત્ ટીકા સ્વરૂપ છે. ગીતા અને ભાગવતની પ્રણાલી મુજબ ધર્મ સાધન કરવામાં આવે, તો ઋષિ લોકોના અંતરની વાત "सत्यं ज्ञानमानंदं ब्रह्म" એ વગેરે વચનોની સત્યતા પ્રત્યક્ષ કરી શકાય છે, તેમાં શક નથી." × × × ભગવાન પૂર્વે વામન અવતાર લઇને બલિ નામના એક અસુર રાજાના યજ્ઞમાં ગયા હતા. સંસારમાં મનુષ્ય ધર્મકાર્ય કરવામાં અત્યંત અભિમાન દર્શાવે છે. હું દાતા છું, હું જ્ઞાની છું, હું ભક્ત છું, હું ઇન્દ્રિયસ્વરૂપ સમસ્ત દેવતાઓનો રાજા છું, એવી જાતનું અભિમાન મનુષ્યને થાય છે, તે જોઇને ભગવાન આત્માઓનો પણ આત્મા હોવા છતાં વામનરૂપ થઇને મનુષ્યની પાસે ત્રણ ડગલાં દાનમાં માગે છે. ત્રણ ડગલાંની વાત સાંભળતાં તો સામાન્ય લાગે છે; પરંતુ એજ જીવનનું સર્વસ્વ

છે. સત્વ, રજ અને તમ, એ ત્રણ ડગલાં પર ભગવાનનો અધિકાર થતાં તેઓશ્રી વિરાટ મૂર્તિ ધારણ કરે છે ને જીવપર પોતાનો સર્વસ્વ અધિકાર સ્થાપી સર્વદા તેની સાથે ને સાથે રહે છે. એટલા માટે જ વામનદેવ દ્વારપાળ થઇને બલિરાજા સાથે પાતાળમાં ગયા હતા. વસ્તુતઃ જે વ્યકિત ભગવાનને આત્મસમર્પણ કરે છે તેના ક્ષેમકુશળ માટે ભગવાન પોતે જ વ્યાકુળ રહે છે, જીવને પછી ચિંતા કરવાપણું રહેતું જ નથી. × × આવા ઋષિપ્રણીત શાસ્ત્રોમાં અનેક ઉપદેશો છે; ઉપનિષદોમાં વિશેષ વિશેષ ઉપાયો બતાવ્યા છે.

( ૧૨ )

દૂર દૂર પશ્ચિમમાં આર્ય સંસ્કૃતિના સનાતન તત્વોનો અજોડ પ્રચાર કરનાર, ભગવાન રામકૃષ્ણ દેવના પરમ શિષ્ય શ્રી સ્વામી વિવેકાનંદજી " વેદો હિંદુઓની પરમ સંમેલન ભૂમિકા છે." એમ પ્રતિપાદન કરતા કહે છેઃ—

સમગ્ર જગતનું ધ્યાન ખેંચે એવો વેદાન્તનો બીજો પ્રબળ દાવો એ છે કે " જગતના બધા ધર્મગ્રંથોમાં વૈદિક ધર્મ-ગ્રંથો જ માત્ર એવા છે કે, તેના યથાર્થ શિક્ષણ અને ઉત્તમ ઉપદેશની તેમજ એ ધર્મ વિચારો અને તત્વ સિદ્ધાંતોની, આજની શાસ્ત્રીય શોધો તેમજ વિજ્ઞાનના વિકાસથી બાહ્ય પ્રકૃતિનાં ગુણ સ્વભાવ રૂપે જે જે પરિણામો પ્રાપ્ત થયાં છે, તેની સાથે સંપૂર્ણ સમાનતા જોવામાં આવે છે. શાસ્ત્રીય નવીન શોધો તેમજ વિજ્ઞાનના નવીન નિયમરૂપે જે જે પ્રાકૃતિક સિદ્ધાંતો સભ્ય જગતના જાણવામાં આવતા જાય છે, તે બધા વૈદિક ધર્મના સિદ્ધાંતોને બરાબર બંધબેસતા થઇ પડે છે, હજારો વર્ષ પૂર્વેના ઋષિમુનિઓના સિદ્ધાંતો અનેઃ છેક ગઇ કાલે મળી આવેલા વૈજ્ઞાનિક

સત્યો વચ્ચે કશો પણ વિરોધ કે તફાવત નથી." "શાસ્ત્રોક્ત સંસ્કારો અત્યારે છે જ કયાં ? મેં ભારત વર્ષમાં ચોતરફ મુસાફરી કરીને જોયું છે તો સર્વત્ર દેશાચારનું પ્રાબલ્ય જણાયું છે. શ્રુતિ-સ્મૃતિઓનો કોઇ ભાવ જ પૂછતું નથી. લોકાચાર, દેશા-



શ્રી સ્વામી વિવેકાનંદજી

ચાર અને સ્ત્રી આચારે અત્યારે શ્રુતિ શાસ્ત્રોનાં સ્થાન પડાવી લીધાં છે. કોઇ કાંઇ કહેવા જાય છે તો પણ તેનું કોઇ સાંભળવાની પરવા રાખતું નથી. ભટ્ટાચાર્ય બ્રાહ્મણોને થોડાઘણા પૈસા મળ્યા, એટલે ગમે તેવો વિધિ નિષેધ લખી આપે છે, 'હું જ કહું

કે વૈદિક કલ્પ, ગૃહ્યસૂત્ર અને શ્રૌતસૂત્રનો અભ્યાસ કર્યો હોય એ ભટ્ટાચાર્યો અત્યારે મળી આવશે ? મેં બરાબર જોયું છે કે કો સ્થળે રઘુનંદનનો મત પ્રબળ છે, કોઇ સ્થળે મિતાક્ષરોનો મ પ્રબળ છે, તો કોઈ સ્થળે મનુ સ્મૃતિનો. તમે લોકો એમ સમજો છો કે સમસ્ત દેશમાં એક જ મતને અનુસરીને વ્યવસ્થાઓ ચાલે છે, પણ જ્યાં જુઓ ત્યાં મતભેદ જ પ્રવર્તે છે; એટલાં જ માટે કહું છું કે વેદોના પ્રત્યે લોકોની સન્માનબુદ્ધિ થાય, સર્વ કોઇ વેદોની જ ચર્ચા કરે અને સર્વત્ર વેદનો જ મત પ્રબળ થાય એવો પ્રયત્ન કરો. ”

" બારીક પૃથક્કરણો કરવાથી તમને જણાશે કે બૌદ્ધ ધર્મનાં તત્ત્વો વેદ અને ઉપનિષદોના સિદ્ધાંતોમાંથી જ ગ્રહણ કરવામાં આવ્યાં છે. એ ધર્મનો જેટલો સારભાગ દ્રષ્ટિગોચર થાય છે તે બધો વૈદિક સિદ્ધાન્તોનો જ અનુવાદ છે, અને તે એટલે સુધી કે આ જગતમાં બૌદ્ધ ધર્મના જે મહાન્ નૈતિક સિદ્ધાંતો મનાય છે તે બધા શબ્દે શબ્દ ઉપનિષદમાંથી મળી આવે છે. એ જ પ્રમાણે જૈનધર્મના જે સારા સારા સિદ્ધાંતો છે તેમનું મૂળ પણ ઉપનિષદ અને વેદમાં મળી આવે છે, માત્ર તેમની વિચિત્ર કલ્પનાઓ અને અસંભવિત વિચારસૃષ્ટિ જ તેમની પોતાની છે. "

" ઉપનિષદની ભાષા, ભાવના અને વિચારો સર્વ સરળ, સચોટ અને આપણા ઉપર જાણે તલવારની ધાર પડતી હોય અથવા હથોડીના એક પછી એક સખત ટકોરા લાગતા હોય એવી રીતે જોરથી તત્કાલ અસર કરનારા છે. કોઇ પણ ઠેકાણે અસ્પષ્ટતા કે ક્લિષ્ટતા નથી તેના સ્પષ્ટ ઝગઝગી ઉઠતા અર્થમાં કદી પણ ભૂલ થવાનો સંભવ નથી, તેના સંગીતનો પ્રત્યેક સૂર દૃઢ અને હૃદયભેદક છે. દરેક હૃદયને તે સંપૂર્ણ અસર કરે છે. તેમાં એક પણ ઠેકાણે અસંબદ્ધ પ્રલાપ કે પ્રમત્ત શબ્દો નથી. તેમાં

એવો કોઈ જટિલ વાક્યપ્રયોગ નથી કે જેની અંદર આપણું મગજ ગુંચવાઇ જાય. અધઃપતન અથવા પડતીનું એક પણ ચિન્હ એમાં નથી. હદ બહાર રૂપક અને અલંકારની તાણુતોડ પણ તેમાં નથી. વિશેષણ ઉપર વિશેષણનો અમર્યાદિત ઢગલો ખડકીને મૂળ અર્થને વિશેષ અસ્પષ્ટ બનાવવાનો હેતુ પણ નથી. ન સમજી શકાય એવી ક્લિષ્ટતા કરીને મનુષ્યનું મગજ અર્થ સમજતાં સમજતાં ચક્કર ખાઇ જાય અને સાહિત્યની ભૂલભૂલામણીની ગુંચવણીમાંથી બહાર નીકળવાનો રસ્તો પણ ન મળે, એવો ગડબડાટ ઉપનિષદોમાં કોઈપણ સ્થળે જણાતો નથી. એ સમગ્ર વેદવિભાગને હિન્દુઓ અપૌરુષેય અર્થાત્ ઇશ્વર-પ્રણીત માને છે. કદાચ તે સાહિત્ય મનુષ્યપ્રણીત હોય તોપણ તે એક એવી માનવજાતિનું ઉત્પન્ન કરેલું હોવું જોઇએ કે, જે જાતિએ એ વખત સુધીમાં પોતાના પ્રજાના વીર્ય અને પ્રભાવનું બિન્દુ પણ ગુમાવ્યું નહોતું. તેના એકેક ખાનામાં આપણે અપૂર્વ તેજ, વીર્ય અને પ્રભાવની વાતો વાંચી શકીએ છીએ. "

" હે મિત્રો ! જેમ જેમ હું એ ઉપનિષદો વધારે ને વધારે વાંચતો જાઉં છું, તેમ તેમ મને તમારે માટે વિશેષ ને વિશેષ રડવું આવે છે. તમારી નિર્બળતા માટે, તમારી નિર્માલ્યતા માટે, તમારી દીનતા અને દરિદ્રતા માટે મને નિરંતર રડવું આવે છે. એ રડવું એટલા જ માટે આવે છે કે ઉપનિષદમાં વર્ણવેલી એ આત્મશક્તિનો વ્યાવહારિક ઉપયોગ કરવાની મને વિશેષ જરૂર જણાય છે. ઉપનિષદમાં બળ-વીર્યનો વ્યાવહારિક ઉપયોગ જ ભરેલો છે. બળ, વીરતા અને નિડર પ્રભાવ, તેની જ આપણને અત્યારે વિશેષ જરૂર છે. × × આપણને દુર્બળ કરનારી આ જગતમાં હજારો બાબતો , વાર્તાઓ પણ આપણે ઘણી વાંચી સાંભળી છે, આપણાં પુરા-ણોમાં એટલી બધી વાર્તાઓ ભરેલી છે કે, જગતની લાયબ્રેરીઓનો

ચોથો ભાગ એ વાર્તાઓથી ભરાઇ જાય તેમ છે ! એક જાતિ **અથવા પ્રજાને નિર્બળ બનાવનારી આ જગતમાં જેટલી બાબતો છે. તે બધી જ બાબતો આપણને છેલ્લાં હજાર વર્ષમાં આવી મળી છે !**

" આપણી પ્રજાનું ખાસ કાર્યક્ષેત્ર જે ધર્મ અને ધર્મ વિષયક તત્વજ્ઞાન છે, તેમાં પણ ભયંકર અધોગતિ થયેલી જણાશે. જે પ્રજા આજે સેંકડો વર્ષો થયાં ડાબે હાથે પાણી પીવું જોઇએ કે જમણે હાથે પીવું જોઇએ, એ અત્યંત ગંભીર (!) અને ઉપયોગી (!) સવાલનો નિવેડો લાવવા માટે શાસ્ત્રાર્થ કરવામાં જ રોકાઇ રહી છે, તે પ્રજા પાસેથી બીજી શી આશા રાખી શકાય? જે દેશના સર્વ શ્રેષ્ટ પંડિતો વર્ષો થયાં સ્પર્શાસ્પર્શનો અને પ્રાયશ્ચિતનો નિર્ણય કરવામાં જ પોતાની બુદ્ધિનો અને જ્ઞાનનો ઉપયોગ કરતા આવ્યા છે, શું ખવાય અને શું ન ખવાય એનો નિર્ણય કરવા માટે જ તર્કબુદ્ધી મચાવી રહ્યા છે, તે પ્રજા-અવનતિના નીચામાં નીચા પગથીએ પહોંચી જાય એમાં આશ્ચર્ય શું ? "

" એ લાંબા સમય દરમ્યાન આપણા પ્રજા-જીવનના પ્રવાહનો માત્ર આ એકજ હેતુ બની રહેલો જણાય છે કે આપણે પોતાને વધારે ને વધારે નિર્બળ કેમ બનાવી શકીએ. અને તે પણ એટલે સુધી કે છેવટે આપણે માટીના ક્ષુદ્ર કીડા જ બની ગયા છીએ ! જેની ઇચ્છામાં આવે તે આપણા ઉપર પગ દઇને ચાલ્યા ગયા છે; અને તેની સાથે આપણે તેજ પગને પરમ આશ્રય સમજીને વળગી રહ્યા છીએ ! એથી જ આપણે જરા પણ આગળ વધી શકતા નથી. × × માટે જ તમને ઉપર, જણાવેલાં બધાં કારણો લક્ષમાં રાખીને હું કહું છું કે આપણને બળની જ **ખાસ જરૂર છે. શરીરનું બળ આપણે મેળવવાનું છે.**

આપણાં ઉપનિષદો એ સર્વ પ્રકારના બળની મોટી ખાણ છે. ઉપનિષદોમાં એટલી બધી શક્તિ ભરેલી છે કે તે સમગ્ર જગતને બળવાન અને તેજસ્વી બનાવી શકે તેમ છે. તેમના વડે જગતની સઘળી પ્રજાઓને તેજસ્વી બળવાન સ્ફૂર્તિવાળી, પુનરુજ્જીવિત અને વીર્યશાળી કરી શકાય તેમ છે. દરેક જાતિ, દરેક પ્રજા, દરેક ધર્મ અને દરેક કોમના દુર્બળ, દુઃખી અને પદદલિત સર્વ લોકોને એ ઉપનિષદો પોતાના ભેરી નાદથી કહે છે કેઃ—" તમારા પગ ઉપર ઉભા થાઓ ! દુર્બળતાને દૂર ફેંકી દો, અને સ્વતંત્ર થાઓ ! સ્વતંત્રતા-શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને એવી સર્વ પ્રકારની સ્વતંત્રતા જ ઉપનિષદનો મુદ્રાલેખ છે. સ્વતંત્રતા ઉપનિષદનો મૂળમંત્ર છે.

" ઇષ્ટનિષ્ટારૂપ જે અપૂર્વ મત આપણા ભારતવર્ષમાં પ્રચલિત છે, તેને યોગે એ બધા અવતારોમાંથી ઇચ્છાનુસાર આદર્શ પસંદ કરવાની તમને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી છે. જે કોઇ અવતાર કે મહાપુરૂષના ઉપર તમને ભાવ હોય એને તમારા આદર્શ અને ઉપાસ્ય દેવરૂપે ગ્રહણ કરવામાં કશો બાધ નથી. વળી જે ઇષ્ટ દેવતા અથવા અવતારને તમારી માન્યતા અનુસાર તમે શ્રેષ્ટ સમજતા હો તેને સર્વ મહાત્મા અને સર્વ અવતારો કરતાં સર્વોત્તમ સમજીને તમે તેની પૂજા ઉપાસના કરો તેમાં કોઇને કશી આપત્તિ નથી; પરન્તુ ધર્મના મુખ્ય આધાર રૂપ જે સનાતન તત્વસિદ્ધાંતો વેદમાં દર્શાવેલા છે, તેને જ તમારે દ્રઢતાથી વળગી રહેવું જોઇએ, તેને જ તમારા ધર્મના પાયા રૂપ સમજી સંપૂર્ણ ભાવપૂર્વ સ્વીકારવા જોઇએ. અહીં એક આશ્ચર્યકારક સત્ય એ દૃષ્ટિગોચાર થાય છે કે આપણા અવતારોનું સામર્થ્ય-તેમનું જીવન જેટલે અંશે વૈદિક સિદ્ધાંતોના ઉદાહરણ રૂપે બની રહેલું હોય, એટલે અંશે આપણે પ્રમાણ રૂપ માનીએ

છીએ. શ્રી કૃષ્ણ ભગવાનનું ગૌરવ એ જ હેતુથી સર્વથી વિશેષ છે; કેમકે તેઓ આપણા સનાતન ધર્મના સર્વોત્તમ ઉપદેશક અને સાત્વિક સત્ય સિદ્ધાંતોમાં વિશ્વમાં પ્રચાર કરનારા, પોતાના દિવ્ય જીવનના પ્રત્યેક અંશમાં એ સિદ્ધાંતોનો સાક્ષાત્કાર કરાવનારા અને ભારતમાં પ્રકટ થયેલા વેદાન્તો ઉપર અતિ મનોરમ્ય અને સુંદર વ્યાખ્યા કરનારા હતા.

"એકતા એજ હરકોઇ જનસમાજના દૃઢ બંધારણનું રહસ્ય છે; અને જ્યાં સુધી તમે " આ આર્ય " અને " આ દ્રવિડ " " આ બ્રાહ્મણ " અને " આ શુદ્ર." એવી તુચ્છ બાબતો વિષે અંદર અંદર કલહ કર્યા કરશો, ત્યાં સુધી હિન્દનું ઉજ્વળ ભવિષ્ય ઘડવા માટે જે શક્તિ અને ચૈતન્ય જરૂરનાં છે, તેનો સંગ્રહ કરી શકશો નહિ. સ્મરણ રાખજો કે ભરતખંડના ઉત્કર્ષનો આધાર માત્ર તેના ઉપરજ છે. દેશના તમામ માણસોની ઇચ્છાશક્તિનાં સંમિલનમાં, તેમને એક કેન્દ્રમાં સ્થિર કરવામાંજ ઉત્કર્ષની, વિજયની ચાવી સમાયલી છે. સુદ્રઢ પ્રજાઓ પોતાના વિચારની એકતા અને એકાગ્રતા સહેલાઇથી કરી શકે છે; અને તેથી કરીને તેઓ ઘણીજ સહેલાઇથી બળવાન અને ઉન્નત થઇ શકે છે; અને હરકોઇ પ્રજામાં મનુષ્યોની સંખ્યા જેમ વિશાળ તેમ તેને એકજ વિચારથી, એકજ ઉદ્દેશથી કાર્ય કરવું મુશ્કેલ થઇ પડે છે. તેનું બંધારણ શિથિલ અને અવ્યવસ્થા વગરનું થઇ જાય છે. અનિયંત્રિત અને અવ્યવસ્થિત લોકસમુદાય કદિ પણ એકત્રપણે કાર્ય કરી શકતો જ નથી; માટે કોઇ પણ ઉપાયે આપણા અંદર અંદરના કલહ હવે બંધજ થવા જોઇએ.

"હું માનું છું કે એવા કેટલાક મુખ્ય સિદ્ધાંતો છે, જે આપણને સર્વને એક સરખી રીતે માન્ય છે. ભલે આપણે વૈષ્ણવ

હોઇએ કે શૈવ; શાક્ત હોઇએ કે ગાણપત્ય; સનાતન ધર્માવલંબી હોઇએ કે આર્યસમાજ, પ્રાર્થનાસમાજ કે એવા કોઇ નવીન સંપ્રદાયના અનુયાયી; પરંતુ આપણે સઘળા હિંદુ છીએ, અને હિંદુ તરીકે આપણે અમુક મુખ્ય સિદ્ધાંતો માન્ય ગણીએ છીએ; એ વાત આપણે કોઇએ પણ ભૂલવી જોઇએ નહિ. એ સિદ્ધાંતોની વ્યાખ્યા કરવામાં, અને તેમના અર્થ કરવામાં આપણા વચ્ચે મતભેદ પડતો હશે, અને મતભેદ રહેવોજ જોઇએ. એ મતભેદનું પણ પ્રયોજન છે; કારણ કે કોઇ પણ વ્યક્તિ ઉપર આપણા વિચાર પરાણે ઠસાવવા આપણે ઇચ્છતા નથી.

આપણે ઇશ્વરને માનીએ છીએ, આપણા ઇશ્વર વિષેના આદર્શો જુદા હશે તે વાત સત્ય છે. અમુક માણસો સર્વાંશે સગુણ ઇશ્વરને માને છે, તો અમુક માણસો તેને તેવો માનવા છતાં મનુષ્ય દેહ અને મનુષ્યભાવને ધારણ કરનાર ઇશ્વર (અવતાર)ને માનતા નથી. વળી એવા પણ કેટલાક છે કે જેઓ શુદ્ધ નિર્ગુણ ઇશ્વરને જ માને છે. વેદમાંથી આ ત્રણે મતને આધાર મળી શકે છે. ઉપર કહ્યા તેવા મતભેદ છતાં પણ આપણે બધા ઇશ્વરને તો માનીએ છીએજ.

**આપણે હિંદુઓ વેદવાક્યને ધર્મરહસ્યના સનાતન ઉપદેશ તરીકે ગણીએ છીએ. આપણે સઘળા એક મતે સ્વીકાર કરીએ છીએ કે આ પવિત્ર સાહિત્ય અનાદિ અને અનંત છે. જેમ પ્રકૃતિને આદિ કે અંત નથી, તેમ વેદને પણ નથી; અને જ્યારે આપણે એ પવિત્ર ગ્રન્થની સમક્ષ ઉભા રહીએ ત્યારે આપણી વચ્ચેના ધાર્મિક મતભેદ અને કલહ એકદમ બંધ જ થઇ જવા જોઇએ.**

આપણે વળી એમ સ્વીકારીએ છીએ કે ધાર્મિક મતભેદના નિરા-

કરણ માટે આપણી વરિષ્ઠમાં વરિષ્ઠ અદાલત વેદ છે. વેદ તરીકે કોને ઓળખવો એ વિષે આપણા અભિપ્રાય કદાચ મળતા આવશે નહિ. એક સંપ્રદાયના અનુયાયીઓ વેદના અમુક ભાગને બીજા ભાગ કરતાં વિશેષ પવિત્ર માને છે; પણ તેથી કાંઇ હાનિ નથી, જ્યાં સુધી આપણે એકે અવાજે કબૂલ કરીએ કે વેદને માનવાની બાબતમાં આપણે સઘળા ભાઇઓ છીએ; અને આપણી પાસે હાલ જે કાંઇ પવિત્ર, મહિમાવાન અને ઉત્તમ વસ્તુ છે તે સર્વ આપણને તે સનાતન, પવિત્ર અપૂર્વ ગ્રન્થ દ્વારા પ્રાપ્ત થયેલી છે; ત્યાંસુધી આપણી વચ્ચે ગમે તેટલા મતભેદ છતાં આપણે બધા એક જ છીએ. આ બાબતમાં જો આપણો સર્વનો દૃઢ વિશ્વાસ હોય તો હાલ માત્ર તેજ બાબતનો આખા હિન્દુસ્તાનના તમામ લોકોમાં કશો પણ ભેદ રાખ્યા વગર પ્રચાર થવા દો. તમે માનો છો તે સત્ય જ હોય, તો જે સર્વોપરિ સ્થાનને માટે વેદ અસલથી યોગ્ય છે, અને તે યોગ્યતાનો આપણે સ્વીકાર પણ પણ કરીએ છીએ; તે સ્થાન વેદને આપો. ત્યારે આપણુ માટે પહેલી સંમિલન-ભૂમિકા વેદ છે" ×·×

" માટે જે જ્ઞાન ભંડાર, જે સંસ્કૃતિ આ જ સેંકડો વર્ષથી બ્રાહ્મણોએ ટ્રસ્ટીની માફક સાચવી રાખ્યાં છે, તે તેમણે હવે એ ભંડારના ખરા માલીક જનસમુદાયને સ્વાધીન કરી દેવાં જોઇએ."

( સ્વામી વિવેકાનંદ, ગ્રંથ ૧-૨ માંથી સસ્તુ સાહિત્ય, અમદાવાદ )

( ૧૩ )

ભગવાન શ્રી ભાષ્યકાર શ્રીમદ્રામાનુજાચાર્યજી મહારાજ કે જેમણે રચેલા વેદાર્થ સંગ્રહ ગ્રંથના આરંભમાં જ અશેષ



શ્રીમદ્રામાનુચાર્યજી મહારાજ

જગદ્ધિતાનુશાસન શ્રુતિનિકર શિરસિ વેદો જ સર્વ જગતનું હિત કરનાર છે એમ જણાવી વેદ ભગવાનની પ્રશંસા કરેલી છે.

( १४ )

વેદના મહાન જ્ઞાનભંડારનો ઉપયોગ કરવાનો અધિકાર સમગ્ર મનુષ્યજાતિને છે એવી જોશભેર ઘોષણા કરનાર વીર્યવંતી આર્યસમાજના સંસ્થાપક મહર્ષિ **દયાનંદ સરસ્વતીજી** મહારાજ પ્રતિપાદન કરે છે:—

મંત્રસંહિતાઓનું નામ 'વેદ' એટલા માટે છે કે તે ઇશ્વર-રચિત છે અને સર્વ વિદ્યાઓનું મૂળ છે.

( ऋग्वेदादि द. प्र. द्वि. भा. पृ. ३५७ )

એક ( **विद** ) ધાતુ જ્ઞાનના અર્થમાં છે, બીજો ( **विद** ) ધાતુ સત્તાના અર્થમાં છે, ત્રીજા ( **विद्लृ** ) ધાતુનો અર્થ લાભ છે, ચોથા ( **विद** ) ધાતુનો અર્થ વિચાર એવો છે...તથા ( **श्रु** ) ધાતુ શ્રવણના અર્થમાં છે.

ઋગ્સંહિતા વગેરેને વેદ એ માટે કહેવામાં આવે છે કે એના વાચનથી યથાર્થ વિદ્યાનું ભાન થાય છે, એના અભ્યાસથી વિદ્વાન થવાય છે, એનાથી સર્વ પ્રકારના સુખ મળે છે અને એનાથી સત્ય કે અસત્યનું મનુષ્યને જ્ઞાન થાય છે. સૃષ્ટિના આરંભકાળથી આજપર્યન્ત અને બ્રહ્માદિથી માંડીને આપણા સુધી સર્વ બધી સત્ય વિદ્યાઓને વેદદ્વારા સાંભળતા આવ્યા છીએ એટલે વેદોનું નામ શ્રુતિ પડ્યું છે. (કોઇ દેહધારીએ વેદોના બનાવનારને સાક્ષાત્ કદી જોયો નથી...વેદ તો નિરાકાર ઇશ્વરમાંથીજ ઉત્પન્ન થયા છે અને એમને સાંભળતાં સંભળાવતાં સર્વ લોકો આજ પર્યન્ત ચાલ્યા આવે છે.

( ऋग्वेदादि द. प्र. द्वि. भा. पृ. ३५६ )

વેદોનું નામ 'છન્દ' એ માટે કહેવાય છે કે તેઓ સ્વતંત્ર

પ્રમાણુ અને સત્ય વિદ્યાઓથી પરિપૂર્ણ છે. એમનું ' મન્ત્ર ' નામ એ માટે છે કે તેઓમાંથી સત્ય વિદ્યાઓનું જ્ઞાન થાય છે. ' શ્રુતિ ' એ માટે કહેવાય છે કે એમનું વાચન કરવાથી, અભ્યાસ કરવાથી અને સાંભળવાથી મનુષ્યો સર્વ સત્ય વિદ્યાઓને જાણી



મહર્ષિ દયાનંદ સરસ્વતિજી મહારાજ

શકે છે. અને એવીજ રીતે જેના વડે બધા પદાર્થોનું જ્ઞાન થાય એમને ' નિગમ ' કહે છે.

( ऋग्वेदादि द. प्र. द्वि. भा. पृ. ३५६ )

સંસારમાં જેટલી સત્યવિદ્યા છે તે તમામ વેદોમાંથી જ નીકળી છે.

( ऋग्वेदादि द. प्र. द्वि. भा. ३६७ )

એટલું તો નક્કી છે કે જ્યાં જ્યાં સત્ય નજરે પડે છે અથવા સાંભળવામાં આવે છે ત્યાં ત્યાં તે વેદોમાંથી જ ફેલાએલું હોય છે, અને જે જે મિથ્યા જુઠાણું જણાય છે તે વેદમાંથી નહિ પણ જીવોની કલ્પનામાંથી નીકળેલું હોય છે.

( ऋग्वेदादि द. प्र. द्वि. भा. पृ. ३१९–३२० )

સર્વજ્ઞ સિવાય કોઇનું સામર્થ્ય નથી કે આ પ્રકારે સર્વ જ્ઞાનયુક્ત શાસ્ત્ર ( વેદ ) બનાવી શકે. વેદનો અભ્યાસ કર્યો પછી ઋષિમુનિઓએ વ્યાકરણ, નિરુક્ત અને છંદ વગેરે ગ્રન્થો વિદ્યાના પ્રકાશ માટે રચ્યા છે. આ વેદોને અનુસાર બધા માણસોએ ચાલવું જોઇએ. જો કોઈ પુછે કે તમારો શું મત છે તો એ જ ઉત્તર આપજો કે અમારો મત એટલે વેદોમાં જે કંઇ કહ્યું છે તે, અમે એને માનીએ છીએ.

( स. प्र., द. प्र. प्र. भा., ७ म समु. पृ. ३१९–३२० )

ઇશ્વરની બનાવેલી જે ચાર મંત્રસંહિતા છે તે જ સ્વતઃ પ્રમાણ માનવા યોગ્ય છે, અન્ય નહીં. પરંતુ એ સિવાય પણ મનુષ્યોએ રચેલા જે બીજા ગ્રન્થો છે, તે પણ વેદોને અનુકૂળ હોવાથી પરતઃપ્રમાણ બનવા યોગ્ય છે. વેદ ઇશ્વરના રચેલા છે અને ઇશ્વર સર્વજ્ઞ સર્વવિદ્યાયુક્ત તથા સર્વશક્તિમાન છે એટલે એમનું જ કથન નિર્ભ્રમ અને પ્રમાણને યોગ્ય છે. મનુષ્યોએ

બનાવેલા ગ્રન્થો સ્વતઃપ્રમાણને યોગ્ય નથી, કારણ કે જીવો સર્વ-વિદ્યાયુક્ત અને સર્વશક્તિમાન નથી હોતા...વેદના વિષયમાં જ્યાં કહીં પણ પ્રમાણની આવશ્યકતા હોય ત્યાં સૂર્ય અને દીપક સમાન વેદોનું જ પ્રમાણ લેવું ઉચિત છે.

જેવી રીતે સૂર્ય અને દીપક પોતાના જ પ્રકાશથી પ્રકાશમાન થઇ બધા ક્રિયાવાળા દ્રવ્યોને પ્રકાશિત કરે છે તેવી જ રીતે વેદ પણ પોતાના પ્રકાશથી પ્રકાશિત થઇ અન્ય ગ્રંથોનો પણ પ્રકાશ કરે છે......જે ગ્રંથો વેદોથી વિરૂદ્ધ છે તેને કદી પ્રમાણ ન મનાય અને તેનો સ્વીકાર ન થાય અને વેદો ભલે અન્ય ગ્રન્થોથી વિરુદ્ધ હોય તોપણ તે અપ્રમાણ નથી ઠરતા.

( ऋग्वेदादि द. प्र. द्वि.आ, पृ. ६०२ )

ઋષિ પ્રણીત ગ્રંથો એટલા માટે વાંચવા જોઇએ કે તેઓ મહા વિદ્વાન, બધા શાસ્ત્રોને જાણનારા, અને ધર્માત્મા હતા, અને અનૃષિ અર્થાત જે થોડાં શાસ્ત્રો જાણે છે, અને જેમનો આત્મા પક્ષપાત-સહિત છે તેમના બનાવેલા ગ્રન્થ પણ એવા જ છે.

( स. प्र. ३य समु, द. प्र. भा. पृ. १६० )

એમાંથી પણ જે જે વેદ વિરૂદ્ધ પ્રતીત થાય તે તે છોડી દેવા કારણ કે વેદ ઇશ્વરકૃત હોવાથી નિર્ભ્રાન્ત સ્વતઃ પ્રમાણ છે. અર્થાત્ વેદનું પ્રમાણ વેદથી જ થાય છે,

( स. प्र. ३ य समु, द. प्र. प्र. भा. पृ. १६१ )

પાંચ હજાર વર્ષ પહેલાં વેદમતથી ભિન્ન બીજો કોઇ મત ન હતો. ( स. प्र. ११ अ. समु. द. ग्र. प्र. भा. पृ. ३९२ ) એ સમયે આખા ભૂગોલમાં વેદોકત એજ એક મત હતો. અને એમાં જ બધાની નિષ્ઠા હતી. ( स. प्र. १० म. समु. द. प्र.

प्र. भा. पृ. ४०४ ) જેટલી વિદ્યાઓ પૃથ્વી ઉપર ફેલાઈ છે તેઓ બધી આર્યાવર્ત દેશમાંથી મિશ્રવાસીઓ પાસે, ત્યાંથી યૂનાનીઓ પાસે, ત્યાંથી રૂમ દેશમાં અને ત્યાંથી અમેરીકા આદિ દેશોમાં ફેલાઈ છે (स. प्र. ११ स. द. ग्र. प्र. भा. पृ. ४०४ ) એ વાત નક્કી છે કે જેટલી વિદ્યા અને મત પૃથ્વી ઉપર ફેલાયાં છે તે બધા આર્યાવર્તમાંથીજ પ્રચલિત થયાં છે. બધી વિદ્યાઓ અને ભલાઈઓનો ભંડાર આર્યાવર્ત દેશ છે અને સર્વ વિદ્યાઓ તથા મતો આ દેશમાંથીજ ફેલાયાં છે.

( स. प्र. १२ स. समु द. ग्र. प्र. भा. पृ. ४०५ )

આજ વેદાદિ શાસ્ત્રોની રીતિ પ્રમાણે આર્યોએ પૃથ્વી ઉપર કરોડો વર્ષ રાજ્ય કર્યું.

( ऋग्वेदादि द. ग्र. द्वि. भा. पृ. ५५१ )

વેદ વગેરે શાસ્ત્રોમાં પરમાત્માના અસંખ્ય ગુણ, કર્મ, સ્વભાવ વગેરેનું વર્ણન કર્યું છે. એનો પાઠ કરવાથી અને ભણાવવાથી જ્ઞાનનો બોધ થાય છે. અને અન્ય પદાર્થોનું જ્ઞાન પણ જે વ્યક્તિ વેદશાસ્ત્રો ભણે છે, તેને થાય છે.

( स. प्र. १ म समु. द. ग्र प्र. भा. पृ. १०६ )

સર્વ મનુષ્યો વેદોને ભણી ભણાવીને તથા સાંભળી સંભળાવીને, વિજ્ઞાનને વધારીને, સારી વાતોને ગ્રહણ કરીને અને ખરાબ વાતોનો ત્યાગ કરીને, દુઃખોમાંથી છૂટી આનંદને પ્રાપ્ત કરો!

( स. प्र. ३ य समु. द. ग्र. प्र. भा. पृ. १६५ )

જ્યારે બધાં સત્યો વેદોમાંથી પ્રાપ્ત થતા હોય અને એમાં કાંઈ પણ અસત્ય ન મળતું હોય તો પછી એનું ગ્રહણ કરવામાં સંદેહ કરાવવો એ આપણું અને બીજાનું નુકસાન વહોરવાનુંજ

છે. ભલા વેદાદિ સત્ય શાસ્ત્રોને માન્યા સિવાય તમે તમારા વચનોની સત્યતા અગર અસત્યતાની પરીક્ષા કેવી રીતે કરશો ? અને આર્યાવર્તની ઉન્નતિ પણ કેવી રીતે સાધશો ? દેશને જે રોગ લાગ્યો છે તેની દવા તમારી પાસે નથી...હજુ પણ સમજીને વેદાદિ અનુસાર દેશોન્નતિ કરવા માંડશો તો સારું છે. જો તમારું એમ કહેવું હોય હોય કે પરમેશ્વરમાંથી સર્વ સત્ય પ્રકટ થાય છે, તો પછી ઋષિઓના આત્મામાં પરમાત્મા દ્વારા પ્રકાશિત થયેલા સત્યાર્થ વેદોને કેમ નથી માનતા ?

( ११ श. समु. द. ग्र. प्र. मा. पृ. ५२९ )

વેદવિદ્યાને યથાયોગ્ય જાણી લઇ, એ પ્રમાણે આચરણ કરો.

( ऋग्वेदादि द. ग्र. द्वि. मा. पृ. ४६१ )

જો અવિદ્યાદિ દોષોથી છૂટવા માગતા હો તો વેદાદિ સત્ય શાસ્ત્રોનો આશ્રય લો.

( स. प्र. १२ श. समु. द. ग्र. प्र. मा. पृ. ५७९ )

( ૧૫ )

યોગીવર્ય શ્રી અરવિંદ ઘોષ પોતાની અનુપમ ચૈતન્યમય શૈલીમાં ઉચ્ચારે છે કે—

પરન્તુ વૈદિક ધર્મની બાહ્ય અથવા સર્વસાધારણ બાજુએ પણ સ્વાભાવિક ભૌતિક મન સાથે સંબંધ રાખનાર ધાર્મિક વિચારોનો સ્વીકાર કરવામાં અને એને અનુસાર નિયમન કરવામાં જ પોતાને સંકુચિત નથી કરી. વૈદિક ઋષિઓએ સામાન્ય જનસમાજ દ્વારા પૂજાતા દેવતાઓમાં આધ્યાત્મિક ગુણ પ્રદાન કર્યો, તેઓએ એક ઉચ્ચતર સત્ય, ઔચિત્ય અને નિયમન દર્શાવ્યું કે

જેના એ દેવતાઓ સંરક્ષક હતા. વૈદિક ઋષિઓએ એ સત્ય અને ઔચિત્યના અનુસાર જ્ઞાન પામવાની તથા જીવન ગાળવાની આવશ્યકતા દર્શાવી અને અમરતાના એ નિવાસગૃહને બતાવ્યું કે જ્યાં મનુષ્યનો આત્મા સત્ય અને ઉચિત કર્મની શક્તિઓ દ્વારા આરોહણ કરી શકતો હતો. એમાં સન્દેહ નથી કે લોકોએ આ વિચારોને તેમના તદ્દન બાહ્ય સ્વરૂપમાં જ લીધા, પરંતુ ઋષિઓએ એ વિચારો દ્વારા લોકોને પોતાની નૈતિક પ્રકૃતિને વિકસિત કરતાં શીખવ્યું, પોતાની આધ્યાત્મિક સત્તાના કંઇક પ્રાથમિક વિકાસની તરફ ધ્યાન આપતાં શીખવ્યું, જ્ઞાન તથા સત્યના વિચાર જે ભૌતિક જીવનના જ્ઞાન તથા સત્યના વિચારથી ભિન્ન હતા, તેમને ધારણ કરવાનું શીખવ્યું, અને કોઇ મહત્તર આધ્યાત્મિક વાસ્તવિકતાનો વિચાર કરતાં શીખવ્યું કે જેથી મનુષ્યની મહદ્ ઇચ્છાના સર્વોચ્ચ સ્થાને પહોંચી શકાય. એ જ વાતોના ગંભીરતર સત્યો (જે વૈદિક ધર્મની આંતરિક અથવા તો ગૂઢ બાજુ છે) દીક્ષા પામેલા લોકો માટે સુરક્ષિત રાખવામાં આવ્યાં હતાં. એ દીક્ષિત લોકો આંતરિક ભાવને તથા વૈદિક ધર્મ પુસ્તકમાં છૂપાએલા ગૂઢ રહસ્યને સમજીને આચરણમાં મૂકવાને તૈયાર હતા—

ઋષિઓ સ્વયં કહે છે તેમ વેદ રહસ્યમય શબ્દોથી ભરેલા છે, એ શબ્દો એવા છે કે જેનો આન્તરિક અર્થ દ્રષ્ટા જ ગ્રહણ કરી શકે છે. कवये निवचनानि निण्यानि वचांसि (ऋ. ૪-૩-૧૬) પ્રાચીન મંત્રોનું એ સ્વરૂપ, એ પાર્શ્વ (બાજુ) પછીના યુગોમાં અંધકારમાં પડ્યું અને એક મૃત પરમ્પરા બની ગયું. આધુનિક કાળના પાંડિત્યે વૈદિક પ્રતીકોની પવિત્ર લિપિ વાંચવાનો શ્લાઘ્ય પ્રયત્ન કર્યો છતાં આ સ્વરૂપની તો ઉપેક્ષા જ કરી તો પણ આ રહસ્યને સમજી લેવું એ લગભગ બધા જ પ્રાચીન ધર્મોના સમ્યક્ જ્ઞાન માટે આવશ્યક છે. સર્વ ધર્મોમાં

અથવા કહો કે મોટા ભાગના ધર્મોમાં સામાન્ય ભૌતિક મનુષ્ય માટે એક ધર્મ દર્શાવેલો હોય છે. એ ભૌતિક મનુષ્ય હજી સુધી આંતરિક કે આધ્યાત્મિક જીવન માટે તથા એ ગુહ્ય જ્ઞાનના રહસ્ય માટે અયોગ્ય હોય છે. એટલે એ પ્રતીકોમાંથી જે ગુહ્ય જ્ઞાન



શ્રી અરવિંદ ઘોષ

સૂચિત થાય છે તે ફક્ત દીક્ષિતો માટે જ ખુલ્લું હતું, ભૌતિક મનુષ્ય એ રહસ્યથી અણજાણ હતો. પછીના સમયમાં શુદ્ર અર્થાત્ એ લોકો કે જેમનાં ભૌતિક મન વિકસિત થયાં ન હતાં, અને

દ્વિજો અર્થાત્ એ લોકો જે દીક્ષા લઈ દ્વિતીય જન્મ ગ્રહણ યોગ્ય હતા તેમના ભેદ ઉભા થયા. શુદ્રાશુદ્રના ભેદનું મૂળ આ; દ્વિજોને જ કેવળ વૈદિક જ્ઞાન આપવામાં આવતું, શુદ્રો માટે કોઈ પણ પ્રકારનું અધ્યયન કે અધ્યાપન નિષિદ્ધ મનાતું. પરન્તુ જે આન્તરિક અર્થ અને ઉચ્ચતર મનોવૈજ્ઞાનિક તથા આધ્યાત્મિક સત્ય એ મંત્રોમાં સ્થાપિત કરેલા છે, તે જ એ પુસ્તકને વેદ એવું નામ આપે છે. વેદ એટલે જ્ઞાનનો ગ્રન્થ. આ વૈદિક પૂજાનો ગૂઢ આશય સમજ્યા પછી જ આપણે સમજી શકીએ છીએ કે ઉપનિષદોમાં અને ભારતીય આધ્યાત્મિકતાના ઉત્તરકાલીન વિકાસમાં વૈદિક ધર્મ જ પુષ્પિત થયો છે. એ સર્વ ત્યાં બીજ રૂપમાં છે. પ્રાચીન મંત્રદ્રષ્ટાઓના મંત્રોમાં એ પ્રતિબિંબિત છે અથવા એટલે સુધી કહી શકીએ કે એ સર્વનો પ્રથમથી જ વિચાર થએલો છે. અને એ સતત સ્થિર વિચાર કે જે પ્રત્યેક પરિવર્તનમાં આપણી બધી સંસ્કૃતિના આધાર રૂપ વૈદિક ઋષિઓને માને છે, પછી ભલે કલ્પનાત્મક રૂપમાં હો કે ગાથાત્મક સાહિત્યમાં હો, એ વિચાર સાચી દીક્ષા અને અવિચ્છિન્ન સાતત્યના તથ્યને પ્રદર્શિત કરે છે. એક વાસ્તવિક સત્યને એ પોતાની અંદર રાખે છે તથા એક ભ્રાન્તિયુક્ત ઐતિહાસિક પરમ્પરા ઉપર પડદો નાખે છે.

—ડિફેન્સ ઑફ ઇન્ડિયન કલ્ચર ( ભારતીય સંસ્કૃતિનું સમર્થન) પ્રકરણ ૮ પૃષ્ઠ ૯૪–૯૫.

૨

વૈદિક શિક્ષણની શક્તિ મનુષ્યના આંતરિક જીવનમાં એને ઉપયોગ કરવામાં રહી છે. મૃત્યુથી આક્રાન્ત ભૌતિક જગતના નિયમનમાં મનુષ્ય વસે છે. એ જગતમાં મર્ત્ય સત્તાનું મિથ્યાત્વ ભરપૂર છે. જો મનુષ્ય મૃત્યુથી પર થવા ઇચ્છતો હોય-ઉચ્ચે ચડવાની

મશ રાખતો હોય તો એને પોતાનું મુખ મિથ્યાત્વથી હટાવીને સત્ય તરફ વાળવું જોઈએ; અન્ધકારની શકિતઓ સાથે યુદ્ધ કરી એના ઉપર વિજય મેળવવો જોઈએ. એ કાર્ય કરવા માટે મનુષ્યે દિવ્ય શકિતઓ સાથે સંબંધ બાંધવો પડે અને તેમની સહાય લેવી જોઈએ. બાહ્ય યજ્ઞના જે પ્રતીકો છે તેઓમાં રહસ્યો સ્થાપી એક આન્તરિક અર્થ મૂકવામાં આવ્યો છે, એ પ્રતીકો માનવીય સત્તામાં દેવતાઓનાં આંતરિક આહ્વાહનના સૂચક છે તે ચિન્હો. અમર પ્રતીકો આંતરિક યજ્ઞના દ્યોતક છે, પરસ્પર સહયોગના, સંબંધ સ્થાપનના, પરસ્પર સહાયના દ્યોતક છે. આપણી અંદર દેવત્વનું નિર્માણ કરવાથી અને દિવ્ય પ્રકૃતિને જગતવ્યાપક બનાવવાથી અંધકારની શકિતઓનો પરાજય કરી શકાય છે. દિવ્ય શકિતની સહાય એ માટે યાચવાની છે. કારણ કે દેવતાઓ સત્યના સંરક્ષક છે, સત્યને તેઓ વૃદ્ધિંગત કરે છે, દેવો તો અમૃતની શકિતઓ છે, અદિતિમાતા ( Immortal Mother ) ના પુત્રો છે. વળી અમરતાનો માર્ગ એ જ સત્યનો માર્ગ છે, એ એક યાત્રા છે, સત્યના નિયમમાં જ્યાં સાધકની પરિવૃદ્ધિ થાય છે એવું એ આરોહણ છે, એ 'ऋतस्य पन्थाः' છે. કેવળ ભૌતિક જીવનના બંધનો વિછોડી નાખવાથી મનુષ્ય અમરત્વને નથી પામતો. એ માટે તો એને જીવનના માનસિક અને આન્તરિક સંબંધોને છોડીને, એનાથી પણ પર જઈ સત્યના સર્વોચ્ચ સ્વકીય ધામને પ્રાપ્ત કરવું પડે છે, જે અમરત્વ તથા અનંતનો આધાર છે. આવા વિચારોથી જ વૈદિક ઋષિઓએ એક મનોવૈજ્ઞાનિક અને આત્મિક સાધનાનું નિર્માણ કર્યું હતું જે આ બધાથી પર લઈ જઈ આધ્યાત્મિકતાના ઉચ્ચતમ શિખર પર પહોંચાડે છે. પછીના સમયમાં પ્રકાશનાર ભારતીય યોગપદ્ધતિનું બીજ પૂર્ણરૂપથી આ પ્રકારની સાધનામાં વિદ્યમાન છે. એ વિચારો ભારતીય આધ્યા-

ત્મિકતાના પોતાના અતીવ વિશિષ્ટ રૂપોમાં પરિસ્ફૂરે છે અગર કહો કે એ એમાં પહેલેથી જ વિદ્યમાન હોય છે. અર્થાત્ પો '' જગદતિક્રાન્ત ( super cosmic ) સ્વરૂપમાંથી વૈયક્તિક અને જગદ્વ્યાપક રૂપને આવિર્ભૂત કરતી એ **પરમસત્તાનો** વિચાર દર્શાવે છે કે સર્વસત્તાઓ તત્વરૂપમાં એક છે, એટલું જ નહિ પણ વૈયક્તિક સત્તા જગદ્વ્યાપી સત્તાને તેમ જ પરા અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે. તેઓએ એ વિચાર આપ્યો કે એક **પરમ દેવ** છે જે પોતાના અનેક રૂપો, નામો, શક્તિઓ અને અનેક દેવતાઓના વ્યક્તિત્વોને આપણી સન્મુખ પ્રકટ કરે છે. તેઓએ આપણને જ્ઞાન અને અજ્ઞાનનો ભેદ દર્શાવ્યો ( **चित्ति** અને **अचित्ति**નો ભેદ વેદમાં પાડવામાં આવ્યો છે ). અમરત્વનું મહત્તર સત્ય, મર્ત્ય સત્તાનું તુલનાત્મક મિથ્યાત્વ અથવા સત્ય અને મિથ્યાનું મિશ્રણ, મનુષ્યની એ આંતરિક વૃદ્ધિ જે એને એની ભૌતિક સત્તામાંથી ઉઠાવી આન્તર્માનસિક સત્તામાંથી લઇ આધ્યાત્મિક સત્તા સુધી પહોંચાડે છે, મૃત્યુ ઉપર વિજય, માનવ દ્વારા સિદ્ધ કરવાયોગ્ય દિવ્યતા અને અમરત્વનું રહસ્ય, આ બધું વૈદિક ઋષિઓના વિચારોમાં પ્રકાશે છે. જે યુગને આપણે જંગલી બર્બરતા અને માનવતાના શૈશવકાળનો સમય સમજવાના અભ્યાસી છીએ, એ યુગમાં આ અંતરાત્મિક અને આધ્યાત્મિક શિક્ષણ દ્વારા પ્રાચીન પિતરોએ–' पूर्वे पितरः '–ભારતીય સભ્યતાની સ્થાપના કરી—

પૃ. ૬૭-૬૮

૩

ઉત્તરકાલીન માનવ મનને જે સર્વથા અપરિચિત અને અગાધ હતી એવી અન્તર્જ્ઞાનમય તથા પ્રતીકમય મનોવૃત્તિની વેદ રચના છે. ઉત્તરકાલીન મન ઘોર રૂપથી બૌદ્ધિક બની ગયું. એક બાજુથી

એ મન તર્કસંમત વિચાર તથા અમૂર્ત ભાવના દ્વારા નિયંત્રિત થયું, જ્યારે બીજી બાજુથી જીવન તથા પ્રકૃતિના તથ્યોદ્વારા નિયંત્રિત થયું, એ તથ્યો ઇંદ્રિયો અને સ્થૂલબુદ્ધિની સામે જેવાં ઉપસ્થિત થયાં તેવાંજ મને સ્વીકારી લીધાં, એમની અંદર રહેલા દિવ્ય તથા રહસ્યમય ભાવોને શોધવાનો કશો યત્ન કર્યો નહિ. આ ઉત્તરકાલીન માનવ-મન કલ્પનામાં વિહાર કરે છે પરંતુ રસાનુસંધાન કરનાર બુદ્ધિચાપલ્યના ખેલદ્વારા, નહિ કે સત્યના દ્વાર ખોલનાર એક શક્તિ તરિકે. એટલે કલ્પનાશક્તિના નિર્દેશો ઉપર એ મન ત્યારેજ વિશ્વાસ મૂકે છે કે જ્યારે એ નિર્દેશો તર્કશાસ્ત્રની યુક્તિ વડે કે ભૌતિક અનુભવથી પુષ્ટ હોય. એતો સાવધાનીથી જેને બૌદ્ધિકરૂપ આપવામાં આવ્યું છે એવા અંતર્જ્ઞાનથી પરિચિત છે, અન્ય પ્રકારના અંતર્જ્ઞાનનો તો એ મોટે ભાગે વિરોધજ કરે છે. આથી સમજાય છે કે એમાં આશ્ચર્ય નથી કે વેદ આપણા મનને ન સમજાય એવી વસ્તુ બની ગઇ અને એની ભાષાનું અન્યધિક બાહ્ય પરિધાન માત્ર આપણને બુદ્ધિગમ્ય રહ્યુ અને તે પણ ઘણાજ અપૂર્ણ રૂપમાં કારણ કે વેદની ભાષા એવી પ્રાચીન ભાષા છે કે જેને સમજવામાં અનેક ભૂલો થવાનો સંભવ છે. અને એમાં પણ આશ્ચર્ય નથી કે વેદની વ્યાખ્યાઓ બહુજ અયથોચિત કરવામાં આવી; એ વ્યાખ્યા કરનારાઓએ માનવજાતિના યુવાન તથા ગૌરવપૂર્ણ મનની એ ઉત્કૃષ્ટ રચનાને દુષિત તથા કુરૂપ લેખો દ્વારા પ્રારંભિક કલ્પનાઓની અસંબદ્ધ ખીચડી તરીકે દર્શાવી—અને આવા મેલા પ્રયત્નથી આખો વિષય જે પહેલાં સ્પષ્ટ હતો તે વધુ જટિલ બની ગયો. વેદ એક પ્રકૃતિવાદી ધર્મનો સ્થૂલ સામાન્ય લેખ જ બની ગયો, જે જંગલી મનની અસંસ્કૃત તથા ભૌતિક ઇચ્છાઓને જ પ્રતિબિંબિત કરતો હોય અને એને જ પુષ્ટ કરતો હોય. બીજી બાજુ ઉત્તરકાલીન ભારતીય પુરોહિતો અને પંડિતોના પાંડિત્યપૂર્ણ અને કર્મકાંડપરક

વિચારોમાં વેદ ગાથાશાસ્ત્ર તથા કર્મકાંડની વિધિઓને દર્શાવનાર સંગ્રહ સિવાય સારા રૂપમાં રહ્યો નહિ. જ્યારે બાકી હતું તે યુરોપિયન વિદ્વાનોએ એમાંથી એ વસ્તુઓ શોધી કાઢી કે જે તેમના યુક્તિસિદ્ધ સ્વાર્થને એક માત્ર પોષક હતી, અર્થાત્ ઇતિહાસ, ગાથાઓ, અને એક પ્રાથમિક જાતિનો પ્રચલિત ધાર્મિક વિશ્વાસ વેદમાંથી તારવી કાઢી યુરોપિયનોએ અધિક અન્યાય કર્યો છે. એટલુંજ નહિ પણ તેઓએ પૂર્ણતઃ બાહ્યઅર્થ ઉપર ભાર મૂકીને વેદને તેમના આધ્યાત્મિક અર્થથી તથા તેમના કાવ્યમય ગૌરવ અને સૌંદર્યથી પણ વંચિત કર્યો છે.

પરન્તુ સ્વયં વૈદિક ઋષિઓ માટે અથવા એમના પછી આવનાર એ મહાન દ્રષ્ટાઓ અને વિચારકો માટે વેદ એવી વસ્તુ ન હતા, એઓએ તો આવીને વેદના સારગર્ભિત તથા પ્રકાશમય અંતર્જ્ઞાનમાંથી પોતાના વિચાર તથા ભાષાઓની અદ્દભુત રચનાઓનો વિકાસ કર્યો કે જે રચનાઓ અતુલ આધ્યાત્મિક અંતઃપ્રકાશ અને અનુભૂતિ ઉપર નિર્ભર હતી. એ પ્રાચીન ઋષિઓ ( દ્રષ્ટાઓ ) માટે વેદ એવી દીવ્યવાણી હતી જે સત્યનો આ વિષ્કાર કરે છે, અને પોતાના અલંકાર તથા પ્રતીકોમાં જીવનના રહસ્યમય અર્થોને જે વાણીએ પરિવેષ્ટિત કર્યા છે. એ એક દિવ્ય આવિષ્કાર હતો અને વાણીની શક્તિઓનું તથા એની રહસ્યમય વ્યંજના તથા રચનાત્મક સામર્થ્યોનું ઉદ્દઘાટન હતું. વાણીનો અર્થ તર્ક, યુક્તિ અને સૌંદર્ય બુદ્ધિવાળું વચન એવો નથી બલ્કે વાણી એટલે અન્તર્જ્ઞાનમય તથા અંતઃપ્રેરિત લયયુક્ત ઉદ્દગાર, મંત્ર! આ દિવ્ય વાણીમાં પ્રતીકો અને ગાથાઓનો યથેચ્છ પ્રયોગ કરવામાં આવ્યો હતો, પરંતુ એ કલ્પનામાં વિહાર કરવા માટે નહિ પરન્તુ તેઓ ખરેખર જે એમના વક્તાઓને માટે બિલકુલ વાસ્તવિક હતા એવા વિષયોના સજીવ અલંકાર અને પ્રતીકો હતા, જે

વિચારોમાં વેદ ગાથાશાસ્ત્ર તથા કર્મકાંડની વિધિઓને દર્શાવનાર સંગ્રહ સિવાય સારા રૂપમાં રહ્યો નહિ. જ્યારે બાકી હતું તે યુરોપિયન વિદ્વાનોએ એમાંથી એ વસ્તુઓ શોધી કાઢી કે જે તેમના યુક્તિસિદ્ધ સ્વાર્થને એક માત્ર પોષક હતી, અર્થાત્ ઇતિહાસ, ગાથાઓ, અને એક પ્રાથમિક જાતિનો પ્રચલિત ધાર્મિક વિશ્વાસ વેદમાંથી તારવી કાઢી યુરોપિયનોએ અધિક અન્યાય કર્યો છે. એટલુંજ નહિ પણ તેઓએ પૂર્ણતઃ બાહ્યઅર્થ ઉપર ભાર મૂકીને વેદને તેમના આધ્યાત્મિક અર્થથી તથા તેમના કાવ્યમય ગૌરવ અને સૌંદર્યથી પણ વંચિત કર્યો છે.

પરન્તુ સ્વયં વૈદિક ઋષિઓ માટે અથવા એમના પછી આવનાર એ મહાન દ્રષ્ટાઓ અને વિચારકો માટે વેદ એવી વસ્તુ ન હતા, એઓએ તો આવીને વેદના સારગર્ભિત તથા પ્રકાશમય અંતર્જ્ઞાનમાંથી પોતાના વિચાર તથા ભાષાઓની અદ્ભુત રચનાઓનો વિકાસ કર્યો કે જે રચનાઓ અતુલ આધ્યાત્મિક અંતઃપ્રકાશ અને અનુભૂતિ ઉપર નિર્માઈ હતી. એ પ્રાચીન ઋષિઓ ( દ્રષ્ટાઓ ) માટે વેદ એવી દીવ્યવાણી હતી જે સત્યનો આવિષ્કાર કરે છે, અને પોતાના અલંકાર તથા પ્રતીકોમાં જીવનના રહસ્યમય અર્થોને જે વાણીએ પરિવેષ્ટિત કર્યો છે. એ એક દિવ્ય આવિષ્કાર હતો અને વાણીની શક્તિઓનું તથા એની રહસ્યમય વ્યંજના તથા રચનાત્મક સામર્થ્યોનું ઉદ્ઘાટન હતું. વાણીનો અર્થ તર્ક, યુક્તિ અને સૌંદર્ય બુદ્ધિવાળું વચન એવો નથી બલ્કે વાણી એટલે અન્તર્જ્ઞાનમય તથા અંતઃપ્રેરિત લયયુક્ત ઉદ્ગાર, મંત્ર ! આ દિવ્ય વાણીમાં પ્રતીકો અને ગાથાઓનો યથેચ્છ પ્રયોગ કરવામાં આવ્યો હતો, પરંતુ એ કલ્પનામાં વિહાર કરવા માટે નહિ પરંન્તુ તેઓ ખરેખર જે એમના વક્તાઓને માટે બિલકુલ વાસ્તવિક હતા એવા વિષયોના સજીવ અલંકાર અને પ્રતીકો હતા, જે

જો જુદી રીતે વચનબદ્ધ કરવામાં આવે તો પોતાનો આન્તરિક તથા નૈસર્ગિક આકાર ન જાળવી શકે. એમની એ કલ્પના પણ સ્વયં વાસ્તવિકતાની એક પુરોહિત હતી, અને એ વાસ્તવિકતા પણ જીવનના બાહ્ય નિર્દેશો તથા ભૌતિકસત્તાથી સીમિત ચક્ષુ અને મનની વિષયીભૂત થનાર અને એમને ખેંચનાર વાસ્તવિકતાઓથી વધુ બૃહત્તર.

*

યજ્ઞની નાનામાં નાની ક્રિયા કે વિષય જેના પ્રસંગમાં વેદ મંત્રનું વિધાન કરવામાં આવ્યું હતું, એ સપ્રયોજન હતાં—સાર્થક હતાં. એમનામાં અર્થની એક પ્રતીકાત્મક તથા અધ્યાત્મિક શકિત હતી.

*

વેદના કવિઓની મનોવૃત્તિ આપણી મનોવૃત્તિથી ભિન્ન છે. એમનો અલંકારનો પ્રયોગ એક વિશેષ પ્રકારનો છે અને પ્રાચીન ઢબની દષ્ટિ એમના વિષયની એક અદ્દભુત બાહ્ય રેખાને દર્શાવે છે. એમની દષ્ટિમાં ભૌતિક અને આત્મિક લોકો વિરાટ દેવત્વની અભિવ્યક્તિ હતા, એ લોકો વિરાટ દેવત્વની દ્વિવિધ અને વિભિન્ન છતાં પણ સંબદ્ધ તથા સદશ પ્રતિમા હતા, મનુષ્યનું આભ્યન્તર તથા બાહ્યજીવન દેવતાઓ સાથેનું એક દિવ્ય આદાન–પ્રદાન હતું. અને એની પાછળ એક દિવ્ય આત્માની સત્તા હતી, જેના નામ, વ્યક્તિત્વ અને શક્તિ આ દેવતાઓ હતા. આ દેવતાઓ એક તરફ તો ભૌતિક પ્રકૃતિ તથા એના તત્વો, રૂપો અને એના દેવત્વ તથા શરીરોના અધિપતિ હતા, જ્યારે બીજી તરફ આ દેવતાઓ આંતરિક દિવ્ય શક્તિઓ હતી, જે આપણી અંતરાત્મિક સત્તામાં ઉત્પન્ન થઇ પોતાની તદ્દનુરૂપ અવસ્થાઓ અને સામર્થ્યોને ટકાવે છે. કારણ કે એઓ તો વિશ્વની આત્મશકિત છે, સત્ય અને

અમરતાના સંરક્ષક છે, અદિતિના ( અનન્તતાના ) પુત્ર છે, અને વળી એમાંથી પ્રત્યેક પોતાના ઉદ્‌ભવમાં તથા પોતાની અન્તિમ વાસ્તવિકતામાં પરમ આત્મા છે, જે પોતાના અનેક રૂપોમાંથી કોઇ એક રૂપનેજ રાખી રહ્યા છે.

*

વેદોના આ મહત્વને સમજવામાં આવે તો વેદ સંસારનું સહુથી પુરાણું છતાં હજી સુધી ઉપલબ્ધ ધાર્મિક પુસ્તક હોવા ઉપરાંત અને માનવ તથા પરમદેવ તથા વિશ્વની સહુથી પ્રથમ આરંભિક વ્યાખ્યા હોવા ઉપરાંત એક અદ્‌ભુત રચના, એક ઉદાત્ત તથા શક્તિશાળી કાવ્યમય રચના કરે છે. પોતાના રૂપ તથા ભાષામાં એ કોઇ બર્બર રચના નથી. વૈદિક કવિ પૂર્ણકલામાં સિદ્ધહસ્ત છે, એમના સ્વર દેવતાઓના રથની માફક સુદૃઢ છે અને ધ્વનિની દિવ્ય અને વિશાળ પાંખોથી ઉડે છે, તેઓ એક સાથે કેન્દ્રિત હોવા છતાં સુદૂરવ્યાપી છે, એમની ગતિ મહાન છે અને એમની લહરીઓ એટલીજ સૂક્ષ્મ છે. એમની ભાષા ઊંડાણને લઇને ભાવોત્તેજક છે અને ઊંચાઇને લઇને વીરરસવાળી છે. એ ઉદ્‌ગારો મહાનશક્તિથી ભરેલા છે, પોતાની બાહ્યરૂપરેખામાં વિશુદ્ધ, પ્રગલ્ભ, અને વિશાળ છે, એના વચનો સીધાં અને સંઘટ્ટ રૂપમાં હૃદયને ટકોર કરે છે.—અર્થો અને નિર્દેશોથી આખાએ એવાં ભરેલાં છે કે પ્રત્યેક ઋચા સબલ અને પર્યાપ્ત વસ્તુના રૂપમાં પણ વિદ્યમાન છે અને જે કંઇ પહેલાં આવી ગયું છે અને પાછળથી આવે છે એ બન્નેના વચમાં એક મહત્વના પગલાં તરિકે પોતાનું સ્થાન રાખે છે.

*

મોટા મોટા ઋષિઓના, વિશ્વામિત્રના, વામદેવના, દીર્ઘતમાના, તથા બીજા અનેકના ઉદ્‌ગાર ઉદાત્ત અને રહસ્યમય

કવિતાની અત્યન્ત અસાધારણ ઉચ્ચતાને અને વિસ્તારોને સ્પર્શે છે.

એમાં એવી કવિતાઓ પણ છે, જેવી કે 'સૃષ્ટિ રચનાનું સૂક્ત' જે એક શક્તિશાલિની સ્પષ્ટતા સાથે એવા વિચારોના ઉપર ઘૂમે છે કે જ્યાં ઉપનિષદ્ અધિક સ્થિરતા સાથે શ્વાસ લેતા લેતા જીવિત રહ્યા છે. પ્રાચીન ભારતના મને ભૂલ નથી કરી જ્યારે એણે પોતાના સમગ્ર દર્શનનું ધર્મનું અને પોતાની સંસ્કૃતિની સર્વ આવશ્યક વાતોનું મૂળ આ ઋષિ-કવિઓની વાણીમાં ( વેદ ) જઈને શોધ્યું. ભારતીય જનતાની સમસ્ત ભાવિ આધ્યાત્મિકતા બીજરૂપમાં અથવા પ્રથમ આવિર્ભાવના રૂપમાં વેદમાં રહેલી છે.

(ભારતીય સંસ્કૃતિનું સમર્થન, પ્રકરણ ૧૬,
પૃ. ૬૧૭, ૧૮, ૧૯, ૨૪, ૬૨૬)

યોગીવર્ય શ્રી અરવિંદ ઘોષની વેદસ્તુતિના ઉપર આપેલા ગુજરાતી અનુવાદનું મૂળ અંગ્રેજી:—

I

Ved Stuty ...
By Shri Arvindo

But the external or exoteric side of the Vedic religion did not limit itself to this acceptance and regulation of the first religious notions of the natural physical mind. The Vedic Rishis gave a psychical function also to the godheads worshipped by the people: they spoke them of a higher Truth, Right, Law of which the gods were the guardians,

of the necessity of a knowledge and a living according to this Truth and Right and of a home of Immortality to which the soul of man could ascend by the power of Truth and right doing. The people no doubt took these ideas in their most external sense, but they were trained by them to develop their ethical nature, to turn towards some initial development of their psychical being, to conceive the idea of a knowledge and truth other than that of the physical life and to receive a first conception of some greater spiritual reality which was the highest reach of human aspiration. The deeper truth of these things was reserved for the initiates, for those who were ready to understand and practise the inner sense, the esoteric meaning hidden in the Vedic scripture,-for the Veda is full of words which, as the Rishis themselves express it, are secret words that give their inner meaning only to the seer कवये निवचनानि नित्यानि वचांसि This is a feature of the ancient sacred hymns which grew obscure to later ages, became a dead tradition and has been entirely ignored by modern scholarship in its labourious attempt to read the heiroglyph of

the Vedic symbols. Yet its recognition is essential to a right understanding of almost all the ancient religions; in all or most there was a religion for the common physical man who was held yet unfit for the psychical and spiritual life and a secret of the mysteries designed by symbols which was *open only to* the initiates, This was the *origin* of the later distinction between the Shudra, the undeveloped physical minded and the twice born, those who were capable of entering into the second birth by initiation and to whom alone the Vedic education was given, and of the prohibition of any reading or teaching of the Veda by the Shudra. But it was the inner meaning, the higher psychical and spiritual truths they contained, which gave to these hymns the name by which they are known, the Veda, the Book of Knowledge only by penetrating into the esoteric sense of this worship can we understand the full flowering of the Vedic religion in the Upanishads and the later evolution of Indian spirituality. It is all there in the seed, preshadowed or even prefigured in the verses of the early seers, and the persistent notion which through every

change ascribed the foundation of all our culture to the Rishis, whatever its fabulous forms and mythical ascriptions, reflects the fact of a true initiation and unbroken continuity; it contains a real truth and veils a sound historic tradition.

D. I. C. VIII 94-95
Defence of Indian Culture.

II

But the power of the Vedic teaching lay in its application to the inner life of man. Man lives in the physical Cosmos subject to death and the "much falsehood" of the mortal existence; in order to rise beyond death he has to turn from the falsehood to the Truth, to battle with and to conquer the powers of the Darkness, and this he does by communion with the divine powers and their aid,-the symbols of the outer sacrifice are for this purpose given in the way of the Mysteries all over the world an inner meaning and represent an inner calling of the gods into the human being, a sacrifice, an intimate interchange, a mutual aid, a communion,-and by a building of the godheads within him, a

formation of the universality of the divine nature; for the gods are the guardians and increasers of the Truth, the powers of the Immortal, the sons of the infinite Mother, and the way to immortality is the way of the Truth, a journey, an ascent by which there is a growth into the law of the Truth, RITASYA PANTH. Man arrives at immortality by breaking beyond the limitations not only of the physical, but of the mental and Psychical being into the highest native plane of the Truth *which is the foundation of* immortality and infinity. On these ideas the Vedic sages built up a psychological and psychic discipline which led beyond itself to the highest spirituality and which contains the whole seed of later Indian Yoga. And they open into and already contain the most characteristic idea of Indian spirituality, the one Existence who manifests the individual and the universal from his supracosmic being,–so that all these are in their essence of being one and the individual can attain to universality and to a transendental state,–the one God who presents to us his many forms, names, powers, personalities of Godhead, the

distinction between the Knowledge and the Ignorance (चित्ति अचित्ति) the greater truth of immortal, the comparative falsehood or mixed truth and falsehood of mortal existence, the inward growth of man from the physical through the Psychical to the spiritual existence, the conquest of death, the realisable divinity of man, the secret of immortality. This, in an age which we are accustomed to look back to as the childhood of humanity and a period of vigorous barbarism, was the profound Psychical and spiritual teaching by which the ancient fathers, PURVE PITARAH, founded Indian civilisation.

D. I. C. 97–98

III

The Vada is the creation of an early intuitive and symbolical mentality to which the later mind of man strongly intellectualised and governed on the one side by reasoning idea and abstract conception, on the other hand by the facts of life and matter accepted as they present themselves to the senses and positive intelligence without seeking in them for any divine or mystic

significance indulging the imagination as a play of the aesthetic fancy rather than as an opener of the doors of truth and only trusting to its suggestions when they are confirmed by the logical reason or by physical experience, aware only of carefully intellectualised intuition and recalcitrant for the most part to any others, has grown a total stranger. It is not surprising therefore that the Veda should have become unintelligible to our minds except in its most outward shell of language, and that even very imperfectly known owing to the obstacle of an antique and ill understood diction, and that the most inadequate interpretations should be made which reduce this great creation of the young and splendid mind of humanity to a botched and defaced scrawl, an incoherent hotch-potch of the absurdities of a primitive imagination perplexing what would be otherwise the quite plain, flat and common record of a barbaric life mind. The Veda became to the later scholastic and ritualistic idea of Indian priests and pundits nothing better than a book of mythology and sacrificial ceremonies, while European scholars seeking

in it for what was alone to them of any rational interest, the history, myths and popular religious notions of a primitive people, have done yet worse wrong to the Veda and by insisting on a wholly external rendering still farther stripped it of its spiritual interest and its poetic greatness and beauty.

But this was not what it was to the Vedic Rishis themselves or to the great seers and thinkers who came after them and developed out of their pregnant and luminous intuitions their own wonderful structures of thought and speech built upon an unexampled spiritual revelation and experience. The Veda was to these early seers the Word discovering the Truth and clothing in image and symbol the mystic significances of life. It was a divine discovery and unveiling of the potencies of the word, of its mysterious revealing and creative capacities, not the word of the logical and reasoning or the aesthetic intelligence, but the intuitive and inspired rhythmic utterance, the mantra. Image and myth were freely used, not as an imaginative indulgence, but as living parables and symbols of things that were very real to their speakers and

could not otherwise find their own intimate and native shape in utterance, and the imagination itself was a priest of greater realities then those that meet and hold the eye and mind limited by the external suggestions of life and the physical existence.

*

The smallest circumstances of the sacrifice around which the hymns were written were intended to carry a symbolic and psychological power of significance.

*

The poets of the Veda had another mentalily than ours, their use of their image is of a peculiar kind and an antique cast of vision gives a strange outline to their substance. The physical and the psychical worlds were to their eyes a manifestation and a two-fold and diverse and yet connected and similar figure of cosmic godheads, the inner and outer life of man a divine commerce with the gods, and behind was the one spirit or being of which the gods were names and personalities and powers. These godheads were at once masters of physical Nature and

its principles and forms their godheads and bodies and inward divine powers with their corresponding states and energies born in our psychic being because they are the sole powers of the cosmos, the guardians of Truth and immortality, the children of the Infinite, and each of them too is in his origin and his last reality the supreme spirit putting in front of his aspects.

*

The Veda (thus understood) stands out, apart from its interest as the world's first yet extant Scripture, its earliest interpretation of man and the Divine and the universe, as a remarkable, a sublime and powerful poetic creation. It is in its form and speech no barbaric production. The Vedic poets are masters of a consummate technique, their rhythms are carved like chariots of the gods and borne on divine and ample wings of sound, and are at once concentrated and wide-waved, great in movement and subtle in modulation, their speech lyric by intensity and epic by elevation an utterance of great power, pure and bold and grand in outline,

a speech direct and brief in impact, full to overflowing in sense and suggestion so that each verse exists at once as a strong and sufficient thing in itself and takes its place as a large step between what came before and what comes after.

*

The utterances of the greatest seers, Vishwamitra, Vamadeva, Dirghatamas and many others, touch the most extraordinary *heights and amplitudes of a sublime and* mystic poetry and there are poems like the Hymn of creation that move in a powerful clarity on the summits of thought on which the Upanishads lived constantly with a more sustained breathing.

The mind of ancient India did not err when it traced back all its philosophy, religion and essential things of its culture to these seer-poets, for all the future spirituality of her people is contained there in seed or in first expression.

D. I. C. XVI 617, 18, 19, 24, 626.

( ૧૬ )

શ્રી. રામેશચંદ્ર દત્ત પોતાની 'એ હીસ્ટરી ઑફ સીવીલીઝેશન ઇન એન્શ્યન્ટ ઇન્ડીઆ'માં કહે છે :

" Probably there is not another work in the literature of mankind which is so deeply interesting, so unique in the lessons it imparts. "

" But the Rig Veda is more than this. It shows us how the mind is led from Nature up to Nature's God. For the pages of the Rig Veda do not always remain satisfied with the worship of the manifestations of Nature; they sometimes soar higher, and dare to conceive that all these phenomena–the sun, the sky, the storms, and the thunder–are but the actions of the Unknowable One."

( P. 49–51 )

" We know of no other work in any language which possessess such interest for the philosophic enquirer into the progress of the human mind or which shows, as the Rig Veda does show, how human intelligence travels step by step, higher and higher, until

from the created object it grasps the sublime idea of the Creator."

"And if such is the value of the Rig Veda to the historian of man, its value to



શ્રી. રોમેશચંદ્ર દત્ત

the historian of Aryan nations is still greater. It is the oldest work in the Aryan world. It gives us a picture of the oldest civilization

which the Aryans developed in any part of the world; and as we have said before, it enlightens and clears up much that is dark and obscure in the religions and myths of Aryan nations all over the world."

( P. 113 )

( ૧૭ )

પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન અને અન્વેષક-પંડિત શ્રી મેક્સ-મુલર 'એ હીસ્ટરી ઓફ એન્સ્યન્ટ સંસ્કૃત લીટરેચર 'માં કહે છે—

"The Veda has a two-fold interest: it belongs to the history of the world and to the history of India. In the history of the world, the Veda fills a gap which no literary work in any other language could fill."

"As long as man continues to take an interest in the history of his race, and as long as we collect in libraries and museums the relics of former ages, the first place in that long row of books which contains the records of the Aryan branch of mankind, will belong for ever to the Rig-veda."

( P. 33 )

"The language of their simple prayers is more intelligible to us, their whole world of

thought and feeling is nearer to us (Europeans), than anything we find in the literature of Greece and Rome, and there are here and there, short expressions of faith and devotion in which even a christian can join without irreverence.

( P. 285 )

There is something also in these ancient strains of thought and faith which moves and cheers our hearts even at this great distance of time.

( P. 283 )

( ૧૮ )

એમ. વીંટરનીટ્ઝે એમના જાણીતા પુસ્તક ' એ હીસ્ટરી ઓફ ઇન્ડીયન લીટરેચર 'માં કરેલી વેદસ્તુતિ—

" As the oldest Indian, at the same time, the oldest Indo-European literary monument, a prominent place in the history of world literature is due to the Veda. "

" No one who has not gained an insight into the Vedic literature can understand the spiritual life and the culture of the Indians."

( P. 52 )

" These songs are of incalculable value to us an evidence of the oldest religious faith of the Aryan Indians. As works of poetic art, too, they deserve a prominent place in the world literature."

( P. 79 )

( ૧૯ )

નોબેલ પ્રાઇઝનો વિજેતા મોટો ફિલોસોફર મેંટર લીંક લખે છે કે—

" Only the glair of clairroyant directed upon the mysteries of past may reveal unrivalled wisdom which lies hidden behind the Vedas."

( ૨૦ )

અમરિકાના પ્રસિદ્ધ વિદ્વાન થોરો લખે છે કે—

" What extracts from the Vedas I have read fall on me like the light of a purer luminary which ascribes a loftier course through a purer stratum free from particulars, simple, universals. The Vedas contain a sensible account of God."

( ૨૧ )

લોકસંગ્રહી ગીતાવ્યાસ સ્વામીજી શ્રી વિદ્યાનંદજી મહારાજ કહે છે:—

પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજી ( ઔંધ-સ્વાધ્યાય મંડળ-જીલ્લો સતારા ) દ્વારા ચારે વેદોનું મુદ્રણ તથા અથર્વવેદ અને યજુર્વેદનું ભાષ્ય પ્રગટ થયું છે તે વાંચતાં જનસમાજ ઉપર તેમનો મહદ્ ઉપકાર થયો છે.

સ્વાધ્યાય મંડળ જે પંડિતજીદ્વારા સંચાલીત છે તેનો એક ગુજરાતી વિભાગ વડોદરામાં ચાલુ કરવાથી ગુજરાતની જનતાને પણ વેદામૃત પાનનો અલભ્ય લાભ મળશે.

આ જનકલ્યાણના કાર્યમાં પંડિતજીનો ઘણા વર્ષોનો પરિશ્રમ જણાય છે.

પ્રભુ એમના પરિશ્રમને સફળ કરે, અને જનતાનો સારો સહયોગ મળે એમ હું ઇચ્છું છું. મારા તેમને આશીર્વાદ છે.

स्वामी विद्यानन्द

卐

# સ્વાધ્યાય સાધનનો મહિમા

લેખક : શ્રી. રામચંદ્રજી

અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ,
બી. એ. એલ એલ. બી.

આપણા આર્ષ તથા લૌકિક ગ્રંથમાં સ્વાધ્યાયનો મોટો મહિમા દર્શાવેલો છે. આ મહિમાને ભિન્ન સ્થાનોમાં ભિન્ન વચનો દ્વારા પ્રકટ કરવામાં આવ્યો છે. વિસ્તાર-ભયને લીધે અહીં સર્વ તો નહીં પણ કેટલાંક પ્રમાણ પાઠકોના સમાધાન માટે ઉતારીએ છીએ. અહીં અમે કેવળ સ્વાધ્યાયનો મહિમા જ નહીં, બલ્કે એ પણ દર્શાવવાનો પ્રયત્ન કરીશું કે શાસ્ત્રોમાં સ્વાધ્યાય ઉપર આટલો ભાર કેમ મૂકવામાં આવે છે. સ્વાધ્યાયની પરિભાષા અને એના વિધિ ઉપર પણ કંઈક પ્રકાશ નાખવામાં આવશે.

## સ્વાધ્યાયનો મહિમા

૧—तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ।

( योग. २ । १ )

આ યોગસૂત્રમાં સ્વાધ્યાયને ક્રિયાયોગનું એક અંગ કહ્યું છે.

२—स्वाध्यायाद्योगमासित योगात्स्वाध्यायमामनेत् ।
स्वाध्याययोगसंपत्त्या परमात्मा प्रकाशते ॥

( योग. १ । २८—व्यासभाष्य )

' સ્વાધ્યાય વડે યોગની ઉપાસના કરો અને યોગથી

સ્વાધ્યાયનો અભ્યાસ કરો, યોગ અને સ્વાધ્યાયની સંપત્તિથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. '

૩—अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥
( गीता १७ । १५ )

અહીં સ્વાધ્યયનો વાઙ્મય ( વાક્-ઇન્દ્રિય સાથે સંબંધિત ) તપ કહેવામાં આવ્યું છે.

૪—ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥
( मनु॰ ४ । २१ )

અહીં ઋષિયજ્ઞના નામથી સ્વાધ્યાયને પંચ મહાયજ્ઞોમાં પ્રથમ સ્થાન આપીને એને નિત્ય કરવાનું વિધાન કર્યું છે.

૫—स्वाध्यायान्मा प्रमदः । ( तैत्तिरीयोपनिषद् )

' સ્વાધ્યાયમાં કદી પ્રમાદ ન કરવો. '

૬—त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति ।
( छान्दो. २ । २३ । १ )

ધર્મના ત્રણ સ્કન્ધ છે–યજ્ઞ, સ્વાધ્યાય અને દાન પરંતુ સર્વથી પ્રબળ પ્રમાણ શતપથ બ્રાહ્મણનું છે—

यान्ति वा आपः । एत्यादित्यः । एति चन्द्रमाः । यान्ति नक्षत्राणि । यथा ह वा एता देवता नेयुर्न कर्म कुर्युरेव ᳕ वा तदहरब्राह्मणो भवति यदह स्वाध्यायं नाधीते ।

तस्मात् स्वाध्यायोऽध्येतव्यः । तस्मादप्यृचं वा यजुर्वा साम वा गाथां वा कुम्यां वाभिव्याहरेद् व्रतस्याव्यवच्छेदाय । ये ह वै के च श्रमा इमे द्यावापृथिवी अन्तरेण । स्वाध्यायो ह वै तेषां परमा काष्ठा ।

यावन्त ह वा इमां पृथिवीं वित्तेन पूर्णां ददल्लोकं जयति त्रिस्तावन्तं जयति भूयां सं वाक्षय्यं य एव विद्वान् अहरहः स्वाध्यायमधीते ।

( शत. ११ । ५ । ७; १ । २ । ३ )

'પાણી ચાલે છે અર્થાત્ વહન એ એનો ધર્મ છે. સૂર્ય ચાલે છે, ચંદ્રમા ચાલે છે, નક્ષત્ર ચાલે છે, અર્થાત્ આ સર્વ પોતપોતાના સ્વાભાવિક કૃત્યોને કરતા રહે છે. એઓ એક દિવસ પણ કર્મ ન કરે તો ન ચાલે. એ જ પ્રકારે બ્રાહ્મણ તે જ દિવસે અબ્રાહ્મણ થઈ જાય છે કે જે દિવસે એ સ્વાધ્યાય ન કરે. એટલે પ્રતિદિન સ્વાધ્યાય કરવો જોઈએ. આ સ્વાધ્યાયવ્રતના પાલન અર્થે ઋક્, યજુ, સામ અથવા ગાથા આદિનો નિત્ય પાઠ કરે.

'આ દ્યુલોક અને પૃથિવીની મધ્યમાં જે શ્રમ છે, સ્વાધ્યાય એની પરમા કાષ્ઠા છે. અર્થાત્ સ્વાધ્યાય સર્વ પ્રકારના શ્રમમાં શ્રેષ્ઠ છે.

'ધન-ધાન્યથી પૂર્ણ આ આખી પૃથિવીનું દાન આપીને જે પુણ્ય પ્રાપ્ત થાય, એથી ત્રણ ગણુ પુણ્ય, અથવા તેથી પણ વધુ અક્ષય પુણ્ય એ પુરુષને મળે છે કે જે પ્રતિદિન સ્વાધ્યાય કરે છે.'

હવે એ વિચાર કરવો જોઈએ કે અમારા પૂર્વજોએ સ્વાધ્યાય ઉપર આટલો ભાર શા માટે આપ્યો ? મારી બુદ્ધિમાં તો એ જ

આવે છે કે તેઓનું આ કથન સંપૂર્ણ- સત્ય અને 'યુક્તિયુક્ત' છે. કારણ કે માનવ-જીવન તેઓની સમક્ષ ઉદ્દેશ વિનાનું ન હતું. તેઓ એના લક્ષ્ય, ઉદ્દેશને સમજતા હતા. એઓની દૃષ્ટિએ મનુષ્ય-જીવનમાં સ્વાધ્યાયનું એ સ્થાન હતું જે સ્થાન જહાજમાં સુકાન ચલાવનારનું-હોય છે, જે પ્રતિક્ષણ નિરખ્યા કરે છે કે જહાજ પોતાના ગન્તવ્ય સ્થાનની રેખાથી સહેજ પણ આમતેમ ન થાય. એ જાણે છે કે ગન્તવ્ય સ્થાનના માર્ગને છોડીને જહાજ સહેજ પણ વાંકુચુંકુ થઇ જશે તો પોતાના ગન્તવ્ય સ્થાનથી હજારો માઇલ દૂર ચાલ્યું જશે અને ચિરકાલ સુધી એને ભટકવું પડશે. આથી એ પ્રતિક્ષણ ધ્રુવદર્શક યંત્રની દ્વારા નિરખ્યા કરે છે કે જહાજ ખરા માર્ગે ચાલી રહ્યું છે કે નહિ. આજ કામ સ્વાધ્યાયનું છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુનનો સંબંધ છે ત્યાં સુધી મનુષ્ય જીવન અને પશુ-જીવન એ બન્ને સમાન છે; પરંતુ મનુષ્ય-જીવનમાં વિશેષતા એ છે કે એ સ્વભાવતઃ અમરત્વને સમજવાની યોગ્યતા ધરાવે છે અને તેને પ્રાપ્ત કરવાનું ચાહે છે. અમરત્વ એ જ માનવ-જીવનનું લક્ષ્ય છે. કારણ કે એમ જોવામાં આવે છે કે જે વસ્તુની આપણને ઇચ્છા થાય છે, એ વસ્તુ કોઇક ને કોઇક સ્થળે વિદ્યમાન હોય છે. સેંકડો વર્ષ પૂર્વે મનુષ્યમાં પક્ષીઓની માફક ઉડવાની ઇચ્છા પ્રકટી. આજ આપણે જોઇએ છીએ કે પક્ષીઓથી પણ અધિક ઉતાવળી ગતિથી તેઓ ઉડે છે. એટલે નક્કી થાય છે કે અમરત્વને પ્રાપ્ત કરવું એ મનુષ્ય જીવનનો ઉદ્દેશ છે. આપ કહી શકો કે હજારો મનુષ્ય એવા છે જેમને સ્વપ્નમાં પણ આ લક્ષ્યનું ભાન નથી હોતું. તેઓ જાણતા જ નથી કે ' ખાઓ, પીઓ અને મોજ કરો ' એ સિવાય પણ બીજું મનુષ્યનું જીવન-લક્ષ્ય છે. પણ વસ્તુતઃ તેઓ મનુષ્ય નથી, કારણ કે એઓમાં પાશવી ભાવની પ્રબળતા છે. યથાર્થ રીતે મનુષ્ય એ

જ છે. જેના મનમાં અમરત્વ-પ્રાપ્તિની ભાવના જાગ્રત છે. આ જાગૃતિ જ મનુષ્યત્વ છે.

કોઇ કવિએ કહ્યું છે—

बस कि मुश्किल है हर कामका आसां होना।
आदमीको भी मयस्सर नहीं इन्सां होना॥

તથા—

अगर बरबाद पीर मनसे बाशी।
बगर दर आवे रवि माहिए बाशी।
दिलरा बदस्त आर ता कि कसे बाशी॥

' યદિ તું ખેબની વર્ષા કરીને પ્રાણીઓનું બોહી વહાવે છે તો એમાં કોઇ મહાન કામ નથી, કારણ કે એક મોટો મચ્છર પણ આ કામને કરી શકે છે. તું પનડુબ્બિમાં ( સબમરીનમાં ) બેસીને પાણીની નીચે ગતિ કરે છે એમાં તારી કંઇ પ્રશંસા નથી એવું તો માછલાં પણ કરે છે. અરે, પોતાના દિલ પર કાબૂ મેળવ, જેથી તું મનુષ્ય બની શકે.

શ્રી શંકરાચાર્યજીએ કહ્યું છે—

दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम्।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः॥

ત્રણ વસ્તુઓ ઘણી કઠિનતાથી પ્રાપ્ત થાય છે—

મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને મહાપુરૂષોનો સંગ એટલે મનુષ્ય જીવન ઉદ્દેશ વિનાનું નથી; એનું એક લક્ષ્ય છે, જેને પ્રાપ્ત કરવું એ મનુષ્ય-જીવનનું ફળ છે. પરંતુ મનુષ્ય-જીવનરૂપી જહાજને ખેડવું એ સહેલું નથી, એના માર્ગમાં પદે પદે કઠિનતાઓ

ઉપસ્થિત થાય છે. કદી આપણે શારીરિક રોગથી પીડાતા હોઇએ છીએ તો કદી માનસિક ચિન્તાથી ગ્રસ્ત હોઇએ છીએ. આજે ઠંડી સતાવે છે તો કાલે ગરમી. કદી પુત્ર જન્મોત્સવનો આનંદ હોય છે તો કદી કોઈ પ્રિયજનના મૃત્યુનું દુઃસહ દુઃખ, આજ વ્યવસાય વૃદ્ધિનો આનન્દ છે તો કાલે કાગડા ઉડે છે. આજે કોઇ પડોસી સાથે સ્નેહ છે તો કાલે એની જ સાથે દ્વેષ, કદી બાળકોનો મોહ થાય છે તો કદી તેમની જ ઘૃણા, કદી ગરીબીનું દુઃખ હોય છે તો કદી અમીરીની ખાલેતુજારી. આજે યૌવનનો દર્પજનક ઉલ્લાસ છે તો કાલે બુઢાપાનો બીષણ ત્રાસ. સારાંશ એ છે કે જીવનમાં પદે પદે અડચણો અને કષ્ટો છે. કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા આદિ અનેક મનોવૃત્તિઓ જીવનના જહાજને નિરંતર ડામાડોળ કરતી રહે છે. અને વર્તમાન વ્યવસ્થા તો વળી વધારે બગડતી જાય છે. આપણું જીવન એવું વિકૃત થઇ ગયું છે કે સાધારણ આવશ્યકતાઓને પૂર્ણ કરવી પણ કઠિન છે. આજકાલ મનુષ્યનું જે અડધું જીવન સ્કૂલ અને કૉલેજમાં વ્યતીત થાય છે તે આવશ્યકતાઓને વધારવામાં વપરાય છે, અને બાકીનું અડધું જે નોકરી, વ્યવસાય આદિમાં વ્યય થાય તે એ આવશ્યકતાઓને પૂર્ણ કરવામાં ખરચાઇ જાય છે. જીવનનું શું લક્ષ્ય છે, એના વિચાર માટે અમારી દિનચર્યાના કાર્યક્રમમાં સ્થાન જ નથી. શ્રી શંકરાચાર્યજીએ સાચું જ કહ્યું છે —

बालस्तावत् क्रीडासक्तस्तरुणस्तावत् तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः परमे ब्रह्मणि कोऽपि न लग्नः ॥

આ પ્રકારે જેનું જીવન અંધાધુંધીમાં વીતી રહ્યું છે, એને કદી ને કદી પસ્તાતા અને દુઃખથી શિર ધુણાવતા ધુણાવતા કહેવું પડશે કે—

भोगा न भुक्ता वयमेव भुक्ता-
स्तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव याता-
स्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥

આ જ કારણે શ્રુતિ ચેતવણી આપે છે—

इह चेदवेदीदथ सत्यमस्ति
न चेदिहावेदीन्महती विनष्टिः ।

ચોરાશી લાખ યોનિ ભોગવીને પ્રાપ્ત થએલ આ મનુષ્ય-જીવનમાં જો અમે નહીં ચેતીએ તો એથી વિશેષ હાનિ કઇ ? એટલે સ્વાધ્યાય જ અમને જાગ્રત કરનાર, અમારા જીવન-પથને દર્શાવનાર તથા અમને સાચા માર્ગ ઉપર ચલાવનાર છે.

હવે એ વિચાર કરવાનો છે કે સ્વાધ્યાય શબ્દના બે અર્થ થાય છે. स्वयमध्ययनम्—અન્યની સહાય વિના સ્વયં અધ્યયન કરવું, અથવા કરેલા અધ્યયનનું મનન અને નિદિધ્યાસન કરવું. બીજો અર્થ છે-स्वस्यात्मनोऽध्ययनम्, આપણી જાતનું અધ્યયન કરવું અને એ જોતા રહેવું કે આપણું જીવન ઉન્નત થઈ રહ્યું છે કે નહીં. જેમકે કહ્યું છે—

प्रत्यहं प्रत्यवेक्षेत जनश्चरितमात्मनः ।
किन्नु मे पशुभिस्तुल्यं किन्नु सत्पुरुषैरिव ॥

અતિક્ષણ અમારે એ જોતા રહેવું જોઇએ કે અમારૂં જીવન પશુઓ સમાન છે કે સત્પુરૂષોના સમાન. આ ક્રિયાનું નામ અન્તઃ-પ્રેક્ષણ ( Introspection ) છે. આ અભ્યાસથી આત્મોન્નતિ-

કરીને અનેક પુરુષ મહાત્મા–મહાપુરુષ બની ગયાં. સાધારણ રીતે સ્વાધ્યાયનો અર્થ લોક એમ સમજે છે કે કોઇ ધર્મ પુસ્તકનો નિત્ય પાઠ કરી લેવો, બસ એ જ. પરંતુ એટલાથી જ કામ ન સરે. ઉચ્ચારણ માત્રથી પણ થોડો લાભ અવશ્ય થાય છે–કારણ કે ઉચ્ચારણથી પણ ભાવોનું સ્પન્દન થાય છે અને એનો પ્રભાવ જીવન ઉપર પડે છે. પરંતુ આપણે સંપૂર્ણ લાભ ત્યારે જ ઉઠાવી શકીશું કે જ્યારે આપણે આ ચાર નિયમોનું પાઠ કરતી સમયે પાલન કરીએ.

૧. એકાગ્રતા જ્યારે આપણે સ્વાધ્યાય ( પાઠ ) કરી રહ્યા હોઇએ ત્યારે આપણું ધ્યાન ચારે બાજુથી હટાવીને પુસ્તકના શબ્દો અને અર્થ તરફ જ રાખવું જોઇએ. એ માટે આવશ્યક છે કે જે કંઇ મુખથી પાઠ કરીએ, તે આપણા કાનથી પણ ધ્યાન-પૂર્વક સાંભળીએ. જિહ્વા તથા શ્રોત બે ઇંદ્રિઓ એક સાથે કામ કરે તો મન અવશ્ય એકાગ્ર થઇ જાય છે. પાઠ કરતી સમયે દરેક પંક્તિને, થોભી થોભીને, બે વાર બોલવામાં આવે તો વધુ સારૂં.

૨. નૈરન્તર્ય–સ્વાધ્યાયમાં બને ત્યાં સુધી અંતર નહીં હોવું જોઇએ. થોડો ઘણો સ્વાધ્યાય નિત્ય નિયમપૂર્વક કરવો જોઇએ.

૩. સાંસારિક પદાર્થો અને ઇન્દ્રિય જન્ય સુખોમાં ઉપરામતા. આપણે થિએટરના એકટરની માફક વ્યવહાર કરતા જવું અને સાથે સાથે એ પણ યાદ રાખવું કે આપણો ઉદ્દેશ સાંસારિક જીવનથી ઉપર જવાનો છે.

૪. પ્રકાશ ગ્રહણ કરવાની ઉત્કંઠા. સ્વાધ્યાય ( પાઠ ) કરતી વખતે મનમાં દૃઢ વિશ્વાસ હોવો જોઇએ કે પાઠદ્વારા આપણો અન્તઃસ્થ આત્મા આપણને પ્રકાશ પ્રદાન કરી રહ્યો છે. યદિ

આપણે આ ચાર નિયમ સાથે સ્વાધ્યાય કરતા રહીશું તો આપણને અવશ્ય પૂર્ણ લાભ થશે.

હવે આપણે એ વિચાર કરવો છે કે સ્વાધ્યાય કયા પ્રકારે કયા સમયે અને કેટલો કરવો જોઇએ. સ્વાધ્યાયને માટે સારો સમય પ્રાતઃકાલની સન્ધ્યોપાસના પછીનો છે. પરંતુ આ સમય કોઇને અનુકૂળ ન હોય તો જે સમય એને અનુકૂળ હોય તે સમયે સ્વાધ્યાય થઇ શકે. પરંતુ સ્વાધ્યાયનો જે સમય નિયત કરવામાં આવે એને કેટલાક સમય સુધી નિયમિત કરવો પડશે. અન્યથા મનને ટાલમ ટોલનો સમય મળશે. અને સ્વાધ્યાયને સાંજ, સવાર અને બપોર ઉપર મુલતવી રાખવાથી તેમાં અંતર પડશે. અને આ અંતર સ્વાધ્યાય-સાધનનું પ્રધાન વિઘ્ન છે, તેમજ સાધન-શક્તિના સંચયમાં બાધક છે. આ અનુભવસિદ્ધ વાત છે; એટલે જે સમય નિયત કરવામાં આવે, એ બદલવાનો અવસર ન લાવવો જોઇએ.

ઓછામાં ઓછો અડધો કલાક સ્વાધ્યાયમાં અવશ્ય ગાળવો જોઇએ. પરંતુ અંતર પાડવાની અપેક્ષાએ પંદર વીસ મિનીટ પણ આ માટે રાખવી સારી છે.

સ્વાધ્યાયનું સ્થાન પવિત્ર, શુદ્ધ વાયુયુક્ત તથા શુદ્ધ વાતાવરણથી સંપન્ન, ધૂપાદિ સુગન્ધિત વસ્તુઓથી રમણીય તથા મહાત્માઓ અને દેવતાઓના ચિત્રોથી સુશોભિત હોય તો બહુ સારૂં. આ વસ્તુઓથી મનની એકાગ્રતામાં સહાય મળે છે. આથી આપણી આન્તર ચિત્તશક્તિમાં એક વિશેષ પ્રકારની સ્ફૂર્તિ અથવા જાગૃતિ ઉત્પન્ન થાય છે. જે સ્વાધ્યાય સંબંધી વિચારોને જલદીથી ગ્રહણ કરી લે છે. સ્વાધ્યાય દ્વારા જે વિચાર મનમાં ઉઠે, એનું દિવસમાં એક બે વાર ચિન્તન કરવું જોઇએ અને એ પણ વિચારવું જોઇએ કે કયા કયા વિચારોનું પ્રાબલ્ય તે દિવસે જીવનમાં રહ્યું છે-કયાં

ક્યાં સંકુચિત વાસનાઓએ અક્રમણ કર્યું છે અને કેવા કેવા પ્રલોભનો, દુર્વ્યસનો અને દુઃસ્વભાવનો સામનો કરવો પડયો છે. યદિ એક વર્ષ સુધી નિરન્તર આ અભ્યાસ કરવામાં આવે તો એનો પરિપાક થઈ જશે, અને પછી કદાચિત્ આ સાધનમાં કષ્ટના સ્થાને આનંદનો અનુભવ થવા માંડશે. એ યાદ રાખવું જોઈએ કે જીવન એક મહાસંગ્રામ છે-એ એક બે દિવસનું કામ નથી. ઉમરભર કમર કસીને યુદ્ધ કરવાથી કામ બની જાય તો આપણને ધન્ય સમજવા જોઈએ. મહાત્મા કબીરદાસજીએ સરસ કહ્યું છે—

साधक खेल अति विकट बैंडा ।<br>
मति सति और मूरकी चाल आगे ॥<br>
मूर संग्राम पलक दो–चारका,<br>
सती संग्राम पल एक लागे ॥<br>
साधक संग्राम है रैन–दिन जूझना,<br>
देह पर्यन्तका काम भाई ॥<br>
कहैं कबीर टुक वाग ढीली पडे,<br>
तुर्त मन गगन सों जिर्मी भाई ॥

સ્વાધ્યાય માટે કયું પુસ્તક ઉત્તમ છે, એ પણ વિચારણીય છે. સર્વ ધર્મ-ગ્રન્થ સ્વાધ્યાય માટે સારા હોઇ શકે; પરંતુ સાધકોની રૂચિ, તેમની યોગ્યતા આદિ ઉપર તે નિર્ભર રહે છે. પરંતુ સામાન્યતઃ જે પુસ્તકો આપણા ગૃહસ્થજીવનની સુધારણા તથા આપણી આત્મિક સ્થિતિનો ઉદ્ધાર કરનારાં છે, અને સાધકને જેમાં શ્રદ્ધા હોય, તેજ પુસ્તકો સ્વાધ્યાયમાં ઉપયોગી થાય છે.

રામાયણ, મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ, મનુસ્મૃતિ, ગીતા, દર્શન, ઉપનિષદ્, વેદ–આમાંથી સાધકને પૂર્ણ રીતે સમજાય એવું કોઇ પણ પુસ્તક સ્વાધ્યાય માટે પસંદ કરી લેવું જોઇએ. જો આ ગ્રંથો ન સમજાય તો આધુનિક મહાત્માઓનું લખેલું કોઇ પુસ્તક લઇ અધ્યયન કરવું. પરંતુ સાથે આ નિયમ રાખવો જોઇએ કે જે વાંચવામાં આવે એ વ્યવહારમાં મૂકાય. વ્યવહારમાં લાવ્યા વિના સ્વાધ્યાય ભારમાત્ર થઇ જાય છે. એમ પણ બની શકે કે નિરન્તર સર્વ ગ્રન્થોનો પાઠ કરતા રહીએ અને વ્યવહાર માટે એક–બે વાત ચૂંટી કાઢીએ. જો આપ ગીતાનો પાઠ કરતા હો અને એની બધી બાબતો આચરણમાં મૂકી શકતા ન હો તો એવું નથી કે જેટલી બાબતો વ્યવહારમાં મૂકી શકો તેટલીજ બાબતોનો આપે સ્વાધ્યાય કરવો; કિન્તુ જ્ઞાન માટે આખી ગીતાનો પાઠ કરવો, અને પોતાની સ્થિતિને અનુકૂળ આચરણમાં લાવવા માટે બે–ચાર બાબતોને જૂદી કાઢી લેવી.

હિન્દૂ–જાતિના અધઃપતનનું કારણ અનેક અંશે સ્વાધ્યાય–શીલતાનો અભાવ જ છે. આપણી શિક્ષણપ્રણાલી ધર્મશૂન્ય છે, ઘરોમાં ધર્મના ભાવોનો અભાવ થઇ રહ્યો છે, ધર્મવિહીન જાતિનું અધઃપતન થાય એ નિશ્ચિત છે, એટલે જો આપના મનમાં જાતિસુધારણાની ઇચ્છા હોય તો પણ સ્વાધ્યાયશીલતા પરમ આવશ્યક છે. અમે પાઠકોને પ્રાર્થના કરીએ છીએ કે તેઓ આ લેખ વાંચ્યા પછી સ્વાધ્યાયની પ્રતિજ્ઞા લે, એને જીવનનું વ્રત બનાવે. પછી તો જીવન સ્વયં મધુર, રસમય, સુન્દર, સુખદ અને રમણીય થઇ જશે. નહિં તો અંતમાં પસ્તાવું પડશે—

चाये नादानी कि वक्ते मर्ग यह साबित हुआ।
ख्वाब था, जो कुछ कि देखा; जो सुना, अफसाना था॥

આ દુઃખમયી અવસ્થામાંથી બચવાનો ઉપાય છે, સ્વાધ્યાયનો અભ્યાસ. વિના અભ્યાસ કંઈ હાથ નહીં આવે. ઉપનિષદ્ કહે છે—

यथाग्निर्दारुमध्यस्थो नोत्तिष्ठेन्मन्थनं विना ।
विना चाभ्यासयोगेन ज्ञानदीपस्तथा न हि ॥

( योगशिखोपनिषद् )

જેમ લાકડામાં રહેલો અગ્નિ મન્થન વિના પ્રકટ નથી થતો તેમ આપણી અંદર પ્રજ્વલિત રહેતો જ્ઞાનદીપક સ્વાધ્યાયના અભ્યાસ વિના પ્રકાશિત નથી થતો.

( 'કલ્યાણ' સપ્ટેંબર ૧૯૪૦ )

卐

# सद्‌गुरु स्तुति

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्
द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्ष्यम्
एकं नित्यं विमलमचलं सर्वदासाक्षीभूतम्
भावातीतं त्रिगुणरहितं सद्गुरुंतं नमामि.

### સદ્દગુરુને નમસ્કાર

જેમનું કેવળ જ્ઞાનમૂર્તિરૂપ પરમસુખદ સ્વરૂપ બ્રહ્માનન્દમય છે, આકાશ જેવા હોવાથી જેમને દ્વન્દ્વો ( સુખદુઃખ વગેરે ) સ્પર્શી શકતા નથી, જેમનું આદિ લક્ષ્ય ' તત્વમસિ ' છે, જે અદ્વૈત છે, સનાતન છે, પવિત્ર છે. નિશ્ચલ છે અને સર્વસાક્ષી છે; જેઓ સત્વ, રજસ, તમસ એ ત્રિગુણથી રહિત હોઇ ભાવોથી પરછે એવા સદ્દગુરુને નમસ્કાર કરું છું.

# ઇશ્વરસ્તુતિ–પ્રાર્થનાપાસના

ओ३म् विश्वानि देव सवितर्दुरितानि परासुव ।
यद्भद्रन्तन्न आसुव ॥ १ ॥

यजु. अ. ३० । मं. ३ ॥

હે ( सवितः ) સકલ જગતના ઉત્પત્તિકર્તા સમગ્ર ઐશ્વર્યયુક્ત ( देव ) શુદ્ધસ્વરૂપ સર્વસુખદાતા પરમેશ્વર આપ કૃપા કરીને ( नः ) અમારાં ( विश्वानि ) સંપૂર્ણ દુર્ગુણ, દુર્વ્યસન અને દુઃખોને ( परा. सुव ) દૂર કરજો. ( यत् ) જે

( भद्रम् ) કલ્યાણકારી ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થ છે ( तत् ) તે સર્વ અમને ( आ, सुव ) પ્રાપ્ત કરાવજો.

हिरण्यगर्भः समवर्तताग्र भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥२॥

यजु. अ. १३ । मं. ४ ॥

પ્રશ્ન—કયા પ્રભુની અમે હવિસમર્પણદ્વારા ઉપાસના કરીએ? ( कस्मै देवाय हविषा विधेम )

ઉત્તર—( अग्रे हिरण्यगर्भः समवर्तत ) પ્રારંભમાં હિરણ્યગર્ભ પ્રકટ થયા. ( सः जातः भूतस्य एकः पतिः आसीत् ) તે પ્રકટ થતાજ ભૂતમાત્રના એક માત્ર સ્વામી બન્યા. ( सः पृथिवीं उत इमां द्यां दाधार ) એમને પૃથિવીને અને દ્યુલોકને ધારણ કર્યો. એવા સુખસ્વરૂપ શુદ્ધ પરમાત્માની યોગાભ્યાસ અને અતિપ્રેમથી વિશેષ ભક્તિ કરીએ.

य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ।
यस्य छायामृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥३॥

य़. अ. २५ । मं. १३ ॥

( यः आत्मदाः ) જે આત્માનો દાતા છે, ( बलदाः ) જે બળને આપનાર છે, ( यस्य प्रशिषं विश्वे देवाः उपासते ) જેની આજ્ઞા સમસ્ત દેવતાગણ માને છે, ( यस्य छाया अमृतं ) જેની શીતલ છાયા અમરતા છે અને [ यस्य ( अच्छाया ) मृत्युः ] જેની શીતલ છાયામાં ન રહેવું એજ મૃત્યુ છે, એવા ( कस्मै ) સુખસ્વરૂપ ( देवाय ) સકલ જ્ઞાનનો દાતા પરમા-

રમાની આજ્ઞાનું ( हविषा विधेम ) આત્મા અને અંતઃકરણથી પાલન કરીએ.

यः प्राणतो निमिषतो महित्वैक इन्द्राजा जगतो बभूव ।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥४॥
यजु अ. २३ । मं. ३ ॥

( यः प्राणतः निमिषतः जगतः ) જે શ્વાસોચ્છ્વાસ કરનાર, અને આંખોના નિમેષોન્મેષ કરનાર, જગતના ( इत् एकः राजा महित्वा बभूव ) પોતાના મહિમાથી નિઃસંદેહ એક માત્ર પ્રભુ છે, ( यः अस्य द्विपदः चतुष्पदः ईशे ) જે આ દ્વિપાદ અને ચતુષ્પાદોના એકમાત્ર સ્વામી છે એવા ( कस्मै ) સુખસ્વરૂપ ( देवाय ) સકલઐશ્વર્યદાતા પરમાત્માની ( हविषा ) આપણી સકલ ઉત્તમ સામગ્રીથી ( विधेम ) ભક્તિ કરીએ.

येन द्यौरुग्रा पृथिवी च दृळ्हा येन स्वः स्तभितं येन नाकः ।
यो अंतरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥५॥
य. अ. ३२ । मं. ६ ॥

( येन द्यौः उग्रा ) જેને આકાશને ઉગ્ર તેજસ્વી બનાવ્યું ( येन पृथिवी च दृढा ) જેને પૃથ્વીને સુદૃઢ કરી, ( येन स्वः नाकः स्तभितं ) જેને દ્યુલોક તથા સ્વર્ગ સ્થિર કરીને ધારણ કર્યું છે, અને ( यः अन्तरिक्षे रजसः विमानः ) જે આ અંતરિક્ષમાં ભરપૂર ભર્યો છે એવા ( कस्मै ) સુખદાયક (देवाय) કામના કરવાને યોગ્ય પરબ્રહ્મની ( हविषा ) સર્વ સામર્થ્યથી ( विधेम ) વિશેષ ભક્તિ કરીએ.

प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव ।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥६॥

ऋ. मं. १० । सू. १२१ ॥

હે ( प्रजापते ) પ્રજાપાલક ! ( त्वत् अन्यः ) તારાથી ભિન્ન બીજું કોઈ પણ ( एतानि ता विश्वा जातानि ) આ સર્વ ઉત્પન્ન થએલા પદાર્થોને ( न परि बभूव ) ઘેરનાર નથી. તુંજ સર્વવ્યાપી એક માત્ર પ્રભુ છે. ( यत्कामाः ते जुहुमः ) જે ઇચ્છા ધારણ કરીને અમે તારી ઉપાસના કરીએ છીએ ( तत् नः अस्तु ) તે અમને મળે, ( वयं ) અમે સર્વ ( रयीणां पतयः स्याम ) સર્વ સંપત્તિના સ્વામી બનીએ.

स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा ।
यत्र देवा अमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥७॥

यजु. अ. ३२ । मं. १० ॥

હે મનુષ્યો ( सः ) તે પરમાત્મા ( नः ) આપણા ( बन्धु ) ભ્રાતા સમાન સુખદાયક અને માતા સમાન ઉત્પાદક છે, ( सः विधाता ) સર્વ કર્મોનો વિધાતા છે, ( विश्वा ) સંપૂર્ણ ( भुवनानि ) લોક માત્ર અને ( धामानि ) નામ, સ્થાન જન્મનો ( वेद ) જ્ઞાતા છે અને ( यत्र ) જે ( तृतीये ) સાંસારિક સુખદુઃખથી રહિત નિત્યાનંદ યુકત ( धामन् ) મોક્ષસ્વરૂપ પરમાત્મામાં ( अमृतम् ) મોક્ષને ( आनशानाः ) પ્રાપ્ત કરીને ( देवाः ) વિદ્વાન લોકો ( अध्यैरयन्त ) સ્વેચ્છાપૂર્વક વિચરે છે તેજ પરમાત્મા આપણા ગુરૂ અને આચાર્ય છે, આપણે તેમની ભકિત કરીએ.

अग्ने नयं सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नमं उक्तिं विधेम ॥८॥
यजु. अ. ४० । मं. १६ ॥

હે ( अग्ने ) સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ ( देव ) સકલ સુખદાતા પરમેશ્વર આપ ( विद्वान् ) સંપૂર્ણ વિદ્યાયુક્ત છો. કૃપા કરીને ( अस्मान् ) અમને ( राये ) વિજ્ઞાન કે રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ અર્થે ( सुपथा ) સુંદર ધર્મયુક્ત માર્ગે ( विश्वानि ) સંપૂર્ણ ( वयुनानि ) પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ ( नय ) પ્રાપ્ત કરાવો અને ( अस्मत् ) અમારા ( जुहुराणम् ) કુટિલતાયુક્ત ( एनः ) પાપરૂપ કર્મને ( युयोधि ) દૂર કરો, અમે ( ते ) આપની ( भूयिष्ठाम् ) અનેક પ્રકારે સ્તુતિરૂપ ( नम उक्तिम् ) નમ્રતાપૂર્વક પ્રશંસા ( विधेम ) કર્યા કરીએ અને સર્વદા આનંદમાં રહીએ.

( ' વેદ-પરિચય ' પુસ્તકમાંથી )

卐

વિભાગ બીજો :

# વેદ સ્વાધ્યાય

વાજસનેયિ-માધ્યંદિન-શુક્લ

# યજુર્વેદ સંહિતા

## સુબોધ-ભાષ્ય

પહેલો અધ્યાય

## શ્રેષ્ઠતમ કર્મનો ઉપદેશ

મૂળ મરાઠી લેખક :
પંડીત શ્રી. શ્રીપાદ દામોદર સાતવળેકર

અનુવાદક :
શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસી
વડોદરા.

સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા, રાવપુરા, વડોદરા

# નિવેદન

આપણા મુંબાઇ ઇલાકામાં વિશેષતઃ શ્રી યજુર્વેદ પ્રચલિત છે. તેથી આખા યજુર્વેદનું લોકભોગ્ય સરળ ભાષ્ય પ્રસિદ્ધ થાય તો ઘણું જ ઉપકારક થઈ પડે, અને ચાલતી આવેલી વૈદિક પરંપરાને ઘણું જ મદદકર્તા થઇ પડે તે દેખીતું છે. સ્વાધ્યાય-મંડળ, ઔંધના સુયોગ્ય સંચાલક **શ્રી. પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ** આ દિશામાં સ્તુત્ય પ્રયત્ન કર્યો છે, અને પોતે એકલે હાથે ૧, ૮, ૩૨, ૩૬ અને ૪૦ એ અધ્યાયોનું સુબોધ ભાષ્ય મરાઠી અને હિન્દીમાં પ્રસિદ્ધ કરેલું છે. સનાતન વૈદિક ધર્માવલંબી સજ્જનોની સેવામાં તેઓશ્રીએ કરેલા પ્રથમ અધ્યાયના ભાષ્યનું ગુજરાતી ભાષાંતર રજૂ કરતાં આનંદ થાય છે.

સમગ્ર યજુર્વેદનું પોતાના અથર્વવેદના સુબોધ ભાષ્ય જેવું ભાષ્ય તૈયાર થાય તેવી શ્રી૦ પંડિતજીની ઘણી જ ઉત્કંઠા છે; પરંતુ આવું કાર્ય બીજા ધુરંધર વૈદિક પંડિતોની વિદ્વત્તાનો અને નાણાંનો સહકાર માગે છે. આવું ભાષ્ય તૈયાર કરવા માટે પ્રખર પંડિતો આ એક જ કાર્ય લેઇને બેસે તો જ પોતાના ઊંડા મનન, નિદિધ્યાસન વડે ખીલેલાં આંતરચક્ષુથી થયેલું અર્થદર્શન તેઓ જનતાજનાર્દનની સેવામાં રજૂ કરી શકે. શ્રી૦ પંડિતજી આ કાર્ય ઉપાડી લેવા માગે છે. તેઓની આ પવિત્ર ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા ગુજરાતના ધર્મપ્રેમી ધનિક ગૃહસ્થો આગળ આવે તેવી પ્રભુને પ્રાર્થના છે.

શ્રી૦ પંડિતજીના ભાષ્ય સંબંધી વિશેષ કહેવાનું રહેતું નથી; કેમકે હાથકંકણને અરીસાની જરૂર જ શી ? યજુર્વેદ-કર્મવેદનો

પ્રથમ અધ્યાય વાચકના કરકમળમાં છે જ. તે પોતે જ જોઈ શકશે કે આવી સરળ ભાવવાહી ટીકા આજ સુધી ગુજરાતીમાં પ્રસિદ્ધ થઇ નથી.

પેટલાદના સુપ્રસિદ્ધ દાનવીર દાતાર શેઠ શ્રી રમણલાલભાઇ કેશવલાલભાઈએ યજુર્વેદનો આ પ્રથમ અધ્યાય ગુજરાતીમા પ્રસિદ્ધ કરવા માટે રૂ. ૧૦૦૦) રૂપિયા એકહજારનુ દાન આપી, સ્વાધ્યાય-મંડળ, ગુજરાત શાખાના સંપૂર્ણ યજુર્વેદ ભાષ્યના મનોરથને કેટલેક અંશે અપનાવી લીધો છે, અને તેના ઉત્સાહને ઘણો જ વેગ આપ્યો છે. તે માટે મંડળ તેઓનો હૃદયપૂર્વક આભાર માને છે, અને આવા ધર્મયજ્ઞોમા તેઓથી હજી પણ વધારે સંગીન ભાગ લેવા દીર્ઘાયુષી થાય એમ અજીને પ્રાર્થે છે.

નિવેદક :

રાવપુરા, વડોદરા
જ્યેષ્ઠ સં. ૧૯૯૭

નટવરલાલ જેઠાલાલ મહેતા,
માનદ મંત્રી,
સ્વાધ્યાય-મંડળ, ગુજરાત શાખા.

# પુરુષાર્થ સાધન

"યજુર્વેદ" એ 'કર્મવેદ' છે. મનુષ્યે કયાં કર્મો કરવાં અને તે દ્વારા પોતાની સર્વાંગી ઉન્નતિ કેવી રીતે સાધવી, તે વિષે આ વેદમાં કહેવાયું છે. યજુર્વેદનું બીજું નામ 'अ-ध्वर-वेद' એવું પણ છે. 'ધ્વર' એટલે હિંસા કિંવા કુટિલતા. તે જેની અંદર ન હોય તે; અધ્વર કહેવાય. અર્થાત્ 'અધ્વર' એટલે 'અહિંસાપૂર્વક તથા સરળતાપૂર્વક કરેલાં કર્મ.' કર્મો કરવાનાં હોય ત્યારે તેમાં અહિંસા કેવી રીતે સાધવી અને સરળ વર્તન રાખી કપટ કિંવા કુટિલતાનો બિલકુલ બહિષ્કાર કરીને પરમ પુરુષાર્થ કેવી રીતે સાધવો, તે આ વેદમાં દર્શાવવામાં આવ્યું છે.

આ વાજસનેયિ શુક્લ યજુર્વેદના ચાલીસ અધ્યાય છે. તેમાંનો ચાલીસમો અધ્યાય 'ईशोपनिषद्' એ નામે સુપ્રસિદ્ધ છે. તેમાંનો આત્મજ્ઞાનનો વિષય ગ્રંથરૂપે પ્રથમ હિંદી તેમ મરાઠીમાં પ્રકાશિત કરવામાં આવેલો. તે પછી આ પહેલા અધ્યાયનું પ્રકાશન થાય છે. એની અંદર 'શ્રેષ્ઠતમ કર્મનો ઉપદેશ' કરવામાં આવ્યો છે.

શ્રેષ્ઠ કર્મ કરતાં કરતાં છેવટે આત્મજ્ઞાન વડે પોતાની શક્તિ પિછાનવી, એ જાતનો સંબંધ પહેલા અધ્યાયનો ચાલીસમા અધ્યાય સાથે છે. આ પુસ્તકમાં પ્રથમ મંત્રનો શબ્દાર્થ કરીને, અધિક સ્પષ્ટતા કરવા ખાતર તેમજ પૂર્વાપર સંબંધ બરાબર સમજાય તે ખાતર જેટલી ટિપ્પણીઓ આપવાની જરૂર જણાઇ છે, તેટલી જ ટિપ્પણીઓ જે તે પાન પર નીચેના ભાગમાં આપવામાં આવી છે. એટલે ઝાઝી માથાકૂટ વગર જે તે વેદ-મંત્રાનો અર્થ, એ વિવેચનની મદદથી, વાચકને સહેલાઇથી સમજાઈ જશે, એવી આશા છે.

ઔંધ,
૧૫ શુક્લ શ્રાવણ,
શકે ૧૮૫૧

નિવેદક.
શ્રી. દા. સાતવળેકર
સ્વાધ્યાય મંડળ.

# અનુક્રમણિકા



( वाजसनेयि—माध्यन्दिन—शुक्ल )

# यजुर्वेद संहिता ।

## अथ प्रथमोऽध्यायः ।

ओ ३ म् ॥ इषे त्वोर्जे त्वा वायवस्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा व स्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन् गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥ १ ॥

वसोः पवित्रमसि द्यौरसि पृथिव्यसि मातरिश्वनो घर्मोऽसि विश्वधा असि । परमेण धाम्ना दृंहस्व मा ह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत् ॥ २ ॥

वसोः पवित्रमसि शतधारं वसोः पवित्रमसि सहस्रधारम् । देवस्त्वा सविता पुनातु वसोः पवित्रेण शतधारेण सुप्वा कामधुक्षः ॥ ३ ॥

सा विश्वायुः सा विश्वकर्मा सा विश्वधायाः । इन्द्रस्य त्वा भागꣳ सोमेनातनच्मि विष्णो हव्यꣳ रक्ष ॥ ४ ॥

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् । इदमहमनृतात्सत्यमुपैमि ॥ ५ ॥

कस्त्वा युनक्ति स त्वा युनक्ति कस्मै त्वा युनक्ति तस्मै त्वा युनक्ति । कर्मणे वां वेषाय वाम् ॥ ६ ॥

प्रत्युष्टꣳ रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तꣳ रक्षो निष्टप्ता अरातयः उर्वन्तरिक्षमन्वेमि ॥ ७ ॥

धूरसि धूर्व धूर्वन्तं धूर्व तं योऽस्मान्धूर्वति तं धूर्व यं वयं धूर्वामः । देवानामसि वह्नितमꣳ सस्नितमं पप्रितमं जुष्टतमं देवहूतमम् ॥ ८ ॥

अह्रुतमसि हविर्धानं दृꣳहस्व मा ह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत् । विष्णुस्त्वा क्रमतामुरु वातायापहतꣳ रक्षो यच्छन्तां पञ्च ॥ ९ ॥

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम् । अग्नये जुष्टं गृह्णाम्यग्नीषोमाभ्यां जुष्टं गृह्णामि ॥ १० ॥

भूताय त्वा नारातये स्वरभिविख्येषं दृꣳहन्तां दुर्याः

पृथिव्यामुर्वन्तरिक्षमन्वेमि । पृथिव्यास्त्वा नाभौ सादयाम्यदित्या उपस्थेऽग्ने हव्यꣳरक्ष ॥ ११ ॥

पवित्रे स्थो वैष्णव्यौ सवितुर्वः प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः । देवीरापोऽअग्रेगुवो अग्रेपुवोऽग्र इममद्य यज्ञं नयताग्रे यज्ञपतिꣳ सुधातुं यज्ञपतिं देवयुवम् ॥ १२ ॥

युष्मा इन्द्रोऽवृणीत वृत्रतूर्ये यूयमिन्द्रमवृणीध्वं वृत्रतूर्ये प्रोक्षिता स्थ । अग्नये त्वा जुष्टं प्रोक्षाम्यग्नीषोमाभ्यां त्वा जुष्टं प्रोक्षामि । दैव्याय कर्मणे शुन्धध्वं देवयज्यायै यद्वोऽशुद्धाः पराजघ्नुरिदं वस्तच्छुन्धामि ॥ १३ ॥

शर्मास्यवधूतꣳरक्षोऽवधूता अरातयोऽदित्यास्त्वगसि प्रति त्वादितिर्वेत्तु । अद्रिरसि वानस्पत्यो ग्रावासि पृथुबुध्नः प्रति त्वादित्यास्त्वग्वेत्तु ॥ १४ ॥

अग्नेस्तनूरसि वाचो विसर्जनं देववीतये त्वा गृह्णामि बृहद्ग्रावासि वानस्पत्यः स इदं देवेभ्यो हविः शमीष्व सुशमि शमीष्व । हविष्कृदेहि हविष्कृदेहि ॥ १५ ॥

कुक्कुटोऽसि मधुजिह्व इषमूर्जमावद त्वया वयꣳ संघातꣳ संघातं जेष्म वर्षवृद्धमसि प्रति त्वा वर्षवृद्धं वेत्तु परापूतꣳ रक्षः परापूता अरातयोऽपहतꣳ रक्षो वायुर्वो विविनक्तु

देवो वः सविता हिरण्यपाणिः प्रतिगृभ्णात्वच्छिद्रेण पाणिना ॥ १६ ॥

धृष्टिरस्यपाऽग्ने अग्निमामादं जहि निष्क्रव्यादꣳसेधा देवयजं वह । ध्रुवमसि पृथिवीं दृꣳह ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय ॥ १७ ॥

अग्ने ब्रह्म गृभ्णीष्व धरुणमस्यन्तरिक्षं दृꣳह ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय । धर्त्रमसि दिवं दृꣳह ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय । विश्वाभ्यस्त्वाशाभ्य उपदधामि चित स्थोर्ध्वचितो भृगूणामङ्गिरसां तपसा तप्यध्वम् ॥१८॥

शर्मास्यवधूतꣳरक्षोऽवधूता अरातयोऽदित्यास्त्वगसि प्रति त्वादितिर्वेत्तु । धिषणासि पर्वती प्रति त्वादित्यास्त्वग्वेत्तु दिवः स्कम्भनीरसि धिषणासि पार्वतेयी प्रति त्वा पर्वती वेत्तु ॥ १९ ॥

धान्यमसि धिनुहि देवान् प्राणाय त्वोदानाय त्वा व्यानाय त्वा । दीर्घामनु प्रसितिमायुषे धां देवो वः सविता हिरण्यपाणिः प्रतिगृभ्णात्वच्छिद्रेण पाणिना चक्षुषे त्वा महीनां पयोऽसि ॥ २० ॥

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम्। सं वपामि समाप ओषधीभिः समोषधयो रसेन। सꣳरेवतीर्जगतीभिः पृच्यन्ताꣳ सं मधुमतीर्मधुमतीभिः पृच्यन्ताम् ॥ २१ ॥

जनयत्यै त्वा संयौमीदमग्नेरिदमग्नीषोमयोरिषे त्वा घर्मोऽसि विश्वायुरुरुप्रथा उरु प्रथस्वोरु ते यज्ञपतिः प्रथतामग्निष्टे त्वचं मा हिꣳसीद्देवस्त्वा सविता श्रपयतु वर्षिष्ठेऽधि नाके ॥ २२ ॥

मा भेर्मा संविक्था अतमेरुर्यज्ञोऽतमेरुर्यजमानस्य प्रजा भूयात् त्रिताय त्वा द्विताय त्वैकताय त्वा ॥ २३ ॥

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम्। आददेऽध्वरकृतं देवेभ्य इन्द्रस्य बाहुरसि दक्षिणः सहस्रभृष्टिः शततेजा वायुरसि तिग्मतेजा द्विषतो वधः ॥ २४ ॥

पृथिवि देवयजन्योषध्यास्ते मूलं मा हिꣳसिषं व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्याꣳशतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ २५ ॥

अपारुरं पृथिव्यै देवयजनाद्वध्यासं व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्याᳬशतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक्‌।
अररो दिवं मा पप्तो द्रप्सस्ते द्यां मा स्कन् व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्याᳬशतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक्‌ ॥ २६ ॥

गायत्रेण त्वा छन्दसा परिगृह्णामि त्रैष्टुभेन त्वा छन्दसा परिगृह्णामि जागतेन त्वा छन्दसा परिगृह्णामि। सुक्ष्मा चासि शिवा चासि स्योना चासि सुषदा चास्यूर्जस्वती चासि पयस्वती च ॥ २७ ॥

पुरा क्रूरस्य विसृपो विरप्शिन्नुदादाय पृथिवीं जीवदानुम्‌। यामैरयँश्चन्द्रमसि स्वधाभिस्तामु धीरासो अनुदिश्य यजन्ते। प्रोक्षणीरासादय द्विषतो वधोऽसि ॥ २८ ॥

प्रत्युष्टᳬरक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तᳬरक्षो निष्टप्ता अरातयः। अनिशितोऽसि सपत्नक्षिद्वाजिनं त्वा वाजेध्यायै सम्मार्ज्मि। प्रत्युष्टᳬरक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तᳬरक्षो निष्टप्ता अरातयः। अनिशितासि सपत्नक्षिद्वाजिनीं त्वा वाजेध्यायै सम्मार्ज्मि ॥ २९ ॥

आदित्यै रास्नासि विष्णोर्वेष्पाऽस्यूर्जे त्वाऽदब्धेन त्वा चक्षुषावपश्यामि । अग्नेर्जिह्वासि सुहूर्देवेभ्यो धाम्ने धाम्ने मे भव यजुषे यजुषे ॥ ३० ॥

सवितुस्त्वा प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः । सवितुर्वः प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः । तेजोऽसि शुक्रमस्यमृतमसि धाम नामासि प्रियं देवानामनाधृष्टं देवयजनमसि ॥ ३१ ॥





( વાજસનેયિ-માધ્યંદિન-શુક્લ )

# યજુર્વેદ સંહિતા

## પ્રથમ અધ્યાય

### શ્રેષ્ઠતમ કર્મનો ઉપદેશ

યજુર્વેદ એટલે "કર્મવેદ". એમાં કર્મો કેવી રીતે કરવાં અને શા માટે કરવાં તે કહેવામાં આવ્યું છે. એ યજુર્વેદનો આ પહેલો અધ્યાય છે અને એમાં શરૂઆતથી જ "શ્રેષ્ઠતમ કર્મ"નો મનનીય ઉપદેશ કરવામાં આવ્યો છે. યજુર્વેદમાં વાક્યો કોઇ કોઇ વાર અપૂર્ણ આવતાં હોઈ તેમના અર્થની પૂર્ણતા પાછળ આવી ગયેલાં કે આગળ આવતાં વાક્યોમાંનાં પદો અહીં અધ્યાહાર છે એમ માનીને જ કરવી પડે છે. યજુર્વેદની અંદર જે મંત્રો છંદબંધ અને પદબંધ છે, તેમનો અર્થ ઘટાવવાને આવો અધ્યાહાર કરવાની જરૂર નથી પડતી; પણ ગદ્ય મંત્રોની બાબતમાં પુષ્કળ ઠેકાણે આવો અધ્યાહાર માનીને અર્થ કરવો પડે છે. આ પહેલા મંત્રમાં પંદર વાક્યો છે. વાસ્તવિક રીતે તો એ ૧૫ સ્વતંત્ર ઉપદેશો જ છે. તેમ છતાં તેમાંનાં પહેલાં બે વાક્યોનો અર્થ

ओ३म् ॥ इषे त्वोर्जे त्वा,

| | |
|---|---|
| १ [ सविता देव ] त्वा इषे [ प्रार्पयतु ] | ૧ સહુને અને સર્વ કંઇને ઉત્પન્ન કરનારો દેવતાને અન્ન માટે [ પ્રેરો. ] |

ચોથા વાક્યમાંનું " देवो वः सविता......प्रार्पयतु " એ પદ તેમની સાથે લેવાથી જ પૂર્ણ થાય છેઃ અને તે આ પ્રમાણેઃ—

( ૧ ) " હે મનુષ્ય! ભગવાન સવિતાદેવ ( इषे त्वा ) **તને અન્નની પ્રાપ્તિ માટે કર્મ કરવાની પ્રેરણા કરો."** સૌથી પ્રથમ મનુષ્યે અન્ન મેળવવું જોઇએ. અન્ન સિવાય મનુષ્ય જીવી શકે નહિ. એટલે " અન્ન મેળવવા સારૂ કર્મ કરવાને તૈયાર થા " એવો ઉપદેશ અત્રે કરવામાં આવેલો છે. ' **સવિતા** ' એ શબ્દ સૂર્યવાચક છે એ તો સહુને જાણીતું છે. પણ અહીં આગળ આ શબ્દ **"सविता वै देवानां प्रसविता"** **( शत० ब्रा० १।१।२।१७ )** યાને 'સવિતા એ સર્વ દેવતાઓને પેદા કરનારો પરમેશ્વર છે.' એ અર્થમાં વપરાયો છે. એટલે " સર્વને પેદા કરનારો પરમેશ્વર તને અન્નની પ્રાપ્તિ સારૂ કર્મ કરવાની પ્રેરણા કરો " એવો અર્થ પહેલા વાક્યનો થાય છે; હવે માત્ર અન્ન મળવાથી જ કંઇ કામ સરે નહિ. ખાધેલું અન્ન પચાવવું જોઇએ અને તેને પરિણામે બળની વૃદ્ધિ થવી જોઇએ. તેથી બીજા જ મંત્રભાગમાં કહેવામાં આવ્યું છે કે—( ૨ ) " **આ બધાંને ઉત્પન્ન કરવાવાળો ઇશ્વર** (ऊर्जे त्वा) **તને બળ વધારવાની પ્રેરણા કરો !"** અર્થાત્ કે પહેલાં પુષ્કળ અન્ન મેળવ અને પછી તે અન્નનો ઉપભોગ કરીને બળની વૃદ્ધિ કર. " અન્નનો અતિશય ઉપભોગ કરવાથી યાને

वायवस्थ, देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मणे,

| | |
|---|---|
| २ [ सविता देवः ] त्वा ऊर्जे [ प्रार्पयतु ] | [ સર્વને ઉત્પન્ન કરનારો દેવ ] તને બળ મેળવવા [ પ્રેરો ]. |
| ३ [ यूयं ] वायवःस्थ । | ૩ [ તમે ] પ્રાણ(રૂપ) છો. |

જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં આહાર કરવાથી અપચો થઇને બળનો નાશ ન થાય તે માટે પૂરતી કાળજી રાખજે, અને બળવૃદ્ધિ સતત્ થતી રહે એવી રીતે તારી દિનચર્યા રાખજે. વળી પુષ્કળ અન્ન મળ્યું અને શરીર ખૂબ હૃષ્ટપુષ્ટ થયું, એથી પણ કંઇ કામ પત્યું ન ગણાય. " હું કોણ છું ? " એનો વિચાર કરવો જોઇએ. બધા લોકો શરીરને જ 'હું' એમ સમજે છે. પણ તે તેમનો ભ્રમ છે. '(૧) **શરીર**, (૨) **ઇંદ્રિય**, (૩) **મન**, (૪) **પ્રાણ**, (૫) **બુદ્ધિ** અને (૬) **આત્મા**' આ છ તત્ત્વો મનુષ્યની અંદર સમાવિષ્ટ થયેલાં છે. એ છયે તત્ત્વો મળીને જ મનુષ્ય બને છે. તે પૈકી પહેલાં બે તત્ત્વો સ્થૂળ છે, ત્રીજા ને ચોથા તત્ત્વો સ્થૂળ અને સૂક્ષ્મ તત્ત્વોને જોડનારી કડી રૂપ છે, અને છેવટના એટલે કે પાંચમા અને છઠ્ઠા નંબરનાં તત્ત્વો એ સૂક્ષ્મ તત્ત્વો છે. સ્થૂળ કરતાં સૂક્ષ્મ તત્ત્વોની શક્તિ અધિક હોવાને કારણે સૂક્ષ્મોનું મહત્ત્વ સ્થૂળ તત્ત્વો કરતાં વિશેષ છે. એટલે જ સૂક્ષ્મ તત્ત્વો મુખ્ય કહેવાય છેઃ એવું સૂચન ત્રીજા મંત્રમાં મળે છેઃ

(૩) " **હે મનુષ્યો ! તમે બધાં પ્રાણરૂપ છો** " શરીર નાશવંત છે અને પ્રાણ તથા તેની આગળનું તત્ત્વ જે આત્મા તે અમર છે. યજુર્વેદના ૪૦ મા અધ્યાયમાં આજ આશયનું કથન છેઃ જેમકે, वायुरनिलममृतमथेदं भस्मान्तंशरीरम् (અ. ૪૦–૧૫). અર્થાત્ " પ્રાણ એ (अन् + इलं ) અપાર્થિવ અમૃત છે અને

| | |
|---|---|
| ૪ सविता देवः वः श्रेष्ठतमाय कर्मणे प्रार्पयतु । | ૪ સર્વને પેદા કરવાવાળો દેવ તમને (બધાંને) શ્રેષ્ઠતમ કર્મ માટે પ્રેરણા કરો. |

આ શરીર ભસ્મ થનારૂં છે." ૪૦ માં અધ્યાયમાંના આ મંત્રનો સંબંધ અહીં આ મંત્ર સાથે ઘટાવી જોતાં લક્ષમાં આવશે કે જેને સારૂ અન્ન મેળવ્યું અને જેનું બળ વધાર્યું તે શરીર તો નાશવંત છે. માટે જરૂર પૂરતી તેની ઉન્નતિ સાધ્યા બાદ શાશ્વત શક્તિવાળાં અન્ય તત્ત્વો જે પ્રાણ, બુદ્ધિ ને આત્મા છે તેમની ઉન્નતિ તરફ લક્ષ અપાવું જોઇએ. આ બાબત ઠસાવવા ખાતર "**તમે પ્રાણરૂપ છો**" એવો ઉપદેશ અહીં આ મંત્રમાં કરવામાં આવ્યો છે. અર્થાત્ હે મનુષ્યો, તમે શરીરરૂપ નથી પણ પ્રાણરૂપ છો. અગાઉના બે મંત્રોમાં એકવચનનો પ્રયોગ થયેલો છે તે ધ્યાનમાં લો. એકવચનનો એ પ્રયોગ એમ બતાવે છે કે એ ઉપદેશ વ્યક્તિગત કરવામાં આવેલો છે. અન્ન મેળવવું, અને બળની વૃદ્ધિ કરવી એ બન્ને બાબતો દરેકે વ્યક્તિગત કર્યે જ છૂટકો. પણ મનુષ્ય એ સંઘમાં રહેનારૂં પ્રાણી હોવાથી એની પછી આવતો "**હું સંઘમાં રહેનારો છું**" એ ઉપદેશ બરાબર સમજી લઇને પોતાના જીવનમાં ઉતારવો જોઇએ. અર્થાત્ આધ્યાત્મિક જીવન એટલે કે સંઘજીવન. એ કેવી રીતે તે આગળ પર કહેવામાં આવશે. (૪) **सविता देवः वः श्रेष्ठतमाय कर्मणे प्रार्पयतु ।** આ મંત્રનો અર્થ એવો થાય છે કે બધાંને ઉત્પન્ન કરનારો દેવ તમને બધાંને શ્રેષ્ઠતમ કર્મ કરવાને પ્રેરો. અર્થાત્ કે '**તમે બધાં ભેગાં મળીને સર્વની ઉન્નતિ સારૂ જંરૂરજોગાં ઉત્તમ કર્મો કરો.**' એવો ઉપદેશ આ ૪ થા મંત્રમાં કરવામાં આવ્યો છે. કર્મ કર્મમાં પુષ્કળ ભેદ છે. '**વિકર્મ, અકર્મ, કર્મ, શ્રેષ્ઠ કર્મ, શ્રેષ્ઠતર કર્મ, શ્રેષ્ઠતમ**

आप्यायध्वम् ,

| ૯ [ यूयं ] आप्यायध्वम् | ૫ [ તમે બધાં ] વૃદ્ધિંગત થાઓ. |
|---|---|

કર્મ એવાં અનેક કર્મો છે. 'વિકર્મ' એટલે વિરુદ્ધ કર્મ, એટલે કે જે કરવાથી અવનતિ થાય તેવું કર્મ. 'વિકર્મ' પછીના કર્મ–પ્રકારો એકએકથી ચઢિયાતા પ્રકારનાં કર્મો હોય તે બધાંમાં ઉત્તમોત્તમ દરજ્જે શ્રેષ્ઠતમ કર્મનો છે. એટલે જ આ મંત્રમાં કહેવામાં આવ્યું છે કે પ્રત્યેક મનુષ્યે કિંવા મનુષ્યસંઘે શ્રેષ્ઠતમ કર્મ કરવાની મહત્ત્વાકાંક્ષા સેવવી; અર્થાત્ હીન કહેતાં હલકાં કર્મો પોતાદ્વારા ન થાય એવી ખબરદારી મનુષ્યમાત્રે રાખવી જોઇએ. આ ચાર મંત્રભાગોનો પરસ્પર સંબંધ ઘટાવી જોતાં વાચકની ધ્યાનમાં સહેજે આવી જવું જોઇએ કે પહેલા બે મંત્રોમાં 'અન્ન મેળવ અને બળ વધાર' એવો જે ઉપદેશ કરવામાં આવ્યો છે તેમાં પણ **'પ્રશસ્તતમ (ઉત્તમોત્તમ) કર્મો દ્વારા અન્ન મેળવ અને બળ (શક્તિ) વધાર'** એવો જ ભાવાર્થ સમજવાનો છે. 'ગમે તેવું દુષ્ટપણું કરીને અન્ન મેળવ' એવો ભાવ અલબત્ત નથી જ સમજવાનો. સમસ્ત યજુર્વેદમાં 'કર્મ કરો' એવો ઉપદેશ જ્યાં જ્યાં આવે, ત્યાં ત્યાં 'પ્રશસ્તમ કર્મ કરો' એવો જ અર્થ સમજવાનો છે. એવાં શ્રેષ્ઠ કર્તવ્ય કર્મો કરીને જ (૫) આપ્યાયધ્વમ કહેતાં તમારે સહુએ પોતાની ઉન્નતિ કરી લેવી. આપ્યાયન એટલે સર્વાંગી ઉન્નતિ 'સમવિકાસ' એ એનો ગર્ભિત અર્થ છે. **"आप्यायन्तु ममांगानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्म०"** (ઉપનિષચ્છાન્તિ). અર્થાત્ કે મારાં સઘળાં અવયવો, મારી સઘળી ઇંદ્રિયો, મારી શક્તિ વગેરે બધુંજ વૃદ્ધિંગત થાઓઃ એ ધ્યેય અહીં રજૂ થયેલો છે. શારીરિક,

## अघ्न्या, इन्द्रायभागं,

| | |
|---|---|
| ६ [ यूयं ] अघ्न्याः [ स्थ । ] | ૬ [ તમે બધાં ] હનન કરવાને (મારી નંખાવાને) અયોગ્ય [છો.] |
| ७ [ यूयं ] इन्द्रायभागं [ आप्यायध्वम् ] | ૭ [તમે] ઇન્દ્ર માટેનો [તમારો] ભાગ [વધારી આપો.] |

માનસિક, વ્યકિતગત, તેમજ સામુદાયિક એવી સર્વ પ્રકારની ઉન્નતિ આ 'આપ્યાયન' શબ્દ દ્વારા સૂચવાય છે. અન્ન મેળવવું, બળ વધારવું, પ્રાણશક્તિની વૃદ્ધિ કરવી, અને પ્રશસ્તતમ કર્મો કરવાં–એ બધું આપણો સઘળાંનો વિકાસ થાય, સઘળાંનો અભ્યુદય થાય એટલા માટે જ આવશ્યક છે. કારણ કે ( ૬ ) તમે બધાં " अघ्न्याः " કહેતાં મારી નંખાવાને અયોગ્ય છો. તમારી શક્તિનો હ્રાસ થાય એ બરાબર નથી. હે મનુષ્યો ! તમે પોતે થઇને પોતાનો નાશ કરો એ કિંવા બીજા કોઈ દ્વારા તમારો નાશ થાય એ કોઈ પણ રીતે યોગ્ય નથી. બધી રીતે તમારી ઉન્નતિ જ થવી જોઇએ. તમારી આબાદી થાય, તમારી વૃદ્ધિ થાય એવા જ પ્રકારનાં આચરણો તમારે કરવાં ઘટે. એટલું જ નહિ પણ કોઇ તમારો નાશ કરવાને તત્પર બને તો તમારે તેનો પ્રતિકાર કરવો જોઇએ યાને તેની સામે થવું જોઇએ, અને તેમ કરીને તમારી સર્વાંગી ઉન્નતિનો માર્ગ તમારે નિષ્કંટક બનાવવો જોઇએ; એ જ અત્યારે તમારૂં પ્રશસ્તતમ કર્મ છે. આ રીતની તમારી સર્વાંગી ઉન્નતિ સાધવાનું શક્ય બને એટલા ખાતર તમે ( ૭ ) इन्द्राय भागं श्रेष्ठतमाय कर्मणे आप्यायध्वं યાને ( તમારા ) નરેન્દ્ર માટેના ( તમારી પ્રાપ્તિના આપવા લાયક વાજબી ) ભાગમાં શ્રેષ્ઠ કર્મ કરવા ખાતર વધારો કરી આપીને તેને સોંપી દ્યો. તમારા શત્રુનો નાશ કરનાર

प्रजावतीरनमीवा अयक्ष्मा, मा व स्तेनईशत,
माघशंसो, ध्रुवा अस्मिन् गोपतौ स्यात .

| | |
|---|---|
| ८ [ यूयं ] प्रजायतीः, | ૮ [ તમે ] પ્રજાવાળાં. |
| ९ अनमीवाः | ૯ નીરોગી. |
| १० अयक्ष्माः [स्थ] | ૧૦ [ અને ] ક્ષયાદિ રોગરહિત [ થાઓ. ] |

જે શક્તિ છે તેને ઇન્દ્ર કહેવામાં આવે છે. ( इन् शत्रून् दणाति इति इन्द्रः ) એવા નરેન્દ્રનો ભાગ નરેન્દ્રને હવાલે કરી દીધાથી તે તમારા લાભમાં ઉત્તમ પ્રકારનું રાજ્યતંત્ર ચલાવીને સુરાજ્ય-વ્યવસ્થા દ્વારા તમારી ઉત્તમ આબાદી સાધશે, અને એ રીતે રાજા તથા પ્રજા એક બીજાના સહાયક બનીને, બેઉ જણ હળીમળીને પોતાની સર્વાંગી ઉન્નતિનાં કાર્ય કરતાં રહેશે તો બન્નેની ઉન્નતિ ખાત્રીથી થતી રહેશે. એટલા માટે નરેન્દ્રનો ભાગ તેને હવાલે કરી દેવાનું વિસરવું નહિ. આ પ્રમાણે સુરાજ્ય અને સ્વરાજ્યના તંત્ર નીચે તમે રહેશો તો, ( ૮ થી ૧૦ ) प्रजावतीः, अन् + अमीवाः, अ-यक्ष्माः કહેતાં તમે ઉત્તમ સંતતિવાળાં, નીરોગી વ ક્ષયાદિ રોગ વગરનાં બનીને સુખી જીવન જીવવાને યોગ્ય બનશો. કારણ, ઉત્તમ પ્રકારની કર્તવ્યશીલ સંતતિ પ્રાપ્ત થવી તથા રાષ્ટ્રમાં રોગરાઇનો ઉપદ્રવ ન થાય તેનો આધાર ઉત્તમ રાજ્યવ્યવસ્થા પર જ રહેલો છે. જે રાજ્ય-વ્યવસ્થાને યોગે રોગરાઇ કમી થાય, ઉત્તમ પ્રકારની કાર્યશક્તિવાળી પ્રજા પાકે, તે જ રાજ્યવ્યવસ્થા ઉત્તમ એમ સમજવું. કદાચ કોઈ દુષ્ટ, સ્વાર્થી અગર ચોરવૃત્તિના દુષ્ટ માનવીનો અમલ તમારા પર ચાલુ થાય તો, (૧૧-૧૨) **स्तेनः वः मा ईशत, अघशंसः वः मा ईशत** કહેતાં, ' ચોર તમારો સ્વામી અથવા શાસનકર્તા ન બનો, તેમજ

## वह्वीर्यजमानस्य पशून्पाहि ॥ १ ॥

| | |
|---|---|
| ११ स्तेनः घः मा ईशत | ૧૧ ચોર તમારો સ્વામી ન બનો |
| १२ अघशंसः [ घः ] मा [ ईशत ] | ૧૨ પાપી [ તમારો સ્વામી ] ન [ બનો ] |
| १३ यस्मिन् गोपतौ ध्रुवा स्यात | ૧૩ આ ગોપતિ (ભૂપતિ) પાસે, સ્થિર રહો. |
| १४ बह्वीः ( प्रजाः ) स्यात । | ૧૪ પુષ્કળ (પ્રજા) થાઓ. |

પાપી તરીકે જેની ખ્યાતિ છે એવો દુષ્ટ તમારા પર અધિકાર ન જમાવો.' આનો અર્થ એવો થાય છે કે ચોર અગર પાપીના અમલ નીચે તમે રહેશો નહિ. ચોર અગર પાપી તમારા પર અધિકાર જમાવવા માગે ત્યારે તમે તેનો સામનો કરજો. તેને હરાવીને દૂર દૂર ભગાડી દેજો. 'ચોર અને પાપીના અધિકાર નીચે નહિ જ રહીએ' એવો દઢ નિશ્ચય તમે કરજો. અર્થાત્ કે તમારા શત્રુને સ્વશત્રુ તરીકે જે માનતો હોય, અને તે શત્રુને મિટાવી દેવાને પોતાની તમામ શક્તિ ખર્ચી નાખવાને જે તત્પર હોય, તેવાને જ તમે તમારો ઇન્દ્ર યાને શાસક માનજો અને તેના અધિકાર નીચે તમે આનંદથી રહેજો. (૧૩) अस्मिन् गोपतौ ध्रुवा स्यात કહેતાં આવા પૃથ્વીપતિના અધિકાર (સત્તા) નીચે સુસ્થિર (કાયમ) રહેજો. જે રાજા તમારું ધન લૂંટતો ન હોય તથા તમારી સંગાથે પાપાચાર કરતો ન હોય, એટલું જ નહિ પણ તમારી गौ કહેતાં ભૂમિ-માતૃભૂમિનું ખરા અંતઃકરણપૂર્વક ( पतिः=पाति ) ઉત્તમ પ્રકારે પાલન કરતો હોય એવા રાજાના શાસન તળે આનંદે રહેજો, અને (૧૪) बह्वी स्यात કહેતાં પુષ્કળ રીતે વધજોઃ સંખ્યાની દૃષ્ટિએ,

| १५ यजमानस्य पशून्पाहि । | ૧૫ યજ્ઞ કરનારનાં પશુઓનું પાલન (રક્ષણ) કર. |
|---|---|

ગુણોની દષ્ટિએ, કર્તવ્યની દષ્ટિએ, તેમજ બીજી બધી દષ્ટિએ તમારી અભિવૃદ્ધિ કરતા રહેજો. અર્થાત્ કે તમારી વસતીવાડી જેમ વધવા દેજો, તેમ તમારા ઈતર ગુણોનો પણ વિકાસ થવા દેજો. (૧૫) **यजमानस्य पशून् पाहि** એટલે કે 'યજમાન (કહેતાં યજ્ઞ કરવાવાળા)નાં પશુઓનું રક્ષણ કરજે.' અત્રે યજમાન કોણ, તેનાં પશુ કોણ, અને તેમનું પાલન અથવા રક્ષણ કરવાનું તે કેવી રીતે એનો આપણે વિચાર કરીએ, તો '**आत्मा यजमानः**' (**कौ० ब्रा० १७। ७॥ गौ० ब्रा० उ० ५-४**). '**इन्द्रियाणि पशवः** (**नृ० पू० उं० १। ४**) અહીં પહેલા નંબરનો યજમાન આત્મા ઠરે છે, અને તેનાં પશુ તરીકે દશ ઇંદ્રિઓ ઠરે છે ઇંદ્રિઓ એ આત્મા નામના યજમાનનું પશુધન છે. એ પશુઓ ચરવા કાજે સારે નરસે ઠેકાણે દોડાદોડ કરે છેઃ એમ કરવાનો તેમનો સ્વભાવ છે. એટલા માટે એમના પર દેખરેખ રાખનાર તરીકે કોઇને નીમવો જોઇએ, અને તેની નજર બહાર તેમને જવા દેવાં ન જોઇએ. નહિ તો એ પશુઓ ખેતરમાં આવેલો હરિયાળો ચારો ખાવાને દોટ મૂકશે, અને પરિણામે ભોગવિષયોના ખાધરામાં પટકાશે. બીજા નંબરનો યજમાન યજ્ઞ કરનારો યાજક છે. એનું પશુધન ગાય, વાછરડાં વગેરે ઢોરોનું બનેલું હોય છે. એ ઢોરોનું પણ, તેઓ અવળે માર્ગે ચઢી જાય નહિ એટલા ખાતર, રક્ષણ કરવું ઘટે છે; કારણ કે તેમના દ્વારા પ્રાપ્ત થતાં દૂધ, ઘી યજ્ઞમાં આહુતિ તરીકે અપરાય છે. ત્રીજા નંબરનો યજમાન પ્રજાપાલક રાજા કહેવાય, '**यजमानो ह्येव...प्रजापतिः**' (**श० ब्रा० १। ६। १। २०**) એટલે કે 'પ્રજાનું પાલન કરનાર રાજા એ રાષ્ટ્રનો યજમાન છે'

वसोः पवित्रमसि

| | |
|---|---|
| १६ वसोः पवित्रं असि | ૧૬ તું વસુની શુદ્ધિ કરનારે સાધન છે. |

અને તે राष्ट्रंवा अश्वमेघः । (शा० ब्रा० १३ । १ । ६ । ३; तै० ३ । ८ । ९ । ४) રાષ્ટ્રરૂપી અશ્વમેધનું અનુષ્ઠાન કરે છે. આ પ્રજાપતિ કહેતાં રાજારૂપી યજમાનના રાષ્ટ્રીય મહાયજ્ઞનાં પશુઓ જોવા જઈએ તો તે વિવિધ પ્રકારનાં રાષ્ટ્રકાર્ય કરવાને સારૂ રાજા તરફથી નિમાયલા અધિકારીઓ છે. આ અધિકારીરૂપી પશુઓ કોઈ કોઈ વારે લાંચ રુશવત વગેરે ખાઈને અવળે માર્ગે ઊતરી પડે છે. એટલે આ અધિકારીરૂપી પશુઓ પોતાનાં કર્તવ્ય-કર્મોનું ઉલ્લંઘન ન કરે એટલા ખાતર તેમના ઉપર એક નિરીક્ષક નીમાવો જોઈએ અને તેણે તેમને અવળે માર્ગે જતાં અટકાવવા જોઈએ. આ પ્રમાણે આ મંત્રભાગમાંના ' યજમાન ' ' પશુ ' અને ' તેમના પાલન અથવા રક્ષણ 'નો અર્થ સમજવાનો છે. આ વિશિષ્ટ અર્થની સમજપૂર્વક આ મંત્રનું મનન કરવાથી આ ઉપદેશમાંથી વાચકને પુષ્કળ બોધ મળે તેમ છે. આ પહેલા મંત્રના આવા સામાન્ય પ્રકારના ઉપદેશ પછી કેટલાકના મનમાં એવી લાગણી ઊભી થવાનો સંભવ છે કે " આપણે તો કેવળ અશક્ત અને તુચ્છ પ્રાણી છીએ: આવી જાતની સર્વાંગી ઉન્નતિનું પ્રચંડ કાર્ય સાધવાનું આપણું તે શું ગજું ? આ તુચ્છતાનો ભાવ સમૂળગો ટાળી દેવા ખાતર બીજા મંત્રની અંદર ' મનુષ્યની શક્તિ કેવડી મોટી છે ' તે કહેવામાં આવ્યું છે. મનુષ્ય પોતાને કેવળ તુચ્છ-તાચીજ વસ્તુ સમજે છે, પરંતુ તાત્વિક દષ્ટિએ તેની શક્તિ કેવડી મોટી છે તે જુઓઃ—(૧૬) " वसोः पवित्रं असि " એટલે

-'તું વસ્તુઓને પવિત્ર કરવાનું સાધન છે.' पवित्रं એટલે 'શુદ્ધ કરવાનું સાધન, જેવું કે-ચાળણી, ગળણી વગેરે. [ 'वसूनां पावकश्चास्मि' યાને 'વસુઓને પાવન કરવાવાળો હું છું' એવું ગીતાવચન છે ( ગી. ૧૦-૨૩ ). 'पावक' શબ્દનો અર્થ 'અગ્નિ' તેમજ 'પવિત્ર કરનાર' એવો બે પ્રકારનો થાય છે. આ મંત્રમાંના 'वसोः पवित्रं' એ વાક્યની 'वसूनां पावकः' એ ગીતાવાક્ય સાથે સરખામણી અવશ્ય કરવા જેવી છે. ] વસુના આઠ પ્રકાર છેઃ—'अष्टौ वसवः......अग्निश्च पृथिवी च वायुश्चान्तरिक्षं चादित्यश्च द्यौश्चचन्द्रमाश्च नक्षत्राणि चैते वसव,एते हीदंँसर्वं वासयन्ते ॥ ( શ૦ બ્રા૦ ૧૧ । ૬ । ૬ । ૬ ) એટલે કે-અગ્નિ, પૃથ્વી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચંદ્રમા, અને નક્ષત્રો એ આઠ વસુઓ કહેવાય છે, કેમકે તેઓ બધાંને વસાવે છે યાને બધાંની અંદર રહેલાં છે. બ્રહ્માંડની અંદરના આ વસુઓ પ્રત્યેક પિંડમાં વ્યાપેલા છે. 'પિંડે તે બ્રહ્માંડે' આ ન્યાય બધે જ પ્રસિદ્ધ છે. તે મુજબ આ શરીરની અંદર આ પૃથ્વી આદિ આઠ વસુઓનો નિવાસ હોઇ તેમને પવિત્ર કરવાનું કામ યાને એ વસ્તુઓને ચાળી ગાળીને શુદ્ધ કરી લેવાનું કામ આ ઠેકાણે જીવાત્મા કરતો રહે છે. એટલે આ દેહમાં જ્યાં લગી જીવ હોય ત્યાં લગી દેહ પવિત્ર રહે છે, પણ જ્યાં તે નીકળી ગયો કે લાગલો દેહ અપવિત્ર બની જાય છે. આ આઠ પ્રકારના વસુઓને આ શરીરમાં ધારણ કરીને તેમને પવિત્ર સ્થિતિમાં રાખવાનું કાર્ય આ જીવાત્મા કરતો હોવાથી તેને માટે 'વસુઓને પવિત્ર (પાવન ) કરવાવાળો' એવું અત્રે કથાયું છે. આમ 'જીવાત્મા' એ વસુઓને ધારણ કરવાવાળો અને તેમને પાવન અથવા શુદ્ધ કરવાવાળો હોવાથી તેની યોગ્યતા બહુ જ મોટી

## द्यौरसि, पृथिव्यसि,

| | |
|---|---|
| १७ द्यौः असि । | ૧૭ તું દ્યુલોક છે. |
| १८ पृथिवी असि । | ૧૮ તું પૃથ્વી છે. |

કરે છે. પંચ મહાભૂતો પર અધિકાર ચલાવવાની શક્તિ એ તો તેનો સ્વાભાવિક ગુણ છે. . તો પછી, 'હું શક્તિહીન છું' એવું માનવાને મનુષ્ય માટે કંઇ જ કારણ નથી. ( ૧૭-૧૮ ) " द्यौः असि, पृथिवी असि । " કહેતાં 'દ્યુલોક તું છે, પૃથ્વી લોક તું જ છે, અને અન્તરિક્ષલોક પણ તું જ છે.' આ પ્રમાણે હે મનુષ્ય ! તું જ ત્રિલોકી સ્વરૂપ છે. અર્થાત્ કે તારી પોતાની અંદર જ આ ત્રણે લોક આવેલા છે. " नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौ समवर्तत। पद्भ्यां भूमिः। " ( ઋ. ૧૦-૯૦-૧૪; વા. ય. ૩૧-૧૩ ). એટલે કે નાભિ મધ્યે અંતરિક્ષ, મસ્તક મધ્યે દ્યુલોક, અને પગોમાં ભૂમિનાં સ્થાનક છે, મતલબ કે વિરાટ પુરૂષના બ્રહ્માંડદેહમાં જેમ ત્રિલોકીનું સ્થાન છે, તેમજ જીવાત્માના પિંડદેહમાં પણ તેવું સ્થાન છે. માનવીનું મસ્તક, તેનો મધ્યભાગ અને નીચલો ભાગ એ અનુક્રમે દ્યુ, અંતરિક્ષ અને ભૂલોક છે. આ પ્રમાણે આ ત્રિલોકીનો સામ્રાજ્યવૈભવ મનુષ્યના દેહમાં મોજુદ છે "शिरो देवकोशः । ( અથર્વ ૧૦-૨-૨૭ ) नवद्वारा देवानां पूः...स्वर्गः । (અથર્વ ૧૦-૨-૩૧) એટલે કે 'મસ્તક એ દેવોનો ખજાનો છે. નવદ્વારવાળી આ ( શરીરરૂપી ) નગરી એ સ્વર્ગ છે.' આ બધાં વૈદિક વર્ણનો પરથી, મનુષ્યની શક્તિ કેવડી મોટી છે તેની કલ્પના કરી શકાશે. મનુષ્યની એ શક્તિનો વિકાસ સાધવાનો છે. બીજની અંદર જેવી રીતે વૃક્ષ છુપાયેલું છે, તેવી જ રીતે મનુષ્ય દેહની અંદર ત્રિલોકી સમાયેલું છે. પ્રયત્ન કરવામાં આ

## द्यौरसि, पृथिव्यसि,

| | |
|---|---|
| १७ द्यौः असि । | १७ तुं द्युलोक छे. |
| १८ पृथिवी असि । | १८ तुं पृथ्वी छे. |

ઠરે છે. પંચ મહાભૂતો પર અધિકાર ચલાવવાની શક્તિ એ તો તેનો સ્વાભાવિક ગુણ છે. તો પછી, 'હું શક્તિહીન છું' એવું માનવાને મનુષ્ય માટે કંઇ જ કારણ નથી. (૧૭-૧૮) " द्यौः असि, पृथिवी असि । " કહેતાં 'દ્યુલોક તું છે, પૃથ્વીલોક તું જ છે, અને અન્તરિક્ષલોક પણ તું જ છે.' આ પ્રમાણે, હે મનુષ્ય! તું જ ત્રિલોકી સ્વરૂપ છે. અર્થાત્ કે તારી પોતાની અંદર જ આ ત્રણે લોક આવેલા છે. " नाभ्यां आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौ समवर्तत। पद्भ्यां भूमिः। " (ઋ. ૧૦-૯૦-૧૪; વા. ય. ૩૧-૧૩). એટલે કે નાભિ મધ્યે અંતરિક્ષ, મસ્તક મધ્યે દ્યુલોક, અને પગોમાં ભૂમિનાં સ્થાનક છે, મતલબ કે વિરાટ્ પુરૂષના બ્રહ્માંડદેહમાં જેમ ત્રિલોકીનું સ્થાન છે, તેમજ જીવાત્માના પિંડદેહમાં પણ તેનું સ્થાન છે. માનવીનું મસ્તક, તેનો મધ્યભાગ અને નીચલો ભાગ એ અનુક્રમે દ્યુ, અંતરિક્ષ અને ભૂલોક છે. આ પ્રમાણે આ ત્રિલોકીનો સામ્રાજ્યવૈભવ મનુષ્યના દેહમાં મોજુદ છે. "शिरो देवकोशः। (અથર્વ ૧૦-૨-૨૭) नवद्वारा देवानां पूः...स्वर्गः। (અથર્વ ૧૦-૨-૩૧). એટલે કે 'મસ્તક એ દેવોનો ખજાનો છે. નવદ્વારવાળી આ (શરીરરૂપી) નગરી એ સ્વર્ગ છે.' આ બધાં વૈદિક વર્ણનો પરથી, મનુષ્યની શક્તિ કેટલી મોટી છે, તેની કલ્પના કરી શકાશે. મનુષ્યની એ શક્તિનો વિકાસ સાધવાનો છે. બીજની અંદર જેવી રીતે વૃક્ષ છુપાયેલું છે, તેવી જ રીતે મનુષ્ય દેહની અંદર ત્રિલોકી સમાયેલું છે. પ્રયત્ન કરવામાં આવે

## मातरिश्वनो घर्मोसि, विश्वधाऽअसि,

| | |
|---|---|
| १९ मातरिश्वनः घर्मः अस्ति । | ૧૯ તું પ્રાણની ઉષ્ણતા છે, |
| १० विश्वधा अस्ति । | ૨૦ તું સહુનો ધારક છે. |

તો તેની આ શકિત વૃદ્ધિંગત થતી દેખાય. અહીં દેખાડવાનું છે તે એ જ કે મનુષ્ય વાસ્તવિક રીતે કંઇ દુર્બળ નથી. એટલે તે જો પોતાની ઉન્નતિ માટે યત્ન કરશે તો પુષ્કળ પ્રમાણમાં તેનો વિકાસ થશે જ થશે. આ ઉપદેશ પ્રસ્તુત મંત્રભાગનો હોઈ મનુષ્યમાત્રે બરાબર લક્ષમાં લેવો ઘટે છે. ( ૧૯ ) " मातरिश्वनः घर्मः अस्ति । " યાને ' પ્રાણની ઉષ્ણતા તું છે. ' શરીરની અંદર જ્યાં લગી પ્રાણની હાજરી હોય છે, ત્યાં લગી જ શરીરમાં ઉષ્ણતા ટકે છે, પ્રાણ નિસરી ગયા કે સઘળું શરીર ઠંડુંગાર બની જાય છે. ' मा-तरि-श्वा 'નો અર્થ ' આકાશમાં સંચરનારો વાયુ ' એવો થતો હોઈ એ માતરિશ્વા જ માનવ શરીરમાં પ્રાણ રૂપે કાર્ય કરે છે. પરંતુ જીવાત્માની હાજરી શરીરમાં જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી જ પ્રાણની હાજરી તેમાં રહે છે અને તે શરીરને ઉષ્ણ રાખે છે. અર્થાત્ કે ઉષ્ણતા રાખવાનું કામ પ્રાણ દ્વારા જીવાત્મા જ મુખ્યત્વે કરે છે, એવું અહીં કહેવાયું છે. એ ઉદ્દેશપૂર્વક આ વર્ણન દ્વારા જીવાત્માની જ એક શકિતનું વર્ણન અત્રે કરવામાં આવ્યું છે; અને બાહ્ય વાયુને તાબામાં લઇ શરીરને ઉષ્ણ રાખનારો ' હું 'જ છું' એવો બોધ મળે છે. ( ૨૦ ) ' विश्व-धा अस्ति ' કહેતાં ' તું સર્વને ધારણ કરવાવાળો છે. ' ત્રિલોકીને ધારવાવાળો આ જીવાત્મા છે એવું તો આ પહેલાંના ૧૭ થી ૧૯ મંત્રભાગોના વિવેચનમાં બતાવાઈ ગયું છે. ત્રિલોકી એટલે જ વિશ્વ. બ્રહ્માંડમાંનું વિશ્વ જેમ

परमेण धाम्नादृँहस्व, मा ह्वाः,

| | |
|---|---|
| २१ परमेण धाम्ना दृँहस्व । | ૨૧ તું પરમધામની સહાયથી વિકસ. |
| २२ माह्वाः । | ૨૨ કુટિલ થઇશ મા. |

પરમાત્મા ધારણ કરે છે, તેમજ પિંડ મધ્યેનું વિશ્વ આ જીવાત્મા ધારણ કરે છે. પિંડાભિમાની જીવાત્મા શરીર છોડીને નીકળી જાય છે, ત્યારે એકલું અટુલું બનેલું આ શરીર સડવા માંડે છે: તે પરથી જ જીવાત્મા વિશ્વનું ધારણ કેવી રીતે કરે છે તેનો ખ્યાલ આવશે. પરમાત્મા એ બ્રહ્માંડના વિશ્વનો ધારક છે અને જીવાત્મા એ પિંડસ્થ વિશ્વનો ધારક છે. પહેલો એટલે કે પરમાત્મા '**પરમપિતા**' છે, અને બીજો એટલે કે જીવાત્મા એ તેનો '**અમૃતપુત્ર**' છે. આમ હોઇ પુત્ર પોતાના પિતાને આશરે વિકસે છે વા ઉન્નત થાય છે, એ જ વાત આના પછીના મંત્ર-ભાગમાં કહ્યાઇ છે. (૨૧) "**परमेण धाम्ना दृँहस्व,**"નો માયનો 'તું પરમધામની સહાય વડે વધ કહેતાં વિકાસ પામ' એવો થાય છે. '**परमधाम**' એટલે કે 'મોટું ઘર.' અને મોટું ઘર તો જીવાત્માનો પિતા-જે પરમાત્મા તેનું જ કહેવાય ને? જીવાત્માનું ઘર એ **સૂક્ષ્મધામ** કહેવાય. એ **સૂક્ષ્મધામ**ને નિજ શક્તિના વિકાસપૂર્વક વિશાળ બનાવવાનું છે. પરમધામની અંદર સૂર્યાદિ જે દિવ્ય પદાર્થો છે, તેમનો જ અંશ આપણા આ સૂક્ષ્મ-ધામમાં નેત્રાદિ સ્થાનકોમાં સૂક્ષ્મ રૂપે મોજુદ છે. એટલે જ નેત્રોની શક્તિ સૂર્યના પ્રકાશ દ્વારા વૃદ્ધિ પામે છે અને અંધકારના યોગે ઓછી થાય છે. આટલા પરથી 'વૃદ્ધિ કિંવા વિકાસ'નો નિયમ વાચકોના ખ્યાલમાં સહેજે આવી જશે. અર્થાત્ કે આપણા શરી-

## मा ते यज्ञपतिर्ह्वार्षीत् ॥ २ ॥

| | |
|---|---|
| २३ ते यज्ञपतिःमाह्वार्षीत् । | ૨૩ તારો યજ્ઞપતિ કુટિલ ન બનો. |

રમાં રહેલાં સૂક્ષ્મ તત્ત્વોનો વિકાસ વિશ્વમાં રહેલાં મહત્ તત્ત્વોની સહાયથી જ કરવાનો છે. વિકાસ વા ઉન્નતિનો એ જ નિયમ છે. ઉન્નતિના સઘળા નિયમો આ મુદ્દા પર જ રચાયા છે. એટલે જ મંત્રમાં કથાયું છે કે, તું " **પરમધામની સહાય વડે નિજ સૂક્ષ્મધામને દૃઢ કર ( એટલે કે વિકસાવ. ).** " ( ૨૨ ) **माह्वाः** એ મંત્રભાગથી ' તું કુટિલ થઇશ મા ' એવું ઉપદેશાયું છે. મનુષ્યમાં કુટિલતા દાખલ થઈ એટલે તેનો નાશ થયો જ સંમજવો. શરૂશરૂમાં તો કુટિલતાથી ફાયદો થાય છે એમ મનુષ્યને લાગે છે. પરંતુ છેવટ પર્યંતનો વિચાર કરી જોવાથી તરત જ ખ્યાલમાં આવી જાય છે કે ' કુટિલતા દ્વારા કુટિલતા આચરનાર મનુષ્યનો પોતાનો જ નાશ થાય છે. મતલબ કે કુટિલતા આત્મઘાતક છે. ( ૨૩ ) **ते यज्ञपतिः मा ह्वार्षीत्** કહેતાં ' તારો યજ્ઞપતિ કુટિલ ન બનો. ' અર્થાત્ કે જે કર્મ પાછળ તું તારી શક્તિ અર્પે તે કર્મ જો સામુદાયિક કહેતાં જાહેર હિતનું હોય, તો તે સામુદાયિક કાર્યનો મુખ્ય સંચાલક સુદ્ધાં કુટિલ ન બનવો જોઇએ. કારણ કે મુખ્ય સંચાલકમાં કુટિલતાનો દોષ દાખલ થતાં તેના બધા જ અનુયાયીઓ કુટિલ બનશે અને પરિણામે સહુનો જ નાશ થશે. એટલે જ આ યજુર્વેદમાં જે કર્મો વિષે કહેવામાં આવ્યું છે તે બધાં ' अ-ध्वर ' કહેતાં અકુટિલ અથવા અહિંસાપૂર્ણ કર્મો સમજવાનાં છે. અકુટિલ કર્મોનું આચરણ એનું જ નામ યજ્ઞ છે. ' સમુદાયમાંની પ્રત્યેક વ્યકિત, આખો સમુદાય અને સમુદાયનો

**वसोः पवित्रमसि शतधारं, वसोः पवित्रमसि सहस्रधारम् । देवस्त्वा सविता पुनातु वसोः पवित्रेण शतधारेण सुप्वा, कामधुक्षः ॥ ३ ॥**

| | |
|---|---|
| २४ वसोः शतधारं पवित्रं असि । | २४ तुं सेंकडो धारावाळा वसुओनी शुद्धि करवानुं साधन छे. |
| २५ वसोः सहस्रधारं पवित्रं असि । | २५ तुं हजारो धारावाळा वसुओनी शुद्धि करवानुं साधन छे. |

नेता : ए बधां ज सरळ वर्तनवाळां होय, अने ते पैकी कोई ज कुटिल न बने'—ए ज आ बे मंत्रभागोनो भावार्थ छे. (२४-२५) **वसोः शतधारं सहस्रधारं पवित्रं असि ।** एटले के 'वसुओने शुद्ध करवानुं सेंकडो ने हजारो धाराबाळुं साधन तुं ज छे.' [ अगाउ १६मा मंत्रभागना स्पष्टीकरणमां जे कहेवामां आव्युं छे ते अहीं वाचकोए फरी जोई जवुं. तेमां सूचवेलुं पवित्रकरण वा शुद्धिकरणनुं कार्य जीवात्मा पोताना हजारो धाराप्रवाहोथी करे छे, एवुं अत्रे प्रतिपादन थयेलुं छे ]. जीवात्मानी शक्ति आ शरीरमां अने आ जगतमां अनंत रीते कार्य करी रही छे, ए आ मंत्रभागो द्वारा देखाडवामां आव्युं छे. आ जीवात्माना परमधाममां रहेवावाळो परमपिता परमात्मा होई तेनामां ज उपरोक्त आठ वसुओने पवित्र करवानी—शुद्ध करवानी, शक्ति छे ज छे, अने ए शक्तिना हजारो प्रवाह द्वारा ए समग्र विश्वनुं पवित्रकरण करतो रहे छे. ए ज परमपिता तारुं कहेतां मनुष्यनुं पवित्रकरण करो, एम आना पछीना मंत्रभागमां कहेवायुं छे. (२६) "**सु-प्वा सवितादेवः शतधारेण वसोः पवित्रेण त्वा पुनातु ।** एटले सर्वने उत्तम प्रकारे पवित्र करनारो सर्वनो

| | |
|---|---|
| २६ सुप्वा सविताँदेवः शत-धारेण वस्तोः पवित्रेण त्वा पुनातु । | ૨૬ ઉત્તમ રીતે પવિત્ર કરનાર સર્વનો ઉત્પાદક દેવ સેંકડો ધારા દ્વારા વસ્તુઓને પવિત્રીકરણ કરવાના સાધન વડે તને પવિત્ર કરો. |
| २७ कां अधुक्षः ? | ૨૭ તેં કઇ (ગાય)નું દૂધ કાઢયું છે વારૂ ? |

ઉત્પાદક દેવ સેંકડો ધારા દ્વારા વસ્તુઓનું પવિત્રીકરણ કરવાના સાધન વડે તને પવિત્ર કરો.' અર્થાત્ કે હે મનુષ્ય ! આ જગનિયંતા પરમેશ્વર તરફ જો તું વળીશ, તો તે તારૂં પવિત્રકરણ સર્વ રીતે કરશે જ કરશે. પણ તે માટે તારૂં મન તારે તેના પ્રત્યે વાળવું જોઇશે. તેમ થશે તો જ તું પવિત્ર બનીશ અને ઉન્નત પણ થઇશ. પણ તેને છોડીને તું બીજી તરફ વળીશ તો તારી અવનતિ જ થશે. આ વાત તું ધ્યાનમાં રાખજે. [ પાછળ આવી ગયેલા ૧૭ થી ૨૦ નંબરના મંત્રભાગોમાં 'તારા આ સૂક્ષ્મ ધામમાં સ્વર્ગ પણ છે' એવું કહેવાયું છે, એટલે સ્વર્ગીય કામધેનુની હાજરી પણ ત્યાં હોય જ. 'એ કામધેનુનું દૂધ તું પીએ છે ખરોને ? કે પછી એ કામધેનુનું અમૃત છોડીને બીજા કશા વિષનું પાન તું કરે છે ? એની તપાસ કરવાના ઉદ્દેશથી આગળનો પ્રશ્ન પૂછાયો છે કે-] ( ૨૭ ) कां अधुक्षः ? યાને 'કઇ ગાયનું દૂધ તેં દોહ્યું વારૂ ?' અર્થાત્ કે આ સ્વર્ગીય કામધેનુઓ પૈકી કઇ ધેનુનું દૂધ તારા પીવામાં આવ્યું છે ? કહેવાની મતલબ એ છે કે જીવનના પૂર્વ ભાગમાં શું કર્યું છે તેનો વિચાર વાચકોએ આ ઠેકાણે કરવાનો છે. અહીં એવી શંકા કેટલાકને થવાનો સંભવ છે કે અમારી પાસે તે વળી કઇ કામધેનુ છે ?' આનો ખુલાસો આગ-

## साविश्वायुः, साविश्वकर्मा, साविश्वधायाः ।

| | |
|---|---|
| २८ सा विश्वायुः, | ૨૮ તે સર્વ આયુષ્ય [ રૂપી એક કામધેનુ તારી પાસે છે. ] |
| २९ सा विश्वकर्मा, | ૨૯ તે સર્વ કર્મશક્તિ [ રૂપી બીજી કામધેનુ તારી પાસે છે.] |
| ३० सा विश्वंधायाः । | ૩૦ તે સર્વ ધારકશક્તિ [ રૂપી ત્રીજી કામધેનુ તારી પાસે છે.] |

ળના મંત્રભાગમાં કરવામાં આવ્યો છે કે-( ૨૮-૩૦ ) " सा विश्वायुः, सा विश्वकर्मा, सा विश्वधायाः એટલે કે સર્વ આયુષ્ય; સર્વ કર્મશક્તિ, સર્વ ધારકશક્તિ રૂપી ત્રણ કામધેનુઓ અહીં સમજવાની છે. આ ત્રણ કામધેનુઓ પ્રત્યેક જણની કને હોય છે. તે પૈકી કોણે કઇ કામધેનુનું દૂધ કાઢ્યું ને તે પીને કેવા પ્રકારની પુષ્ટિ પ્રાપ્ત કરી તેનો વિચાર જેણે તેણે કરી લેવાનો છે. કોણે પોતાનું આયુષ્ય વધારીને દીર્ઘજીવન પ્રાપ્ત કર્યું ? કોણે પોતાની કર્મશક્તિ વધારીને ઉત્તમ પ્રકારના પુરૂષાર્થ દ્વારા સવિશેષ યશ સંપાદન કર્યો ? અને કોણે પોતાની ધારકશક્તિમાં વધારો કરી પુષ્કળ લોકોનું ધારણ પોષણ કર્યું વારૂ ?—આ પ્રશ્નોના ઉત્તર જેણે તેણે પોતપોતાના આચારવ્યવહારનો વિચાર કરીને આપવા રહે છે. આજ પર્યંત આ દિશામાં કંઇ જ થઇ શક્યું ન હોય તો તે ભારે ભૂલ થઇ ગઈ છે એમ માનીને હવે વધુવાર તે ભૂલ ચાલુ રહેવા ન દેવી; એટલે ઉન્નતિનો થોડોશો પંથ કાપવાનું તો બની આવશે જ. પ્રત્યેક મનુષ્યની અંદર આયુષ્ય, કર્તૃત્વશક્તિ અને ધારકશક્તિ રહેલાં હોય તેમના યોગે તે પોતાની સર્વ પ્રકારની ઉન્નતિ કરી શકે છે, એવો ભાવાર્થ આ મંત્રનો છે.

## इन्द्रस्य त्वा भागꣳसोमेनातनच्मि

| | |
|---|---|
| ३१ इन्द्रस्य भागं त्वा सोमेन 'आतनच्मि । | ૩૧ ઇન્દ્રના ભાગ રૂપે તને [ હું ] સોમ વડે વિસ્તૃત કરૂં છું. |

(૩૧) " इन्द्रस्य भागं त्वा सोमेन आतनच्मि " 'તું કે જે ઇન્દ્રનો ભાગ છે તેને હું સોમ વડે વધારૂં છું.' આ મંત્રનો ભાવ બરાબર સમજવા સારૂ ઉન્નતિનો એક નિયમ સમજી લેવાની અત્રે જરૂર છે. '**ઇન્દ્રને સોમ વડે વધારવો**' કિંવા '**સોમની સહાયથી ઇન્દ્રની શક્તિ વધે**' એ નિયમ અત્રે રજૂ થયો છે. વેદ તથા ઉપનિષદની અંદર 'ઇન્દ્ર-સોમ, પ્રાણ-રયિ, સૂર્ય-ચંદ્ર' ઇત્યાદિ પુષ્કળ 'જોડ-દેવતા' વાચક શબ્દો વિલક્ષણ સાંકેતિક અર્થમાં વપરાયા છે. '**ધન-ઋણ**' એ અર્થમાં પુષ્કળ ઠેકાણે આ શબ્દ વપરાયો છે. ('પ્રશ્નોપનિષદ' જુઓ). 'ધન' અને 'ઋણ' એ બે શકિત પરસ્પરની પોષક છે. ખાસ કરીને ઋણવાનના સંબંધથી ધનવાન પુષ્ટ બને છે, એ તો આપણે સ્વનજરે નિહાળીએ છીએ. અનેક શરીરોની રયિ કિંવા સોમ શકિત પણું એક આત્માની ઇન્દ્રશકિતને પ્રકાશિત કરે છે, એમ યોગ્ય વિચારને અંતે સમજી શકાશે. 'ઇન્દ્ર' શબ્દનો 'જીવાત્મા, રાજા, સૂર્ય અને પરમાત્મા' ઇત્યાદિ અર્થ થાય છે. આ ઇન્દ્રાર્થના ક્રમાનુસાર 'શરીર, પ્રજા, ગ્રહમાળા, અને સૃષ્ટિ' એ સોમ કિંવા રયિશકિત છે. ( અર્થાત્ કે શરીર એ જીવાત્માની, પ્રજા એ રાજાની, ગ્રહમાળા એ સૂર્યની, અને સૃષ્ટિ એ પરમાત્માની રયિશકિત છે ). આ જે તે રયિશકિત પોતપોતાના ઇન્દ્રની શકિત પ્રકટ કરે છે. સ્થૂળ-સૂક્ષ્મ શરીરો દ્વારા આત્માનો વૈભવ પ્રકટ થાય છે, પ્રજા વડે રાજા શોભે છે, ગ્રહમાળા દ્વારા સૂર્યનું મહત્ત્વ લક્ષમાં આવે

છે, અને સૃષ્ટિ દ્વારા પરમેશ્વરની શક્તિની કલ્પના આવે છે. **'મુખ્યની આબાદી અર્થે ગૌણોની શક્તિ ખર્ચાય'** આ નિયમ છે. અનેક સૈનિકોના ભોગે મેળવેલા યશથી સેનાપતિ યશસ્વી બને છે, અનેક માંડલિકોના સંગઠિત પ્રયત્નોના પ્રતાપે સમ્રાટનો વિજય સિદ્ધ થાય છે, તેવી જ રીતે આપણા શરીરની અનેક ઇન્દ્રિયોના ધર્માનુષ્ઠાનને પ્રતાપે જીવાત્માની શક્તિનો વિકાસ થાય છે. સોમ વડે ઇન્દ્રને બઢાવવાનો આશય આવો સમજવાનો છે. " તું ઇન્દ્રનો ભાગ હોઇ તને હું સોમ વડે વિકસાવું છું. " આ મંત્ર સાધકને ઉદ્દેશાયલો હોઈ કહે છે કે " હે સાધક ! તું ઇન્દ્રનો અંશ છે, તેથી તારી વૃદ્ધિ વા તારો વિકાસ સોમ દ્વારા થવાનો છે. " ઇન્દ્રનો ભાગ એ જીવ છે. વિશ્વવ્યાપક ઇન્દ્રશક્તિનો જે અંશ આ દેહમાં આવ્યો છે, તે ઇન્દ્રનો અંશ માત્ર ભલેને હોય પણ વસ્તુતઃ છે તો ઇન્દ્ર જ, અગ્નિનો અંશ અને અગ્નિ જેમ એક છે તેમજ. તેવી જ રીતે જીવાત્મા એ પણ નાનકડો ઇન્દ્ર જ છે. તે સોમ શક્તિના યોગથી વધવાનો છે. એટલા સારૂ આપણે સોમશક્તિનો ઉપયોગ કેવી રીતે કરવો અને આપણી ઉન્નતિ કેવી રીતે સાધવી તે નક્કી કરવું જોઇએ. એમ કરવું એનું જ નામ વિદ્યા. શરીર દ્વારા આત્માની ઉન્નતિ કેવી રીતે કરી લેવી, સોમાદિ વનસ્પતિના યોગે શરીરને નીરોગી અને પુષ્ટ કેમ કરવું, એ બધાનો વિચાર આ વિદ્યાની અંદર સમાવિષ્ટ થાય છે. સાધકની ઉન્નતિ શક્ય બને એટલા ખાતર, સૃષ્ટિ મધ્યે, સોમ-શક્તિ પરમેશ્વરે ભરપૂર તૈયાર રાખી છે. સાધકોએ એ શક્તિનો ઉપયોગ મોજ પડે તેટલો કરીને પોતપોતાની ઉન્નતિ કરી લેવાની છે. એટલે જ આ મંત્રથી પરમેશ્વર આશ્વાસન આપે છે કે " હે સાધક! તું ઇન્દ્રનો અંશ છે, ને તારો વિસ્તાર અગર વિકાસ

## विष्णो हव्यं रक्ष ॥ ४ ॥

| | |
|---|---|
| ३२ विष्णो ! हव्यं रक्ष | ૩૨ હે વિષ્ણુ ! આ હવ્યનું રક્ષણ કર. |

સોમશક્તિ દ્વારા થવાનો છે.' આ ઉપદેશથી, ઉન્નતિનું સાધન કયું તે લક્ષમાં આવી શકશે. (૩૨) "विष्णो ! हव्यं रक्ष ।" એટલે કે "હે વિષ્ણુ ! આ હવ્યનું તું રક્ષણ કર." 'વિષ્ણુ' એટલે 'વ્યાપક દેવ'. ( वेवेष्टि व्याप्नोति ) સચરાચર સકળ સૃષ્ટિમાં વ્યાપી રહેલો સર્વવ્યાપી દેવ તે જ વિષ્ણુ. ભક્ત એ સર્વવ્યાપી દેવની પ્રાર્થના કરે છે કે-'હે દેવ ! આ હવિ એટલે કે આ અર્પવાયોગ્ય પદાર્થ તારે માટે આણેલો છેઃ તેની રક્ષા હવે તું જ કરજે!' અહીં 'હવિ' શબ્દનો પ્રયોગ 'આત્મ સર્વસ્વ'ના અર્થમાં જ થયેલો છે. એટલે એ અર્થ ઘટાવતાં મંત્રનો અર્થ આવો થાય કે-"હે દેવ! મેં તો મારૂં સર્વસ્વ તને અર્પણ કરી દીધું છે. હવે 'મારૂં' એવું કશું જ અહીં અવશિષ્ટ નથી કારણ કે હું તો મારૂં સર્વસ્વ તને અર્પણ કરી ચૂકયો છું. એટલે એનું રક્ષણ તારે જેમનું કરવું હોય તેમનું કરજે. સોમશક્તિ દ્વારા જેવો વિકાસ તારે કરવો હોય તેવો કર અને મારી ઉન્નતિ સાધ!' હવે મારૂં પોતીકું, મારૂં સ્વતંત્ર એવું કંઇ જ નથીઃ બલ્કે હવેથી તો 'હું જ તારો' થઇને રહેવાનો છું. મારાં કર્તવ્યકર્મો મારે હાથે યોગ્ય રીતે થતાં રહે અને મને તારા તરીકે આ જગતમાં વર્તતાં આવડે એટલા માટે હું આ પ્રતિજ્ઞા કરૂં છું કે- (૩૩) "व्रतपते अग्ने ! व्रतं चरिष्यामि, तत् शकेयं, मे तत् राध्यतां, इदं अहं अनृतात् सत्यं उपैमि ।" અર્થાત્ કે "હે વ્રતપાલક તેજસ્વી પ્રભુ ! હું એક વ્રત લઉં છું,..

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मेराध्यताम् ।
इदमहमनृतात्सत्यमुपैमि ॥ ५ ॥

| | |
|---|---|
| ३३ व्रतपते अग्ने ! | ૩૩ હે વ્રતપાલક તેજસ્વી પ્રભો ! |
| व्रतं चरिष्यामि, | હું વ્રતનું આચરણ કરીશ, |
| तत् शकेयम् , | એ વ્રત બને , સાધ્ય બને, |
| मे तत् राध्यताम् । | મારું એ વ્રત સિદ્ધ થાઓ, |
| इदं अहं अनृतात् | આ હું અસત્યને છોડીને |
| सत्यं उपैमि ॥ | સત્યનો સ્વીકાર કરું છું. |

તે મારાથી પળાય, અને પૂરેપૂરું પાર પડે. એ વ્રત આ કે " હું અસત્યના ત્યાગપૂર્વક સત્યનો સ્વીકાર કરું છું. " મતલબ કે '**સત્યપાલન**' એ મોટું વ્રત છે. જીવતાં લગી તે આચરવાનું છે. "**સત્યની ખોળ કરવી, સત્ય દેખાતાં જ તેને સ્વીકારી લેવું, હમેશાં સત્યના પક્ષમાં રહીને જીવનવહેવાર ચલાવવો.** સત્યને કાજે આત્મસમર્પણ કરવું એટલું જ નહિ, **પણ સત્યની ખાતર નિજ પ્રાણ ન્યોછાવર કરવા પડે તો તે પણ કરવા**,' એવું મહાવ્રત આ સત્યપાલનનું છે. વેદ તેમ જ ઉપનિષદ બન્ને પ્રતિપાદન કરે છે કે " **हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितंमुखं । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥** ( કાણ્વ યજુ૦ ૪૦ । ૧૫; ઈશ ઉ૦ ૧૫; વા૦ ય૦ ૪૦ । ૧૭ પૂર્વાર્ધ )

અર્થાત્ કે ' સુવર્ણના ઢાંકણાથી સત્ય ઢંકાયેલું છે. સત્યની ઝાંખી કરવી હોય તો એ સોનાનાં ઢાંકણને ખસેડી લે. ' આ પ્રમાણે આ જ વેદના છેલ્લા અધ્યાયમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સુવર્ણના મોહમાં સત્ય અટવાઇ ન જાય, વિસારે ન પડે એટલા માટે આ પ્રથમ અધ્યાયમાં જ આ સત્યપાલનની પ્રતિજ્ઞા

## कस्त्वा युनक्ति, सत्वा युनक्ति ।

| | |
|---|---|
| ३४ कः त्वा युनक्ति ? | ૩૪ કોણ તને પ્રવૃત્ત કરે છે ? |
| ३५ सः त्वा युनक्ति · | ૩૫ તે તને પ્રવૃત્ત કરે છે. |

રજૂ કરવામાં આવી છે. લોભને છોડયા વગર સત્યપાલનની શકયતા નથી અને સત્યપાલન વગર આત્મશક્તિનો વિકાસ થવાનું શકય નથી. આત્મોન્નતિ ખપતી હોય તો સત્યપાલન અનિવાર્ય સમજવાનું છે. સાધકે આ મહાવ્રત ખુદ આચરવું જોઇએ. સાધકની ઉન્નતિ માટે પરમેશ્વરે જગતની અંદર સોમશક્તિ ભરપટ્ટે ભરી હોય, અને સાધકે પોતાની લાગવૃત્તિ ફાવે તેટલા પ્રમાણમાં ખીલવી હોય, છતાં એ બધાંને યોગે પોતાનું વધારેમાં વધારે કલ્યાણ સધાય એવી જો સાધકની ઇચ્છા હોય, તો તો સત્યપાલનના મહાવ્રતનું આચરણ એકનિષ્ઠાથી તેણે કરવું જ જોઇએ. ઉન્નતિનું ખરું સાધન એ જ છે. (૩૪, ૩૬) कः त्वा युनक्ति ? कस्मै त्वा युनक्ति ? એટલે કે "કોણ તને કાર્યમાં જોડે છે ?" અને ' શા સારૂ તને કામમાં જોડે છે ! " એનો વિચાર કર. કામ કરવાની પ્રેરણા આપણા હૃદયમાં જે કરે છે તે કોણ છે અને શા માટે તે પ્રેરણા કરે છે, એનો વિચાર હરેક મનુષ્યે કરવો જોઇએ. આપણને જે પ્રેરણા થાય છે તે કયાંથી થાય છે, તેની તપાસ કરવી અને તેનો વિચાર કરી તે પ્રેરણા કરનારનો પત્તો મેળવવો એ અત્યંત જરૂરનું છે. [ ઉપનિષદો પૈકી केन उपनिषद्‌માં અને અથર્વ વેદમાંના केन सूक्त ( અથર્વ ૧૦-૨ ) માં આ પ્રેરકનો વિશેષ રૂપે વિચાર ચૂંચેલો છે. વાચકોએ આ સૂક્તો અવશ્ય જોઈ લેવાં ]. આ અધ્યાયના હવે પછીના બે મંત્રભાગોમાં આ બે પ્રશ્નોના જવાબ આપવામાં આવ્યા છે. ( ૩૫, ૩૭ ) " स त्वा युनक्ति, तस्मै

कस्मै त्वा युनक्ति, तस्मै त्वा युनक्ति ।
कर्मणे वां, वेषाय वाम् ॥ ६ ॥

| | |
|---|---|
| ३६ कस्मै त्वा युनक्ति ? | ૩૬ શાં માટે તને પ્રવૃત્ત કરે છે?- |
| ३७ तस्मै त्वा युनक्ति । | ૩૭ તેને માટે તને પ્રવૃત્ત કરે છે. |
| ३८ कर्मणे वाम् [ युनक्ति ] | ૩૮ કર્મ માટે તમને બેને પ્રવૃત્ત કરે છે. |
| ३९ वेषाय वाम् [ युनक्ति ] | ૩૯ ઘર માટે તમને બેને પ્રવૃત્ત કરે છે. |

त्वा युनक्ति ।" એટલે કે 'તે ( કહેતાં આત્મા ) તને કર્મ કરવાની પ્રેરણા કરે છે, અને તે તેને સારૂ ( એટલે કે સત્ય ધર્મના દર્શન સારૂ ) તને પ્રેરણા કરે છે ( કર્મમાં જોડે છે ). રથને જેમ ઘોડા જોડેલા હોય છે, તેમ મનુષ્ય માત્ર આ કર્મ રૂપી રથ સંગે જોડાયલા હોય છે. તેથી જ સઘળાં મનુષ્યો કંઇ નહિ ને કંઇ કાર્ય કર્યા જ કરે છે. તેમની આ કર્મપ્રવૃત્તિ શુભ માર્ગે વળે એટલા ખાતર વિરૂદ્ધ કર્મો કયાં અને અનુકૂળ કર્મો કયાં તે સૂચવીને મનુષ્યને પ્રતિકૂળ કિંવા વિરૂદ્ધ કર્મોથી નિવૃત્ત કરી શ્રેષ્ઠતમ કર્મ વિષે પ્રવૃત્ત કરવો જોઇએ. કારણ કે શ્રેષ્ઠતમ કર્મમાં પ્રવૃત્ત થયેલો મનુષ્ય પોતાની ઉન્નતિ ઝટ સાધી શકે છે. એટલે જ આ પછીના મંત્રભાગોમાં કહેવાયું છે કે ( ૩૮, ૩૯ ) "कर्मणे वां, वेषाय वां युनक्ति ।" એટલે કે 'શ્રેષ્ઠ કર્મ માટે તથા ગૃહપ્રવેશ અર્થે તમને બન્નેને તે કર્મ સંગાથે જોડે છે અથવા કર્મમાં પ્રવૃત્ત કરે છે. 'કર્મ' શબ્દથી શ્રેષ્ઠતમ કર્મ સમજવું એવી સ્પષ્ટતા તો આ પહેલાં ( આજ,અધ્યાયની ૪ થી ટીપણીમાં ) કરવામાં આવી છે જ. શરૂ શરૂમાં તો મનુષ્યને સારાં નરસાં ગમે તે કર્મ કરવાની પ્રેરણા

ઉદ્ભવે છે. નરસાં કિંવા બૂરાં કર્મોનાં ભયંકર પરિણામ આવે છે એવો અનુભવ વારંવાર થવા માંડતાં તે તેવાં કર્મો કરવાનો નાદ છોડી દે છે અને સત્કર્મોમાં જ પ્રવૃત્ત થાય છે. આવી રીતે ખાલી કર્મની પ્રવૃત્તિ સુદ્ધાં મનુષ્યનો રાહ સુધારે છે અને એને વાજબી ઝોક આપે છે. 'કર્મ ચિત્તશુદ્ધિ કરે છે.' એવું જે કહેવામાં આવે છે તે આનું જ નામ. 'કર્મ કરવાં તે શાને સારૂ ? કર્મનો અંતિમ ઉદ્દેશ શો ? એવી શંકા ઉપસ્થિત થવાનો અત્રે સંભવ છે. તેથી તેના સમાધાન દાખલ 'वेषाय' એટલે કે 'ઘર સારૂ કિંવા ગૃહપ્રવેશ મેળવવા સારૂ' એ પ્રયોગ થયેલો છે. 'वेश' અગર 'वेष' એ શબ્દનો અર્થ 'ઘર' કિંવા 'પ્રવેશ' એવો થાય છે. સાધક પોતાના ઘર ભેગો જલદી જલદી થઇ શકે, અને જે દિવ્ય સ્થાનમાં તેનો પ્રવેશ હજી સુધી થઇ શકયો નથી, તે સ્થાનમાં તે સુગમતાથી પહોંચી જઇ શકે તેટલા સારૂ તે કહેતાં આત્મા સાધકને કર્મની પ્રેરણા કરે છે. આ કર્મો કર્યાથી સાધક પોતાને ઘેર જલદી પહોંચે છે અને ત્યાં તેનો પ્રવેશ પણ સુગમ બને છે. "वां युनक्ति" એટલે કે તમને બન્નેને તે કામમાં જોડે છે. આ બે તે કોણ ? જ્ઞાની–અજ્ઞાની, સબળ–નિર્બળ, અધિકારી–અનધિકારી એવા બે પ્રકારના લોકો હોય છે, તે બેઉ પ્રકારનાને તે પ્રેરણા કરે છે. મનુષ્યની અંદર પુરુષાર્થ કરવાની જે પ્રવૃત્તિ હોય છે તે આ કારણને લીધે જ હોય છે. અને એ પ્રવૃત્તિને લીધે મનુષ્યની ઉન્નતિ શકય બને છે. પુરુષાર્થ કરવો, કિંવા પ્રશસ્ત કર્મો કરવાં તે શાને સારૂ કરવાં એવું, વખત છે ને કોઇ પુછે, તો તેનો ઉત્તર એ છે કે આપણી અંદરનો દુષ્ટ ભાવ દૂર થાય, સમાજમાંનાં દુષ્ટ માણસો દૂર થાય, અને સર્વ કોઇનું કાર્યક્ષેત્ર વિસ્તરે, એટલા સારૂ જ સકળ પુરુષાર્થ વા પ્રયત્ન કરવાનો હોય છે. આગળ આવતા મંત્રભાગમાં

प्रत्युष्ठंरक्षः, प्रत्युष्टा अरातयो,
निष्टप्तंरक्षो, निष्टप्ता अरातयः ।

| | |
|---|---|
| ४० रक्षः प्रत्युष्टम् । | ૪૦ રાક્ષસ ભાગી ગયો. |
| ४१ अ-रातयः प्रत्युष्टाः । | ૪૧ અનુદાર લોક ભાગી ગયા. |
| ४२ रक्षः निष्टप्तं । | ૪૨ રાક્ષસ પલાયન કરી ગયો. |
| ४३ अ-रातयः निष्टप्ताः । | ૪૩ અનુદાર લોક પલાયન કરી ગયા. |

એ જ કહેવામાં આવ્યું છે. જેમકે, ( ૪૦-૪૩ ) रक्षः प्रत्युष्टं, निष्टप्तं, अरातयः प्रत्युष्टाः, निष्टप्ताः। એટલે કે 'રાક્ષસ દાઝીને નાસી ગયો, અને શત્રુઓ પણ તાપ ન સહેવાતાં ઊભી પૂછડીએ નાઠા.' મતલબ કે એ સર્વનો પરાભવ થઇને કાયમને માટે તેઓ પલાયન કરી ગયા. પુરુષાર્થ પ્રયત્નનું આ પરિણામ છે. પુરુષાર્થ આવો થવો જોઇએ. (क्षरति इति रक्षः). જેના યોગે ક્ષીણતા આવે તેનું નામ રાક્ષસ. રાક્ષસ ક્ષીણતા આણે છે. શરીરને વિષે રોગબીજ એ રાક્ષસ છે, કારણ કે તે શરીરને ક્ષીણ કરે છે. શરીરસ્થ ધાતુને પચવા ન દેતાં શરીરની બહાર તે કાઢી નાખે છે તેથી શરીર ક્ષીણ બને છે. એટલા માટે એને તપાવીને કાઢી મૂકવો જોઇએ, બલ્કે એનો નાશ કરવો જોઇએ. શરીરમાંથી રોગબીજનો નાશ થયો એટલે શરીર નીરોગી અને હૃષ્ટપુષ્ટ થવા માંડે છે. "તપ" કરવાના જે ઉપાય સૂચવવામાં આવ્યા છે, તે ઉપાયોથી આ રાક્ષસને તપાવાય છે કિંવા દઝાડાય છે અને તેને પરિણામે તે ભાગી જાય છે વા નાશ પામે છે. ઉપવાસ, યોગસાધનામાંનાં યમ-નિયમપાલન, આસન, પ્રાણાયામ ઈત્યાદિ અનુષ્ઠાનો આ અંતરના રાક્ષસોને તપાવીને દૂર કરવા

માટે જ છે. એ દૃષ્ટિએ ' **निष्पत्तं** ' એ સમાસમાંનો **तत्त** શબ્દ ખાસ વિચારવા જેવો છે. શરીરની બાબતમાં જે બને છે તે જ રાષ્ટ્રની બાબતમાં પણ બને છે. રાષ્ટ્રને વિષે પણ બહારથી રાક્ષસો આવે છે ને રાષ્ટ્રને ક્ષીણ કરી નાખે છે. રાષ્ટ્રની કિંવા માનવ-સમૂહની ચઢતી વા ઉન્નતિનો અવરોધ કરનાર બધા જ રાક્ષસ કહેવાય. બીજા લોકોને પરતંત્રતામાં બાંધી રાખનાર અને તેમની ઉન્નતિને અટકાવનાર રાક્ષસ જ કહેવાય સામાજિક તેમજ રાષ્ટ્રીય ક્ષેત્રોમાંના એવા રાક્ષસોને પણ સત્યાગ્રહની શક્તિથી તપાવીને દૂર ભગાડવા જોઇએ, અને આત્મબળના જોરે સ્વરાજ્ય સંપાદન કરીને રાષ્ટ્રીય દૃષ્ટિએ નીરોગી બનવું જોઇએ. આ પ્રમાણે વ્યક્તિને વિષે તેમજ સંઘને વિષે આ ઉપદેશની વાસ્તવિકતા વાચકોએ જોઇ કાઢવી.

હવે, '**अ–राती**' શબ્દનો વિચાર કરીએ. **अराती** એટલે અદાતા, એટલે કે ન દેનારો, ચિંગુસ કિંવા કંજુસ. આવા લોક સમાજના તેમજ વ્યક્તિના પણ શત્રુ છે. અગર તો જે માણસ ઉન્નતિનો શત્રુ હોય તેને પણ '**अराती**' કહેવામાં આવે છે. એવા '**अराती**'–ઓને પણ દૂર કરી દઇને સમાજને નિર્ભય બનાવવો જોઇએ. મનુષ્યનો પુરુષાર્થ પ્રયત્ન આ દિશામાં થવો જોઇએ, અને તે એવો વેગબંધ અને એવા ઉગ્ર પ્રમાણમાં થવો જોઇએ, કે જેથી કરીને પુરુષાર્થ કરનારા લોકો શત્રુગણ દૂર થયાનો મહોત્સવ. પોતે જાતે માણી શકે ને સ્વનજરે નિહાળી શકે. આવા પ્રકારની આતુરતા કિંવા આવો દૃઢ નિશ્ચય પુરુષાર્થ કરનારના પ્રયત્નમાં હોય એ બહુ જરૂરનું છે, એમ જણાવવા ખાતર ' **निष्पत्तं** ' ઇત્યાદિ શબ્દ–પ્રયોગોમાં ભૂતકાળ વાપરવામાં આવ્યો છે. આ કાર્ય સિદ્ધ થઇ ચૂક્યું એવું કર્તાને લાગે, એટલી પ્રબળ શક્તિથી આ પુરુષાર્થનાં વૈયક્તિક અગર સામાજિક કાર્યો થવાં જોઇએ. એ મુજબ શત્રુનો ભો ટળ્યા પછી નિજ કાર્યક્ષેત્રનો વિસ્તાર થવાની જરૂર છે, એ

उर्वन्तरिक्षमन्वेमि ॥ ७ ॥

| | |
|---|---|
| ४४ उरु अन्तरिक्षं अन्वेमि | ૪૪ વિસ્તૃત ક્ષેત્રમાં હું [યથેચ્છ] વિચરું છું. |

બતાવવા માટે એ પછી આવતા મંત્રભાગમાં કહેવામાં આવ્યું છે કે-( ૪૪ ) " उरु अन्तरिक्षं अन्वेमि " એટલે કે ' વિશાળ ક્ષેત્રમાં [ યથેચ્છ ] વિચરું છું. ' અર્થાત્ કે અત્યાર લગી હું નાનકડા ક્ષેત્રમાં હતો, તે સંકુચિત વાતાવરણ હવે દૂર થયું છે, એટલે હવે હું વિસ્તૃત ક્ષેત્રમાં-વિસ્તૃત વાતાવરણમાં સંચાર કરવા લાગ્યો છું. બધાંય માણસો આ વિસ્તૃત વાતાવરણમાં જોકે વિચરે છે, તથાપિ વિદ્યા, સંસ્કૃતિ તથા પુરુષાર્થની ન્યૂનાધિકતાને કારણે મનુષ્યના મન પર જે પ્રકારનું પરિણામ નીપજે છે, તેવે પ્રકારે તેનું મન સંકુચિત કિંવા વિસ્તૃત વાતાવરણમાં વિચરવા લાગે છે. અત્યાર લગીના ૧ થી ૭ વેદમંત્રોમાં અપાયેલો ઉપદેશ બરાબર ઊરમાં ઠસી ગયો, પ્રશસ્ત કર્મો કરવા તરફ જાતને વાળી લીધી, સત્યના જ અવલંબનપૂર્વક સત્યને જ આધારે પોતાનો જીવનવહેવાર ચલાવવાનો નિશ્ચય થયો, એટલે એ માણસ વિસ્તૃત વાતાવરણમાં સ્વૈર સંચાર કરવાને યાને યથેચ્છ વિચરવાને યોગ્ય બને છે. સ્વાર્થાન્ધતાને કારણે મનુષ્યનું વાતાવરણ પક્ષપાતી બનીને દિવસાનુદિવસ સંકુચિત બનતું જાય છે. મનુષ્યમાત્રના હિતની ખાતર સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરવાની નિષ્ઠા ઉત્પન્ન થતાં એ જ મનુષ્યનું વાતાવરણ વિસ્તૃત બને છે. માનવીનાં જ્ઞાનક્ષેત્ર અને કર્મક્ષેત્ર જેટલા પ્રમાણમાં વિસ્તૃત થાય છે તેટલા જ પ્રમાણમાં તે ક્ષેત્રો તેની ઉન્નતિને સહાયકર્તા થઇ પડે છે. સાધારણ મનુષ્યની નજર પોતાના કુટુંબ પૂરતી જ દોડે છે, એટલે તેનું કાર્યક્ષેત્ર એટલા પૂરતું જ બની રહે છે; બીજો માણસ પોતાના રાષ્ટ્ર પૂરતી

## धूरसि, धूर्व; धूर्वन्तं,

| | |
|---|---|
| ४५ धूः असि। | ૪૫ તું વિનાશક છે. |
| ४६ धूर्वन्तं धूर्व। | ૪૬ વિનાશક [ ઘાતક ] નો તું નાશ કર. |

નજર દોડાવે છે, એટલે તેનું કાર્યક્ષેત્ર રાષ્ટ્ર જેટલું વ્યાપક બને છે; પણ ત્રીજો માણસ મનુષ્યમાત્રનું કલ્યાણ કેવી રીતે સધાય તે જુએ છે, યાને તેની વૃત્તિ **वसुधैव कुटुम्बकम्**ની ભાવનાવાળી હોવાને લીધે તેનું કાર્યક્ષેત્ર અત્યંત વિસ્તૃત થયું હોય છે. જેનો જેટલો ક્ષેત્રવિસ્તાર તેટલી જ તેની મોટાઇ. અંતરિક્ષ કહેતાં ક્ષેત્રવિસ્તાર અને અંતઃકરણનો વિસ્તાર એ બેનો પરસ્પર નિકટ સંબંધ છે. વિસ્તૃત કાર્યક્ષેત્ર પ્રાપ્ત થવું એટલે કે એટલાં બંધનો દૂર થવાં. બધાં જ બંધનો જેનાં દૂર થઇ જાય છે, તેનું અંતરિક્ષ એટલું બધું વિસ્તૃત બને છે કે તેની કંઇ સીમા જ નથી રહેતી. એ સ્થિતિને જ મુક્તિ કહે છે. મુક્તિની એ અંતિમ અવસ્થા સિદ્ધ થતાં લગીમાં જે જે ક્ષેત્રવિસ્તાર આપણા સંચારને પ્રાપ્ત થાય, તે તે વિસ્તાર ક્રમિક મુક્તિનું એક એક પગથિયું જ છે, એમ સમજવું. એ રીતે વિચારી જોતાં આપણે અત્યારે કઇ પાયરી પર છીએ, કયે પગથિયે છીએ, તે જેણે તેણે નક્કી કરી લેવું.

( ૪૫ ) " धूः असि " એટલે કે " તું વિનાશક છે " હે મનુષ્ય! તું નાશ કરનારો છે, યાને તારામાં નાશ કરવાની વૃત્તિ તેમ જ શકિત છે. તારી એ વિનાશક વૃત્તિ–શકિતને પણ સારું વલણ મળવું જોઇએ. તેમ નહિ થાય તો તારે હાથે સારી બાબતોનો પણ નાશ થવા પામશે. એટલા માટે તારે તારી વિનાશક શકિતને નીચે જણાવેલા નિયમ પ્રમાણે વર્તન રાખીને યોગ્ય વલણ આપવું જોઇએ. આ નિયમ એવો છે કે ( ૪૬ ) " धूर्वन्तं धूर्व " યાને જે ઘાત કરે

धूर्व तं योऽस्मान्धूर्वति, तं धूर्व यं वयं धूर्वामः ।-देवानामसि

| | |
|---|---|
| ४७ तं धूर्व, यः अस्मान् धूर्वति । | ૪૭ તેનો નાશ કર કે જે આપણો ઘાત કરે છે. |
| ४८ यं वयं धूर्वामः तं धूर्व । | ૪૮ જેનો નાશ કરવાનું આપણે બધાં જ ઇચ્છીએ તેનો નાશ કર. |

તેનો જ ઘાત અગર નાશ કરવો. ' પોતાની અંદર જે વિનાશક શક્તિ છે તેનો ઉપયોગ ઘાતપાત કરનારાંનો નાશ કરવાને કામે જ કરવો; જેઓ ઘાતક વા વિનાશક નથી તેમનું અહિત કદાપિ કરવું નહિ. હવે, ઘાતક કોને કહેવો તેનો વિચાર કરવો ઘટે ઘાતક કોને ગણવો ને આ પછીના બે મંત્રભાગોમાં સૂચવાય છે ( ૪૭ ) " यः अस्मान् धूर्वति, तं धूर्व । " એટલે કે " જે એકલો છતાં અમારા બધાંનો નાશ કરે છે, જે એકલો છતાં પુષ્કળને ત્રાસદાયક નીવડે છે, તે ઘાતક હોઈ એવા દુષ્ટ માણસનો નાશ કરવો. ' તેવી જ રીતે ( ૪૮ ) 'यं वयं धूर्वामः तं धूर्व" યાને ' જે એકને અમે સઘળાં એકીમતે દૂર કરવા ઇચ્છીએ, યાને જે સર્વાનુમતે દુષ્ટ હોવાનું ઠરે, તેને સમૂળગો દૂર કરવો ' એક મનુષ્ય આખા સમાજને ત્રાસ આપતો હોય, અથવા જે એક જણ માટે સર્વના દિલમાં એકસરખો તિરસ્કાર વ્યાપેલો હોય, તેને દૂર કરી દીધાથી આખા સમાજનો ત્રાસ ટળી જાય છે અને સમાજને પોતાની ઉન્નતિ કરી લેવાનો માર્ગ વિચારી કાઢવાનું સરળ બને છે. આ પ્રમાણે જનસમાજની ઉન્નતિનો માર્ગ નિષ્કંટક બનાવવાનો મનુષ્યે પ્રયત્ન કરવાનો છે. મનુષ્ય કેવળ વિનાશક શક્તિવાળું પ્રાણી છે એવું નથી. તેની યોગ્યતા બહુ જ

वह्नितमंछ सस्नितमं पप्रितमं जुष्टतमं देवहूतमम् ॥ ८ ॥

| | |
|---|---|
| ४९ देवानां वह्नितमं, सस्नितमं, पप्रितमं, जुष्टतमं, देवहूतमं, असि । | ૪૯ દેવોનું ઉત્તમ વાહન. ઉત્તમ શુદ્ધિકારક, પૂર્ણતા કરનાર, સેવન કરવાલાયક, અને દેવોનું ઉત્તમ નિમંત્રણ તું છે. |

મોટી છે. " જુઓઃ—( ૪૯ ) " **देवानां वह्नितमं, सस्नितमं, पप्रितमं, जुष्टतमं, देवहूतमं असि ।** " **અર્થાત્**—( **त्वं देवानां वह्नितमं असि**—એટલે કે તું દેવોનો મોટો વાહક છે ). માનવી દેવોના વાહન રૂપ છે, કેમકે તેના શરીરમાં નેત્રસ્થાને સૂર્ય, હૃદયસ્થાને ચંદ્ર, નાસિકાસ્થાને પ્રાણ કહેતાં વાયુ, પાદસ્થાને પૃથ્વી, નાભિસ્થાને અંતરિક્ષ રહેલાં છે. તાત્પર્ય કે બ્રહ્માંડના સર્વે દેવતાઓ અંશરૂપે માનવી શરીરમાં આવીને રહેલા છે. [ નં. ૧૬ થી ૨૦ સુધીની ટિપ્પણી ફરી જોઇ જાઓ ]. આત્મા એ આ શરીરરૂપી રથનો સારથિ છે. એટલે આ શરીરમાં સઘળા દેવતાઓનો વાસ હોવાને કારણે જીવાત્મા એ સઘળા દેવતાઓનો વાહક ઠરે એ તો ઉઘાડી વાત છે. વાચકોએ આ સત્ય અત્રે બરાબર પિછાની લેવું. (**त्वं देवानां सस्नितमं असि**-એટલે કે ' તું દેવતાઓને ઉત્તમ પ્રકારે દઢ બાંધી રાખનારો કિંવા શુદ્ધ કરનારો કિંવા દેવતાઓની શકિત વધારનારો છું ). જીવાત્મા દેવતાઓને શુદ્ધ કરનારૂં સાધન છે એ બાબત ૧૬ થી ૨૫ ની ટિપ્પણીઓ જોઇ જવી. અને જીવાત્મા દેવતાઓને દઢ બાંધી રાખનારો છે એ વાત તો પ્રત્યક્ષ પ્રમાણ છે. આ શરીરની અંદર નેત્રોને સ્થાને સૂર્યને બાંધી રાખ્યો છે, અન્ય ઇન્દ્રિયોને વિષે અન્ય દેવતાઓને બાંધી રાખેલા છે. જીવાત્માએ પોતાના સ્નેહપાશ વડે એ સઘળા ૩૩ કોટિ દેવતાઓને

પોતાના પિંડ મધ્યે બાંધ્યા હોવાને કારણે તે બધા તેને વશ વર્તે છે, એવું એક દષ્ટિએ કહી શકાય. આ ઉપરથી જીવાત્માને દેવતાઓને બાંધી રાખનારો કેમ કહ્યો છે એ સહજ સમજી શકાશે. ( त्वं देवानां पप्रितमं असि-એટલે કે 'તું દેવોને પૂર્ણ કરવાવાળો છે' ). એના પિંડની અંદર જે સઘળા દેવોનો વાસ છે, તેમની શકિત એનાં યોગાનુષ્ઠાનોથી વધે છે. જેમકે, વ્યાયામથી સ્થૂળ શરીરની શક્તિ વધે છે, નેત્રાદિ ઇન્દ્રિયોની શકિત પણ તેમના નિયમનોથી વૃદ્ધિંગત થાય છે. સાધક પ્રયત્ન કરે છે અને એ પ્રયત્નને પરિણામે તેની ઇન્દ્રિયો વિષે રહેલી દૈવી શકિતઓના બળમાં વધારો થતો જાય છે ને પરિણામે તે તે દેવ તે તે સ્થાનક વિષે અધિકાધિક પૂર્ણ યા વિકસિત થતો જાય છે. આપણા શરીરસ્થ દેવાંશોને આ રીતે તે ( જીવાત્મા ) પૂર્ણ કરવાવાળો યાને વિકસાવનારો છે અને તેમની અંદર શકિત સિંચનારો છે. ( त्वं देवतानां जुष्टतमं असि-એટલે કે 'તું દેવોને અત્યંત પ્રિય છે, કિંવા દેવો થકી તું પ્રીતિપૂર્વક સેવાવાલાયક છે' ). સૂર્ય ચંદ્ર વાયુ આદિ દેવતાઓ અત્ર નેત્ર મન પ્રાણ આદિનાં સૂચક છે. નેત્રને વિષે રહેલો સૂર્યદેવ એને માર્ગ સુઝાડે છે, મનને સ્થાને રહેલો ચંદ્રમા તેને ભલા બૂરાનો વિવેક કરતાં શીખવે છે, નાસિકા વિષે રહેલો પ્રાણદેવ એના જીવનની જોગવાઇ કરે છે: આ પ્રમાણે સર્વ દેવતાઓ આ આત્મારામની પ્રીતિપૂર્વક સેવા કરતા રહે છે. જેની સેવામાં તેત્રીશ કોટિ દેવતા રચ્યાપચ્યા રહેતા હોય તેનો વૈભવ કેટલો ભારે હશે વારુ ? ( त्वं देवहूतमं असि-એટલે કે 'તું દેવોને બોલાવનારો છે' ). આ પિંડસ્થ જીવ ત્રિલોકમાંના મોટા મોટા સર્વ દેવોને બોલાવી લાવે છે: એનું તેડું થતાં બરાબર તે સર્વ દેવતાઓ એના પિંડમાં હાજર થઇ જઇને મિત્રભાવે તેની સેવા કરવા લાગે છે. અને આ પણ નિજ પુરુષાર્થ-પ્રયત્ન દ્વારા તેમને પૂર્ણ બનાવે

# अह्रुतमसि हविर्धानं,

| | |
|---|---|
| ૫૦ अह्रुतं हविर्धानं असि | ૫૦ તું હવિનું વાંક વગરનું ધારક પાત્ર છે. |

છે, અને અધિક શકિતશાળી કરે છે. આનું જ નામ યજ્ઞ કહેવાય, એમ ગીતાજીમાં પણ કથાયું છે. [ જુઓઃ—**देवान् भावयतानेन ते देवा भावयन्तु वः। परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ** ॥—ભ. ગી. ૩। ૧૧—અર્થાત્‌:—આ યજ્ઞ દ્વારા દેવોની સમૃદ્ધિ કરો એટલે દેવો તમારી સમૃદ્ધિ કરશેઃ આમ પરસ્પર સંભાવના કરતા થકા તમે પરમકલ્યાણની પ્રાપ્તિ કરી લો ]. ગીતામાં ઉપદેશાયલું આ યજ્ઞતત્ત્વ વેદે અત્રે આ મંત્રભાગોમાં દર્શાવ્યું છે. શરીરરથમાં બિરાજેલા આ દેવોનો તમે યોગ્ય આદર કરો એટલે તે તમારો આદર કરશેઃ એ રીતે નેત્રાદિ ઇન્દ્રિયો વિષે રહેલા દેવોએ આત્માને સહાય કરવી અને જીવાત્માએ એ દેવતાઓને સહાય કરવી. ને આવી રીતની પરસ્પરની સહાયથી સહુએ ઉન્નત થવું એજ યજ્ઞનું મુખ્ય તત્ત્વ છે. ( ૫૦ ) ' **त्वं अह्रुतं हविर्धानं असि**–યાને ' તું કુટિલતા વગરના હવિર્ધાન પાત્ર જેવો છે. ' જેવી રીતે યજ્ઞમાં હવિર્દ્રવ્યને અર્પણ કરવાનું એક પાત્ર ( સરવો ) હોય છે અને તે વાંકુંચુંકું ન હોતાં સીધું ને સરળ હોય છે, તેવી રીતે તું પણ આ યજ્ઞમાંનું હવિધારક પાત્ર રૂપ જ છે; એટલે તું વાંકોચૂંકો કે કુટિલ હોય તે ન ચાલે. તારે તો સરળ બનવું જોઇએ. કુટિલતા ધારણ કરીશ તો તારે હાથે કશું જ સારૂં કામ સિદ્ધ થઈ શકશે નહિ. એટલા માટે તું પ્રથમ તો સરળપણે વર્તવા માંડ, વાંકી ચાલ ત્યજી દે. અર્થાત્‌ કે તું પોતાને ' પાત્ર ' બનાવ, એટલુંજ નહિ પણ વાંકચૂંક વગરનું સરળ પાત્ર

दृंहस्व,

| ५१. दृंहस्व । | ૫૧ તું સુદૃઢ થા |
|---|---|

તું તારી જાતને બનાવ. એટલે તારે હસ્તે યોગ્ય કાર્ય જ થતું રહેશે. [ અગાઉ આવી ગયેલ ૩૨ મા નંબરની ટિપ્પણીમાં તેમ હવે પછી આવતી ६६ મી ટિપ્પણીમાં પોતાની જાતનો જ હવિ દેવને અર્પણ કરવાનું વિધાન છે. એ હવિ ખુદ પંડના જ પાત્રમાં ધારીને પંડે જ દેવને અર્પણ કરવાનો છે. આપણે પંડે ' પાત્ર " બન્યા એટલે પંડનો જ હવિ તેમાં સ્થાપન કરીને આત્માર્પણ કરવાનું છે. ( ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतं । ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्म समाधिना ॥—ભ. ગી. ૪ । ૨૪. અર્થાત્ કે ' અર્પણ ક્રિયા એ બ્રહ્મસ્વરૂપ, હોમવાની વસ્તુ એ પણ બ્રહ્મરૂપ, અને બ્રહ્મરૂપી અગ્નિમાં ખુદ બ્રહ્મ જ હોમે. આ પ્રમાણે બધાં જ કર્મો જેનાં બ્રહ્મરૂપ બની જાય છે, તેને છેવટે બ્રહ્મ જ પ્રાપ્ત થાય છે ' ). ભગવદ્ગીતાનો આ શ્લોક આમ પણ ઘટાવી શકાય—

' आत्मार्पणं आत्महविरात्मामावात्मना हुतं ।
आत्मैव तेन गन्तव्यमात्मकर्मसमाधिना ॥ '

અહીં—" પંડે જ અર્પણવિધિ, પંડે જ હવિ, અને પંડના આત્માગ્નિ મધ્યે પંડે જ હવન કર્યો. આ પ્રમાણે પોતીકું બધું પોતે જ કરે છે એવું જેને ભાસે છે તે આત્મરૂપ બની જાય છે.' આ જ આશય આ મંત્રભાગોનો છે. પંડે હવિ બનીને પંડના પાત્ર મધ્યે તે હવિને રાખવાનો અને પંડે જ વાંકાતેડા ન ચાલતાં સરળતાપૂર્વક નિજ શક્તિનો નિજના ઉદ્ધાર અર્થે આત્મયજ્ઞ કરવાનો છે. આ રીતે પોતીકું સરળપણું પોતે જ પોતાની અંદર વધાર્યું એટલે-( ૫૧ ) ' दृंहस्व ' કહેતાં ' તું પંડે સુદૃઢ થા. "

## माह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत । विष्णुस्त्वा क्रमताम्,

| | |
|---|---|
| ५२ मा ह्वाः मा ते यज्ञपतिः ह्वार्षीत् । | ५२ કુટિલ થતો ના, તારો યજ્ઞપતિ પણ કુટિલ ન બનો. (જુઓ ટિ. નં. २२-२३) |
| ५३, विष्णुः त्वा क्रमताम् । | ५३ વિષ્ણુદેવ તારા પર ચઢો. |

મતલબ કે સરળપણે વર્તવા લાગવાથી તું તારી પોતીકી જ શક્તિ બઢાવીશ અને પરિણામે તું મજબૂત બનીશ. આત્મબળ આ રીતે જ વિકસે છે. (५२) " मा ह्वाः। मा ते यज्ञपतिः ह्वार्षीत् " એટલે કે "તું કુટિલ ન થઈશ અને તારો યજ્ઞપતિ પણ કુટિલ ન થાય " કારણ તમારા બે પૈકી કોઈપણ કુટિલતા ધારણ કરશે, તો પરિણામે તમારો બન્નેનો સર્વનાશ થઈ જશે. એટલા માટે કુટિલ નીતિનો સદંતર ત્યાગ કરીને સરળપણે વર્તતો જા. [ ટિપ્પણી २२-२३ જુઓ: ત્યાં પણ આ જ મંત્ર આવેલો છે. ] (५३) " विष्णुः त्वा क्रमताम् " યાને " સર્વ-વ્યાપક દેવ તારી ઉપર ચઢી બેસો અગર સ્વાર થાઓ. ' કદીક કામ, કદીક ક્રોધ, કદીક લોભ ઇત્યાદિ શત્રુઓ તારા પર સ્વાર થતા દેખાય છે. કોઇના પર ભૂત ચઢી બેસે છે તો કોઇના પર વળી બીજો કોઇ વાયરો ચઢી બેઠેલો જણાય છે. એ રીતે તારા પર કોઇને કોઇ જો ચઢી બેસનાર જ છે, તો પછી સર્વવ્યાપક ભગવાન વિષ્ણુ જ તારા પર ચઢી બેસો ! જેવી રીતે 'કામ' ક્રોધને તમે તમારે માથે ચઢાવી લો છો, તેવી જ રીતે પરમેશ્વરને પણ જો તમારે શિર સ્થાપશો તો તમારું કલ્યાણ થઇ જશે. માટે કામ ક્રોધાદિ રાક્ષસોને ચઢવા ન દેતાં ભગવાન વિષ્ણુને જ ચઢવા દેજો. એમ થશે તો ભગવાનની સર્વગુણસંપન્નતા તથા સર્વશક્તિમત્તા પણ તમારી અંદર આવશે. અત્યારે તો કામવિકાર તમારા પર સ્વાર બને છે અને તમને મરજી પડે તેમ નચાવે છે,

उरु वातायापहतꣳरक्षो, यच्छन्तां पञ्च ॥ ९ ॥

| | |
|---|---|
| ५४ वाताय उरु (क्रमताम्) | ૫૪ વાયુસેવન માટે વિસ્તૃત વા મોકળી જગામાં [ વિચર ]. |

ને તેને પરિણામે તમે હાલહવાલ બનો છો. આને બદલે જો દેવને જ તમારા શિર પર ચઢવા દેશો અને તેની પ્રેરણા પ્રમાણે નાચવા લાગશો, તો તમારું કલ્યાણ બસ થશે જ થશે. ખરું જોતાં તો તમારે કોઇની જ તાબેદારી ન સ્વીકારતાં પોતાની જ શક્તિ વડે પ્રકાશવું જોઇએ. પરંતુ તેવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં લગી, અને જ્યાં લગી રાક્ષસ કિંવા ભૂતપિશાચ તમારા શિર પર બેઠક જમાવતો જ રહે, ત્યાં લગી તો આ દુષ્ટોને માથા પર ચઢાવવાને બદલે દેવને જ તેમ કરવા દો; યાને દેવી ભાવનો સંચાર તમારા હૃદયમાં થવા દો. એમ કરવાથી દુર્જનપણું કાયમનું દૂર થઈ જઇને સુષ્ટપણું ( કહેતાં ભલમનસાઈ વા સારસાઇ ) તમારી અંદર સ્થિર બની રહેશે, અને દિવ્યતેજ તમારી અંદર ચમકવા લાગશે મતલબ કે, કામ ક્રોધાદિકોને પોતાના પર સ્વાર થવા દેવાથી માનવીની વૃત્તિ સંકુચિત બનતી જાય છે, અને દેવને તેમ કરવા દીધાથી માનવીની વૃત્તિ વિશાળ ને વિશાળ બનતી જાય છે. જેમ (૫૪) " वाताय उरु क्रमतां । " કહેતાં, ' હવા ખાવી હોય તો ખુલ્લી જગામાં ફરવા'ની આવશ્યકતા છે, તેમ જ આ બાબતમાં પણ સમજવાનું છે. નાનકડા, ધન્ની બંધિયાર ખોલીમાં વસનારો મનુષ્ય સંકુચિત વાતાવરણમાં જ હરફર કર્યા કરે તો તેનામાં ક્ષીણતા આવતી જાય છે; પરંતુ એજ મનુષ્ય જો વિશાળ વા ખુલ્લા વાતાવરણમાં નિસરી શુદ્ધ હવાનું સેવન કરતો રહે છે, તો તે ઉલટાનો પુષ્ટ બનતો જાય છે. તેજ પ્રમાણે કામક્રોધાદિક દુર્ગુણોને સ્વાર થવા દેવા એ હાનિકારક છે અને પરમેશ્વરને તેમ કરવા દેવું એ ઉન્નતિકારક

| | |
|---|---|
| ५५ अपहतं रक्षः । | ૫૫ રાક્ષસ દૂર થયો (જુઓ ૪૦-૪૩) |
| ५६ पञ्च यच्छन्ताम् । | ૫૬ પાંચેવ પકડો. |

છે. ( ૫૫ ) " अपहतं रक्षः " યાને ' રાક્ષસ હણાયો. ' દેવ તમારા શિર પર ચઢયો એટલે તમારા આંતરપ્રદેશમાં સેતાનને કિંવા રાક્ષસોને રહેવાનું સ્થાન જ મળવાનું નહિ. સ્થાનભ્રષ્ટ થયેલો રાક્ષસ ઠાર થયો જ સમજવો. તમારા પિંડમાં જ્યાં લગી પરમેશ્વર ( કહેતાં દૈવી ભાવ ) વાસ પૂરતો નથી, કિંવા પરમેશ્વરને માટે તમારૂં અંતઃકરણ જ્યાં લગી મોકળું બનતું નથી, ત્યાં લગી જ રાક્ષસ તમારી અંદર રહી શકે છે. જેમ સાંકડી અંધિયાર ખોલીમાં રોગના જંતુ રૂપી રાક્ષસ રહી શકે છે, પણ વિશાળ જગામાં ને ખુલ્લી હવામાં નથી રહી શકતો, તેમ જ આ બાબતમાં પણ સમજવાનું છે. ( ૫૬ ) " पञ्च यच्छन्तां " કહેતાં, ' પાંચેય વડે એને સાહી લો. ' અર્થાત્ કે દેવે જ્યાં એકક લીધી કે, લાગલો તેને પાંચેય વડે મજબૂત રીતે પકડી લેવો. મતલબ કે કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, મન બુદ્ધિ અને આત્માઃ એ પાંચેય વડે પરમેશ્વરને મજબૂત પકડી લઇ, તેને પાછો બહાર ન જવા દેવો. એ પાંચેય દ્વારા એ દેવનું કાર્ય કાળજીભરી રીતે થતું રહે છે, તો તે વશ થઇને અહીંનો અહીં જ રહે છે, બહાર નિસરી જતો નથી. પરંતુ પાંચેયમાંથી એકાદ પણ બીજી પ્રવૃત્તિમા જોડાય છે તો દેવને ત્યાંથી ભાગી જવાનો માર્ગ મળે છે. માટે નિજ કર્મશક્તિ, જ્ઞાનશક્તિ મનશક્તિ, બુદ્ધિશક્તિ અને આત્મશક્તિ એ પાંચેય શક્તિઓ વડે એને દૃઢ પકડી રાખવો. આ ઉપદેશ સાવ આલંકારિક હોવા છતાં અત્યંત મહત્ત્વનો છે. વિચારવાવાળાને આનું મહત્ત્વ તત્કાળ સમજાઇ જશે. આ पञ्च यच्छन्तां એ મન્ત્ર--

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम्।

| | |
|---|---|
| ५७ सवितुः देवस्य प्रसवे अश्विनोः बाहुभ्याम् पुष्णोः हस्ताभ्याम् त्वा [ गृह्णामि ]। | ५७ सर्वने उत्पन्न करवावाळा देवनी प्रसुतिरूपी सृष्टिमां अश्विनीना बाहुओथी अने पुषादेवना हाथोथी तने पकडुं छुं. |

भागनो बीजो अर्थ आम पण थायः–' पोतानी पांचेय शक्तिओने काबुमां राखवी. ' अर्थात् के उपर गणावेली पांचेय शक्तिओने ताबे राखवी, ह्वावे त्यां भटकवा न देवी. संयम अने इंद्रिय दमननो आ अर्थनो उपदेश पण भारे महत्त्वनो छे. पोतानी पांचेय शक्तिओने परमेश्वरना कार्यमां अर्पण करवी एनो बीजो अर्थ ज ' ए शक्तिओने संयममां राखवी ' एवो थाय. कारण के संयम सिद्ध थया वगर परमेश्वरना कार्य विषे सर्व शक्ति समर्पवानुं बने ज नहि. ठीक त्यारे, परमेश्वरनुं आसन दिलमां दृढ बनतां शुं थाय छे ते हवे आपणे जोइएः–( ५७ ) " सवितुः देवस्य प्रसवे अश्विनोः बाहुभ्यां पूष्णोः हस्ताभ्यां त्वा गृह्णामि । " आनो अर्थ एवो थाय छे के ' आ सर्वने उत्पन्न करनार देवे रचेली सृष्टिमां हुं तने अश्विनीना बाहुओ वडे अने पूषादेवना हाथो वडे पकडुं छुं. ' आगळ प्रमाणे आ पण अनुष्ठान करवावाळा भक्त प्रत्ये ईश्वरनी आश्वासनवाणी छे. पाछळ कहेवाइ गयुं छे तेम अनुष्ठानमां प्रवृत्त थयेला भक्तजनने परमेश्वर कोइ पण जातनो त्रास थवा देतो नथी. तेने ए पूषाना हाथो वडे पकडे छे एटले के योग्य रीते पुष्ट करे छे, अने अश्विनी देवोना हाथो वती पकडे छे एटले के तेने नीरोगी राखे छे. कारण.

**अग्नये जुष्टं गृह्णाम्यग्नीषोमाभ्यां जुष्टं गृह्णामि ॥ १० ॥**

| | |
|---|---|
| ५८ अग्नये जुष्टं [ गृह्णामि ] । | ૫૮ અગ્નિને જે પ્રિય હોય તે હું લઉં છું [ હવિષ્યાન્ન ખાઉં છું. ] |
| ५९ अग्नीषोमाभ्यां जुष्टं गृह्णामि | ૫૯ અગ્નિ તથા સોમને જે પ્રિય હોય તે જ હું લઉં છું. |

અશ્વિનીકુમાર એ દેવતાઓના વૈદ્ય હોવાથી તેમના હાથ સર્વને નીરોગી કરનારા છે, અને પૂષાદેવ એ સર્વને પુષ્ટિ અર્પનારા દેવતા છે. આ દેવતાઓના હાથો વડે જે ભક્તને પરમેશ્વર ઊંચકી લેશે તેને માટે કલિકાળનો ભો રહેશે નહિ, તેનાં સઘળાં દુઃખો દૂર થશે ને તે મૃત્યુને પણ જીતી લેશે. પ્રભુના આ આશ્વાસન પર આસ્થા રાખી લોકોએ યોગ્ય પ્રકારે પોતાનાં અનુષ્ઠાન ચાલુ રાખવાં. આ પછી ખાવાપીવાનો વિચાર થવાની જરૂર હોઈ તેને માટે નીચે પ્રમાણે બે પ્રતિજ્ઞાઓ રજૂ કરાય છે:

૧૧ ( ૫૮, ૫૯ ) " अग्नये अग्नीषोमाभ्यांजुष्टं गृह्णामि " અર્થાત્ કે 'અગ્નિ તથા સોમ એ બે દેવતાઓને જે પ્રિય હોય છે તે જ હું સ્વીકારૂં છું.' અગ્નિને હવિષ્યાન્ન જ પ્રિય હોય છે અને સોમને દૂધ વગેરે પદાર્થ પ્રિય લાગે છે. સોમરસમાં દૂધ, દહીં વગેરે જે પદાર્થ મેળવવામાં આવે છે તે સોમને ભાવે છે, અને અન્નનો જે હવન કરવામાં આવે છે તે અગ્નિ દેવતાને રૂચિકર થઈ પડે છે. એટલા જ હવિષ્યાન્નનો દેવ સ્વીકાર કરે છે, બીજો કોઈ પદાર્થ તેને સ્વીકાર્ય નથી. ઉપર ગણાવેલા પદાર્થો જ મનુષ્યે જમીનમાં ઉગાડવાના. એ સિવાયના તંબાકુ, ચા, ભાંગ અને એમના જેવા બીજા હાનિકારક પદાર્થો ખાવાલાયક નથી તેમ ઉત્પન્ન કરવાલાયક પણ નથી. યજ્ઞનિમિત્તે ખાનપાનનું પથ્ય સૂચવાય

भूताय त्वा, नारातये, स्वरभिविख्येषं,
दृᳩंहन्तां दुर्याः पृथिव्यां,

| | |
|---|---|
| ६० भूताय त्वा, | ૬૦ ઉન્નતિ સારૂ તને [ ઉત્પન્ન કરવામાં આવ્યો છે ]. |
| ६१ न अरातये | ૬૧ અનુદારપણા માટે નહિ. |
| ६२ स्वः अभिविख्येषम् । | ૬૨ આત્મપ્રકાશ મને દેખાવા દે. |

છે, તે આ જ પ્રમાણે. આવી રીતે શુદ્ધ ખોરાકનું સેવન કરવાથી વિચાર તથા આચારની શુદ્ધતા સધાય છે અને એ શુદ્ધતાથી ઉન્નતિ થતી જાય છે. મનુષ્યાવતાર ઉન્નતિને માટે જ છે એ સંબંધમાં હવેના બે મંત્રભાગોમાં ઉત્તમ ઉપદેશ કરવામાં આવ્યો છે. (૬૦, ૬૧) " भूताय त्वा, न अरातये । " એટલે કે ' ઉન્નતિ સારૂ જ તને પેદા કરવામાં આવ્યો છે, અનુદારપણા માટે નહિ જ. ' ભૂતળ પર મનુષ્યાવતાર આપવામાં આવ્યો છે તે એટલા જ ખાતર કે એના યોગે તે પોતાની ઉન્નતિ સાધી લઈ શકે. અનુદારપણે વર્તીને પોતાની શક્તિનો સંકુચિત બનાવવા માટે મનુષ્યજન્મ મળ્યો નથી. મતલબ કે કોઇ પણ કામ કરતી વખતે મનુષ્યે વિચાર કરવો રહ્યો કે ' ઉન્નતિ સાધવા અર્થે જ મારો જન્મ થયો હોઇ આ કામ મારા ઉન્નતિસાધનને મદદગાર થશે કે નહિ ? એવો વિચાર કર્યા બાદ જેનાથી પોતાની ઉન્નતિ થાય તેવાં જ કામો મનુષ્યે હાથ ધરવાં જોઇએ. સિવાય, મનની ઉદારતા ખીલવવી જોઇએ. અનુદારતા નહિ. ભક્તજન હોય છે તે એવો જ નિશ્ચય કરે છે અને મનમાં એવી ઇચ્છા સેવે છે કે—" स्वः अभिविख्येषं " યાને ' સ્વઃ કહેતાં સ્વર એટલે કે આત્માનો પ્રકાશઃ એ આત્માનો પ્રકાશ મને સર્વત્ર

उर्वन्तरिक्षमन्वेमि ।

| | |
|---|---|
| ६३ पृथिव्यां दुर्याः दृंहन्ताम् । | ૬૩ પૃથ્વીપરનાં દ્વાર મજબૂત થાઓ. |
| ६४ उरु अन्तरिक्षं अन्वेमि | ૬૪ વિસ્તૃત અંતરિક્ષમાં હું [ યથેચ્છ ] વિચરું છું. (જુઓ: ૪૪) |

દેખવા દે.' આત્માનો એ પ્રકાશ મારે પામવો છે, તેથીરતો હું આ ધર્માનુષ્ઠાન કરું છું. મારી એક જ ઇચ્છા છે તે હે દેવ ! તું પાર પાડજે ! અને ( ૬૩ ) " पृथिव्यां दुर्याः दृंहन्तां " કહેતાં ' પૃથ્વીપરનાં સઘળાં ઘરો સુદૃઢ થજો ! ' અર્થાત કે ઘરો ખખળી ગયેલાં ન હોય, પણ બધાં જ ઘર સારાં ને મજબૂત હોય. આનો અર્થ એવો સમજવાનો કે આ પૃથ્વી પર સજ્જન, સાધુ, મહાત્મા ભક્ત કિંવા સદાચારી મનુષ્યો પુષ્કળ પેદા થતા રહેજો. જે ઘરોમાં યજ્ઞ કહેતાં લોકકલ્યાણનાં કામો ચાલતાં રહે છે, તે ઘરો સુદૃઢ રહે છે, અને જે ઘરોમાં સ્વાર્થવૃત્તિ અને બીજાને ફસાવવા ધૂર્તવાની દાનતનું જોર જામેલું રહે છે, તે ઘર ખખળી ગયેલાં હોય છે. ' દ્વાર ' કિંવા ' દુર ' શબ્દનો અર્થ ' બારણું ' કિંવા ' સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનું દ્વાર અથવા સાધન ' હોઇ તે વાટે પારતંત્ર્ય દૂર કરી બંધનમાંથી છૂટી શકાય છે. એટલા માટે ભક્ત ઇશ્વરની પાસે માગે છે કે ' મને આત્માનો પ્રકાશ દેખાઓ, અને આ પૃથ્વીના પટ પર જેટલાં ઉપકારશીલ મનુષ્યોનાં ઘરો છે, તે બધાં મારે માટે તેમ જ સર્વ લોકોને માટે દિવસાનુદિવસ સુદૃઢ બનતા રહો ! ' આવાં ઘર ઉત્તમ સ્થિતિમાં હશે તો તેના યોગે સર્વ લોકોનું કલ્યાણ જ થતું રહેશે. ( ૬૪ ) " उरु अन्तरिक्षं अन्वेमि " એટલે કે ' વિશાળ અવકાશની અંદર હું સ્વેચ્છાપૂર્વક

**पृथिव्यास्त्वा नाभौ सादयाम्यदित्या**
**उपस्थेऽग्ने हव्यꣳ रक्ष ॥ ११ ॥**

| | |
|---|---|
| ६५ पृथिव्याः नाभौ अदित्याः उपस्थे त्वा सादयामि । | ૬૫ પૃથ્વીના મધ્ય ભાગે સ્વતંત્રતાની સમીપમાં તને બેસાડું છું. |

સંચરું છું.' જીવાત્માને આત્મપ્રકાશ લાધ્યો, અને જગતભરમાં સદાચારી, પરોપકારી, અને યજ્ઞમય જીવનવાળા મહાત્માઓનાં ઘર સુદૃઢ થયાં, એટલે પછી તેને જગતભરમાં વ્યાપેલા અવકાશમાં યથેચ્છ વિહરવાની અનુકૂળતા મળી ગયા જેવું થશે. અત્યારે જે કાર્યક્ષેત્ર બિલકુલ સંકુચિત થયેલું છે તેનું કારણ એ છે કે સજ્જનોનાં ઘર કમી છે અને જે છે તે ખખડપંચમ હાલતમાં છે; ત્યારે દુર્જનોનાં ધામ પુષ્કળ છે અને સારી હાલતમાં છે. એથી કરીને સજ્જનો માટે મોકળાશમાં કામ કરવા પૂરતું વિશાળ કાર્યક્ષેત્ર જ નથી રહ્યું: [ આજ મંત્ર ૪૪ ની ટિપ્પણીમાં આવેલો હોય ત્યાં આગળ કરવામાં આવેલું સ્પષ્ટીકરણ પણ વાચકોએ જોઇ લેવું ]. આટલો પ્રતિબંધ હોવા છતાં જે મનુષ્ય પોતાનું સારુંય જીવન યજ્ઞમય બનાવે છે, તેને તો વિપુલ કાર્યક્ષેત્ર મળી રહે છે, એમાં શંકા નથી. આવી વિકટ પરિસ્થિતિમાં પણ જે શખ્સ જગતના કલ્યાણ માટે પોતાનું જીવન સમર્પી દે છે, તેને આશ્વાસન આપતાં પરમેશ્વર કહે છે કે—( ૬૫ ) " **पृथिव्याः नाभौ अदित्याः उपस्थे त्वा सादयामि ।** એટલે કે ' પૃથ્વીના મધ્યભાગે અને સ્વતંત્રતા દેવીના પડખામાં હું તને બેસાડું છું.' મતલબ કે આ પૃથ્વીના કેન્દ્રસ્થાને તે મનુષ્ય પ્રકાશે છે. એટલે મધ્યભાગે આવેલા ઊંચા માંચડા પર બેઠેલા મનુષ્ય પર બધાંની

## पवित्रे स्थो वैष्णव्यौ,

| | |
|---|---|
| ६६ अग्ने हव्यं रक्ष । | ૬૬ હે અગ્નિદેવ ! આ હવિનું તું રક્ષણ કર. (જુઓ નં. ૩૨) |
| ६७ वैष्णव्यौ पवित्रे स्थः । | ૬૭ વિષ્ણુની શક્તિથી થયેલી શુદ્ધિકરણ ક્રિયાઓનાં બે સાધનરૂપ તમે છો. |

આંખો જેમ મંડાય છે, તેમ પૃથ્વીભરના લોકોની દૃષ્ટિ આવા સાધુ પુરૂષ પ્રત્યે ખેંચાય છે. સમસ્ત ભૂતળ પરના માનવી મંડળમાં તે પ્રમુખના ઉચ્ચાસને સ્થાપિત થાય છે. એ પ્રમાણે પ્રમુખાસને બિરાજતો થકો તે અદિતિને ખોળે જઇ બેસે છે. 'અદિતિ' એટલે શું ? તો કે 'दिति' એટલે બંધન અને अ-दिति એટલે અબંધન કહેતાં સ્વતંત્રતા. અર્થાત્ કે સ્વાતંત્ર્યદેવીના ખોળે જઇને એ બેસે છે. અને પછી તો તે જગતની અંદર સર્વેસર્વા બની જઈ સરમુખત્યારની માફક પોતાનું કર્તવ્ય બજાવે છે. ઇશ્વર તરફનું આ આશ્વાસન સાંભળીને ભક્તજન ફરીથી આત્મસમર્પણની પ્રતિજ્ઞા કરતાં કહે છે કે—(૬૬) "अग्ने हव्यं रक्ष ।" 'હે તેજસ્વી દેવતા ! આ હવ્ય પદાર્થોને હવે તો તું જ સંભાળ.' મારૂં જીવન એજ સર્વ હવ્ય કવ્ય છે. એ આખુંય જીવન હું તને સમર્પી દઉં છું. હવે હું પંડે પણ તારોજ છું. તારે હવે જેમનું કરવું હોય તેમનું કર; હવે તો તારે જ મને સંભાળવાનો છે. [ ૩૨ મી ટિપ્પણીનો મંત્રભાગ પણ આવો જ છે: એટલે તે મંત્ર પણ અહીં ફરી જોઇ જવો. ]

(૬૭) "वैष्णव्यौ पवित्रे स्थः" યાને 'વિષ્ણુ કહેતાં સર્વવ્યાપક ભગવાનની શક્તિથી સંયોજિત થયેલાં પવિત્રીકરણનાં

सवितुर्वः प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः।

| | |
|---|---|
| ६८ सवितुः प्रसवे, अच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः, वः उत्पुनामि । | ૬૮ ઉત્પાદક દેવની આ સૃષ્ટિમાં છિદ્રરહિત પવિત્રીકરણનાં સાધન વડે અને સૂર્યનાં કિરણો વડે તમને બધાંને ઉત્તમ રીતે પવિત્ર કરું છું. |

બે સાધનરૂપ તમે છો.' મતલબ કે તમારી અંદર આ બે શક્તિઓ છે. પ્રાણ તથા મન આ બે સાધનો પવિત્રીકરણનાં હોઈ એમની અંદર વિલક્ષણ દૈવી શક્તિ ભરેલી છે. પ્રાણની સાધના વડે હઠયોગ અને મનની સાધના વડે રાજયોગ સિદ્ધ થાય છે અને તેને પરિણામે અંદરની તેમજ બહારની શુદ્ધિ સિદ્ધ થઈને ભક્ત સ્વતંત્રતા દેવીના ખોળે બેસવાનો અધિકારી બને છે. પવિત્રીકરણનાં આ સાધનો પોતાની અંદર છે એવું ભાન મનુષ્યમાં પ્રથમ જાગૃત થવું જોઈએ, અને તે પછી એ સાધનોના ઉપયોગ દ્વારા પોતાની ઉન્નતિ કરી લેવી જોઈએ. સાધનો નિર્માણ કરી મનુષ્યની આગળ ધરી દેવાની ફરજ ઈશ્વરની હોઈ તે તેણે પૂર્ણ કરી દીધેલી છે. હવે તો મનુષ્યે જ પોતાનું કર્તવ્ય કરવું રહ્યું. અને એ જ વાત હવેના મંત્રભાગમાં રજૂ થાય છે. (૬૮) "**सवितुः प्रसवे, अच्छिद्रेण पवित्रेण, सूर्यस्य रश्मिभिः वः उत्पुनामि।**" એટલે કે 'ઉત્પાદક દેવની આ સૃષ્ટિમાં પવિત્રીકરણના કાણા નહિ એવા સાધન વડે, તથા સૂર્યનાં કિરણો વડે તમને બધાંને હું પવિત્ર કરું છું.' ઉત્પાદક પરમેશ્વરની આ સૃષ્ટિમાં શુદ્ધિ માટેનાં તો અનેક સાધનો ભર્યાં પડ્યાં છે. પણ તેમાં સૂર્યકિરણ એ એક બહુ મોટું સાધન છે. સૂર્યકિરણો દ્વારા આ જગતની અંદર પવિત્રતા વા શુદ્ધિ સધાય છે. એટલે જ જે લોકો પોતાના ઘરમાં સૂર્યપ્રકાશને આવવાની સોઈ

देवीरापो अग्रेगुवो अग्रेपुवोऽग्रे इममद्य यज्ञं नयताग्रे

| | |
|---|---|
| ६९ देवीः आपः अग्रेगुवः अग्रे पुवः । | ૬૯ [ હે ] દિવ્ય જળ ! તમે આગળ જવાવાળાં અને પ્રથમ પવિત્ર કરનારાં છો. |

રાખે છે, તેમનાં ઘરમાં રોગરાઇ દેખા દેતાં નથી. જેઓ પોતાનાં શરીરને સૂર્યસ્નાન કરાવે છે યાને જેઓ શરીરને તડકામાં તપાવે છે તેઓ જાતે નીરોગી રહે છે. સૂર્યનાં કિરણોમાં, આ પ્રમાણે, શુદ્ધિકરણનો ધર્મ રહેલો છે. ઉપર કહેવાઇ જ ગયું છે કે આત્માની શક્તિ ધરાવતાં પ્રાણ તથા મન એ બન્ને પણ પવિત્રકરણનાં સાધનો છે. પણ તે ' અ–ચ્છિદ્ર ' કહેતાં છિદ્રરહિત હોવાં જોઇએ. કાણાં-કુબડાં ન હોવાં જોઇએ. સાધનોમાં કોઈ પણ જાતનો દોષ. કોઇ પણ પ્રકારની ખોડખાંપણ નહિ હશે તો જ તે યોગ્ય શુદ્ધિકરણ કરી શકશે, નીકર નહિ જ. ગળણી વા ચાળણીના વેહ મોટા થઇ ગયા હોય છે ત્યારે દૂધ કે ઘી ગાળવાની, કિંવા લોટ ચાળવાની ક્રિયા જેમ બરાબર થઇ શકતી નથી, તેમજ પ્રાણ અને મનનાં સાધનો અચ્છિદ્ર કહેતાં ખોડખાંપણ વિનાનાં નિર્દોષ હશે તો જ તે પવિત્રીકરણની ક્રિયા કરી શકશે. આ પ્રમાણે પાણી પણ શુદ્ધિનું એક સાધન છે, એમ હવેનો મંત્રભાગ ઉપદેશે છે. ( ૬૯ ) " देवीः आपः अग्रेगुवः अग्रेपुवः । " ' દિવ્ય જળ પ્રગતિ કરાવનારૂં પ્રથમ દરજ્જાનું પવિત્રકરણ છે. ' દિવ્ય જળ એટલે વાદળમાંથી વરસતું શુદ્ધ જળ. વરસાદનું પાણી દ્યુલોકમાંથી આવતું હોવાથી તેને देवी आपः કહેતાં ' દિવ્ય જળ ' કહેવામાં આવે છે. વૃષ્ટિ દ્વારા મળનારૂં જળ અંદરની તેમજ બહારની શુદ્ધિ કરનારૂં છે. ઉપવાસને દહાડે બીજું કશું જ ન ખાતાં કેવળ વરસાદનું પાણી જે પીવામાં

यज्ञपतिᳪं सुधातुं यज्ञपतिं देवयुवम् ॥ १२ ॥

| | |
|---|---|
| ७० अद्य इमं यज्ञं अग्रे नयत । | ૭૦ આજે આ યજ્ઞને આગળ લઇ જાઓ. |
| ७१ यज्ञपतिं सुधातुं देवयुवं यज्ञपतिं अग्रे नयत । | ૭૧ યજ્ઞપાલક, ઉત્તમ ધાતુ ધારણ કરનાર, દેવની ભક્તિ કરનાર યજમાનને આગળ લઇ જા [યાને પ્રગતિ કરાવ.] |

આવે તો તેથી અન્તરશુદ્ધિ અચ્છી રીતે થાય છે. એજ પ્રમાણે બાહ્ય વા વરાળનું પાણી પણ શુદ્ધિકારક છે. શુદ્ધોદક કહેતાં સ્વચ્છ પાણી એ શરીરની સ્વચ્છતા સાધે છે અને આરોગ્ય અર્પે છે. તેથી કહેવામાં આવ્યું છે કે-( ૭૦ ) " इमं यज्ञं अद्य अग्रे नयत । "— ' આ યજ્ઞને આજે જ આગળ લઇ જા ' યાને આજે જ યજ્ઞની પ્રગતિ કરઃ એને પાછળ ખેસવીશ નહિ. ' યજ્ઞ ' કિંવા ' યજ્ઞપુરૂષ ' એ નામ આત્માનું હોઇ તે વેદોમાં પ્રસિદ્ધ છે. આ યજ્ઞને કહેતાં આત્માને આગળ લઇ જવાનો છે. શારીરિક શુદ્ધિ દ્વારા આત્માની પ્રગતિ થાય છે. શુદ્ધતા એ પ્રગતિનું સાધન છે.. એટલા માટે ઉન્નતિની ઇચ્છાવાળાએ આત્મશુદ્ધિ સાધવાનો પ્રયાસ કરવો જોઇએ. પહેલી શરીરશુદ્ધિ પાણીથી થાય છેઃ સૂર્ય-કિરણોથી આખા પ્રદેશની તેમજ શરીરની પણ શુદ્ધિ થાય છેઃ પ્રાણાયામથી અને મનનથી અન્તરની શુદ્ધિ સધાય છે. આ પ્રમાણે અત્યાર લગીમાં સૂચવાયલાં શુદ્ધિકરણનાં સાધનોનું મહત્ત્વ હોઇ માનવીના ઉન્નતિકાર્યમાં તેમની જરૂર પડે છે. એટલા માટે આગળના મન્ત્રમાં કહેવામાં આવ્યું છે કે-( ૭૧ ) " यज्ञपतिं सु-धातुं देव युवं यज्ञपतिं अग्रे नयत । " એટલે કે ' યજ-

*માનને ઉત્તમ સપ્તધાતુઓથી યુક્ત કરીને તથા દેવોનો મળતિયો વા ભક્ત બનાવીને આગળ વધાર.' 'યજ્ઞપતિ' એટલે યજ્ઞનું પાલન કરવાવાળો. 'યજ્ઞ' (यज–देवपूजा–संगतिकरण–दानेषु) એટલે જેના યોગે શ્રેષ્ઠજનોનો સત્કાર, લોકોનું સંગઠન, અને દુઃખીઓ પર ઉપકાર થાય એવું શ્રેષ્ઠકર્મ, એવાં શ્રેષ્ઠ પ્રકારનાં કર્મ કરનારો તે યજમાન કિંવા યજ્ઞપતિ કહેવાય. આ યજ્ઞપતિ 'સુ-ધાતુ' કહેતાં ઉત્તમ ધાતુઓથી યુક્ત બનવો જોઇએ. શરીરની અંદર સાત પ્રકારની ધાતુઓ છે, જેવી કે: રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને વીર્ય. એ સાત ધાતુઓ ઉત્તમ સ્થિતિમાં જે શરીરમાં હોય તેને 'સુ-ધાતુ' કહેવામાં આવે છે. ઉપર જણાવેલી આત્મશુદ્ધિની ક્રિયાથી શરીરમાંની આ સાત ધાતુઓ ઉત્તમ સ્થિતિમાં રહે છે ને શરીર નીરોગી અને દીર્ઘાયુ બને છે.

*તેવી જ રીતે, 'દેવ-યુવં' એટલે કે દેવોની સાથે પોતાનો સંબંધ જોડનારો. ભક્ત એ ઇશ્વરની સાથે સંબંધ જોડે છે એટલે એ 'દેવ-યુ' કહેવાય. પરંતુ આ સિવાય પણ આ શબ્દનો અર્થ વધારે વિશાળ છે. પોતીકી પ્રાણશક્તિ વધારવા કાજે વાયુ-દેવની સાથે સંબંધ રાખનારો, નિજ નેત્રશક્તિના વધારા માટે સૂર્યદેવથી સંબંધ બાંધનારો, પોતાની જાતને શુદ્ધ કરવા સારૂ જળદેવતાથી મેળ રાખનારો, અને એવી રીતે દેવતાઓની સહાયથી પોતીકી ઉન્નતિ કરી લેનારો જે સાધક હોય તેને પણ 'દેવ-યુ' કહેવાય. આટલા વિવેચન પછી આ શબ્દ કેટલો મહત્ત્વનો છે તે સહજે ધ્યાનમાં આવશે. પોતીકા અસ્તિત્વ સારૂ, આરોગ્ય સારૂ, *દીર્ઘાયુષ્ય સારૂ, અને એકંદરે નિજની ઉન્નતિ સારૂ દેવતાઓ સાથે સંબંધ જોડવો એ મનુષ્ય માત્રને માટે પરમ આવશ્યક ચીજ છે. અને એ રીતે દેવતાઓની સાથે પોતાનો સંબંધ જે જોડે છે તેની

**युष्मा इन्द्रो वृणीत वृत्रतूर्ये, यूयमिन्द्रमवृणीत वृत्रतूर्ये,**

| | |
|---|---|
| ७२ इन्द्रः वृत्रतूर्ये युष्मा अवृणीत । | ૭૨ ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કરતી વેળા તમારો સ્વીકાર કર્યો હતો. |
| ७३ यूयं वृत्रतूर्ये इन्द्रं अवृणीत । | ૭૩ વૃત્રાસુરના વધ વખતે તમે ઇન્દ્રને સ્વીકાર્યો હતો. |

પ્રગતિ શીઘ્રગામી બને છે. ( ૭૨ ) **इन्द्रः वृत्रतूर्ये युष्मा अवृणीत ।** કહેતાં-' વૃત્રાસુરના વધ વખતે ઇન્દ્રે તારો ( જળનો ) સ્વીકાર કર્યો હતો. ' અને ( ૭૩ ) " **यूयं वृत्रतूर्ये इन्द्रं अवृणीत** " કહેતાં-' તેં ( જળે ) આ વૃત્રાસુરવધ વખતે ઇન્દ્રને સ્વીકાર્યો હતો. ' આ એક બીજાની સહાયથી વૃત્રરૂપી શત્રુનો નાશ શક્ય બને છે. અહીં ' ઇન્દ્ર ' એ આત્માને સ્થાને છે. જેની શક્તિના યોગે ઇન્દ્રિયોને ' ઇન્દ્રિય ' એવી સંજ્ઞા પ્રાપ્ત થઈ, તે શક્તિનો માલિક તે ' ઇન્દ્ર ' કહેવાય. ( જુઓ : ટિપ્પણી નં. ૭ અને ૩૧ ). આ ઇન્દ્રનું વૃત્ર સાથે યુદ્ધ ચાલે છે. ' વૃત્ર ' એટલે (वृणोति इति वृत्रः યાને જે ઘેરી લે તે ) ઘેરી લેનારો. અર્થાત્ કે ચોમેરથી ઘેરો ઘાલનાર, વીંટી વળનાર શત્રુને વૃત્ર સંજ્ઞા મળે છે. જ્વરાદિ વિવિધ વ્યાધિઓ આ શરીરને ઘેરે છે, એટલે આધ્યાત્મિક પરિભાષામાં એ રોગોને ' વૃત્ર ' નામે ઓળખાય. જળની સહાયથી યાને ' જલચિકિત્સા 'થી આ રોગોનું નિવારણ થઇ શકે છે. તેથી અહીં, ' જળ ઇન્દ્રને કહેતાં જીવાત્માને સહાય કરીને જ્વરાદિ રોગોનું નિવારણ થઈ શકે છે. તેથી અહીં ' જળ ઇન્દ્રને કહેતાં જીવાત્માને સહાય કરીને જ્વરાદિ રોગોનો નાશ કરે છે ' એમ કહેવામાં આવ્યું છે. ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કરતી વખતે જળની મદદ લીધી અને જળે પણ તેને તે વખતે મદદ દીધી. એનો સરળ

प्रोक्षिता स्थ । अग्नये त्वा जुष्टं प्रोक्षाम्यग्नीषोमाभ्याम् त्वा जुष्टं प्रोक्षामि ।

| | |
|---|---|
| ७४ प्रोक्षिताः स्थ । | ૭૪ તમે પવિત્ર બન્યા છો. |
| ७५ अग्नये जुष्टं त्वा प्रोक्षामि, अग्नीषोमाभ्यां जुष्टं त्वा प्रोक्षामि । | ૭૫ અગ્નિને પ્રિય એવા તને હું પવિત્ર કરૂં છું. અગ્નિ તથા સોમના પ્રીતિપાત્ર એવા તને હું પવિત્ર કરૂં છું. |

ભાવાર્થ જોવા જઈએ તો એટલો જ કે જલચિકિત્સાથી શરીરને ઘેરી વળેલા યાને શરીરમાં વ્યાપી ગયેલા જ્વરાદિ રોગોનો ઇન્દ્રે કહેતાં જીવાત્માએ નાશ કર્યો. જળ શુદ્ધિ કરે છે: અને શુદ્ધિ વા સ્વચ્છતા કે સફાઇ એ આરોગ્યનું મૂળ હોવાથી જળને આરોગ્ય-દાતા પણ કહી શકાય જ. વૃત્રના વધ પછી જળપ્રવાહ વહેવા માંડે છે, એનો અર્થ એવો થાય કે જ્વરનો પરાજય થયો એટલે કે તાવ ઊતરી ગયો એટલે પસીનો છૂટવા માંડે છે. જળનું મહત્ત્વ કેટલું બધું છે તે આ મંત્રભાગો દ્વારા ઉત્તમ રીતે બતાવવામાં આવ્યું છે. મનુષ્યની ઉન્નતિ માટે આરોગ્ય, શક્તિ અને દીર્ઘાયુષ્યની જરૂર છે અને તે જળથી મેળવી શકાતાં હોવાથી આરોગ્યને અર્થે જળનો ઉપયોગ કરતા રહેવાનું સૂચવ્યું છે. (૭૪) "प्रोक्षिताः स्थ" એટલે કે '(જળના સિંચનથી) તમે પવિત્ર થયા છો.' જળ છંટાવાને લીધે જાતે પવિત્ર થવાય છે, અને તે જળના યોગે ખતર જનો અને જણસો પણ શુદ્ધ થાય છે. મતલબ કે જળના સંસર્ગથી સર્વની શુદ્ધિ થાય છે. શુદ્ધતાનો આ નિયમ જ છે. (૭૫) "अग्नये जुष्टं त्वा प्रोक्षामि, अग्नीषोमाभ्यां जुष्टं त्वा प्रोक्षामि ।" આનો અર્થ એવો થાય કે "અગ્નિ અને સોમ

દેવોને પ્રિય થઇ પડશો એવા જે તું તેને હું ( જળસિચન દ્વારા ) પવિત્ર કરું છું. " [ અત્રે ૫૮, ૫૯ નંબરની ટિપ્પણીઓ જુઓ ]. અગ્નિ તથા સોમ દેવતાઓને જે પ્રિય હોય તે તેને, પવિત્ર કિંવા શુદ્ધ કરીને અર્પણ કરવું જોઇએ. આ નિયમ બરાબર સમજવા સારૂ આપણે અહીં જઠરાગ્નિનો દાખલો તપાસીશું. જઠરાગ્નિને કેટલુંક ધાન પ્રિય હોય છે, અને કેટલુંક અપ્રિય હોય છે. જેને જે પચે તે તેને પ્રિય છે એમ સમજવું. હવે, જેના જઠરાગ્નિને જે ખોરાક પ્રિય હોય યાને માફક આવતો હોય, તે જ ખોરાક તેને આપવાનો હોય તો તે ખોરાકના પદાર્થને શુદ્ધ, સ્વચ્છ અને નિર્દોષ કરીને જ આપવાનો હોય. તેવું થાય તો જ તે પચીને શરીરને પુષ્ટિદાતા નીવડે. બીજા અગ્નિઓની બાબતમાં પણ આમ જ સમજવાનું. આપણા શરીરમાં જઠરાગ્નિ જેવા જ બીજા અનેક અગ્નિઓ છે: જેવા કે—પ્રાણાગ્નિ, જ્ઞાનાગ્નિ, વાગગ્નિ, કામાગ્નિ ઇત્યાદિ. એ બધા અગ્નિઓ અગ્નિ દેવતાની જ વિભૂતિઓ હોઇ તે પ્રત્યેક અગ્નિને પ્રિય થઇ પડનારા પદાર્થો નિરનિરાળા છે. એ ભિન્ન ભિન્ન પદાર્થો શુદ્ધ અને નિર્દોષ કરીને જ જે તે અગ્નિને સમર્પવા જોઇએ. શરીરની અંદર જે ભાગો ઉષ્ણ અને ઉદ્દીપક કહેતાં ઉત્તેજન પામનારા છે તે અગ્નિરૂપ હોઇ, જે ભાગો શાંત અને શિથલ છે તે સોમરૂપ છે. આ પ્રમાણે આ શરીર કિંવા આ જગત ' અગ્ની-ષોમીય ' છે, એટલે કે અગ્નિ અને સોમથી ભરેલું છે. એની સુસ્થિતિ વા તંદુરસ્તી સારૂ એને જે જે કંઇ આપવાની આવશ્યકતા હોય તે તે સામગ્રી શુદ્ધ કરીને જ આપતા રહેવાની ખાસ જરૂર છે. જઠરાગ્નિને ( માફક આવતો ) શુદ્ધ ખોરાક આપતા રહેવાથી જઠરાગ્નિ તેજ રહે છે, મંદ પડતો નથી અને પરિણામે તે શારીરિક વિકાસનું સાધન નીવડે છે. એ જ પ્રમાણે બીજા

## दैव्याय कर्मणे शुन्धध्वं, देवयज्यायै,

| | |
|---|---|
| ७६ दैव्याय कर्मणे शुन्धध्वम्। | ૭૬ દિવ્ય કર્મને માટે શુદ્ધ થાઓ. |
| ७७ देवयज्यायै [शुन्धध्वं]। | ૭૭ દેવતાઓનું યજન કરવા સારૂ શુદ્ધ થાઓ. |

અગ્નિઓ તથા સોમની બાબતમાં પણ સમજી લેવું. (૭૬) "दैव्याय कर्मणे शुन्धध्वं।" કહેતાં 'દિવ્ય કર્મ કરવા સારૂ તમે આ પ્રમાણે શુદ્ધ અને પવિત્ર યાને નિર્દોષ થાઓ.' તાત્પર્ય કે, તમારે હાથે દિવ્ય કર્મ થાય એવી જો તમારી ઈચ્છા હોય તો તમે આ રીતે અંદરથી શુદ્ધ, પવિત્ર અને નિર્દોષ બનો. તમારે હસ્તે દિવ્ય કર્મો થશે તો જ તમે ઉન્નત થશો અને જો આસુરી કર્મો થશે તો અધોગતિ પામશો. એટલા માટે તમારે હાથે આસુરી કર્મો ન થતાં દૈવી કર્મો જ થતાં રહે તે સારૂ તમારે પોતાની કાયિક વાચિક અને માનસિક શુદ્ધિ કરવાની જરૂર છે. (૭૭) "देवयज्यायै शुन्धध्वं।" એટલે કે "દેવોનું પૂજન કરવા સારૂ શુદ્ધ થાઓ." તમારો સત્કાર દેવોને સ્વીકાર્ય બને તેટલા સારૂ શુદ્ધ થાઓ. ટિપ્પણી નં. ૧૬ થી ૨૦ માં 'પિંડબ્રહ્માંડ ન્યાય' સમજાવ્યો છે તે આ ઠેકાણે ફરી જોઈ જવો. જે દેવતાઓનું પૂજન કરવાનું હોય તે દેવો આધ્યાત્મિક દૃષ્ટિએ શરીર મધ્યે નેત્રાદિ ઇંદ્રિયો રૂપે, આધિભૌતિક દૃષ્ટિએ જનસમાજમાં બ્રાહ્મણાદિ વર્ણોરૂપે, અને જગતમાં સૂર્યાદિ દેવતાઓ રૂપે સમજવાના છે. એ બધાનું પૂજન કરીને ઉન્નતિ સાધવાની છે. શરીર મધ્યે નેત્ર, કર્ણ, નાસિકા આદિ દેવ છે તેમને શુદ્ધ અને સરળ આચરણવાળાં રાખીને તેમને સત્કાર પામવાને યોગ્ય બનાવવાં. રાષ્ટ્ર વા સમાજમાં (બ્રાહ્મણ) જ્ઞાની, (ક્ષત્રિય) શૂર, (વૈશ્ય) ધની, અને (શૂદ્ર) કારીગર-એ ચાર દેવતાઓ છે, અને તેઓ જ્ઞાનદેવ, વીર્યદેવ, ધનદેવ અને કર્મદેવ કહેવાય છે. તે

यद्वोऽशुद्धाः पराजघ्नुरिदं वस्तच्छुन्धामि ॥ १३ ॥

| | |
|---|---|
| ७८ यत् वः अशुद्धाः पराजघ्नुः तत् वः शुंधामि । | ૭૮ જે અર્થે તમારા પૈકી કેટલાક અશુદ્ધ હોવાને કારણે પરાભૂત થયા, તે અર્થે હું તમોને શુદ્ધ કરૂં છું. |

પૈકી જેઓ શુદ્ધાચરણી હોય તેવાનો જ સત્કાર કરવાનો છે. તે જ પ્રમાણે જગતમાં જળ, વાયુ આદિ અનેક દેવો છે. જેમના પર સઘળાંના જીવનનો આધાર છે તેમનું પૂજન તો થવું જ જોઇએ ને ? આમ આ ત્રણે ક્ષેત્રોના દેવોનો સત્કાર કરતા રહેવાની મનુષ્યની પરમ ફરજ છે. એ ફરજ યથાયોગ્ય બજાવવા ખાતર મનુષ્યે સહુથી પ્રથમ પોતાની જાતની શુદ્ધિ કરવી જોઇએ. જાતે શુદ્ધ થઇને શુદ્ધ ભાવનાપૂર્વક દેવોનો ઉત્તમ પ્રકારે સત્કાર જો કરાશે, તો તેઓ પોતાની શક્તિ દ્વારા યાજકની ઉન્નતિ કરશે જ. શુદ્ધિ કરવાની શી જરૂર ? તે સમજાવવા આ પછીના મંત્રભાગમાં કહ્યું છે કે (૭૮) " यत् वः अशुद्धाः पराजघ्नुः तत् वः शुन्धामि । " યાને ' તમે જો અશુદ્ધ રહો તો નક્કી પરાભવ પામો. એટલા માટે જ હું તમારી શુદ્ધિ કરૂં છું. ' આત્મશુદ્ધિનો અભાવ, અને અંતઃકરણમાં અપવિત્ર વિચારોની કિંવા બીજા કોઇપણ તરેહના દોષની હાજરી આજે આપણા પરાભવનું મુખ્ય કારણ છે. એટલા માટે વિજય મેળવવાની જેમની ઇચ્છા હોય તેમણે પોતાની જાતની શુદ્ધિ કરવી એ પરમ આવશ્યક બાબત છે. આધ્યાત્મિક દૃષ્ટિએ આ ઉપદેશનો વિચાર કરીએ તો પોતાના શરીર માંહેલા રોગાદિ શત્રુઓ સાથેની લડાઇમાં વિજય મેળવવો હોય તો પોતાના શરીરની આંતર બાહ્ય શુદ્ધિ અવશ્ય થઇ હોવી જોઈએ. રાષ્ટ્રીય શત્રુઓ સામે લડીને વિજય-સંપાદન કરવો હોય તો પણ રાષ્ટ્રના ઘટકરૂપ જનસમુદાયમાં ઉચ્ચાર, વિચાર અને આચાર સંબંધી શુદ્ધતા થઇ હોવી જોઇએ.

## शर्मास्यावधूतंरक्षो वधूता अरातयो,

| | |
|---|---|
| ७९ शर्म असि । | ७९ તું સુખ [રૂપ] છે. |
| ८० रक्षः अवधूतं । अरातयः अवधूताः । | ८० રાક્ષસ દૂર થયો, અને અનુદારે પણ દૂર થયા. |

અર્થાત્ કે વિશુદ્ધિ થઇ હોય તો જ વિજય મેળવી શકાય છે. **અશુદ્ધતાથી પરાજય અને શુદ્ધતાથી વિજય** આ સોનેરી નિયમ વાચકોએ અત્રે લક્ષમાં લેવો. ( ७९ ) " **शर्म असि ।** " કહેતાં ' તું સુખ સ્વરૂપ છે. ' તારૂં મૂળનું સ્વાભાવિક સ્વરૂપ સુખમય છે, તે લક્ષમાં રાખ. મૂળના શુદ્ધ સ્વરૂપ પર થોડોશો ડાઘ પડયો કિંવા કલંક લાગ્યું કે લાગલું દુઃખ ઊપજે છે. તેથી કરી મનુષ્ય પોતાની શુદ્ધતા કાયમ રાખે એ અત્યંત આવશ્યક છે. આત્મશુદ્ધિ એ જ સુખનું સાધન છે. એવી શુદ્ધિ સિદ્ધ થતાં શું થાય છે તે જુઓઃ-( ८० ) " **रक्षः अवधूतं । अरातयः अवधूताः ।** " યાને ' રાક્ષસ દૂર થયો, શત્રુ કિંવા અનુદાર દૂર થયાઃ ( એવો અનુભવ તને આવવા લાગશે ). જાતની વિશુદ્ધિ સધાતાં શત્રુઓ માર્ગમાંથી ખસી જાય છે અને આપણે શત્રુરહિત બન્યા છીએ એવો અનુભવ થવા માંડે છે. એવો અનુભવ પામવાનો અધિકાર મનુષ્ય માત્રને છે. [ આ જ પ્રકારનો ભાવ ४०થી ४३ મા મંત્રભાગોમાં છે, તે ટિપ્પણીઓ સાથે અત્રે જોઈ જવો ]. શરીર મધ્યેનો રાક્ષસ તે રોગબીજ, અને રાષ્ટ્ર મધ્યેના રાક્ષસ તે સમાજમાંના દુષ્ટ અને આતતાયી મનુષ્યો. તેઓ આક્રમણ કરીને તેમને પીડે છે. રોગબીજો શરીરના બીજા અણુઓને બગાડે છે, અને આતતાયી માણસો સજ્જનોને સતાવે છે. એટલા માટે કોઇએ પણ એમને વશ ન થવું, સ્વાધીન વૃત્તિથી રહેવું. આત્મશુદ્ધિ દ્વારા

अदित्यास्त्वगसि ।

| ८१ अदित्याः त्वक् असि | ૮૧ સ્વાધીનતાની ત્વચા તું છે. |
| --- | --- |

એમનું નિવારણ કરી શકાય એમ ૭૬ થી ૮૦ સુધીના મંત્રભાગોમાં દર્શાવ્યું છે. એવી આત્મશુદ્ધિ કરવાને મનુષ્ય સ્વતંત્ર છે કે નહિ એવી શંકા કોકને આવે, તેનું સમાધાન કરવાને આગળનો મંત્રભાગ કહે છે કે-(૮૧) " अदित्याः त्वक् असि । " યાને 'તું અદિતી કહેતાં સ્વતંત્રતાની ચામડી છે.' 'दितो' એટલે 'બંધન, પરતંત્રતા, દીનતા, ખંડિત થવું તે, કમી થવું તે'; અને अदितो એટલે 'બંધનમાંથી મુક્તિ, સ્વાતંત્ર્ય, અદીનતા, અખંડિતતા, અપાર વૃદ્ધિ'. દિતીથી દૈત્ય, અસુર અને રાક્ષસનો જન્મ થાય છે, અને અદિતીથી આદિત્ય, દેવ અને સુર પેદા થાય છે. અદિતીની દૈવી સંપત્તિ છે, ત્યારે દિતીની આસુરી સંપત્તિ છે. આ બધો ભાવ વ્યક્ત કરવાને આપણે 'અદિતી'નો અર્થ 'સ્વાધીનતા' એવો સમજશું, પણ તેમ કરતાં 'અદીનતા' 'બંધનમાંથી મુક્તિ' વગેરે બીજા બધા અર્થો પણ વાચકોએ વિસરવાના નથી. 'સ્વાધીનતા' એ અર્થ ઘટાવતાં આ મંત્રભાગનો અર્થ આવો થાય કે– 'હે મનુષ્ય! તું સ્વાધીનતાની ત્વચા છે.' 'त्वक्' શબ્દનો અર્થ 'ત્વચા, ચામડી, છાલ કિંવા બાહ્ય આચ્છાદન' એવો થાય. અહીં 'આચ્છાદન' કહેતાં ઢાંકણુ વા ઉપરનું પડ એ અર્થ બંધબેસે છે. એ અર્થમાં લેતાં 'હે મનુષ્ય', તું સ્વતંત્રતાનું આચ્છાદન કિંવા ઢાંકણુ છે. અર્થાત્ કે સ્વતંત્રતા, સ્વાધીનતા, અદીનતા એ તારી અંદર છે. તું તેમને વ્યાપીને તેમના ઉપર પથરાઈ રહ્યો છે. પરતંત્રતા, દીનતા અને પરસ્વાધીનતા એ મનુષ્યનાં સ્વાભાવિક લક્ષણ નથી, પણ વિકૃત લક્ષણ છે. માનવીની સ્વાભાવિક પ્રકૃતિ

**प्रतित्वादितिर्वेत्तु । अद्रिरसि वानस्पत्यो, ग्रावासि पृथुबुध्नः**

| | |
|---|---|
| ८२ अदितिः त्वा प्रतिवेत्तु । | ૮૨ સ્વાધીનતા તને ઓળખો. |
| ८३ वानस्पत्यः अद्रिः असि । | ૮૩ તું વનસ્પતિનો બનેલો પહાડ જ છે. |
| ८४ पृथुबुध्नः ग्रावा असि । | ૮૪ તું દૃઢમૂળ ખડક છે. |

તો સ્વાતંત્ર્ય, અદીનતા, સ્વાધીનતા એ જ હોય. આ સત્ય બરાબર પિછાની લઇને મનુષ્યે પોતે 'આત્મશુદ્ધિ દ્વારા રોગાદિ બંધનોથી મુક્ત થાઉં, આતતાયીઓ અગર જુલ્મગારોની ભીંસમાંથી જનતાને છોડાવું' એવી ઉત્કૃષ્ટ ઇચ્છા સેવવી જોઇએ. એવી ઇચ્છા રાખવી, અને તે ઇચ્છાને પૂર્ણ કરવા સારૂ પ્રયત્ન કરવો એ મનુષ્યની સ્વાભાવિક-પ્રવૃત્તિ જ છે. છતાં કેટલાક પ્રતિકૂળ સંજોગોને કારણે મનુષ્ય હલકી ભાવનાને વશ થઇ ઊલટાં આચરણ કોઈ કોઇ વાર કરે છે. એટલા સારૂ આ વેદ ઉપદેશે છે કે-( ૮૨ ) " अदितिः त्वा प्रतिवेत्तु । " યાને ' સ્વાધીનતા તને ઓળખો. ' યાને સ્વાધીનતા તને સુપરિચિત હોય, અદીનતા તને વરેલી હોય. સ્વાતંત્ર્ય તારાથી રીસાયલું ન રહેવું જોઇએ, કારણ કે તું સ્વતંત્રતાને વ્યાપનારો, સ્વતંત્રતાને ઘેરનારો કિંવા સ્વતંત્રતાનો માલિક છે. આવા સ્વભાવસિદ્ધ સ્વાતંત્ર્યભાવવાળા પુરુષને સ્વતંત્રતાના લાભની ખબર હોવી જોઇએ. નહિતર જાતે શ્રીમંત હોવા છતાં ચિંગુસ મનુષ્ય જેમ નિર્ધન જેવું વર્તન રાખે છે, તેમજ આ મનુષ્ય સ્વભાવ થકી અદીન અને સ્વતંત્ર હોવા છતાં પણ કેટલાંક કારણોને લઇ તે દીન અને પરતંત્ર બનતો જણાય છે. આ બહારનાં કારણોને લઇ મનુષ્ય ધ્રુજી વા ડગી ન જાય એટલા માટે આગળના મંત્રભાગમાં કહેવામાં આવે છે કે–( ૮૩–૮૪ ) " वानस्पत्यः अद्रिः असि । पृथुबुध्नः ग्रावा

प्रति त्वादित्यास्त्वग्वेत्तु ॥ १४ ॥

| | |
|---|---|
| ८५ अदित्याः त्वक् त्वा प्रतिवेत्तु । | ૮૫ અદીનતાનું આવરણ તને પ્રાપ્ત થાઓ. |

असि । " ' વનસ્પતિથી ભરેલો પર્વત જેવો હોય છે તેવો જ તું છે. ઊંડા મૂળવાળા ખડક જેવો તું સુદૃઢ છે. ' મોટાં મોટાં વૃક્ષવેલાવાળો પર્વત જેવી રીતે સુદૃઢ હોય છે, તેના પર ધોધમાર વરસાદ વરસે કિંવા વાવાઝોડાના સપાટા પડે તોય તે પોતાને સ્થાનકેથી હાલતો સરખો નથી પણ જ્યાંનો ત્યાં સ્થિર રહે છે, તેવી જ રીતે મનુષ્ય પણ વિવિધ આફતોના તડાકા આવી પડે ત્યારે ડગમગી ન જતાં સ્થિર રહી શકે છે. જેમ મોટા મોટા પર્વત સમા પથરા, શિલા કિંવા પહાણાને જમીનની અંદર પુષ્કળ ઊંડા દાટવામાં આવે છે તો તે પોતાની જગ્યાએથી ચસકતા નથી પણ સ્થિર ઊભા રહે છે, તે જ પ્રમાણે સદાચરણ તથા સંયમના સુદૃઢ પાયા પર ઊભેલો માનવી પણ સુખદુઃખથી ચલવિચલ ન થતાં પોતાના કર્તવ્યક્ષેત્રમાં એકસરખો સ્થિર રહે છે. મતલબ કે બાહ્ય સંકટોના ઝપાટાથી હડબડી જઈ સ્વકર્તવ્યથી ભ્રષ્ટ મનુષ્યે ન થવું. એ પ્રમાણે થશે તો મનુષ્ય અદીનતા, સ્વતંત્રતા અને સુદૃઢતાપૂર્વક પોતાના સઘળા શત્રુઓને દૂર હડાવી દઈ પોતાના સ્વપ્રકાશથી ઝળહળવા લાગશે. આ જાતની શક્તિ તારામાં પ્રકટે તેટલા ખાતર તને તારા સ્વરુપનું ભાન થવા દે. (૮૫) " अदित्याः त्वक् त्वा प्रतिवेत्तु । " યાને ' અદીનતાનું આવરણ તને પરિચિત હો યાને પ્રાપ્ત થાઓ. ' અદીનતાનું ઢાંકણ તને પોતાની અંદર સમાવી લો. એટલે કે તું અદીનતાની ઓથ તળે જાઇને રહે, તારી ચારેકોર અદીનતા અને સ્વાધીનતાનું જ વાતાવરણ જમાવ. [જુઓ ટિપ્પણી નં. ૮૧-૮૨]

## अग्नेस्तनूरसि वाचो विसर्जनं,

| | |
|---|---|
| ८६ अग्नेः तनूः असि । | ૮૬ તું અગ્નિનું શરીર છે. |
| ८७ वाचः विसर्जनम् । | ૮૭ તું વાણીનું વિસર્જન છે. |

તારૂં સમસ્ત વાતાવરણ જ અદીનતા અને સ્વાધીનતાના વિચારોથી ભરપૂર હોવું જોઇએ. અદીનતાનું આવરણ એ જ મનુષ્યનું અસલ સ્વરૂપ છે. તે અસલ સ્વરૂપનું તેને ભાન થવું જોઇએ. એ અસલ સ્વરૂપનું વિસ્મરણ થયે ન ચાલે. ' હું દીનતાના કીચડમાં ખદબદનારો કીડો નથી, પણ દીનતા નામને ફગાવી દઇ નિજ સ્વાધીનતા જાળવી રાખવાને શક્તિમાન છું ' એ વાત મનુષ્યે હરહમેશ યાદ રાખવી. કોઇ કહેશે કે અજ્ઞાનઅંધકારને કારણે એ ભૂલાઇ જવાનો સંભવ છે. એના જવાબમાં, ' મનુષ્યના આત્માનું સ્વરૂપ કોઇ પણ પ્રકારના અંધકારથી મુકત છે, કારણ કે તે સાક્ષાત પ્રકાશ સ્વરૂપ જ છે ' એમ બતાવવા કહે છે કે-( ૮૬ ) ' अग्नेः तनूः असि । ' યાને ' તું અગ્નિદેવનું શરીર છે. ' એટલે કે હે મનુષ્ય ! તારો આત્મા એ અગ્નિ સ્વરૂપ છે અને તારૂં શરીર તે એ અગ્નિના દેહ રૂપ છે. પ્રકાશસ્વરૂપ આત્માગ્નિ તારા શરીરમાં એકસરખો ઝળહળે છે. એટલે જ્યાં પ્રત્યક્ષ અગ્નિ ભભકતો હોય ત્યાં પછી અંધકારનું નામનિશાન પણ કયાંથી સંભવે ? માટે હે મનુષ્ય ! તારી સોડે અજ્ઞાનાદિ અંધકાર આવે એ શકય જ નથી, પરંતુ તું પોતાની મેળે જ જો પ્રકાશને છાંડી જાય અને ઝાંખો પડતો જાય તો તો પછી અજ્ઞાનનો અંધકાર તને ઘેરી વળે જ. તેમ ન થાય એટલા માટે તારો સ્વપ્રકાશ ઝાંખો પડવા ન પામે તેવી તજવીજ તારે રાખવી ઘટે. મનુષ્યનો બીજો એક વિશેષ ધર્મ છે, ને તે એ કે—( ૮૭ ) " वाचः विसर्जनं । " ' વાણીનું

વિસર્જન કરવું.' એ તારો વિશેષ ધર્મ છે વાણી વદવી. શબ્દનો ઉચ્ચાર કરવો, આત્માનો ગુપ્ત સંદેશો શબ્દો દ્વારા પ્રકટ કરવો એ તારો મહત્ત્વનો સ્વભાવ છે. બીજાં પ્રાણીઓને પણ અમુક અમુક શબ્દો ઉચ્ચારતાં આવડે છે ખરું, પરંતુ મનુષ્યની અંદર વાગ્ વિસર્જનની આ શક્તિ જેટલા પ્રમાણમાં ખીલી છે, તેટલા પ્રમાણમાં તો બીજા કોઈપણ પ્રાણીમાં નથી ખીલી. મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે કોઇ પણ એક મહાન ભેદ રહ્યો હોય તો તે આ જ છેઃ મનુષ્ય વાણી દ્વારા પોતાના મનોગત ભાવો અચ્છી રીતે પ્રગટ કરી શકે છે, ત્યારે બીજાં પ્રાણીઓથી તેમ થઇ શકતું નથી. મનુષ્યનું મનુષ્યત્વ આ વાગ્વિસર્જન શક્તિમાં જ રહ્યું છે. બીજી બધી ભાવનાઓ ઇતર પ્રાણીઓમાં પણ હોય છે. આહાર, નિદ્રા ભય, મૈથુન વગેરે અનેક તરેહની ભાવનાઓ મનુષ્ય તેમજ પશુ પ્રાણીની અંદર એક સમાન હોવા છતાં વાગ્શક્તિની બાબતમાં મનુષ્ય બીજાં પ્રાણીઓથી જૂદો પડે છે. માત્ર વાગ્શક્તિ જ બીજાં પ્રાણીઓમાં નથી. મનુષ્યની વિશેષતા આ જ બાબતમાં છે. મનુષ્યનું મનુષ્યપણું આ વાચાશક્તિ પર જ અવલંબેલું હોવાથી એ શક્તિનો ઉપયોગ મનુષ્યે ખૂબ સંભાળપૂર્વક કરકસરથી કરવો જોઇએ. નિદાન જે શબ્દપ્રયોગથી પોતાની માણસાઇને ડાઘ લાગે તેવો કોઈ જ શબ્દપ્રયોગ મનુષ્યે કદાપિ ન કરવો. વાણી દ્વારા મનુષ્યે શુદ્ધ વિચારોનો પ્રવાહ જ ચાલુ રાખવો જોઇએ. એમ થતાં જ મનુષ્ય સુખમય બની જશે યાને મનુષ્યના સુખનો અવધિ નહિ રહે. મનુષ્યની ઘણીખરી આપત્તિનું મૂળ તેની વાક્શક્તિ કિંવા શબ્દશક્તિના દુરૂપયોગની અંદર જ રહેલું હોઈ તેનાથી જ પોષાય .. માનવીને માથે ઊતરેલાં ઘણાંખરાં દુઃખો વાણીના અ દુરૂપયોગને જ આભારી છે. આ રહસ્ય બરાબર પિછાની લઇ ૧ ચેક

## देववीतये त्वा गृह्णामि, बृहद्ग्रावासि वानस्पत्यः,

| | |
|---|---|
| ८८ देववीतये त्वा गृह्णामि । | ૮૮ દેવતાઓના તેજ સારૂ તને સ્વીકારૂં છું. |
| ८९ वानस्पत्यः बृहद्ग्रावा असि । | ૮૯ વનસ્પતિથી ભરેલો તું મોટો (ખડક) છે. |

મનુષ્ય પોતાની વાચાશક્તિનો ઉપયોગ સંભાળીને કરતો રહે. (૮૮) "**देववीतये त्वा गृह्णामि ।**" એટલે કે 'દેવતાઓના તેજ સારૂ હું તારો સ્વીકાર કરૂં છું.' '**वीति**' શબ્દના અર્થ 'ગતિ, ઉત્પત્તિ, તૃપ્તિ, સંતુષ્ટિ, ભોગ, તેજ, પ્રકાશ, શુદ્ધતા' એવા થાય છે. અહીં તેજ અથવા શુદ્ધતા એ અર્થમાં વપરાયો છે. અને તે અર્થ ઘટાવતા મંત્રનો અર્થ એવો થાય કે 'હે મનુષ્ય! તું ઉપર પ્રમાણે વર્તીશ એટલે દેવતાઓ દ્વારા તારી શુદ્ધિ થાય એટલા ખાતર, હું તને ઊંચકી લઇશ, તારો સ્વીકાર કરીશ ને મારા જેવો બનાવીશ.' આ ઇશ્વરે ભક્તને દીધેલું આશ્વાસન છે. આ મંત્રભાગનો આ એક અર્થ છે. અને તે મનુષ્ય ગભરાઇને ધર્મમાર્ગમાંથી પતિત ન થાય એ ખાતર આ આશ્વાસન મનુષ્યની ધીરજ વધારનારૂં હોઇ બહુ મહત્ત્વનું છે. આટલી ધીરજ આપ્યા પછી ફરી પાછું આત્મશક્તિનું વર્ણન કરે છે કે—(૮૯) "**वानस्पत्यः बृहद्ग्रावा असि ।**" એટલે કે 'તું વનસ્પતિઓથી ઉભરાતો પહાડ છે યાને એવા પહાડ જેવો સ્થિર છે.' [ આજ ઉપદેશ આ પહેલાં ૮૩, ૮૪ નંબરના મંત્રભાગોમાં આવ્યો હોઈ તેની ટિપ્પણીઓ અહીં જોઇ જવી ]. બહારની આફતોથી હડબડી ન જવાય એટલી શક્તિ તારી પોતાની અંદર છે એવું ભાન અત્રે કરાવ્યું છે. ઢીલી પોચી રેતીના ડુંગરને વાવાઝોડા ને વરસાદથી બીવાનું કારણ ખરૂં, પણ પત્થરના જ

स इदं देवेभ्यो हविः शमीष्वसुशमि शमीष्व ।
हविष्कृदेहि हविष्कृदेहि ॥ १५ ॥

| | |
|---|---|
| ९० स देवेभ्यः इदं हविः शमीष्व । | ૯૦ તે તું સર્વ દેવો માટે આ હવિને સુખદાતા કર. |
| ९१ सुशमि शमीष्व । | ૯૧ ઉત્તમ સુખદાયક રીતે તૈયાર કરીને શાંતિથી અર્પણ કર. |
| ९२ हविष्कृत् ! एहि । (२) | ૯૨ હવિષ્યાન્ન તૈયાર કરનારા ! આમ આવ. |

મોટા પર્વતને ગમે તેવા-મોટા ઝંઝાવાતથી કે ગમે તેટલા ધોધમાર વરસાદથી પણ બીવાપણું મુદ્દલ નથી. એથી કરી આપણે આવી રીતે પર્વતની માફક નિર્ભય ને અડગ બનવું જોઈએ. ફાવે તેટલી આફત આવી પડે તોપણ સ્વકર્તવ્યથી વિમુખ ન થવું. આ પ્રમાણે નિર્ભય બનીને તથા પોતાને સ્થાને સુદૃઢ અને સ્થિર રહીને (૯૦) "सः (त्वं) देवेभ्यः इदं हविः शमीष्व ।" યાને 'એવો તું દેવતાઓ સારૂ આ હવિ શાંતિથી અર્પણ કર.' અર્થાત્ કે દેવકાર્ય અર્થે પોતીકાં તન, મન, ધનનું આનંદપૂર્વક સમર્પણ કરજે, 'કરૂં કે નહિ ?' એવા સંકલ્પવિકલ્પ મનમાં આણતો નહિ, તેમ વેઠઉતાર ફાવે તેમ કરી નાખતો નહિ.' પણ (૯૧) "सुशमि शमीष्व" કહેતાં જે કંઇ અર્પણ કરવાનું હોય તે 'ઉત્તમ પ્રકારે અને સુખદાયક રીતે તૈયાર કરીને શાંતિપૂર્વક અર્પણ કરજે.' મતલબ કે નિષ્કાળજીથી કિંવા બેપરવાઇથી કરેલું અર્પણ લેખે નથી લાગતું. (૯૨) "हविष्कृत् ! एहि ।" કહેતાં "હે હવિ તૈયાર કરનારા ! તું અત્રે આવ." એટલે કે દેવતાઓ અર્થે આત્મસર્વસ્વનું સમર્પણ કરી દેનારા હે માનવી !

कुक्कुटोऽसि मधुजिह्व इषमूर्जमावद,

| | |
|---|---|
| ९३ मधुजिह्वः कुक्कुटः अस्ति। | ૯૩ તું મધુરભાષી વક્તા છે. |
| ९४ इषं ऊर्जं आवद । | ૯૪ અન્ન અને બળ વિષે બોલ. |

હવે તું મારી પાસે આવતો રહે. દેવતાઓ હાર્ત્ે તેં આત્મસમર્પણ કરી દીધું હોવાથી તું દેવતાઓનો જ બન્યો છું. એટલે હવે તું આ તરફ આવી જા: રાક્ષસો તરફ જઈશ નહિ. સ્વાર્થ રૂપી રાક્ષસનો વિચાર હવે તારા મનમાં ન ઉદ્ભવો ! ( ૯૩ ) " मधुजिह्वः कुक्कुटः अस्ति । " એટલે કે " તું મીઠી જીભાનવાળો ઉત્તમ વક્તા છે. " તું મધુર બોલી બોલનાર ઉત્તમ વક્તા છે; માટે કડવા શબ્દો ઉચ્ચારીને તારી જીભને કડવી કરીશ નહિ. ( कुकं शब्दं कुरुति इति कुक्कुटः ) શબ્દોનો ઝીણામાં ઝીણો વિચાર કરીને યાને શબ્દો તોળી તોળીને જે વાપરતો હોય તેનું નામ ' કુક્કુટ '. પ્રત્યેક મનુષ્ય મધુરભાષી બનીને પોતાની મીઠાશથી જગતને મધુર કરે એ ઉન્નતિનો માર્ગ છે. અંતરમાં કટુતાનો વધારો થવા દઈને શબ્દો દ્વારા તેને બહાર ફેલાવા દેનાર મનુષ્યની શક્તિઓ સંકુચિત થવા પામે છે. તેથી આ ઉપદેશ તરફ સાધક ખાસ લક્ષ આપે એ યોગ્ય કહેવાય. પોતાની વાણી દ્વારા કઈ વાત બોલવી તે આ પછીનો મંત્રભાગ બતાવે છે. ( ૯૪ ) " इषं ऊर्जं आवद । " ' અન્ન તથા બળ સંબંધમાં બોલ '. ' इष ' એટલે ' અન્ન, સમર્પણ, શક્તિ, બળ, ઉત્સાહ, સત્ત્વ, રસ, સુખ, વૃદ્ધિ, ઇચ્છાશક્તિ, ધન, દોલત ': આટલા બધા એના અર્થ છે. અને ' ऊर्ज ' શબ્દના અર્થ ' શક્તિ, બળ, સત્ત્વ, રસ, અર્ક, જીવન, જળ, અન્ન, ઉત્સાહ, આબાદી ' એ પ્રમાણે થાય છે. બોલવું તો આ સંબંધમાં જ બોલવું. ભરપૂર અનાજ કેવી રીતે

त्वया वयᳪं संघातᳪं संघातं जेष्म, वर्ष वृद्धमसि, प्रतित्वा वर्षं वृद्धं वेत्तु,

| | |
|---|---|
| ९५ त्वया वयं संघातं संघातम् जेष्म । | ૯૫ તારી સહાયથી અમે શત્રુ સમૂહને જીતીએ. |

મળે, શકિત કેમ કરતાં વધે, ઉત્સાહ કેમ ટકી રહે, સત્ત્વ શું કરવાથી કાયમ રહે, સુખ કેમ વધે, ઇચ્છાશકિત કેવી રીતે બળવાન બને, ધનદોલત શી રીતે વધે, દેવકાર્ય માટે આત્મસમર્પણ કરવાની તૈયારી કેમ કરતાં થાય, જીવન કેવી રીતે સુધરે, આ અગર આના જેવા અભ્યુદય તથા નિશ્રેયસનાં સાધનો વિષે બોલવું. પોતીકો અધ:પાત થાય કિંવા સમાજનું સંકટ વધે એવા પ્રકારની હીનવાણી ઉચ્ચારવી નહિ. આપણે શું બોલીએ છીએ તેનો હમેશ વિચાર કરીને પરિણામે જે હિતકારક હોય તે જ બોલવું. બોલવાના ક્ષેત્રની આ મર્યાદા છે. પોતાની વકતૃત્વશક્તિ પર આવો કાબુ રાખીને બોલનાર મનુષ્યને લોકો શું કહે છે તે જુઓઃ— (૯૫) " त्वया वयं संघातं संघातं जेष्म । " યાને ' તારી સહાયથી અમે શત્રુસંઘને જીતી લઇશું. ' જે શખ્સ પોતાની મધુર વાણી વડે આમ જનતા પર પ્રભાવ પાડે છે, તેના અનુયાયીઓની સંખ્યા પુષ્કળ વધે છે, સંઘશક્તિ ખીલે છે અને જનતાનો વિશ્વાસ બંધાય છે કે ' આ પુરુષ આપણા શત્રુઓનો ખાત્રીથી પરાભવ કરશે. ' આવી શકિત ઉત્પન્ન થાય તે માટે મધુર ભાષણ કરવાની કલા જેમ ખીલવી જોઇએ, તે જ પ્રમાણે અન્ન, બલ, અને તેજ એમની વૃદ્ધિ જેના યોગે થાય તેવા ઉપાય જનતાના દિલમાં ઉતારવાની કલા પણ હસ્તગત કરવી જોઇએ. એને માટે અનુભવની અપેક્ષા રહેતી હોય તે કંઇક

परापूतꣳरक्षः परापूता अरातयोऽपहतꣳरक्षो,

| | |
|---|---|
| ९६ वर्षवृद्धं असि । | ૯૬ વર્ષો દ્વારા વધનારૂં જ્ઞાન તું છે. |
| ९७ वर्षवृद्धं त्वा प्रतिवेत्तु । | ૯૭ વર્ષો દ્વારા વધનારૂં જ્ઞાન તને પ્રાપ્ત થાઓ. |
| ९८ रक्षः परापूतं । अरातयः परापूताः । रक्षः अपहतम् । | ૯૮ રાક્ષસ દૂર થયો. અનુદાર દૂર થયા. રાક્ષસ હણાયો (જુઓ ટિપ્પણી નં. ૪૦–૪૩ અને ૫૫ ). |

ચોમાસાં વીતાવ્યા બાદ પ્રાપ્ત થાય છે. તેથી કહ્યું છે કે-( ૯૬ ) "वर्षवृद्धं असि ।" 'તું વર્ષોના યોગે વધનારૂં જ્ઞાન છે.' જેમ જેમ ચોમાસાં તારે માથે વીતતાં જશે, તેમ તેમ તારૂં અનુભવજન્ય જ્ઞાન વધતું જવાનું છે. આ અનુભવજ્ઞાન જેનું જેટલા પ્રમાણમાં અધિક, તેટલા પ્રમાણમાં તેની યોગ્યતા વધારે ઠરે છે. પરંતુ એ અનુભવજન્ય જ્ઞાન યાદ રહેવું જોઇએ, ભૂલાઇ જાય તો તેનો કશો અર્થ નથી, એમ સૂચવવા ખાતર કહ્યું છે કેઃ– (૯૭) "वर्षवृद्धं त्वा प्रतिवेत्तु ।" યાને 'વર્ષોના યોગે વૃદ્ધિંગત થયેલું અનુભવજ્ઞાન તને યાદ રહો.' તારા સ્મરણમાં તે રહેવું જોઇએ કિંવા નિત્ય તારી સેવામાં હાજર રહેવું જોઇએ. તારાથી તે વિખૂટું ન પડી જવું જોઇએ. એવું જ્ઞાન જેને લાધ્યું હોય છે, તેની આગળ હીન વિચારવાળા લોકો મુદ્દલ ટકી શકતા નથી. (૯૮) "रक्षः परापूतं । अरातयः परापूताः । रक्षः अपहतं ।" એટલે કે 'રાક્ષસ દૂર થયો, અનુદાર દૂર થયા, રાક્ષસ મરી ગયો.' જે क्षरति કહેતાં પોતાના દુરાચારણથી ક્ષીણ થાય છે, કિંવા બીજાંને જે ક્ષીણ કરે છે તે રાક્ષસ કહેવાય

**वायुर्वो विविनक्तु, देवो वः सविता हिरण्यपाणिः प्रतिगृह्णा-त्वच्छिद्रेण पाणिना ॥ १६ ॥**

| | |
|---|---|
| ९९ वायुः वः विविनक्तु । | ૯૯ વાયુ તમને શુદ્ધ કરો. |
| १०० हिरण्यपाणिः सविता देवः वः अच्छिद्रेण पाणिना प्रतिगृह्णातु | ૧૦૦ સુવર્ણ અલંકાર હાથે ધરવાવાળો સવિતાદેવ તમને પોતાના છિદ્રરહિત હાથ વડે પકડો. |

છે. અને જે પોતાનાં તન મન ને ધનનો ઉપયોગ સામાનો નાશ કરવાને, સામાનું નુકશાન કરવાને કામે કરતો હોય, ને બીજાનો ઉદ્ધાર કરવા અર્થે ન કરતો હોય, તે 'अ–राति=अ–दानी' કહેતાં અનુદાર કહેવાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે જેમનામાં અનુભવજ્ઞાન ભરપટ્ટે હોય છે અને તેને પ્રસંગોપાત્ત કેમ વાપરવું તે પણ જેમને સારી રીતે આવડે છે, તેમની આગળ આ નરરાક્ષસો ઊભા રહી શકતા નથી. [ આ સંબંધમાં વધુ વિવરણ ૪૦ થી ૪૩ અને ૫૫મી ટિપ્પણીઓમાં કરવામાં આવ્યું છે તે અત્રે જોઈ જવું ]. (૯૯) "वायुः वः विविनक्तु ।" કહેતાં "વાયુ તમને શુદ્ધ કરો." વાયુ એ શુદ્ધતા કરનારો દેવ છે. તે પ્રાણરૂપે અંદર જઈને મનુષ્યના શરીરની શુદ્ધિ કરે છે એટલું જ નહિ પણ ચિત્તની પણ શુદ્ધિ કરીને તેને એકાગ્ર બનવામાં સહાય કરે છે. શરીર મધ્યે થતી મલશુદ્ધિની ક્રિયા સુદ્ધાં વાયુની ગતિ પર જ આધાર રાખે છે. 'विचिर्' એ ધાતુનો અર્થ 'નિરાળું કરવું, પરીક્ષા કરવી, વર્ણન કરવું, એકાંતમાં બેસવું, શુદ્ધ કરવું, કિંવા નિર્મળ બનવું' એવો થાય છે. તે પૈકી 'શુદ્ધતા કરવી' એ અર્થ અહીં બંધ-બેસતો છે. આ મુજબ પ્રાણાયામાદિ સાધનોથી આત્મશુદ્ધિ સિદ્ધ થઈ, એટલે (૧૦૦) "हिरण्यपाणिः सवितादेवः वः अच्छि-

धृष्टिरस्यपाग्ने
अग्निमामादं जहि, निष्क्रव्यादंसेधा देवयजं वह ।

| | |
|---|---|
| १०१ धृष्टिः असि | ૧૦૧ તું ધૈર્યવાન છે. |
| १०२ हे अग्ने ! आमादं अग्निं अपजहि । क्रव्यादं निःषेधा | ૧૦૨ હે અગ્નિ ! કાચું માંસ ખાવાવાળા અગ્નિને દૂર કર. માંસભક્ષકોનો નિષેધ કર. |

द्रेण पाणिना प्रतिगृह्णातु ।" યાને 'સુવર્ણ આભૂષણોથી સુશોભિત હાથોવાળા સવિતાદેવ પોતાના છિદ્ર રહિત હાથે તમને પકડો વા સ્વીકારો.' માતા જેમ પોતાના પ્રેમાળ હાથો વડે પોતાના બાળકને સોડમાં લે છે, તે જ પ્રમાણે જગન્નિયંતા દેવ પોતાના હાથોનો ઉપયોગ તમારે માટે કરો. આગળ કહ્યા પ્રમાણે શુદ્ધતા સિદ્ધ થઇ કે તરત જ દેવ તમને પોતાના હાથમાં ઉઠાવી લેશે, યાને પોતાની પાસે સ્થાન આપશે જ આપશે. આડખીલી છે તે માત્ર આત્મશુદ્ધિ પૂરતી જ છે. મતલબ કે પરમેશ્વર ભક્તને હાથ ક્યારે આપે છે તે અત્રે કહેવામાં આવ્યું છે. એના પર વિશ્વાસ રાખીને આત્મશુદ્ધિના કાર્યમાં મનુષ્યે તત્કાળ પરોવાઇ જવું, કારણ કે ઇશ્વરનો હાથ તો સદાકાળ તૈયાર જ છે. ખોટી ઉતાવળ કરવાથી કંઇ જ વળશે નહિ, ' એવું સૂચવવા કહે છે કે (૧૦૧) "धृष्टिः असि।" 'તું ધૈર્યવાન છે.' ધૃષ્ટિ એટલે ધૈર્ય, આત્મવિશ્વાસ, પ્રગતિશીલ વિચાર, ખંત '. આથી કહેવા એ માગે છે કે આત્મવિશ્વાસ ધરો, ધીરજ અને ખંતપૂર્વક પ્રયત્ન કરો. એવો પ્રયત્ન કરાશે તો ઉન્નતિ થયા વગર નહિ જ રહે. પરંતુ એવો પ્રયત્ન કરવા ટાણે થોડુંક પથ્ય પાળવાની જરૂર છે. એ પથ્ય આવું છે.(૧૦૨) " हे अग्ने ! आमादं अग्निं अपजहि ।

**ध्रुवमसि पृथिवीं दृंह, ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय ॥ १७ ॥**

| | |
|---|---|
| १०३ देवयजं आवह । | ૧૦૩ દેવપૂજકોને પાસે લે. |
| १०४ ध्रुवं अस्ति । | ૧૦૪ તું સ્થિર છે. |

क्रव्यादं निषेध । " કહેતાં ' હે અગ્નિદેવ ! કાચું માંસ ખાવાવાળા અગ્નિને દૂર કર અને માંસાહારીઓનો નિષેધ કર. અર્થાત્ કે કાચું કિંવા પકવેલું માંસ ખાનારાઓને દૂર કરી દે. એવા લોક આપણી અંદર હોય તો પહેલાં તો તેમને મીઠા શબ્દોમાં તેમ ન કરવાનો ઉપદેશ કરવો, અને એ ઉપદેશને તેઓ ન ગણકારે તો પછી સમાજમાંથી તેમને દૂર કરી દેવા યાને તેમનો બહિષ્કાર કરવો. તું પોતે એવું આચરણ રાખીશ મા યાને માંસભક્ષણ કરીશ ના. આ પ્રકારનું પથ્ય સંભાળીને શું કરવાનું તે સૂચવવા આગળના મંત્રભાગમાં કહ્યું છે કે–( ૧૦૩ ) " देवयजं आवह ।" યાને ' દેવપૂજન કરવાવાળાઓને પાસમાં લે. ' દેવતાઓનું યજન, પૂજન, અર્ચન કિંવા હવન કરનારાઓને સાથમાં લઇ તેમનો સંઘ રચવો ને તેમની સંખ્યા વધારતા રહેવી. મતલબ કે, કાચું તેમ પાકું માંસ ખાવાવાળાઓને દૂર કરવા અને દેવતાઓનું યજન પૂજન કરનારાઓનું સંગઠન કરવું. આ પ્રમાણે પોતાના વિચાર, ઉચ્ચાર અને આચારની શુદ્ધિ સાધીને તે જ દિશામાં નિજ સમાજની પણ શુદ્ધિ સાધવી. આ રીતે વ્યક્તિ તેમજ સમાજની પવિત્રતા થઈ જાય એટલે માનવ સમાજ ઉન્નતિને પંથે ચઢ્યો જ સમજવો. આ ઠેકાણે કોઇ શંકા કરે કે ' આમ કરીએ પણ આ ક્ષણભંગુર જગતમાં આપણું કર્યું કારવ્યું ક્યાં સુધી ટકવાનું ? ' આ શંકાનું નિવારણ કરવા કહે છે કે–( ૧૦૪ ) " ध्रुवं अस्ति ।"

| | |
|---|---|
| ०५ पृथिवीं दृंह । | ૧૦૫ ભૂમિને દૃઢ કર. |
| १०६ ब्रह्मवनि क्षत्रवनि सजातवनि त्वा भ्रातृव्यस्य वधाय उपदधामि । | ૧૦૬ બ્રાહ્મણ ક્ષત્રિય અને સજાતીયોનું હિત કરનાર એવો જે તું તેને હું દુષ્ટોના વધ સારૂ પાસે લઉં છું. |

યાને 'તું સ્થિર છે.' તું ક્ષણભંગુર નથી. તું પોતે ક્ષણભંગુર છે એવું જો તને લાગતું હોય તો તે તારો ભારે મોટો ભ્રમ છે. ક્ષણભંગુર સકળ જગતની અંદર તું પોતે તારા પોતાના આત્મસ્વરૂપથી સ્થાણુ, સ્થિર અને સદાસર્વદા ટકવાવાળો છે. ત્રણે કાળ તારૂં આત્મસ્વરૂપ બિલકુલ ફેરફાર થયા વગરનું જેમનું તેમ ટકી રહે છે. તું પોતે સ્થિર હોવાથી જે જે કર્મ તું કરે છે, તેના સારાપણા બૂરાપણા પ્રમાણે સારા બૂરા સંસ્કાર તારા પર પડે છે. એટલા માટે હમેશાં શુભ કર્મો જ કરતાં રહેવું, અને આ ક્ષણભંગુર જગતમાં આપણે પોતે સ્થિર રહેવાવાળા છીએ એવું પાકે પાયે મનમાં ઠસાવવું. એટલા ખાતર જ દેવયાજકોને પાસમાં લેવાનું અને ભકતજનોના સત્સંગમાં રહી પોતાના શુભ સંસ્કારમાં વધારો કરતા રહેવાનું ઉપર સૂચવાયું છે. (૧૦૫) "पृथिवीं दृंह ।" યાને 'તું તારી અંદરના ભૂભાગને સુદૃઢ કર.' એટલે કે શરીરની અંદર સ્થૂળ પાર્થિવ ભાગ છે તેને સુદૃઢ બનાવ, તેમજ બહાર માતૃભૂમિના પ્રદેશને પણ મજબૂત બનાવ. માતૃભૂમિમાં વસતા લોકોનું સંગઠન ઉત્તમ પ્રકારે સાધીને સ્વદેશની તાકાત વધાર અને તેને એટલો તાકાતવાન બનાવ કે જેથી તેના પર ચઢી આવવાની હિંમત જ શત્રુઓ ન કરી શકે. તમારી સૈંઘશકિતમાં વધારો થાય એટલે તમારા પર હલ્લો કરવાની છાતી જ કોઇની ચાલે નહિ. હવે, સંગઠન કેવી રીતે સાધવું તે સમજાવતાં કહે છે કે—(૧૦૬) "ब्रह्मवनि, क्षत्रवनि, सजातवनि त्वा

**भ्रातृव्यस्य वधाय उपदधामि ।** " એટલે કે 'બ્રાહ્મણ ક્ષત્રિય અને સજાતીય લોકોનું હિત કરવાવાળો જે તું તેને શત્રુઓના વધ સારૂ પડખામાં ધાલું છું.' **ब्रह्मवनि** એટલે ( બ્રહ્મ-વનિ ) જ્ઞાન અને જ્ઞાની પ્રત્યે આદરબુદ્ધિ રાખનારો, યાને તેમનું હિત કરનારો, **क्षत्रवनि** એટલે શૌર્ય તથા શૂરવીર માટે આદરબુદ્ધિ રાખનારો તથા તેમનું હિત કરનારો, અને **सजात-वनि** એટલે કે સ્વજાતીય લોકોનો આદર કરનારો તથા તેમનું હિત સાધનારો. આપણા દેશમાં જ્ઞાન વધે અને જ્ઞાની લોકો સારી હાલતમાં હોય, તેમજ દેશના શૌર્યમાં વધારો થાય અને શૂરવીર લોકો સારી સ્થિતિમાં હોય, તથા સ્વજાતીયોની ઉન્નતિ પણ રાષ્ટ્રીય ઉન્નતિનો વિરોધ કર્યો વગર થાય એવા પ્રકારની મનોબુદ્ધિ જે મનુષ્યોમાં ઉત્પન્ન થાય તે મનુષ્યોનું સંઘબળ વધવા પામે જ. પોતાની જાતિની કે કોમની ઉન્નતિ કરવાની ના નહિ, પણ તે બીજી કોમોનો વિરોધ કર્યો વગર કરવાની: બીજાને ભોગે, બીજાઓનો નાશ કરીને સ્વજાતિને ઉન્નત કરવાની કોશિષ હરગીજ ન થવી જોઇએ. બધાંયે એકજુથ બનીને, એક બીજાએ સાથે રહીને, જ્ઞાન તથા જ્ઞાની, તેમજ શૌર્ય અને શૂરવીરના એકીકરણપૂર્વક સહુની જ, ઉન્નતિ સાધવી ઘટે. રાષ્ટ્રીય ઉન્નતિનું આ ધ્યેય છે. આ ધ્યેયની સિદ્ધિના માર્ગમાં આડખીલી નાંખે તેનું જ નામ શત્રુ. માનવ ઉન્નતિની આડે આવનાર એવા શત્રુને કાયમને માટે દૂર કરવો જોઇએ. ફરીવાર તેના તરફથી કદાપિ વિરોધ થવાની વકી ન રહે, એવી સ્થિતિમાં તેને આણી દેવો જોઇએ. ( ૧ ) **રાષ્ટ્રમાં જ્ઞાન તથા શૌર્યની ઉન્નતિ થાય ( ૨ ) તેઓ પરસ્પર સહાયક થઇ રહે, તથા ( ૩ ) સહુ એકત્ર થઇને કોઇનો પણ વિરોધ કર્યા વગર સ્વજાતિની ઉન્નતિ સાધે: એ સંગઠનનો કાર્યક્રમ**

છે. આ કાર્યક્રમ પ્રમાણે ચાલવાની ઇચ્છાવાળો પક્ષ હોય તે ધાર્મિક પક્ષ કહેવાય. પણ એ ધાર્મિક પક્ષનો વિરોધ કરનાર બીજો પક્ષ હોય છે, તે કહે છે કે "( ૧ ) રાષ્ટ્રમાં જ્ઞાન તથા શૌર્ય નહિ વધે તો ચાલશે, ( ૨ ) જ્ઞાની તથા શૂરવીર લોકોનું સંગઠન નહિ થાય તો ચાલશે, તથા ( ૩ ) અમે બીજાઓની મુદ્દલ પરવા રાખ્યા વગર સ્વજાતિનું હિત સાધીશું, સ્વકોમને ઉન્નત બનાવીશું—પછી તેમ કરતાં બીજા લોકોને સહન કરવું પડે કે મરવું પડે તેનો વાંધો નહિ." આવા પ્રકારના જે લોક હોય છે તેમના પક્ષ અને ઉપર કહ્યો તે ધાર્મિક પક્ષ એ બેની વચ્ચે વિરોધ તો હોવાનો જ. આવા માનવધર્મ વિરોધી લોકોને માટે '**ભ્રાતૃવ્ય**' કહેતાં પિતરાઈ અને '**સપત્ન**' કહેતાં સાવકાં એવી સંજ્ઞાઓ વેદમાં વપરાઈ છે. સગા ભાઈઓના દીકરા એક બીજાના ભ્રાતૃવ્ય અગર પિતરાઇ કહેવાય, અને એક જ ઇસમની બે બાઇડીઓના છોકરા તે પરસ્પરના સાવકા ભાઇ કહેવાય. તેવી જ રીતે એક જ પિતૃ દેશના બે પક્ષોઃ એક ધર્મ ભાવનાથી ચાલવાવાળો, અને બીજો અધર્મ ભાવનાએ ચાલનારો એ બે પક્ષોના સભ્યો પણ એકબીજાના ભ્રાતૃવ્ય અગર પિતરાઇ કહેવાય છે; અને તે જ પ્રમાણે એક જ માતૃભૂમિમાંના ધર્મભાવના અને અધર્મભાવનાવાળા બે પક્ષોના સભ્યો પરસ્પરના સાવકા વા ઓરમાઇ ભાંડુઓ મનાય છે. જગતની અંદર જે લડાઇઓ, મારામારી, કાપાકાપી, ને ચાલબાજીઓ ચાલે છે, તે આ પ્રકારના પિતરાઇ ને સાવકાં ભાંડુઓ વચ્ચે જ ચાલે છે. ધાર્મિક પક્ષને પોતાનો ધાર્મિક પક્ષ સ્થાપવાનો તથા ફેલાવવાનો હોય છે. '**ધર્મનું સંસ્થાપન**' કરવું એ તો ઇશ્વરનો જ પક્ષ છે. એટલે આ સત્પક્ષનો વિરોધ કરનારાઓનો કાં તો વિચારપલટો કરી તેમને સત્પક્ષમાં લાવવા

**अग्ने ब्रह्म गृभ्णीष्व धरुणमस्यन्तरिक्षं दृंह ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय ।**

| | |
|---|---|
| १०७ अग्ने ! ब्रह्मगृभ्णीष्व । | ૧૦૭ હે અગ્ને ! જ્ઞાન સ્વીકાર. |

જોઇએ, અગર તો પછી કાયમને માટે તેમનો કાંટો કાઢી નાખવો જોઇએ. ' વધ ' ત્રણ પ્રકારનો હોય છેઃ ( ૧ ) મત પરિવર્તનથી થનારો, ( ૨ ) સ્થાનાંતરથી ઘટનારો, અને ( ૩ ) દેહનાશથી નીપજનારો. એકાદ મનુષ્યનો પલટો થઇને તે અસત્પક્ષમાંથી નીકળીને સત્પક્ષમાં આવે, તો અસત્પક્ષમાંથી તેના પૂરતી એક સંખ્યા ઓછી થવાને કારણે એ પક્ષની દૃષ્ટિએ તો તે મર્યો જ ગણાય. બંદીવાસ, બહિષ્કાર કિંવા હદપારી કરવી એ બીજા પ્રકારનો વધ ગણાય. કારણ કે સ્થાનભ્રષ્ટ થતાં તે માણસ સત્પક્ષને પીડવાને અશક્ત બને છે. આ બે વધ અશસ્ત્રવધ છે. માત્ર ત્રીજા વધમાં શરીરનો નાશ થતો હોવાથી તે શરીરવધ કહેવાય. પહેલા વધને ' **જ્ઞાનવધ** ', બીજાને ' **સ્થાનવધ** ' અને ત્રીજાને ' **શરીરવધ** 'ના નામે પણ ઓળખાય. પહેલા બે પ્રકારના વધ બ્રાહ્મણી ઉપાય હોઇ ત્રીજો ઉપાય એ ક્ષાત્ર ઉપાય છે. કોને પડખામાં લેવો, કોને દૂર હડસેલવો, અને સંઘબળથી પોતાની ઉન્નતિ કેવી રીતે સાધવી એની જ કલ્પના આ યજુર્વેદમાં વારંવાર આવવાની છે, અને તેથી આ જ વાક્યો વારંવાર આવવાનાં છે; માટે આ વિવરણ–આ સમજૂત ન વિસરવાની વાચકે પોતાના મનમાં ગાંઠ વાળવી. એમ થશે તો જ વેદમંત્રોનો આશય તે સરળતાથી સમજી શકશે. નીકર તો આ ' ભ્રાતૃવ્ય ' અને ' સપત્ન 'ના અર્થ બરાબર ધ્યાનમાં ન રહેવાને કારણે અર્થનો અનર્થ થવાનો પૂરો સંભવ છે, માટે આ કલ્પનાનું મનન વાચકોએ આ દૃષ્ટિએ સાવધાનીપૂર્વક કરવું. ( ૧૦૭ ) " हे अग्ने ! ब्रह्म गृभ्णीष्व "

| | |
|---|---|
| १०८ धरुणं असि । | ૧૦૮ તું ધારક છે. |
| १०९ अन्तरिक्षं दृंह । | ૧૦૯ અંતરિક્ષને દૃઢ કર. |
| ११० ब्रह्मवनि० (१०६) | ૧૧૦ બ્રાહ્મણ (જુઓ નં. ૧૦૬) |
| १११ धर्त्रं असि । | ૧૧૧ તું ધારક છે. |

એનો શબ્દાર્થ ' હે તેજસ્વી પુરુષ ! તું જ્ઞાનનો સ્વીકાર કર ! ' એવો થાય. અને ભાવાર્થ એ કે-' જ્યાં જ્યાંથી જ્ઞાન મળી આવે ત્યાં ત્યાંથી મેળવીને તારી અંદર સંઘરી લે. તું અગ્નિ પ્રમાણે તેજસ્વી હોઈ તારી અંદર જ્ઞાનાગ્નિ સતેજ બન્યો છે. તેથી તારો પ્રકાશ અધિક ને અધિક વધે એટલા ખાતર તારા જ્ઞાનમાં વધારો કરતો રહે. જ્ઞાન એ જ સર્વ ઉન્નતિનું મુખ્ય સાધન છે. (૧૦૮) "धरुणं असि ।" યાને ' તું ધારક છે. ' એટલે કે તું બીજાઓને આધાર આપવાવાળો છે. જો, તારા આત્માએ આ શરીરને આધાર આપીને તેને જીવંત યાને ચેતનવંતું કર્યું છે. એ એક જ બાબત તારી ધારક અને પોષક શકિતને પૂરવાર કરવાને બસ છે. તારી અંદર એ શકિત છે તેથી જ તને કહેવાનું કે-(૧૦૯) " अन्तरिक्ष दृंह । " યાને ' અંતરિક્ષને દૃઢ કર ! ' ' અંતરિક્ષ એ તારી પોતાની અંદર અંતઃકરણના રૂપમાં છે. તેને તું સુદૃઢ કહેતાં બળવાન બનાવ. તારી આધાર-શક્તિ યાને તારો અંતરાત્મા તેને બળવાન કરે; કારણ એની શકિતના પાયા પર જ તારા સકળ પુરુષાર્થની રચના થવાની છે. [ આ ઠેકાણે ૧૬ થી ૨૦ નંબરની ટિપ્પણીઓ જોઇ જવાથી આપણી પોતાની અંદર અંતરિક્ષ ક્યાં છે તે સમજાશે ]. (૧૧૦) " ब्रह्मवनि० " [ આ મંત્રભાગના અર્થ માટે ૧૦૬ નંબરની ટિપ્પણી ફરી જુઓ ]. (૧૧૧) " धर्त्रं असि । " યાને ' તું ધારક છે. ' નિજ શકિત વડે તું બીજાને ધારણ કરે છે, બીજાને આધાર આપે છે. [ ૧૦૮ તથા ૧૧૧ નંબરના મંત્રભાગોના

धर्त्रमसि, दिवं दृंह ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि भ्रातृव्यस्य वधाय। विश्वाभ्यस्त्वाशाभ्यऽउपदधामि

| | |
|---|---|
| ११२ दिवं दृंह । | ૧૧૨ દ્યુલોકને દઢ કર. |
| ११३ ब्रह्मवनि० (१०६) | ૧૧૩ બ્રાહ્મણ૦ (જુઓ ૧૦૬) |
| ११४ विश्वाभ्यः आशाभ्यः उपदधामि । | ૧૧૪ બધી દિશાએથી હું તને સોડમાં લઉં છું ( અપનાવું છું ). |

અર્થ ઉપલક દૃષ્ટિએ એકસરખા જ દેખાય છે. પરંતુ એ બન્નેમાં પણ ધારક*પોષકના ગુણ એકસરખા ભલે હોય છતાં બન્ને વચ્ચે સૂક્ષ્મ ભેદ એ છે કે તેમાંનો એક અંતઃકરણનો ધારક છે જ્યારે બીજો બુદ્ધિનો ધારક છે. આ ભેદ આગલા પાછલા મંત્રોનો સંબંધ જોડતાં ધ્યાનમાં આવી શકશે. ૧૦૪ થી ૧૦૬ ના ત્રણ મંત્રો સ્થૂલ શકિત જોડે સંબંધ દેખાડે છે. ૧૦૮ થી ૧૧૦ ના ત્રણ મંત્રો અંતઃકરણ સાથેનો સંબંધ દેખાડે છે, અને ૧૧૧ થી ૧૧૩ ના ત્રણ મંત્રો મસ્તકમાં રહેલી જ્ઞાનશકિત જોડેનો સંબંધ દર્શાવે છે. ત્રણે સ્થળે ધારણપોષણનો અર્થ એકસરખો હોવા છતાં તેમનાં કાર્ય તેમણે ધારણ કરેલી શકિતઓના ભેદને કારણે નિરનિરાળાં છે, એ વાચકોએ લક્ષમાં લેવું. ( ૧૧૨ ) " दिवं दृंह । " કહેતાં ' દ્યુલોકને દઢ કર. ' જેવી રીતે બ્રહ્માંડ વિષે બહારની બાજુએ દ્યુલોક છે, તેવી જ રીતે પિંડની અંદર મસ્તકને ઠેકાણે પણ દ્યુલોક છે. તારા પિંડની અંદરની એ દિવ્ય શકિતનું સામર્થ્ય તું વધાર. (૧૧૩) " ब्रह्मवनि० " [આ મંત્રનો અર્થ અને ભાવ ૧૦૬ નંબરની ટિપ્પણીમાં જોઈ લેવો.] ( ૧૧૪ ) विश्वाभ्यः आशाभ्य : उपदधामि ।" એટલે કે

चितस्थोर्ध्वचितो भृगूणामङ्गिरसां तपसा तप्यध्वम् ॥ १८ ॥

| | |
|---|---|
| ११५ चितः स्थ । | ૧૧૫ તમે ચેતના ( ઉત્પન્ન ) કરવાવાળા છો. |
| ११६ ऊर्ध्वचितः भृगूणां अंगिरसां तपसा तप्यध्वम् । | ૧૧૬ ઊર્ધ્વ ભાગ તરફ ચેતના પ્રેરનારો થા અને ભૃગુ તથા અંગિરસનાં તપોથી તેજસ્વી બન. |

'બધી દિશાએથી હું તને પાસે લઉં છું.' અર્થાત્ કે તારૂં આચરણ જો તું ઉપર પ્રમાણે રાખીશ તો હું તને, તું ગમે તે દિશામાં હશે ત્યાંથી પણ મારી સમીપ ખેંચી લઇશ.' આ પ્રમાણે ઇશ્વર મનુષ્યને કોલ આપે છે. એ કોલનો આશય અથવા મર્મ એવો છે કે કરવામાં આવેલું સત્ય ધર્માચરણ કદાપિ ફોગટ જતું નથીઃ મનુષ્યને તે પ્રભુની નજદીક પહોંચાડનારૂં બને છે જ બને છે. ( ૧૧૫ ) " चितः स्थ । " કહેતાં 'તમે ચેતના ( ઉત્પન્ન ) કરવાવાળા છો.' મનુષ્યની અંદર ચૈતન્ય શક્તિ રહેલી છે અને તે પોતાની ચૈતન્ય શક્તિના યોગે બીજાંની અંદર ઉચ્ચ ચેતના પેદા કરી શકે છે. મનુષ્યની એ વિશેષતા છે. તેથી ( ૧૧૬ ) " उर्ध्वचितः भृगूणां अंगिरसां तपसा तप्यध्वं । " યાને 'ઊર્ધ્વ ભાગો તરફ ચેતના પ્રેરનારો થા અને ભૃગુ તથા અંગિરસના તપોથી (આ ઋષિઓના જેવું તપ આચરીને) તેજસ્વી બન.' મનુષ્યની અંદર ઊંચામાં ઊંચા ભાગ હૃદય અને મસ્તક છે. હૃદયની અંદર ભક્તિની ચેતના પ્રગટવી જોઇએ; અને મસ્તક કહેતાં મગજની અંદર વિચારોની ચેતના પ્રેરાવી જોઇએ. આ પ્રકારની ચેતનાઓની પ્રાપ્તિ બાદ મનુષ્ય તે તે ચૈતન્ય શક્તિથી વિભૂષિત બને છે

ને તેની યોગ્યતા વધે છે. હૃદય તથા મગજની શક્તિના પ્રમાણમાં જ મનુષ્યની યોગ્યતા અંકાય છે. આ ચૈતન્ય શક્તિની સાથે મનુષ્યને તપની પણ જરૂર છે. તપ એટલે દ્વંદ્વો સહન કરવાની શક્તિ. ઠંડી–ગરમી, સુખ-દુઃખ વગેરે જે દ્વંદ્વો છે તેમને બધી ભાંતે વેઠનારો શખ્સ જ ઉન્નતિ સાધી શક શકે છે. જેમનાથી શીતોષ્ણતા સહેવાતાં નથી, તેમને હસ્તે ભારે મોટાં કામો થવાની આશા જ ઓછી. વ્યાવહારિક કિંવા પારમાર્થિક કાર્ય આપણે હાથે થાય એવી ઇચ્છા જેમની હોય તેમણે આ શીતોષ્ણાદિ દ્વંદ્વો સહન કરવાનો મહાવરો વધારવો જોઇએ. થોડીશી ઠંડીથી જેને તાઢ ચઢી જાય, અને થોડીશી ગરમીથી જે અકળાઈ જાય તેને હાથે ઝાઝો પુરુષાર્થ થવાનો સંભવ નથી. ' भृगु ' અને ' अंगिरस ' એ શબ્દો તપના બે પ્રકારના સૂચક છે. ' भृगु ' શબ્દનો અર્થ ' પર્વત શિખર ' એવો થતો હોઇ આપણા શરીરમાંનો પર્વત તે કરોડરજ્જુ, અને તેનું શિખર અથવા માથાનો ભાગ તે શુક્ર કિંવા વીર્ય છે. એ સર્વની તાકાત વધારવા સારૂ જે તપની જરૂર રહે છે તે તપનું નામ ( भृगूणां तपः ) ભૃગુનું તપ છે. જે યોગાનુષ્ઠાનથી ઉપરોક્ત શક્તિની શરીરમાં વૃદ્ધિ થાય અને તે જળવાઇ રહે તે અનુષ્ઠાન તપ કહેવાય છે. એ જ પ્રમાણે ' अंगि-रस ' એ શબ્દ પણ અંગમાંના જીવનરસનો સૂચક છે. જે તપશ્ચર્યાથી સઘળાં અવયવોમાં સંચાર કરનારો આ જીવનરસ શુદ્ધ થાય છે અને અંગેઅંગમાં ઉત્તમ સતેજ જીવન ભરતો રહે છે તે તપના વિધિનું નામ ( अंगिरसां तपः ) અંગિરસનું તપ છે. આ બે પ્રકારનાં તપશ્ચરણથી મનુષ્યના સ્થૂલ શરીરથી માંડીને તે તેના બુદ્ધિવૈભવ સુધીની સર્વ પ્રકારની શક્તિમાં ઉત્તમ વધારો થાય છે. એથી માનવ–ઉન્નતિની દૃષ્ટિએ વિચારતાં આ બન્ને તપવિધિની કિંમત ખૂબ મોટી ઠરે છે. આવાં તપ આદરવાથી શી ફળ પ્રાપ્તિ થાય છે તે બતાવવા

## शर्मास्यवधूतंरक्षोऽवधूताऽअरातयो,

| | |
|---|---|
| ११७ शर्म असि । | ૧૧૭ તું સુખ (રૂપ) છે. |
| ११८ रक्षः अवधूतं । अरातयः अवधूताः । | ૧૧૮ રાક્ષસ દૂર થયો. અનુદાર દૂર થયા. (જુઓ: ૪૦ થી ૪૩ તથા ૫૫) |

હવે પછીના મંત્રમાં કહે છે કે-( ૧૧૭ ) " **शर्म असि ।** " યાને ' તું સુખ છે. ' અર્થાત્ કે તારું પોતાનું સ્વરૂપ સુખમય છે. તારું સુખ તારે બહારથી પ્રાપ્ત કરવાનું નથી, કારણ કે તે તારી પોતાની અંદર જ છે. તારી પોતાની અંદર જ રહેલા સુખને તારે અનુભવવાનું છે, અને તે અનુભવ તને ઉપર બતાવેલા તપશ્ચરણ-દ્વારા જ પ્રાપ્ત થાય તેમ છે. મતલબ કે ખુદ પોતાની શક્તિનો અનુભવ લેવાને સુદ્ધાં ખાસ પ્રયત્ન કરવાની અપેક્ષા છે, એ કોઇએ વિસરવું ન જોઇએ. ( ૧૧૮ ) " **रक्षः अवधूतं । अरातयः अवधूताः ।** " કહેતાં ' રાક્ષસ દૂર થયો અને અનુદાર દૂર થયા ' અર્થાત્ કે ઉપલા મંત્રોમાં કહ્યા પ્રમાણે પોતીકા સુખમય સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત થયા બાદ સાધકને એમ લાગે છે કે ' હવે મારી કનેથી બધા જ રાક્ષસો અને તમામ અનુદારો દૂર થઇ ગયા હોઇ હવે હું સંપૂર્ણ નિર્ભય બન્યો છું. [ આજ મંત્રભાગ ટિપ્પણી નં. ૪૦ થી ૪૩ તેમજ ૫૫ માં આવ્યા હોઇ તેમનાં સ્પષ્ટીકરણ અહીં ધ્યાનમાં લેવાં ]. આ પ્રમાણે આંતરસુખનો અનુભવ થતાં અને પોતાની અંદરનાં આસુરી અને અનુદાર તત્ત્વો દૂર થઇ ગયાં એવો અનુભવ થતાં પોતીકી અદીનતાની ખાત્રી થઇ જાય છે. હું દીન દુર્બળ નથી એટલે અદીન એવી દૈવી શક્તિ મારી પોતાની અંદર જ છે. આવી જ ખાત્રી આ પછીના મંત્રભાગોમાં આપવામાં

ऽदित्यास्त्वगसि, प्रति त्वादितिर्वेत्तु । धिषणासि पर्वती, प्रति त्वादित्यास्त्वग्वेत्तु,

| | |
|---|---|
| ११९ अदित्याः त्वक् असि । | ११९ तुं अदीनतनी त्वचा छे. |
| १२० अदितिः त्वा प्रतिवेत्तु । | १२० अदीनता तने परिचित होय. |
| १२१ पर्वती धिषणा असि । | १२१ पर्वमां रहेनारी बुद्धि तुं छे. |
| १२२ अदित्याः त्वक् प्रतिवेत्तु । | १२२ अदीनतानी त्वचा तने परिचित होय (जुओ ८५) |

आवी छे. जुओ-( ११९–१२० ) " अदित्याः त्वक् असि । अदितिः त्वा प्रतिवेत्तु । ( १२२ ) अदित्याः त्वक् प्रतिवेत्तु ।" એટલે કે 'તું અદીનતાનું આવરણ માત્ર છે. એ અદીનતાનો તને પરિચય હો. એ અદીનતાના આવરણની તને ખબર હો. ' [ આ મંત્રભાગ ટિપ્પણી નં. ८१, ८२ અને ८५માં અગાઉ આવી ગયા હોઈ ત્યાંનું સ્પષ્ટીકરણ આ ઠેકાણે જરૂર જુઓ. ] अदिति એ દેવોની માતા તરીકે સુપરિચિત છે. 'અદીનતા, સ્વતંત્રતા, સ્વાધીનતા' રૂપી દેવી એજ સર્વ દેવતાઓને જન્મ આપનારી જનેતા છે. તે જ પ્રમાણે 'दिति' એ અસુરોની જનની છે. दिति એટલે 'દીનતા, પરસ્વાધીનતા, પરતંત્રતા.' સુર અને અસુરની ભાવના કેવા પ્રકારની છે તે આના પરથી સ્પષ્ટ સમજાય છે. આ ભેદ પારખી લઈને મનુષ્ય દૈવી શક્તિવાળો જ થવાનો સંકલ્પ કરે એજ ઇષ્ટ હોઇ મનુષ્યમાં તેવી બુદ્ધિ હોય છે, એમ બતાવવા કહ્યું છે કે—(१२१) " पर्वती धिषणा असि ।

दिवः स्कम्भनीरसि, धिषणासि पार्वतेयी, प्रति त्वा पर्वती वेत्तु ॥ १९ ॥

| | |
|---|---|
| १२३ दिवः स्कंभनीः असि। | ૧૨૩ દ્યુલોકને સ્થિર કરનાર ( શક્તિ તું ) છે. |
| १२४ पार्वतेयी धिषणा असि। | ૧૨૪ પર્વતમાંની બુદ્ધિ તું છે. |
| १२५ पर्वती त्वा प્રतिवेत्तु। | ૧૨૫ પર્વમાંની બુદ્ધિ તને પરિચિત હો. |

(૧૨૪) पार्वतेयी धिषणा असि (૧૨૫) पर्वती त्वा प्रतिवेत्तु" એટલે કે " પર્વતમાં હોનારી બુદ્ધિ તુ છે. પર્વત મધ્યેની બુદ્ધિ તું છે. પર્વતમાંની બુદ્ધિ તને પરિચિત હો. ' પૃષ્ઠવંશ નામે ઓળખાતો જે મેરૂદંડ કિંવા બરડાની કરોડ છે તેને ' પર્વત ' એવી સંજ્ઞા આપવામાં આવી છે. પર્વત એટલે ( पर्ववान्-पर्ववत्-पर्वत ) જેને પર્વ હોય તે. આ પૃષ્ઠવંશને એવાં પર્વ હોય છે, અને તે કરોડના મણકાને નામે ઓળખાય છે. બરડે હાથ ફેરવતાં એ મણકા હાથને પણ લાગે છે. એ મણકા કરોડમાં હોય છે તેથી કરોડને પર્વવાન કિંવા પર્વત એવું નામ આપવામાં આવ્યું છે. આ પર્વત મધ્યે યાને પૃષ્ઠવંશની અંદર વ્યાપી રહેલી જે શક્તિ છે, તે શક્તિને पर्वती, पार्वती કિંવા पार्वतेयी કહે છે ' पर्वती-धिषणा ' એ આ પૃષ્ઠવંશ મધ્યે વ્યાપી રહેલી જે બૌદ્ધિક શક્તિ છે તેનું નામ છે. એક બુદ્ધિ મસ્તકના જ્ઞાનતંતુઓમાં રહેલી હોય છે, અને બીજી બુદ્ધિ પૃષ્ઠવંશના તંતુઓમાં રહેલી છે. પૂર્વ સંસ્કારનો ગાંઠડો આખો પૃષ્ઠવંશના જ્ઞાનતંતુઓમાં રહેતો હોવાથી એ ભાગની બુદ્ધિનું કહેતાં ' પર્વતીધિષણા 'નું મહત્ત્વ અધિક છે. યોગશાસ્ત્રમાં પૃષ્ઠવંશને સુસ્થિતિમાં રાખવા વિષે આખું મોટું વર્ણન કરવામાં

આવ્યું છે તેનું કારણ આ જ છે. સર્વ પૂર્વસંસ્કાર આ પૃષ્ઠવંશની અંદર સંઘરાયલા હોવાથી આ પૃષ્ઠવંશમાંની ઈડા પિંગળા નાડીઓનો પ્રવાહ સુવ્યવસ્થિત રીતે ચાલતો રહે તેના પર જ મનુષ્યના બૌદ્ધિક વિકાસનો આધાર રહે છે. ઉત્તમ પ્રકારની સહજ બુદ્ધિમત્તા હોવી કિંવા બુદ્ધિહીનતા હોવી એનો આધાર મોટે ભાગે પૃષ્ઠવંશની હાલત પર રહેલો છે. એટલે આ પૃષ્ઠવંશ કિંવા કરોડરજ્જુમાં રહેલી સહજબુદ્ધિનું મહત્ત્વ આ મંત્રભાગોમાં દર્શાવવામાં આવ્યું છે. એ બુદ્ધિને ઉત્તમ સ્થિતિમાં લાવવા સારૂ ખાસ પ્રકારનાં આસન પ્રાણાયામ વગેરે અનુષ્ઠાનો યોગશાસ્ત્રમાં સૂચવવામાં આવ્યાં છે. આ પૃષ્ઠવંશીય બુદ્ધિ જેવી ને જેટલી હોય છે તેવી ને તેટલી જ માણસની યોગ્યતા અંકાય છે. આટલા વિવેચન પછી 'આ પૃષ્ઠવંશીય બુદ્ધિ તું જ છેઃ અને તેની ઓળખ તને થાઓ યાને તે બુદ્ધિ તારામાં પ્રગટો ' એ આશયના આ મંત્રભાગોનો યથાર્થ ખ્યાલ આવશે. પૃષ્ઠવંશીય આ બુદ્ધિ કેવડીક મોટી છે એવો સવાલ કોઈના મનમાં થાય તો તેના સમાધાન માટે કહ્યું છે કે—(૧૨૩) "दिवः स्कंभनीः असि ।" યાને 'દ્યુલોકને સ્થિર કરનારી શક્તિ જ તું છે.' દ્યુલોકને વ્યાપીને ત્યાં સ્થિરસ્થાવરતા કરનાર તારી બુદ્ધિ જ છે. તો પછી એ બુદ્ધિના યોગે ભૂલોક અને અંતરિક્ષ લોકની સ્થિરસ્થાવરતા પણ મનુષ્ય કરી શકે એમાં તો શંકા નહિ જ, પણ દ્યુલોક પર સુદ્ધાં પોતાનો અધિકાર જમાવી શકે. મનુષ્યના મસ્તકમાં મગજનું સ્થાન હોઈ તેની પૂછડી કહેતાં છેડાના ભાગ પૃષ્ઠવંશમાંની એ કુલડીઓમાં આવેલા માકડ નામે ઓળખાતા હાડકા પર્યંત લંબાયલા છે અને તેમાં જ મનુષ્યની બુદ્ધિ ભરેલી છે. એ બુદ્ધિનું સામર્થ્ય એટલું બધું છે કે એ બુદ્ધિના જોરે મનુષ્ય ત્રિભુવનને વ્યાપી શકે. એટલું બધું સામર્થ્ય પોતાનામાં છે એ મનુષ્યએ ઓળખવું જોઈએ અને

## धान्यमसि, धिनुहि देवान्,

| | |
|---|---|
| १२६ धान्यं असि । | ૧૨૬ તું ધાન્ય છે. |
| १२७ देवान् धिनुहि । | ૧૨૭ દેવોને તૃપ્ત કર. |

તેમાં ઓર વધારો કરવો જોઇએ. વ્યસનના ગુલામ બનીને એ સામર્થ્યને ઘટાડવું ન જોઇએ. સંયમથી એ સામર્થ્યમાં વધારો થઇ શકે છે. એટલા માટે કહ્યું છે કે—( ૧૨૬-૧૨૭ ) " **धान्यं असि। देवान् धिनुहि।** " અર્થાત્ કે ' તું ધાન્ય હોઇ દેવોને તૃપ્ત કર. ' ધાન્ય એટલે ( **धाने पोषणे हितं** ) જે પોષણને હિતકારક હોય તે. ધાન્ય એ પોષણને હિતકારક હોવાથી જ તેનું તે નામ પડ્યું છે. વળી, જેના યોગે મનુષ્ય ' **ધન્ય** ' બને છે તેને પણ ધાન્ય કહેવામાં આવે છે. દેવકાર્ય સારૂ મનુષ્ય સમર્પિત થતો હોવાથી તથા પંડે જ હવિ બનતો હોવાથી તેને જ માટે દેવોનું ધાન્ય ' એ શબ્દપ્રયોગ અહીં થયો છે, અને તે દ્વારા સૂચવ્યું છે કે દેવકાર્ય અર્થે તું આત્મસર્વસ્વનું બલિદાન આપી દઇને દેવતાઓને સંતુષ્ટ કર. જીવાત્માની દૃષ્ટિએ વિચારતાં આત્મામાં ધન્યતા છે, પોષણશક્તિ છે. એ પોષણશકિત કાયમ હોય ત્યાં સુધી જ ઇંદ્રિયો પુષ્ટ થતી રહે છે. એ શકિતમાં ઉદાસીનતા આવી જતાં યાને એ શકિત મંદ પડી જતાં, શરીર ક્ષીણ બનવા માંડે છે. તેથી આ મંત્રભાગમાં કહેવામાં આવ્યું છે કે ' તું ધાન્યની માફક પોષણકર્તા હોઇ તારે તારી પોતાની અંદરના દેવોને યાને ઇંદ્રિયોને સંતુષ્ટ, તૃપ્ત, પુષ્ટ અને ધન્ય કરવી જોઇએ. અર્થાત્ કે નિજ શકિતનો ઉત્કર્ષ મનુષ્યે થવા દેવો જોઇએ અને તે ઉત્કર્ષ તેણે પોતાની અંદર રહેલી આત્મશકિત દ્વારા સાધવો જોઇએ. મતલબ કે પોતાની આત્મશક્તિનો ઉપયોગ મનુષ્યે પોતાના ઉદ્ધાર માટેનાં જરૂરી કાર્યો કરવામાં જ કરવો જોઇએ; પોતાની એ શક્તિમાં ઘટાડો થાય એવા

## प्राणाय त्वोदानाय त्वा व्यानाय त्वा ।

| | |
|---|---|
| १२८ प्राणाय त्वा, उदानाय त्वा, व्यानाय त्वा (धां)। | १२८ પ્રાણ, ઉદાન અને વ્યાન આ પ્રાણો સારૂ તને ( ધારણ કરૂં છું ). |
| १२९ आयुषे दीर्घा प्रसितिं अनुधां । | १२९ આયુષ્ય માટે વિસ્તૃત શક્તિ હું અનુકૂળતાપૂર્વક ધારણ કરૂં છું. |

પ્રકારના હીન કૃત્યોમાં એ શક્તિનો ઉપયોગ દરગીજ ન થવા દેવો જોઇએ. મનુષ્યે હમેશાં એવાં જ કામો કરવા ઘટે કે જેના યોગે પોતાની પ્રાણશક્તિ બળવાન બને. એટલા માટે કહ્યું છે કે— (૧૨૮) " प्राणाय त्वा, उदानाय त्वा, व्यानाय त्वा ( धां )।" એટલે કે ' પ્રાણ, ઉદાન અને વ્યાન એ પ્રાણો માટે હું તને ધારણ કરૂં છું. ' પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ તેમ જ બીજી બધી પ્રાણશક્તિઓની વૃદ્ધિ થાય એટલા ખાતર હું તને ધારણ કરૂં છું. મનુષ્યે કોઇ પણ પદાર્થનું ધારણ શા માટે કરવાનું તે આ પ્રતિજ્ઞામંત્રમાં સૂચિત થયું છે. કોઇ પણ પદાર્થને સ્વીકારતી વેળા મનુષ્યે વિચાર કરવો જોઇએ કે ' આને સ્વીકારવાથી મારી પ્રાણશક્તિમાં વધારો થશે કે ઘટાડો ? ' જેના યોગે પ્રાણશક્તિ વધવા પામે તે પદાર્થ સ્વીકારવો અને જેના યોગે પ્રાણશક્તિ ક્ષીણ થાય તેનો અસ્વીકાર કરવો. એવું કાં કહ્યું ? તો કે—( ૧૨૯ ) " आयुषे दीर्घा प्रसितिं अनुधां । " યાને ' આયુષ્ય સારૂ મોટી શક્તિ હું અનુકૂળ રીતે ધારણ કરૂં છું. ' દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય તેટલા સારૂ હું બહુ મોટી શક્તિ મેળવું છું અને તેનો ઉપયોગ યોગ્ય રીતે કરૂં છું. ' प्रसिति ' શબ્દનો અર્થ ' શક્તિ, અધિકાર,

दीर्घामनु प्रसितिमायुषेधां, देवो वः सविता हिरण्यपाणिः प्रतिगृभ्णात्वच्छिद्रेण पाणिना,

| | |
|---|---|
| १३० हिरण्यपाणिः सविता देवः अच्छिद्रेण पाणिना वः प्रतिगृभ्णातु । | ૧૩૦ હાથે સુવર્ણભૂષણ ધારણ કરેલો સવિતાદેવ તમને પોતાના છિદ્રરહિત હાથવડે પકડો (જુઓ ૫૭, ૧૦૦) |

પ્રભાવ, માર્ગ, હલ્લો, જાળું, ફાંસ, પ્રાપ્તિ, જ્વાળા,' એટલા બધા થાય છે. તે પૈકી આ ઠેકાણે 'શક્તિ' એ અર્થ બંધબેસતો છે. દીર્ઘાયુની પ્રાપ્તિ સારૂ શરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ એ બધાંની શક્તિ ખીલવીને તેમને યોગ્ય કાર્યોમાં પ્રવૃત્ત કરવાં જોઇએ. તો જ દીર્ઘાયુની પ્રાપ્તિ થાય ને સુખે જીવાય. મતલબ કે સર્વ પ્રકારનાં ઉપભોગો અને કાર્યો એવી રીતે કરાવાં જોઇએ કે જેથી પોતાની શક્તિનો ઘટાડો ન થતાં વિકાસ સધાતો રહે. આવી રીતે આત્મશક્તિનો વિકાસ સાધનારાંઓને પરમેશ્વર પણ સહાય કરે છે. જુઓઃ—(૧૦૦) "हिरण्यः पाणिः सवितादेवः अच्छिद्रेण पाणिना वः प्रतिगृभ्णातु ।" યાને 'સુવર્ણ આભૂષણોથી શોભતો ઉત્પાદક દેવ પોતાના છિદ્રરહિત હાથથી તને પકડો.' અર્થાત્ કે આગળ કહ્યા પ્રમાણે પોતાની શક્તિનો યોગ્ય માર્ગે વિકાસ સાધવાવાળા મનુષ્યને જગન્નિયતા પરમેશ્વર પોતાના નિર્દોષ હસ્તે સ્વયં સહાય કરે છે. મતલબ કે, સ્વાશ્રયપૂર્વક સ્વકીય ઉન્નતિ સાધી લેવા જેટલો પુરુષાર્થ કરનારને ભગવાન પોતે સહાય કરે છે. (ટિપ્પણી નં. ૫૭ તથા ૧૦૦ નાં સ્પષ્ટીકરણ અત્રે જોઈ જવાં). ઉપર ૧૨૮ મી ટિપ્પણીમાં 'પ્રાણશક્તિના વિકાસને અનુકૂળ હોય એવા પદાર્થ લેવા અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવું' એમ કહેવામાં

## चक्षुषे त्वा, महीनां पयोऽसि॥ २० ॥

| | |
|---|---|
| १३१ चक्षुषे त्वा ( धां ) । | ૧૩૧ નેત્ર ઇન્દ્રિય સારૂ તને ( ધારણ કરૂં છું. ) |
| १३२ महीनां पयः असि । | ૧૩૨ મહાશક્તિનું દૂધ તું છે. |

આવ્યું છે. પ્રાણશક્તિના વિકાસ વાસ્તે અમુક નિયમપાલન જેમ આવશ્યક છે, તેમ જ નેત્રાદિ ઇંદ્રિયોની શક્તિની વૃદ્ધિ સારૂ પણ તેવા નિયમપાલનની આવશ્યકતા હોઈ તેનું સૂચન હવેના મંત્ર-ભાગમાં કરવામાં આવે છે. જુઓઃ—( ૧૩૧ ) " **चक्षुषे त्वा ( धां ) ।** " યાને ' નેત્ર વગેરે ઇંદ્રિયો સારૂ હું તને ધારણ કરૂં છું. ' કોઇ પણ પદાર્થનો સ્વીકાર કરતી વેળા મનુષ્યે વિચારવું જોઇએ કે ' આ પદાર્થનું સેવન મારી નેત્રાદિ ઇંદ્રિયોની શક્તિ-ઓને હિતકર નીવડશે કે હાનિકર્તા થઇ પડશે ? જેમનું સેવન કરવાથી સર્વ ઇંદ્રિયો શક્તિશાળી થાય તે જ પદાર્થો સ્વીકારવાયોગ્ય સમજવા, અને શક્તિઓને ક્ષીણ કરનારા પદાર્થો વર્જ્ય કહેતાં તજવાલાયક સમજી તેમનાથી દૂર રહેવું. [ આ ઠેકાણે ટિપ્પણી નં. ૧૨૮–૧૨૯ ફરી જોઇ જવી, કારણ કે એ મંત્રભાગો પણ આ જ વિષયનું પ્રતિપાદન કરે છે. ] મનુષ્યની અંદર અનંત મહા-શક્તિ રહેલી છે, એ સમજાવવા કહે છે કે-( ૧૩૨ ) " **महीनां पयः असि** " યાને ' મહાશક્તિનું દૂધ તું છે. ' પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, દિશા, સૂર્ય, વિદ્યુત વગેરે અનેક મહાશક્તિ-ઓનાં સારભૂત તત્ત્વો આ મનુષ્ય પ્રાણીની અંદર રહેલાં છે. ગાયની અંદર સારભૂત તત્ત્વ તરીકે દૂધ જેમ રહેલું છે, તેમજ વિશ્વભરમાં વ્યાપેલી આ સઘળી મહાશક્તિઓનું તત્ત્વ મનુષ્યની અંદર ભરેલું છે, બલ્કે મનુષ્ય એ આ મહાશક્તિઓના અંશરૂપ છે.

.વસ્ય ત્વા સવિતુઃ પ્રસવેઽશ્વિનોર્બાહુભ્યાં પૂષ્ણો હસ્તા-
ભ્યામ્ ।.સંવપામી ,

| | |
|---|---|
| .૩૩ સવિતુઃ દેવસ્ય પ્રસવે અશ્વિનોઃ બાહુભ્યાં પૂષ્ણોઃ હસ્તાભ્યાં ત્વા સંવપામિ । | ૧૩૩ સર્વની ઉત્પત્તિ કરનાર દેવની પ્રસૂતિરુપી સૃષ્ટિમાં અશ્વિનીના બાહુઓથી અને પુષાદેવના હાથો વતી તને વિસ્તારૂં છું. ( જુઓ ૫૭ ) |

જગતભરની સર્વ શકિતઓનો વાસ મનુષ્યની અંદર હોવાને કારણે જ માનવી મહત્તાના ગાન સર્વત્ર ગાવામાં આવ્યાં છે. [ અત્રે ૧૬ થી ૨૫ સુધીની ટિપ્પણીઓ પુનઃ જોઇ લેવી. ] આવી સારભૂત શકિત મનુષ્યની અંદર રહેલી હોવાથી જ તેણે પોતાનું આયુષ્ય વધારવું જોઇએ તેમજ પોતાની શકિતઓનો વિકાસ સાધવો જોઇએ. [ ટિપ્પણી નં. ૧૨૮, ૧૨૯ તથા ૧૩૧ મી જોવી ]. પૂર્વોકત પદ્ધતિએ સ્વશકિતનો વિકાસ સાધનાર મનુષ્યને પરમેશ્વર આશ્વાસન આપે છે કેઃ-( ૧૩૩ ) " **સવિતુઃ દેવસ્ય પ્રસવે અશ્વિનો બાહુભ્યાં પૂષ્ણોઃ હસ્તાભ્યાં ત્વા સંવપામિ ।** " એટલે કે ' સર્વના ઉત્પાદક દેવની પ્રસુતિ રૂપ આ સૃષ્ટિની અંદર અશ્વિની ( દેવો ) ના બાહુઓથી અને પૂષા દેવતાના હાથો વતી હું તને વિસ્તારૂં છું. ' અશ્વિની દેવોના બાહુઓમાં રોગોને અટ-કાવવાની અને નિવારવાની, તથા પુષા દેવના હાથમાં પોષણ કર-વાની શકિત રહેલી છે. એ રોગને અટકાવવાની ને મટાડવાની. તથા પોષણ શકિત દ્વારા ઇશ્વર મનુષ્યસૃષ્ટિનો તેમજ મનુષ્યની. શકિતનો વિસ્તાર વધારે છે. [ અત્રે ટિપ્પણી નં. ૫૭, ૬૮, ૧૦૦ તથા ૧૩૦ જોઇ જવી, કારણ ત્યાં પણ આ જ અર્થના મંત્ર–

समापऽओषधीभिः, समोषधयोरसेन । सꣳरेवतीर्जगतीभिः पृच्यन्ताꣳ,

| | |
|---|---|
| १३४ आप· ओषधीभिः संपृच्यन्ताम् । | ૧૩૪ જળ ઔષધિઓથી સંયુકત થાઓ. |
| १३५ ओषधः रसेन सं ( पृच्यन्तां ) । | ૧૩૫ ઔષધિઓ રસથી યુકત થાઓ. |
| १३६ रेवतीः जगतीभिः सं ( पृच्यन्तां ) । | ૧૩૬ ધનવાનો અને વેગવાનોનો મેળ મળો. |

ભાગો આવેલા છે ]. મનુષ્ય શરીરમાં રોગની અટકાયત કરનાર રોગને મટાડનાર તથા પોષણ કરનાર શકિતમાં વધારો કરવા સારૂ ઔષધિરૂપ વનસ્પતિઓનું સેવન યોગ્ય રીતે કરવાની આવશ્યકતા છે. એ ઔષધિઓ સંબંધી આવશ્યક ઉપદેશ આપતાં કહે છે કે–( ૧૩૪ ) " आपः औषधीभिः संपृच्यन्तां । " યાને ' જળ ઔષધિઓથી સંયુકત થાઓ. ' અર્થાત્ કે ઔષધિઓ, વનસ્પતિઓ, વૃક્ષો તથા અનાજો વગેરેને યોગ્ય સમયે યોગ્ય પ્રમાણમાં જળ મળતુ રહો; અને ( ૧૩૫ ) " ओषधयः रसेन संपृच्यन्तां ।" કહેતાં ' બધા પ્રકારની ઔષધિઓ ઉત્તમ રસરસોવાળી બનો. ' ઔષધિઓ ઉત્તમ સત્ત્વમય રસોથી ભરપૂર બને તો જ તેમનામાં રોગને અટકાવવાના, મટાડવાના અને પોષણ કરવાના ગુણો આવે, ને તો જ તેમના સેવનથી મનુષ્ય આરોગ્યપૂર્ણ દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ કરી શકે. આ પ્રમાણે વનસ્પતિઓના આહારથી મનુષ્ય ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત કરી શકે એમ પ્રતિપાદન કરીને ' મનુષ્ય એ સમાજબદ્ધ પ્રાણી હોવાથી, સમાજના સ્વાસ્થ્ય અંગે ખાસ જરૂરી એવો એક મોટો સિદ્ધાંત પ્રતિપાદન કરતાં કહે છે કે—(૧૩૬) " रेवतीः जगतीभिः संपृच्यन्तां । " યાને ' ધનવાનોએ

सं मधुमतीर्मधुमतीभिः पृच्यन्ताम् ॥ २१ ॥

| | |
|---|---|
| १३७ मधुमतीः मधुमतीभिः संपृच्यन्ताम् । | ૧૩૭ મધુરોનો મધુરો સાથે મેળ બંધાઓ. |

વેગવાનો સાથે હળીમળીને રહેવું.' સમાજની અંદર કેટલાક લોક ધનવાન હોય છે, ત્યારે કેટલાક વેગપૂર્વક અથવા ઝડપથી કામ કરનારા હોય છે. એ બન્ને વર્ગના લોકો હળીમળીને એકમતે પોતાના સમાજની ઉન્નતિ માટે કાર્ય ચલાવતા રહે તો સમાજની ઉન્નતિ ખચિત થઇ શકે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર પ્રકારના લોકોમાં એકલો વૈશ્ય વર્ગ જ ધનવાન હોય છે. ત્યારે, બ્રાહ્મણ વર્ગમાં જ્ઞાનનો વેગ ક્ષત્રિયોમાં શૌર્યનો વેગ, અને શૂદ્રોમા કર્મશક્તિનો વેગ હોય છે. આ જુદા જુદા વેગવાળા લોકોને ધનિકો તરફથી યથાયોગ્ય પીઠબળ મળે, તો જ બધાંની એકસરખી ઉન્નતિ શક્ય બને, નહિ તો નહિ જ. આવા ઉન્નત સમાજમાંની પ્રત્યેક વ્યક્તિની અંદર જે અદ્‌ભુત શક્તિ રહેલી હોય છે, તે જ તેના અભ્યુદયને ઉપકારક થઇ પડે છે. પરતંત્ર સમાજની, સ્વતંત્ર સમાજની તથા ઉન્નત સમાજની વ્યક્તિઓ વચ્ચે કુદરતી રીતે જ તફાવત રહે છે. તે તે વ્યક્તિઓ વચ્ચે જન્મના સંસ્કારથી પ્રાપ્ત થયેલી શક્તિઓનું પ્રમાણ જ ઓછુંવત્તું હોય છે. આ ઉપરથી સહેજે સમજી શકાશે કે આખો સમાજ જો ઉન્નત થાય તો જ તેમાંની પ્રત્યેક વ્યક્તિને એક અસાધારણ શકિત પ્રાપ્ત થઇ શકે. મનુષ્યની ઉન્નતિ સાધવાનો વિચાર કરવાવાળાઓના ધ્યાન બહાર આ વાત ન જવી જોઇએ. આ સમાજશક્તિનો વિચાર તેમણે અવશ્ય કરવો જોઇએ. શકિતસંવર્ધનનો બીજો પણ એક કિંમતી ઉપાય છે, તે આઃ—( ૧૩૭ ) " मधुमतीः

## जनयत्यै त्वा संयौमीदमग्नेरिदमग्नीषोमयोः,

| | |
|---|---|
| १३८ जनयत्यै त्वा संयौमि। | ૧૩૮ સંતતિ સારૂ તારા સાથે સંબંધ બાંધું છું. |

**मधुमतीभिः संपृच्यन्तां ।** " યાને ' મધુરોનો મધુરો સાથે મેળ બંધાઓ કિંવા એવા લોકો પરસ્પર હળી મળીને રહો. ' વિષમતા ઉત્પન્ન કરનાર એકાદું પણ કડવું યા તીખું તત્ત્વ તેમનામાં પ્રવેશવું ન જોઇએ. જેમના વિચાર, વાણી અને વર્તન મધુર કહેતાં સૌને રુચિકર હોય છે, તેવા લોકની સંઘશક્તિ અભેદ્ય હોય છે. પરંતુ તેમની અંદર એકાદું પણ વિરોધી તત્ત્વ આવી જાય છે તો એ સંઘશક્તિ ખંડિત બને છે, બલ્કે તેનો નાશ થઇ જાય છે. એટલા માટે સંઘશક્તિ વધારવાની ઇચ્છાવાળાઓએ પોતાની અંદર માધુર્યનો ગુણ કેળવવો ને ખીલવવો જોઇએ, અને તેની મદદથી પોતાની સંઘશક્તિ અભેદ્ય બની રહે તેવી ખબરદારી રાખવી જોઇએ. [ જુઓ, ટિ. નં. ૧૩૬-૧૩૭ ]. આ બન્ને નિયમો સામાન્ય છે. ખાવાપીવાની બાબતમાં તેમજ ઔષધિઓના ઉપયોગની બાબતમાં પણ આ નિયમો બહુ કિંમતી લેખવાના છે. વિષમ ગુણધર્મવાળાં રસાયણોનું સેવન સહસા કદી જ ન કરવું. ' **સમાન ધર્મીઓની સંગત લાભદાયક નીવડે છે** ' આ નિયમ અત્રે ઉપદેશાતો હોઇ ને સર્વદા ધ્યાનમાં રાખવા જેવો છે. ( ૧૩૮ ) " **जनयत्यै त्वा संयौमि** " કહેતાં ' સંતતિ પેદા કરવા માટે હું તારી જોડે સંબંધ બાંધું છું. ' સ્ત્રી પુરૂષનો સંબંધ શા માટે થવો જોઇએ, તે આ મંત્રભાગ દર્શાવે છે. ઉત્તમ સંતતિ પેદા થાય એ હેતુથી સ્ત્રી પુરૂષનો જે સંબંધ બંધાય છે, તેનું જ નામ વિવાહ વા લગ્નસંબંધ છે. ગૃહસ્થાશ્રમનો આ સંબંધ ઉત્તમ સંતતિ નિર્માણ કરવા માટે જ છે. નહીં વિષયસુખ માટે સંબંધ

| | |
|---|---|
| १३९ इदं अग्नेः, इदं अग्नीषोमयोः । | ૧૩૯ આ અગ્નિનું, તથા આ અગ્નિસોમ (બન્નેનું) નું છે. |

સેવનારાં વીર્યક્ષીણ થઇને જલદી નાશ પામે છે, અલ્પાયુષી બને છે; ત્યારે સંતાનોત્પત્તિ પૂરતો જ સ્ત્રીસહવાસ રાખનાર પુરૂષનું વીર્ય સચવાઇ રહીને પરિણામે તે દીર્ઘાયુ થઇ શકે છે. [ ૧૨૯ મા મંત્રભાગનો આશય પણ આવો જ છે ]. અગાઉ કહેવાઇ ગયું છે તેમ દીર્ઘાયુ પ્રાપ્ત કરવું એ જીવનનું એક ધ્યેય હોઇ તેની સિદ્ધિ અર્થે યોગ્ય રીતનું બ્રહ્મચર્યપાલન અત્યંત આવશ્યક છે. તેમ કરવાનું શક્ય બને એટલા ખાતર સ્ત્રીપુરૂષનો સંબંધ કેવળ સંતાનોત્પત્તિ માટે જ થતો રહે એ જરૂરનું હોઈ તેવો ઉપદેશ અહીં આ મંત્રભાગમાં આપ્યો છે. આયુષ્યના ચાર વિભાગો પૈકી ફક્ત એક જ ભાગ ગૃહસ્થાશ્રમમાં ગાળવાનો છે. કેવળ સંતાનોત્પત્તિ અર્થે જ જરૂરજોગો સ્ત્રીસંબંધ સેવવામાં આવે, તો આ ગૃહસ્થ શ્રમી જીવનમાં પણ બ્રહ્મચર્યનું પાલન થઇ શકે. આયુષ્યના બીજા ભાગોમાં યાને બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્તાશ્રમમાં તો સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનું છે. આ રીતે જીંદગીભર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવામાં આવે તો મનુષ્ય પૂર્ણાયુષી બનીને પોતાનું જીવનધ્યેય સંપૂર્ણ પાર પાડી શકે. એમાં જરાય શંકા નહિ ( ૧૩૯ ) " इदं अग्नेः इदं अग्नीषोमयो. । " એટલે કે ' આ અગ્નિનુ અને આ અગ્નિ સોમ ઉભયનું પોષક છે. ' આપણા શરીરની અંદર અગ્નિ તેમજ સોમ બન્નેનાં તત્ત્વો છે. અગ્નિનો ધર્મ શરીરમાં ગ્હેરૂ ઉષ્ણતા, ઉત્સાહ, ચપળતા વગેરે ગુણોને ટકાવી રાખવાનો છે, ત્યારે સોમનો ધર્મ શાંતિ, સમાધાન અને પુષ્ટિ કાયમ રાખવાનો છે. તેથી કરી આપણે જે જે પદાર્થોનું ભક્ષણ કરીએ છીએ તે તે પદાર્થ અગ્નિવર્ધક છે કે અગ્નિને મંદ

## इषे त्वा, घर्मोऽसि,

| | |
|---|---|
| १४० इषे त्वा ( संयौमि ) | ૧૪૦ અન્ન સારૂ તારો સંબંધ બાંધું છું. |
| १४१ घर्मः असि । | ૧૪૧ તું ઉષ્ણતા છે. |

પાડનાર છે તેનો વિચાર કરવો જોઇએ. તેવી જ રીતે તે પદાર્થો શારીરિક તત્ત્વ અને ધર્મોની સમતા સાચવનારા છે કે તેમાં વિષમતા ઉત્પન્ન કરનારા છે તેનો પણ વિચાર કરવો જોઇએ. એવો વિચાર કરી જોયા પછી જ જે ચીજોનું સેવન કરવાનું ઇષ્ટ હોય તેવી જ ચીજોનું સેવન કરવાનું યોગ્ય ગણાય. આમ કરવામાં આવશે તો શરીર ઉત્તમ સ્થિતિમાં રહીને મનુષ્ય દીર્ઘાયુષી બની શકશે. ખાતી વેળાએ પણ આ અન્ન અગ્નિવર્ધક છે ને આ પુષ્ટિવર્ધક છે એવો વિચાર કરતા રહીને જ તેના ગુણધર્મવાળો જ ખોરાક ખાવો. અગ્નિમાંદ્ય કરનારા, તથા વિષમતા પેદા કરનારા ખાદ્ય પદાર્થોનું સેવન સર્વથા ત્યાજ્ય ગણવું જોઇએ. એવા પ્રકારના-( ૧૪૦ ) " इषे त्वा ( संयौमि । ) " ' અન્ન માટે હું તારી સાથે સંબંધ જોડું છું. ' અર્થાત્ કે ઉપર વર્ણવ્યું તેવા પ્રકારનું અન્ન મને ખાવા માટે મળતું રહે તેટલા ખાતર હું તારી સાથે લગ્નસંબંધ બાંધું છું. લગ્નસંબંધ બાદ સ્ત્રી પુરુષ એકત્ર વાસ કરવા માંડે તે પછી તેમણે પરસ્પરના આરોગ્યનું રક્ષણ કરવા કાજે આહારવિહારનો ઉપભોગ ઉપરોક્ત શિખામણ ધ્યાનમાં રાખીને જ કરવો કરાવવો. [ જુઓ: ટિપ્પણી નં. ૧ ]. ( ૧૪૧ ) " घर्मः असि । " યાને ' તું ઉષ્ણતા છે. ' [ ૧૯ મી ટિપ્પણીમાં આવા જ ભાવનો મંત્રભાગ આવ્યો છે તે આ ઠેકાણે વાચકોએ ફરી જોઇ જવો ]. ઉષ્ણતા એ ચૈતન્યનું સૂચક ચિહ્ન છે, અને શીતતા એ શિથિલતાનું સૂચક લક્ષણ છે. શરીરની

उरु ते यज्ञपतिः प्रथतामग्निष्टे त्वचं माहिᳪसीद्देवस्त्वा सविता श्रपयतु वर्षिष्ठेऽधि नाके ॥ २२ ॥

| | |
|---|---|
| १४४ ते यज्ञपतिः उरु प्रथताम् ।- | ૧૪૪ તારા યજ્ઞપતિની પુષ્કળ ખ્યાતિ થાઓ. |

વધી વધીને કેટલો વધી શકે એવું જો કોઇ પૂછે, તો તેના જવાબ રૂપે આ મંત્રભાગ હોઈ તેનો અર્થ 'માનવીનો વિસ્તાર બહુ જ વધી શકે છે' એવો થાય છે. મતલબ કે અમર્યાદ કિંવા પાર વગરનો વિસ્તાર પામવાની શકયતા મનુષ્યપ્રાણીમાં છે. અત્રે દર્શાવેલા નિયમો પ્રમાણે જો મનુષ્ય ચાલે તો તેનો વિસ્તાર પુષ્કળ વધે. એટલા માટે જ આ મંત્રભાગમાં મુદ્દામ કહેવામાં આવ્યું છે કે **उरु प्रथस्व** યાને 'પુષ્કળ વિસ્તાર પામ' અગર 'તારી તાકાત પુષ્કળ વધાર.' નજીવાં પ્રલોભનોમાં ફસાઇ પડીને તારી પોતીકી શક્તિ ક્ષીણ થાય યા ઘટે તેવાં આચરણ હરગીજ ન કરતો. તારી પોતાની ઉન્નતિ આ જન્મમાં જ બને તેટલી કરી લેવી એ તારું કર્તવ્ય છે, તે રખે ભૂલી જતો! તારી અંદર અનેક શક્તિઓ રહેલી છે, તેમનો બને તેટલો વિકાસ સાધવો એ જ તારું કર્તવ્ય છે. (૧૪૪) "**ते यज्ञपतिः उरु प्रथताम्** ।" એટલે કે તારા યજ્ઞપતિની પુષ્કળ પ્રખ્યાતિ થાઓ.' તેની શક્તિ પણ પુષ્કળ વધો. શરીરની અંદર યજ્ઞપતિ તે આ જીવાત્મા છે. જાતિ કિંવા રાષ્ટ્રની અંદર તેનો શ્રેષ્ઠ આગેવાન એ યજ્ઞપતિ છે. [ ટિપ્પણી ૧૫, ૨૩, ૭૧મી જેવી. ] એ બધાની શક્તિ વધવી જોઇએ, અને એ બધાનો જ યશ ખૂબ ફેલાવો જોઇએ. તેટલા માટે તમારે એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી કરીને તેમનો અભ્યુદય થાય અને તેમની શક્તિમાં વધારો થાય. આ પ્રમાણે તમે તમારી ઉન્નતિને માર્ગે ચાલવા માંડશો એટલે આખું જગત તમને અનુકૂળ બની જશે. એના ઉદાહરણ

## मा भेर्मा संविक्था

| | |
|---|---|
| १४५ अग्निः ते त्वचं मा हिंसीत् । | ૧૪૫ અગ્નિ તારી ચામડીને ન પીડો. |
| १४६ सविता देवः त्वा वर्षिष्ठे नाके अधि श्रपयतु । | ૧૪૬ સવિતાદેવ તને શ્રેષ્ઠ સ્વર્ગમાં પક્વ કરો. |
| १४७ मा भेः । | ૧૪૭ બીશ નહિ. |
| '१४८ मा संविक्थाः । | ૧૪૮ પાછાં ડગ ભરીશ નહિ. |

દાખલા (૧૪૫) " अग्निः ते त्वचं मा हिंसीत् । " યાને ' અગ્નિ તારી ચામડીને પીડા ન કરે. ' અગ્નિનો ગુણ બધાંને જ બાળવાનો છે. પણ તે સુદ્ધાં આવા લોકની ચામડી સરખીને પણ સ્પર્શી શકતો નથી. એટલું બધું સત્ત્વ, એટલી બધી તાકાત આ ધર્માનુષ્ઠાનને પ્રતાપે અંગમાં આવે છે. સકળ જગતના પદાર્થો, આ પ્રમાણે, તમને અનુકૂળ બનતા જશે અને પરિણામે તમે જગતભરમાં શત્રુ વગરના બનીને સુખચેનમાં રહી શકશો અને પછી—(૧૪૬) " सविता देवः त्वा वर्षिष्ठे नाके अधिश्रपयतु । " કહેતાં ' સવિતાદેવ તને પરિપક્વ બનાવીને શ્રેષ્ઠ એવા સ્વર્ગને વિષે સ્થિર કરો. " સર્વ જગતને ઉત્પન્ન કરવાવાળો જગદીશ્વર એવા લોકોને સ્વર્ગની અંદર ઉત્તમ કોટિનું સ્થાન આપે છે. એટલી બધી શ્રેષ્ઠ યોગ્યતા આ લોકમાં આવી જાય છે. અર્થાત્ કે ' પ્રશસ્ત કર્મો કદાપિ ફોગટ જતાં નથી ' એ મુદ્દો અત્રે વાચકોએ ખાસ ધ્યાનમાં લેવો. ધર્માચરણનું એ જ મહત્ત્વ છે. ધર્માચરણ કરતાં, મનુષ્ય કોઇ કોઇ વાર બીએ છે, ખરું બોલતાં પણ કેટલીક વાર તે ખંચાય છે. એવી જાતની બીક ન રાખવા ખાતર કહ્યું છે કે—( ૧૪૭ ) " मा भेः । " ( १४८ ) " मा संविक्थाः । "

अतमेरुर्यज्ञोऽतमेरुर्यजमानस्य प्रजा भूयात्,
त्रिताय त्वा, द्वितात त्वैकताय त्वा ॥ २३ ॥

| | |
|---|---|
| १४९ यज्ञः अ-तमेरुः । | १४९ यज्ञ એ સુદૃઢ છે. |
| १५० यजमानस्य प्रजाः अतमेरुः भूयात । | १५० યજમાનની પ્રજા સુદૃઢ થાઓ. |
| १५१ त्रिताय त्वा, द्वितात त्वा, एकताय त्वा (श्रपयतु) । | १५१ ત્રણ, બે અને એક સારૂ તને પરિપક્વ કરો. |

યાને "બીશ નહિ, અને નિજ કર્તવ્યપંથમાંથી પાછો હડીશ નહિ." નીડરતાપૂર્વક તારૂં કર્તવ્ય કરતો રહે. બીનાર મનુષ્યથી ઉન્નતિનું અનુષ્ઠાન કરી શકાતું નથી. નિર્ભય મનુષ્યથી જ ઉન્નતિનું અનુષ્ઠાન કરી શકાતું નથી. નિર્ભય મનુષ્યથી જ વૈયક્તિક, સામાજિક તેમ જ રાજકીય ઉન્નતિ સાધી શકાય છે. બીકણ મનુષ્ય કોઇ પણ કાર્યક્ષેત્રમાં યશસ્વી નીવડતો નથી. એટલે ઉન્નતિને ઇચ્છવાવાળો મનુષ્ય નિર્ભય બને એ તો ખાસ આવશ્યક છે. કારણ-( १४९ ) " यज्ञः अ-तमेरुः । " ' યજ્ઞ સુદૃઢ છે. ' યજ્ઞ એટલે કે પ્રશસ્તતમ કર્મ સુદૃઢ અને નિર્ભય મનુષ્યથી જ થઇ શકે છે, બીકણ મનુષ્ય તેમ કરી શકે જ નહિ. નિર્ભય મનુષ્ય જ શ્રેષ્ઠ કર્મ કરી શકે છે. એટલા સારૂ કહેનામાં આવ્યું છે કે-( १५० ) " यजमानस्य प्रजाः अ-तमेरुः भूयात् । " યાને ' યજમાનની પ્રજા સુદૃઢ થાઓ. ' એટલે કે યજ્ઞ કહેતાં શ્રેષ્ઠતમ કર્મો કરનારની પ્રજા, તેની સંતતિ કિંવા તેના અનુયાયી એ બધાં જ સુદૃઢ નિર્ભય અને બળવાન બનો ! તેમની અંદર કોઇ પણ બીકણ અને પાંગળો ન રહેવા પામે. કારણ કે બીકણને હાથે પ્રબળ પુરુષાર્થ થવાની શક્યતા જ નથી. ( १५१ )

"त्रिताय त्वा, द्वितायं त्वा, एकताय त्वा (अपयत्तु)।" કહેતાં 'ત્રણ, બે અને એકને માટે તને પરિપકવ બનાવો.' સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનો સમૂહ તે ત્રિત, પ્રકૃતિ અને પુરુષનું દ્વંદ્વ તે દ્વિત, અને કેવળ આત્મા તે એકત કહેવાય છે ત્રણ ગુણો આપણી અંદર છે તેમનો યોગ્ય ઉપયોગ કરતાં આવડે તે માટે કંઇ વિશેષ પ્રકારની યોગ્યતા હોવી જોઇએ છે. આપણી અંદર પ્રકૃતિ પુરુષનો વિલક્ષણ યોગ થયેલો છે. એ બન્ને તત્ત્વોની શક્તિઓનો વિકાસ કરવા સારૂ મનુષ્યને એક પ્રકારની તૈયારી કરવાની જરૂર છે, અને છેવટે કેવળ એક અદ્વિતીય સ્થિતિને પ્રાપ્ત થવા સારૂ એક ખાસ યોગ્યતાની અપેક્ષા રહે છે. એ ત્રણે પ્રકારની પરિપકવતા કિંવા યોગ્યતા, પૂર્વોક્ત ઉન્નતિ અર્થે, મનુષ્યમાં પરમેશ્વરકૃપાએ આવો. બીજી બધી ઉન્નતિ ચાલુ તેટલી સાધી શકાઈ હોય, છતાં છેવટે આત્માના પ્રકાશ દ્વારા પ્રાપ્ત થનારી જે ઉન્નતિ છે તે તો પ્રભુકૃપાથી જ સિદ્ધ થાય છે. "यं एव एष वृणुते तेन लभ्यः । तस्य एष आत्मा वृणुते तनूं स्वाम् ।" ( કઠ ઉપ૦ ૧-૨-૨૩ ). અર્થાત્ કે 'આ આત્મા પંડે જેને સ્વીકારે છે તેને જ તે પ્રાપ્ત થાય છે. તેવા શખ્સનો આત્મા જાણે કે પોતાના દેહનો જ સ્વીકાર કરે છે,' એવું કહીએ તો ચાલે. પરમેશ્વરની કૃપા પામ્યા સિવાય તેના સાક્ષાત્કારનો લાભ આપણને મળી શકે તેમ નથી જ. તેથી ઇશકૃપા પ્રાપ્ત થાય તેવાં આચરણ કરવાની અત્યંત આવશ્યકતા છે. પ્રશસ્તતમ કર્મો કરતાં રહેવાથી પ્રભુની કૃપા ઊતરે છે, એટલા માટે અહીં પ્રશસ્તતમ કર્મોનું સ્વરૂપ કેવું હોય તે વર્ણવ્યું છે. આવાં પ્રશસ્તતમ કર્મ કરનારને પ્રભુ વળી આશ્વાસન આપે છે કે—

देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम्। आददेऽध्वरकृतं देवेभ्यः ।

| | |
|---|---|
| १५२ सवितुः देवस्य प्रसवे अश्विनोः बाहुभ्यां पूष्णोः हस्ताभ्यां त्वा आददे । | १५२ સર્વને ઉત્પન્ન કરવાવાળા આ દેવની પ્રસુતિ રૂપી આ સૃષ્ટિમાં અશ્વિનીના બાહુઓથી અને પૂષાદેવના હાથથી હું તને પકડું છું. ( જુઓ નં. ૫૭ ) |
| १५३ देवेभ्यः अध्वरकृतं (त्वा आददे)। | १५३ દેવને અર્થે અહિંસાત્મક કર્મ આચરનાર એવો જે તું તેને હું પકડું છું. |

( ૧૫૨ ) " सवितुः देवस्य प्रसवे अश्विनोः बाहुभ्यां पूष्णोः हस्ताभ्यां त्वा आददे । " કહેતાં ' સર્વને ઉત્પન્ન કરવાવાળા આ દેવની પ્રસુતિ રૂપી આ સૃષ્ટિની અંદર હું તને અશ્વિની દેવની ભુજાઓથી અને પૂષાદેવના હાંડાથી પકડું છું. ' [ અત્રે ૫૭, ૬૮, ૧૦૦, ૧૪૦ ને ૧૩૩ નંબરની ટિપ્પણીઓ જોઈ જવી]. આ મંત્રભાગનું સ્પષ્ટીકરણ અગાઉ એ મંત્રભાગોમાં થઈ ગયું છે. ( ૧૫૩ ) " देवेभ्यः अध्वरकृतं ( त्वा आददे । ) " યાને ' દેવને અર્થે અહિંસાત્મક કર્માનુષ્ઠાન કરનાર એવો જે તું તેને હું સ્વીકારૂં છું. ' અહીં, ઇશ્વર કોને આધાર આપે છે, કોને પોતીકો કરી લે છે, અને કોના પર કૃપા કરે છે તે સ્પષ્ટ શબ્દોમાં સૂચવાયું હોય તે ખાસ મનન કરવા યોગ્ય છે. ધ્વરા એટલે હિંસા, કુટિલતા, કિંવા વાંકો વ્યવહાર. એ દૂષણનો અભાવ જેની અંદર હોય તે ' અધ્વર ' કહેવાય. ' જેમાં હિંસા, કુટિલતા કિંવા વાંકા વ્યવહારનો અંશ નથી તેવા શ્રેષ્ઠ કર્મને 'અધ્વર':

इन्द्रस्य बाहुरसि दक्षिणः, सहस्रभृष्टिः शततेजा वायुरसि तिग्मतेजा,

| | |
|---|---|
| १५४ इन्द्रस्य दक्षिणः बाहुः असि । | ૧૫૪ તું ઇન્દ્રના જમણા હાથ રૂપ છે. |
| १५५ सहस्र भृष्टिः शततेजाः तिग्मतेजाः ( असि ) | ૧૫૫ ( તું ) હજારો શત્રુઓનો નાશ કરવાવાળો, સેંકડો તેજોથી યુકત અને તીક્ષ્ણ તેજવાળો છે. |
| १५६ वायुः असि । | ૧૫૬ તું વાયુ ( પ્રાણરૂપ ) છે. |

કહેવામાં આવે છે. ' દેવને નિમિત્તે એવા પ્રકારની અહિંસામય સરળ ભાવનાવાળાં કર્મો જે જન કરે છે, તે સદાચારી મનુષ્યને ઇશ્વર પોતાના પડખામાં લે છે, તેના પર કૃપા કરે છે અને તેની આગળ પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. એટલું જ નહિ, પણ એવો મનુષ્ય–( ૧૫૪ ) " इन्द्रस्य दक्षिणः बाहुः असि । " કહેતાં ' ઇન્દ્રના જમણા હાથ રૂપ તું છે. ' પ્રભુનો જમણો હાથ બનીને તે પોતાનું કાર્ય કરે છે. મતલબ કે ' હે મનુષ્ય ! તું અગાઉ કહ્યા પ્રમાણે તારો વ્યવહાર રાખીશ તો તું ઇશ્વરના જમણા હાથ રૂપ બની જઈશ. તારી યોગ્યતા એટલી બધી વધી શકશે. આ પ્રમાણે ' ઇશ્વરનો જમણો હાથ ' બનવાનો પ્રયત્ન પ્રત્યેક મનુષ્યે કરવો ઘટે. અને એ વાત શુભ કર્મો કરતાં રહેવાથી જ સિદ્ધ થાય તેમ છે. ( ૧૫૫ ) सहस्रभृष्टिः शततेजाः तिग्मतेजाः (असि) । " કહેતાં ' તું હજારો શત્રુઓનો સંહાર કરનાર, સેંકડો પ્રકારનાં તેજોવાળો, અને તીક્ષ્ણ જ્યોતિવાળો છે. ' એટલે કે ઉપર દર્શાવ્યા પ્રમાણેનું આચરણ જો તું રાખીશ, તો આટલું બધું સામર્થ્ય તારામાં આવી જશે, તારી તેજસ્વિતા વધી જશે, અને તારી કીર્તિ સુદ્ધાં ચોગરદમ ફેલાઈ જશે. જાણે કેમ–( ૧૫૬ )

द्विषतो वधः ॥ २४ ॥ पृथिवि देवयजन्योषध्यास्ते मूलं मा हिꣳसिषं,

| | |
|---|---|
| १५७ द्विषतः वधः (अस्ति)। | १५७ द्वेष करनाराओनो वध (करनार तुं) छे. |
| १५८ हे देवयजनि पृथिवि! ते ओषध्याः मूलं मा हिंसिषम्। | १५८ जेना पर देवोनुं यजन थाय छे एवी हे पृथिवि! तारा पर ऊगनारी औषधिओनां मूळने (सुद्धां) मारे हस्ते दुःख न पहोंचो। |

" वायुः असि " 'तुं वायु (न) होय' एम लागशे. वायु जेम सर्वने चेतनदाता थाय छे ते ज प्रमाणे तुं सर्वमां चेतन प्रगटाववाने शक्तिमान थइश. गति करनार तरीके आ जगतमां वायुनी ख्याति छे. गतिनी बाबतमां वायुनी तोले कोइ के कशुं ज आवी शके तेम नथी. ए वायुनी पेठे ज तुं सर्वनी प्रगति साधी शकीश, एटलुं ज नहि पण ते कारणे तुं सर्वनो प्राण ज बनी जइश. अने (१५७) " द्विषतः वधः (अस्ति।) " 'द्वेष करवावाळाओनो संहारक बनीश.' द्वेष करनारा तमाम लोकोनो नाश करी नाखीने तुं एक पण द्वेष्टा वगरनो 'अजातशत्रु' कहेवाय एवी स्थिति तने प्राप्त थशे. ए स्थिति प्राप्त थया पछी तो तारी चित्तवृत्तिमां साव विलक्षण फेरफार पडी जशे. पहेलां शत्रुने देखतांवार तेने ठार करी नाखवानी वृत्ति जे तारामां हती, तेने बदले हवे वनस्पतिनां मूळ सुद्धां छेदन करतां तने दुःख ऊपजे एवी अहिंसक लागणी तारामां पेदा थशे. ए ज स्थितिनुं वर्णन करतां कहे छे के- (१५८) " हे देवयजनि पृथिवि। ते औषध्याः मूलं

मा हिंसिषम् ।" યાને ' દેવતાઓ નિમિત્તે જેના પર હોમહવન કરવામાં આવે છે એવી હે પૃથ્વી ! હે માતૃભૂમિ ! તારી પીઠ પર ઊગનારી ઔષધિઓ રૂપ વનસ્પતિઓનાં મૂળિયાં સુદ્ધાંને મારા તરફથી કંઇ પણ ઉપદ્રવ ન થવા પામજો ! ' જે મનુષ્ય પહેલાં શત્રુ નજરે પડતાં જ લાગલો તેનો વધ કરી નાંખવાને ધસતો હતો, તે જ મનુષ્ય હવે પોતાને હસ્તે વનસ્પતિઓનાં મૂળિયાં સુદ્ધાંને હાનિ ન પહોંચે તેવી કાળજી રાખતો થાય છે. માનવ-ઉન્નતિની પાયરીઓ આવા પ્રકારની છે. ઉન્નતિની પહેલી પાયરીએ ઊભેલા માનવીને પોતાના શત્રુને પોતાને હાથે જ હણી નાખવાની વૃત્તિ ઉદ્દભવે છે. પણ તે જ માનવી જ્યારે ઉપરનું પગથિયું ચઢે છે, ત્યારે તેના દિલમાં, પોતાના તરફથી કોઇ કરતાં કોઇને પણ ત્રાસ ન ઊપજે, એવી લાગણી જન્મે છે. વનસ્પતિઓનાં મળ માટે પણ સુખદુઃખની કલ્પના મનમાં ઉદ્દભવે એ ઉચ્ચ સ્થિતિ સૂચવે છે. ગાય વગેરે પશુઓને ઘર આગળ પાળવામાં આવે છે. તેમને ખાવાને ઘાસની જરૂર પડે છે. એ પશુઓને જંગલમાં ચરવા સારૂ લઇ જવામાં આવે છે. ત્યાં તેમના તેમ જ આપણા પગ દ્વારા પુષ્કળ હિંસા થવાનો સંભવ છે. અહિંસાની વૃત્તિ સહજ યાને સ્વભાવસિદ્ધ બની જવી જોઇએ. કૃત્રિમ રીતે હિંસા ન કરવી યાને પ્રયત્નપૂર્વક અહિંસા પાળવી, તેના કરતાં હિંસાની કલ્પના સરખી મનમાં ન ઉદ્દભવવી એ સ્થિતિ ખૂબ જ ઉત્તમ છે. મનની એવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી, હિંસક વૃત્તિનું કોઈ પણ પ્રાણી નજદીક આવી ચઢે છે તોપણ એ મનુષ્ય અહિંસક રહી શકે છે. હિંસા નામે આપણે હાથે ન થાય કિંવા બની શકે તેટલી ઓછી થાય એવો આશય મજકુર મંત્રભાગનો છે. પશુઓના ચારા માટે ઘાસ કાપ્યા વગર તો ચાલે જ નહિ, એટલે કાપવું તો પડવાનું જ. એને અંગે જરૂરજોગી હિંસા જે થવાની, તેને રોકવાનો

व्रजं गच्छ गोष्ठानं, वर्षतु ते द्यौः, बधान देवसवितः परमस्यां पृथिव्यांशतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ २५ ॥

| | |
|---|---|
| १५९ व्रजं गोष्ठानं गच्छ । | ૧૫૯ તું ગાયોના ગોઠાણમાં જા. |
| १६० द्यौः ते वर्षतु । | ૧૬૦ દ્યુલોક તારા પર વરસાદ વરસાવો. |
| १६१ ( हे ) सवितः देव ! परमस्यां पृथिव्यां शतेन पाशैः (तं) बधान, यः अस्मान् द्वेष्टि, यं च वयं द्विष्मः । अतः तं मा मौक् । | ૧૬૧ હે સવિતાદેવ ! આ અસીમ પૃથ્વીમાં (તેને) સેંકડો બંધથી બાંધ કે જે અમારો બધાંનો દ્વેષ કરે છે અને જેનો દ્વેષ અમે બધાં કરીએ છીએ; અને એ (બંધન)માંથી એને મુક્ત જ ના કરીશ. |

ઉપાય નથી તેથી તે કરવી. પણ કાપેલું ઘાસ લઇને, ( ૧૫૯ ) " व्रजं गोष्ठानं गच्छ । " કહેતાં, ' ગાયોના ગોઠાણમાં જા. ' ત્યાં જઇને ઘાસ ગાયોને નીરે, અને પરમેશ્વરની પ્રાર્થના કરે કે– ( ૧૬૦ ) " द्यौः ते वर्षतु । ", યાને ' દ્યુલોક તારા પર પુષ્કળ વરસાદ વરસાવો. ' મતલબ કે ' હે ઘાસ, તારા પર મેઘરાજા પુષ્કળ મહેર કરો. મેં મારા પૂરતું તને કાપ્યું તેથી તને જે ત્રાસ પડયો તે બદલ મારો બીજો કોઇ ઉપાય ચાલે તેમ નહોતો. તેથી મારે તને કાપવું પડયું છે. અને તે બદલ વૃષ્ટિ કરનારા દેવને હું પ્રાર્થું છું કે ' આ ઘાસ પર તું મબલક વરસજે અને તેની પુષ્કળ વૃદ્ધિ કરજે ! ' આટલે દરજ્જે અહિંસા વૃત્તિ ખીલવા પામતાં જ એના શત્રુ માત્રની વ્યવસ્થા કરવાનો ભાર ઇશ્વરને પેંડે જ ઉપાડી લેવો પડે છે. એ સ્થિતિનો ખ્યાલ આ પછીના મંત્રભાગમાં આપવામાં આવ્યો છે તે આ પ્રમાણેઃ-( ૧૬૧ ) " हे सवितः देव ॥

परमस्यां पृथिव्यां शतेन पाशैः तं यधान यः अस्मान् द्वेष्टि यं च वयं द्विष्मः। अतः तं मा मौक्।" અર્થાત્ કે 'હે સર્વોત્પાદક દેવ ! આ અસીમ પૃથ્વીની અંદર તેને સેંકડો બંધનો વડે બાંધી લે, કે જે એકલો દુષ્ટ અમારા બીજાં બધાંનો દ્વેષ કરે છે, અને તે કારણે અમે બધાં તે એકલાનો દ્વેષ કરીએ છીએ, ( તેને તું તારા અમોઘ પાશ વડે બાંધી રાખ ) અને ત્યાંથી તેને બંધન-મુક્ત કરીશ જ ના. ' દુષ્ટોને શિક્ષા કરવાનું કામ પરમેશ્વરને જ સોંપી દેવું. આપણા હાથમાં એ કામ હરગીજ ન લેવું. કાયદો આપણા હાથમાં લેવાનું બિલકુલ દુરસ્ત નથી; કારણકે પ્રત્યેક માણસ જો પોતપોતાના દુસ્મનને મારી નાખવાની નીતિ અખત્યાર કરે, તો તો તેના પરિણામે દેશભરમાં બધે જ અરાજકતા વ્યાપી જાય અને કોઇને જ જંપ ન રહે. એટલે સજા કરવાનો અધિકાર ઇશ્વરનો કિંવા રાજ્યનો છે, એમ સમજીને મનુષ્યોએ પોતાનો વ્યવહાર ચલાવવો. શત્રુ કોને સમજવા એનો ઉત્તર આ મંત્રમાં અપાયો છે. જે એકલો વિનાકારણ બીજા બધા લોકોનો દ્વેષ કરે અને જે એકલાનો બીજાં બધાં એકીમતે દ્વેષ કરે તેનું નામ શત્રુ વા દુસ્મન. એવા શત્રુને દૂર કરી દેવો, અથવા તો એવા શત્રુનું સાલ કાયમનું ઉખેડી નાખવું એ સમાજહિતની દષ્ટિએ અત્યંત આવશ્યક છે. મતલબ કે અલ્પ સંખ્યાબળવાળાએ કિંવા લઘુમતિએ બહુ સંખ્યાબળવાળા કિંવા બહુમતિ પક્ષને વિનાકારણ ત્રાસ ન આપવો જોઇએ. તેમજ બહુમતિ પક્ષે લઘુમતિ પક્ષથી ગાંજ્યા પણ ન જવું જોઇએ. સહુનું જ હિત થાય તે પ્રમાણે સહુએ વર્તવુ. અન્યાયથી કેવળ પોતાનો સ્વાર્થ સાધી લેવાની દાનત કોઇએ જ ન રાખવી. કોઇએ જ તેવો પ્રયત્ન ન કરવો. એવું વર્તન રાખવાથી સમાજ મધ્યે શત્રુતા ઉત્પન્ન જ થવા પામતી નથી અને સમાજ સુખચેનમાં રહી શકે છે. સમાજ

**अपाररुं पृथिव्यै देवयजनाद्वध्यासं व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्याᳪ शतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक्। अररो दिवं मा पप्तो**

| | |
|---|---|
| १६२ पृथिव्यै देवयजनात् अररुं अपबध्यासम् । | ૧૬૨ પૃથ્વીપરનાં દેવપૂજાનાં સ્થાનોમાંથી દુષ્ટને દૂર કરું છું. |
| १६३ व्रजं० । द्यौ० । सविता० । [ १५९ थी १६१ ] | ૧૬૩ [જુઓ ૧૫૯ થી ૧૬૧] |
| १६४ (हे) अररो ! दिवं मा पप्तः । | ૧૬૪ રે દુષ્ટ ! તું દ્યુલોકને બગાડીશ નહિ. |

સુખચેનમાં રહી શકે તે માટે લોકો પ્રભુભક્ત થવા જોઇએ, પ્રભુનો નિંદા કરવાવાળું કોઇ જ ન રહેવું જોઇએ. એટલા સારૂ કહ્યું છે કે: ( ૧૬૨ ) " **पृथिव्यै देवयजनात् अररुं अपबध्यासं ।** " એટલે કે ' પૃથ્વી પરના દેવપૂજકોનાં રહેઠાણોમાંથી દુષ્ટોને હું દૂર કરી દઉં છું. ' દેવપૂજકો કિંવા દેવભક્તોનો બંધ હાલેકૂબે અને નિંદકો વા નાસ્તિકો તરફથી તેમને કોઇ પણ પ્રકારની હેરાનગતિ ન થાય એવો બંદોબસ્ત રહેવો જોઇએ. એ કામ રાજાનું છે. ( ૧૬૩ ) ' **व्रजं०** ' [ ઇત્યાદિ મંત્રભાગની સમજૂત ૧૫૯ થી ૧૬૨ નંબરની ટિપ્પણીઓમાં આપવામાં આવી છે. એ જ ઉપદેશ વિશેષ રૂપે ઠસાવવા માટે આ મંત્ર વારંવાર આવે છે. ] હવે દુષ્ટને ઉદ્દેશીને થોડોક ઉપદેશ કરે છે કે—( ૧૬૪ ) " **हे अररो ! दिवं मा पप्तः ।** " યાને ' હે દુષ્ટ ! તું તારા પોતીકા સ્વર્ગધામને તો ન જ બગાડતો ! બીજા કોઇની પરવા તને ભલે

द्रप्सस्ते द्यां मा स्कन्, व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्यां शतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ २६ ॥

| | |
|---|---|
| १६५ ते द्रप्सः द्यां मास्कन्। | ૧૬૫ તારો સત્ત્વરસ દ્યુલોકને પ્રતિબંધક ન નીવડો. |

ન હોય, પણ તારા પોતીકા સુખની પરવા તો તને ઉચિત છે જ. તો પછી તું રખે એમ સમજતો કે બીજાંને દુઃખ દઈને તું જાતે સુખી થઈ શકીશ ! દુષ્ટપણે વર્તવાથી શરૂશરૂમાં સુખનો કંઈક આભાસ દેખાય તેથી રખે છેતરાતો ! એનાથી તો તારું સુખ રોળાઈ જાય છે, ધૂળધાણી બની જાય છે એ કદી ન વિસરતો. બીજાંને સુખ આપવાથી તારા સુખની વૃદ્ધિ થશે. દ્યુલોક એટલે સ્વર્ગલોક એ તારા સુખનું ધામ છે. એમાં જે ખામી આવી જશે, એ જે બગડશે, તો તારા સુખમાં પણ ખામી આવવાની જ. માટે પોતાને હાથે પોતાના સુખને હાનિ પહોંચાડવી, એ તારે માટે બિલકુલ વાજબી નથી. તેજ પ્રમાણે ( ૧૬૫ ) "ते द्रप्सः द्यां मास्कन्" કહેતાં, 'તારો સત્ત્વરસ તારા સ્વર્ગની રૂકાવટ ન કરો.' સ્વર્ગ તારી પાસે આવતું હોય, કિંવા તું સ્વર્ગના તરફ જવા લાગ્યો હોય, તે વારે તારી પોતાની જ કોઇ કૃતિ તારી સુખપ્રાપ્તિની ગતિને બાધક ન નીવડે, તે બદલ ખાસ કાળજી રાખવી. આપણી અંદર જીવનરસનો જે પ્રવાસ નિરંતર વહે છે તેને અહીં 'द्रप्सः' એવી સંજ્ઞા અપાઈ છે. પ્રત્યેકની અંદર આ પ્રવાહ ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે. પ્રવાહનો પ્રકાર ફાવે તેવો હોય, પણ તેના યોગે સ્વહિતની હાનિ ન થાય, તે જોતાં રહેવું.. એટલી ખબરદારી જો દરેક જણ રાખશે તો પુષ્કળ સુખ મળી

**गायत्रेण त्वा छन्दसा परिगृह्णामि, त्रैष्टुभेन त्वा छन्दसा परिगृह्णामि,**

| | |
|---|---|
| १६६ व्रजं० । द्यौ० । सविता० । [ १५९ थी १६१ ] | ૧૬૬ [જુઓ નં. ૧૫૯થી૧૬૧] |
| १६७ ( हे पृथिवि ! ) गायत्रेण छन्दसा त्वा परिगृह्णामि । | ૧૬૭ ( હે માતૃભૂમિ ! ) પ્રાણરક્ષણના છંદે હું તને સ્વીકારું છું. |

શકશે. આ પ્રમાણે વર્તતાં રહેવાથી મનુષ્યની ખૂબ જ ઉન્નતિ થઇ શકે. ( ૧૬૬ ) " व्रजं० " [ ઇત્યાદિ મંત્રભાગોની સમજૂત માટે જુઓ ટિ. નં. ૧૫૯ થી ૧૬૧. એ મંત્રોનું રહસ્ય દિલમાં બરાબર ઠસાવવા ખાતર જ તે અત્રે ફરી આપવામાં આવ્યા છે. ] ( ૧૬૭ ) " ( **हे पर्थिवि ! ) गायत्रेण छन्दसा त्वा परिगृह्णामि** । " એટલે કે ' હે માતૃભૂમિ ! પ્રાણરક્ષાના છન્દે હું તને સ્વીકારું છું. ' આ મંત્રમાં તેમ જ તે પછીના બે મંત્રોમાં ' छन्दः ' શબ્દ વપરાયો છે. એ શબ્દમાં અહીં શ્લેષાર્થ રહેલો છે. ' छन्दस् ' શબ્દના અર્થ જોવા જઇએ તો ' ઇચ્છા, ઇચ્છાશક્તિ, કામના, આનંદ, સ્વતંત્ર ઇચ્છા શક્તિ, ઇચ્છાપૂર્વકનો વ્યવહાર વા આચાર, મનીષા, યુક્તિ, અક્ષરછંદ, ' એટલા બધા થાય છે. ' गायत्र ' એટલે ( गय + त्र ) પ્રાણરક્ષા કિંવા પ્રાણનું રક્ષણ કરવું તે. નિજ પ્રાણની રક્ષા કરવાની કામના પ્રત્યેકના દિલમાં હોય છે, કિંવા પોતાના પ્રાણ પાથરીને પણ માતૃભૂમિનું રક્ષણ કરવું એવી જે શ્રેષ્ઠ ઇચ્છાશક્તિ માતૃભૂમિના ભક્તોના દિલમાં હોય છે, તે ઇચ્છાશક્તિના જોરે કિંવા નાદે હું મારી માતૃભૂમિનો સાદર સ્વીકાર કરું છું. મતલબ કે પ્રાણરક્ષાની

## जागतेन त्वा छन्दसा परिगृह्णामि ।

| | |
|---|---|
| १६८ (हे पृथिवि!) त्रैष्टुभेन छन्दसा त्वा परिगृह्णामि । | ૧૬૮ ( હે માતૃભૂમિ ! ) ત્રણ સ્તવનોના છંદે હું તને સ્વીકારું છું. |
| १६९ (हे पथिवि !) जागतेन छन्दसा त्वा परिगृह्णामि । | ૧૬૯ ( હે માતૃભૂમિ ! ) જગતના છંદે હું તને સ્વીકારું છું. |

જેવી ને જેટલી ઉત્કંઠા મનુષ્યના મનમાં હોય છે, તેવી ને તેટલી જ ઉત્કંઠાથી માતૃભૂમિનું રક્ષણ હું કરીશ. પ્રાણરક્ષણની ઇચ્છા જેવી રીતે દરેક મનુષ્યના મનમાં હોય છે, તેવા જ મનોભાવથી હું મારી માતૃભૂમિને ચાહીશ. માતૃભૂમિને પ્રાણ જેટલી જ વહાલી ગણીશ. તે જ પ્રમાણે:- ( ૧૬૮ ) " ( **हे पथिवि !** ) **त्रैष्टुभेन छन्दसा त्वा परिगृह्णामि** । યાને ' હે માતૃભૂમિ ! ત્રણ સ્તવનોના છંદે હું તને અંગીકારું છું. ' ' स्तुभ ' એટલે ' સ્તુતિ કરવી, પૂજા કરવી, થંભાવવું, સ્તબ્ધ કરવું ' એટલા અર્થ થાય. તેથી ' त्रिष्टुभ ' એટલે ' જેમાં ત્રણની સ્તુતિ છે, જેનાથી ત્રણનો સત્કાર થાય છે, અને ત્રણેને જેણે પોતાની આગળ થંભાવી દીધા છે ' એવો અર્થ થાય. પ્રકૃતિ, જીવાત્મા તથા પરમાત્મા એ ત્રણેની સ્તુતિ જે કર્મમાં રહેલી છે, એ ત્રણેનો પૂજાવિધિ જેમાં સમાયલો છે. એ ત્રણેનો સત્કાર જે કર્મથી થાય છે, તે કર્મના નાદે હું તને સ્વીકારું છું. એથી પણ આગળ વધીને કહે છે કે ( ૧૬૯ ) " **हे पृथिवि । जागतेन छन्दसा त्वा परिगृह्णामि** ।" યાને હે ' માતૃભૂમિ ! જગતના નાદે કરીને હું તારો સ્વીકાર કરું છું. ' એટલે કે ' હે માતૃભૂમિ ! જગતમાં મારાં કર્તવ્યો બજાવવાની ધગશને કારણે

હું તારી ભક્તિ કરું છું. અર્થાત્ કે જગત સમસ્તનું હિત સધાય એવી ઇચ્છાથી પ્રેરાઇને જ હું તને ઉપાસ્ય દેવી તરીકે માનું છું. સકળ જગતની સેવા કરવાની મારી ઇચ્છા છે, પણ એ મહા-ભારત કાર્ય મારે હાથે બનવું મુશ્કેલ છે. એટલે જ જગતનું કલ્યાણ થાય તે ખાતર મેં મારી માતૃભૂમિની સેવા અંગીકારી છે. ૧૬૭ થી ૧૬૯ એ ત્રણ મંત્રભાગોમાં ત્રણ છંદનો ઉલ્લેખ છે. એ 'છંદ' શબ્દના બે અર્થો થાય છે. એક તો કાવ્યનો છંદ કહેતાં રાહ કિંવા ઢાળ, અને બીજા કોઇ પણ બાબતનો નાદ કિંવા ચડસ. આ ઠેકાણે બીજો અર્થ લેવાનો છે. અમુક માણસને યોગનો છંદ લાગ્યો છે, અમુકને વ્યાયામનો નાદ લાગ્યો છે: એ વાક્યોમાં 'છંદ'નો જે અર્થ થાય છે તેવા જ અર્થમાં અહીં એ શબ્દ વપરાયો છે. ( ૧ ) 'गायत्र छन्द' એ गय કહેતાં પ્રાણ, અને त्र કહેતાં રક્ષણ-એટલે કે પ્રાણરક્ષાનો છંદ છે. ( ૨ ) બીજો 'त्रैष्टुभ छन्द' એટલે त्रि કહેતાં ત્રણ, અને સ્તુભ કહેતાં આદરસત્કાર-એટલે કે સૃષ્ટિ, જીવ અને ઇશ્વર એ ત્રણેનો આદર કરવાનો નાદ છે. ( ૩ ) ત્રીજો 'जागत छन्द' એ 'જાગત' કહેતાં 'જગત સંબંધી' કર્ત્તવ્યો કરવાનો છંદ છે. આ ત્રીજા છંદને જગદુદ્ધારનો છંદ કહી શકાય. પ્રાણશક્તિને બળવાન બનાવીને પ્રાણોનું રક્ષણ કરવું એ વૈયક્તિક તૈયારીની દૃષ્ટિએ બહુ મહત્ત્વની વસ્તુ છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ ઇત્યાદિ યૌગિક સાધનો પ્રાણની શક્તિ વધારવા માટે છે. ત્યારબાદ ઇશ્વરની ઉપાસના, આત્મિક બળનું સંવર્ધન, અને સૃષ્ટિનો યથાયોગ્ય ઉપયોગ કરીને સુખ સાધનો નિર્માણ કરવાં એ ત્રણ બાબતો બીજા છન્દમાં સમાવિષ્ટ થાય છે. સામાજિક તેમ જ રાષ્ટ્રીય વ્યવહારનો સમાવેશ પણ આની જ અંદર થાય છે. ત્રીજા

છંદમાં 'वसुधैव कुटुंबकं'ની વૃત્તિથી રાષ્ટ્રસેવા કરવાનો ભાવ રહેલો છે. રાષ્ટ્રસેવાનું કાર્ય જગત્કલ્યાણનું વિરોધી ન જ હોય. આ ત્રણ છંદો બહુ ખૂબીથી આ ત્રણ મંત્રભાગોમાં રજૂ કરાયા છે. શ્લેષાર્થ કહેતાં બેવડા અર્થવાળા શબ્દપ્રયોગથી આ ઉપદેશ અત્રે આપવામાં આવ્યો છે. જેમકે 'बहुव्रीहि'એ એક સમાસનું નામ છે, તેમજ તેનો બીજો અર્થ 'પુષ્કળ ચોખા જેની પાસે છે તેવો મનુષ્ય' એવો પણ થઇ શકે. તે જ પ્રમાણે गायत्र, त्रैष्टुभ અને जागत એ શબ્દોનો પણ બીજો અર્થ ઘટાવીને જ ઉપરોક્ત અભિપ્રાય જણાવ્યો છે એમ સમજવું. આ શ્લેષાર્થ લક્ષમાં નહિ લેવાય, તો અર્થનો અનર્થ થવાનો સંભવ છે. તેથી આ સૂચન અત્રે મુદ્દામ કરવામાં આવ્યું છે. લોકોમાં આ ત્રણે છંદો હોય. પ્રાણરક્ષા કરવાનો; સૃષ્ટિ, જીવ અને ઇશ્વરનો આદર કરવાનો; તથા જગતનું હિત કરવાનો—એ ત્રણે છંદ મનુષ્યને હોવા જોઇએ. જેને કોઈ પણ જાતનો છંદ નથી, તે માણસ બિલકુલ સાધારણ અવસ્થામાં જ પડી રહે છે. તેની યોગ્યતા ઝાઝી વધી શકતી જ નથી. કોઈ પણ જાતનો સારો છંદ અથવા નાદ એ તો ઉન્નતિને સહાયકર્તા જ થઇ પડે છે. ઘણાંઓને ખરાબ બાબતોનો છંદ હોય છે. પણ તેવા છંદ ઘાતક કિંવા અનર્થકારી છે. માટે અહીં આ ત્રણ જ છંદ હોય એવું મુદ્દામ કહેવામાં આવ્યું છે. ખરાબ છંદથી પ્રાણશક્તિની ખરાબી થાય છે, એટલે ખરાબ છંદ ઘાત કરનારો છે. અત્રે રજૂ કરાયલા છંદોથી માતૃભૂમિનો સ્વીકાર-સત્કાર કરવાનો છે, એટલે કે માતૃભૂમિને ઉપાસ્ય દેવતા તરીકે હૃદયમાં ધારણ કરવાની છે. ઉપરોક્ત ત્રણે છંદો દ્વારા પણ માતૃભૂમિની ઉપાસના કરવામાં આવશે તો તે જ જગત-ઉદ્ધારનો વિશ્વોન્નતિનો ઉત્તમ કર્મમાર્ગ થઇ પડશે, એ વાત વાચકોએ અત્રે

**सुक्ष्मा चासि शिवा चासि स्योना चासि सुषदा चास्यूर्जस्वती चासि पयस्वती च ॥ २७ ॥**

| | |
|---|---|
| १७० (हे पृथिवि !) सुक्ष्मा च असि, शिवा च असि, स्योना च असि, सुषदा च असि, ऊर्जस्वती च असि, पयस्वती च असि । | १७० ( હે માતૃભૂમિ )તું બળ-દાયિની છે, કલ્યાણ કર-નારી છે, આનંદદાયિની છે, બેસવાલાયક ઉત્તમ સ્થાન આપવાવાળી છે, ખોરાકવાળી છે, પાણી-વાળી છે. |

ખાસ ધ્યાનમાં લેવી. ( १७० ) " हे पृथिवि ! सुक्ष्मा च असि, शिवा च असि, स्योना च असि, सुषदा च असि, ऊर्जस्वती च असि, पयस्वती च असि । " એટલે કે ' હે માતૃભૂમિ! તું બળ આપવાવાળી છે, આનંદ આપવાવાળી છે, કલ્યાણકારી છે, બેસવાને માટે ઉત્તમ સ્થાન દેવાવાળી છે, ઉત્તમ ખોરાક-પાણીથી યુક્ત છે. ' માતૃભૂમિના યોગે બળ, આનંદ, સુખ, સ્થાન, તેમજ ખાનપાનાદિની પ્રાપ્તિ થતી હોય માતૃભૂમિની ભક્તિ અવશ્ય કરતા રહેવી, એટલે સર્વ પ્રકારનાં સુખ સાધનો પ્રાપ્ત થશે. જન્મ ધરીને જે પ્રશસ્તતમ કર્તવ્યો કરવાનાં છે તે આ જ છે. આ લોકોનો જીવનવ્યાપાર શુદ્ધ માર્ગે સુખે ચાલે, અને પરલોકમાં પણ સુખ મળે એવા પ્રકારનાં શ્રેષ્ઠ કર્મો આ જન્મમાં મનુષ્યે કરવાં જ રહ્યાં. એવી જાતનાં પ્રશસ્તતમ કર્મો કરનાર મનુષ્ય પોતાના પુરુષાર્થ દ્વારા માતૃભૂમિ ખચિત તેજસ્વી બનાવે છે. માતૃભૂમિની ભક્તિ મનુષ્યે શા માટે કરવી, એ પ્રશ્નનો ઉત્તર આ મંત્ર ઉત્તમ રીતે આપે છે, ને તે આ પ્રમાણેઃ—( १ )

पुरा क्रूरस्य विसृपो विरप्शिन्नुदादाय पृथिवीं जीवदानुम् ।
यामैरयँश्चन्द्रमसि स्वधाभिस्तामु धीरासो अनुदिश्य यजन्ते।

| | |
|---|---|
| १७१ हे विरप्शिन् ! विसृपः क्रूरस्य पुरा यां जीवदानुं पृथिवीं उदादाय, धीरासः तां अनुदिश्य यजन्ते, स्वधाभिः चन्द्रमसि ऐरयन् । | ૧૭૧ હે વિજ્ઞાનયુક્ત ! બન્ને વીરોનું યુદ્ધ શરૂ થયું તે પહેલાંથી જ જીવનદાત્રી માતૃભૂમિના ઉદ્ધાર માટે બુદ્ધિવાન લોકો તેના નિમિત્તે જે આત્મયત્ન કરે છે, તે એ ભૂમિને પોતાની ધારકશક્તિ દ્વારા જાણે ચંદ્રમા મધ્યે પ્રેરિત કરે છે. |

માતૃભૂમિ આપણા બળમાં વધારો કરે છે, ( ૨ ) માતૃભૂમિ આપણું હરેક પ્રકારે કલ્યાણ કરે છે, ( ૩ ) માતૃભૂમિ આપણને સર્વ પ્રકારનાં સુખ સાધનો આપે છે, ( ૪ ) બેસવા ઉઠવાને તેમજ હરેક પ્રકારના વહેવાર સારૂ સ્થાન આપે છે, (૫) આપણા પોષણ સારૂ ઉત્તમ પ્રકારના સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો આપે છે, ( ૬ ) ભાત ભાતના પીવાના પદાર્થો પણ આપે છે—એટલા માટે જ માતૃભૂમિની ભક્તિ કરવી એ હરેક મનુષ્યની ફરજ છે. આપણી માતૃભૂમિમાં આપણે ઉત્તમ સ્થિતિમાં સ્વતંત્રતાપૂર્વક રહી શકીએ તથા હરકોઈ પુરુષાર્થ અને દિલ ચાહ્યા સો કામ કરી શકીએ, એવી સ્થિતિ હોવી જોઇએ. માતૃભૂમિમાં વસતાં તમામ મનુષ્યોના ઉદ્ધાર અર્થે આત્મસમર્પણ કરવાને તત્પર રહેવું જોઇએ. આ બાબતમાં હવેનો મંત્ર ખાસ જોવા જેવો છે. (૧૭૧) " हे विरप्शिन् ! विसृपः क्रूरस्य पुरा, यां जीवदानुं

**पृथिवीं उदादाय, धीरासः अनुदिश्य यजन्ते, तां स्वधाभिः चन्द्रमसि पेरयन् ।"** અર્થાત્ કે ' હે વિજ્ઞાનયુક્ત પુરુષ ! વીરોના યુદ્ધની શરૂઆત થઈ તે પહેલાંથી જ, જીવનદાત્રી માતૃભૂમિના ઉદ્ધાર અર્થે, ધીર અને બુદ્ધિવાન લોકો તેની ખાતર જે આત્મયજ્ઞ કિંવા આત્મસમર્પણ કરે છે, તે એ ભૂમિને પોતાની ધારકશક્તિ વડે ચંદ્રના જેવી તેજસ્વી બનાવે છે. ' કેટલાક લોક એમ સમજતા હોય છે કે યુદ્ધની અંદર જ વીર પુરુષ પોતાની સર્વ શક્તિનો સંપૂર્ણ આત્મયજ્ઞ કરે છે. પરંતુ આ મંત્રમાં કહ્યું છે કે માતૃભૂમિના ભક્તોનો આત્મયજ્ઞ ( **क्रूरस्य पुरा धीरासः यजन्ते** ) ક્રૂર યુદ્ધની શરૂઆત થાય તે પહેલાંથી જ શરૂ થાય છે. બુદ્ધિમાન લોકોનો આત્મયજ્ઞ પહેલેથી જ થતો હોય છે, અને તે ખરું પણ છે. શૂરવીર યોદ્ધો પોતાનો દેહ સમરાંગણમાં સમર્પી દે છે એ ખરું; પણ જ્ઞાની, ધની અને કારીગર વર્ગ સુદ્ધાં પોતપોતાની અંદર રહેલી શક્તિઓ વડે માતૃભૂમિ અર્થે આત્મયજ્ઞ કરતા હોય છે જ. ( **धीर = धी + र** ) બુદ્ધિથી સલાહ મસલત આપનારા લોકો નિજ બુદ્ધિપ્રભાવથી રાષ્ટ્રને તેમ જ જનતાને સવેળા સાવધ કરી દેવા રૂપી જે બૌદ્ધિક યજ્ઞ કરે છે, તે તો ખાસ મહત્ત્વનો છે. અહીં વીરોના યુદ્ધને ' ક્રૂર ' કહેવામાં આવ્યું છે. યુદ્ધ એ બહુ મોટું ક્રૂર કર્મ છે. ખરું જોતાં તો ક્રૂર કર્મથી મનુષ્યે સો ગાઉ છેટા રહેવું જોઈએ. પરંતુ રાક્ષસી વાસના લોક જ્યારે બૌદ્ધિક સમજાવટ પતાવટથી ન માને, ત્યારે પછી તેવા લોકોને દૂર કરવા માટે યુદ્ધ જેવા ક્રૂર કર્મનો આશરો લેવો પડે છે. એ ક્રૂર યુદ્ધ શરૂ થાય તે પહેલાંથી જ બૌદ્ધિક કાર્ય કરનારા લોકો પોતાનો બુદ્ધિ કિંવા જ્ઞાનયજ્ઞ આરંભી દે છે અને જનતાની અંદર અપૂર્વ ઉત્સાહ અને જોમ પ્રગટાવે છે. એ સઘળાં યજ્ઞ ( **तां पृथिवीं अनुदिश्य यजन्ते** ) એ માતૃભૂમિની ઉન્નતિનું

ધ્યેય લક્ષમાં રાખીને જ કરવામાં આવે છે. અત્રે ' યજ્ઞ ' કરવો એટલે શું તે બરાબર સમજવું જોઇએ. યજ્ઞમાં મુખ્ય ત્રણું બાબતો કરવાની હોય છેઃ **देवपूजा-संगतिकरण-दानमयो यज्ञः** । યાને 'દેવ સત્કાર, સંગઠન અને દાન ધર્મ યા પરોપકાર '–આ ત્રણ મહત્ત્વની વાતો યજ્ઞમાં થાય છે. દીનહીન સ્થિતિમાં જે લોકો હોય તેમના ઉદ્ધાર માટે બને તેટલી સહાય આપવી જોઇએ. સમગ્ર સમાજનું સંગઠન કરીને તેનું સંઘબળ વધારવું જોઇએ. અને સત્કારને પાત્ર જેઓ હોય તેમનો યથાયોગ્ય સત્કાર કરવો જોઇએ. આ ત્રણે બાબતો યજ્ઞમાં બને છે, તેથી રાષ્ટ્રહિત અને જનહિતની દૃષ્ટિએ યજ્ઞનું મહત્ત્વ વિશેષ છે. એટલા માટે જ ૧૬૭ થી ૧૬૯ નંબરના ત્રણ મંત્રભાગોથી ઉપદેશવામાં આવ્યું છે કે ' ત્રણ છંદથી માતૃભૂમિનો સ્વીકાર કરવો. ( ૧૭૦ ) તેની ઉપાસના કરીને સર્વ સુખો પ્રાપ્ત કરી લેવાં, ( ૧૭૧ ) નિજ પુરુષાર્થ દ્વારા તેને તેજસ્વી બનાવવી, અને તેને માટે પોતપોતાની શક્તિઓ સમર્પી દેવી. યજ્ઞ કરવાનું જે કહેવાય છે તે આવા જ પ્રકારનો યજ્ઞ હોઇ મનુષ્ય માત્રે તે કરવાની ખાસ જરૂર છે. અત્રે એમ પણ કહેવામાં આવ્યું છે કે ( **तां पृथिवीं स्वधाभिः चन्द्रमसि वेरयन्** ) એ માતૃભૂમિને પોતાની ધારકશક્તિ દ્વારા ચંદ્રમા મધ્યે પ્રેરિત કરે છે અહીં **स्वधा** ' **चन्द्रमस्** ' એ બે શબ્દોના આશય સમજવા જોઇએ. ' **स्व + धा** ' એટલે પોતાની ધારકશક્તિઃ આપણી પોતાની અંદરની ધારકશક્તિ. જે ધારકશક્તિના યોગે આપણાં શરીર, સમાજ, રાષ્ટ્ર અને આખા જગતનું ધારણ થયેલું છે, યાને એ બધાંનો ટકાવ થયેલો છે તે શક્તિને જ **स्वधा** કહેવામાં આવે છે. રાષ્ટ્રના લોકોમાં એ ધારકશક્તિ હોય છે તો જ રાષ્ટ્ર સ્વતંત્ર રહી શકે છે; નહિ તો તે એવા લોકોના તાબામાં જાય છે કે જેમનામાં તેમના કરતાં વિશેષ ધારકશક્તિ હશે. એટલા માટે પ્રત્યેક રાષ્ટ્રની

## प्रोक्षणीरासादय । द्विषतो वधोऽसि ॥ २८॥

| | |
|---|---|
| १७२ प्रोक्षणीः आसादाय । | ૧૭૨ શુદ્ધ કરનારી બુદ્ધિને પાસે રાખો. |
| १७३ द्विषतः वधः असि । | ૧૭૩ દ્વેષ કરનારનો વધકર્તી તું છે. |

પ્રજાએ પોતાની ધારકશક્તિનું પ્રમાણ ખાસ વધારવું જોઈએ. આ 'स्वधा' શબ્દનો અર્થ બરાબર ધ્યાનમાં રાખવામાં આવશે, તો પોતાનું કર્તવ્ય કર્મ શું તે ક્યારે ય પણ હરકોઇ સહજે સમજી શકશે. 'चन्द्रमाः' શબ્દનો મૂળ ધાત્વાર્થ ( चन्द्रति आह्लादयति इति चन्द्रः ) 'આહ્લાદ આપનારો' એવો થાય છે. જેના તરફ જોવાથી જોનારને આનંદ થાય તે ચંદ્ર કિંવા ચંદ્રમા કહેવાય. જે શખ્સ પોતાની માતૃભૂમિને સ્વપુરુષાર્થથી ચન્દ્રમા પ્રમાણે આહ્લાદદાયક બનાવે, તે જ શખ્સ માતૃભૂમિનો સાચો ભક્ત ગણાય. બુદ્ધિથી, શૌર્યથી, ધનથી, વા કર્મથી માતૃભૂમિને ચન્દ્ર જેવી આનંદદાયી બનાવી શકાય. એવા પ્રકારના પુરુષાર્થનું નામ જ યજ્ઞ છે. અને એ કારણે જ 'યજ્ઞથી સર્વની ઉન્નતિ થાય છે' એવું બધા જ ધર્મોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એવી સ્વધા કિંવા ધારકશક્તિ પોતાની અંદર વિકસે એવી ઇચ્છા જો હોય તો (૧૭૨) "प्रोक्षणीः आसादाय ।" કહેતાં 'શુદ્ધ કરનારી (બુદ્ધિ)નો સાથ શોધો.' અર્થાત્ કે પવિત્રતા વધારનારી બુદ્ધિમાં વધારો કરો. કાયા, વાચા, મન અને બુદ્ધિમાં રહેલો મેલ દૂર કરો ને પવિત્ર બનો. તમારી નીતિ રીતિ એવી રાખો કે જેથી તમારી પવિત્રતા વધવા પામે. કારણ કે આત્મશુદ્ધિથી જ સર્વ જાતનું કલ્યાણ સિદ્ધ થવાનું છે. ( ૧૭૩ ) द्विषतः वधः असि " કહેતાં 'દ્વેષકર્તાનો વધકર્તી તું છે.' [ આ જ મંત્ર ૧૫૭ મા મંત્રભાગમાં આવેલો

प्रत्युष्टं रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तं रक्षो निष्टप्ता अरातयः।
अनिशितोऽसि सपत्नक्षिद्वाजिनं त्वा वाजेध्यायै सम्मार्ज्मि ।
प्रत्युष्टंरक्षः प्रत्युष्टाऽअरातयो निष्टप्तंरक्षो निष्टप्ताऽअरातयः।

| | |
|---|---|
| १७४ रक्षः प्रत्युष्टं, अरातयः प्रत्युष्टाः, रक्षः निष्टप्तं, अरातयः निष्टप्ताः । | ૧૭૪ રાક્ષસ નાશ પામ્યો, અનુદાર નાશ પામ્યા, રાક્ષસ દાઝી જઈને ભાગ્યો, અનુદાર દાઝીને ભાગી નિકળ્યા. |
| १७५ अनिशितः सपत्नक्षित् असि, त्वा वाजिनं वाजेध्यायै सं मार्ज्मि। | ૧૭૫ તીક્ષ્ણ નહિ એવું, શત્રુનો નાશ કરવાનું શસ્ત્ર જ તું. છે. એવા બળવાળા તને હું બળ માટે પવિત્ર ( શુદ્ધ ) કરું છું. |
| १७६ रक्षः प्रत्युष्टं० (१७४) | |

હોય તે નંબરનું સ્પષ્ટીકરણ આ ઠેકાણે જોઈ લેવું. તેમ જ ૪૫ થી ૪૮ મા મંત્રભાગોનો આશય પણ આવો જ છે, એટલે તે પણ જોઈ જવા. ] આ મંત્રના ઉપદેશ પ્રમાણે વર્તવાથી શું પરિણામ આવે તે જુઓ:–( ૧૭૪–૧૭૬ ) " रक्षः प्रत्युष्टं, अरातयः प्रत्युष्टाः, रक्षः निष्टप्तं, अरातयः निष्टप्ताः । " એટલે કે ' રાક્ષસનો નાશ થયો, અનુદાર નષ્ટ થયા, રાક્ષસ દાઝી જઈને ભાગી નિસર્યો, અનુદાર પણ દાઝીને ભાગી નિકળ્યા. ' આ પ્રમાણે શત્રુઓનો વિનિપાત થતો હોવાનો અનુભવ તમને પ્રાપ્ત થશે. મતલબ કે, તમારી પોતીકી આત્મશુદ્ધિ સચાઈ, અને શત્રુઓનો સામનો કરવાની તમારી તાકાત વધી, એટલે પછી તમારા તમામ

अनिशिताऽसि सपत्नक्षिद्वाजिनीं त्वा वाजेध्यायै संमार्ज्मि॥२९॥

| | |
|---|---|
| १७७ अनिशिता सपत्नक्षित् अस्ति, त्वा वाजिनीं वाजेध्यायै संमार्ज्मि । | ૧૭૭ શત્રુઓનો નાશ કરનારી તીક્ષ્ણ નહિ એવી (બુઠ્ઠી) તલવાર જ તું છે. તે બળ અર્પનારા તને હું બળ માટે પવિત્ર કરું છું. |

દુશ્મનો આપોઆપ દૂર ખસી જશે વા તમારે હાથે નાશ પામશે. તમને હેરાન કરવાને, તમને ત્રાસ આપવાને પછી કોઇ જ શત્રુ સિલક નહિ રહે. [ આ ઠેકાણે, ૪૦ થી ૪૩, ૫૫, ૮૦, ૯૮, ૧૧૮ નંબરની ટિપ્પણીઓ જોવી. કારણ આ જ મંત્ર ત્યાં પણ આવેલા હોઇ ત્યાં તે વધારે વિસ્તારથી સમજાવવામાં આવ્યા છે. ] (૧૭૫-૧૭૭) " अनिशितः सपत्नक्षित् अस्ति, त्वा वाजिनीं वाजेध्यायै सं मार्ज्मि । " કહેતાં, 'સ્વભાવે તું ખાસ તીખો નથી, છતાં સ્વશત્રુને પરાસ્ત કરવાની શક્તિ તારામાં સ્વાભાવિક રીતે જ રહેલી છે. તારા એ સ્વાભાવિક સામર્થ્યના વિકાસ માટે હું તને પવિત્ર કિંવા શુદ્ધ કરું છું.' તારો સ્વભાવ બહુ તીક્ષ્ણ અથવા તેજ નથી. એટલે કે કોઇ તીક્ષ્ણ હથિયાર સ્પર્શમાત્રથી જેમ જખમ કરી બેસે છે, અથવા તીખા સ્વભાવનો માણસ વાતવાતમાં જેમ બીજાને સતાવે છે, તે પ્રમાણે કોમળ સ્વભાવનો મનુષ્ય બીજાને ત્રાસદાયક સ્વાભાવિક રીતે જ બની શકતો નથી. એ આશયથી કહે છે કે 'હે પુરુષ ! તું ( अनिशितः ) બહુ તેજ સ્વભાવનો નથી, મૃદુ સ્વભાવનો છે, શાંત છે; છતાં પણ (सपत्न-क्षित् अस्ति) સ્વશત્રુઓનો નાશ કરવાનું સામર્થ્ય તારામાં રહેલું છે. સ્વભાવે તીખો અને ઉગ્ર માણસ જ શત્રુઓને ઠોકી પાડે એવી સાધારણ સમજ છે. પરંતુ આ મંત્રભાગમાં વર્ણવ્યા પ્રમાણે તો

## अदित्यै रास्नासि,

| | |
|---|---|
| १७८ अदित्यै रास्ना असि । | ૧૭૮ સ્વાતંત્ર્ય માટે તું મેખલા રૂપ છે. |

મનુષ્ય સ્વભાવે શાંત રહેવા છતાં પણ શત્રુઓને પરાસ્ત કરવાની તાકાત કેળવી શકે તો તે ખાસ ઇષ્ટ છે. માનવીની અંદર રહેલી ક્રૂરતા દૂર કરીને તેની સૌમ્ય પ્રકૃતિને ખીલવવા સારૂ જ ધર્મની યોજના છે. મનુષ્ય શાંતિપ્રિય, નિર્વૈર કહેતાં વેરઝેર વગરનો, અને અહિંસક વૃત્તિનો થયો એટલે અજાતશત્રુ જ બની જાય છે. પછી તેને કોઈ શત્રુ જ નથી રહેતો. ક્રૂર બનીને શત્રુઓનો નાશ કરવા કરતાં અજાતશત્રુ બનીને સર્વ દુષ્ટાત્માઓને પોતાની નિર્વૈરવૃત્તિથી શુદ્ધ કરીને સજ્જન બનાવવા એ વધારે યોગ્ય વ ઇષ્ટ છે શત્રુઓને દૂર કરવાનો ગુણ તારા સ્વભાવમાં જ રહેલો હોવાથી, તું આમ મૃદુ પ્રકૃતિનો હોવા છતાં પણ ( घाजिनं ) શક્તિશાળી છે-બળવાન છે. અર્થાત્ કે એ બળ શારીરિક નથી સમજવાનું. શૂરવીર યોદ્ધામાં ક્રૂરતાયુક્ત જે બળ હોય છે, તેવું બળ નહિ, પણ બૌદ્ધિક અને આત્મિક બળ સમજવાનું છે. એ બળો સદા શાંત સ્વભાવના મનુષ્યમાં જ હોય છે. તારી એ શક્તિઓ વધે તે ખાતર જ હું ( वाजेघ्यायै संमार्ज्मि ) તારા બળની વૃદ્ધિ અર્થે તને અધિક પવિત્ર કરૂં છું. કારણ કે 'આત્મિકબળ' એ પોતાની પવિત્રતાથી જ વધવાવાળું છે. એ બળ જેટલા પ્રમાણમાં તારી અંદર વિકસશે,, તેટલા જ પ્રમાણમાં તારી શાંતિમાં પણ વધારો થતો જશે, ને તેમ છતાં ય સર્વ શત્રુઓને પરાસ્ત કરવાની તારી તાકાત ટકી રહેશે એટલું જ નહિ, પણ એ શક્તિના પ્રભાવથી શત્રુઓ પોતાની મેળે જ આઘા ખસી જશે. આટલે દરજ્જે તારી ઉન્નતિ થાય એ ઇષ્ટ છે. ઇચ્છનાયોગ્ય એ સ્થિતિ પ્રાપ્ત થતાં (૧૭૮) "अ-दित्यै रास्ना असि।" કહેતાં 'તું

## त्रिष्णोर्वेष्योऽस्यूर्जे त्वा,

| १७९ विष्णोः वेष्यः असि । | ૧૭૯ વ્યાપકદેવનું ઘર તું છે. |
|---|---|

સ્વતંત્રતાની મેખળા રૂપ બની જઇશ.' દોરીથી જેમ કોઇ ચીજ બાંધી શકાય છે કે વિંટી લઇ શકાય છે અને તેને પરિણામે તે ચીજ અંતરાઇ રહે છે, તે જ પ્રમાણે મનુષ્ય એ સ્વતંત્રતાદેવીની મેખળા રૂપ કહેતાં કમરપટા રૂપ બની રહે છે. અર્થાત્ કે મનુષ્યનાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર આદિનાં બંધનોથી સ્વતંત્રતાદેવી જકડાઈ રહેલી છે. એ પાશ, એ બંધન, એ દોરી કે કમરપટો જેવા ને જેટલા પ્રમાણમાં કડક અગર શિથિલ હશે તેવા ને તેટલા પ્રમાણમાં સ્વતંત્રતાદેવી સારી કિંવા ખરાબ હાલતમાં હશે. ('दिति એટલે બંધન, અને अ–दिति એટલે અબંધન કહેતાં સ્વતંત્રતા, મુક્તિ કિંવા સ્વાધીનતા' એ તો આગળ સમજાવાઈ જ ગયું છે.) આ જ મેખળા હું છું. પ્રત્યેક મનુષ્યે વિચાર કરી નક્કી કરી લેવું કે સ્વાતંત્ર્યદેવીને એણે પોતે મજબૂત જકડી રાખી છે કે દૂર હડસેલી કાઢી છે ? 'दिति' રાક્ષસીને તો સોડમાં નથી ઘાલી બેઠાને? 'अदिति' એ દેવોની જનની છે તેને અપનાવવાથી, તેનો સત્કાર કરવાથી દેવોની પાસે જવાનો અધિકાર મળશે. પણ તેને બદલે दिति રાક્ષસીને જો પડખામાં ઘાલવામાં આવશે તો તો માત્ર સ્વનાશને જ નોતરવા જેવું થશે. दिति કહેતાં બંધન અગર પરતંત્રતા. એ સર્વ નાશનું કારણ બન્યા વગર રહે જ નહિ. જો તું સ્વતંત્રતાદેવીની ઉપાસના કરીશ તો–(૧૭૯) "विष्णोः वेष्यः असि ।" યાને 'તું પોતે વિષ્ણુ કહેતાં વ્યાપક દેવનું ઘર છે,' એવો અનુભવ તને થશે. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને આત્મા એ બધાં જે તારાં ક્ષેત્રો છે તેમને દેવોનાં રહેઠાણ બનાવી દે. ઉપર જણાવ્યા પ્રમાણે જો તું વર્તીશ તો ખાત્રીથી તેમ

ऽदब्धेन त्वा चक्षुपावपश्यामि ।

| | |
|---|---|
| १८० ऊर्जे त्वा । (२) | ૧૮૦ ( અન્ન અને ) બળને માટે તને પ્રાપ્ત કરું છું. [ જુઓ ટિ. નં. ૨ ] |
| १८१ अदब्धेन चक्षुपा त्वा अवपश्यामि । | ૧૮૧ મીંચાયા વગરની આંખોવતી હું તને જોઉં છું. |

થશે. મતલબ કે ' તારા હૃદયને સર્વવ્યાપક દેવનું નિજ મંદિર બનાવ અને તેમાં દેવને પધરાવ.' એવું થશે એટલે ( ૧૮૦ ) " इषे त्वा । " કહેતાં ' અન્ન અને બળને વાસ્તે તને પ્રાપ્ત કરું છું. ' એ સૂક્તની યથાર્થતા તારે વિષે સિદ્ધ થઇ એમ લોકો કહેવા લાગશે. તારા સાન્નિધ્યથી પોતાનામાં વિશેષ શક્તિનો સંચાર થાય છે, એવો અનુભવ સર્વને થશે. તારી શક્તિ વધી હોવાની ખાત્રી સારૂ આટલો જ પુરાવો બસ ગણાશે. ( ટિપ્પણી નં. ૨ માં આ જ આશયના મંત્રભાગનું વિવરણ જુઓ. ) આ અધ્યાયના પ્રારંભમાં જ આ મંત્ર આપ્યો છે. ત્યાં મનુષ્યને અન્નની પ્રાપ્તિ સારૂ પ્રેરણા કરી હતી. હવે અહીં સુધીના ઉપદેશ પ્રમાણે વર્તવાથી તેનામાં એટલી બધી યોગ્યતા આવી ગઇ કે ઈતર લોકો તેની પાસે આત્મિક બળ અને ખોરાક પાણી ખોળતાં આવવા લાગ્યા. આટલે દરજ્જે ઉન્નતિ થયેલી જોવાનું તો કોક ભાગ્યશાળીના જ નસીબમાં હોય. પૂર્વ જન્મનાં તેમ આ જન્મનાં સુકૃત સિવાય એ સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત થતી નથી. ( ૧૮૧ ) " अदब्धेन चक्षुषा त्वा अवपश्यामि । " કહેતાં, ' મીંચાયા વગરની આંખોએ યાને અનિમેષ નેત્રોએ હું તને નિરખું છું: ' એવી વાણી દરેકના મુખમાંથી એવા ભાગ્યશાળી નરને માટે નીકળશે. ડાળા કાઢી

अग्नेर्जिह्वासि, सुहूर्देवेभ्यो धाम्ने धाम्ने मे भव यजुषे यजुषे ॥ ३० ॥

| | |
|---|---|
| १८२ अग्नेः जिह्वा असि । | ૧૮૨ તું અગ્નિની જીભ છે. |
| १८३ मे धाम्ने धाम्ने यजुषे यजुषे देवेभ्यः सुहूः भव । | ૧૮૩ મારા ઘરમાં તેમ જ યજ્ઞસ્થાનમાં દેવોને ઉત્તમ રીતે બોલાવવાવાળો તું હો. |

કાઢીને એને નિહાળતા રહેવાથી પ્રત્યેકના દિલમાં આનંદ આનંદ થઇ રહેશે, કારણ કે શક્તિ માત્રનું કેન્દ્ર આ માણસ જ આ વેળા બની રહે છે ! તેની એ શાંત તેજસ્વી મૂર્તિનાં દર્શનથી એકેએક જણના આનંદમાં અભિવૃદ્ધિ થાય છે, એવો સર્વ કોઇને અનુભવ થાય છે. મતલબ કે સહુનું જ લક્ષ એવા સત્પુરુષ ભણી કેન્દ્રિત થાય છે. એવા સત્પુરુષની યોગ્યતા કેટલી મોટી છે તે જુઓઃ—( ૧૮૨ ) " अग्नेः जिह्वा असि । " યાને 'હે પુરુષ! તું અગ્નિની જીભ છે.' અગ્નિની જીહ્વા એટલે કે અગ્નિની જ્વાળા જેમ અત્યંત તેજસ્વી હોય છે, પ્રકાશ આપે છે અને ગતિ આપે છે, તે જ પ્રમાણે તારી જીભ અથવા વાણી પણ તેજસ્વી કહેતાં પ્રભાવશાળી, જ્ઞાનપ્રકાશ ફેલાવનારી અને પ્રગતિ કરાવનારી બને છે. 'જીહ્વા'નો અર્થ આ ઠેકાણે 'વાણી, સુંભાષણ, વક્તૃત્વશક્તિ, વિદ્વત્તા' ઇત્યાદિ સમજવાનું જ ઉચિત થઇ પડશે. કારણ કે પૂર્વોક્ત રીતે શુદ્ધ અને પવિત્ર બનેલા સત્પુરુષની વાણી એવી જ ઓજસ્વી કિંવા પ્રભાવ પાડનારી હોય છે, એ તો સર્વે જાણે છે. એવા પ્રકારનાં વાક્શક્તિ કિંવા વાક્સિદ્ધિના માલિક બનેલા મનુષ્યનું એક ખાસ કર્તવ્ય બતાવવામાં આવે છે તે બરાબર લક્ષમાં લ્યોઃ—( ૧૮૩ ) " मे

सवितुस्त्वा प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः। सवितुर्वः प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः।

| | |
|---|---|
| १८४ सवितुः प्रसवे त्वा अच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः उत्पुनामि। सवितुः प्रसवे वः अच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः उत्पुनामि। | ૧૮૪ ઉત્પાદક ઇશ્વરની પ્રસૂતિ રૂપી સૃષ્ટિમાં તને તેમ જ તમને બધાંને છિદ્રરહિત પવિત્રીકરણના સાધન વડે તથા સૂર્યનાં કિરણો વડે હું પવિત્ર કરું છું. [ટિ. નં. ૨૬, ૬૮, ૧૩૦, ૧૩૩ જુઓ.] |

धाम्ने धाम्ने यजुषे यजुषे देवेभ्यः सुहूः भव। " એટલે કે 'મારા પ્રત્યેક ઘર વિષે, સ્થાનક વિષે તથા યજ્ઞ વિષે દેવતાઓને ઉત્તમ રીતે બોલાવનારો તું થા.' મતલબ કે મારા ઘરમાં આવ્યા પછી મારા ઘર વિષે બધા જ દેવોને તું તેડી લાવ, યજ્ઞમાં જાય તો ત્યાં પણ દેવોને બોલાવતો જા. અર્થાત્ કે જ્યાં તું જાય કે રહે ત્યાં ત્યાં બધે જ તારી હાંક પડતાં બરાબર દેવો હાજર થઇ જાય એટલે દરજ્જે તારી વાણીની પવિત્રતા સાધ. તારી હાંક દેવો કાને ધરે, તારા તેડાને માન આપે એટલું સામર્થ્ય કેળવ, આટલો પ્રભાવ મેળવ. જે લોકો ખરા દિલથી હાંક પાડે છે તેમની જ હાંક દેવલોકો સાંભળે છે. તેથી કરી તારા બોલાવતાં બરોબર દેવોને હાજર થવું જ પડે એવી શક્તિ તારી હાંકમાં આવવા દે. એવું થાય તેટલા માટે–

(૧૮૪) सवितुः प्रसवे त्वा अच्छिद्रेण पात्रेण सूर्यस्य रश्मिभिः उत्पुनामि। सवितुः प्रसवे वः अच्छिद्रेण पात्रेण

**તેજોઽસિ, શુક્રમસ્યમૃતમસિ, ધામનામાસિ,**
**प्रियं देवानामनाधृष्टं देवयजनमसि ॥ ३१ ॥**

| | |
|---|---|
| १८५ तेजः असि । | ૧૮૫ તું તેજ ( પ્રકાશ ) છે. |
| १८६ शुक्रं असि । | ૧૮૬ તું વીર્ય છે. |
| १८७ अमृतं असि । | ૧૮૭ તું અમૃત છે. |
| १८८ धाम नाम असि । | ૧૮૮ તુંજ સ્થાન તથા યશ છે. |
| १८९ देवानां प्रियं अनाधृष्टं देवयजनं असि । | ૧૮૯ તું દેવતાઓને પ્રિય, એવું, અને ન દબાવી, દેવાય એવું દેવોનું યજન જ છે. |

सूर्यस्य रश्मिभिः उत्पुनामि ।" કહેતાં, 'ઉત્પન્ન કરવાવાળા ઇશ્વરની પ્રસૂતિરૂપી આ સૃષ્ટિ વિષે તને તેમ જ તમને સર્વને છિદ્ર વિનાના પવિત્રીકરણના સાધન વતી તથા સૂર્યના કિરણો વતી પવિત્ર કરૂં છું યાને બધાંની વિશુદ્ધિ સાધું છું.' આવી રીતે હું તમોને પવિત્ર કરૂં છું અને એ રીતે પવિત્ર ને પવિત્ર થતાં સૌએ પોતપોતાની ઉન્નતિ પ્રાપ્ત કરી લેવી. [ આ જ મંત્ર ૨૬, ૬૮, ૧૩૦, ૧૩૩ નંબરે આવેલા હોઇ ત્યાં આપેલી સમજૂત અત્રે જરૂર ધ્યાનમાં લેવી. ] ( ૧૮૫-૧૮૮ ) "तेजः असि । शुक्रं असि । अमृतं असि । धाम नाम असि ।" એટલે કે 'તું તેજ, વીર્ય કિંવા બળ, અમૃત, ઐશ્વર્ય અને યશ રૂપ છે.' ઉપરોક્ત વિધિએ તારી શુદ્ધતા સિદ્ધ થતાં બરાબર તારી અંદરના ગુણો પ્રકાશવા માંડશે, અને એ બધું તારૂં પોતાનું જ ઐશ્વર્ય તું પોતે અનુભવી શકીશ. સ્વશક્તિઓનો આવો અનુભવ મેળવવો એ જ સર્વ ધર્માનુષ્ઠાનોનું મુખ્ય ધ્યેય છે. એ ધ્યેય તો પાર પડશે જ પડશે, પણ તે ઉપરાંત-( ૧૮૯ ) "देवानां प्रियं अनाधृष्टं

देवयजनं अस्ति ।" કહેતાં, ' તું દેવોને પ્રિય એવું, અને ક્રોધથી પણ ન દબાવી શકાય એવું દેવતાનું યજન કરવાનું સ્થાનક બની જાય છે. ' મતલબ કે તારૂં શરીર તથા તારૂં નિવાસસ્થાન એ સર્વ દેવોને ખૂબ જ ગમનારૂં સ્થાનક બની જશે. અને ( अनाधृष्टं ) અસુર કિંવા આસુરી વૃત્તિઓ એ મજબૂત ધામ પર હલ્લો લાવવાની હિંમત જ નહિ કરે, અને તેમ છતાંય એ શત્રુઓ ભૂલે-ચૂકે પણ તેમ કરશે તો તત્કાળ તેમનો પરાજય થશે અને તારા આ સ્થાનકમાં દેવોની સાચી પધરામણી થશે. તાત્પર્ય કે, પોતાનું શરીર, દેવોનું મંદિર બની ગયું છે, અને નિજ રહેઠાણમાં દેવોનો વાસ પૂરાયો છે એવો અનુભવ મનુષ્યને થવો જોઇએ. દેવતાઓ સાથેનો આવો જીવતો જાગતો સંબંધ જે સત્પુરુષ અનુભવી જાણે તેનું જ જન્મવું સાર્થક છે. તેનું જ જીવવું ધન્ય છે એવી સાર્થકતા, એવી ધન્યતા આ વૈદિક ધર્માનુસાર આચરણ રાખવાથી મેળવી શકાય છે. પ્રશસ્તતમ કર્મો કીધા થકી એ બધું જ સિદ્ધ થઇ શકે એ વાત જ આ પહેલા અધ્યાયમાં સાફ સાફ સૂચવાઇ છે. આ ઉપદેશવચનોનું અધ્યયન તેમ જ મનન કરીને વાચકો પોતપોતાની કર્મશક્તિને શુદ્ધ માર્ગે વાળી પોતાની અખંડ ઉન્નતિ સાધી લે, એ જ અભિલાષા !

—: પ્રથમ અધ્યાય સમાપ્ત :—

# શ્રેષ્ઠતમ કર્મનો ઉપદેશ

વાજસનેયી સંહિતાનો આ પહેલો અધ્યાય હોઇ તેમાં મનુષ્યે શ્રેષ્ઠ કર્મ કરીને પોતાનો ઉદ્ધાર કેવી રીતે કરી લેવો, તે બતાવવામાં આવ્યું છે. 'યજુર્વેદ' એ 'કર્મવેદ' હોવાને કારણે એની અંદર મનુષ્યના ઉદ્ધાર માટે જે જે શુભ કર્મોનાં અનુષ્ઠાન જરૂરનાં છે, તે તે કર્માનુષ્ઠાનો એ વેદમાં ક્રમે ક્રમે સૂચવવામાં આવ્યાં છે. એ જ ઉદ્દેશથી સૌથી પ્રથમ આ અધ્યાયમાં શ્રેષ્ઠતમ કર્મનું સામાન્ય સ્વરૂપ દેખાડવામાં આવ્યું છે.

## ગુણ અને કર્મ

આ અધ્યાયનું મનન કરવાથી સાફ જણાઇ આવે છે કે જે જે કર્મ કરવાની આજ્ઞા વેદ આપે છે, તે તે કર્મ કરવાની શક્તિ મનુષ્યની અંદર સ્વભાવથી જ રહેલી છે, એમ શરૂઆતમાં જ કહી દઇને પછી તે કર્મ કરવાનો બોધ કરે છે. '**તું શૂર છે, તેથી સ્વદેશ રક્ષણને વાસ્તે શૌર્યનાં કામો કર.**' ઉપદેશ કરવાની વેદની રીત આવી તરેહની છે. વિચાર કરી જોતાં આ રીત વાજબી હોવાની ખાત્રી થાય છે. કારણ કે જે ગુણધર્મનો જેની અંદર સપૂચો અભાવ હોય યાને જે કાર્ય કરવાની જેનામાં મૂળથી શકિત જ ન હોય તેને તે કાર્ય કરવાનો બોધ આપવાથી જરા જેટલો પણ લાભ થવાની સંભાવના નથી. એટલે જ 'વેદ' પહેલવહેલાં મનુષ્યની અંદર રહેલી શકિતઓનું સ્મરણ કરાવ્યા બાદ તે તે શકિતઓને શોભનાં કર્મો કરવાનું ફરમાવે છે.

દાખલા તરીકે જુઓ-(૧૬) पवित्रं असि । (७६) दैव्याय कर्मणे शुन्धध्वम् । યાને 'તું પવિત્ર છે, એટલે કે તું પવિત્રતા કિંવા શુદ્ધિ કરવાનું સાધન છેઃ તેથી દેવપ્રીત્યર્થે કર્મો કરવા કાજે તું શુદ્ધ થા.' આ ઠેકાણે 'શુદ્ધ કરવું' અને 'શુદ્ધ બનવું' એ મનુષ્યની શકિતની વાત હોઇ તેટલા જ સારૂ તેને દેવકાર્ય કરવા ટાણે શુદ્ધ કિંવા પવિત્ર થવાનું કહ્યું છે. એજ પ્રમાણે—

(८७) वाचः विसर्जनम् ।

(९३) मधुजिह्वः असि । (९४) इषं ऊर्जं आवद ।

એટલે કે 'વાણી વદવી એ તારો ધર્મ હોઇ તું મધુરભાષી પણ છે. તેથી અન્ન કહેતાં આહારપાણી મેળવવા સારૂ તથા તારી તાકાતમાં વધારો કરવા સારૂ ઉચિત ભાષણ કર.' મનુષ્યની અંદર વાચાશક્તિ છે. તેનો ઉપયોગ ફાવે તેવું ભલું ભૂંડું બોલવામાં ન કરતાં મીઠું લાગે તેવું બોલવામાં જ કરવો, અને તે મિષ્ટ સંભાષણનું પરિણામ પણ એવું આવે કે તેના યોગે ખાનપાનના પદાર્થો મળતા રહે અને તાકાત વધતી રહે. વાક્શકિત મનુષ્યની અંદર છે તેથી જ આ ઉપદેશ સંભવે છે. તેવીજ રીતે–

(१०४) ध्रुवं असि । (१०५) पृथिवीं दृंह । કહેતાં, 'તું પોતે સ્થિર છે, તેથી તારી માતૃભૂમિને સ્થિર કર, યાને તેની અંદર ઉત્તમ બળ ભરી દે.' એજ મુજબ—

(१०१) धृष्टिः असि । (१०२) क्रव्याद् निःषेध । કહેતાં, 'તું ધૈર્યથી સ્વશત્રુઓનો પરાભવ કરનાર છે, તેથી માંસભક્ષકોનો નિષેધ કર.' તેવીજ રીતે–

(४५) धूः असि । (४६) धूर्वन्तं धूर्व । કહેતાં, 'તું વિનાશક શક્તિથી યુક્ત છે યાને તારામાં વિનાશ કરવાની શકિત રહેલી છે, તેથી જે આપણો નાશ કરતો હોય તેનો જ તું નાશ કર.'

આ પ્રમાણે પાંચ ઉદાહરણો અત્રે ટાંકવામાં આવ્યાં છે, તે પરથી વાચકો સહેજે સમજી શકશે કે ઉપદેશ કરતી વેળા વેદ-મનુષ્યના અંગમાં રહેલી સુપ્ત કહેતાં અપ્રકટ, અથવા તો જાગૃત કહેતાં પ્રકટ ગુણનો ઉલ્લેખ કરીને તે પછી જ તે ગુણ પ્રમાણે આચરણ કરી પોતાની ઉન્નતિ કરી લેવાનો માર્ગ ચીંધે છે આ ગુણનિર્દેશ કેટલીક વાર પ્રારંભમાં કરેલો હોય છે, તો કેટલીક વાર પાછલા ભાગમાં પણ કર્યો હોય છે. વળી, કેટલીક વાર માત્ર ગુણનો જ નિર્દેશ કરેલો હોય છે, પણ તદનુસારી કર્મનું સૂચન સરખું નથી હોતું. દાખલા તરીકે—

(૧૧૭) शर्म असि । (૧૮૭) अमृतं असि । યાને 'તું સુખ સ્વરૂપ છે, અને તું અમૃત સ્વરૂપ કહેતાં અમર છે.' આ બે સૂત્રોમાં કેવળ ગુણનો જ ઉલ્લેખ છે. તેના પરથી સૂચિત થતાં કર્મો વિષે કંઈ જ કહેવામાં આવ્યું નથી. પણ વાચકોએ અહીં સમજી લેવાનું કે 'સુખનું સ્થાન આપણી જ અંદર છે . અને આપણો આત્મા અમર છે.' આનો અનુભવ લઈ શકાય તેટલા સારૂ જ સર્વ ધર્મકર્મોનો ઉપદેશ છે. અર્થાત્ કે જ્યાં આગળ કેવળ ગુણોનું જ વર્ણન હોય, ત્યાં આગળ તે ઉપરથી ફલિત થતાં, તેમજ તે તે ગુણોની અભિવૃદ્ધિ અર્થે અત્યંત જરૂરી એવાં કર્મો કરવાનો ઉપદેશ ઘટાવી લેવાની અગત્ય રહે છે. આ નિયમ એકવાર બરાબર સમજાઇ જતાં કયો વેદમંત્ર મનુષ્યને કયો બોધ આપે છે કિંવા તેના પરથી મનુષ્યે શો બોધ લેવાનો છે, તે તત્કાલ લક્ષમાં આવી જશે. તેથી વેદનો અર્થ સમજવાની ઇચ્છા ધરાવનારાઓએ તેમાં ગુણદર્શક મંત્રભાગ કયા છે, અને કર્મનો ઉપદેશ કરનારા મંત્રભાગ કયા છે, તથા તેમની વચ્ચે પરસ્પર શો સંબંધ છે તે જાણી લઇને, તેમનું પરસ્પરનું અનુસંધાન મેળવીને મંત્રનો અર્થ જાણવાની કોશિષ કરવી. જ્યાં આગળ કેવળ ગુણનું

જ વર્ણન કરતાં વાક્યોનો પ્રયોગ થયો હોય ત્યાં આગળ તે ગુણો પરથી નિષ્પન્ન થતાં, પૂર્વાપર અવિરોધી કર્તવ્યો સમજી લેવાનાં રહે છે. તેવી જ રીતે જ્યાં આગળ કેવળ કર્મનો જ ઉપદેશ આવતો હોય ત્યાં આગળ તેના પરથી ફલિત થતા ગુણધર્મો પણ તેવા જ અનુસંધાનથી ખોળી લેવાના છે.

અત્યારલગીના વિવેચન પરથી વાચકોના લક્ષમાં આટલી વાત તો આવી જ ચૂકી હશે કે–મનુષ્યની અંદર જે અનંત શક્તિ રહેલી છે, તેનું જ વર્ણન વેદમંત્રોએ વિશિષ્ટ પદ્ધતિથી કરેલું છે. તે પૈકી કેટલાક ગુણધર્મો ગુપ્ત હશે, કેટલાક પ્રકટ હશે, તો વળી કેટલાક અર્ધવિકસિત દશામાં હશે; ગમે તે સ્થિતિમાં હશે, તોપણ તે મનુષ્યની અંદર જ રહેલા છે, એ તો નક્કી જ. શરીર, ઇન્દ્રિયો, મન, ચિત્ત, અહંકાર, બુદ્ધિ અને આત્મા–એ સાત પદાર્થો મનુષ્યની અંદર રહેલા છે. તે દરેકના વિશિષ્ટ ગુણધર્મો હોઇ તે ગુણધર્માનુસાર માનવીને હસ્તે કાર્યો થતાં રહે છે. જે કર્મો કરીને મનુષ્ય ઉન્નત થાય છે, તે કર્મો પણ તેનાથી આ જ પ્રમાણે થયા કરે છે. આ સાતે પદાર્થ આત્માને આધારે જ ટકી રહેતા હોવાથી જ્ઞાનને 'અધ્યાત્મજ્ઞાન' યાને (अधि + आत्मा) 'આત્માના આધારે ટકનારા પદાર્થોના ગુણધર્મોનું જ્ઞાન' એવું નામ આપવામાં આવ્યું છે. આ અધ્યાત્મજ્ઞાનનો વિષય છણવો એ જ વેદોનું મુખ્ય પ્રયોજન છે. એનો અર્થ એવો થાય કે 'મનુષ્યની ભીતર રહેલા ગુણધર્મ તથા શક્તિનું પ્રતિપાદન કરવું એ વેદોનું પ્રયોજન છે.' એ શક્તિને અનુસરતાં કર્મો કરવાનું સૂચવીને તે દ્વારા ઉન્નતિ કરી લેવાનું મનુષ્યને સૂચવવું કિંવા ઉન્નતિના માર્ગને પ્રબોધવો, એજ વેદોનો ઉદ્દેશ છે. તેથી આ યજુર્વેદના પહેલા અધ્યાયમાં આ અધ્યાત્મજ્ઞાન વિષે કેવો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે આપણે જરાક જોઇએ.

## અધ્યાત્મજ્ઞાન

આત્મા અને તેને આધારે ટકનારાં બુદ્ધિ, અહંકાર, ચિત્ત, મન, ઇન્દ્રિયો તથા શરીર, એ બધાંના ગુણધર્મો તથા કર્મો વિષેના જ્ઞાનને આત્મજ્ઞાન કિંવા અધ્યાત્મજ્ઞાન કહેવામાં આવે છે. એ જ્ઞાન આ પહેલા અધ્યાયમાં કેવી રીતે ચર્ચાયું છે તે હવે જોઇએ. આ જ્ઞાનને 'આત્મસ્વરૂપજ્ઞાન' એ નામ પણ આપી શકાય.

१ (१८७) अमृतं असि । २ (७८, ११७) शर्म असि ।
३ (१८१) शुक्रं असि । ४ (१८५) तेजः असि ।
५ (१८८) धाम नाम असि । ६ (१७९) विष्णोः वेष्यः असि ।

અર્થાત્—"(૧) તું અમર છે, (૨) તું સુખસ્વરૂપ છે, (૩) તું સામર્થ્યયુક્ત કિંવા પવિત્ર છે, (૪) તું તેજસ્વરૂપ છે, (૫) તું ધામ અને નામ કહેતાં ઐશ્વર્ય અને યશ રૂપ છે; એટલું જ નહિ પણ (૬) વ્યાપક ઇશ્વરનું મંદિર જ તું છે."

આ છ મંત્રોમાં આત્માના આ ગુણધર્મોનું સૂચન થયેલું છે. અધ્યાત્મજ્ઞાન જાણવાની જેમને ઇચ્છા હોય, તેમણે આ મંત્રોનો અભ્યાસ કરવો. આ મંત્રો પરથી મનુષ્યના જે ગુણધર્મ ફલિત થાય છે, તેને અનુસરીને જે કર્મો મનુષ્યે કરવાનાં ઠરે છે, તે નીચે પ્રમાણે છેઃ—

**(૧) "મનુષ્યે પોતાની અમર અવસ્થાનો સાક્ષાત્કાર મેળવવા કાજે જે જે શુભ કર્મો કરવાની આવશ્યકતા હોય તે તે કરવાં, (૨) કોઈપણ બાહ્ય ઉપાયથી ન મેળવી શકાય એવા, અને જેનો અનુભવ પોતાના અંતરમાં જ આપોઆપ સ્ફુરે છે તેવા, મનુષ્યની પોતાની જ અંદર રહેલા સુખને અનુભવવા ખાતર ધર્માનુષ્ઠાન કરવાં. (૩) આપણે બળનું કેન્દ્ર છીએ એમ જાણી લઈને સ્વશક્તિથી**

પોતાના સર્વસ્વની ઉન્નતિ થાય તેવાં કાર્યો કરવાં; કિંવા આપણે સ્વરૂપ થકી જ શુદ્ધ છીએ એમ જાણી લઇને મલિનપણા માત્રથી દૂર રહેવું. ( ૪ ) આપણે તેજનું ન્દ્ર છીએ એમ જાણી લઇને આપણા તેજથી બીજાઓને તેજસ્વી બનાવવાં, ( ૫ ) આપણે સકળ શક્તિનું મૂળ છીએ એમ ઓળખી લઇને આપણે હાથે સર્વ શક્તિઓનું પોષણ થતું રહે, તથા યશપ્રાપ્તિનો પ્રયત્ન સહજ ભાવે થાય એમ કરવું. તેમજ ( ૬ ) આપણે સર્વવ્યાપક ઈશ્વરનું મંદિર જ છીએ યાને આપણા હૃદયમંદિરિયામાં જ ઇશ્વર રહે છે એવું જાણી લઇને આપણું હૃદય ખરેખાત જીવતું જાગતું પ્રભુમંદિર બની જાય એવો પ્રયત્ન કરવો." સારાંશ રૂપે આ જાતનો બોધ ઉપરોક્ત મંત્રોમાંથી, પાછળ બતાવેલી રીતે, તારવી શકાય. હવે, અર્થાપત્તિ દ્વારા યાને ઉપલા અર્થ પરથી અનિવાર્ય ઠરતાં અનુમાનો દ્વારા, આપણે શું શું ન કરવું તે પણ આ મંત્રો પરથી ધ્યાનમાં આવી શકે તેમ છે. તેનો હવે વિચાર કરીએ:—

( ૧ ) " આત્મઘાત કરી લેવો નહિ, ( ૨ ) દુર્મુખ અનેલી યાને વિકૃત વૃત્તિ ધારણ કરવી નહિ, ( ૩ ) આપણે સર્વથા દુર્બળ છીએ, એમ કહી કહીને દુર્બળતાનું ધ્યાન ન ધર્યા કરવું. ( ૪ ) નિસ્તેજ બનવા જેવું કોઈ પણ કાર્ય કરવું નહિ. ( ૫ ) અપયશ કિંવા અપકીર્તિ થાય એવું ખરાબ કૃત્ય ન કરવું, અને ( ૬ ) હૃદયમાં રાક્ષસી વૃત્તિને આશરો ન આપવો.

મનુષ્યે શું શું ન કરવું, તે એ જ મંત્રો પરથી આવી રીતે જાણી શકાય છે. આમ મંત્રોના અર્થનું મનન કરતા રહેવાથી તેમાંથી પુષ્કળ બોધ મળી શકે તેમ છે. અહીં આગળ તો માત્ર

દિશાસૂચન પૂરતો થોડો શો ભાવાર્થ જ દેખાડવામાં આવ્યો છે. વાચકોએ એ પદ્ધતિએ વિશેષ બોધ વિચારપૂર્વક મેળવી લેવો. હવે, આત્મશક્તિનું વર્ણન કરનારા બે મંત્રોને તપાસીએ:—

( ४८ ) **देवानां वह्नितमं, सस्नितमं, पप्रितमं, जुष्टतमं, देवहूतमं, असि ।** ( १८९ ) **देवानां प्रियं अनाधृष्टं देवयजनं असि ।**

અર્થાત્—" દેવોને તેડી લાવનાર, તેમના દ્વારા શુદ્ધિ કરનાર તથા દેવોને નિમંત્રણ આપનાર તું જ છે. તેમજ દેવોને અત્યંત પ્રિય અને શત્રુઓથી દબાઇ ન જાય એવું દેવોનું પૂજન સ્થાન ( પણ ) તું જ છે.

આ મંત્રોનો આશય શો છે, તેનો વિચાર બરાબર કરવા માટે એક વૈદિક કલ્પના વાચકોએ અહીં સમજી લેવી જોઇએ. એ કલ્પના એવી છે કે ' આ શરીરમાં આત્માની સાથે સૂર્યાદિ દેવતાઓના પ્રતિનિધિ તરીકે દેવતાઓના અંશ પણ આવીને રહેલા છે. હૃદયમાં જીવાત્મા, નેત્રસ્થાને સૂર્ય, નાસિકાસ્થાને પ્રાણ, એ પ્રમાણે અન્ય ઇંદ્રિયો અને અવયવો વિષે ઇતર દેવતાઓએ વાસ કરેલો છે. ઉપનિષદોમાં આ વિષે મબલક વર્ણન મળી આવે છે. જેમકે **वायुः प्राणो भूत्वा नासिके प्राविशत् । सूर्यश्चक्षुर्भूत्वाक्षिणी प्राविशत् ।** ઐ૦ ઉ૦ २/४.

આ પ્રમાણે, આ શરીરમાં આ બધા દેવતાઓના જીવી અંશો આવીને રહેલા છે. દેવતાઓના આ અંશાવતાર છે. આ દેવોને અત્રે કોણે બોલાવ્યા ? એમને અહીં કોણ તેડી લાવ્યું ? અહીં એ સર્વ દેવોની સાથે બીજું કોણ રહે છે ? એ બધા દેવો પાસે કોણ કયાં કાર્ય કરાવે છે ? કોણ આ દેવતાઓને અહીં સમર્થ બનાવે છે ?– આ બધા પ્રશ્નનો ઉત્તર એક જ છે અને તે ' આત્મા. " આ

આત્મા જ એ બધા દેવતાઓને રથમાં બેસાડીને અહીં તેડી આણે છે, તેમને પોતપોતાના સ્થાનમાં સ્થાપે છે, તેમનું હિત સાચવે છે, જરૂરી કામ મરજી પડે ત્યારે તેમની પાસે કરાવી લે છે, શત્રુઓ તેમના પર હુમલો ન કરે તેવો યત્ન કરે છે. આ જ આત્મા પોતે યજમાન છે અને આ બધા દેવતાઓ ઋત્વિજ કિંવા સભાસદો છે. એવો આ યજ્ઞ આ ક્ષેત્રને વિષે સો વર્ષની મુદત લગી ચાલવાનો છે. યજ્ઞમાં વિક્ષેપ કરવાને રાક્ષસો તૈયાર છે. તેમના તરફથી વિઘ્ન ઉપસ્થિત ન થાય અને આ શતસાંવત્સરિક યજ્ઞ સાંગોપાંગ નિર્વિઘ્ને પાર પડે, એવો પ્રયત્ન કરવો એ આ આત્માને માટે અહીં ઇષ્ટ છે. સો વર્ષની ઋતુઓ ગાળનાર આ જીવાત્મા જ અત્રે સો વર્ષ લગી સત્કર્મો કરતો થકો '**શતક્રતુ**' બને છે. જેના યજ્ઞમાં રાક્ષસ વચમાં વિઘ્ન ઉપસ્થિત કરે છે, અને તે યજ્ઞભૂમિનો ધ્વંસ કરે છે, તેનો યજ્ઞ વિફળ થાય છે અને '**શતક્રતુ**' થવાનો લાગ તેને આ જન્મમાં મળતો નથી. પણ જે પુખ્તાવસ્થા પ્રાપ્ત કરી ૧૦૦ વર્ષ લગી પ્રશસ્ત કાર્યો કરતો રહે છે, તે **શતક્રતુ** બનીને નિજ જન્મનું સાર્થક કરે છે. આ વૈદિક કલ્પનાનો ખ્યાલ, ઉપરોક્ત મંત્રોમાંના શબ્દો પરથા મળી રહે છે. એટલે એ શબ્દો આ વૈદિક કલ્પનાના દ્યોતક છે. આ દષ્ટિએ ઉપલા શબ્દો તપાસવામાં આવશે તો તેમનો ખરો આશય તરત જ ખ્યાલમાં આવી જશે. અથર્વવેદ તેમજ ઉપનિષદોમાં આ જ મૂળભૂત કલ્પનાને રજૂ કરતાં પુષ્કળ વચનો મળી આવે છે. પુરાણોમાં પણ અનેક આખ્યાયિકાઓ આ જ કલ્પનાને વ્યક્ત કરવાને સારૂ લખાયેલી છે. એ બધાનો મેળ બેસાડીને મંત્રોના અર્થ બેસાડવા જોઇએ. એનું તાત્પર્ય એ છે કે આપણું શરીર એ દેવતાઓનું મંદિર હોય તેમાં પરબ્રહ્મના અંશરૂપે જીવાત્મા બિરાજેલો છે, અને સૂર્યાદિ બીજા દેવતાઓના અંશ પણ તેની સાથે તે મંદિરમાં આવી વસેલા છે.

એ સઘળા દેવોનું આ મંદિરિયું ખરેખરનું જ 'દેવમંદિરિયું' બને અને રાક્ષસોના કબજામાં તે ન જાય તે કામ આ વૈદિક ધર્મને પાર પાડવાનું છે. પ્રત્યેક મનુષ્ય દેવતાઓનું છવતું જાગતું દેવમંદિર બને, યાને મનુષ્યનો આત્મા એ પરમાત્માનો અમૃતપુત્ર છે એવો દેવત્વનો અનુભવ મનુષ્ય મેળવે, એવી તજવીજ કરવાનું આ વૈદિક ધર્મે સ્વીકાર્યું છે. તેની સિદ્ધિ અર્થે જ આ મંત્રોમાં આ જાતનો ઉપદેશ ભરવામાં આવ્યો છે. આ રહસ્ય પિછાણી લઈ અને તેનું યોગ્ય રીતે મનન કરી પ્રત્યેક જણે પોતાના અંતરમાં રહેલી આ દૈવી શક્તિઓનો અનુભવ મેળવી, દૈવી વાતાવરણમાં વિહરી, જન્મને સાર્થક કરવો.

### ધારકશક્તિ

આત્મા સૂર્યાદિ દેવતાઓને અહીં લઈ આવે છે, પોતે રહે છે ત્યાં લગી તેમને પકડી રાખે છે અને સર્વ શક્તિઓથી ધારણ કરે છે. એવો એ ધારકશક્તિવાળો છે, તે બતાવનારા મંત્રભાગો નીચે પ્રમાણે છેઃ—

( १०४ ) ध्रुवं असि । ( ११२ ) धर्त्रं असि ।
( १०८ ) धरुणं असि । ( २० ) विश्वधा असि ।

અર્થાત—'તું સ્વતઃ ધ્રુવ કહેતાં સ્થિર હોઈ બીજાઓને ધારણ કરે છેઃ તું વિશ્વધા કહેતાં સર્વને ધારણ કરવાવાળો છે.

શરીરની અંદર પૃથ્વી, પાણી, તેજ, વાયુ. આકાશ, અને સૂર્યાદિ દેવતાઓના અંશોને એણે કેવી રીતે આકર્ષી લીધા છે અને ધારણ કરી રાખ્યા છે તે જોઈ, તેની ધારકશક્તિ વિષે અચંબો ઉપજે છે. એની અંદર ધારકશક્તિ હોવાને કારણે જ તે આપણું, કુટુંબનું, સમાજનું, રાષ્ટ્રનું કિંવા વિશ્વકુટુંબનું ધારણ પોષણ કરી શકે છે. પોતાની અંદરની ધારકશક્તિને વધારીને તેના વડે

સમાજને ધારણ કરવો જોઇએ. અંતઃશક્તિથી બાહ્ય પરિસ્થિતિને યથાયોગ્ય ધારણ કરી શકાય છે એ વાત જેને સમજાઇ જાય છે, તેને જ પોતાની ધારકશક્તિનું યથાયોગ્ય જ્ઞાન થયું છે એમ સમજવું. એ ધારકશક્તિને ઓળખવી, અનુભવવી અને વિકસાવવી એ વૈદિક ધર્મનું ધ્યેય છે. વૈદિક ધર્મના નિયમો એ શક્તિને વધારવા અથવા વિકસાવવા માટે જ છે.

## જ્ઞાન અને વાચા

મનુષ્યની અંદર જ્ઞાન કહેતાં જાણવાની શક્તિ હોઈ, મેળવેલું જ્ઞાન પ્રકટ કરવા સારૂ વાચાશક્તિ પણ છે. ' મનુષ્ય જ્ઞાન સંપાદન કરી શકે છે માટે તેવું તું કર ' એવો ઉપદેશ કર્યો છેઃ—

( ૧૦૭ ) ...ब्रह्म गृभ्णीष्व । ( ૧૧૫ ) चितः स्थ ।

અર્થાત્—' તું જ્ઞાનનો સ્વીકાર કર કિંવા જ્ઞાનને અપનાવ કારણ તમે બધાં જ મનુષ્યો ચૈતન્યશક્તિથી યુક્ત છો. ' જેઓ ચૈતન્યયુક્ત છે, તેઓથી જ્ઞાન સંપાદન કરી શકાય છે. એટલે તમારે મનુષ્યોએ તેમ કરવું જ જોઇએ. એ જ્ઞાન મનુષ્યની બુદ્ધિમાં રહે છે. જે મનુષ્યની બુદ્ધિ જેટલા પ્રમાણમાં ખીલી હોય છે, તેટલા જ પ્રમાણમાં તેની યોગ્યતા વા કિંમત અંકાય છે. એટલે જેવી જેની બુદ્ધિ કિંવા જેવું જેનું જ્ઞાન તેવી જ કોટિનો તે મનુષ્ય ઠરે છે. આ સમજાવવા નીચેના મંત્રોમાં કહે છે કેઃ—

( ૧૨૧ ) पर्वती धिषणा असि । ( ૧૨૪ ) पार्वतेयी धिषणा असि ।

અર્થાત્—" પૃષ્ઠવંશ ( કરોડ ) રૂપી પર્વત મધ્યે રહેનારી બુદ્ધિ તું છે. ' એટલે કે ' મસ્તકના તથા સમગ્ર પૃષ્ઠવંશ કિંવા કરોડરજ્જુના જ્ઞાનતંતુઓમાં બુદ્ધિનું તત્ત્વ જેવું મોજુદ હોય છે, તેવા જ પ્રકારનો તું હોય છે. બુદ્ધિના પ્રમાણ જેટલી તારી

યોગ્યતા ઠરે છે. " જેવી બુદ્ધિ, તેવો માણુસ. મસ્તકને વિષે વેહવારૂ બુદ્ધિનું, અને પૃષ્ઠવંશમાં ઉપજત કિંવા સંસ્કારજન્ય સહજ-બુદ્ધિનું રહેઠાણુ છે. આ બુદ્ધિઓ જેટલા પ્રમાણુમાં ઓછી વત્તી હોય છે, તેટલા જ પ્રમાણુમાં મનુષ્યની યોગ્યતા ઓછી વત્તી અંકાય છે. એટલા સારૂ મનુષ્યે ઉત્તમ જ્ઞાન સંપાદન કરીને પોતાની યોગ્યતા કિંવા લાયકીમાં વધારો કરવો જોઇએ. પ્રાપ્ત કરેલાં જ્ઞાનનો લાભ બીજાઓને આપવા સારૂ વાણીનો ઉપયોગ કરવો પડે છે. એ સંબંધીનો ઉપદેશ આ પ્રમાણે છેઃ—

( ૮૭ ) वाचः विसर्जनम् । ( ૯૩ ) मधुजिह्वः असि । ( ૯૪ ) इषं ऊर्जं आवद ।

**અર્થાત્** કેઃ—" હે મનુષ્ય ! **वाचः** કહેતાં ભાષણુ કરવાનો, અને **विसर्जनम्** કહેતાં **विशेषेण सर्जनं** યાને વક્તૃત્વ કરવાનો ગુણુ તારી અંદર છે. તું મન પર લે તો મધુર બોલનારો થઇ શકે તેમ છે. માટે સર્વને ખાવાપૂરતું ધાન મળે, અને સર્વની શક્તિ કિંવા બળ વધે તેવા ઉપાયસૂચક જ્ઞાનનો તું બધાને ઉપદેશ કર."

મનુષ્યની અંદર રહેલી જ્ઞાન, બુદ્ધિ અને વક્તૃત્વશક્તિઓનો આવો ઉપયોગ કરતા રહેવાનું વેદોએ ફરમાવ્યું છે. બધાં જ મનુષ્યોને પેટપૂર ખાવાનું મળવું જોઇએ, અને તેમની શારીરિક, માનસિક, બૌદ્ધિક તેમજ આત્મિક તાકાતમાં વધારો થતો રહેવો જોઇએ. એવી સ્થિતિ પેદા કરવાનો ભાર સમાજમાંના વક્તૃત્વ-શક્તિવાળાઓને શિર લદાયો હોઈ તેની ઓળખ તેમને થવી જોઇએ. સમાજના નેતાઓને વેદોએ આ ઉપદેશ દ્વારા જાગૃત થઈ જવાની પ્રેરણા કરી છે. આ ઉપદેશ લક્ષમાં લઇને વક્તાવોકોએ પોતાની જવાબદારીને પિછાની લઈ જનતાને પોતાની મધુર વક્તૃત્વકળા દ્વારા એવા માર્ગે દોરી જવી ઘટે કે જેના યોગે તેમને પેટપૂરતું ખાવાનું

મળી શકે અને તેમની તાકાત બધી રીતે વધે. આ સાર્વજનિક હિતનું કામ હાથ ધરાતાં સ્વાર્થી લોકો ભયનું વાતાવરણ ઊભું કરવાનો પ્રયત્ન કરે છે. પણ તેથી ન ગભરાવા વિષે વેદની આજ્ઞા છે કે—

## નિર્ભયતા

(૧૪૭) मा भेः । (૧૪૮) मा संविक्थाः ।

" હે મનુષ્ય તું બીશ મા, તેમજ (લોકજાગૃતિના સત્કાર્યમાંથી) પીછેહઠ પણ કરીશ મા. "

જનસમાજની એકેએક વ્યકિતને પેટપૂર ખાવાનું મળે અને તેમની શકિત ક્ષીણ ન થાય પણ તાકાત વધતી રહે, એ હેતુની સિદ્ધિ અર્થે તું જે ચળવળ ઉપાડે, તે વખતે એ ચળવળના વિરોધીઓ તને ગમે તેવી બીક બતાવે પણ તું બિલકુલ બીશ નહિ. કારણ કે તારો પક્ષ સત્પક્ષ છે, અને સત્પક્ષનું અવલંબન કરનારની પીઠ પરમેશ્વર પોતે સંભાળે છે, એ વાત ધ્યાનમાં રાખીને તું તારી ચળવળ આગળ ધપાવતો રહેજે. તમારા બધાંના પ્રબળ પુરુષાર્થ પર જ તમારા બધાંના સુખકલ્યાણનો આધાર છે, એ રખે ભૂલતો ! આ સદ્હેતુની સિદ્ધિ અર્થે પુષ્કળ દિશામાં પ્રયત્ન કરવાનો છે. તે પૈકી ઉદાહરણ દાખલ કેટલીક બાબતો નીચે આપીએ છીએ:—

(૯) अनमीवाः । (૧૦) अयक्ष्माः ।
(૮) प्रजावतीः (प्रजाः) ।

યાને " હે મનુષ્યો ! તમારે નીરોગી અને તંદુરસ્ત થવું જોઇએ, એટલું જ નહિ પણ ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરવી જોઇએ. "

નીરોગી થવું, તંદુરસ્ત બનવું, અને તે પછી ઉત્તમ સંસ્કાર–

સંપન્ન સંતતિ ઉત્પન્ન કરવી, એ માટે તમારે પ્રયત્નશીલ થવું જોઇએ. જ્યાં ત્યાં રોગચાળા ચાલતા હોય, લોકોને ખાવાનાં સાંસાં પડતાં હોય એવી સ્થિતિ ચોમેર પ્રવર્તતી હોય, તો તમે તમારી ફરજ ચૂકયા છો એવું ઠરશે. તમારી એ ફરજ ન ચૂકાય એ ખૂબ સંભાળવાનું છે. આનું તાત્પર્ય આ છે કેઃ—

( ૫ ) आप्यायध्वम् ।

અર્થાત્—'તમે બધાં પોતપોતાનો સર્વાંગી ઉત્કર્ષ કરી લો. યાને જેને માનવીનો ઉત્કર્ષ કહી શકાય તેવી સકળ બાબતોમાં તમારી અખંડ ઉન્નતિ થતી રહો." એવું બની આવે તે સારૂં તમારા મનની ખાત્રી હોવી જોઇએ કેઃ—

( ૬ ) अघ्न्याः ( प्रजाः ) । ( ११ ) स्तेनः वः मा ईशत । ( १२ )अघशंसः वः मा ईशत ।

અર્થાત્ કેઃ—તમે શસ્ત્રાસ્ત્રથી નાશ પામવાયોગ્ય નથી, એટલે તમે વધવા યા વિકસવાને યોગ્ય છો. તેથી તમારો અધિકારી કિંવા શાસનકર્તા ચોર ન હોય તથા પાપી પણ ન હોય." મતલબ કે ચોર તથા પાપીનો અમલ તમે ન સાંખજો; ચોર અને પાપી તમારા પર શાસન ચલાવવા લાગે ત્યારે તમે તેના શાસનની ધુંસરીને ફગાવી કાઢજો. કારણ કે એવા ચોર અને પાપીના રાજ્યઅમલમાં રહેવાથી તમારો અભ્યુદય જોઇતા પ્રમાણમાં થશે નહિ, એટલા માટે ચોર વા લૂંટારૂ વૃત્તિના શાસકના અમલનો સહુએ વિરોધ કરવો જોઇએ. તમે—

( ૭ ) इन्द्राय भागम् । કહેતાં,

" રાજાને તમારી પેદાશનો યોગ્ય ભાગ કર રૂપે ભલે દેજો." પણ જે રાજા ચોર કે પાપી ન હોય અને જે તમારી ઉન્નતિ સાથે સાથ કરતો હોય તેને જ તેવો કર આપજો. જે રાજા

એવો ન હોય, તથા જેનું રાજ્યશાસન પ્રજોન્નતિકર ન હોય તેને કર આપવો નહિ. એમ કરવાનો તમોને હક્ક છે. ખરાબ રાજ્યતંત્રને સુધારવાનો આ એક જ ઇલાજ છે. " **विशि राजा प्रतिष्ठितः** : ( વા૦ યજુ૦ ૨૦/૯ ) અર્થાત્ પ્રજાને આધારે જ રાજા ટકી શકે. પ્રજાના સહકાર ઉપર જ રાજાના રાજપદની સ્થિરતા અવલંબે છે, એવું યજુર્વેદે આગળ કથેલું જ છે. એનો ફલિતાર્થ એ જ કે પ્રજાનો સહકાર બંધ પડતાં રાજાથી કેવળ પોતાની શકિતના જોરે રાજગાદી પર ટકી શકાતું જ નથી. એટલે જ કહેવામાં આવ્યું છે કે " તમે ચોર વ પાપીના અમલને કબૂલ રાખશો નહિ. " એનો સરળ અર્થ એ જ કે એવા રાજ્યતંત્ર સાથેનો તમારો સહકાર પાછો ખેંચી લેજો.

## માતૃભૂમિની ભક્તિ

મનુષ્ય જે ભૂમિમાં જન્મ્યો હોય અને ઊછર્યો હોય તે ભૂમિ તેની માતૃભૂમિ કહેવાય. માતાનું ધાવણ બાળકને માટે જેમ આવશ્યક મનાયું છે, તે જ પ્રમાણે માતૃભૂમિની સમૃદ્ધિ ભોગવવાનો લાભ તેની પ્રજાને જ, તેના વતનીઓને જ મળવો જોઇએ. એ ભોગ-પદાર્થો કયા ને કેવા છે તે નીચેના મંત્રમાં બતાવ્યું છેઃ–

(૧૭૦) सुषमा, शिवा, स्योना, सुषदा, ऊर्जस्वती, पयस्वती च असि ।

**અર્થાત્ કે**—" હે માતૃભૂમિ ! તું બળ દેનારી, કલ્યાણ કરનારી, આનંદ આપનારી, બેસવા ઊઠવા માટે સુવિશાળ સ્થાન ધરાવનારી, તથા ખાનપાનની સમૃદ્ધિવાળી છે. "

માતૃભૂમિ પાસેથી આ બધી ચીજો આપણને પ્રાપ્ત થતી હોવાથી તેનું મહત્ત્વ દરેકના દિલમાં વસી જવા જેવું છે. અને તેથી જ—

( १७१ ) .. जीवदानं पृथिवीं उदादाय धीरासः तां अनुदिश्य...स्वधाभिः...यजन्ते ।

"...જીવનદાત્રી માતૃભૂમિના ઉદ્ધાર કાજે ધીર પુરૂષો તેને નિમિત્તે...નિજ ધારકશક્તિ દ્વારા...આત્મયજ્ઞ કરે છે."

મતલબ કે માતૃભૂમિનો ઉદ્ધાર થાય એ ઉદ્દેશથી માતૃભૂમિમાં વસતા સઘળા ધીર વીર જનો પોતપોતાની તમામ શક્તિ માતૃભૂમિના ઉદ્ધારના કામે સમર્પણ કરે છે. અને તેમ કરતાં તેઓ શું કહે છે તે જુઓઃ—

( ९५ ) त्वया वयं संघातं संघातं जेष्म । ( १०६, ११०, ११३ ) ब्रह्मवनि क्षत्रवनि सजातवनि त्वा भ्रातृव्यस्य वधाय उपदधामि ।

અર્થાત્—" હે માતૃભૂમિ ! તારા પ્રત્યે એક સરખો સદ્દભાવ રાખવાવાળા અમે શત્રુસમૂહોનો પરાભવ નક્કી કરીશું. તું જ્ઞાની, શૂર, તથા સ્વજાતીય લોકોનું હિત કરવાવાળી છે. તેથી તારી સાથે જેઓ દુશ્મનાવટ કરશે, તારો જેઓ નિરોધ કરશે, તેમનો અમે સંહાર કરીશું."

માતૃભૂમિના ભક્તો આવી ભાવના મનમાં સેવતા થકા માતૃભૂમિની ભક્તિથી પોતાનાં અંતઃકરણ ભરી કાઢે છે, અને તે પ્રમાણે વર્તન રાખીને નિજ કર્તવ્ય યથાયોગ્ય બજાવતાં બજાવતાં ઉન્નત થાય છે.

## બળ

માતૃભૂમિની સેવા કરવા માટે બળની જરૂર છે. શારીરિક, માનસિક, બૌદ્ધિક તથા આત્મિક બળનો અભાવ હોય તો મનુષ્યથી

માતૃભૂમિની સેવા બરાબર કરી શકાતી નથી. તે માટે વેદનો આદેશ શો છે તે જુઓઃ—

( १ ) इषे त्वा । ( २, १८० ) ऊर्जे त्वा ।

( ५१ ) दृंहस्व । ( २१ ) परमेण धाम्ना दृंहस्व ।

યાને-" અન્ન અને બળ પ્રાપ્ત થાય તે માટે તારે યોગ્ય તે તજવીજ કરવી જોઇએ. તું દૃઢ થા, પરમ ધામવાસી પરમેશ્વરની સહાયથી તું સુદૃઢ થા, બળવાન થા."

આ પ્રમાણે બળ વધારીને જનતાજનાર્દનની ઉન્નતિ સારૂ મનુષ્યે પોતાની જાતને યોગ્ય બનાવવી એવો આદેશ વેદ કરે છે. કારણ વૈદિક ધર્મની દૃષ્ટિએ તો—

( १४१ ) धृष्टिः असि । ( १०१ ) घर्मः असि ।

" હે મનુષ્ય ! તું ધૈર્યની મૂર્તિ છે, અને ચેતના અર્પનારી ઉષ્ણતા છે."

ધૈર્ય અને ચેતના એ તો મનુષ્યના સ્વાભાવિક ગુણ છે. તો પછી મનુષ્ય બીએ છે તે શાથી ? આ પ્રશ્નનો ઉત્તર એટલો જ કે મનુષ્યને પોતાની સ્વાભાવિક શકિતનું ભાન વ જ્ઞાન ન હોવાને કારણે જ તે બીએ છે. બાકી, ખરી રીતે તો પાશવી શક્તિથી તેને બીવાપણું મુદ્દલ નથી, કારણ કે તે સ્વયં ચૈતન્યસ્વરૂપ અજ આત્મા છે, અને તેની શકિત અદમ્ય છે. કારણ એ પોતે જ—

( ४५ ) धूः असि । (१५७) धिपतः वधः असि ।

(१५५, सहस्रभृष्टिः शततेजाः तिग्मतेजाः असि ।

(१५४) इन्द्रस्य दक्षिणः बाहुः असि ।

અર્થાત્ કે—" તું શત્રુઓને ડોલાવી દેનારો છે, શત્રુઓનો

સંહાર કરનારો છે. તીક્ષ્ણ ધારવાળું પાણીદાર હથિયાર તું જ છે, સાક્ષાત ઇન્દ્રનો જમણો હાથ તું જ છે. "

સઘળી જાતનાં આયુધોથી સજ્જ હોઇએ છતાં હૈયામાં હામ ન હોય તો બધાં જ શાસ્ત્રાસ્ત્રો નકામાં ભાર રૂપ થઇ પડે છે. તેથી સઘળાં શાસ્ત્રાસ્ત્રોમાં મનુષ્યનું અંતઃકરણ વા હૈયું જ વધારે શ્રેષ્ઠ છે, વધારે તેજદાર છે. હૈયામાં હામ હોય તો જ પરાક્રમનાં કામો થઇ શકે. હથિયારોનું હથિયારપણું મનની તેજસ્વિતા પર આધાર રાખે છે. હૈયામાં હામ ન હોય ને મન નિર્બળ હોય તો ફાવે તેટલાં કાતિલ આયુધો પણ નકામાં નીવડે છે.

આ અધ્યાયમાં રજૂ થયેલા ઉપદેશનું ધોરણ આ પ્રકારનું છે. હવે, આપણે આ અધ્યાયમાંના બીજા ઉપદેશોનો વિચાર કરીશું.

## કોની પ્રેરણા ?

કર્મ કરવાની પ્રેરણા મનુષ્યને કોણ કરે છે અને એ પ્રેરણા શાથી થાય છે, એ સંબંધમાં નીચેના મંત્રભાગો છેઃ—

( ૩૪ ) कः त्वा युनक्ति ? ( ૩૫ ) स त्वा युनक्ति । ( ૩૬ ) कस्मै त्वा युनक्ति ? ( ૩૭ ) तस्मै त्वा युनक्ति ।

અર્થાત્—" કોણ તને કર્મ સાથે જોડે છે ? તો કે તે તને જોડે છે. શા માટે તે તને કામે લગાડે છે ? તો કે તેને સારૂ તે તને કામે લગાડે છે. "

આ મંત્રભાગ તદ્દન સંદિગ્ધ છે. એમાં રહેલા ઉપદેશનો ખરો ખ્યાલ નીચેના મંત્રભાગોની સહાયથી જ આવી શકે તેમ છેઃ—

( ૬૦ ) भूताय त्वा । ( ૬૧ ) न अ-रातये । ( ૧૪૩ ) ऊरुप्रथाः ऊरु प्रथस्व ।

યાને—" ઉન્નતિ કિંવા ઉત્કર્ષ સારૂ તને ઉત્પન્ન કર્યો છે, શત્રુના હાથમાં ફસાઇ પડવા અને નામશેષ થવા સારૂ નહિ. માટે તું પુષ્કળ યશ મેળવીને યશસ્વી થા. "

આ પ્રેરણા પરમાત્માની છે. પ્રત્યેક મનુષ્યના અંતરમાં એ પ્રેરણાને સ્થાન મળેલું છે. આપણી ઉન્નતિ થાય, આપણો ઉત્કર્ષ થાય, આપણું કલ્યાણ થાય એવી જે ભાવના કિંવા ઇચ્છા મનુષ્યના દિલમાં હોય છે, અને તેની પાસે બધી ખટપટ કરાવે છે, તે ભાવના વા ઇચ્છા એ જ પ્રભુદત્ત પ્રેરણા હોઇ તે જ મનુષ્યને ઉન્નતિનાં કાર્યો કરવા દોરે છે. પણ ઘણીવાર મનુષ્ય ભ્રમમાં ભૂલો પડી ' અરાતયો ' કહેતાં શત્રુઓની જાળમાં ફસાઇ પડે છે. આપણી નામના વા કીર્તિ થાય એવી પણ મહત્ત્વાકાંક્ષા મનુષ્યના દિલમાં જે હોય છે, તે સુદ્ધા ઇશ્વરદત્ત પ્રેરણાનું જ સ્વરૂપ હોઇ ઉન્નતિને સહાયકર્તા જ થઇ પડે છે. પરંતુ એ બધી ઇચ્છાઓ ત્યારે જ ઉન્નતિના માર્ગમાં ઉપકારક નીવડે છે, કે જ્યારે મનુષ્ય પોતે કમર કસીને ઉન્નતિ માટે પ્રયત્નવાન બને છે. મનુષ્યના મનમાં એવો ઉગ્ર નિશ્ચય થવો જોઇએ કે—

( ૬૨ ) स्वः अभिविख्येषम् ॥

યાને—" આત્મપ્રકાશ મને દેખાવા દે. " અર્થાત્ કે પોતાના અંતરાત્માનું તેજ પ્રકાશિત થવાના માર્ગમાં જે અડચણો રહેલી હોય તે દૂર હઠાવી દેવી જોઇએ. ' હું આત્મશુદ્ધિ કરી પોતાનો આત્મપ્રકાશ પ્રકટાવીશ ' એવા પ્રકારનો વિચાર મનમાં દૃઢાવવો જોઇએ. એટલે પછી મન આડે માર્ગે જતું નથી, અને ઉન્નતિ માટેની સર્વ અંતરપ્રેરણા તેને સહાય રૂપ બને છે, ને તેને પરિણામે તે ક્રમે ક્રમે ઉન્નત થતો જાય છે, મનુષ્યની ઉત્પત્તિ જ પુરુષાર્થ કરવા માટે છે. જુઓઃ—

( ૩૮ ) कर्मणे वाम् ( ३९ ) वेषाय वाम् ।

અર્થાત્:--" કર્મને વાસ્તે તમને પ્રવૃત્ત કરૂં છું: પોતાના ઘર તરફ ભાળો એટલા ખાતર તમને પ્રવૃત્ત કરૂં છું."

મતલબ કે તમારા પોતીકા પુરુષાર્થ–પ્રયત્નથી તમારે તમારા ઘરની સ્થિતિ સુધારવી જોઇએ. ઘર એટલે શરીર. ઘર, ગામ, પ્રાંત, દેશ, રાષ્ટ્ર અને જગત આ બધાં ઘર જ છે. એમાં માત્ર વિસ્તાર પૂરતો જ ભેદ છે. કોઇનો વિસ્તાર નાનો છે તો કોઇનો મોટો છે. જેના તેના અધિકાર પ્રમાણે ઘરનો વિસ્તાર નાનો મોટો હોય છે. કોઇનું ઘર સમગ્ર વિશ્વ હોય છે, તો કોઇનું ચાર દિવાલોથી જ અંતરાયલું હોય છે. ઘર ફાવે તેવું ને ફાવે તેટલું હોય, પણ સૌએ પોતપોતાનું ઘર શત્રુઓથી બચાવવાનું ને ઉત્તમ સ્થિતિમાં રાખવાનું તો છે જ. અને તે સારૂ મનુષ્યને જે તે કર્મ કરવાં પડે છે. આપણે આપણું કામ કર્યું કે નહિ, તે જેણે તેણે તપાસી લેવાનું હોય તે માટે પૂછે છે કે—

તમે શું કર્યું ?

કર્તવ્યજાગૃતિનું સૂચન કરવા માટે જ નીચેના મંત્રોમાં કહ્યું છે કે:—

( ૨૭ ). कां अधुक्षः ? ( २८ ) सा विश्वायुः ।

( २९ ) सा विश्वकर्मा । ( ३० ) सा विश्वधायाः ।

અર્થાત્ કે—અહો ! તમે કોનું દૂધ કાઢયું છે ? તમારે ઘેર विश्वायु કહેતાં સર્વના આયુ રૂપી જે ધેનુ વા ગાય છે તેનું દૂધ પીને તમે દીર્ઘાયુ બન્યા છો ? કે પછી विश्वकर्मा કહેતાં સર્વ કર્મશક્તિ-રૂપી બીજી ધેનુ છે તેનું દૂધ કાઢીને તેના ચોગે તમે અત્યંત પુરુષાર્થી બન્યા છો ? કે પછી विश्वधायाः

કહેતાં સર્વધારક શક્તિ રૂપી ગાય જે તમારી પાસે છે તેનું દૂધ પીને તમે ધારણ કરવાનું સામર્થ્ય વધાર્યું છે ? "

આ ત્રણમાંથી તમે શું કર્યું છે ? એ કર્યા વિના તમારી ઉન્નતિ શી રીતે થાય ? જાતે તસ્દી લીધા સિવાય, પંડે યોગ્ય પ્રયત્ન કર્યા વગર તમારી ઉન્નતિ ક્યાંથી અને કેવી રીતે સંભવે ? માટે ઊઠો, આળસ ખંખેરો અને પ્રયત્ન કરવા માંડો યાને યત્ન કરો.

### યજ્ઞનું મહત્ત્વ

યજ્ઞથી સર્વ નિર્બળતા નષ્ટપ્રાય બને છે, અને મનુષ્ય સબળ થઇને ઉન્નત બને છે. મનુષ્યે પોતાની ઉન્નતિ અર્થે પ્રયત્ન કરવો જોઇએ એનો અર્થ એ કે તેણે યજ્ઞ કરવો જોઇએ. યજ્ઞ એટલે ઉન્નતિ, અભ્યુદય કિંવા ઉદ્ધાર માટેનો પ્રયત્ન. એ બતાવવા સારૂ વેદમંત્ર કહે છે કે—

( १४९ ) अ-तमेरुः यज्ञः ।

યાને—" યજ્ઞ સુદૃઢતાનું સાધન છે. " યજ્ઞ કરતા રહેવાથી ઢીલાપણું નાબુદ થઇને શત્રુનો સામનો કરવાની શક્તિ કેળવાય છે. યજ્ઞનો અર્થ જ એ કે પોતાની શક્તિ બીજાને માટે સમર્પણ કરવી યાને ખર્ચવી. પહેલો યજ્ઞ પોતાના ઘર કિંવા કુટુંબમાં જ શરૂ થાય છે. ઘર એટલે પતિ, પત્ની અને સંતતિ. પતિ પોતાની શક્તિ પત્નીના શ્રેય અર્થે ખર્ચી આત્મયજ્ઞ કરે, પત્ની પોતાના પતિના લાભાર્થે પોતાની તમામ શક્તિઓ ખર્ચીને યજ્ઞ કરે, અને માબાપ છોકરાંઓ કાજે અને છોકરાંઓ માબાપ સારૂ પોતપોતાની શક્તિ ખર્ચીને આત્મસમર્પણ રૂપી યજ્ઞ કરે, ત્યારે જ ગૃહમખ સિદ્ધ થયો કહેવાય. એવો ગૃહમખ જ્યાં સુધી ચાલુ રહે છે, ત્યાં સુધી ઘરની કિંવા કુટુંબની પ્રતિષ્ઠા વધતી ને ફેલાતી રહે છે. પણ તેમાં એકાદને પક્ષે જો ત્રુટિ આવી જાય છે, યાને પરસ્પરમાં અસંતોષ

કિંવા અણુરાગ ઉત્પન્ન થાય છે ને એક બીજા વ્યક્તિગત સ્વાર્થને જ વિચારતાં બને છે, એટલે ઘરની પ્રતિષ્ઠા તૂટે છે, યાને ઘર કિંવા કુટુંબ તરીકે જે સંઘશક્તિ હતી તે નષ્ટપ્રાય બને છે. ત્યાગનો આ નિયમ સકળ સંસારની સુસ્થિતિ માટે એકસરખો ઉપયોગી છે.

શરીરના બધાં અંગો શરીરની સુસ્થિતિ માટે જ્યાં લગી એકરૂપે કામ કરે છે, ત્યાં લગી જ શરીરનું સ્વાસ્થ્ય સચવાઈ રહે છે. તે જ પ્રમાણે ઘરનાં સઘળાં માણસો ઘરની પ્રતિષ્ઠા સારૂ એકસરખો ને એકધારો પ્રયત્ન જ્યાં સુધી કરતાં રહે, ત્યાં સુધી જ કુટુંબની પ્રતિષ્ઠા કાયમ રહે છે યાને કુટુંબ શક્તિશાળી બની રહે છે. તે પછી કુટુંબ ઘસાઇ ગયું ગણાય છે. રાષ્ટ્રની બાબતમાં પણ આ જ પ્રમાણે સમજવાનું છે. આ દૃષ્ટિએ યજ્ઞની વ્યાખ્યા આ પ્રમાણે થાય કે—" **અંશે પૂર્ણને માટે આત્મસમર્પણ કરી દેવું એનું નામ યજ્ઞ.** " અને આ જાતનો યજ્ઞ બધાને જ લાભદાયક બને છેઃ બધાંયની ઉન્નતિ થાય છે, સુસ્થિતિ બની રહે છે, અને તાકાત ટકી રહે છે. આવા પ્રકારના વિવિધ યજ્ઞોની યોજના આ યજુર્વેદે લોક સમક્ષ રજૂ કરી છે. એ જ શ્રેષ્ઠ કર્મ છે અને એ જ ઉન્નતિસાધક કર્મ છે.

## આત્મશુદ્ધિ

શ્રેષ્ઠ કર્મ કરવા કાજે આપણે જાતે શુદ્ધ થવું જોઇએ. આ શુદ્ધિ કાયિક, વાચિક, માનસિક, બૌદ્ધિક અને આત્મિક એવી અનેકવિધ હોઈ શકે 'મન શુદ્ધ ન હોય તો કોઇપણ કાર્ય બરાબર થઇ શકતું નથી. તે જ પ્રમાણે બીજે ઠેકાણે પણ મેલ ને ભરાઇ રહ્યો હોય છે, તોપણ શ્રેષ્ઠ કર્મ થઇ શકતું નથી. એટલા માટે મુદ્દામ કહેવામાં આવ્યું છે કે—

(७६) दैव्याय कर्मणे शुंधध्वम् । (७७) देवयज्यायै शुंधध्वम् । (७८) यत् वः अशुद्धाः पराजघ्नुः तत् वः शुन्धामि ।

અર્થાત્—" દિવ્ય કર્મ કરતી વેળા શુદ્ધ થાઓ. દેવતાનું યજનપૂજન કરવું હોય ત્યારે શુદ્ધ બનો. તમે જો એ પ્રસંગે અશુદ્ધ હશો તો તમારો પરાભવ થશે. માટે શુદ્ધ થાઓ, શુદ્ધ થાઓ !"

તાત્પર્ય કે મલિનતા એ પરાભવ કિંવા હારનું કારણ છે, ત્યારે શુદ્ધતા કિંવા પવિત્રતા એ વિજયનું મૂળ છે, એવો આ મંત્રનો ધ્વનિ છે. ઉત્તમ કર્મ કરવાનાં હોય ત્યારે પ્રથમ શુદ્ધ થવું જોઇએ. આ સકળ ઉપદેશ મનન કરવા જેવો છે. સાર્વજનિક કિંવા જાહેર કામમાં પડેલાં માણસો ઘણીવાર મોહના ભોગ બનીને યાને મોહવશ થઇને ઊંધે રસ્તે ચઢવા જેવી પ્રવૃત્તિઓ આદરતાં જણાય છે તેનું કારણ એ જ કે તેમની અંદર કોઇક ને કોઇક સ્થળે મેલ ભરાયલો હોય છે. નિર્મળ અંતઃકરણવાળો મનુષ્ય મોહનો ભોગ બનતો નથી. એટલે જ આત્મશુદ્ધિની આવશ્યકતા હોઇ તે માટે કહેવામાં આવ્યું છે કે—

(२२) मा ह्वाः ।

યાને—" કુટિલ બનો નહિ." જે કંઇ કરવું હોય તે સરળપણે કરો. તે જ પ્રમાણે—

(३३) अहं अनृतात् सत्यं उपैमि । व्रतं चरिष्यामि, तत् शकेयम्, तत् मे राध्यताम् ।

અર્થાત્ કે:—" હું અસત્યને છોડી સત્યનો અંગીકાર કરું છું. સત્યનું આ વ્રત હું પાળું છું: મારું આ વ્રત પાર પડે અને મને તેમાં યશ મળે."

આ સત્યપાલનની પ્રતિજ્ઞા મનુષ્યે લેવી જ જોઇએ. આ

સત્યપાલનની પ્રતિજ્ઞા લેવી ને તે બરાબર પાળવી, એ જ આત્મ-શુદ્ધિનો સરળ માર્ગ છે. સત્યનિષ્ઠ મનુષ્ય નિર્દોષ હોય છે, અને તે શ્રેષ્ઠ કર્મ કરતો થકો અભ્યુદય અને નિશ્રેયસને પ્રાપ્ત કરી શકે છે. આવું આચરણ રાખીને—

( ૬૩ ) पृथिव्यां दुर्याः दृंहन्ताम् ।

યાને—" પૃથ્વી પરનાં સઘળાં ઘરબાર સુદૃઢ કરો. " કોઈ પણ બાજુથી શત્રુ તમારી અંદર ઘૂસવા ન પામે અને તમારાથી સુખે રહી શકાય એવી તજવીજ કરો. હવે, જેમ તેમ જીવવાનું નથી પણ પૂર્ણાયુષ પ્રાપ્ત કરવાનું હોઇ, તે માટે કહે છે કે—

( ૧૪૨ ) विश्वायुः ( असि । )

( ૧૨૯ ) आयुषे दीर्घां प्रसितिं अनुधाम् ।

અર્થાત્ કે, " તું પૂર્ણાયુ છેઃ આયુષ્યની દીર્ઘ મર્યાદા તારે માટે મેં રાખી છે. "

મતલબ કે, પૂર્ણાયુ થઇને અહીં રહેવું જોઇએ, યાને પૂર્ણ જીવન જીવી શકાય તેવી તજવીજ રાખવી જોઇએ. શુદ્ધ જીવન જીવવું જોઇએ, અને શ્રેષ્ઠકર્મો કરીને અભ્યુદય તથા નિશ્રેયસની પ્રાપ્તિ કરવી જોઇએ. આ પ્રથમ અધ્યાયના મુખ્ય ઉપદેશનો આ જ સાર છે. બીજા પણ પુષ્કળ જાતના ઉપદેશ એમાં છે. એકંદર ૧૮૯ ઉપદેશ આ પહેલા અધ્યાયમાં છે. તે પૈકી ફરી ફરી આવેલા ઉપદેશને બાદ કરી દઇએ તોપણ શુમારે દોઢસો ઉત્તમ ઉપદેશ આ અધ્યાયમાં આવેલા હોઈ તે બધાનું મનન કરી તે પ્રમાણે આચરણ રાખવામાં આવશે તો મનુષ્યનું આ લોકમાં તેમ પર-લોકમાં પણ કલ્યાણ થશે, એમાં શક નહિ.

આ ઉપસંહારમાં, થોડાક ઉપદેશવચનો ટાંકીને તેમનો

પરસ્પરનો મેળ બેસાડી બતાવ્યો છે. બાકીના ઉપદેશોનો પણ એવી જ રીતે મેળ બેસાડીને અભ્યાસ કરવાનો છે. અત્રે, વિસ્તારભયે બાકીના મંત્રભાગો છોડી દઇને મુખ્ય મુખ્ય મંત્રભાગોની જરૂરજોગી વિશેષ સમજૂત કરી છે. તે જ મુજબ, કેટલેક ઠેકાણે મંત્રોમાંના કેટલાક શબ્દો મુદ્દામ પડતા મૂકયા છે અને અર્થ કરતી વખતે મંત્રનો આશય સહેલાઇથી સમજાઇ શકે તેટલા ખાતર આગળ પાછળનો થોડોક સંબંધ સમજાય તે માટે બીજા વધારાના શબ્દો ઉમેરીને અર્થ કરવામાં આવ્યો છે. શબ્દશઃ અર્થ જોવા હોય તો જે તે મંત્રના સંખ્યાનુક્રમમાં આપવામાં આવેલા અર્થ જોઇ લેવા. આ ઉપસંહારમાં પણ જે તે મંત્રના ક્રમાંક આપેલા છે, એટલે આમ કરવામાં મુસ્કેલી નહિ આવે. આટલી સૂચના ધ્યાનમાં લેવામાં આવશે તો આટલું વિવેચન વાચકોને ઠીક ઠીક સહાયકર્તા થઇ પડશે, અને આ અધ્યાયનો આધ્યાત્મિક આશય શો છે તે સહજે સમજી શકાશે.

હવે, "**દર્શપૂર્ણમાસ**"ના યાજ્ઞિક વિષય સંબંધમાં થોડુંક વિવેચન કરવાનું ઇષ્ટ ગણી તેમ કરું છું:—

## દર્શપૂર્ણમાસ

ચંદ્રની સોળ કળા છે, એ તો જાણીતી વાત છે. જીવાત્માની પણ સોળ કળા છે, એમ માનવામાં આવે છે. એ દૃષ્ટિએ, એકને બીજાની ઉપમા, વૈદિક સાહિત્યમાં આપવામાં આવે છે. જેમ ચંદ્ર પહેલે દિવસે યાને પડવાને દહાડે ખૂબ જ નાનો હોઇ પછીથી વધતો વધતો સોળે કળાએ ખીલે છે, અને ત્યારબાદ પાછો કલાહીન થતો થતો સંપૂર્ણ અદૃશ્ય બને છે, તેમ મનુષ્યનો આત્મા પણ સ્વતઃ '**અજ**' હોવા છતાં ય શરીરની સાથે સંબંધ જોડી જન્મ ધરે છે, પછી તેનું બાળશરીર તરૂણ, પ્રૌઢ અને વૃદ્ધ બની છેવટે નાશ

પામે છે. આત્માની સોળે કળા સંપૂર્ણ ખીલવવા માટે મનુષ્યને અનેક પરિશ્રમ કરવા પડે છે.

ચંદ્ર તેમજ મનુષ્યના શરીરની સોળ કળાઓની વૃદ્ધિનુ સરખાપણું જોવા જેવું છે. એ સરખાપણાને લીધે આંધ્યાત્મિક વિકાસને એક અખંડ નિયમ દેખાડવા સારૂ વેદમાં ચંદ્રની ઉપમા ઘટાવાઇ છે. મનુષ્યને પુનર્જન્મ કેવી રીતે પ્રાપ્ત થાય છે? આ પ્રશ્નને ઉત્તર આપતાં વેદે "ચન્દ્ર પ્રમાણે મનુષ્યને પુનર્જન્મ થાય છે" એમ કહ્યું છે. જેવી રીતે દર મહિને મહિને ચંદ્રનો ઉદય કિંવા જન્મ થાય છે, વૃદ્ધિ થાય છે અને છેવટે તે નામશેષ બને છે, તેવી જ રીતે પ્રત્યેક આયુમર્યાદામાં મનુષ્ય જન્મે છે, વધે છે અને મરે છે, મર્યા પછી પાછો ચંદ્રના પુનરૂદય પ્રમાણે મનુષ્યને પણ પુનર્જન્મ થાય છે.

"દર્શ કહેતાં દેખાવાથી માંડીને તે પૂર્ણિમા સુધી, અને પૂર્ણિમાથી માંડીને તે પુનઃ દેખાય ત્યાં સુધીની ચંદ્રની કલાવૃદ્ધિ અને ક્ષયે મનુષ્યનાં વૃદ્ધિક્ષયનું જ્ઞાન કરાવ્યું છે, યાને તેની સમજ પાડી છે, તે બતાવવા માટે '**दर्शपूर्णमास**' એ યાગનો પ્રયોગ યોજાયો છે.

આ યજ્ઞના મંડપની રચના મનુષ્યના શરીરની રચનાનુસાર જ કરવામાં આવી છે. જેમ દેશ મધ્યે આવેલા પ્રાંતોનાં ચિત્ર નકશામાં બતાવ્યાં હોય છે, અને દેશનાં પર્વત, નદીઓ, ગામ અને પ્રાંત તે નકશામાં જોઇને આપણા દેશનાં પ્રાંત, ગામ, નદીઓ અને પર્વતો કયાં આગળ ને કેવાં આવેલાં છે તેનો ખ્યાલ આપણે મેળવી શકીએ છીએ, તથા જેમ નકશાનો અભ્યાસ કરવાનો ઉદ્દેશ તેમાંનાં નામ વાંચવાનો માત્ર નથી, પણ દેશની માહિતી મેળવી લેવાનો છે; તે જ પ્રમાણે યજ્ઞનો મંડપ, યજ્ઞમાંના નિરનિરાળા અગ્નિ

અને હવનકુંડો, વેદીઓ વગેરે પણ, મનુષ્યના શરીરમાં રહેલાં ગૂઢ તત્ત્વો કયાં ને કેવી રીતે રહેલાં છે અને તેમનો પરસ્પર સંબંધ શો છે, તે બતાવવા સારૂ જ છે. આ રહસ્ય જેઓ બરાબર સમજી લેશે, તેમને જ યજ્ઞની ખરી ખૂબી સમજાશે. યજ્ઞયાગના ક્રિયાકાંડની આ આધ્યાત્મિક બાજુની સમજણ વિનાના લોકોથી યજ્ઞયાગોનું મુખ્ય તત્ત્વ અગર રહસ્ય નહિ જ સમજાય. આ સંબંધમાં વિશેષ વિવેચન આગળ ઉપર કરવામાં આવશે છતાં અહીં અતિ સંક્ષેપમાં તે સંબંધી થોડીશી માહિતી આપવાનું ઉચિત ગણીએ છીએ. સાથેના ચિત્ર પરથી યજ્ઞના આધ્યાત્મિક સ્વરૂપનો ખ્યાલ શાણા કિંવા બુદ્ધિમાન વાચકોને સહેજે મળી જશે. પણ નીચેનું કોષ્ટક પણ તે કામે મદદ કરનારૂં હોઇ તે પ્રથમ જુઓઃ—

| યજ્ઞ બાબત | | શરીર બાબત |
|---|---|---|
| યજ્ઞના વિભાગ | = | શરીરનાં અવયવો |
| યજ્ઞ મંડપ | = | શરીર |
| મુખ્ય અગ્નિ | = | આત્માગ્નિ |
| અન્ય અગ્નિ | = | પંચ પ્રાણાગ્નિ, પંચાગ્નિ |
| આહ્વનીયાગ્નિ | = | જઠરાગ્નિ |
| ગાર્હપત્યાગ્નિ | = | પ્રજનનેન્દ્રિય. પ્રજનનાગ્નિ |
| ઋત્વિજ | = | ઇન્દ્રિયો |
| શતક્રતુ કરવાં | = | સો વર્ષ લગી ધર્માચરણ કરવાં |

આપણી અંદર કયાં કયાં આધ્યાત્મિક તત્ત્વો રહેલાં છે તેની, તથા તેનું જ્ઞાન આપવા માટે યજ્ઞ વિધિમાં સાધારણ રીતે કેવા

યોજના કરવામાં આવેલી છે તેની સમજણ ઉપરના કોષ્ટક અને સાથેના ચિત્ર પરથી સહેલાઇથી પડી જશે.

આ પ્રારંભના અધ્યાયમાં આના કરતાં વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. કારણ એના પછીના એકેએક અધ્યાયમાં આ જ યજ્ઞના સંબંધના નિરનિરાળા વિભાગ આવવાના છે અને તેમના પર વિવેચન થવાનું છે. આ તો એની માત્ર પ્રસ્તાવના રૂપ જ છે.

યજ્ઞનાં આ તત્ત્વોની સમજ પડતાં ' તું અમુક છે, માટે તું અમુક કર ' એવું આ અધ્યાયમાં વખતોવખત જે કહેવામા આવ્યું છે તેનું કારણ વાચકોના ધ્યાનમાં આવશે. પહેલાં મનુષ્યની આંતરશકિતની ઓળખાણ કરાવી દેવી અને પછી તેને અમુક કામ કરવાને કહેવું એ એમાં આંતરશકિતની ઓળખ કરાવવાનું કાર્ય મુખ્ય છે, એ કહેવાની ખાસ જરૂર નથી. જુઓ—

( ૬૬ ) पवित्रं असि ।

( ७६ ) दैव्याय कर्मणे शुन्धध्वम् ।

કહેતાં, " પવિત્રતાનું સાધન તું પોતે છે. તેથી દેવોનું કાર્ય કરાવવા સારૂ તું પવિત્ર થા. " મતલબ કે તું પવિત્ર થઈ શકે છે, પવિત્ર થવાનો તારામાં તાકાત છે, એટલે જ તું પવિત્ર થા. આ બધાં વર્ણનોનો મુખ્ય આશય આવો છે કે સાધકને પોતાની આધ્યાત્મશકિતનું જ્ઞાન થાય અને તે શક્તિ વિકસાવવા માટેનાં અનુષ્ઠાનો તેને હાથે થાય; અર્થાત્ કે આધ્યાત્મ-જ્ઞાન આપવું એ જ મુખ્ય ઉદ્દેશ અહીં છે. એટલા માટે જ કહ્યું છે કેઃ—

सर्वे वेदा यत्पदमामनन्ति । ( કઠ ઉ૦ ૨/.૫ )

યાને—" સર્વ વેદો જે પદાર્થનું વર્ણન કરે છે " તે જ પદ સર્વને રત કરવાયોગ્ય છે. એ જ તત્ત્ તે ' અધ્યાત્મ ' છે. સઘળાં

વેદવચનોનું ધ્યેય આ એક જ છે. જેની સમજમાં આ તત્ત્વ ઊતર્યું તેને વેદનું જ્ઞાન થયું, અને જેને એ તત્ત્વ ન સમજાયું તેને વેદ-જ્ઞાન નથી થયું એમ સમજવું. વળી,

वेदैश्च सर्वैरहमेव वेद्यः। ( ભ૦ ગી૦ ૧૫/૧૫ ).

અર્થાત્—" સર્વ વેદોથી 'હું' જ ઓળખાઉં છું. યાને "સર્વ વેદો દ્વારા **મારી** જ ઓળખાણ મળે છે." આની અંદર 'अहं एव' કહેતાં 'હું જ' કિંવા 'મારી જ' એ પદોનો ભાવ સાધક-માત્રે પોતાના અંતઃકરણમાં અનુભવી જોવાનો હોવાથી સર્વ વેદો આપણા આત્માની કિંવા આપણા અંતર્યામીની શક્તિઓનું જ વર્ણન કરે છે, એમ સમજવું જોઇએ, એ તો સાવ ઉઘાડી વાત છે. ગીતા તથા ઉપનિષદની આ બાબતમાં એકવાક્યતા છે. વેદમંત્ર પણ તે જ કહે છે—

ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम् ।

—અથર્વવેદ, ૧૦/૭/૧૭.

**અર્થાત્**—" જે મનુષ્યે અંતરસ્થ બ્રહ્મને ઓળખ્યો, તેણે પરમેષ્ઠી પ્રજાપતિને પણ ઓળખ્યો જ." આ અથર્વવેદના વચનમાં સુદ્ધાં આ જ બાબત રજૂ કરાઈ છે, કે મનુષ્યની અંદર સુપ્ત કિંવા ગુપ્ત જે બ્રહ્મશક્તિ રહેલી છે, તેને મનુષ્યે ઓળખવાની હોઈ તેનું વર્ણન વેદોમાં ઉપર દેખાડયું તેમ કરવામાં આવ્યું છે.

આ પ્રમાણે વાચકોએ આ વેદમંત્રો વાંચીને અને તેનો મનન-પૂર્વક અભ્યાસ કરીને પોતાની અધ્યાત્મશક્તિને ઓળખવી, તથા શુભ કર્માનુષ્ઠાનો દ્વારા તેનો યથાશક્ય વિકાસ સાધતા રહી છેવટે 'પૂર્ણ પુરુષ' બની જઇને સ્વાનંદાનુભવ મેળવવો.

હવે, આપણે યજુર્વેદની કાણ્વશાખા તથા તૈત્તિરીય શાખાના પાઠભેદોનો વિચાર કરીશું. આ બન્ને સંહિતાઓના પાઠ આ લગત આપ્યા છે.

卐

# यजुर्वेद-काण्व-संहिता-पाठः ।

## प्रथमोऽध्यायः ।

ओ३म् इषे त्वोर्जे त्वा वायवस्स्थ । देवो वस्सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मणे ॥ १ ॥ आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्माः ॥ मा वस्स्तेन ईशत माघशंसः ॥ २ ॥ ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीः ॥ यजमानस्य पशून्पाहि वसो पवित्रमसि ॥ ३ ॥ [ १ ]

द्यौरसि पृथिव्यसि मातरिश्वनो घर्मोऽसि ॥ विश्वधाः परमेण धाम्ना ॥१॥ दृंहस्व मा ह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत् ॥ वसोः पवित्रमसि शतधारँ व्वसोः पवित्रमसि सहस्रधारम् ॥२ देवस्त्वा सविता पुनातु वसोः पवित्रेण शतधारेण ॥ सुप्वा कामधुक्षः ॥३॥ सा विश्वायुस्सा विश्वकर्मा सा विश्वधायाः ॥ इन्द्रस्य त्वा भागं सोमेनातनच्मि विष्णो हव्यं रक्षस्व ॥४॥ [२]

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् । इदमहमनृतात्सत्यमुपैमि ॥ १ ॥ कस्त्वा युनक्ति स त्वा युनक्ति कस्मै त्वा युनक्ति तस्मै त्वा युनक्ति ॥ कर्मणे वां व्वेषाय वाम् ॥२॥ प्रत्युष्टं रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तं

रक्षो निर्दग्धा अरातयः ॥ उर्वन्तरिक्षमन्वेमि ॥३॥ धूरसि धूर्व धूर्वन्तं धूर्व तं योऽस्मान्धूर्वति ॥ धूर्व तं यं वयन्धूर्वामः ॥४॥ देवानामसि सस्नितमं वह्नितमं पप्रितमं जुष्टतमं देवहूतमम् ॥ अह्रुतमसि हविर्धानन्दृंहस्व मा ह्वार्मा ते यज्ञपतिर्ह्वार्षीत् ॥ ५ ॥ विष्णुस्त्वा क्रमतामुरु वातायापहतꣳ रक्षो यच्छन्ताम् पञ्च । देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम् ॥६॥ अग्नये जुष्टं गृह्णाम्यग्नीषोमाभ्यां जुष्टंगृह्णामि ॥ भूताय त्वा नारातये स्वरभिविख्येषम् ॥ ७ ॥ दृꣳहन्तां दुर्याः पृथिव्यामुर्वन्तरिक्षमन्वेमि॥ पृथिव्यास्त्वा नाभौ सादयाम्यदित्या उपस्थे ॥ अग्ने हव्यꣳ रक्षस्व ॥ ८ ॥ [ ३ ]

पवित्रे स्थो वैष्णव्यौ सवितुर्वः प्रसव उत्पुनामि ॥ अच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः ॥ १ ॥ देवीरापो अग्रेगुवो अग्रेपुवः ॥ अग्र इममद्य यज्ञन्नयत सुधातुं यज्ञपतिं देवायुवम् ॥ २ ॥ युष्मा इन्द्रोऽवृणीत वृत्रतूर्ये यूयमिन्द्रमवृणीध्वँ वृत्रतूर्ये प्रोक्षितास्स्थ ॥ अग्नये त्वा जुष्टं प्रोक्षाम्यग्नीषोमाभ्यां त्वा जुष्टं प्रोक्षामि ॥ ३ ॥ दैव्याय कर्मणे शुन्धध्वं देवयज्यायै ॥ यद्वोऽशुद्धः पराजघ्नुरिदन्वस्तच्छुन्धामि ॥ ४ ॥ [ ४ ]

शर्मास्यवधूतꣳ रक्षोऽवधूता अरातयः ॥ अदित्यास्त्व-

गसि मति त्वादितिर्वेत्तु ॥१॥ अद्रिरसि वानस्पत्यो ग्रावासि पृथुबुध्नः ॥ प्रति त्वादित्यास्त्वग्वेत्तु ॥ २ ॥ अग्नेस्तनूरसि वाचो विसर्जनम् ॥ देववीतये त्वा गृह्णामि ॥ ३ ॥ बृहन्ग्रावासि वानस्पत्यस्स इदं देवेभ्यः ॥ हव्यꣳ शमीष्व सुशमि शमीष्व हविष्कृदेहि ॥ ४ ॥ कुक्कुटोऽसि मधुजिह्व इषमूर्जमावद ॥ त्वयꣳ संघातं संघातं जेष्म ॥५॥ वर्षवृद्धमसि प्रति त्वा वर्षवृद्धं वेत्तु ॥ परापूतꣳ रक्षः परापूता अरातयः ॥ ६ ॥ अपहतꣳ रक्षो वायुर्वो विविनक्तु ॥ देवो वस्सविता प्रतिगृह्णातु हिरण्यपाणिरच्छिद्रेण पाणिना ॥ ७ ॥ [ ५ ]

धृष्टिरस्यपाग्ने अग्निमामादं जहि ॥ निष्क्रव्यादꣳ सेधा देवयजं वह ॥ १ ॥ ध्रुवमसि पृथिवीं दृꣳह ॥ ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपदधामि द्विषतो वधाय ॥ २ ॥ अग्ने ब्रह्म गृभ्णीष्व धरुणमस्यन्तरिक्षं दृꣳह ॥ ब्रह्मवनिं त्वा क्षत्रवनिं सजातवन्युपदधामि द्विषतो वधाय ॥ धर्त्रमसि दिवं दृꣳह ॥ ब्रह्मवनिं त्वा क्षत्रवनिं सजातवन्युपदधामि द्विषतो वधाय ॥ ३ ॥ विश्वाभ्यस्त्वाशाभ्य उपदधामि द्विषतो वधाय ॥ चितस्स्थोर्ध्वचितो भृगूणामङ्गिरसां तपसा तप्यध्वम् ॥ ४ ॥ [ ६ ]

शर्मास्यवधूतꣳ रक्षोऽवधूता अरातयः ॥ अदित्यास्त्व-

गम्ग्रि प्रति॒ त्वादि॑तिर्वेत्तु ॥१॥ धि॒षणा॑सि प॒र्व॒ती प्रति॒ त्वा-
दि॑त्या॒स्त्वग्वे॑त्तु ॥ दि॒वस्स्क॑म्भ॒न्य॑सि धि॒षणा॑सि पा॒र्व॒ते॒यी
प्रति॑ त्वा प॒र्व॒ती वे॑त्तु ॥२॥ धा॒न्य॑मसि धि॒नु॒हि दे॒वान्धि॑नु॒हि
य॒ज्ञं धि॑नु॒हि य॒ज्ञप॑तिम् ॥ धि॒नु॒हि मां य॒ज्ञ॒न्य॑म् ॥३॥ प्रा॒णाय॑
त्वोदा॒नाय॑ त्वा व्या॒नाय॑ त्वा ॥ दी॒र्घामनु॒ प्रसि॑तिमायु॑षेधा-
न्दे॒वो वस्सवि॒ता प्रति॑गृह्णातु॒ हिर॑ण्यपाणि॒रच्छि॑द्रेण पा॒णिना ॥
चक्षु॑षे त्वा म॒हीना॒म् पयो॑ऽसि ॥४॥ वे॒दो॑ऽसि॒ वेद॒ येन॒ त्वं
दे॑व वेद दे॒वेभ्यो॑ वे॒दोऽभ॑वः ॥ तेन॒ मह्यं॑ वे॒दो भ॑व ॥५॥ [७]

दे॒वस्य॑ त्वा सवि॒तुः प्र॑स॒वेऽश्विनो॑र्बा॒हुभ्या॑म् पू॒ष्णो
हस्ता॑भ्याम् । सँव्व॑पामि॒ समाप॒ ओष॑धीभि॒स्समोष॑धयो॒
रसे॑न ॥ सश्ठं रे॒वती॒र्जग॑तीभि॒स्सं मधु॑मती॒र्मधु॑मतीभिः
पृच्यन्ताम् ॥ जनय॑त्यै त्वा॒ सँय्यौ॑मि ॥ १ ॥ इ॒दम॒ग्नेरि॒द-
म॒ग्नीषोम॑योरि॒षे त्वा ॥ घ॒र्मो॑ऽसि वि॒श्वायु॑रु॒रुप्र॑था उ॒रु
प्र॑थस्वो॒रु ते॑ य॒ज्ञप॑तिः प्रथताम् ॥ २ ॥ अ॒ग्निष्टे॒ त्वचं॒ मा
हिंसीद्दे॒वस्त्वा सवि॒ता हि॑ꣳसीद॒न्तरि॑तꣳ रक्षो॒ऽन्तरि॑ता अरा॑तयः । दे॒वस्त्वा सवि॒ता
श्रपयतु॒ वर्षि॑ष्ठेऽधि॒नाके॑ ॥ ३ ॥ मा भे॒ र्मा सँवि॑क्था
अत॑मेरुर्य॒ज्ञोऽत॑मेरु॒र्यज॑मानस्य प्र॒जा भू॑यात् ॥ त्रि॒ताय॑ त्वा
द्वि॒ताय॑ त्वैकता॒य॑ त्वा ॥ ४ ॥ [ ८ ]

दे॒वस्य॑ त्वा सवि॒तुः प्र॑स॒वेऽश्विनो॑र्बा॒हुभ्यां॑ पू॒ष्णो हस्ता॑-
भ्याम् ॥ आद॑देऽध्वर॒कृतं॑ दे॒वेभ्यः॑ ॥ इन्द्र॑स्य बा॒हुर॑सि

दक्षिणस्सहस्रभृष्टिश्शततेजाः ॥ वायुरसि तिग्मतेजा द्विषतो बधः ॥ १ ॥ पृथिव्यै वर्मासि पृथिवि देवयजनि ॥ ओषध्यास्ते मूलं मा हिंसिषम् ॥ २ ॥ व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्यां शतेन पाशैः ॥ योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ ३ ॥ अपाररुं पृथिव्यै देवयजनात् ॥ व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्यां शतेन पाशैः ॥ योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ अररो दिवं मा पप्तो द्रप्सस्ते द्यां मा स्कन् ॥ व्रजं गच्छ गोष्ठानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां पृथिव्यां शतेन पाशैः ॥ योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौक् ॥ ४ ॥ गायत्रेण त्वा च्छन्दसा परिगृह्णामि त्रैष्टुभेन त्वा च्छन्दसा परिगृह्णामि जागतेन त्वा च्छन्दसा परिगृह्णामि ॥ सुक्ष्मा चासि शिवा चासि स्योना चासि सुषदा चासि । ऊर्जस्वती चासि पयस्वती च ॥ ५ ॥ पुरा क्रूरस्य विसृपो विरप्शिन्नुदादाय पृथिवीं जीवदानुम् ॥ यामैरयंश्चन्द्रमसि स्वधाभिस्तां धीरासो अनुदिश्य यजन्ते ॥ द्विषतो वधोऽसि ॥ ६ ॥ [९]

प्रत्युष्टं रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तं रक्षो निष्टप्ता अरातयः । अनिशितोऽसि सपत्नक्षिद्वाजिनं त्वा वाजेध्यायै

सं मार्ज्मि ॥ प्रत्युष्टꣳ रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तꣳ रक्षो
निष्टप्ता अरातयः ॥ अनिशितासि सपत्नक्षिद्वाजिनीं त्वा
वाजेध्यायै सं मार्ज्मि ॥१॥ अदित्यै रास्नासीन्द्राण्य सन्न-
हनम् । विष्णोर्वेष्पोऽस्यूर्जे त्वादब्धेन त्वा चक्षुषावपश्यामि ॥२॥
अग्नेर्जिह्वासि सुभूर्देवेभ्यः ॥ धाम्ने धाम्ने भव यजुषे यजुषे ॥
सवितुस्त्वा प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मि-
भिः । सवितुर्वः प्रसव उत्पुनाम्यच्छिद्रेण पवित्रेण सूर्यस्य
रश्मिभिः ॥३॥ तेजोऽसि शुक्रमस्यमृतमसि धाम नामासि ।
प्रियं देवानामनाधृष्टं देवयजनम् ॥४॥ यस्ते प्राणः पशुषु
प्रविष्टो देवानां विष्ठामनु यो वितस्थे ॥ आत्मन्वान्त्सोमघृ-
तवान्हि भूत्वाग्निं गच्छ स्वर्यजमानाय विन्द ॥५॥ [१०]

---

## काण्व–संहिता–पाठ–विशेष

### प्रथम अध्याय

[ સૂચના—આ કાણ્વ સંહિતાના પ્રથમ અધ્યાયમાં વધારાના મંત્રભાગો અત્રે આ નીચે આપ્યા છે. પહેલાં આવી ગયેલા મંત્રભાગનો નિર્દેશ [ ] આવા ચોખંડા કૌંસમાં ક્રમાંક દ્વારા જ કરવામાં આવ્યો છે, અને પ્રથમ ન આવી ગયેલા મંત્રભાગો ઇલાયદા દેખાડવામાં આવ્યા છે. તેમાં પણ થોડાશા પાઠભેદવાળા મંત્રો ઝીણા બીબાંમાં અને નવીન જ આવેલા મંત્રો મોટાં બીબાંમાં છાપવામાં આવ્યા છે.

[ १-१९ ] २० विश्वधाः । [ २१-३० ] ३१ इन्द्रस्य त्वा भाग सोमेनातनच्मि । [ ३२-४८ ] ४९ देवानामसि सस्नितमं वह्नितमं

पवित्रतमं जुष्टतमं देवहूतमम् । [ ५०-६५ ] ६६ अग्ने हव्यं रक्षस्व ।
[ ६७-६९ ] ७० अग्र इममद्य यज्ञं नयत । ७१ सुधातुं यज्ञपतिं देवायुवम्
[ ७२ ] ७३ यूयमिन्द्रमवृणीध्वं वृत्रतूर्ये । [ ७४-७७ ] ७८ यद्वोऽशुद्धः
पराजघानेतद्वस्तच्छुन्धामि । [ ७९-८८ ] ८९ बृहन्ग्रावासि वानस्पत्यः ।
९० स इदं देवेभ्यो हव्यं शमीष्व । [ ९१-९४ ] ९५ वयं संघाते
संघाते जेष्म । [ ९६-९७ ] ९८ परापूतं रक्षः प्रतिपूता अरातयः । अपहतं
रक्षः । [ ९९ ] १०० देवो वस्सविता प्रतिगृह्णातु हिरण्यपाणिरच्छिद्रेण
पाणिना । [ १०१-१०५ ] १०६ ब्रह्मवनि त्वा क्षत्रवनि सजातवन्युपद-
धामि द्विषतो वधाय । [ १०७-११३ ] ११४ विश्वाभ्यस्त्वाशाभ्य उपद-
धामि **द्विषतो वधाय** । [ ११५-१२२ ] १२३ दिवस्कम्भन्यसि ।
[१२४-१२७] १२७ ***धिनुहि यज्ञम्** । १२७ ***धिनुहि यज्ञपतिम्** ।
[ १२८-१२९ ] १३० देवो वस्सविता प्रतिगृह्णातु हिरण्यपाणिरच्छिद्रेण
पाणिना । [ १३१-१३२ ] १३२ ***वेदोऽसि वेद येन त्वं देव वेद**
**देवेभ्यो वेदोऽभवः । तेन मह्यं वेदो भव** । [ १३३-१३६ ] १३७
सं मधुमतीर्मधुतीभिः पृच्यन्ताम् । [ १३८-१४५ ] १४५ ***अन्तरितं**
**रक्षोऽन्तरिता अरातयः** । [१४६-१५७] १५७ ***पृथिव्यै वर्मासि** ।
[ १५८-१६१ ] १६२ अपारहं वध्यासं पृथिव्यै देवयजनात् । [१६३-१७०]
१७१ पुरा क्रूरस्य विसृपो विरप्शिन्नुदादाय पृथिवीं जीवदानुम् यामैरयंश्च-
न्द्रमसि स्वधाभिस्तां धीरासो अनुदिश्य यजन्ते । १७२ [-०-] [१७३-
१७८] १७८ ***इन्द्राण्यै सन्नहनम्** । [१७९-१८२] १८३ सुभूर्देवेभ्यः ।
धाम्ने धाम्ने भव यजुषे यजुषे । [१८४-१८८] १८९ प्रियं देवानामनाधृष्टं
देवयजनम् । १८९ ***यस्ते प्राणः पशुषु प्रविष्टः । देवानां विष्ठामनु**
**यो वितस्थे । आत्मन्वान्त्सोम घृतवानिह भूत्वाग्निं गच्छ ।**
**स्वर्यजमानाय विन्द ।**

卐

# तैत्तिरीय–संहिता–पाठः।

## प्रथमोऽनुवाकः ॥ १ ॥

इषे त्वोर्जे त्वा वायवः स्थोपायवः स्थ देवो वः सवित मार्पयतु श्रेष्ठतमाय कर्मण आ प्यायध्वमघ्निया देवभागमूर्जस्वतीः पयस्वतीः प्रजावतीरनमीवा अयक्ष्मा मा वः स्तेन ईशत माऽघशꣳसो रुद्रस्य हेतिः परि वो वृणक्तु ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥

## द्वितीयोऽनुवाकः ॥ २ ॥

यज्ञस्य घोषदसि प्रत्युष्टꣳ रक्षः प्रत्युष्टा अरातयः प्रेयमगाद्धिषणा बर्हिरच्छ मनुना कृता स्वधया वितष्टा त आ वहन्ति कवयः पुरस्ताद्देवेभ्यो जुष्टमिह बर्हिरासदे देवानां परिषूतमसि वर्षवृद्धमसि देवबर्हिर्मा त्वाऽन्वङ्मा तिर्यक्पर्व ते राध्यासमाच्छेत्ता ते मा रिषं देवबर्हिः शतवल्शं वि रोह सहस्रवल्शाः ( १ ) वि वयꣳ रुहेम पृथिव्याः संपृचः पाहि सुसंभृता त्वा सं भराम्यदित्यै रास्नाऽसीन्द्राण्यै संनहनं पूषा ते ग्रन्थिं ग्रथ्नातु स ते माऽऽस्थादिन्द्रस्य त्वा बाहुभ्यामुद्यच्छे बृहस्पतेर्मूर्ध्ना हराम्युर्वन्तरिक्षमन्विहि देवंगममसि ॥

## तृतीयोऽनुवाकः ॥ ३ ॥

शुन्धध्वं दैव्याय कर्मणे देवयज्यायै मातरिश्वनो घर्मोऽसि

द्यौरसि पृथिव्यसि विश्वधाया असि परमेण धाम्ना दृꣳहस्व मा ह्वार्वसूनां पवित्रमसि शतधारं वसूनां पवित्रमसि सहस्रधारꣳ हुतः स्तोको हुतो द्रप्सोऽग्नये बृहते नाकाय स्वाहा द्यावापृथिवीभ्याꣳ सा विश्वायुः सा विश्वव्यचाः सा विश्वकर्मा सं पृच्यध्वमृतावरीरूर्मिणीर्मधुमत्तमा मन्द्रा धनस्य सातये सोमेन त्वाऽऽतनच्मीन्द्राय दधि विष्णो हव्यꣳ रक्षस्व ॥

चतुर्थोऽनुवाकः ॥ ४ ॥

कर्मणे वां देवेभ्यः शकेयं वेषाय त्वा प्रत्युष्टꣳ रक्षः प्रत्युष्टा अरातयो धूरसि धूर्व धूर्वन्तं धूर्व तं योऽस्मान्धूर्वति तं धूर्व यं वयं धूर्वामस्त्वं देवानामसि सस्नितमं पप्रितमं जुष्टतमं वह्नितमं देवहूतममह्रुतमसि हविर्धानं दृꣳहस्व मा ह्वार्मित्रस्य त्वा चक्षुषा प्रेक्षे मा भेर्मा सं विक्था मा त्वा (१) हिꣳसिषमुरु वाताय देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यामग्नये जुष्टं निर्वपाम्यग्नीषोमाभ्यामिदं देवानामिदमु नः सह स्फात्यै त्वा नारात्यै सुवरभि वि ख्येषं वैश्वानरं ज्योतिर्दृꣳहन्तां दुर्या द्यावापृथिव्योरुर्वन्तरिक्षमन्विह्यादित्यास्त्वोपस्थे सादयाम्यग्ने हव्यꣳ रक्षस्व (२) ॥

पञ्चमोऽनुवाकः ॥ ५ ॥

देवो वः सवितोत्पुनात्वच्छिद्रेण पवित्रेण वसोः सूर्यस्य रश्मिभिरापो देवीरग्रेपुवो अग्रगुवोऽग्र इम यज्ञं नयताग्रे यज्ञ-

प्रति धत्त युष्मानिन्द्रोऽवृणीत वृत्रतूर्ये यूयमिन्द्रमवृणीध्वं वृत्रतूर्ये प्रोक्षिताः स्थाग्नये वो जुष्टं प्रोक्षाम्यग्नीषोमाभ्याᳬ शुन्धध्वं दैव्याय कर्मणे देवयज्याया अवधूतᳬ रक्षोऽवधूता अरातयोऽदित्यास्त्वगसि प्रति त्वा (१) पृथिवी वेत्त्वधिषवणमसि वानस्पत्यं प्रति त्वाऽदित्यास्त्वग्वेत्त्वग्नेस्तनूरसि वाचो विसर्जनं देववीतये त्वा गृह्णाम्यद्रिरसि वानस्पत्यः स इदं देवेभ्यो हव्यᳬ सुशमि शमिष्वेषमा वदोर्जमा वद द्युमद्वदत वयᳬ संघातं जेष्म वर्षवृद्धमसि प्रति त्वा वर्षवृद्धं वेत्तु परापूतᳬ रक्षः परापूता अरातयो रक्षसां भागोऽसि वायुर्वो वि विनक्तु देवो वः सविता हिरण्यपाणिः प्रति गृह्णातु (२) ॥

## षष्ठोऽनुवाकः ॥ ६ ॥

अवधूतᳬ रक्षोऽवधूता अरातयोऽदित्यास्त्वगसि प्रति त्वा पृथिवी वेत्तु दिवः स्कम्भनिरसि प्रति त्वाऽदित्यास्त्वग्वेत्तु धिषणाऽसि पर्वत्या प्रति त्वा दिवः स्कम्भनिर्वेत्तु धिषणाऽसि पार्वतेयी प्रति त्वा पर्वतिर्वेत्तु देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यामधि वपामि धान्यमसि धिनुहि देवान्प्राणाय त्वाऽपानाय त्वा व्यानाय त्वा दीर्घामनु प्रसितिमायुषे धां देवो वः सविता हिरण्यपाणिः प्रति गृह्णातु ( १ ) ॥

## सप्तमोऽनुवाकः ॥ ७ ॥

धृष्टिरसि ब्रह्म यच्छापाग्नेऽग्निमामादं जहि निष्क्रव्यादᳬ

सेधाऽऽदैवयजं वह निर्दग्धश्रं रक्षो निर्दग्धा अरातयो ध्रुव-
मसि पृथिवीं दृश्ंहाऽऽयुर्दृश्ंह प्रजां दृश्ंह सजातानस्मै
यजमानाय पर्यूह धर्त्रमस्यन्तरिक्षं दृश्ंह प्राणं दृश्ंहापानं
दृश्ंह सजातानस्मै यजमानाय पर्यूह धरुणमसि दिवं दृश्ंह
चक्षुः ( १ ) दृश्ंह श्रोत्रं दृश्ंह सजातानस्मै यजमानाय
पर्यूह धर्मासि दिशो दृश्ंह योनिं दृश्ंह प्रजां दृश्ंह सजा-
तानस्मै यजमानाय पर्यूह चितः स्थ प्रजामस्मै रयिमस्मै
सजातानस्मै यजमानाय पर्यूह भृगूणामङ्गिरसां तपसा तप्यध्वं
यानि घर्मे कपालान्युपचिन्वन्ति वेधसः । पूष्णस्तान्यपि
व्रत इन्द्रवायू वि मुञ्चताम् ( २ ) ॥

## अष्टमोऽनुवाकः ॥ ८ ॥

सं वपामि समापो अद्भिरग्मत समोषधयो रसेन सश्रं
रेवतीर्जगतीभिर्मधुमतीर्मधुमतीभिः सृज्यध्वमद्भ्यः परि प्रजा-
ताः स्थ समद्भिः पृच्यध्वं जनयत्यै त्वा सं यौम्यग्नये त्वाऽ-
ग्नीषोमाभ्यां मखस्य शिरोऽसि घर्मोऽसि विश्वायुरुरु प्रथस्वोरु
ते यज्ञपतिः प्रथतां त्वचं गृह्णीष्वान्तरितश्रं रक्षोऽन्तरिता
अरातयो देवस्त्वा सविता श्रपयतु वर्षिष्ठे अधि नाकेऽग्निस्ते
तनुवं माऽति धागग्ने हव्यश्रं रक्षस्व सं ब्रह्मणा पृच्यस्वैक-
ताय स्वाहा द्विताय स्वाहा त्रिताय स्वाहा ( १ )

## नवमोऽनुवाकः ॥ ९ ॥

आ दद इन्द्रस्य बाहुरसि दक्षिणः सहस्रभृष्टिः शततेजा वायुरसि तिग्मतेजाः पृथिवि देवयजन्योषध्यास्ते मूलं मा हिꣳसिषमपहतोऽररुः पृथिव्यै व्रजं गच्छ गोस्थानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां परावति शतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौगपहतोऽररुः पृथिव्यै देवयजन्यै व्रजम् ( १ ) गच्छ गोस्थानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां परावति शतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा मौगपहतोऽररुः पृथिव्या अदेवयजनो व्रजं गच्छ गोस्थानं वर्षतु ते द्यौर्बधान देव सवितः परमस्यां परावति शतेन पाशैर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तमतो मा ( २ ) मौगररुस्ते दिवं मा स्कान्वसवस्त्वा परि गृह्णन्तु गायत्रेण छन्दसा रुद्रास्त्वा परि गृह्णन्तु त्रैष्टुभेन छन्दसाऽऽदित्यास्त्वा परि गृह्णन्तु जागतेन छन्दसा देवस्य सवितुः व्रवे कर्म कृण्वन्ति वेधस ऋतमस्यृतसदनमस्यृतश्रीरसि धा असि स्वधा अस्युर्वी चासि वस्वी चासि पुरा क्रूरस्य विसृपो विरप्शिन्नुदादाय पृथिवीं जीरदानुर्यामैरयञ्चन्द्रमसि स्वधाभिस्तां धीरासो अनुदृश्य यजन्ते ( ३ )

## दशमोऽनुवाकः ॥ १० ॥

प्रत्युष्टꣳ रक्षः प्रत्युष्टा अरातयो निष्टप्तꣳ रक्षो निष्टप्ता अरातयोऽग्नेर्वस्तेजिष्ठेन तेजसा

निष्टपामि गोष्ठं मा निर्मृक्षं वाजिनं त्वा सपत्नसाह्ळं स
मार्ज्मि वाचं प्राणं चक्षुः श्रोत्रं प्रजां योनिं मा निर्मृक्षं
वाजिनीं त्वा सपत्नसाहीळं सं माऽऽर्याशासाना सौमनसं
प्रजाळं सौभाग्यं तनूम् । अग्नेरनु व्रता भूत्वा सं नह्ये सुकृताय
कम् । सुप्रजसस्त्वा वयळं सुपत्नीरुप ( १ ) सेदिम । अग्ने
सपत्नदम्भनमदब्धासो अदाभ्यम् । इमं वि ष्यामि वरुणस्य
पाशं यमबध्नीत सविता सुकेतः । धातुश्च योनौ सुकृतस्य लोके
स्योनं मे सह पत्या करोमि । समायुषा सं प्रजया समग्ने
वर्चसा पुनः । सं पत्नी पत्याऽहं गच्छे समात्मा तनुवा मम ।
महीनां पयोऽस्योषधीनाळं रसस्तस्य तेऽक्षीयमाणस्य निः
( २ ) वपामि महीनां पयोऽस्योषधीनाळं रसोऽदब्धेन त्वा
चक्षुषाऽवेक्षे सुप्रजास्त्वाय तेजोऽसि तेजोऽनु प्रेह्यग्निस्ते तेजो
मा वि नैदग्नेर्जिह्वाऽसि सुभूर्देवानां धाम्नेधाम्ने देवेभ्यो यजु-
षेयजुषे भव शुक्रमसि ज्योतिरसि तेजोऽसि देवो वः सवितो-
त्पुनात्वच्छिद्रेण पवित्रेण वसोः सूर्यस्य रश्मिभिः शुक्रं त्वा
शुक्रायां धाम्नेधाम्ने देवेभ्यो यजुषेयजुषे गृह्णामि ज्योतिस्त्वा
ज्योतिष्यर्चिस्त्वाऽर्चिषि धाम्नेधाम्ने देवेभ्यो यजुषेयजुषे
गृह्णामि ( ३ )

इति दशमोऽनुवाकः ॥ १० ॥

# तैत्तिरीय–संहिता–पाठविशेष

## प्रथम अध्याय

[ સૂચના—આ તૈત્તિરીય સંહિતાના પ્રથમ અધ્યાયમાં આવેલા પાઠાંતર અત્રે આપવામાં આવ્યા છે. પહેલાં આવી ગયેલા મંત્રભાગો ( ) ગોળ કૌંસમાં આપેલા હોઇ તે કૌંસની બહારનો ક્રમાંક તૈત્તિરીય સંહિતાના ક્રમાંકનો સૂચક છે એમ સમજવું. અહીં પણ થોડાક પાઠભેદ ધરાવતા મંત્રભાગ ઝીણા અક્ષરમાં અને તદ્દન નવીન મંત્રભાગ જાડા અક્ષરમાં છાપવામાં આવ્યા છે. ]

(१–३) ४ उपायवः स्थ। (४–५) ५–६; (६) ७ अघ्नियाः। (७) ८ देवभागम्। ९ ऊर्जस्वतीः, १० पयस्वतीः। (८–१२) ११–१५; १६ रुद्रस्य हेतिः, १७ परि वो वृणक्तु। (१३–१५) १८–२०; २१ यज्ञस्य घोषदसि। (४०–४१) २२–२३; २४ प्रेयमगाद्धिषणा बर्हिरच्छ मनुना कृता स्वधया वितष्टा त आ वहन्ति कवयः पुरस्ताद्देवेभ्यो जुष्टमिह बर्हिरासदे। २५ देवानां परिषूतमसि। ( ९६ ) २६; २७ देवबर्हिर्मा त्वाऽन्वक्। २८ मा तिर्यक्पर्व ते राध्यासम्। २९ आच्छेत्ता ते मा रिषम्। ३० देवबर्हिः शतवल्शं वि रोह। ३१ सहस्रवल्शा वि वयं रुहेम। ३२ पृथिव्याः संपृचः पाहि। ३३ सुसंभृता त्वा संभरामि। ( १७८ ) ३४; ३५ इन्द्राण्यै संनहनम्। ३६ पूषा ते ग्रन्थिं ग्रथ्नातु। ३७ स ते माऽऽस्थात्। ३८ इन्द्रस्य त्वा बाहुभ्यामुद्यच्छे। ३९ बृहस्पतेर्मूर्ध्ना हरामि। (४४।६४) ४० उर्वन्तरिक्षमन्विहि। ४१ देवंगममसि। (७६–८७) ४२; (१९) ४३; (१७) ४४; (१८) ४५; (२०) ४६; (२१) ४७; (२२) ४८; (२४) ४९ वसूनां पवित्रमसि शतधारम्। (२५) ५० वसूनां पवित्रमसि सहस्रधारं।

५१ हुतः स्तोको हुतो द्रप्सोऽग्नये बृहते नाकाय स्वाहा द्यावापृथिवीभ्याम्। (२८) ५२; ५३ सा विश्वव्यचाः। (०९) ५४; ५५ सं पृच्यध्वम्। ५६ ऋतावरीरूर्मिणीर्मधुमत्तमा मन्द्रा धनस्य सातये। ५७ सोमेन त्वाऽऽतनच्मि। ५८ इन्द्राय दधि। (३२) ५९ विष्णो हव्यं रक्षस्व। (३८) ६०; ६१ देवेभ्यः शाकेयं। (३९) ६२ वेपाय त्वा। (४०) ६३; (४१) ६४; (४५) ६५; (४६) ६६; (४७) ६७; (४८) ६८ (४९) ६० त्वं देवानामसि सस्नितमं पप्रितमं जुष्टतमं वह्नितमं देवहूतमम्। (५०) ७०; (५१) ७१; (२९) ७२; ७३ मित्रस्य त्वा चक्षुषा प्रेक्षे। (१४७) ७४; (१२८) ७५; ७६ मा त्वा हिंसिषम। (५४) ७७; (१५२) ७८ देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्याम् (निर्वपामि)। (५८) ७९ अग्नये जुष्टं निर्वपामि। (५९) ८० अग्नीषोमाभ्यामिदम्। ८१ देवानामिदम्। ८२ उ नः सह। ८३ स्फात्यै त्वा। (६१) ८४ नारात्यै। (६२) ८५ सुरभि वि ख्येषम्। ८६ वैश्वानरं ज्योतिः। (६३) ८७ दृंहन्ता दुर्याः द्यावापृथिव्योः। (४४।६४) ८८ उर्वन्तरिक्षमन्विहि। ८९ अदित्यास्त्वोपस्थे सादयामि। (६६) ९० अग्ने! हव्यं रक्षस्व। ९१ देवो वः सवितोत्पुनात्वच्छिद्रेण पवित्रेण वसोः सूर्यस्य रश्मिभिः। (६९) ९२ आपो देवीरग्रेपुवो अग्रेगुवः। (७०) ९३ अग्र इमं यज्ञं नयत। ९४ अग्रे यज्ञपतिं धत्त। (७२) ९५ युष्मानिन्द्रोऽवृणीत वृत्रतूर्ये। (७३) ९६ यूयमिन्द्रमवृणीध्वं वृत्रतूर्ये। (७४) ९७; (७५) ९८ अग्नये वो जुष्टं प्रोक्षाम्यग्नीषोमाभ्याम्। (७६) ९९ शुन्धध्वं दैव्याय कर्मणे। (७७) १००; (८०।११८) १०१; १०२; (८१।११९) १०३; १०४ प्रति त्वा पृथिवी वेत्तु। १०५ अधिषवणमसि वानस्पत्यम्। (८५-१२२) १०६; (८६) १०७; (८७) १०८; (८८) १०९; (८३) ११०; (९०।९१) १११ स इदं देवेभ्यो हव्यम्। ११२ सुशमि शमिष्व। (९४) ११३ इषमावद।

११४ उर्जमाऽद। ११५ सुमद्गदत। (९५) ११६ वयं संगातं जेष्म। (९६) ११७; (९७) ११८; (९८) ११९ परापूतं रक्षः। १२० परापूता अरातयो। १२१ रक्षसां भागोऽसि। (९९) १२२; (१००।१३०) १२३ देवो वः सविता हिरण्यपाणिः प्रति गृह्णातु। (८०।११८) १२४; १२५; (८१।११९) १२६; १२७ प्रति त्वा पृथिवी वेत्तु। (१२३) १२८; (८५।१२२) १२९; १३० धिषणाऽसि पर्वत्या। १३१ प्रति त्वा दिव्यः स्कम्भनिर्वेत्तुः। (१२४) १३२; (१२५) १३३ प्रति त्वा पर्वतिर्वेत्तु। १३४ देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यामधि वपामि। (१२६) १३५; (१२७) १३६; (१२८) १३७; (१२९) १३८; (१३०) १३९; (१०१) १४०; १४१ ब्रह्म यच्छ। (१०२-३) १४२-४; (४०-४३) १४५ निर्दग्धं रक्षो निर्दग्धा अरातयः। (१०४) १४६; (१०५) १४७-आयुर्दृंह। १४८ प्रजां दृंह, सजातानस्मै यजमानाय पर्यूह। (१११) १४९; (१०९ १५०; १५१ प्राण दृंह, अपानं दृंह; १५२ [१४८]; (१०८) १५३; (११२) १५४; १५५ चक्षुः दृंह; १५६ श्रोत्रं दृंह। १५७ [१४८] १५८ धर्मासि। १५९ दिशो दृंह। १६० योनिं दृंह। १६१-१६२ [१४८]; (११५) १६३; १६४ प्रजां अस्मै [१४८]; (११६) १६५; १६६ यानि घर्मे कपालानि उपचिन्वन्ति वेधसः। पूष्णस्तान्यपि व्रत इन्द्रवायू वि मुञ्चन्ताम्। (१३३) १६७; (१३४-१३६) १६८-१७०; १७१ अद्भ्यः परि प्रजाताः स्थ। १७२ समद्भिः पृच्यन्ताम्। (१३८) १७३; (१३९) १७४ अग्नय त्वा अग्नीषोमाभ्याम्। १७५ मखस्य शिरोऽसि। (२९; १४१) १७६; (१४२-१४४) १७७; १७८; (१४०) १७९ त्वचं गृह्णीष्व। (४०-४३) १८० अन्तरितं रक्षोऽन्तरिता अरातयः। (१४६) १८१; (१४५) १८२ अग्निस्ते तनुवं माऽति धाक्। (६६) १८३; १८४ सं

ब्रह्मणा पृच्यस्व। (१५१) १८५-१८७; १८८ आददे। (१५४)
१८९; (१५५-५६) १९०-९१; (१५८) १९२; (१६२) १९३
अपहतोऽरुः पृथिव्यै। (१५९-१६१) १९४ १९६; (१६०) १९७
[१९३ वत]; (१५८-१६२) १९७-२०५; (१६४) २०६ अरडस्तं
दिवं मा स्कान्। (१६७-१६८) २०७-२०८ वसव स्त्वा० रुद्रास्त्वा० ।
२०९ देवस्य सवितुः सवे कर्म कृण्वन्ति वेधसः। २१०
ऋतमसि ऋतसदनमसि, ऋतश्रीरसि। (२११) धा असि।
(२१२) स्वधा असि। (२१३) उर्वी चासि। (२१४) वम्वी
चासि। (१७१) २१५; (१७४) २१६ प्रत्युष्टं रक्षः प्रत्युष्टा अरातयः।
अग्नेर्वस्तेजिष्ठेन तेजसा निष्टपामि गोष्ठं मा निर्मृक्षम्। (१७५)
२१७; २१८ वाचं प्राणं चक्षुः श्रोत्रं प्रजां योनिं मा निर्मृक्षम्।
(१७७) २१९……आशासाना सौमनसं प्रजां सौभाग्यं तनूम्।
२२० अग्नेरनुव्रता भूत्वा सं नह्ये सुकृताय कम्। सुप्रजास्त्वा
वय सुपत्नीरुपसेदिम। अग्ने सपत्नदम्भनमदब्धासो अदा-
भ्यम्। इम विष्यामि वरुणस्य पाशं यमबध्नीत सविता
सुकेतः। २२१ धातुश्च योनौ सुकृतस्य लोके स्योनं मे सह
पत्न्या करोमि। २२२ समायुषा सं प्रजया समग्ने वर्चसा
पुनः। २२३ सं पत्नी पत्न्याऽहं गच्छे समात्मा तनुवा मम।
(१३२) २२४; २२५ ओषधीनां रसः। २२६ तस्य तेऽक्षीय-
माणस्य निर्वपामि। (१३२) २२७; २२८ [२२५]; (१८१)
२२९ अदब्धेन त्वा चक्षुषाऽवेक्षे सुप्रजास्त्वाय। (१८५) २३०;
२३१ तेजोऽनुप्रेह्मीः। २३२ अग्नेस्तेजो मा विनैत्। (१८२-
१८३) २३३; (१८३-१८६) २३४-२३८……शुक्रं त्वा शुक्रा
* भ्यां…ज्योतिस्त्वा ज्योतिष्यर्चिस्त्वाऽर्चिषि…गृह्णामि।

卐

## કાણ્વ સંહિતામાં આવેલા વધારાના

# ઉપદેશ–મંત્રોનો વિચાર

### આત્મજ્ઞાન

આત્મજ્ઞાન આપવું એ આ મંત્રોનો મુખ્ય ઉદ્દેશ હોય તે આ પ્રથમ અધ્યાયમાં નીચેના મંત્રો દ્વારા અપાયું છેઃ—

( ૧૩૨ ) वेदोऽसि वेद येन त्वं देव वेद देवेभ्यो वेदोभवः । तेन मह्यं वेदोभव ॥—

કાણ્વ૦ ૧ । ૭ । ૫; વા૦ ય૦ અ૦ ૨ । ૨૧.

અર્થાત્—( त्वं वेदः असि ) યાને 'તું જ્ઞાન છે. હે વેદદેવ યાને હે જ્ઞાનમય દેવ ! ( येन देवेभ्यः त्वं वेदः अभवः ) જેના યોગે જ્ઞાનેન્દ્રિયો માટે તું જ્ઞાનરૂપ બન્યો છું. ( तेन मह्यं वेदः भव ) તે જ શક્તિથી તું મારે માટે જ્ઞાનરૂપ બન ! "

જીવાત્મા એ જ્ઞાન સ્વરૂપ જ છે. તે જ્ઞાનનો દેવ છે. એની શક્તિના પીઠબળે જ સકળ જ્ઞાનેંદ્રિયો પોતપોતાની જ્ઞાનગ્રહણની ક્રિયાઓ યોગ્ય રીતે કરી શકે છે. આત્માની અંદર રહેલી આ શક્તિ મારા જ્ઞાનને વિકસાવવાને અને પ્રગલ્ભ કિંવા ગંભીર બનાવવાને કારણભૂત થાઓઃ આવો ભાવ આ મંત્રનો છે.

આ મંત્ર વાજસનેયી સંહિતામાં અધ્યાય બીજાના ૨૧ મા ક્રમાંકે આવેલો છે. તે જ આ કાણ્વ સંહિતાંમાં પહેલા અધ્યાયમાં લેવામાં આવ્યો છે. આ મંત્રની તુલના કરવા માટે વાજસનેયી સંહિતાના ૧૦૭, ૧૧૫, ૧૨૧, ૧૨૪ નંબરના મંત્રભાગો

જુઓ. એ મંત્રો મૂળ અર્થવિભાગમાં તેમજ છેવટના વિવરણ-વિભાગમાં પણ આપેલા છે. તે બન્ને ઠેકાણે વાચકોએ અવશ્ય જોઇ લેવા. એવા પ્રકારની શકિત મનુષ્યની અંદર રહેલી છે; અને તે પ્રકટ થઇ એટલે આખી પૃથ્વીનો પણ રક્ષક તે બની શકે છે. આ સંબંધમાં નીચેનો મંત્રભાગ જુઓઃ—

( ૧૫૭ ) पृथिव्यै वर्मोऽसि ।

યાને—" આ પૃથ્વીને કિંવા માતૃભૂમિને તું બખ્તરની માફક રક્ષવાવાળો છે. " મનુષ્ય એકલો પડયો, એને કોઇનું પીઠબળ ન મળે તેથી કઇ તે છેક જ ગણત્રીમાંથી નીકળી જતો નથી. તે જો પોતાની આત્મશકિત વિકસાવે તો તે રાષ્ટ્રનો રક્ષક બની શકે છે એટલું જ નહિ પણ સમસ્ત માનવજાતિનું પણ કલ્યાણ સાધવાને સમર્થ બને છે. પરંતુ વાત ત્યાં છે કે એ આંતરશકિતનો વિકાસ જેણે તેણે ઉત્તમ નિયમોના પાલનપૂર્વક કરી લેવાનો રહે છે. તેમજ —

(૧૯૯ ) यस्ते प्राण· पशुपु प्रविष्टो देवानां विष्ठा- मनु यो वितस्थे । आत्मन्वा न्त्सोम घृतवान् हि भूत्वाग्नि गच्छ स्वर्यजमानाय विन्द ॥ કા० ૧ | ૧૦ | ૫.

અર્થાત્—તારી પ્રાણશકિત પાશવી અવયવોમાં જે પ્રવિષ્ટ થયેલી છે, અને જે દૈવી અવયવોનાં સ્થાનોમાં ખાસ કરીને રહેલી છે, તે શકિતના યોગે તું आत्मन्वान् કહેતાં આત્મિક બળવાળો થઇ, અરે ઓ સોમશકિતવાળા પુરૂષ ! તું ( घृतवान् हि भूत्वा યાને ) સ્નેહાળ પણ થઇને ( अग्निं गच्छ ) તેજસ્વી દેવતા પાસે જા, અને (यजमानाय स्वः विन्द) જે આત્મયજ્ઞ કરે છે તેને તેજ કિંવા પ્રકાશ પ્રાપ્ત કરાવી દે. "

## તૈત્તિરીય સંહિતામાં આવેલા વધારાના

# ઉપદેશ-મંત્રોનો વિચાર

વાજસનેયી સંહિતાના પહેલા અધ્યાયમાં આવેલાં ઉપદેશ-વચનો કરતાં તૈત્તિરીય સંહિતાનાં પહેલા અધ્યાયમાં જે વધારાનાં ઉપદેશવચન છે, તેનો વિચાર અત્રે કરીએ છીએઃ—

### આત્મજ્ઞાન

(૨૧૦) ऋतं असि, ऋत सदनं असि, ऋत श्रीः असि ।

(૨૧૧-૨૧૪) धाः असि, स्वधा असि, उर्वी चासि, वस्वी चासि ।

(૧૭૫) मखस्य शिरोऽसि । (૧૫૮) धर्म असि ।

**અર્થાત્** કે—" તું સત્ય છે, સત્યનું મૂળ સ્થાન છે, સત્યથી પ્રાપ્ત થનારી શોભા છે, તું ધારક છે, પોતાને ધારણ કરનારો છે, તારી શક્તિ મહાન છે, સર્વને વસાવવાવાળી શક્તિ તારી છે. સકળ યજ્ઞોમાં મુખ્ય તું છે, તું ધર્મ કહેતાં ધારક ગુણવાળો છે."

આત્મા એ સત્ય સ્વરૂપ છે, સત્યનું આદિ સ્થાન છે, અને સત્યનિષ્ઠાથી તેની શોભામાં વૃદ્ધિ થાય છે. તે જ બધાંનો ધારણ-કર્તા છે. પોતાની નિજશક્તિ વડે તે સર્વને ધારણ કરે છે. તેથી તેની શક્તિ મહાન છે એમ કહેવાય છે. ઇતર સર્વ પદાર્થોને વસાવનાર એટલે કે યોગ્ય સ્થાન સ્થાપનાર **તેની** જ શક્તિ છે. અર્થાત્ કે આત્માને આધારે જ બધું પોતપોતાને સ્થાને સ્થિર રહ્યું છે. બધાં કર્મો એને ઉદ્દેશીને, એને નિમિત્તે જ કરવામાં

આવે છે, કારણ કે સર્વ ધર્મોનું મૂળ એની જ અંદર છે. એવો આ મંત્રોનો ભાવ છે. આ મંત્રોનો વિચાર કરતાં આત્માની શક્તિનો બોધ મળે છે, તેથી આ મંત્રો આત્મજ્ઞાન દેનારા છે. આ ઉપદેશમંત્રો સાથે વિવરણવિભાગમાં આપેલા વાજસનેયી મંત્રોની અત્રે સરખામણી કરી જોવી. **'ગુણ અને કર્મ, અધ્યાત્મજ્ઞાન, ધારકશક્તિ, જ્ઞાન અને વાણી'** એ મથાળાં નીચે આપેલા મંત્રભાગોની સરખામણી ખાસ કરીને વાચકોએ અત્રે કરવી.

## સંવર્ધન

( १४२ ) ब्रह्म यच्छ । ( १८५ ) ब्रह्मणा स पृच्यस्व ।
( १४७ ) आयु र्दृंह । ( १४८ ) प्रजां दृंह ।
( १५१ ) प्राणं दृंह अपान दृंह । ( १५५ ) चक्षुः दृंह ।
( १५६ ) श्रोत्रं दृंह । ( १५७ ) दिशो दृंह । ( १६० ) योनिं दृंह । ( ८७ ) स्फात्यै त्वा ।

**અર્થાત્**—"જ્ઞાન આપ. જ્ઞાનથી યુક્ત થા. આયુ, પ્રજા, પ્રાણ, અપાન, ચક્ષુ, શ્રોત્ર, દિશા અને યોનિ કહેતાં ઉત્પત્તિસ્થાન એમનું સંવર્ધન કર. કારણ વિસ્તાર પામવા સારૂ જ તને ઉત્પન્ન કર્યો છે."

મતલબ કે, હે મનુષ્ય ! તું જ્ઞાન મેળવ અને જ્ઞાનનો ફેલાવો કર. તારી પોતાની અંદરની પ્રાણાદિ અને ચક્ષુરાદિ સઘળી શક્તિઓની વૃદ્ધિ કર. સર્વતોમુખી ઉન્નતિ કર. કોઇ પણ દિશા અપરિપક્વ કિંવા કાચી સ્થિતિમાં ન રહે એવું કર. સર્વ બાજુએ સમવિકાસ થાય એવી યોજના કર. વિકાસ પામવા માટે જ તને મનુષ્યદેહ મળ્યો છે, એ રખે વિસરતો!' આ જ આશય આ મંત્રભાગોમાં થોડા શબ્દોની અંદર કહેવામાં આવ્યો છે.

તાત્પર્ય કે, આપણા અંદરની પ્રાણશક્તિ કર્મેન્દ્રિયોને જેમ પોષે છે, તેમજ જ્ઞાનેંદ્રિયોને પણ પોષે છે. એવી એ દિવ્ય પ્રાણશક્તિ વડે યાને પ્રાણાયામપૂર્વક પ્રાણોપાસના કરીને પોતાનું આત્મિક બળ મનુષ્યે વધારવું, અને અંતરસ્થ સૌમ્ય શક્તિથી યુકત યાને અંતરની શાંતિવાળા તથા સ્નેહભાવવાળા થવું ને આત્મસમર્પણ કરનારાઓને સહાયભૂત થવું. એવું કરવામાં આવશે એટલે—

( ૧૪૫ ) अन्तरितं रक्षः अन्तरिता अरातयः ।

યાને—" સર્વ શત્રુઓ દૂર થઇ જશે અને ફરીને પાછા પાસે આવશે નહિ. " મતલબ કે, શરીરની અંદર પ્રાણશક્તિનો વધારો થતાં રોગાદિ શત્રુઓ દૂર થાય છે અને શાન્તિ તથા સ્નેહભાવની વૃદ્ધિ કરવાથી સમાજ તથા રાષ્ટ્ર મધ્યેના દુશ્મનો પણ પલાયન કરી જાય છે. મનુષ્યની વર્તણુંક માટેનો આ નિયમ સહુ કોઇએ લક્ષમાં રાખવા જેવો છે. મનુષ્યમાત્રે આ બધી—

( ૧૭૮ ) इन्द्राण्यै संनहनम् । કહેતાં,

" ઇંદ્રિયો માટે પ્રયત્ન " કરવો જોઇએ. ' ઇન્દ્ર ' શબ્દનો વિચાર ૭, ૩૧, ૭૨ અને ૭૩ મા નંબરના મંત્રભાગોની ટિપ્પણીઓમાં કરવામાં આવેલો હોઇ તે આ ઠેકાણે જોઇ જવો. ઇન્દ્ર એ આ આત્મા છે. તેની આત્મશક્તિને ' ઇન્દ્રાણી 'નું નામ અપાયું છે. એ આત્મશક્તિ યાને ઇન્દ્રાણી આપણી અંદર વધે વા વિકસે તે માટે ( सं-नहनं ) તનતોડ પ્રયાસ કરવો જોઇએ. ઇન્દ્ર એ અંતરનો પ્રેરક છે, તેથી એનાં નેત્રકર્ણાદિ સાધનોને ' ઇંદ્રિય ' એવું નામ આપવામાં આવ્યું છે. તે ઇન્દ્રની શક્તિ જે ઠેકાણે અનુભવવામાં આવે છે, તે કેન્દ્રને ઇન્દ્રિય કહેવામાં આવે

છે. આ સર્વ કેન્દ્રોમાં ઇન્દ્રની જે શક્તિ અહોરાત્ર વિલસે છે, તેને 'ઇન્દ્રાણી' એટલે કે ઇન્દ્રની કિંવા આત્માની શક્તિ કહેવામાં આવે છે. આત્મિક શક્તિ તે આ જ અને તેનો જ વિકાસ આપણી અંદર થાય તેટલા ખાતર સઘળા ધર્મોમાં અનુષ્ઠાનો બતાવવામાં આવ્યાં છે.

આ મુજબ કાણ્વ સંહિતાના પાઠભેદોનો સાર છે. હવે આપણે તૈત્તિરીય પાઠાન્તરોનો અર્થ વિચારીશું.

卐

## તૈત્તિરીય સંહિતામાં આવેલા વધારાના

# ઉપદેશ—મંત્રોનો વિચાર

વાજસનેયી સંહિતાના પહેલા અધ્યાયમાં આવેલાં ઉપદેશવચનો કરતાં તૈત્તિરીય સંહિતાના પહેલા અધ્યાયમાં જે વધારાનાં ઉપદેશવચન છે, તેનો વિચાર અત્રે કરીએ છીએ:—

### આત્મજ્ઞાન

(૨૧૦) ऋतं असि, ऋत सदनं असि, ऋत श्रीः असि।

(૨૧૧–૨૧૪) धाः असि, स्वधा असि, उर्वी चासि, यस्वी चासि।

(૧૭૫) मखस्य शिरोऽसि। (૧૫૮) धर्म असि।

અર્થાત્ કે—" તું સત્ય છે, સત્યનું મૂળ સ્થાન છે, સત્યથી પ્રાપ્ત થનારી શોભા છે, તું ધારક છે, પોતાને ધારણ કરનારો છે, તારી શક્તિ મહાન છે, સર્વને વસાવનારાવાળી શક્તિ તારી છે. સકળ યજ્ઞોમાં મુખ્ય તું છે, તું ધર્મ કહેતાં ધારક ગુણવાળો છે."

આત્મા એ સત્ય સ્વરૂપ છે, સત્યનું આદિ સ્થાન છે, અને સત્યનિષ્ઠાથી તેની શોભામાં વૃદ્ધિ થાય છે. તે જ બધાંનો ધારણકર્તા છે. પોતાની નિજશક્તિ વડે તે સર્વને ધારણ કરે છે. તેથી તેની શક્તિ મહાન છે એમ કહેવાય છે. ઈતર સર્વ પદાર્થોને વસાવનાર એટલે કે યોગ્ય સ્થાન સ્થાપનાર તેની જ શક્તિ છે. અર્થાત્ કે આત્માને આધારે જ બધું પોતપોતાને સ્થાને સ્થિર રહ્યું છે. બધાં કર્મો એને ઉદ્દેશીને, એને નિમિત્તે જ કરવામાં

આવે છે, કારણ કે સર્વ ધર્મોનું મૂળ એની જ અંદર છે. એવો આ મંત્રોનો ભાવ છે. આ મંત્રોનો વિચાર કરતાં આત્માની શક્તિનો બોધ મળે છે, તેથી આ મંત્રો આત્મજ્ઞાન દેનારા છે. આ ઉપદેશમંત્રો સાથે વિવરણવિભાગમાં આપેલા વાજસનેયી મંત્રોની અત્રે સરખામણી કરી જોવી. **'ગુણ અને કર્મ, અધ્યાત્મજ્ઞાન, ધારકશક્તિ, જ્ઞાન અને વાણી'** એ મથાળાં નીચે આપેલા મંત્રભાગોની સરખામણી ખાસ કરીને વાચકોએ અત્રે કરવી.

## સંવર્ધન

( १४१ ) ब्रह्म यच्छ । ( १८५ ) ब्रह्मणा सं पृच्यस्व ।
( १४७ ) आयु र्दृंह । ( १४८ ) प्रजां दृंह ।
( १५१ ) प्राण दृंह अपान दृंह । ( १५५ ) चक्षुः दृंह ।
( १५६ ) श्रोत्रं दृंह । ( १५७ ) दिशो दृंह । ( १६० ) योनिं दृंह । ( ८३ ) स्फात्यै त्वा ।

**અર્થાત્**—" જ્ઞાન આપ, જ્ઞાનથી યુક્ત થા. આયુ, પ્રજા, પ્રાણ, અપાન, ચક્ષુ, શ્રોત્ર, દિશા અને યોનિ કહેતાં ઉત્પત્તિસ્થાન એમનું સંવર્ધન કર. કારણ વિસ્તાર પામવા સારૂ જ તને ઉત્પન્ન કર્યો છે. "

મતલબ કે, હે મનુષ્ય ! તું જ્ઞાન મેળવ અને જ્ઞાનનો ફેલાવો કર. તારી પોતાની અંદરની પ્રાણાદિ અને ચક્ષુરાદિ સઘળી શક્તિઓની વૃદ્ધિ કર. સર્વતોમુખી ઉન્નતિ કર. કોઇ પણ દિશા અપરિપક્વ કિંવા કાચી સ્થિતિમાં ન રહે એવું કર. સર્વ બાજુએ સમવિકાસ થાય એવી યોજના કર. વિકાસ પામવા માટે જ તને મનુષ્યદેહ મળ્યો છે, એ રખે વિસરતો ! ' આ જ આશય આ મંત્રભાગોમાં થોડા શબ્દોની અંદર કહેવામાં આવ્યો છે.

(૩૯) बृहस्पतेर्मूर्ध्ना हरामि ।

(૫૭) सा विश्वव्यचा ।

યાને—" બૃહસ્પતિના મસ્તક વડે કહેતાં જ્ઞાન વડે હું સર્વ મેળવું છું. એ જ્ઞાનશક્તિ વિશ્વવ્યાપક છે. " ' ब्रह्म वै देवानां बृहस्पतिः '–શ૦ બ્રા૦ ૩ । ૨ । ૨. બ્રહ્મ એટલે કે જ્ઞાન એનું જ નામ બૃહસ્પતિ છે. એ જ્ઞાનથી સર્વ કંઇ પ્રાપ્ત કરી શકાય છે; કારણ કે જ્ઞાનશક્તિ જ સકળ વિશ્વને વ્યાપી રહેનારી શક્તિ છે.

વાજસનેયી સંહિતાના ૨૮ થી ૩૦ નંબરના મંત્રોમાં ' आयु, कर्म અને धारणा ' એ ત્રણ શક્તિઓ સૂચિત થયેલી છે, તેની સાથે જ આ ' જ્ઞાનશક્તિ 'ને સ્થાન આપવું જોઇએ. કારણ, આ શક્તિની ગેરહાજરીમાં બીજી શક્તિઓથી થવો જોઇએ તેટલો ફાયદો થશે નહિ. આ જ્ઞાનશક્તિનું મહત્ત્વ એટલું બધું છે કે એને અત્રે વિશ્વવ્યાપક કહી છે. જ્ઞાનનો ખપ બધે જ પડે છે એ આ પરથી ખુલ્લું સમજાય છે. જ્ઞાન થકી જ મનુષ્ય સકળ બંધનોમાંથી મુક્ત થઇને સ્વતંત્રતાને મેળવી શકે છે. મનુષ્યના સકળ વ્યવહારોમાં જ્ઞાન જેટલું મહત્ત્વ બીજા કશાયનું નથી, એ વાત કોઇએ જ ન વિસરવી.

## મિત્રદૃષ્ટિ

જ્ઞાનની સાથે મિત્રદૃષ્ટિની પણ બહુ જરૂર છે. સર્વ પ્રાણી સાથે મિત્રદૃષ્ટિએ વ્યવહાર રાખવો એ બહુ ફાયદાની વાત છે. આ સંબંધમાં આ મંત્રો જોવા જેવા છેઃ—

( ૭૬ ) मा त्वा हिंसिषम ।

( ૭૭ ) मित्रस्य त्वा चक्षुषा प्रेक्षे ।

યાને—" તને મારા તરફથી કંઇ દુઃખ ન પડો; હું તને મિત્રની દષ્ટિએ જોઉં છું."

દરેક મનુષ્ય જો આ બે વાકયો ધ્યાનમાં રાખીને વર્તે, તો સમગ્ર માનવસમાજના કલ્યાણને વેગ મળ્યા સિવાય રહે જ નહિ.

## જ્ઞાનીઓના દાખલા

જ્ઞાની મહાત્માઓ કેવા પ્રકારનું આચરણ રાખે છે, તે જોતાં રહેવું અને તેવા પ્રકારનું આચરણ પોતે રાખવું. આ સંબંધમાં સૂચના આપનારો મંત્રભાગ નીચે પ્રમાણે છેઃ—

**( ૨૦૯ ) देवस्य सवितुः सवे कर्म कृण्वन्ति वेधसः ।**

એટલે કે, " સર્વને ઉત્પન્ન કરનારા દેવની આ સૃષ્ટિ વિષે જ્ઞાની લોક પોતાનું કામ કરતાં રહે છે." તેવી જ રીતે બીજાઓએ પણ કરવું. એટલે પ્રમાદનું જોર ફાવશે નહિ. સકળ સૃષ્ટિ એ પરમેશ્વરની સૃષ્ટિ હોઈ તેમાં આપણે જે કર્મો કરીએ છીએ, તે પ્રભુ પોતે નિહાળે છે. ' પ્રભુની જાણ બહાર આપણાથી કંઈ જ કરી શકાતું નથીઃ ' એવી ભાવનાપૂર્વક પુષ્કળ સાવધગીરીથી જ્ઞાની લોકો કાર્ય કરતા રહે છે, તેથી કરી તેમને હાથે ગ્રાઝો પ્રમાદ થવા પામતો નથી. બીજા બધા લોકો પણ તેમનું અનુકરણ જો કરશે, તો તેઓ પણ તેવી જ નિર્દોષ રીતે કાર્ય કરવાને શક્તિમાન બનશે, એ નિઃસંદેહ. મનુષ્યે મનમાં એવી ઇચ્છા ધરવી કે-

**( ૬૧ ) देवेभ्यः शकेयम् । (૮૬) वैश्वानरं ज्योतिः ।**

યાને—" દેવતાઓ પ્રીત્યર્થે યોગ્ય કર્મો કરવાને અમે સમર્થ થઇએ, અને અખિલ વિશ્વમાં મુખ્ય એવી જે જ્યોતિ છે તે અમારી આગળ પ્રકટે."

મનુષ્યના દિલમાં આ ઇચ્છા જો જાગૃત રહેશે, તો તેને હાથે કદી જ ખરાબ કૃત્ય થશે નહિ. મનુષ્યને હમેશાં સન્માર્ગ પર-નેકીના રાહ પર-રાખવાને આ આદેશ ઉત્તમ સહાયકર્તા નીવડે તેમ છે. એટલે કહ્યું છે કે—

( ૧૧૫ ) द्युमत् वदत । કહેતાં,

" તેજસ્વી વાણી વદો. " વાણી એવી વદવી કે તેથી તેજ, બળ અને ઉત્સાહમાં ભરતી થાય. ઉત્સાહમાં ઓટ આવે યાને ઉત્સાહ મોળો પડે એવાં વચન કદાપિ ઉચ્ચરવાં નહિ. આ ઉપદેશ આબાલવૃદ્ધ સઘળાંએ લક્ષમાં લેવાજોગ છે. એ જ પ્રમાણે:—

( ૨૧૮ ) वाचं प्राणं चक्षुः श्रोत्रं प्रजां योनिं मा निमृक्षम् ।

યાને—" વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર કહેતાં કાન, સંતતિ, તથા યોનિ ઈત્યાદિની ક્ષીણતા વા મંદતા થાય એવું કશું જ હું કરતો નથી. " આ બધી આપણી શકિતઓ હોઇ તેમની વૃદ્ધિ અથવા ઉન્નતિ થવી જોઇએ. કારણ કે—

(૨૧૯) आशासाना सौमनसं प्रजां सौभाग्यं तनूम् । કહેતાં,

" હું ઉત્તમ મન, સારી સંતતિ, ઉત્તમ ઐશ્વર્ય અને સુદૃઢ શરીરની અપેક્ષા રાખું છું. " એટલા માટે મારે એમને સારી સ્થિતિમાં રાખવાની મારી ફરજ બજાવવી જ રહી, એવો સંકલ્પ દરેક મનુષ્યે પોતાના મનમાં કરી લેવો ઘટે. આ ભાવનાથી મનુષ્ય કાર્ય કરવા જ્યાં પ્રવૃત્ત થયો, કે લાગલો તેનો ઉન્નતિમાર્ગ મોકળો બની જાય છે. તે જ પ્રમાણે વળી જુઓ:—

अग्नेरनुव्रता भूत्वा संनह्ये सुकृताय कम् । सु प्रजसस्त्वा वयं सुपत्नीरुप सेदिम । अग्ने सपत्नदम्भनमदब्धासो अदाभ्यम् । इमं विष्यामि वरुणस्य पाशं यमबध्नीत सविता सुकेतुः । धातुश्च योनौ सुकृतस्य लोके स्योनं मे सह

पत्या करोमि । समायुषा सं प्रजया, समग्ने वर्चसा पुनः ।
सं पत्नी पत्याहं गच्छे समात्मातनुवा मम ।

અર્થાત્–' તેજસ્વી દેવને અનુસરતો હું સુકૃત સારુ પ્રયત્ન કરું છું. ઉત્તમ સંતતિથી યુક્ત થઈને ઉત્તમ પત્ની સહિત હું તારી પાસે આવું છું. શત્રુનું દમન કરવાવાળા હે તેજસ્વી દેવ! અમે દબાઈ ન જતાં અદમ્ય એવા તને પ્રાપ્ત કરીએ છીએ. જે બંધનો અમને જકડી રહેલાં છે તેમને બધાંને તોડી ફોડી નાખીએ છીએ. વિધાતાના મૂળ સ્થાનમાં તેમજ આ પુણ્યશ્લોકમાં હું મારા પતિ સહિત મને સુખ મળે એવાં આચરણ કરું છું. દીર્ઘ આયુષ્ય, ઉત્તમ સંતાન અને તેજ અમને પ્રાપ્ત થાઓ! હું ધર્મપત્ની નિજ પતિ સાથે એકરૂપ બનીને રહું છું. મારો આત્મા મારા દેહ વિષે લાંબો કાળ ટકી રહો!"

આ પ્રમાણે મુખ્ય મંત્રોનો આશય છે. બીજાં કેટલાંક વાક્યો થોડાંશા પાઠભેદો સાથે પહેલાં આવ્યાં છે અને કેટલાંક સાવ નવીન છે. એ બધાંનો ભાવ સહેલાઇથી સમજાય તેવો હોવાથી આ ઠેકાણે આપવાની જરૂર નથી ગણી.

વાચકો આ પ્રથમ અધ્યાયનું મનન કરીને પોતપોતાનાં આચરણ આ મંત્રોમાં જણાવેલા ઉપદેશાનુસાર કરતાં રહી આ લોક તેમજ પરલોકનું કલ્યાણ સાધે. વેદોનો ઉપદેશ એ મનુષ્યના દૈનિક જીવનમાં ઉતારવા વાસ્તે હોઇ આચરણમાં મૂકાશે જ તો તેથી સર્વ કોઇનું કલ્યાણ જ થનાર છે. એટલા માટે વાચકોએ આનું બને તેટલું વધારે મનન અને આચરણ કરતા રહેવું.

' યજુર્વેદ ' એ ' કર્મવેદ ' છે. એની અંદર જે ઉપદેશ છે તે પ્રત્યક્ષ આચરણમાં મૂકવા માટે જ છે, એ કોઇએ ભૂલવું નહિ.

— સમાપ્ત —

## સર્વનો પિતા

स नः पिता जनिता स उत बन्धुर्धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामध एक एव तं संप्रश्नं भुवना यन्ति सर्वा ॥३॥

—અથર્વવેદ ૨-૧-૩

અર્થઃ—"એ ઇશ્વર અમારા સહુનો પિતા, ઉત્પાદક, અને બંધુ છે. તે સર્વ સ્થાનોને તથા ભુવનોને બરાબર પિછાણે છે. એ એકલા ઇશ્વરને જ બીજા બધા દેવોનાં નામ આપવામાં આવે છે, (યાને બીજા બધા દેવોનાં નામથી એ એક ઇશ્વરને જ ભજાય છે). બધાં ભુવનો એ પ્રશંસનીય ઇશ્વરને પ્રાપ્ત કરવાને માટે જ ઘૂમી રહ્યાં છે."

---

## સાત મર્યાદાઓ

सप्त मर्यादाः कवयस्ततक्षुस्तासामिदेकामभ्यंहुरो गात् ।
आयोर्ह स्कंभ उपमस्य नीडे पथां विसर्गे धरुणेषु तस्थौ ॥

—અથર્વ કાં. ૫-૧-૬.

અર્થાતઃ—"તત્ત્વદર્શી જ્ઞાનીઓએ સાત મર્યાદાઓ, એટલે કે પાપથી બચવાની વ્યવસ્થાઓ, નક્કી કરી છે. એમાંથી એકાદનું પણ ઉલ્લંઘન કરવાથી પાપી બનાય છે. પરંતુ જે જન પોતાના જીવનનો આધારસ્થંભ બને છે, યાને બ્રહ્મચર્યાદિ સુનિયમોના પાલનપૂર્વક જે જન સંયમી બન્યો હોય છે, તે સમીપસ્થ પરમાત્માના સ્થાનમાં કે જ્યાં બધા માર્ગ પૂરા થઇ જાય છે, તે ધારક સ્થાનોમાં સ્વયં સ્થિર થઇ જાય છે."

[ કાંડ ૧ ]

# અથર્વવેદ સંબંધી સ્મરણીય કથન

## અથર્વવેદનું મહત્ત્વ

અથર્વવેદનાં બીજાં નામ " બ્રહ્મવેદ, અમૃતવેદ, આત્મવેદ " વગેરે હોય તે પરથી સિદ્ધ થાય છે કે અથર્વવેદ એ આત્મજ્ઞાનનો ભંડાર છે. એટલે જ કહેવાયું છે કે—

श्रेष्ठो ह वेदस्तपसोऽधि जातो ब्रह्मज्ञानां हृदये संबभूव ॥
—ગોપથ બ્રા० । ૯.

एतद्वै भूयिष्ठं ब्रह्म यद् भृग्वङ्गिरसः। येऽङ्गिरसः स रसः।
येऽथर्वाणस्तद्भेषजम्। यद्भेषजं तदमृतम्, यदमृतं तद्ब्रह्म॥
—ગોપથ બ્રા० ૩ । ૪.

चत्वारो वा इमे वेदा ऋग्वेदो यजुर्वेदः सामवेदो ब्रह्मवेदः ॥
—ગોપથ બ્રા० ૨ । ૧૬.

અર્થાત્ કે—" ( ૧ ) આ વેદ શ્રેષ્ઠ હોઇ, બ્રહ્મજ્ઞાનીઓનાં હૃદયમાં પ્રકાશે છે. ( ૨ ) ભૃગ્વંગિરસ એ ભારે મોટું બ્રહ્મજ્ઞાન છે. અંગિરસ છે તે જ રસ અથવા સત્ત્વ છે, જે અથર્વા છે તે ભેષજ કહેતાં ઔષધિ વા દવા છેઃ જે ભેષજ છે તે અમૃત છે, અને જે અમૃત છે તે જ બ્રહ્મ છે. ( ૩ ) ઋક્, યજુ, સામ અને બ્રહ્મઃ એ ચાર વેદો છે. "

આ વચનોમાં વેદને ' ભેષજ ' કહેતાં રોગને નિવારનાર ઓસડ, ' અમૃત ' કહેતાં મૃત્યુને દૂર કરવાનું સાધન, તથા ' બ્રહ્મ ' કહેતાં પરમજ્ઞાનઃ એ નામોએ ઓળખાવવામાં આવ્યો

છે. આ ત્રણે શબ્દો અથર્વવેદનું મહત્ત્વ સ્પષ્ટ રીતે જાહેર કરે છે. વળી જુઓઃ—

अथर्वमन्त्रसम्प्राप्त्या सर्वसिद्धिर्भविष्यति ॥

—અથર્વ પરિશિષ્ટ ૨-૫.

અર્થાત્ કે—" અથર્વવેદના મંત્રોની સંપ્રાપ્તિ થકી સઘળા પુરુષાર્થો સિદ્ધ થશે. "

આ વચન અથર્વવેદના મંત્રોનું મહત્ત્વ પ્રતિપાદન કરે છે. આ વેદમાં शांतिक कर्म યાને શાંતિસ્થાપનનાં કર્મ, पौष्टिक कर्म યાને પુષ્ટિ તથા બલવૃદ્ધિ વગેરેનાં કર્મ, राजकर्म યાને રાજ્યશાસન, સમાજવ્યવસ્થા વગેરે કર્મો સંબંધી આદેશ અને ઉપદેશ હોવાથી પ્રજાહિતની દૃષ્ટિએ આ વેદ ખાસ મહત્ત્વનો ઠરે છે. આ સંબંધમાં જુઓઃ—

यस्य राज्ञो जनपदे अथर्वा शान्तिपारगः ।
निवसत्यपि तद्राष्ट्रं वर्धते निरुपद्रवम् ॥

—અથર્વવેદ ૪-૬.

અર્થાત્ કે—" જે રાજાના રાજ્યમાં અથર્વવેદના જાણકાર વિદ્વાનો શાંતિસ્થાપનનાં કર્મોમાં ગુંથાયલાં રહે છે, તે રાષ્ટ્ર ઉપદ્રવરહિત બનીને આબાદ બનતું રહે છે. "

## ૨. અથર્વની શાખાઓ

( ૧ ) પૈપ્પલાદ, ( ૨ ) તૌદ, ( ૩ ) મૌદ, ( ૪ ) શૌનકીય, ( ૫ ) જાજલ, ( ૬ ) જલદ, ( ૭ ) બ્રહ્મવાદ, ( ૮ ) દેવદર્શ, ( ૯ ) ચારણવૈદ્ય—આ પ્રમાણે અથર્વવેદની કુલ નવ શાખાઓ છે. તેમાંથી અત્યારે પિપ્પલાદ તથા શૌનક એ બે શાખાઓની સંહિતાઓ હાથ લાગી છે, બીજીઓનો પત્તો હજી નથી લાગ્યો.

હાથ લાગેલી બે સંહિતાઓના મંત્રોમાં થોડોશો પાઠભેદ તથા સૂક્તોના ક્રમમાં પણ ભેદ જણાય છે. બીજી વ્યવસ્થા લગભગ એકસરખી છે.

## ૩. અથર્વવેદની વિષયસૂચિ

૧. **स्थालीपाकः**-અન્નસિદ્ધિ.

૨. **मेधाजननम्**-બુદ્ધિ વધારવાના ઉપાય.

૩. **ब्रह्मचर्यम्**-વીર્યરક્ષણ, બ્રહ્મચર્યવ્રત વગેરે.

૪. **ग्राम-नगर-राष्ट्र-वर्धनम्**-ગામ, નગર, કિલ્લા, રાજ્ય વગેરેની પ્રાપ્તિ તથા વૃદ્ધિ.

૫. **पुत्रपशुधनधान्यप्रजास्त्रीकरितुरगरथान्दोलिकादिसम्पत्साधकानि**-પુત્ર, પશુ, ધન, ધાન્ય, પ્રજા, સ્ત્રી, હાથી, ઘોડા, રથ, પાલખી ઇત્યાદિ ઐશ્વર્યનાં સાધનો પ્રાપ્ત કરવાના ઉપાય.

૬. **साम्मनस्यम्**-જનતામાં ઐક્ય, મેળાપ, પ્રેમભાવ, સંપ વગેરે સ્થાપવા તથા જાળવવાના ઉપાય.

૭. **राजकर्म**-રાજાએ કરવાયોગ્ય કામો.

૮. **शत्रुत्रासनम्**-શત્રુને ત્રાસ ઉપજાવવાના ઇલાજ.

૯. **संग्रामविजयः**-યુદ્ધમાં વિજય કેવી રીતે મેળવાય ?

૧૦. **शस्त्रनिवारणम्**-શત્રુઓનાં શસ્ત્રોનું નિવારણ કરવાના ઉપાય.

૧૧. **परसेनामोहनोद्वेजनस्तंभनोच्चाटनादिनि**-શત્રુદળમાં મોહ, ભ્રમ, ઉદ્વેગ તથા ભય ઉત્પન્ન કરવાની યુક્તિઓ, તથા શત્રુઓની હિલચાલોને રોકવા, તથા તેમના વ્યૂહોને તોડવા વગેરેનાં સાધનો.

૧૨. **स्वसेनोत्साहपरिरक्षणाभयार्थानि**-સ્વસેનાનો ઉત્સાહ વધારવાના તથા તેને નિર્ભય બનાવવાના ઉપાય.

૧૩. **संग्रामे जयपराजयपरीक्षा**-યુદ્ધમાં જીત મળશે કે હાર થશે તેનો નિર્ણય.

૧૪. **सेनापत्यादिप्रधानपुरुषजयकर्माणि**-સેનાપતિ, મંત્રી આદિ મુખ્ય હોદ્દેદારોએ વિજયપ્રાપ્તિ માટે કરવાયોગ્ય કામો.

૧૫. **परसेना संचरणम्**-શત્રુસેનામાં ધૂસી જઈને છૂપી રીતે બધી માહિતી મેળવવા તથા તેમ કરીને પોતાના પર આવનાર અનિષ્ટને ટાળવાની યુક્તિઓ.

૧૬. **शत्रूत्सादितस्य राज्ञः पुनः स्वराष्ट्र-प्रवेशनम्**-શત્રુઓથી હાંકી કઢાયેલા પોતીકા રાજાને ફરીથી સ્વરાષ્ટ્રમાં સ્થાપન કરવા માટેના ઇલાજ.

૧૭. **पापक्षयकर्म**-પતનનાં સાધનોને કેવી રીતે દૂર કરવાં ?

૧૮. **गोसमृद्धिकृषिपुष्टिकराणि**-ગાયો, બળદ, આદિ પશુધનનું પાલન તથા ખેતીવાડીની ખીલવણી કરવા સંબંધી.

૧૯. **गृहसम्पत्कराणि**-ઘરની શોભા વધારવા યાને ગૃહશણગાર સંબંધી કામો.

૨૦. **भैषज्यानि**-રોગ મટાડવાની દવાઓ.

૨૧. **गर्भाधानादिकर्म**-સર્વ પ્રકારનો સંસ્કારવિધિ.

૨૨. **सभाजयसाधनम्**-સભામાં તથા વાદવિવાદમાં વિજય મેળવવાના તેમજ કલહકંકાસ મટાડવાના ઇલાજો.

૨૩. **वृष्टिसाधनम्**-યોગ્ય સમયે વરસાદ લાવવાના ઉપાય.

૨૪. **उत्थानकर्म**-શત્રુ પર ચઢાઇ લઇ જવા સંબંધી.

૨૫. **वाणिज्यलाभः**-વેચાણ-ખરીદીના વેપારમાં લાભ મેળવવા બાબત.

૨૬. **ऋणविमोचनम्**-કરજ ફેડવા બાબત.

૨૭. **अभिचारनिवारणम्**-નાશમાંથી ઊગરવાના ઇલાજ.

૨૮. **अभिचारः**-શત્રુઓનો નાશ કરવાના ઉપાય.

૨૯. स्वस्त्ययनम्-દેશદેશાંતરનો સુખમય પ્રવાસ.
૩૦. आयुष्यम्-દીર્ઘાયુષી શી રીતે થવાય?
૩૧. यज्ञयाग आदि-યજ્ઞયાગ વગેરે.

ઈત્યાદિ ઇત્યાદિ અનેક બાબતોનું જ્ઞાન અથર્વવેદમાં મળતું હોવાથી એનો અભ્યાસ ખાસ ઝીણવટથી કરવાની આવશ્યકતા છે. એમાં સૂચવાયલાં ઉપાયો તથા કર્મો મનુષ્યમાત્રના અભ્યુદય તથા નિઃશ્રેયસને સાધનારાં હોઇ સમસ્ત માનવજાતિ માટે લાભદાયક છે, એમાં જરાય સંદેહ નહિ. પરંતુ અથર્વવેદનાં સૂક્તોમાંથી આ બધા વિષયોના મર્મ કેવી રીતે જાણી શકાય ને અનુભવી શકાય તે વિચારવાનું રહે છે. આ વિષયોનું જ્ઞાન મહાન અને ગંભીર હોઇ તે કષ્ટથી જ સાધ્ય થઇ શકે એમ છે એમાં તો જરાય શંકા નહિ. એટલે વિષયના જાણકાર પાઠકો આ બાબતમાં જો પોતાનો સહકાર આપવાનું યોગ્ય ગણશે તો આ ગંભીર વિષયની યથાયોગ્ય છણાવટ થઇ તેનો આવસ્યક મર્મ મેળવવાનું સુગમ બનશે, અને એ રીતે અત્યાર સુધી બહુધા ગુપ્ત રહેલા વિષયને વિશેષ પ્રકાશમાં લાવી શકાશે. બાકી તો કોઈ એકલા અટુલા માણસના એકાકી પ્રયત્નથી તો આ કઠિણ વિષય પર યથાયોગ્ય પ્રકાશ ભાગ્યે પડી શકે.

### ૪. મનનો સંબંધ

અથર્વવેદ દ્વારા જે કર્મો કરવામાં આવે તે મનની એકાગ્રતામાંથી ઉત્પન્ન થતા બળ સાથે જ કરવામાં આવે; કારણ કે આત્મા, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે અંતઃશક્તિઓ સાથે જ 'અથર્વવેદનો વિશેષ સંબંધ છે, એમ નીચેના મંત્રો પરથી સિદ્ધ થાય છેઃ—

मनसैव ब्रह्मा यज्ञस्यान्तरं पक्षं संस्करोति।
—ગોપથ બ્રા૦ ૩-૨.

तद्वाचा त्रय्या विथैकं पक्षं संस्कुरुते। मनसैव ब्रह्मा संस्करोति॥—ઐતરેય બ્રા૦ ૫-૩૩.

અર્થાત્ કે—" ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ દ્વારા વાણી પરના સંસ્કાર સિદ્ધ થઇને એક ભાગ સુસંસ્કૃત થાય છે, અને અથર્વવેદ દ્વારા મન પર સંસ્કાર પડીને બીજો ભાગ સુસંસ્કાર-સંપન્ન થાય છે."

માનવીમાત્રમાં વાણી અને મન એ બે મુખ્ય પક્ષો વા ભાગો છે. એ બે વડે જ માનવઉન્નતિને સાધનારા અભ્યુદય અને નિશ્રેયસ વિષયક કર્મો બની આવે છે.

શરીરનો રોગ દૂર કરવો હોય અગર તો રાષ્ટ્રનો વિજય સંપાદન કરવો હોય, તો તે કામ માનસિક સામર્થ્યથી જ સિદ્ધ થઇ શકે છે. એથી કરીને અથર્વવેદે મનઃશક્તિની અભિવૃદ્ધિ દ્વારા જ તે કામ તેમજ વિવિધ પુરુષાર્થ પાર પાડવાના ઉપાય બતાવ્યા છે.

## ૫. શાંતિકર્મના વિભાગ

સમાજ તેમજ રાષ્ટ્રમાં શાંતિ-સ્થાપના કરવી અને ટકાવી રાખવી એ અથર્વવેદનો મુખ્ય વિષય છે. વૈમનસ્ય, શત્રુતા, દ્વેષ આદિ ભાવોને દૂર કરી દઇને મિત્રતા, એકવિચાર, સુમનસ્વિતા વગેરે ગુણોને ખીલવવા એ અથર્વવેદનું ધ્યેય છે. એ ધ્યેયની સિદ્ધિ કાજે અથર્વવેદનું શાંતિપ્રકરણ આખું યોજાયું છે. એ પ્રકરણમાં અનેક પ્રકારની શાંતિઓની ચર્ચા થયેલી છે, જેમના નામ-નિર્દેશ ને હેતુ પૂરતું વર્ણન નીચે આપવાનું ઉચિત ગણીએ છીએ:-

૧. ધરતીકંપ, વીજળીપતન વગેરેના ભયમાંથી બચવા માટે **મહાશાંતિ.**
૨. આયુષ્યની પ્રાપ્તિ તથા વૃદ્ધિ માટે **વૈશ્વદેવી શાંતિ.**
૩. અગ્નિ વગેરેના ભયની નિવૃત્તિ માટે **આગ્નેયી શાંતિ.**
૪. રોગચાળાની નિવૃત્તિ માટે **ભાર્ગવી શાંતિ.**
૫. બ્રહ્મવર્ચસ-જ્ઞાનનું તેજ પ્રાપ્ત કરવાના માર્ગમાં આવતાં વિઘ્નોના નિવારણ માટે **બ્રાહ્મી શાંતિ.**
૬. રાજ્યલક્ષ્મી તથા બ્રહ્મવર્ચસની પ્રાપ્તિ માટે અર્થાત્ ક્ષાત્ર તેમજ બ્રાહ્મતેજની વૃદ્ધિ કરવા માટે **બાર્હસ્પત્ય શાંતિ**
૭. પ્રજાનો ક્ષય ન થાય તથા પ્રજા-પશુ-ધાન્ય આદિની પ્રાપ્તિ માટે **પ્રજાપાત્યા શાંતિ.**
૮. શુદ્ધિ કરવાને માટે **સાવિત્રી શાંતિ.**
૯. જ્ઞાનસમ્પન્નતાને માટે **ગાયત્રી શાંતિ.**
૧૦. ધન વગેરે ઐશ્વર્યની પ્રાપ્તિ માટે, શત્રુ તરફના ભયના નિવારણ અર્થે, તથા સ્વશત્રુને નિર્મૂળ કરવા માટે **આંગિરસી શાંતિ.**
૧૧. પરચક્ર દૂર થઇ સ્વરાષ્ટ્રનો વિજય થાય, તથા પોતીકાં બળ, પુષ્ટિ અને ઐશ્વર્યની અભિવૃદ્ધિ થાય તે માટે **ઐન્દ્રી શાંતિ.**
૧૨. રાજ્યવિસ્તાર વધારવા સારૂ **માહેન્દ્રી શાંતિ**
૧૩. પોતાના ધનવૈભવનો નાશ ન થાય અને ઐશ્વર્યમાં વધારો થાય તે માટે **કૌબેરી શાંતિ.**
૧૪. વિદ્યા, તેજ, ધન અને આવરદાને વધારનારી **આદિત્યા શાંતિ.**
૧૫. અન્નભંડારમાં વધારો કરનારી **વૈષ્ણવી શાંતિ.**
૧૬. વૈભવ પ્રાપ્ત કરાવનારી તથા વસ્તુ-સંસ્કારપૂર્વક ગૃહાદિની શાંતિ કરનારી **વાસ્તોષ્પત્યા શાંતિ.**
૧૭. રોગ તથા આફતોનાં કષ્ટોમાંથી ઉગારનારી **રૌદ્રી શાંતિ.**

૧૮. વિજય પ્રાપ્ત કરાવી આપનારી **અપરાજિતા શાંતિ.**

૧૯. મૃત્યુનો ભય ટાળનારી **યામ્યા શાંતિ.**

૨૦. જળભયના નિવારણ અર્થે **વારુણી શાંતિ**

૨૧. વાયુનો ભય ટાળવા સારૂ **વાયવ્યા શાંતિ.**

૨૨. કુલક્ષય દૂર કરવાવાળી તથા કુળની વૃદ્ધિ કરનારી **સંતતી શાંતિ.**

૨૩. વસ્ત્રાદિ ભોગ્ય પદાર્થો તથા હુન્નરકળામાં વધારો કરનારી **ત્વાષ્ટ્રીય શાંતિ.**

૨૪. બાળકોને હૃષ્ટપુષ્ટ કરી તેમને અપમૃત્યુમાંથી બચાવી લેવા સારૂ **કૌમારી શાંતિ.**

૨૫. દુર્ગતિમાંથી ઉગારવા માટે **નૈઋતિ શાંતિ.**

૨૬. બળવૃદ્ધિ કરવાવાળી **મારુદ્ગણી શાંતિ.**

૨૭. ઘોડાઓની અભિવૃદ્ધિ કરવા માટે **ગાંધર્વી શાંતિ.**

૨૮. હાથીઓની અભિવૃદ્ધિ કરવા માટે **પારાવતી શાંતિ.**

૨૯. ભૂમિ સંબંધીનાં કષ્ટો દૂર કરવા માટે **પાર્થિવી શાંતિ.**

૩૦. સઘળી જાતના ભયોના નિવારણ માટે **અભયા શાંતિ.**

આ તેમજ આ પ્રકારની અનેક શાંતિઓ અથર્વવેદ દ્વારા સિદ્ધ કરી શકાય છે. એમનાં નામો માત્રનો પણ જો વિચાર કરવામાં આવશે, તોપણ વાચકવર્ગની ખાત્રી થવા પામશે કે મનુષ્યજીવનને સુખમય બનાવવા માટે જ એમનો ઉપયોગ નિઃસંદેહ છે. વેદમંત્રોનું મનન કરીને પ્રાચીન ઋષિ મુનિઓ પોતાની ઉન્નતિસાધક વિદ્યાઓ કેવી રીતે સિદ્ધ કરતા હતા, એની કલ્પના આ શાંતિઓનો વિચાર કરવાથી આવી શકશે. કેટલીક શાંતિઓનાં નામ પરથી અમુક અમુક શાંતિની ઉત્પત્તિ કયા ઋષિને આભારી છે તેનો પણ પત્તો મળી જાય છે. વૈદિક ધર્મને

આપણા સમાજજીવનમાં ફરીને જીવતો જાગતો બનાવવો હોય તો વાચકવર્ગે પણ એ દૃષ્ટિએ વિચારતો બને એ ખાસ જરૂરનું છે.

વિવિધ ઇષ્ટિઓ, યાગ, ક્રતુ, મેધ વગેરેની પણ જે યોજનાઓ વૈદિક ધર્મમાં છે, તે પણ એ જ ઉદ્દેશની સિદ્ધિ સારૂ છે. એ બધાંની વિચારશ્રેણી કેવા પ્રકારની છે અને એની સિદ્ધિ કેવી રીતે કરી શકાય એનો યથામતિ વિચાર આગળ કરવામાં આવશે. પરંતુ પાઠકોને પણ અમારી વિજ્ઞપ્તિ છે કે તેઓ પણ પોતાની બુદ્ધિને આ દૃષ્ટિએ કામે લગાડે અને આ વિષયમાં જે કંઇ શોધખોળ હાથ લાગે તે પ્રકાશમાં આણે. કારણ કે એમ થશે તો જ—અનેક બુદ્ધિઓ એક વિષયમાં એકાગ્ર બનશે તો જ—આ નષ્ટપ્રાય બનેલી વિદ્યા પુનઃ પ્રકાશમાં આવી શકશે, બાકી તો તેમ થવાનો સંભવ મુદ્દલ દેખાતો નથી.

## ૬. મંત્રોના અનેક ઉદ્દેશ

' અથર્વવેદના થોડાક મંત્રોથી આટલાં બધાં વિવિધ કર્મો કેવી રીતે સિદ્ધ થઇ શકે ?'—એવી શંકા કોઇને થાય એ બનવાજોગ છે. એના ખુલાસા તરીકે એટલું જ કહેવાનું કે વેદના મંત્રો અને સૂક્તો ' અનેકમુખી ' હોય છે, એટલે એક જ સૂક્ત અને એક જ મંત્રથી અનેક ઉદ્દેશો સિદ્ધ થઇ શકે છે. મંત્રનો ઉપલક અર્થ એક ભાવ સૂચવે છે, અંદરનો ગૂઢ આશય કંઇક વિશેષ ઉપદેશ આપતો હોય છે, ત્યારે વળી વ્યંગાર્થ શ્લેષાર્થ વગેરે અનેક રીતે અનેક ઉપદેશ પ્રગટ કરે છે. આમ હોવાથી એક જ મંત્ર તથા એક જ સૂક્ત અનેક પ્રકારના ઉપદેશ આપે છે, અને એ રીતે અનેકાનેક વિદ્યાઓ તથા અનેકાનેક કર્મોનું વેદ દ્વારા પ્રકટીકરણ થાય છે, અને તે દ્વારા મનુષ્યનાં ઐહિક તેમજ પારલૌકિક સુખવૃદ્ધિનાં સાધનો સિદ્ધ બને છે.

## ૭. સૂક્તોના ગણ

અથર્વવેદનાં સૂક્તો તથા મંત્રોના કેટલાક ગણ છે, જેમનાં નામ " અભય ગણ, અપરાજિત ગણ, સાંગ્રામિક ગણ " એવાં અનેક પ્રકારનાં છે. પહેલા કાંડમાં આવેલા અપરાજિત ગણનાં સૂક્તો નીચે પ્રમાણે છેઃ—

१ विद्या शरस्य पितरं ० ( १-२ )
२ मा नो विदन् वि व्याधिनः ० ( १-१९ )
३ अदारसृद्भवतु देव ० ( १-२० )
४ स्वस्तिदा विशां पतिः ० ( १-२१ )

એ પછી છઠ્ઠા કાંડમાં અપરાજિત ગણનાં સૂક્તો નીચે પ્રમાણે આવે છેઃ—

५ अवमन्यु ० ( ६-६५ )
६ निर्हस्तः शत्रु ० ( ६-६६ )
७ परिवर्त्मानि ० ( ६-६७ )
८ अभिभूर्यज्ञ ० ( ६-९७ )
९ इन्द्रो जयाति ० ( ६-९८ )
१० अभि त्वेन्द्र ० ( ६-९९ )

કયું સૂક્ત કયા ગણમાં છે, એની સમજ હોય તો એનો અર્થ ઘટાવવાનું, એ અર્થનું મનન કરવાનું તથા તેમાંથી બોધ તારવવાનું બહુ સુગમ બની શકે છે. તેમજ ગણોના મંત્રોની અંદર પરસ્પરનો સંબંધ મેળવવામાં પણ સુગમતા સાંપડે છે. એટલા માટે આ ગણોનો વિચાર વેદનો અભ્યાસ કરતી વેળાએ ખાસ ધ્યાનમાં લેવો જોઇએ. કયાં સૂક્ત કયા ગણમાં આવે છે અને એમનો પરસ્પર સંબંધ કેવી પદ્ધતિએ ઘટાવવાનો છે, તે આગળ પર બતાવાશે.

પૂર્વોક્ત શાંતિઓમાં જે જે શાંતિઓનો સંબંધ રાજ્યવ્યવસ્થા સાથે છે, તે તે શાંતિકર્મો સાથે અપરાજિત ગણુના મંત્રોનો સબંધ છે. આ એક જ મુદ્દા પરથી પાઠકવર્ગ બહુ બહુ બોધ ગ્રહણ કરી શકે તેમ છે. એક એક ગણુ વિષે સ્વતંત્ર નિબંધ લખીને પ્રત્યેકનો વિશેષ વિચાર આગળ પર અમે કરવાના જ છીએ. એટલે એનો મેળ પાઠકો મેળવી શકે એટલા ખાતર એ વાતનો નિર્દેશ અત્રે કરવામાં આવ્યો છે.

આ બધા ગણોની યથાવત્ સમજ પડી જાય તો જ વેદની વિદ્યાનું જ્ઞાન સુલભ બને, નીકર નહિ જ. અહીં એ પણ ચોખવટ કરવાની જરૂર છે કે કેટલાંક સૂક્તો કોઇ પણ ગણુની સાથે સંબંધ નથી રાખતાં, અર્થાત્ કે સ્વતંત્ર છે કિંવા તો એમનો સંબંધ ગણુ-સૂક્તોની માફક બીજાં કોઇ સૂક્તો સાથે નથી હોતો. "સ્વતંત્ર-સૂક્ત" અને "ગણુ-સૂક્ત" એમનો વિચાર કરતી વખતે સ્વતંત્ર-સૂક્તના મંત્રોનું મનન સ્વતંત્ર રીતે કરવું જોઇએ, અને ગણુસૂક્તોના મંત્રોનું મનન સંપૂર્ણ ગણોના સંબંધના વિચારપૂર્વક કરવું જોઇએ.

## ૮. અથર્વવેદનું મહત્ત્વ

ઋગ્વેદથી જ્ઞાન, યજુર્વેદથી ઉત્તમ કર્મ, અને સામવેદથી ઉત્તમ પુરુષાર્થની ઉપાસના: એ ત્રણ કાંડોનો અભ્યાસ થયા બાદ આત્માનું જ્ઞાન અને બળ મેળવવાનો માર્ગ બતાવવાનું કાર્ય અથર્વવેદ કરે છે. એટલા માટે એને "બ્રહ્મવેદ" અથવા "આત્મવેદ"ના નામથી પણ ઓળખવામાં આવે છે.

ઉત્તમ જ્ઞાન પ્રશસ્ત કર્મ અને ઉત્તમ પુરુષની ઉપાસના દ્વારા અંતઃશુદ્ધિ સધાયા પછી જ બ્રહ્મજ્ઞાન સંભવે છે એટલા માટે આ વેદને પૂર્વોક્ત વેદત્રયીથી ભિન્ન પાડવા ખાતર "ચતુર્વેદ" પણ કહેવામાં આવે છે.

આત્માને જગતમાં ઢૂંઢતાં ઢૂંઢતાં ઉપાસકો થાકી ગયા, તો

વેળા એમને સાક્ષાત્કાર થયો કિંવા અંતઃસ્ફુરણા થઇ કે–"આત્માને જગતમાં શાને ખોળો છો ? આમ આવો અને 'તમારી પોતાની પાસે જ તેને ખોળો !' "

अथार्वाङि नमेता स्वेत्राऽप्स्त्रन्विच्छेति, नद्यद्ब्रवीद्-
थार्वाङि नमेता स्वेत्राप्स्त्रन्विच्छेति, तद्‌थर्वाऽभवत् ॥

—ગોપથ બ્રાહ્મણ ૧-૪.

" હવે પાસે જ એને ખોળો ! " એ પાસે જ છે. એ વાત આ અથર્વ [ अथ + अवाक् = अथर्वा ( क ) ] વેદે કહી એટલા માટે એનું નામ " અથર્વવેદ " પડયું છે. ગોપથ બ્રાહ્મણનું આ કથન અથર્વવેદનું જ્ઞાનક્ષેત્ર કયાં સુધી વિસ્તરેલું છે તે સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી બતાવે છે. ' આત્માનો પત્તો પોતાની પાસે જ લાગે તેમ છે ' એ બતાવવાનું કાર્ય અથર્વવેદના જ્ઞાનક્ષેત્રમાં સમાવિષ્ટ થાય છે. એટલા ખાતર એને " બ્રહ્મવેદ " પણ કહેવામાં આવે છે. કારણ કે એ બ્રહ્મનું જ્ઞાન બતલાવે છે.

" થર્વ " શબ્દ ચંચળતાવાચક છે; જ્યારે " અ–થર્વ " શબ્દ શાંતિ વા એકાગ્રતાદર્શક છે. આત્માનુભવ અથવા બ્રહ્મસાક્ષાત્કાર જે થવાનો છે, તે ચિત્તની ચંચળતા દૂર થયા પછી, યાને ચિત્તવૃત્તિઓનો નિરોધ થઇ એમાં શાંતિ સ્થાપન થયા બાદ જ થનાર છે. એ આત્મજ્ઞાનના માર્ગનું સૂચન પોતાના નામ દ્વારા જ અથર્વવેદ આ પ્રમાણે કરી દે છે. વેદનાં નામોનું મહત્ત્વ કેવું ને કેટલું છે તે પાઠકો અત્રે બરાબર પિછાની લે.

" अथर्वन् " ( अथ + अर्वन् ) આ શબ્દનો અર્થ " હવે આણી ગમ " એવો થાય છે. જગતમાં બે પદાર્થ છે: એક હું અને બીજો ભાગથી ભિન્ન એવું સંપૂર્ણ જગત. માનવીમાત્રની સમજ એવી હોય છે કે મારા પોતાથી ભિન્ન અન્ય પદાર્થોમાંથી જ

મારામાં શક્તિનો સંચાર થાય છે, યાને હું પોતે અશક્ત હોઇ બીજા પદાર્થો દ્વારા જ મને શક્તિ પ્રાપ્ત થઈ શકે તેમ છે. આ સર્વસાધારણ સમજથી જુદી જાતની છતાં અત્યંત સાચી સમજ અથર્વવેદ જનતા સમક્ષ રજૂ કરે છે, અને તે એ કે " શક્તિને માટે હવે તમારી પોતાની તરફ જ નિષ્ઠા કરો. " સમગ્ર જગતમાં એ જ નિયમ પ્રવર્તતો જણાય છે કે વૃદ્ધિ પોતાની અંદરથી જ થતી રહે છે. વૃક્ષની વૃદ્ધિ પોતાની અંદરથી જ થાય છે, બાળક પણ પોતાની અંદરથી જ વધે છે. અર્થાત્ કે શક્તિની વૃદ્ધિ જ્યાં ત્યાં અંદરથી જ થઇ રહી છે. એટલા માટે તમે પોતાની શક્તિ માટે પણ પોતાના અંતર તરફ જ દૃષ્ટિ દોડાવીને સાચો વિચાર કરતા થાઓ. બહારના જગતમાં જ ખોળતા રહેવાનું છોડી દઇને, એની સાથે પોતાની શક્તિઓ જોડી દેશો અને પોતીકી ઉન્નતિ માટે પોતાની અંદર ઢુંઢવા લાગશો તો જણાશે કે શકિતનું સ્થાન પોતાની અંદર જ છે, નહિ કે બહાર. અથર્વવેદનું આ શિક્ષણ અત્યંત મહત્ત્વનું છે.

આ અથર્વવેદનો સ્વાધ્યાય આપણે કરવાનો છે. અથર્વવેદ એ બ્રહ્મવેદ હોવાને કારણે એને સંપૂર્ણ રીતે સમજવાનું મુશ્કેલ છે. એટલે એના જેટલા મંત્રો બરાબર સમજાશે તેટલાનું જ વિવરણ ને તેટલાનો જ સ્વાધ્યાય કરવામાં આવશે. જે મંત્રો વિષે બરાબર સમજ નથી પડી એ વિષે અમે કંઇ જ નહિ લખીએ. તેમજ સ્વાધ્યાયને માટે જે મંત્રો અત્રે લઇશું તેમને વિષે જે કંઇ લખવાનું હશે તે થોડામાં થોડા શબ્દોમાં જ લખીશું, ઝાઝો વિસ્તાર નહિ કરીએ; છતાં એટલી વાત તો નક્કી ખરી કે કોઇ પણ વાતને સંદિગ્ધ નહિ રહેવા દેવામાં આવે. એટલે અભ્યાસીઓને તો બહુ જ સોઇરકર થઇ પડશે.

---

## [ કાંડ ૧ : સૂક્ત ૨ ]

### વિજય સૂક્ત

" અપરાજિત ગણુ " નું આ પ્રથમ સૂક્ત હોઈ તેના ઋષિ " અથર્વા " અને દેવતા " પર્જન્ય " છે.

विद्मा शरस्य पितरं पर्जन्यं भूरिधायसम्
विद्मो ष्वस्य मातरं पृथिवीं भूरिवर्पसम् ॥१॥
ज्याके परि णो नमाश्मानं तन्वं कृधि ।
वीडुर्वरीयोऽरातीरप द्वेषांस्या कृधि ॥ २ ॥
वृक्षं यद्गावः परिषस्वजाना अनुस्फुरं शरमर्चन्त्यृभुम् ।
शरुमस्मद्यावय दिद्युमिन्द्र ॥ ३ ॥
यथा द्यां च पृथिवीं चान्तस्तिष्ठति तेजनम् ।
एवा रोगं चास्रावं चान्तस्तिष्ठतु मुञ्ज इत् ॥ ४ ॥

શબ્દાર્થ—( शरस्य ) શર કિંવા બાણુનો પિતા ( भूरि-धायसं पर्जन्यं ) બહુ પ્રકારે ધારણુ પોષણુ કરનાર પર્જન્ય ( વરસાદ ) છે એ ( विद्म ) અમે જાણીએ છીએ. તથા ( अस्य ) એની માતા ( भूरि-वर्पसं ) અનેક પ્રકારની કુશળતાઓવાળી પૃથિવી છે, એની પણુ અમને ( सुविद्म ) સારી પેઠે ખબર છે. ( ૧ ) હે ( ज्याके ) માતા ! ( नः ) અમોને બધા પુત્રોને ( परि नम ) પરિણુત કર અર્થાત્ કે અમારાં ( तन्वं ) શરીરને ( अश्मानं ) પત્થર જેવાં મજબૂત ( कृधि ) કર, અને એ રીતે ( वीडुः ) બળવાન બનીને ( अ-रातीः ) અદાનના ભાવોને તથા

( **द्वेषांसि** ) દ્વેષોને અર્થાત્ કે સઘળા શત્રુઓને ( **वरीयः** ) સંપૂર્ણ રીતે ( **अपकृधि** ) દૂર કરી દે. (૨) ( **यत्** ) જેવી રીતે ( **वृक्षं** ) વૃક્ષની સાથે ( **परिषस्वजानाः** ) બાંધેલી ( **गावः** ) ગાયો પોતાના ( **ऋभुं शारं** ) તેજસ્વી પુત્ર શરને ( **अनुस्फुरं** ) સ્ફુર્તિપૂર્વક ( **अर्चन्ति** ) ચાહે છે, એવી રીતે હે ઇન્દ્ર ! ( **अस्मत्** ) અમારાથી ( **दिद्युं शारुं** ) તેજ-પુત્ર બાણુને ( **यावय** ) આગળ વધાર. (૩) જેવી રીતે ( **द्यां** ) દ્યુલોક તથા પૃથ્વીની ( **अन्तः** ) વચ્ચે (**तेजनं**) તેજ કિંવા પ્રકાશ ( **तिष्ठति** )નું સ્થાન છે, ( **एव** ) તેવી જ રીતે આ ( **मुञ्जः** ) આ મુંજ ( **रोगं च आस्रावं च** ) રોગ તથા સ્રાવની ( **अंतः** ) વચ્ચે ( **इत् तिष्ठतु** ) દઢ ઊભું રહે. (૪) **ભાવાર્થ**:—ધારણપોષણ ઉત્તમ પ્રકારે કરનાર પિતા પર્જન્ય છે, કુશળતાપૂર્વક અનેક કર્મો કરવાવાળી મા પૃથ્વી છે. એ માબાપને પેટે શર કિંવા બાણરૂપી પુત્ર પેદા થાય છે. (૧) માતા પુત્રના શરીર પર એવું પરિણામ નીપજાવે યાને એને એવી રીતે કેળવે કે જેથી તે બળવાન અને સુદૃઢ બનીને શત્રુઓને સંપૂર્ણ રીતે પરાસ્ત કરી દેવા શક્તિમાન બને (૨) ઝાડનાં થડ સાથે બાંધેલી ગાયો પોતાનાં વાછરડાં જલદીથી પોતાની પાસે આવે એવી ઇંતેજારી સેવે છે, તેવી રીતે હે ઈશ્વર ! તેજ કિંવા પ્રકાશરૂપી શર અમારાથી આગળ વધે (૩. જેવી રીતે દ્યુલોક તથા પૃથ્વીની વચ્ચે પ્રકાશને સ્થાન છે, તેવી રીતે રોગ અને સ્રાવ કહેતાં જખમની વચ્ચે શરને સ્થાન મળો ! (૪)

આ ભાવાર્થ પણ પરિપૂર્ણ નથી, કેમકે આ મંત્રોના હરેક વાક્યનો આગલો પાછલો સંબંધ જોયા તપાસ્યા પછી જે ભાવ પ્રકટ થાય છે, તે જાણી લઇને જ આ મંત્રોનો સાચો ભાવાર્થ સમજવો જોઇએ. આ ભાવ સમજવા માટે નીચેનું સ્પષ્ટીકરણ જુઓઃ—

## ૧ વૈયક્તિક વિજય

આ સૂક્તમાં સૌથી પ્રથમ વૈયક્તિક વિજય પ્રાપ્ત કરવાનો ઉપદેશ નીચે પ્રમાણે દર્શાવાયો છેઃ—

૧. ઉત્તમ માબાપને પેટ જન્મ મળે, (મંત્ર ૧)
૨. શરીર બળવાન બનાવાય, (મંત્ર ૨)
૩. રોગાદિ શત્રુઓને દૂર રખાય, (મંત્ર ૨)
૪. શરીરમાં સ્ફુર્તિ લાવવામાં આવે, (મંત્ર ૩)
૫. આપણા તેજ કિંવા યશને જગતમાં ફેલાવવાનો પ્રયત્ન કરવામાં આવે, (મંત્ર ૪)
૬. શોધનો દ્વારા રોગોને દૂર હઠાવાય. (મંત્ર ૪)

આ મંત્રો પાઠકો જો કાળજીપૂર્વક વિચારશે તો તેમને વૈયક્તિક ઉન્નતિનાં સાધન તરીકે ઉપરોક્ત ૭ ભાવ પૂર્વોક્ત ચાર મંત્રોની અંદર છુપાયેલા જણાશે. એની વિશેષ સમજ માટે એ મંત્રોનાં શબ્દાર્થ તથા સ્પષ્ટીકરણ અત્રે આપવામાં આવે છે.

## ૨ પિતાનાં ગુણ-ધર્મ-કર્મ

પૂર્વોક્ત મંત્રોમાં પિતાના ગુણધર્મ બતાવનારા આ શબ્દો વપરાયા છે—" **पिता, पर्जन्य, भूरिधायस्, वृक्ष, द्योः** " એમના અર્થો બરાબર સમજાય તો પિતાનાં ગુણધર્મકર્મોની સમજ બરાબર પડી શકે. એટલા માટે એમનો આશય તપાસીએઃ—

૧. **पिता**—( **पाता** ) રક્ષક, સંભાળવાવાળો.
૨. **पर्जन्य**—( **पूर्ति + जन्यः** ) પૂર્તિ કરનાર, પૂર્ણતા કરવાવાળો ન્યૂનતા દૂર કરનાર.
૩. **भूरिधायस्**—( **भूरि** ) અનેક પ્રકારે ( **धायस्** ) ધારણ પોષણ કરવાવાળો, દાતા, ઉદારચરિત.

૪. વૃક્ષઃ—આધાર, જાતે તડકોતાપ સહન કરીને પણ બીજાઓને છાંયડો આપવાવાળો

૫. દ્યોઃ—પ્રકાશ આપનાર, અંધકારનો નાશ કરવાવાળો.

પિતાનાં ગુણ-ધર્મ-કર્મોને સૂચવનારા આ પાંચ શબ્દો સદરહુ મંત્રોમાં મુખ્ય છે. એમનો અર્થ ઘટાવતાં આશય એ નીકળે છે કે-"પિતા એવો હોય કે જે પોતાના પુત્રપરિવારનું ઉત્તમ રીતે લાલન-પાલન કરે અને તેમની અંદર રહેલી ન્યૂનતાઓ ને ઊણપો હોય તે દૂર કરી દે. અર્થાત્ કે પોતાનાં સંતાનોને સકળ ઉચ્ચ ગુણોવાળાં બનાવવા માટે પોતાથી બનતા બધા જ ઉપાય પિતા કરી છૂટે, હરેક રીતે તેમનું પોષણ કરી તેમને અચ્છી તરેહસે હૃષ્ટપુષ્ટ અને બલિષ્ટ બનાવે; તે જાતે કષ્ટ વેઠીને પણ સંતાનોની ઉન્નતિ સાધતો રહે અને પોતાના પુત્રો તેમજ પુત્રીઓને જ્ઞાનદાન કરાવીને યાને કેળવણી આપી અપાવીને ઉત્તમ નાગરિક બનાવે."

## ૩ માતાનાં ગુણ-ધર્મ-કર્મ

"माता, पृथिवी, भूरिवर्पस्, ज्याका, गौ" એ પાંચ શબ્દો પૂર્વોક્ત મંત્રોમાં માતાના ગુણધર્મકર્મો પ્રકટ કરે છે. એમનો અર્થ જુઓઃ—

૧. माता-બાળકોનું હિત કરવાવાળી.

૨. पृथिवी—ક્ષમાશીલ, સહનશીલ, પુત્રોની ઉન્નતિ માટે આવશ્યક કષ્ટ સહેવાવાળી.

૩. भूरिवर्पस्-( भूरि ) બહુ ( वर्पस् ) કુશળતાપૂર્વક કર્મ કરવાને સમર્થ, કર્મમાં અત્યંત કુશળ, સદા કર્મ કરવામાં હોશિયાર, પરિવારની ઉન્નતિ અર્થે ઉત્તમ કર્મો કરવાવાળી.

૪. ज्या, ज्याका-( ज्या-जया ) જયનું સાધન કરનારી, માતા, પૃથિવી, રસ્સી, બળવાન.

૫. गौ-પ્રગતિશીલ, દૂધ વગેરે દ્વારા પુત્રોની પુષ્ટિ કરવાવાળી; કિરણ, સ્વર્ગ, રત્ન, વાણી, સરસ્વતી, માતા, જળ, નેત્ર, આકાશ, સૂર્ય, આદિના શુભ ગુણોવાળી.

માતાના ગુણધર્મ આ શબ્દો દ્વારા સૂચિત થાય છે, તે તે આ પ્રમાણે:–" બાલબચ્ચાંનું હિત કરવાવાળી, ક્ષમાશીલ, સંતાનોની ઉન્નતિ સાધનારાં કર્મો કરવામાં સદા પ્રવૃત્ત, જાત જાતની કળા-કુશળતાથી પોતાના કુટુંબની ઉન્નતિ કરવાને સમર્થ, બળવાળી, ગાયની માફક દૂધ વગેરેથી બાળકોનું પોષણ કરવાવાળી, કિરણોના જેવી પ્રકાશ આપનારી, સ્વર્ગના જેવી સુખ દેનારી, રત્નના જેવી ઘરની શોભા વધારનારી, શુભ ભાષણ કરવામાં ચતુર, વિદુષી, જળના જેવી શાંતિ કિંવા ટાઢક વધારનારી, નેત્રના જેવી માર્ગ દર્શાવનારી, આકાશના જેવી સર્વને આશ્રય દેવાવાળી, સૂર્યના જેવી અજ્ઞાન અંધકારને ટાળનારી માતા હોવી જોઇએ."

પિતાનાં ગુણધર્મકર્મ પહેલાં બતાવાયાં છે, અને અહીં માતાનાં ગુણધર્મકર્મ બતાવાયાં છે. આવા આદર્શ માતપિતાની કૂખે પાકનાર, અને તેમને હાથે ઉછરનાર પુત્ર સાચો વીર અને પુત્રી સાચી વીરાંગના જ બને એમાં સંદેહ શો ?

## ૪ પુત્રનાં ગુણ-ધર્મ-કર્મ

પૂર્વોક્ત મંત્રોમાં પુત્રનાં ગુણધર્મકર્મ દર્શાવનારા શબ્દો આ પ્રમાણે છે:–" शरः, अश्मा-तनुः, वीडुः, ऋभुः, शरुः, दिद्युः, तेजनं, मुञ्जः " અને તેમના અર્થ આ પ્રમાણે છેઃ—

૧. शरः-( शृणाति ) જે શત્રુનો નાશ કરી શકે છે.
૨. अश्मा-तनुः-પથ્થરના જેવા સુદૃઢ શરીરવાળો.
૩. वीडुः-બલિષ્ઠ, શૂર.
૪. ऋभुः-બુદ્ધિમાન, કુશળ, કસબી, તેજસ્વી.
૫. शारुः-શત્રુનો નાશ કરવાવાળો.
૬. दिद्युः-તેજસ્વી.
૭. तेजनः-પ્રકાશમાન.
૮. मुञ्जः-( मुञ्जति-मार्जयति ) શુદ્ધતા તથા પવિત્રતા કરનારો.

પુત્ર એવો હોય કે જે "શત્રુનો નાશ કરવાને શક્તિમાન હોય, સુદૃઢ શરીરવાળો હોય, શૂર ને બુદ્ધિમાન હોય, કુશળ ને કસબવાળો હોય, તેજસ્વી ને યશસ્વી હોય, અને પવિત્ર આચાર વિચાર ધરાવતો હોય." આવા ગુણ-ધર્મો સંતાનોમાં ઊતરે વિકસે અને તેને પ્રતાપે કુળની કીર્તિ ફેલાય એવો પ્રયત્ન માબાપે કરવો ઘટે. અને એ વાત તો દીવા જેવી ચોખ્ખી છે કે માતાપિતા પૂર્વોક્ત ગુણ-ધર્મ-કર્મો જો ધરાવતાં હશે તો તેમનાં સંતાનોમાં પણ ઉપરોક્ત ગુણ-ધર્મો આવ્યા વગર નહિ જ રહે.

### ૫ એક અદ્ભુત અલંકાર



...આ સૂકતમાં બાણ, ધનુષ્ય તથા જ્યા વા ધનુદોરીના અલંકારથી એક મહત્ત્વની બાબત દર્શાવાઇ છે. ધનુષ્યના કઠણ ભાગ ( કામઠી ) જેના પર દોરી ચઢાવાય છે તેને પુરુષ રૂપ કહેતાં પિતા રૂપ, દોરીને માતા રૂપ, તથા પુત્રને બાણ રૂપ કહ્યાં છે. પિતાનું બળ અને માતાની પ્રેરણાથી યુકત થઇને યાને એ બન્નેનો વારસો મેળવીને પુત્ર સંસારમાં ફેંકાય છે યાને જગતમાં ઝોકાવે છે. સંસારમાં જઇને તે સ્વશત્રુઓનો નાશ કરીને કીર્તિ સંપાદન કરે છે. આ અલંકારનો વિચાર કરવામાં આવશે તો પાઠકને તેમાંથી ઘણો જ બોધ મળી શકશે. પુત્ર પુત્રીઓની ઉન્નતિમાં માતાપિતાનું કાર્ય કેવું ને કેટલું હોય છે તેનો અચ્છો ખ્યાલ આ અલંકાર દ્વારા પાઠકોને મળી રહેશે.

દોરી વગરનું એકલું ધનુષ્ય શત્રુઓનો સંહાર કરવાને જેમ અસમર્થ નીવડે છે, તેમ સ્ત્રી વિહોણા પુરુષની સ્થિતિ પણ પાંગળી રહે છે. વળી ધનુષ્ય વગર એકલી દોરી પણ શત્રુસંહારનું કાર્ય કરવાને જેમ અશકત છે, તેમજ પુરુષ વિહોણી સ્ત્રી પણ અસમર્થ છે. માતા પિતાની યોગ્ય પ્રેરણા તથા યોગ્ય કેળવણી દ્વારા તૈયાર થયેલો–ઘડાયલો પુત્ર જ જગતમાં યશસ્વી બને છે. આ અલંકાર ગૃહસ્થાશ્રમીઓને આમ પુષ્કળ બોધ આપી શકે તેમ છે.

પિતાના સૂચક " પર્જન્ય, વૃક્ષ " વગેરે શબ્દો તથા માતાસૂચક " પૃથિવી " આદિ શબ્દો ઋતુકાલિન સંબંધ પછી બ્રહ્મચારી થવાનું સૂચન કરે છે.

[ આ વિષયમાં સ્વાધ્યાય મંડળ ( ઔંધ ) તરફથી પ્રકાશિત થયેલા " બ્રહ્મચર્ય " નામના પુસ્તકની અંદર અથર્વવેદીય બ્રહ્મચર્ય સૂકતની વ્યાખ્યામાં ' પૃથ્વી, પર્જન્ય અને વૃક્ષોનાં બ્રહ્મચર્ય ' વિષેનું પ્રકરણ અવશ્ય વાંચવાજેવું છે. ]

## ૬ કૌટુંબિક વિજય

વૈયક્તિક વિજયની સૂચનાઓ આ સૂક્તની અંદર કેવા ઢંગની છે તે તો આ પહેલાં વ્યક્તિગત ઉન્નતિના વિષયમાં બતાવાઇ ગયું છે. કુટુંબ અથવા પરિવારના વિજયનો સંબંધ પૂર્વોક્ત અલંકાર તથા તેનું સ્પષ્ટીકરણ બરાબર જોઇ જવાથી સમજાઇ શકશે. કુટુંબનો વિજય માતાપિતા નિજ કર્તવ્યોનું યથાયોગ્ય પાલન કરતાં રહી સુપ્રજા કહેતાં ઉત્તમ સંતતિ પેદા કરે તેમાં જ આવી જાય છે.

( મંત્ર ૧ ) જેમ " અનેક પ્રકારે પોષણ કરવાવાળો પર્જન્ય પિતા ઋતુગામી થઇને વર્ષા ઋતુમાં નિજ જળરૂપી વીર્યનું ઉત્તમ ફળદ્રુપ જમીનમાં સિંચન કરીને શરરૂપી વિજયી.સંતાન ઉત્પન્ન કરે છે, " તેમજ માતાપિતા ઋતુગામી બનીને વીર પુત્ર પેદા કરે.

( મંત્ર ૨ ) " હે જળની સાધના કરવાવાળી માતા ! તારા પુત્રોનાં શરીર પત્થર જેવા મજબૂત બનાવ, કે જેથી તેઓ બળવાન બનીને પોતાના શત્રુઓને દૂર કરી દઇ શકે. "

( મંત્ર ૩ ) " જેમ વૃક્ષની સાથે બાંધેલી ગાયો પોતાના તેજ રૂપી વાછરડાંને ચાહે છે, " [ તેવી જ રીતે પિતાની સાથે રહેતી માતા પણ પોતાને માટે તેજસ્વી પુત્ર પેદા કરવાની ઇચ્છા રાખે. ] અથવા-" ( वृक्षं ) ધનુષ્યની સાથે રહેલી દોરી તેજસ્વી ( शरं ) બાણુ વેગથી છોડે છે, " [ તેવી રીતે પતિની ઉપાસના કરવાવાળી સ્ત્રી વીર સંતતિ ઉત્પન્ન કરવાની જ અભિલાષા સેવો. ] " હે ( इन्द्र ) પરમાત્મા ! ( અમારા દ્વારા તેજસ્વી ( शरुः ) બાણુ જેવા તેજસ્વી સંતાનનો જ વેલો આગળ ચાલે, અર્થાત્ કે અમારો વંશ તેજસ્વી કહેતાં પરાક્રમી જ પાકયા કરે ! " [ માતાપિતાએ પરમાત્માની એવી પ્રાર્થના કરવી કે " હે

ઇશ્વર! અમારા પેટે એવો પુત્ર પાકે કે જે જગતમાં દૂર દૂર ઘૂમી વિજય પ્રાપ્ત કરે." ]

(મંત્ર ૪) "જેવી રીતે (પિતા) દ્યુલોક અને (માતા) પૃથ્વીની વચમાં વિદ્યુત આદિ તેજસ્વી પદાર્થ (પુત્ર રૂપે) રહે છે" [ તેવી રીતે માતાપિતાની વચમાં તેજસ્વી સુંદર બાળક ચમકતો રહે. ] "જેવી રીતે મુન્જ શર રોગ તથા સાવના ઘા કિંવા જખ્મોની વચ્ચે રહે છે" અર્થાત્ કે એમને દૂર કરે છે, તેવી રીતે [ પવિત્રતા કરવાવાળો આ પુત્ર રોગ તથા જખ્મોની વચમાં વસતો હોવા છતાં પોતાની જાતનો બચાવ કરવા સાથે કુટુંબનો પણ ઉદ્ધાર કરે. ]

આ ભાવ પહેલાંના કરતાં વધારે વિશાળ હોઇ તેમાં અર્થની સ્પષ્ટતા ખાતર પૂર્વાપર સંબંધ ધરાવનારાં વધારાનાં વાક્યો જોડવામાં આવ્યાં છે. એટલે કૌટુંબિક વિજય બાબત આ સૂક્ત કેવા ઢંગે ઉપદેશ આપે છે તે સમજવાનું વાચકોને સુગમ થઇ પડશે. જાતિ તેમજ રાષ્ટ્રના વિજયનો આધાર પણ આ જાતની કૌટુંબિક સુસ્થિતિ તથા સારી સંતતિની પેદાશ પર જ રહેલો છે. તેથી જે લોકો રાષ્ટ્રની ઉન્નતિ માટે તલસતા હોય તેમણે પોતાની ઉન્નતિનો પાયો સૌથી પ્રથમ નિજ કુટુંબમાં જ સુદૃઢ બનાવવો જોઇએ. આદર્શ કુટુંબવ્યવસ્થા જ સઘળા વિજયોનું મુખ્ય સાધન છે.

## ૭ પૂર્વાપર સંબંધ

પહેલા કહેલાં 'મેધાજનન' સૂક્તમાં વિદ્યા ભણાવવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આ બીજા કહેલાં 'વિજય' સૂક્તથી બણતર કિંવા શિક્ષણનો પ્રારંભ થઈ રહ્યો છે. વિદ્યાનો પ્રારંભ બિલકુલ સાધારણ બાબતથી કરવામાં આવ્યો છે. 'ઘાસની ઉત્પત્તિ'નો વિષય હરકોઇ સ્થાનમાં વસતા મનુષ્યને જાણીતો છે.

"મેઘ (વાદળ)માંથી પાણી પડે છે અને પૃથ્વીમાંથી ઘાસ ઊગી નીકળે છે. તેથી મેઘ એ ઘાસનો પિતા છે અને ભૂમિ એ એની માતા છે." આટલી જ વાત આ સૂક્તના આરંભમાં દર્શાવાઇ છે! આટલી સાધારણ અને સાદી લાગતી ઘટનાનો ઉપદેશ કરતાં કરતાં "પિતા–માતા–પુત્ર" રૂપી કુટુંબની ઉન્નતિનું શિક્ષણ કેવી ખૂબીભરી રીતે વેદ આપે છે, તેનો ખ્યાલ વાચકોને અત્યારલગીમાં આવી ગયો હશે જ. ઘાસના પ્રકારોમાં 'મુંજ' વા 'શર' એ એક પ્રકાર છે. એ સરકડું એકલું શત્રુનો નાશ કરવાની શક્તિ નથી ધરાવતું, કારણ કે તેની જાત કોમળ છે. પરંતુ તેની સાથે કઠણ લોઢાનું પાનું જ્યારે જોડવામાં આવે છે, અને પાછલે છેડે પીંછાં લગાડવામાં આવે છે, ત્યારે એ જ કોમળ સરકડું ધનુષ્ય પર ચઢીને દોરીની મદદથી ગતિ પ્રાપ્ત કરી શત્રુનો સંહાર કરી શકે છે. એવી જ રીતે કોમળ બાળક ગુરુગૃહનિવાસ રૂપી કઠણ તપશ્ચર્યા દરમ્યાન બ્રહ્મચર્યપાલન રૂપી કઠણ વજ્રથી સજ્જ બનીને ઉન્નતિના નિયમોના પાલનપૂર્વક પોતાની પ્રગતિ પર કાબુ ધરાવતો થાય અને પોતીકા, કુટુંબના, જ્ઞાતિના તથા રાષ્ટ્રના શત્રુઓને પરાસ્ત કરવાને સમર્થ બને.

પહેલા સૂક્તના ત્રીજા મંત્રમાં ધનુષ્યની ઉપમા દ્વારા બતાવાયું છે કે "ગુરુશિષ્યરૂપી ધનુષ્યના બે છેડા વિદ્યારૂપી દોરીથી તણાય છે." પ્રથમ સૂક્તમાં આ અલંકાર જે ઉપદેશ આપે છે તેના કરતાં આ બીજા સૂક્તમાંનું ધનુષ્યનું દૃષ્ટાંત જુદો જ ઉપદેશ આપે છે. કોઇ પણ દૃષ્ટાંતમાં એકદેશીય યાને જે તે વિષયને લાગુ પડતી જ વાત જોવાની હોય છે. તેથી એક જ દૃષ્ટાંતમાં જુદા જુદા ઉપદેશ ઘટાવાય એમાં દોષ જેવું કશું જ નથી. પ્રથમ સૂક્તમાંના દૃષ્ટાંતમાં પણ દોરીનું સ્થાન વિદ્યામાતાને એટલે કે સરસ્વતીદેવીને જે આપવામાં આવ્યું છે, એમાં માતૃત્વનું સાદૃશ્ય છે યાને માતૃભાવ સમાન દરજ્જો છે.

જંગલમાં ઝાડના થડ સાથે બાંધેલી ગાય પણ પોતીકા વાછરડાનું સ્મરણ કરતી રહે છે, કારણ કે વાછરડા પરનો પ્રેમ એ ગાયની બાબતમાં સૌથી ચઢિયાતા પ્રકારનો પ્રેમ છે. એવી જ જાતનો પ્રેમ નિજ સંતતિ પર હરેક માતાના હૃદયમાં હોવો જોઇએ. પોતાનું બાળક અતિ તેજસ્વી થાય, અતિ યશસ્વી બને એવી જ ભાવના પ્રત્યેક માતા પોતાના મનમાં ધારણ કરે અને એવી ભાવના અંતરમાં ધારીને જ જો માતા બાળકને સ્તનપાન કરાવતી રહેશે તો સદરહુ ગુણો બાળકના લોહીમાં ઊતર્યા વગર રહેશે જ નહિ. આ સંબંધમાં આ સૂક્તનો ત્રીજો મંત્ર ખાસ મનન કરવાલાયક છે.

## ૮ કુટુંબનો આદર્શ.

ચોથા મંત્રમાં આદર્શ કુટુંબનો નમૂનો દેખાડવામાં આવ્યો છે. દ્યુલોક એ પિતા છે, ભૂમિ એ માતા છે અને એ બેઉની વચમાં આવેલા તેજસ્વી ગોળાઓ એ એમનો પુત્રપરિવાર છે. આપણા ઘરમાં પણ એ જ આદર્શ હોવો ઘટે. આકાશ તથા પૃથ્વી વિષે જેમ સૂર્યનું સ્થાન છે, તેમ જ પિતા તથા માતાની વચ્ચે બાળક પ્રકાશતો રહે. કેટલો બધો ઉચ્ચ આદર્શ છે આ! ગૃહસ્થાશ્રમી માત્ર આ આદર્શ હમેશાં ધ્યાનમાં રાખે!

## ૯ ઔષધિપ્રયોગ.

'મુંજ' નામનું ઘાસ પોતાના રસ વગેરેથી અનેક રોગ મટાડે છે તથા જખમો રુઝવે છે, કારણ કે 'મુંજ' એ શોધક છે એટલે કે શુદ્ધિ અને નિર્મળતા કરવાનો એનામાં ખાસ ગુણ છે. એ પરથી ફલિત થાય છે કે શુદ્ધિ અને પવિત્રતાના ગુણ જો પોતાના અંતરમાં વિકસાવવામાં આવે તો રોગાદિ પોતાની મેળે જ દૂર ભાગતા રહે. આ સૂચના હરકોઇએ અપનાવી લેવા જેવી છે.

'મુંજ' વા 'શર' ઔષધિના ઉપચારથી સ્રાવનો રોગ તથા મૂત્રાઘાત વગેરેના રોગ મટાડી શકાય છે. એ સૂચવનારો ઉપદેશ આ સૂક્તના અંતભાગમાં હોઇ વૈદ્યલોકોએ તે ખાસ ધ્યાનમાં લેવો ઘટે.

## ૧૭ રાષ્ટ્રનો વિજય

વ્યક્તિ, કુટુંબ, જાતિ, દેશ તથા રાષ્ટ્રની વિજયભરી ઉન્નતિના નિયમો એકસરખા છે. વાચક આ વાત સારી રીતે જાણે છે જ. વ્યક્તિનું કાર્યક્ષેત્ર નાનું હોય છે, ત્યારે રાષ્ટ્રનું વિશાળ હોય છે, એટલો જ માત્ર બે વચ્ચે તફાવત છે. એ નાના મોટા પ્રમાણનો તફાવત બાજુએ રાખી વિચારીશું તો એ બન્ને વિજયસિદ્ધિના નિયમોનું સરખાપણું અનુભવી શકાશે.

કુટુંબનું જ વિસ્તૃત રૂપ તે રાષ્ટ્ર. એટલે આ પહેલાં એક ઘર અથવા તો એક પરિવારના સંબંધમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે જ ઉપદેશને વિસ્તૃત રૂપે રાષ્ટ્રને લાગુ પાડીશું તો રાષ્ટ્રીય ઉન્નતિનો વિષય પણ પૂર્વોક્ત રીતિએ સહેજે સમજાઇ જશે.

ઘરમાં પિતાનો અમલ ચાલે છે, ત્યારે રાષ્ટ્રમાં રાજાનો અમલ ચાલે છે; ઘરમાં માતા પ્રબંધ ( વ્યવસ્થા ) કરે છે, ત્યારે રાષ્ટ્રમાં પ્રજાએ ચુંટેલી રાષ્ટ્રસભા વહીવટ કરે છે. ઘરમાં પુત્રને વીર વા પરાક્રમી બનાવવાનો છે, ત્યારે રાષ્ટ્રની બાબતમાં બાલચમૂઓ ( વાનર–સેનાઓ )માં વીરતાનો રસ રેડવાનો છેઃ ઇત્યાદિ સરખાપણા પરથી, આ સૂક્ત રાષ્ટ્રીય વિજયનો ઉપદેશ કેવે પ્રકારે આપે છે, તે વાચક સહેજે સમજી શકશે. પૂર્વોક્ત સ્થાનોમાં વર્ણવાયલા પિતા, માતા અને પુત્રનાં ગુણધર્મકર્મોને અત્રે રાષ્ટ્રીય ક્ષેત્રમાં અતિ વિશાળ ભાવે જોવાથી આ ક્ષેત્રના વિજયની સમજ દીવા જેવી ચોખ્ખી બની જશે. આ જાતનો ભાવ નજરમાં રાખીને આ સૂક્તમાંના આ વિષયને ઘટાવીશું તો તેનો ભાવ નીચે પ્રમાણે થશેઃ

" પ્રજાનું ઉત્તમ પ્રકારે રક્ષણ પોષણ અને તેની આબાદી કરવાવાળો રાજા જ શૂરવીરોનો સાચો પિતા છે, અને તેમની માતા અનેકવિધ કર્મોની પ્રેરણા કરવાવાળી માતૃભૂમિ જ છે. (૧) હે માતૃભૂમિ ! અમારાં સૌનાં શરીર અત્યંત મજબૂત બનાવ, કે જેથી કરીને અમે ઉત્તમ પ્રકારના બળવાન ને પરાક્રમી થઈને અમારા શત્રુઓને ભગાડી દઈએ. (૨) જેવી રીતે ગાય પોતાના વાછરડાનું હિત સદા તપાસે છે, તેવી જ રીતે હે ઈશ્વર ! માતૃભૂમિના પ્રેમે રંગાયલા વીરો આગેકદમ કૂચ આદરે. (૩) જેવી રીતે આકાશ તથા ભૂલોકની વચમાં તેજસ્વી ગોળાઓ ચમકે છે, તેવી જ રીતે રાજા અને પ્રજાની વચ્ચે વીરનરો ચમકતા રહે; તથા તેઓ પવિત્રપણે વર્તતા રહી રોગાદિ ભયોથી દૂર રહે ! " (૪)

સાધારણ રીતે તારવેલો આ આશય બહુ સંક્ષિપ્ત છે. આ રીતે વાચકોએ પોતાની જાતે વિચાર કરતા બનવું અને વેદનો આશય સમજવાનો પ્રયત્ન કરવો.

## [ કાંડ ૨ : સૂક્ત ૨૮ ]

# દીર્ઘાયુષની પ્રાપ્તિ

( ऋषिः—शम्भुः । देवता—जरिमा, आयुः । )

तुभ्यमेव जरिमन्वर्धतामयं मेममन्ये मृत्यवो हिंसिषुः शतं ये ।
मातेव पुत्रं प्रमना उपस्थे मित्र एनं मित्रियात्पात्वंहसः ॥१॥
मित्र एनं वरुणो वा रिशादा जरामृत्युं कृणुतां संविदानौ ।
तदग्निर्होता वयुनानि विद्वान् विश्वा देवानां जनिमा विवक्ति॥२॥
त्वमीशिषे पशूनां पार्थिवानां ये जाता उत वा ये जनित्राः ।
मेमं प्राणो हासीन्मो अपानो मेमं मित्रा वधिषुर्मो अमित्राः ॥३॥
द्यौष्ट्वा पिता पृथिवी माता जरामृत्युं कृणुतां संविदाने ।
यथा जीवा अदितेरुपस्थे प्राणापानाभ्यां गुपितः शतं हिमाः ॥४॥
इममग्न आयुषे वर्चसे नय प्रियं रेतो वरुण मित्रराजन् ।
मातेवास्मा अदिते शर्म यच्छ विश्वे देवा जरदष्टिर्यथासत् ॥५॥

અર્થ:—હે ( जरिमन् ) વૃદ્ધાવસ્થા ! ( तुभ्यं एव अयं वर्धताम् ) તારે માટે જ આ માણસ મોટો થયો. ( इमं ये अन्ये शतं मृत्यवः ) આ બધાં કમોતો (ઘાતો) (मा हिंसिषुः) એની હિંસા ન કરે. ( प्र-मनाः माता पुत्रं उपस्थे इव ) પ્રસન્ન મનવાળી માતા પુત્રને જેમ ખોળામાં લે છે તેમ ( मित्रः मित्रियात् एनसः एनं पातु ) મિત્ર મિત્ર સંબંધી પાપથી એને બચાવે. ( ૧ ) ( मित्रः रिशादसः वरुणः वा ) મિત્ર તથા શત્રુનાશક

વરુણ ( **संविदानौ परं जरामृत्युं कृणुतां** ) બન્ને મળીને એને વૃદ્ધાવસ્થા બાદ મરનારો બનાવે. (**होता वयुनानि विद्वान् अग्निः**) દાતા અને સઘળાં કર્મોને બરાબર ઓળખનારો અગ્નિ ( **तत् विश्वा देवानां जनिमा विवक्ति** ) એને સર્વ દેવોનાં જન્મ વિષે કહે છે (૨) ( **ये जाताः उत वा ये जनित्वाः** ) જેઓ જન્મ્યાં છે અને જેઓ જન્મવાવાળાં છે, તે ( **पार्थिवानां पशूनां त्वं ईशिषे** ) બધાં જ પૃથ્વીપરનાં પ્રાણીઓનો તું સ્વામી કહેતાં માલિક છે. ( **इमं प्राणः मा, अपानः च मा हासीत्** ) પ્રાણ તથા અપાન ( વાયુઓ ) એનો ત્યાગ ન કરી દે; તથા ( **मित्राः इमं मा वधिषुः** ) મિત્ર એને ન મારે, અને ( **मा अमित्राः** ) શત્રુઓ પણ એનો ઘાત ન કરે. (૩) ( **द्यौः पिता पृथिवी माता संविदाने** ) દ્યૌષ્પિતા અને પૃથ્વીમાતા મળીને ( **त्वा जरामृत्युं कृणुतां** ) તને વૃદ્ધાવસ્થા બાદ મરનારો બનાવે. (**यथा अदितेः उपस्थे** ) જેથી કરીને માતૃભૂમિની ગોદમાં ( **प्राणापानाभ्यां गुपितः** ) પ્રાણ તથા અપાનથી સુરક્ષિત બનીને ( **शतं हिमाः जीवाः** ) સો શિયાળા (વર્ષ) સુધી તું જીવતો રહે. (૪) હે ( **अग्ने मित्र वरुण राजन्** ) અગ્નિ, મિત્ર તથા વરુણરાજા ! ( **प्रियं रेतः** ) મનગમતા ભોગો તથા વીર્યનું બળ આપીને ( **इमं आयुषे वर्चसे नय** ) એને દીર્ઘાયુ તથા તેજની પ્રાપ્તિને માટે તમે આગળ લઈ જાઓ ! હે ( **अदित्ते** ) આદિશક્તિ ! તું ( **माता इव अस्मै शर्म यच्छ** ) માતાની પેઠે એને સુખ આપનારી નીવડજે ! હે વિશ્વદેવો ! (**यथा जरदष्टिः असत्** ) આ મનુષ્ય વૃદ્ધાવસ્થા લગી જીવી શકે એવી રીતની સહાય કરતા રહેજો !(૫).

**ભાવાર્થ**:—મનુષ્ય પાકી વૃદ્ધાવસ્થા સુધીનું દીર્ઘાયુ પ્રાપ્ત કરે. તે દરમ્યાન સેંકડો ઘાતોના પ્રસંગો એને શિર ગુજરે તોપણ તેમાંથી તેણે ઊગરી જવું રહ્યું. માતા જેમ પોતાના પ્રિય પુત્રને

ગોદમાં ઘાલીને તેને લડાવે છે ને પાળે પોષે છે, તેમ સહુ કોઇનો મિત્ર એવો દેવ આ માણસને મિત્ર સંબંધી પાપોમાંથી ઉગારી લે (૧). શત્રુનો નાશ કરનાર મિત્ર તથા વરુણદેવો મળીને એને અતિ દીર્ઘાયુષી કરે. સર્વ ચરિત્રો જાણનાર તેજસ્વી દેવ એને સઘળા દેવતાઓનાં જીવનચરિત્રો કહી સંભળાવે. (૨) હે ઇશ્વર! પૃથ્વી પર જન્મેલાં તેમજ જન્મનારાં તમામ પ્રાણીઓનો માલિક તું જ છે. પ્રાણ તથા અપાન વાયુઓ આને અધવચથી જ ન ત્યજી જાય, તથા મિત્રો અગર શત્રુઓને હાથે એનો ઘાત ન થાય એવી કૃપા કરજે! (૩) દ્યુપિતા સૂર્ય તથા માતૃભૂમિ એ બન્ને મળીને આને દીર્ઘાયુ સુધી જીવતો રાખે, તથા આ મનુષ્ય પોતીકી માતૃભૂમિની ગોદમાં પ્રાણ તથા અપાનોથી સુરક્ષિત બની રહી સો વર્ષનો લાંબો આવરદા ભોગવે. (૪) હે અગ્નિ વરુણ મિત્ર રાજન્! તમે બધા મળીને આને મનગમતા ભોગ પદાર્થો પૂરા પાડી તથા વીર્ય ને તાકાતની બક્ષિસ આપી તે દ્વારા દીર્ઘાયુવાળું તેજસ્વી જીવન પ્રાપ્ત કરાવજો! આદિશક્તિ માતાના જેવું સુખ એને આપજો! અને બીજા બધા દેવતાઓ પણ એને એવી સહાય જરૂર કરતા રહેજો કે જેના યોગે તે સુખભર્યો લાંબો આવરદા જીવવા ભાગ્યશાળી બને (૫).

## દીર્ઘાયુષ્યની મર્યાદા.

"શતાયુ" શબ્દ દીર્ઘ આયુષ્યની મર્યાદાનો સૂચક છે. આ સૂક્તના ૪થા મંત્રમાં પણ ( **शतं हिमाः जीवाः** ) 'સો વર્ષ લગી જીવો' એમ કહીને સો વર્ષનો આવરદા પ્રાપ્ત કરવો એવો ઉપદેશ આપવાનો આ સૂક્તનો ઉદ્દેશ છે. નાની ઉમ્મરના બાળકને 'સો વર્ષનો થજે' એવો આશીર્વાદ આપવામાં આવે છે, અને સર્વ કોઈ જીગરપૂર્વક ઇચ્છે છે કે બાળક સો વર્ષનો પૂરો આવરદા ભોગવવા ભાગ્યશાળી નીવડે. તથા—

ये अन्ये शतं मृत्यवः ते इमं मा हिंसिषुः ( મં. ૧ )

" જે સેંકડો અપમૃત્યુઓ ( ઘાતો ) છે તે એને હણી ન શકે " અર્થાત્ કે સો વર્ષ પૂરાં થતાં લગીમાં કોઈ જ ઘાત વા અકાળ મૃત્યુ એનો નાશ ન કરી શકે. વચમાં કોઈ કોઈ વાર કોક અપમૃત્યુ વા ઘાત એની મુલાકાત લઇ જાય છતાં તેનો નાશ કરવામાં તેને સફળતા ન મળે યાને તેમાંથી તે ઊગરી જાય એમ કહેવાનો અહીં ઉદ્દેશ છે. આવું દીર્ઘાયુ પ્રાપ્ત કરવા કાજે લોકોએ એવા તો દૃઢ વ્રતધારી બનવું તથા પાનપાન અને ભોગ વ્યવહારાદિ નિયમોનું પાલન એવું તો કાળજીપૂર્વક કરવું કે અધવચમાં જ કાળ તેનો કોળિયો કરી જવામાં કદી ન ફાવે.

## સાધન

દીર્ઘજીવન પ્રાપ્ત કરવાનું સાધન ચોથા મંત્રમાં ટુંકમાં દર્શાવાયું છે, તે આ પ્રમાણેઃ—

प्राणापानाभ्यां गुपितः शतं हिमा जीवाः । ( મં. ૪ )

" પ્રાણ તથા અપાનથી રક્ષાઇને સો વર્ષ લગી જીવો. " આમ આ મંત્રભાગમાં દીર્ઘજીવનનું સાધન જે સૂચવાયું છે, એનો વિચાર જો મનુષ્ય બરાબર કરે તો દીર્ઘાયુની પ્રાપ્તિ થવી અશક્ય નથી. પ્રાણ તથા અપાન દ્વારા પોતાની જાતને સુરક્ષિત બનાવવી જોઇએ. અર્થાત્ કે પ્રાણ તથા અપાનનું બળ પોતાનામાં વધારવું જોઇએ. નાભિ કિંવા ડુંટીના ઉપરના ભાગમાં પ્રાણનું તથા નીચેના ભાગમાં અપાનનું રાજ્ય છે. મનુષ્ય શરીરમાં એ જ મિત્ર તથા વરુણરાજા છે. એનો ઉલ્લેખ આ જ સૂક્તમાં અન્યત્ર (મં. ૨, ૫ માં) થયેલો પાઠક જોઇ શકશે. આ એક સાધનાથી મનુષ્ય દીર્ઘાયુષ મેળવવા સમર્થ બને છે.

## એનું કાર્યક્ષેત્ર

શ્વાસ અને ઉચ્છવાસ રૂપી પ્રાણનું કાર્ય તો આપણને પ્રત્યક્ષ દેખાય છે. પ્રાણાયામ દ્વારા પ્રાણની તાકાતમાં વધારો થાય છે અને એની બધી ક્રિયાઓ પણ ભલી ભાંતે ચાલી શકે છે. સાધારણ રીતે '**ભસ્રા**' તથા '**ઉજ્જાયી**' પ્રાણાયામો આ અનુષ્ઠાન માટે પૂરતા છે. ભસ્રા પ્રાણાયામ ધોવાના ધોકાની ગતિ જેવી વેગબંધ શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવાથી સિદ્ધ થાય છે. એ થોડા વખત સુધી જ થઇ શકે છે. લાંબો વખત સુગમતાપૂર્વક કરી શકાય એવો પ્રાણાયામ તો 'ઉજ્જાયી' છે. તે નાક વાટે શાંત ધીરી ગતિથી અવાજયુક્ત શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવાથી સિદ્ધ થાય છે. શ્વાસ લેતી વખતે પણ અવાજ નીકળવો જોઇએ અને ઉચ્છવાસ કહેતાં શ્વાસ છોડતી વખતે પણ અવાજ થવો જોઇએ. કુંભક કરવો હોય તો કરવો અને ન કરવો હોય તો કંઇ નહિ. આ પ્રાણાયામ અતિ સુગમ અને બહુ આસાનીથી થઇ શકે તેવો છે, ને તે કોઈ પણ વખતે સહેલાઇથી કરી શકાય તેમ છે. આ પ્રાણાયામ સૌમ્ય કહેતાં શાંત ને સહેલો હોવા છતાં પણ પ્રાણની શક્તિ વધારવાના આ કાર્ય માટે બહુ જ ઉપયોગી છે.

આ પ્રમાણે પ્રાણનું બળ વધારવાનું અનુષ્ઠાન થતું રહેવાથી અપાનક્ષેત્ર પર પણ તેનો પ્રભાવ પડે છે ને ત્યાં પણ પરિણામ જણાવા માંડે છે. અપાનનું કાર્ય પણ ઉત્તમ પ્રકારે ચાલવા લાગે છે. અપાનનું કાર્ય મલમૂત્રનો ત્યાગ કરવો તથા કોઠામાંના વાયુઓને નીચેના ભાગો દ્વારા છોડવા એ છે, ને તે એનાથી બને છે. બીજાં યોગસાધનો પણ જાણીતા સાધકો પાસેથી આ વિષય પૂરતાં જાણી લઇ શકાય.

આ રીતે પ્રાણ અને અપાનની શક્તિઓમાં વધારો કરવાથી

દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાનો હેતુ પાર પડી શકે છે. હિતકારી, માફક આવતું પથ્ય ભોજન, સંયમવૃત્તિ, બ્રહ્મચર્યપાલન વગેરે ધર્મમાર્ગનાં જે સાધનો છે, તે તો હરેક અવસ્થામાં જરૂરનાં હોઈ બધી જ સ્થિતિમાં એકસરખાં આચરણમાં મૂકવાનાં છે જ. એટલે તેમનો વિચાર અત્રે ખાસ કરવાની જરૂર નથી ગણુતા. પ્રાણ–અપાનના બળથી પોતાની જાતને સુરક્ષિત કરવા સંબંધીનું આ એક માત્ર અનુષ્ઠાન અહીં આ કાર્યને માટે આ સૂક્તે બતાવ્યું છે ને. તે યોગ્ય જ છે.

પ્રાણાપાનની બેઉ ક્રિયાઓ અચ્છી રીતે થવા લાગતાં શૌચ-શુદ્ધિ બાબતમાં કંઇ જ તકલીફ રહેવા પામશે નહિ, ભૂખ સારી પેઠે લાગશે, ને છાતીમાં પણ કફ વગેરેની કશી જ ફરિયાદ નહિ રહે. શરીરના બધા જ વ્યવહાર આમ વગર કષ્ટે ને બિનતકલીફે થવા માંડે, કે સમજી લેવું કે દીર્ઘાયુપ્રાપ્તિના ચીલે તમારૂં ગાડું ચઢી ચૂકયું છે. પરંતુ ઉપરોક્ત વ્યવહારોમાં કષ્ટ પડતું જણાય તો જાણવું કે તમારૂં ગાડું હજી ચીલા બહાર છે, યોગ્ય ચીલે નથી ચઢવા પામ્યું. એ જ વાત ત્રીજા મંત્રમાં કહી છે, ને તે આ પ્રમાણે—

**इमं प्राणः मा हासीत्, मा अपानः ।** ( મં. ૩ )

" પ્રાણ કે અપાન એને અધવચ્ચે ન છોડી જાય. " અર્થાત્ કે આ માણસ સો વર્ષનો આવરદા પૂરો થતાં લગી જીવે, અને એના શરીરમાં પ્રાણ તથા અપાન પોતપોતાની ક્રિયાઓ ભલી ભાંતે ચલાવતા રહે. નિજ તંદુરસ્તી વા આરોગ્યનો વિચાર કરનારા સર્વ કોઇએ પોતાની અંદરની પ્રાણ–અપાનની ક્રિયાઓ તરફ ચીવટાઇ-ભર્યું લક્ષ આપવું જોઇએ, કારણ કે એ ઉભય ક્રિયાઓ યથાયોગ્ય ચાલતી રહેવા પર જ આરોગ્યનો આધાર રહેલો છે.

સ્વાસ્થ્ય કિંવા આરોગ્ય અને દીર્ઘાયુષને પ્રાપ્ત કરવાની આ જ ચાવી છે. **प्राणापानाभ्यां गुपितः** યાને પ્રાણ તથા અપાન-દ્વારા જે સુરક્ષિત બને છે, તે ખાત્રીથી સો વર્ષનો આવરદા જીવી શકે છે. એટલા માટે દીર્ઘાયુને વાંચ્છનાર એકે એક જણે પોતાની અંદરની આ બન્ને શક્તિઓને જેમ બને તેમ વિકસાવ્યે જવી.

## વધ

પ્રાણ અપાનની શક્તિઓ બળવાન બને અને શરીરસ્વાસ્થ્ય પણ ઉત્તમ રહે, તે છતાં પણ વધ, કતલ, અકસ્માત વગેરે અણધારી આફતો દ્વારા પણ માનવીની જીંદગી કપાઇ જાય એ બનવાજોગ છે. ધર્મયુદ્ધ વગેરેના પ્રસંગોને બાજુએ મૂકીશું. કેમકે એવામાં ભાગ લેતાં લેતાં મરણને વર્યાથી તો ધર્મ જ હાંસલ થાય છે. એ સિવાયના બીજા વધો અને બીજી ઘાતો પણ મનુષ્ય–જીવનમાં સંભવિત છે. પરંતુ તેમને દૂર કરવાં યા ટાળવાં એ મનુષ્ય સત્તાની વાત નથી. છતાં કોઇ કોઈ પ્રસંગોમાં પોતાની અંદર રહેલા અહિંસા ભાવને બ્હઢાવવાથી તથા સાર્વત્રિક પ્રેમદષ્ટિ યાને સર્વ કોઇના તરફ પ્રેમભાવની વૃદ્ધિ કરવાથી ઘાતક લોકોનાં મન પણ સુધરી જઈ શકે છે. પરંતુ એવી સિદ્ધિ યોગાનુષ્ઠાન તેમ જ દીર્ઘ આત્મસંયમ દ્વારા જ મેળવી શકાતી હોવાથી સહુને માટે તે શકય નથી. તેથી જનસમુદાયને માટે તો ઇશપ્રાર્થના એ જ એક સુગમ સાધન હોઇ તે સંબંધમાં ૩ જા મંત્રમાં કહ્યું છે કે—

## ઇશપ્રાર્થના

*इमं मित्राः मा वधिषुः मा अमित्राः ।* ( મં. ૩ )

" હે ઇશ્વર ! મિત્ર તેમ અમિત્ર પૈકી કોઇ જ એનો વધ ન કરે (એવી કૃપા કરજે !)"

ત્રીજો મંત્ર પરમેશ્વરની પ્રાર્થના સંબંધીનો જ છે. " ભૂત તેમ જ ભવિષ્ય કાળમાં બધાં પ્રાણીઓનો એક જ, ઈશ્વર છે. બધાંનું પાલન તે જ કરે છે. એની કૃપાથી આ માણસનો વધ ન થવા પામે અને એનું આરોગ્ય પણ ઉત્તમ રીતે જળવાઇ રહે. " ત્રીજા મંત્રનો આ ભાવ ઈશપ્રાર્થનાનું બળ મેળવવાની જરુરિયાત સૂચવે છે. ચરાચર સકળ જગતનું પાલન કરનાર તો પરમેશ્વર જ છે. એટલે તેની ભક્તિ કરવાથી શ્રદ્ધાનું બળ જે વધે છે તે કંઈ અપૂર્વ હોય છે. શ્રદ્ધાવાન લોકો જ એ બળને અનુભવી શકે છે. અને શ્રદ્ધાપૂર્વક ભગવાનની ભક્તિ કરવાવાળા ઉપાસકનું આરોગ્ય સામાન્ય રીતે ઉત્તમ પ્રકારનું હોય છે, એવું મોટે ભાગે જોવામાં પણ આવે છે. એટલા માટે આ દીર્ઘાયુપ્રાપ્તિના સૂક્તમાં ( त्वं ईशिषे ) એ ત્રીજા મંત્ર દ્વારા ઈશ્વરભક્તિનો જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે બહુ જ મહત્ત્વનો છે. ઇશપ્રાર્થનાના આ બળ વિહોણા ન રહી જવાય એ વાચક માત્રે ખાસ જોવું. આ બળની પ્રાપ્તિ પછી જ બીજાં સાધનો લાભકારી નીવડે છે. આ બળની ગેરહાજરીમાં બીજાં ગમે તેટલાં સાધનો ગમે તેટલાં નિકટ હોય તોપણ તે ખાસ ફાયદો કરી શકતાં નથી. આ રહસ્ય સમજી લઇને પાઠકો સર્વ વિઘ્નોને હરનાર ઇશભક્તિનું બળ પોતાની અંદર વધારે એ જ ઇચ્છવાયોગ્ય.

## દેવચરિત્રોનું શ્રવણ

દીર્ઘાયુ પ્રાપ્ત કરવા કાજે, શ્રવણ તથા વાચન જે કરાય તે દેવતાઓનાં ચરિત્રોનું જ કરાય એ ખાસ ઇષ્ટ છે. દેવો એટલે કે દેવતાઓ જેવા સત્પુરુષોનાં જીવનચરિત્રનાગ્રંથો સાંભળવા જોઇએ, વા વાંચવા જોઇએ, અને તે તે મહાપુરુષોની ચરિત્રલીલાઓનું મનન કરવું જોઇએ.

આજકાલ તો નવલકથાઓ વગેરેનું સાહિત્ય એવું ઘૃણાપાત્ર લાવાળું બહાર પડે છે કે, તેના વાચન-શ્રવણથી માનવીના ો શમવાને બદલે ઊલટાં વધવા પામે છે, વીર્ય ચલિત થાય બ્રહ્મચર્ય ખંડિત બને છે, અને બીજી જાતજાતની આપદાઓ જાય છે. પરંતુ અફસોસ કે એવાં પુસ્તકોનું પ્રકાશન આજ-વધતું ચાલ્યું છે. આપણા દેશમાં શું કે ઇતર દેશોમાં શું, દરજ્જાનાં માણસોની, લેખનવ્યવસાયના ક્ષેત્રમાં, ભરતી ી થતી હોવાને કારણે હલકા પ્રકારનું સાહિત્ય ઝાઝું પ્રકટ માંડ્યું છે, ને તેને પરિણામે બધી વાતે હાનિ જ હાનિ થઇ છે. એમાંથી ઊગરવા માટે આ સૂક્ત, બીજા મંત્ર દ્વારા, ચેતીનો સૂર ઉચ્ચારે છે કે:—

**वयुनानि विद्वान् होता अग्निः**
**तत् विश्वा देवानां जनिमा विवक्ति ।** ( મં૦ ૨)

**અર્થાત્ કે**—" બધાં જ કર્મોને અચ્છી રીતે જાણવાવાળા ી અગ્નિના જેવો તેજસ્વી ઉપદેશક બધા દેવોનાં જીવનચરિત્ર ી કહી સંભળાવે. " આ મંત્ર અનેક દૃષ્ટિએ મનન કરવાયોગ્ય એમાં પ્રથમ તો ઉપદેશકના ગુણ વર્ણવ્યા છે. ઉપદેશક દિલનો ી તેમજ ઉદાર હોવો જોઇએ, પોતાના સર્વસ્વનો ( **होता** ) ન કરવાવાળો યાને ભોગ આપવાવાળો હોવો જોઇએ, (**अग्निः**) ગ્નિના જેવો તેજસ્વી હોવો જોઇએ, તથા ( **वयुनानि विद्वान्** ) વ્યાકર્તવ્યને યથાયોગ્ય રીતે જાણવાવાળો હોવો જોઇએ, વા ગુણ ધરાવનારો હોશિયાર ને સજાગ ઉપદેશક જ લોકોનો ર્ગદર્શક ભોમિયો બને, લોકોને ધર્મમાર્ગનો બોધ કરે અને ાને ( **देवानां जनिमानि** ) દેવતાઓનાં જીવનચરિત્રો સુણાવે. ાએ પોતાનાં જીવન દરમ્યાન કેવાં કેવાં શુભ કર્મો કર્યાં, કેવી તના પરોપકાર કેવી રીતે કર્યા, જનતાનો ઉદ્ધાર કેવે પ્રકારે

કર્મો, વગેરે વગેરે તમામ વાતો લોકોને તે સરળ રીતે સમજાવી દે. રાક્ષસો અને પિશાચોનાં ચરિત્ર વાંચવા યા સાંભળવા ન જોઇએ: દેવોનાં દિવ્ય ચરિત્રો નજર સામે હરહંમેશ રાખવાં જોઇએ. દેવોનાં જ જીવન આદર્શ હોય છે. રાક્ષસ અને પિશાચોનાં, ઠગો અને ડાકુઓનાં ચરિત્ર ભૂલેચૂકે પણ કાને ધરવાલાયક નથી હોતાં. દેવતાઓનાં દિવ્ય ચરિત્રોને આદર્શ તરીકે મનુષ્યો જો પોતાની નજર સમક્ષ રાખશે તો તેમનાં જીવન પણ સુધરી જશે એટલું જ નહિ પણ આયુષ્યની પણ બઢતી થશે. આયુષ્યના વધારા માટે પણ આ એક ઉત્તમ ઇલાજ છે. ભગવાન શ્રી રામચંદ્રના જીવનને લોકો પોતાનો આદર્શ ગણે, રાવણના જીવનને નહિ જ. આજકાલ નવલકથા ને નવલિકાનાં પુસ્તકો માનવી અંતઃકરણોને જે બગાડી રહ્યાં છે, તેમાંથી ઊગરી જવાય તેમ કરવાનું સૂચન વેદ અહીં કરે છે. એનું પાલન જેટલું અધિક થશે તેટલો અધિક ફાયદો જીવનવિકાસની બાબતમાં જણાશે.

આજકાલ જે ચરિત્રો મળે છે તે પણ મોટે ભાગે મનના વિકારને વધારનારાં જ મળે છે. સંયમશીલતાને વધારનારાં ને પોષનારાં ચરિત્ર ગ્રંથો ઓછા મળે છે. એટલે સદ્ગ્રંથોનું વાચન એ આજકાલ બહુ અઘરી વાત થઇ પડી છે. તથાપિ ઋષિજનોની કૃપાથી રામાયણ, મહાભારત જેવા ગ્રંથો અને ઋષિપ્રણીત બીજા કિંમતી ગ્રંથો આપણે ત્યાં મોજૂદ છે. એ ગ્રંથોનું મનન કરવાથી બહુ જ મોટો લાભ મનુષ્યના જીવનવિકાસમાં થઇ શકે તેમ છે. જે લોકો આ વાતનું રહસ્ય બરાબર પિછાનતા હોય યાને જેઓ આમ થવાની જરૂર સમજતા હોય, તેઓ સારાં બોધક જીવનચરિત્રો નિર્માણ કરવા કરાવવાની તેમજ વાંચવા વંચાવવાની વ્યવસ્થા કરે એ બહુ જ ઇચ્છવાયોગ્ય છે. એવું થશે તો જ ભાવિ પ્રજાનો જીવનસુધારનો માર્ગ સરળ બનશે.

મતલબ કે, "દિવ્ય ચરિત્રોનું શ્રવણમનન" એ દીર્ઘાયુ પ્રાપ્તિ માટેનું એક અમોલું સાધન છે, એવો ઉપદેશ આ મંત્રભાગ જે આપે છે તે ખૂબ અગત્યનો છે. દીર્ઘાયુને વાંચ્છનારાંઓએ એને અમલમાં મૂકવો જોઇએ યાને ઉચ્ચ જીવનચરિત્રોના વાચન મનનનો અભ્યાસ રાખવો જોઇએ.

## પાપથી બચતાં રહેવું

દીર્ઘાયુષ્ય મેળવવા માટે પાપથી પોતાની જાતને ઉગારી લેવાની પણ પરમ આવશ્યકતા છે. પાપથી પતન થાય છે, એટલું જ નહિ પણ રોગાદિનો ઉપદ્રવ લાગુ પડતાં આયુષ્યની દોરી કરપાઇ જાય છે. એટલા માટે આ સૂકતનો પહેલો મંત્ર જ પાપથી બચતા રહેવાની સૂચના આપતાં કહે છે કે—

**मित्र एनं मित्रियात् अंहसः पातु ।** (મં. ૧)

"મિત્ર આ મનુષ્યને મિત્રસંબંધી પાપથી બચાવે." શત્રુ સંબંધે થનારાં પાપોથી તો બચવું જોઇએ જ. પરંતુ કેટલાંક લોકો એવું પણ માનવાવાળા હોય છે કે 'મિત્રને કાજે, મિત્રના હિત વાસ્તે ભલું બૂરૂં કંઇ પણ કરવામાં કોઇ જાતનો વાંધો નહિ.' પણ એ માન્યતા બરાબર નથી. પાપ એ હમેશાં પાપ જ છે—પછી તે ગમે તેને માટે આચરવામાં કાં ન આવ્યું હોય? પાપાચરણનું પરિણામ જે પતન તે તો હરકોઇ કિસ્સામાં ભોગવ્યે જ છૂટકો થવાનો. મિત્રના લાભાર્થે કરેલા પાપનું પણ એવું જ પરિણામ આવવાનું. એટલા માટે દીર્ઘાયુ થવાની ઇચ્છા રાખનારા માનવીએ તો પાપમાત્રથી બચતા રહેવાની કાળજી અવશ્ય રાખવી જોઇએ. મિત્ર પોતાના મિત્રને પાપકર્મ કરતાં વારે અને તેને સીધા માર્ગે ચાલવાની સલાહ આપે, એ જ ખરો મિત્રધર્મ છે. 'પાપકર્મનું પરિણામ પતન.' એ સૂત્ર પ્રત્યેક મનુષ્ય પોતાના દિલમાં કોતરી રાખે અને પોતાનો મિત્ર પોતે

બનીને એ ખોટા માર્ગમાંથી પોતાની જાતને ઉગારી લે. મનુષ્ય પોતે જ પોતાની જાતનો મિત્ર તેમ શત્રુ બની શકે છે. એટલે એવું કામ કદાપિ ન કરવું કે જેથી કરી મનુષ્ય પોતે જ પોતાની જાતનો શત્રુ રૂપ બની જાય. મતલબ કે દીર્ઘાયુષી થવું હોય તો માણસે પોતાની જાતને પાપથી હરેક રીતે બચાવી લેવી જોઇએ. પાપાચરણ અને દીર્ઘાયુને બારમા ચંદ્રમા સમજવા.

## ભોગ અને પરાક્રમ

મનુષ્યે ભોગ ભોગવવા જોઇએ તેમ પરાક્રમ પણ કરવાં જોઇએ. પરંતુ ભોગ વધારે પ્રમાણમાં ભોગવવાથી રોગ શરીરમાં ઘર ઘાલે છે ને પરિણામે આયુષ્ય ક્ષીણ બને છે; ત્યારે વીર્યનું રક્ષણ કરવાથી આરોગ્યપૂર્ણ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થઇ શકે છે. ભોગ ભોગવવાનું મનુષ્યને બહુ ગમે છે, એટલે એમ કરવામાં પોતાના વીર્યનો નાશ થઇ જાય છે એની પરવા સામાન્ય મનુષ્ય સાધારણ રીતે કરતો નથી. વીર્યનાશને એ મામુલી વાત સમજે છે. પણ તે બરાબર નથી, તે સમજાવવા પાંચમો મંત્ર ચોખ્ખા શબ્દોમાં કહે છે કે—

इमं प्रियं रेतः आयुषे वर्चसे नय ।·( મંત્ર ૫ )

" આ માણસને મનગમતા ભોગ આપીને, તથા વીર્ય અને પરાક્રમ પણ આપીને દીર્ઘાયુષ્યની સાથે પ્રાપ્ત થનારા તેજ પ્રતિ લઇ ચાલ !" અર્થાત્ કે આ માણસ પોતાને ગમતા ભોગો યોગ્ય પ્રમાણમાં ભોગવતો રહે, તથા વીર્યરક્ષણ દ્વારા પરાક્રમોની પણ વૃદ્ધિ કરતો રહે: પણ એ બન્ને બાબતો એવી પ્રમાણસરની હોય કે જેથી કરી એનાં આયુષ્ય તથા તેજમાં વધારો થતો રહે. ભોગો ભોગવવામાં તેમજ પરાક્રમનાં કાર્યોમાં હદ કદી ન વટાવી જવાય એ ધ્યાનમાં રાખવું. હદ વટાવી જવાશે તો અકાળે મૃત્યુ આવીને

પ્રાણ પંખીને ઝડપી જશે. ભોગ તેમજ પરાક્રમનાં કાર્યો વચ્ચે મનુષ્યે પોતાના સમયને એવી રીતે વહેંચી નાખવો જોઈએ કે ભોગ પણ યથાપ્રમાણ ભોગવી શકાય તથા વીર્ય વા પરાક્રમનાં બધાં કાર્યો પણ યથાવત્ બની આવે. અને એમાંનું કશું ય દીર્ઘાયુ તથા તેજસ્વિતા–પ્રાપ્તિના માર્ગમાં અંતરાય રૂપ ન નીવડે. પોતાનાં બધાં જ કાર્યો કરવા ટાણે મનુષ્યે આ સૂચનાને અનુસરવું ઘટે. વીર્યના યોગ્ય ઉપયોગથી પ્રજોત્પત્તિ થઇ શકે છે, તેમ બળમાં વૃદ્ધિ પણ થઈ શકે છે; ત્યારે અયોગ્ય ઉપયોગથી અને હદ વટાવી જવાથી બ્રહ્મચર્યનો નાશ થાય છે અને તેને પરિણામે જાતજાતનાં કષ્ટ આવી પડે છે. ઇતર ભોગોની બાબતમાં પણ આમ જ સમજવાનું છે. આ મુદ્દાને ધ્યાનમાં રાખીને મનુષ્ય જો પોતાનો વ્યવહાર રાખશે તો તેને ભોગનો આનંદ મળશે, તેમજ દીર્ઘાયુનો લાભ પણ મળશે.

## દેવોની સહાય

१. मित्रः विशादसो वरुणः संविदानौ जरामृत्युं कृणुतां । ( મં૦ ૨ ).

२. द्यौष्पिता पृथिवी माता संविदाने त्वा जरामृत्युं कृणुतां । ( મં૦ ૪ ).

३. अदिते ! माता इव शर्म यच्छ । ( મં૦ ૫ ).

४. विश्वे देवाः ! जरदष्टिः यथा असत् । ( મં૦ ૫ ).

અર્થાત્—" મિત્ર તેમજ શત્રુનાશક વરુણ એ બન્ને મળીને એને દીર્ઘાયુષી કરે ! દ્યુલોક તથા માતૃભૂમિ મળીને એને દીર્ઘાયુષી કરે ! હે અવિનાશી આદિશક્તિ ! તું માતાની માફક સુખ દેતી રહે ! હે બધા દેવો ! એને પૂરા આવરદાવાળો અતિ વૃદ્ધ કરો !"

અહીં મિત્ર વરુણ, સૂર્ય, પૃથિવી, અદિતિ અને બીજા બધા દેવો મનુષ્યને દીર્ઘાયુષી બનાવવામાં સહાયભૂત થાઓ, એવી પ્રાર્થના કરવામાં આવી છે. એથી સ્પષ્ટ થાય છે કે દીર્ઘાયુ મેળવવાની ઇચ્છા ધરાવનારાએ આ બધા દેવો સાથે અવિરોધી વર્તાવ રાખવો જોઈએ. દેવતાઓની અનુકૂળતા અને એમની કૃપા પર જ જો આયુષ્યની વૃદ્ધિનો આધાર છે, તો પછી એમની સાથે વિરોધ રાખવાનું પાલવે જ શી રીતે? સૂર્યદેવ પોતાના પ્રકાશ દ્વારા સર્વત્ર શુદ્ધિ કરતો રહે છે અને એ રીતે આપણને દીર્ઘાયુ બક્ષે છે. એટલા માટે સૂર્યપ્રકાશ યાને તડકાથી ભાગતા ન રહેવું. સૂર્યપ્રકાશને ટાળતા જ રહીએ તો પછી દીર્ઘાયુ પ્રાપ્ત કરવાની આપણી મહત્ત્વાકાંક્ષા પાર પાડવામાં સહાયકર્તા તે કેવી રીતે બની શકે? એવી રીતે વરુણદેવ એ સમુદ્રનો દેવ છે. સમુદ્રજળ, વૃષ્ટિજળ, સામાન્યજળ એ બધાં જળનું જીવન સમુદ્ર જ છે. આ જળ પૈકી ગમે તે જળથી પણ મનુષ્ય પોતાની નિર્મળતા કરતો રહે યાને નહાતો ધોતો રહે તેમજ બીજી રીતે લાભ ઉઠાવતો રહે, તો જ જળદેવતા વરુણની સહાયનો લાભ તે પામી શકે. માતૃભૂમિની યોગ્ય ઉપાસના કરતા રહેવાથી જે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થાય છે, તેનાથી મનુષ્ય કાર્યક્ષમ બની શકે છે અને પરિણામે દીર્ઘ જીવન જીવવા ભાગ્યશાળી બને છે. બાકીના બીજા દેવોની બાબતમાં પણ આવો જ પ્રકાર હોય વાચક પોતે તે વિચારપૂર્વક સમજી લે અને એ સમજનો લાભ ઉઠાવી દીર્ઘાયુષી બને!

## રાષ્ટ્રીય એકતા

( ऋषिः—अथर्वा । देवता—मित्रः, विश्वदेवाः )

आ यांतु मित्र ऋतुभिः कल्पमानः संवेशयन्पृथिवीमुस्रियाभिः ।
अथास्मभ्यं वरुणो वायुरग्निर्बृहद्राष्ट्रं संवेश्य॑ऽदधातु ॥ १ ॥

धाता रातिः संवितेदं जुषन्तामिन्द्रस्त्वष्टा प्रति हर्यन्तु मे वचः
हुवे देवीमदितिं शूरपुत्रां सजातानां मध्यमेष्ठा यथासानि ॥२॥

અર્થ—( **उस्रियाभिः पृथिवीं संवेशयन्** ) કિરણોથી પૃથ્વીને સંયોજતો, ( **ऋतुभिः कल्पमानः** ઋતુઓથી સમર્થ બનતો ( **मित्रः** ) મિત્ર ( **आयातु** ) આવે ( **अथ** ) અને ( **वरुणः वायुः अग्निः** ) વરુણ વાયુ તથા અગ્નિદેવો ( **अस्मभ्यं संवेश्य बृहत् राष्ट्रं** ) અમારે બધાને માટે ઉત્તમ પ્રકારે રહેવાલાયક મહાન રાષ્ટ્રને ( **दधातु** ) ધારણ કરે. ( ૧ ).

( **धाता रातिः सविता** ) ધારણકર્તા અને દાતા એવો જે સવિતા તે ( **मे इदं वचः** ) મારું આ વચન ( **जुषन्तां** ) પ્રીતિપૂર્વક શ્રવણ કરે અને ( **इन्द्रः त्वष्टा** ) ઇન્દ્ર તથા ત્વષ્ટા કહેતાં દેવતાઓનો કારીગર ( **मे इदं वचः प्रतिहर्यन्तु** ) મારું આ વચન માન્ય રાખે. ( **शूरपुत्रां देवीं अदितिं हुवे** ) શૂરપુત્રોવાળી અદીન દેવી માતાને હું બોલાવું છું ( **यथा सजातानां मध्यमे-ष्ठाः असानि** ) કે જેથી કરી હું સ્વજાતીલાની અંદર મધ્ય વા પ્રમુખસ્થાન પર રહેનારો બની શકું ( ૨ ).

ભાવાર્થ—પોતાનાં કિરણો વડે પૃથ્વીને પ્રકાશિત કરનાર તથા ઋતુઓ દ્વારા સામર્થ્યમાં વધારો કરનાર સૂર્ય, વરુણ, વાયુ અને

અગ્નિ એ બધા દેવો અમોને એવું મોટું વિશાળ રાષ્ટ્ર આપે કે જે અમારા વસવાટ માટે બધી રીતે લાયક હોય ( ૧ ).

બધાંને ધારણ કરનાર, દાતા સવિતા અને ઇન્દ્ર તથા તણ દેવો મારું આ વચન કાને ધરે અને માન્ય રાખે, અને શૂરપુત્રોની માતા અદિતિ દેવીને પણ હું કહું છું કે આ બધાઓ મને એવી સહાય કરે કે જેથી કરીને ગામમાં સ્વજાતીય સમાજની અંદર આગળ પડતા યાને પ્રમુખસ્થાન પર બિરાજવાની યોગ્યતા આવે. (૨)

हुवे सोमं सवितारं नमोभिर्विश्वानादित्याँ अहमुत्तरत्वे ।
अयमग्निर्दीदायद्दीर्घमेव संजातैरिद्धोऽप्रतिब्रुवद्भिः ॥ ३ ॥

इहेदसाथ न परो गमाथेर्यो गोपाः पुष्टपतिर्व आजत् ।
अस्मै कामायोप कामिनीर्विश्वे वो देवा उपसंयन्तु ॥ ४ ॥

અર્થ—( अहं सोमं सवितारं विश्वान् आदित्यान् ) સોમ સવિતા તથા સર્વ આદિત્યોને હું ( उत्तरत्वे ) અધિક શ્રેષ્ઠતાની પ્રાપ્તિ માટે ( नमोभिः हुवे ) અનેક સત્કારો સાથે બોલાવું છું. ( अ-प्रति-बु-वद्भिः सजातैः इद्धः ) વિરોધી સૂર ન કાઢવાવાળા સ્વજાતીય જનો દ્વારા પ્રકટાવાયેલો ( अयं अग्निः ) આ અગ્નિ ( दीर्घं एव दीदयत् ) દીર્ઘ કાળ પર્યંત તપતો વ પ્રકાશતો રહે ( ૩ ).

( इह इत् असाथ ) અહીં જ રહો, ( परः न गमाथ ) દૂર ન જશો. ( इर्यः गोपाः ) અન્ન સામગ્રી ધરાવનારા તથા ગાયોનું પાલન કરનારા ( पुष्ट पतिः व आजत् ) પોષણ કરતાં કરતાં તમને અહીં લાવે, ( विश्वेदेवाः ) સર્વ દેવતાઓ ( अस्मै कामाय ) આ કામનાની સફળતા ( कामिनी वः ) ઝંખનારી

તમારા જેવી બધી પ્રજાઓને ( उप उप संयन्तु ) એકતાના વિચારથી જોડે ( ૪ ).

**ભાવાર્થ**—સોમ સવિતા તથા બધા આદિત્ય દેવતાઓને, અને શ્રેષ્ઠ પ્રકારની યોગ્યતા મેળવવાના કામમાં જરૂરી સહાયતા આપવા સારૂ હું નમ્રતાપૂર્વક આમંત્રું છું. પરસ્પર વિરોધ ન કરવાવાળા સ્વજાતીય લોકો દ્વારા રાષ્ટ્રીયતાનો આ જે અગ્નિ પ્રકટાવવામાં આવ્યો છે તે લાંબા વખત સુધી અમારી અંદર પ્રજ્વળતો રહે ( ૩ ).

તમે સૌ અહીં એકવિચારવાળા થઇને યાને સંપ સંપીને રહો, પરસ્પરનો વિરોધ કરીને એક બીજાથી છૂટાં ન પડી જાઓ. અન્નને સંઘરનાર ખેડૂત તથા ગાયોનું પાલન કરનાર ગોપલોકો યાને તમારી પુષ્ટિ સાધવાવાળા વૈશ્યો તમને એકત્ર કરીને અહીં લાવે. એક જ ધ્યેયની પૂર્તિ માટે મથનારી બધી પ્રજાઓને બધા દેવતાઓ એકતાના ભાવ વડે સંયોજિત કરે ( ૪ ).

सं वो मनांसि सं व्रता समाकूतीर्नमामसि ।
अमी ये विव्रता स्थन तान्वः सं नमयामसि ॥ ५ ॥
अहं गृभ्णामि मनसा मनांसि मम चित्तमनु चित्तेभिरेत ।
मम वशेषु हृदयानि वः कृणोमि मम यातमनुवर्त्मान एत ॥६॥

**અર્થ**—( वः मनांसि सं ) તમારાં મનને ઐક્યભાવવાળાં કરો, ( व्रता सं ) તમારાં કર્મોને એક ભાવવાળાં કરો; ( आकूतिः स नमामसि ) સંકલ્પોને એકભાવથી ઝુકાવો. ( अमी ये विव्रताः स्थन ) તમે કે જેઓ પરસ્પર વિરૂદ્ધાચરણ કરવાવાળાં છો ( तान्वः सं नमयामसि ) તેમને બધાંને એક વિચારના બળે અમે ઝુકાવીએ છીએ ( ૫ ).

( अहं मनसा मनांसि गृभ्णामि ) હું મારા મન વડે તમારાં મનોને ગ્રહણ કરું છું. ( मम चित्तं चित्तेभिः अनु आ-इत ) તમારાં ચિત્તો ને મારા ચિત્તને અનુકૂળ બનાવીને આવો. ( मम वशेषु वः हृदयानि कृणोमि ) તમારાં હૃદયોને હું મારે કબજે કરું છું. ( मम यातं अनुवर्त्मानः आ-इत ) મારી ચાલચલણને અનુકૂળ આવે એવી ચાલચલણવાળા થઇને અહીં આવો ( ૬ ).

ભાવાર્થ—તમારાં મનનો એકભાવ સાધો, તમારાં કામો એકતાના પોષક હો, તમારા સંકલ્પો એક પ્રકારના હોય કે જેથી કરીને તમારામાં સંઘશક્તિ જામે ને ટકી રહે. પરસ્પર વિરોધ જગવનારાં બધાંને અમે એક વિચારવાળાં કરી સંગઠિત કરીએ છીએ. (૫)

સૌથી પહેલાં હું મારા પોતીકા મન વડે તમારાં મનોને આકર્ષિત કરું છું: તમારાં ચિત્તોને મારા ચિત્તને અનુકૂળ બનાવીને અહીં આવો. તમારાં હૃદયોને હું વશ કરી લઉં છું. હું જે માર્ગે જાઉં છું તેજ માર્ગે તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો (૬).

## અધિક ઉચ્ચતા

હોય તેના કરતાં વધારે ઉચ્ચતા પ્રાપ્ત કરવાની ઇચ્છા મનુષ્ય માત્રની અંદર સ્વાભાવિક રીતે જ રહેલી હોય છે. પોતાની ઉન્નતિ ન ઇચ્છનારો માનવી ભાગ્યે જ કોઈ હોય. દરેક મનુષ્ય જન્મ થકી જ ઉન્નતિને ચાહવાવાળો છે, એ સંબંધમાં આ સૂક્તના ત્રીજા મંત્રનું કથન વિચારવાયોગ્ય છે:—

हुवे सोमं सवितारं नमोभिः ।
विश्वानादित्यॉं अहमुत्तरत्वे ॥ ( મં૦ ૩ ).

" સોમ સવિતા અને બધા આદિત્ય દેવોને હું ઉચ્ચ વા

ન્નત થવાની સ્પર્ધામાં મને સહાય કરવા માટે બોલાવું છું." અર્થાત્ કે દેવતાઓ પાસે હું એવી સહાયતાની અપેક્ષા રાખું છું કે જેથી કરીને દિવ્ય માર્ગે હું ઉન્નતિ મેળવી શકું.

"उत्, उत्तर" એ શબ્દો એક એક કરતાં ચઢિયાતી અવસ્થાના સૂચક છે. સાધારણ અવસ્થાથી ચઢિયાતી અવસ્થા 'उत्' અવસ્થા કહેવાય છે, અને તેનાથી ચઢિયાતી અવસ્થા 'उत्तर' અવસ્થા કહેવાય છે ને તે વધારે શ્રેષ્ઠ હોય છે. મનુષ્યે સદા 'ઉત્તરત્વ' પ્રાપ્ત કરવાને મથવું એવું આ ત્રીજા મંત્રનું સૂચન છે. અર્થાત્ કે પોતાની વર્તમાન અવસ્થા કરતાં ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવાની કોશિષ મનુષ્ય માત્રે અલબત્ત કરવી જ, પરંતુ એના કરતાં ય એક પાયરી ઉપર ચઢવાની મહત્ત્વાકાંક્ષા હૃદયમાં સેવવી ને એ જ ધ્યેય નજર સમક્ષ રાખવું. "उत्-तर-त्व" એ શબ્દમાં આ પ્રકારનો બધો ભાવ રહેલો છે, એની નોંધ વાચકોએ અત્રે જરૂર લેવી ઘટે.

આ અધિક ઉચ્ચ અવસ્થા દિવ્ય માર્ગે જ પ્રાપ્ત કરવી જોઇએ. "શ્રેય અને પ્રેય" અથવા તો "દૈવી અને આસુરી" એવા વિભિન્ન માર્ગો મનુષ્યની સામે આવે છે. તેમાંથી શ્રેય અર્થાત્ દૈવી માર્ગોનું અવલંબન કરવાથી મનુષ્યનું કલ્યાણ થાય છે, જ્યારે બીજા માર્ગે ચાલવાથી હાનિ થાય છે. આસુરી માર્ગને દૂર કરવા માટે તથા શ્રેય માર્ગને અનુસરવાની પ્રેરણા કરવા માટે આ મંત્રમાં "દેવતાઓની નમ્રતાપૂર્વક પ્રાર્થના" કરવા બાબત સૂચવ્યું છે. દેવતાઓની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરનાર માણસ નિકૃષ્ટ માર્ગ પ્રતિ સહસા ડગ નથી ભરતો. દેવતાઓની સહાયતા માટેની પ્રાર્થના આમ મનુષ્યના વિકાસનું કારણ બને છે. દૈવી માર્ગે ચાલવા માંડયા પછી પણ કેટલાંક માણસ આસુરી લાલ-

સાઓમાં ફસાઈ પડે છે. એવા અધવચ્ચ થનારા પતનમાંથી બચવા સારુ ચોથો મંત્ર સૂચવે છે કે—

इह इत् असाथ, न परो गमाथ । ( મં. ૪ ).

" આ દૈવી માર્ગને દૃઢ વળગી રહો, એને છોડીને બીજા માર્ગે ન ચઢી જતા." આ સાવધાનીના સૂર પ્રત્યે ખાસ ધ્યાન આપવા જેવું છે. કારણ ઘણી વાર એવું જોવામાં આવે છે કે આત્મોન્નતિના માર્ગે અનુસરનારો માનવી ક્રમે ક્રમે ઉન્નત થતો જતો હોય છે, ત્યાં જ અધવચમાં એનું પતન એકાએક થતું દેખાય છે. એવું ન બને તેટલા સારુ જ આ ચોથા મંત્રની સૂચના છે. એ સૂચના બરાબર ધ્યાનમાં લેવામાં આવશે તો અધવચ થતા પતનમાંથી ઊગરી શકાશે.

## ઉન્નતિનો માર્ગ

મનુષ્ય એ સામાજિક પ્રાણી હોવાથી ઉન્નતિને કાજે એણે સાંઘિક જીવન સ્વીકારવું જોઈએ. છૂટા છૂટા રહેનાર મનુષ્યની ઉન્નતિ કદાપિ સંભવતી નથી. સામુદાયિક જીવનને માટે જેટલા સ્વાર્થત્યાગની જરૂર પડે છે, તેટલી વૈયક્તિક જીવનને માટે નથી પડતી. એટલા માટે સામુદાયિક જીવન સ્વીકારનારાઓએ પોતાનો અંગત વ્યવહાર એવા પ્રકારનો રાખવો જોઈએ કે જે સમાજની અંદર વિરોધ જગાડનારો ન હોય. આ બાબત પાંચમો મંત્ર ઉપદેશે છે કે—

वः मनांसि सं, वः व्रतानि सं; वः आकूतीः सम् । (મં. ૫)

"તમારાં મન, તમારાં કર્મ, અને તમારા સંકલ્પ એકતાના ભાવને અચ્છી રીતે પોષનારાં હોવાં જોઈએ." આ મંત્રમાં જે 'सं' ઉપસર્ગ વપરાયો છે તે 'ઉત્તમતા તથા એકતા'નો સૂચક છે. મનુષ્યોના સંકલ્પો, એમના માનસિક વિચારો તથા બધી

જાતનાં કર્મો એકતા અને ઉત્તમતાના ભાવોને વધારનારાં હોવાં જોઇએ. કેટલાક લોકો એવા હોય છે કે જેઓ બહારથી તો બૂરાં કામો કંઇ જ કરતાં જણાતાં નથી, પરંતુ મનમાં એટલા બધા બૂરા ભાવો સેવતા રહે છે કે ન પૂછો વાત. એને પરિણામે સમાજની અંદર આપસઆપસના ઝઘડા ઊભા થવા પામે છે. એવું ન થવું જોઇએ. સંકલ્પો, વિચારો, ભાવો ને કર્મો-બધું જ સદા શુભ હોવું જોઇએ. એ પૈકી કશાયમાં વેરઝેરના ભાવને સ્થાન ન મળે તે ખાસ જોવું જોઇએ. આનાથી વિરૂદ્ધ વર્તન કરવાવાળો આપણા સમાજની અંદર કોઇ હોય, તો તેને સમજાવી પટાવીને પણ સન્માર્ગે વાળવો જોઇએ. એ સંબંધમાં પાંચમા મંત્રનો ઉત્તરાર્ધ કહે છે કે -

अमी ये विव्रता स्थन तान्वः सं नमयामसि ॥ (મં. ૫).

"આ જે વિરૂદ્ધ આચરણ કરવાવાળાં છે, તેમને પણ અમે એકતાના ભાવે નમાવી દઇએ છીએ." અર્થાત્ કે વિરોધી દળને પણ સમજાવીને એકતાના રાહ પર લઈ આવવા જોઇએ. સમાજનું બંધારણ અને તેનો વહિવટ એવા પ્રકારનાં હોય કે તેમાં રહેવાવાળા કોઇથી જ વિરોધભાવ કેળવી જ ન શકાય. સજ્જન તો સદા શુભ માર્ગે જ ચાલશે, પરંતુ દુર્જન હોય તે પણ વિરોધી માર્ગને છોડી દઇને શુભ પંથે ચાલવામાં જ પોતાને લાભ થનાર છે એ વાત અચ્છી રીતે સમજી લે આ પ્રમાણે સકળ જનતાને એકતાના માર્ગે વાળવાથી તથા સમાજમાંના વિરોધી તત્ત્વને સમાજમાંથી દૂર કરી દીધાથી વા સુધારી લેવાથી જનતાની ઉન્નતિનો માર્ગ સીધો ને સરળ બની શકે છે.

## સુધારાનો પ્રારંભ

સુધારાની શરૂઆત પોતાના અંતઃકરણના સંસ્કારથી ...

શકે છે,' એ વાત હરહમેશ ધ્યાનમાં રહેવી જોઇએ. પોતીકાં અંતઃકરણને સુધાર્યા વિના જ પારકાંઓને સુધારવાની ભાંજગડમાં જે લોકો ઊતરી પડે છે, તે લોકો ન તો એ ભાંજગડને પાર પાડી શકે છે, કે ન પોતીકી ઉન્નતિ સાધી શકે છે. એટલા માટે વેદ આ સૂકતના છઠ્ઠા મંત્રમાં સ્વસુધારણા પર ભાર મૂકી પોતીકા સુધારા દ્વારા જ જગતને સુધારવાનો ઉપદેશ આપતાં કહે છે કે—

अहं मनसा मनांसि गृभ्णामि ।
मम वशेषु वः हृदयानि कृणोमि ॥ ( મં. ૬ ).

" હું મારા મન વડે બીજા લોકોનાં મનને આકર્ષું છું, અને એ રીતે હું બીજાઓનાં હૃદયોને વશ કરું છું. "

આ મંત્રમાં અપાયલો " પોતાનાં શુભાચરણો દ્વારા પારકાંનાં દિલોને જીતવાનો ઉપદેશ '' દરેક જણે ધ્યાનમાં રાખવા જેવો છે પારકાંનાં મન આકર્ષી વા જીતી લેવાને કોણ સમર્થ બને છે તેની ખાત્રી વાચક પોતે જ પોતાની આજુબાજુની દુનિયામાં નિરીક્ષણ કરીને કરી લે. દુરાચારી અશુભ સંકલ્પ ને દુષ્ટ વર્તનવાળો મનુષ્ય આમજનતાનાં મન જીતી લેતા કદાપિ જણાય છે ખરો ? એમ થવું કદાપિ સંભવિત નથી. સત્પુરૂષ અને શુભ સંકલ્પવાળો પુણ્યાત્મા જ જનતાનાં દિલ પર પ્રભાવ પાડીને જીતી લઈ શકે છે. જીવંત અવસ્થામાં જ માત્ર નહિ, પરંતુ મૃત્યુ બાદ પણ એવા મહાપુરૂષનાં વચનોનો પ્રભાવ જનતાનાં દિલ પર પડે છે અને તેમને પોતાના પ્રતિ આકર્ષે છે. મહાપુરુષનું આ સામર્થ્ય તેના શુભ વ સત્ય સંકલ્પોને લીધે જ ઉત્પન્ન થાય છે. એવો પુરુષ જે જે કંઈ કહે છે તે તે પ્રમાણે જનતા આચરે છે. એ તેની તપસ્યાનું ..ળ છે. એવું સામર્થ્ય મેળવવાનો દરેક જણે પ્રયત્ન કરવો જોઇએ. આ વાત ત્યારે જ બને છે કે જ્યારે પોતાના સંકલ્પોને પવિત્ર

અનાવાય. જેટલી પવિત્રતા પોતાની જાતની કરવામાં આવશે તેટલી જ સિદ્ધિ જેને તેને મળી રહેશે. તે પછી એ પુણ્યાત્મા કહી શકશે કે—

मम चित्तं चित्तेभिः अनु एत ।
मम यातं अनुवर्त्मान एत ॥ (મં. ૬).

"મારાં ચિત્તને અનુકૂળ તમારાં ચિત્ત બનાવો, અને અનુકૂળ થઇને મારે માર્ગે ચાલો."

ખરું જોતાં તો જે પુણ્યાત્મા સત્ય પંથે ચાલીને પોતીકા શુભ વ મંગળ સંકલ્પો દ્વારા જનતાનાં દિલ આકર્ષી લે છે તેને આ જાતની સિદ્ધિ અનાયાસે જ પ્રાપ્ત થઇ જાય છે. અર્થાત્ કે વગર કહે જ લોકો એને અનુકૂળ બની જાય છે અને એના રાહે ચાલવાનો યત્ન કરે છે. આપોઆપ જ આમ બનવા માંડે છે. પરંતુ "મારા માર્ગે ચાલો" એવું જનતાને કહેવાનો અધિકાર જો કોઇને પણ હોય તો તે આવા પુણ્યાત્માને જ હોઈ શકે, એમ આ મંત્ર પ્રતિપાદન કરે છે. મતલબ કે પોતાની જાતની સુધારણા કરનાર પુણ્યાત્મા જ જનતાનો માર્ગદર્શક બને છે. જગતને સુધારવાનો સાચો માર્ગ આ પ્રમાણે આત્મસુધારણા કરવી એ જ છે. એટલા માટે અયોગ્ય પુરુષો જનતાની સુધારણા માટે જેટલી માથાકૂટ કરે છે તેટલી જ જો આત્મસુધારણા માટે કરવા માંડશે તો તેથી વધારે ફાયદો થશે. બીજાંને સુધારવાની શક્તિ કોઈ પણ મનુષ્યમાં જે આવે છે તે તેની પોતાની આત્મસુધારણાને કારણે જ આવે છે. આત્મસુધારણા સિવાય બીજો કોઇ જ ઉપાય સાચા સુધારા માટે છે જ નહિ. એ માર્ગે ચાલવાથી નિજ શક્તિમાં વધારો થાય અને પોતાના મન વડે બીજાંનાં મન આકર્ષી શકાય, ત્યારે જ 'મારી પાછળ પાછળ ચાલો' અથવા 'મને અનુસરો' એમ

કહેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. એવો અધિકારી પુરુષ કહે છે કે—" મારા માર્ગે મારી સાથે સાથે ચાલો. તમારાં ચિત્ત મારા ચિત્તને અનુકૂળ બનાવીને ચાલો ( મં: ૬ ). " અર્થાત્ કે જે માર્ગે હું જઈ રહ્યો છું તે માર્ગે તમે પણ આવોઃ આ માર્ગને અનુસરવાથી તમારું કલ્યાણ જ થતું રહેશે. આવી રીતે ને આવી અવસ્થામાં પુણ્યાત્મા પુરુષ જનતાનો માર્ગદર્શક બની રહે છે. એનું આચરણ અને એનું જીવન બીજાઓ માટે માર્ગદર્શક અર્થાત્ આદર્શ બની જાય છે.

## સંવેશ્ય રાષ્ટ્ર

આવા માર્ગદર્શક આદર્શ જીવન જીવનારા ધર્માત્મા વ પુણ્યાત્મા પુરુષો જે રાષ્ટ્રમાં વધારે પ્રમાણમાં હોય અને જ્યાંનો લોકસમુદાય એને અનુકૂળ આચારવિચારવાળો હોય, એ રાષ્ટ્ર ' સંવેશ્ય રાષ્ટ્ર ' ગણાય; કેમકે એમાં **સંવેશન** કહેતાં પ્રવેશ કરીને સુખે વસવાટ કરી શકાય એવો એ દેશ હોય છે. એવા દેશમાં માણસ ખુશીથી જાય ને આનંદે રહે. એવું સુરાષ્ટ્ર દેવતાઓની કૃપાથી અમને વસવાટ માટે મળો એ ભાવની પ્રાર્થના પહેલા જ મંત્રમાં નીચે પ્રમાણે છેઃ—

**अस्मभ्यं बृहद्राष्ट्रं संवेश्यं दधातु** । ( મં. ૧ ).

અર્થાત્ કે " અમો બધાંને દાખલ થવા યાને વસવાયોગ્ય વિશાળ રાષ્ટ્ર ભગવાન આપો ! " અર્થાત્ કે દેવતાઓની કૃપાથી અમોને એવું ઉત્તમ આદર્શ રાષ્ટ્ર પ્રાપ્ત થાઓ, અથવા અમારો દેશ એવો જ બનો ! આવા સુરાષ્ટ્રની અંદર ' હું પ્રમુખ બનીશ ' એવી મહત્ત્વાકાંક્ષા દરેક જણ બેધડક પોતાના દિલમાં સેવી શકે, કારણ કે એવા સુદેશમાં કોઈ પણ કારણસર કોઈની પણ સાથે

પક્ષપાતભર્યું વર્તન નહિ રખાય, એ સૂચવનારૂં વાક્ય બીજા મંત્રમાં આવે છે, તે નીચે પ્રમાણે—

**यथा सजातानां मध्यमेष्ठा असानि । ( मं. २ ).**

" સ્વજાતીયોની સભામાં મુખ્ય આસન પર બેસવાની લાયકાત હું મેળવીશ. " આ જાતની મહેચ્છા આવા સુરાષ્ટ્રવાસી લોકોનાં દિલમાં સ્વાભાવિક રીતે જ હોઇ શકે. એ સંબંધમાં વિશેષ કહેવાની ખાસ આવશ્યકતા નથી. ઉપર કહ્યા પ્રમાણે આત્મસુધારણાના રસ્તે ચાલી પોતાની શક્તિનો યથાયોગ્ય વિકાસ સાધનાર વ્યક્તિને પ્રમુખાસન મળ્યા વગર રહેશે જ નહિ. બીજા લોકોને જેની તેની યોગ્યતા પ્રમાણેનાં સ્થાન મળશે ને એ સ્થાનોમાં રહી સહુ પોતપોતાનાં કર્તવ્ય બજાવતા રહેશે. કોઇનો પણ ઉન્નતિનો માર્ગ સુરાષ્ટ્રમાં નહિ રૂંધાય. બધા જ પોતપોતાના પુરુષાર્થ બળે પોતપોતાની ઉન્નતિ સાધતા રહેશે અને બધાં સાથે મળીને રાષ્ટ્રીય ઉન્નતિને ટોચે પહોંચાડશે. આ બાબતમાં એક પ્રકારની સાત્ત્વિક સ્પર્ધા જ મંડાય છે, જેને ત્રીજા મંત્રમાં ' ઉત્તમત્વની સ્પર્ધા ' તરીકે વર્ણવાઇ છે. આ જાતની સ્પર્ધાથી પરસ્પરનો ઘાત નથી થતો, પરસ્પરની હાનિ નથી થતી, પણ ઊલટી ઉન્નતિ થતી રહે છે. સમસ્ત સમાજના લોકો એક જ વિચારવાળા થઇને સમભાવપૂર્વક રાષ્ટ્રીય ઉન્નતિનો અગ્નિ પ્રકટાવે છે અને તેમાં પોતપોતાનાં કર્મો રૂપી આહુતિઓ અર્પતાં રહે છે. આ બાબતમાં ત્રીજા મંત્રનો ઉત્તરાર્ધ શું કહે છે તે જુઓઃ—

## રાષ્ટ્રીય અગ્નિ

**अयमग्निर्दीदायद्दीर्घमेव सजातैरिद्धोऽप्रतिब्रुवद्भिः । (मं. ३).**

યાને—" ( अ-प्रति-ब्रुवद्भिः ) આપસમાં વિરોધના બોલ

ન બોલનાર ( स-जातैः ) સ્વજાતીલા દ્વારા પ્રકટાવાયલો એકરાષ્ટ્રીયતા રૂપી આ અગ્નિ લાંબા કાળ સુધી પ્રજ્વલિત સ્થિતિમાં રહે."

અર્થાત્ કે એ અધવચ વા ટૂંક મુદતમાં જ હોલવાઇ જવા ન પામે. કારણ કે આ અગ્નિની ગરમી દ્વારા જ બધા રાષ્ટ્રીય મનોરથો સફળ ને સુફળ થતા રહે છે. એટલે જ તો આ રાષ્ટ્રીય અગ્નિને નિરંતર પ્રજ્વલિત રાખવાની જરૂર છે, અને એ કામ એ જ મનુષ્યોથી થઇ શકે કે જેઓ આપસઆપસમાં વિરોધ ભાવનાં વચનો ન ઉચ્ચારતાં હોય યાને જેઓ પરસ્પર લડતાં ઝઘડતાં ન હોય, પરસ્પર વેરઝેર કેળવતાં ન હોય; પણ પરસ્પરનો મેળ વધે ને પોષાય એવી જ વાણી સદા બોલ્યા કરતાં હોય. એવા સજ્જનો જ રાષ્ટ્રોન્નતિના મહાન અગ્નિને સાચવી શકે છે.

આ સૂક્તમાં " सजात " શબ્દ આવ્યો છે તે વેદમંત્રોમાં વારંવાર વપરાયો છે. ' સજાતીય, સમાન–જાતીય, સ્વજાતીય ' ઇત્યાદિ અર્થમાં એ શબ્દ વપરાયો છે. જે લોકોમાં જાતિ વા કોમી ભેદભાવનું અસ્તિત્વ નથી એવી પાકી બિરાદરીવાળા, એક રાષ્ટ્રીયતાવાળા લોકો જ " સજાત, કિંવા સજાતીય " કહેવાય. જાતિ–ભેદના કારણે પરસ્પર ઝઘડનારા લોકો ' સજાત ' ન ગણાય. એક રાષ્ટ્રના લોકો પરસ્પરના ' સજાત ' જ ગણાય, પરંતુ તે ક્યારે ? તો કે જ્યારે તેમનામાં રાષ્ટ્રીયતાની ભાવના પ્રબળ હોય ત્યારે જ; જાતપાતની કે કોમી ભેદની ભાવના ગેરહાજર વા ગૌણ હોય તો જ. આવા લોક પરસ્પરના વિશ્વાસ અને પ્રેમભાવપૂર્વક એકદિલે જે કંઇ કાર્ય કરે છે, તેમાં એક વિલક્ષણ પ્રકારની શક્તિ પેદા થાય છે. એ વિલક્ષણ શક્તિને જ ત્રીજા મંત્રમાં ' અગ્નિ ' નામે ઓળખાવી છે. રાષ્ટ્રભક્તિનો પ્રજ્વલિત અગ્નિ જ કોઇ પણ રાષ્ટ્રની સર્વાંગમુખી ઉન્નતિનો પોષક ને સહાયક બને છે.

## રાષ્ટ્રના પોષક

આવી રીતના રાષ્ટ્રના સાચા પોષક બે જ પ્રકારના લોકો થઇ શકતા હોઇ તેનું વર્ણન ચોથા મંત્ર દ્વારા કરવામાં આવ્યું છેઃ—

इर्यो गोपा पुष्टपतिर्व आजत् । ( મં. ૪ ).

" અન્નને પેદા કરવાવાળા તથા ( गो-पा ) ગાયોનું રક્ષણ પોષણ કરવાવાળા–એ બે પ્રકારના લોકો જ પુષ્ટિકર્તા બને છે. "

આ મંત્રભાગ અત્યંત મનન કરવાલાયક છે. અનાજને પકવનારો ખેડૂત તથા ગાયોની રક્ષા કરનારો ગોવાળ એ બે વર્ગો જ રાષ્ટ્રની પુષ્ટિની દૃષ્ટિએ જરૂરના છે. રાષ્ટ્રનો પાયો મજબૂત બનાવવાનું કાર્ય આ બે વર્ગના ઉપર જ અવલંબેલું છે. તેથી કોઇ પણ રાજ્યવહિવટમાં એમની સ્થિતિ સુધારવાની ખાસ વ્યવસ્થા રહેવી જોઇએ. અન્ન ઉત્પન્ન કરનાર ખેડૂત તથા ગોધનની સંભાળ રાખનાર ગોવાળ એ બે વર્ગો જ્યાં અવદશામાં સબડતા હોય તે રાષ્ટ્રની તુષ્ટિ પુષ્ટિ કદાપિ સંભવતી નથી. આ દૃષ્ટિએ આ ઉપદેશનું મહત્ત્વ વાચકો આંકે અને આ પ્રસંગે આ ઉપદેશ દ્વારા વેદે કેવી મહત્ત્વ-ભરી વાત કહી છે તે સદા સ્મરણમાં રાખે.

## શૂરપુત્રોવાળી માતા

રાષ્ટ્રનો પાયો " સંતાન કિંવા પ્રજા " છે. રાષ્ટ્રનાં પુત્રો ને પુત્રીઓ જ રાષ્ટ્રના ભાવિ ઉત્કર્ષ વા અપકર્ષના કારણભૂત બને છે. સંતતિની સાચી કેળવણી માતા પર જ આધાર રાખે છે. એટલે માતાઓએ પોતાના બાલબચ્ચાંઓને કેવી જાતનું શિક્ષણ આપવું એ સંબંધમાં બીજા મંત્રમાં સૂચવાયું છે કે—

शूरपुत्रां अदितिं देवीं हुवे । ( મં. ૨ ).

" શૂરપુત્રોવાળી અદીન એવી દેવી માતાને હું બોલાવું છું:

યાને એની હું સ્તુતિ કરું છું." આ ઠેકાણે વપરાયલે 'अ-दिति' એ શબ્દમાં "અદીન, અટકાયતમાં ન રહેનારી, રાષ્ટ્રની સ્વાધીનતાનો ખ્યાલ રાખનારી" એવો એનો ભાવ રહેલો છે. "शूरपुत्रा" શબ્દનો ભાવ તો ચોખ્ખો જ છે.

મતલબ કે રાષ્ટ્રમાં એવી માતાઓ નીપજવી જોઈએ કે જેમને 'અદીન' અને 'વીરપુત્રા' કહી શકાય. "वीरसूर्भव" યાને 'વીરપુત્રો ઉત્પન્ન કર' એ આપણો વૈદિક આશીર્વાદ તો સુપ્રસિદ્ધ છે. એ જ વાત અહીં બીજી રીતે દર્શાવવામાં આવી છે.

## રાષ્ટ્રીય શિક્ષણ

આવી જાતની વીરમાતાઓ જે દેશમાં પાકે છે તે દેશનો રાષ્ટ્રીય ભાવ પરાકાષ્ટાએ પહોંચી શકે છે. ગૃહિણીઓને, પુત્રીઓને અને બહેનોને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઈએ એનો વિચાર પણ અત્રે ભેગાભેગી થઇ જ ગયો છે. જે શિક્ષણથી, જે કેળવણીથી માતાઓ 'વીરપ્રસવિની' યાને વીર સંતાનો પેદા કરવાવાળી બને એવી જ કેળવણી એમને અપાવી જોઇએ.

## દૈવી સહાય

ઉપરોકત રાષ્ટ્રીયતાના ભાવો સર્વાંશે ખીલે અને સમગ્ર પ્રજામાં અદ્ભુત જોમ પ્રગટી રાષ્ટ્ર શક્તિશાળી બને, એ બાબતમાં ૪ થો મંત્ર શું કહે છે તે જુઓઃ—

**अस्मै कामायोप कामिनीर्विश्वे वो देवा उप संयन्तु ॥**
(મં. ૪).

"બધા દેવતાઓ આ કામનાને પૂર્ણ કરવાની ઉત્સુક્તા ધરાવનાર તમામ પ્રજાઓને એકતાના વિચારવાળી બનાવે." અર્થાત્ કે તમારા બધાંમાં એકતાનો ભાવ વૃદ્ધિંગત થાઓઃ આ એક પ્રકારનો

પૂર્ણ અને ઉચ્ચ પ્રકારનો આશીર્વાદ છે. ભક્તિભાવપૂર્વક રાષ્ટ્રોન્નતિના કાર્યમાં ચકચૂર બનનારાં જ આ આશીર્વાદના અધિકારી લેખાય.

## આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક

આ સૂક્તના ઇતર મંત્રભાગોમાં "મિત્ર, વરુણ વગેરે દેવતાઓની સહાય અમને રાષ્ટ્રશક્તિ વધારવાના કાર્યમાં મળતી રહો" એવો ભાવ રહેલો છે. એ ભાવ—એ આશય આધ્યાત્મિક, આધિભૌતિક વ આધિદૈવિક કાર્યક્ષેત્રોમાં કેમ ઘટાવવો તથા તેમાંથી કેવો અર્થ ગ્રહણ કરવો એની રીત આ પહેલાં કેટલાક પ્રસંગોમાં બતાવાઇ ગઇ છે. એટલે આ ઠેકાણે એ સંબંધી પુનર્વિવેચન કરવાની જરૂર નથી. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને વાચકો આ સૂક્તનો અધિક વિચાર જાતે કરી લે અને યોગ્ય બોધ ગ્રહણ કરે.

---

[ કાંડ ૩ : સૂક્ત ૧૬ ]

## પ્રાતઃકાળે ભગવાનની પ્રાર્થના

( ऋषिः—अथर्वा । देवता-बृहस्पतिः, बहुदेवत्यम् )

प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे प्रातर्मित्रावरुणा प्रातरश्विना ।
प्रातर्भगं पूषणं ब्रह्मणस्पतिं प्रातः सोममुत रुद्रं हवामहे ॥१॥

प्रातर्जितं भगमुग्रं हवामहे वयं पुत्रमदितेर्यो विधर्ता ।
आध्रश्चिद् यं मन्यमानस्तुरश्चिद् राजा चिद् यं भगं
भक्षीत्याह ॥ २ ॥

અર્થ—(प्रातः अग्नि) પ્રાતઃકાળે અગ્નિની, (प्रातः इन्द्रं) પ્રાતઃકાળે ઇન્દ્રની, (प्रातः मित्रावरुणौ) પ્રાતઃકાળ વેળા મિત્ર અને વરુણ દેવોની, તથા (प्रातः अश्विनौ) પ્રાતઃકાળમાં અશ્વિની દેવોની (हवामहे) સ્તુતિ અમે કરીએ છીએ. (प्रातः सोमं उत रुद्रं हवामहे) પ્રાતઃકાળે પૂષા તથા બ્રાહ્મણસ્પતિ નામવાળા ભગવાનનું તેમજ (प्रातः सोमं उत रुद्रं हवामहे) સોમ અને રુદ્રદેવતાઓનું સ્તવન અમે કરીએ છીએ (૧).

( वयं प्रातर्जितं अदितेः उग्रं पुत्रं भगं हवामहे ) પ્રાતઃકાળમાં અમે અદિતિના વિજયી શૂરપુત્ર 'ભગ' કે ( यः विधर्ता ) જે વિશેષ પ્રકારે ધારણ કરવાવાળો છે, તથા ( आध्रः चित् ) અશક્ત તેમજ ( तुरः चित् यं ) સશક્ત પણ જેને સન્માને છે–અરે ( राजाचित् ) રાજા સુદ્ધાં ( यं मन्यमानः ) જેની આરાધના કરી યાચે છે કે ( ' भगं भक्षि ' इति आह ) 'ધનનો ભાગ મને આપ' એવા ભગદેવનું સ્તવન અમે કરીએ છીએ. ( ૨ )

**ભાવાર્થ**—પરોઢિયે અમે અગ્નિ, ઈન્દ્ર, મિત્રાવરુણ, અશ્વિન, પૂષા, બ્રાહ્મણસ્પતિ, સોમ તથા રુદ્ર નામધારી ભગવાનની પ્રાર્થના કરીએ છીએ. (૧)

આ પ્રાતઃકાળની વેળાએ અમે અદીનતાના વીર એ ભગવાનની પ્રાર્થના કરીએ છીએ કે જે ભગવાન સહુને વિશેષ રીતે ધારણ કરવાવાળા છે, અને જેને અશક્ત તેમજ સશક્ત, રંક તેમજ રાજા બધા જ એકસરખો પરમ પૂજ્ય માની 'પોતાને ભાગ્યવાન' બનાવવા સારૂ આરાધે છે. (૨)

**भग॒ प्रणे॑त॒र्भग॒ सत्य॑राधो॒ भगे॒मां धिय॒मुद॑वा॒ दद॑न्नः ।**
**भग॒ प्र णो॑ जनय॒ गोभि॒रश्वै॒र्भग॒ प्र नृभि॑र्नृ॒वन्त॑: स्याम ॥३॥**

**उ॒तेदानीं॒ भग॑वन्तः स्यामो॒त प्र॑पि॒त्व उ॒त मध्ये॒ अह्ना॑म् ।**
**उ॒तोदि॑ता मघव॒न्त्सूर्य॑स्य व॒यं दे॒वानां॑ सुम॒तौ स्या॑म ॥ ४ ॥**

**અર્થ**—હે ( भग ) ભગવન ! હે ( प्र-नेतः ) મહાન નેતા ! હે ( सत्यराधः भग ) સત્યસિદ્ધિ આપનારા પ્રભો ! ( इमां धियं ददत् नः उत अव ) એ બુદ્ધિને આપતો રહી તું અમારી રક્ષા કર ! હે ( भग ) ભગવાન ! ( गोभिः अश्वैः नः प्रजनय ) ગાયો અને ઘોડાઓ સાથે સંતાનની વૃદ્ધિ પણ કર ! હે ( भग ) ભગવાન ! અમે ( नृभिः नृवन्तः स्याम ) સારાં મનુષ્યોના સાથમાં રહીને માણસોવાળા ( યાને સંઘ શક્તિવાળા ) થઈએ ( ૩ ).

( उत इदानीं भगवन्तः स्याम ) અમે આ વેળાએ યાને પ્રાતઃકાળે ( उत प्रपित्वे उत मध्ये अह्नाम् ) તેમજ સંધ્યાકાળે અને બપોરના સમયે પણ ભાગ્યવાન થઈએ. હે ( मघवन् ) ભગવાન ! ( उत सूर्यस्य उदितौ ) અને સૂર્યોદય વખતે

-( वयं देवानां सुमतौ स्याम ) અમે દેવોની સુમતિમાં (કૃપામાં) રહીએ (૪).

**ભાવાર્થ**—હે અમારા સહુના મહાન નેતા ! હે સત્યની સિદ્ધિ દેવાવાળા પ્રભો ! હે ભગવન ! અમારી આ શુદ્ધ બુદ્ધિની વૃદ્ધિ કરતો રહી અમારી રક્ષા કરતો રહેજે ! ગાયો તથા ઘોડાઓની સમૃદ્ધિની વૃદ્ધિ કરવા સાથે અમારી સંતાનવૃદ્ધિ પણ થવા દેજે ! તથા અમારા સાથમાં સદા સર્વદા શ્રેષ્ઠ મનુષ્યો જ રહ્યા કરે એવી કૃપા કરજે ! (૩).

અમે સવાર, બપોર તથા સાંજને સમયે એવાં શુભ કર્મો કરતા રહીએ કે જેથી અમે ભાગ્યશાળી બનતા જઇએ. અમે સૂર્યોદય વેળાએ દેવોની ઉત્તમ મતિના અધિકારી બનીએ યાને સવારથી જ અમો દેવોની દયાદૃષ્ટિ પામતા રહીએ (૪).

भग॑ एव भग॑वाँ अस्तु देवास्तेना॑ व॒यं भग॑वन्तः स्याम ।
तं त्वा॑ भग॒ सर्व॒ इज्जो॑हवीमि॒ स नो॑ भग पुरए॒ता भ॑वेह ॥५॥
सम॑ध्व॒राये॒पसो॑ नमन्त दधि॒क्रावे॑व॒ शुच॑ये प॒दाय॑ ।
अ॒र्वा॒ची॒नं व॑सु॒विद॑ भग॑ मे॒ रथ॑मि॒वाश्वा॑ वा॒जिन॒ आ व॑हन्तु ॥६॥
अश्वा॑वती॒र्गोम॑तीर्न उ॒षासो॑ वी॒रव॑तीः सद॑मुच्छन्तु भ॒द्राः ।
घृ॒तं दुहा॑ना वि॒श्वतः॒ प्रपी॑ता यू॒यं पा॑त स्व॒स्तिभि॒ः सदा॑ नः ॥७॥

**અર્થ** -( भगवान भगः देवः अस्तु ) ભગવાન ભગદેવ મારી સાથે રહો, ( तेन वयं भगवन्तः स्याम ) એની સહાયતાથી અમે ભાગ્યવાન થઇએ. હે ( भग ) ભગવન ! ( तं त्वा सर्वः इत जोहवीमि ) એવા તને હું બધી રીતે ભજું છું. હે

( भग ) ભગવાન ! ( स नः पुर एता इह भव ) તું અહીં અમારો આગેવાન થા ! (૫)

( उषसः अध्वराय संनमन्त ) ઉષાઓ યજ્ઞને સારૂ ઉત્તમ પ્રકારે ઝુકો ( शुचये पदाय दधिक्रावा इव ) ઘોડો જેમ ચોખ્ખી જગા પર પગ માંડવાની ઇચ્છા ધરાવે છે; ( वाजिनः अर्वाचीनं वसुविदं भगं मे आवहन्तु ) ધનવાળા ભગવાનને ઘોડાઓ આ બાજુ મારી પાસે લઈ આવે, જેવી રીતે ( अश्वाः रथं इव ) રથને ઘોડા ખેંચી લાવે છે તેવી રીતે ( ૬ ).

( अश्वावतीः गोमतीः वीरवतीः भद्राः उषासः ) ઘોડા, ગાયો તથા વીરોના સાથવાળી કલ્યાણમયી ઉષાઓ ( नः सदं उच्छन्तु ) અમારાં ઘરો ઉજાળો. ( घृतं दुहानाः ) ઘીને મેળવતા થકા ( विश्वतः प्रपीताः ) સર્વ પ્રકારે હૃષ્ટપુષ્ટ થઇને ( यूय स्वस्तिभिः सदानः पात ) તમે બધા અનેક કલ્યાણો સહિત સર્વદા અમારી રક્ષા કરો ! ( ૭ ).

**ભાવાર્થ**—ભગવાન પરમેશ્વર અમને ભાગ્યદાતા બનો, યાને એની કૃપાથી અમે ભાગ્યશાળી બનીએ. હે ભગવાન ! અમે બધાં તારૂં ભજન કરીએ છીએ એનાથી તું પ્રસન્ન થા અને અમને બધાંને યોગ્ય માર્ગે ચલાવવા સારૂ અમારો આગેવાન થા ! (૫)

ઉષઃકાળનો સમય અહિંસામય અકુટિલ સત્કર્મની દિશા તરફ ઝુકી જાય અને એ કર્મોથી ધનવાન ભગવાન અમારી નજીક વધારે આવતો જાય ( ૬ ).

જે ઉષઃકાળ વેળાઓએ ઘોડા ગાય તથા વીરપુરુષો ઉત્સાહભેર કાર્યો કરવામાં મશગુલ બને છે, તેવી ઉષાઓ અમારાં ઘરોને પ્રકાશિત કરે. અને એવી જ ઉષાઓ ઘીને પ્રાપ્ત કરતી થકી અને

-સહુને દુધપાન કરાવતી કરાવતી અનેક કલ્યાણોની સાથે અમ
-સહુનું રક્ષણ કરે (૭).

## પ્રાતઃકાળમાં ભગવાનની પ્રાર્થના

સવારે ઊઠતાં બરાબર પ્રભુની પ્રાર્થના કરવી જોઈએ. એ પ્રાર્થના મનને શુદ્ધ અને પવિત્ર બનાવીને એકાગ્રતાપૂર્વક કરવી જોઈએ. એ સમયે મનમાં કોઈ પણ જાતના વિરોધી વિચાર ન ઊઠવા પામે તથા પરમેશ્વરની ભક્તિના જ વિચારથી મન ભરપૂર રહે તેવી સંભાળ ખાસ રાખવી જોઈએ. એવા વિશુદ્ધ ભાવથી ઉષા સમયે કરેલી પ્રાર્થના પરમેશ્વર કાને ધરે છે. એટલા માટે—

### સહુનો ઉપાસ્યદેવ

आध्रश्चिद्यं मन्यमानस्तुरश्चिद्राजा चिद्यं भगं भक्षीत्याह ॥
(મં. ૨).

આ સમયે " નિર્બળ તેમજ બળવાન, પ્રજાજન તેમજ રાજા સમાન ભાવે પ્રભુનો આદર કરી તેની પ્રાર્થના કરે છે અને એની પાસે પોતાના ભાગ્યનો ભાગ મળવા માગણી કરે છે. " કારણ કે નિર્બળ અને સબળ, રાજા અને પ્રજા એ બધા જ ભગવાનની આગળ તો એકસરખા જ બાવે રહે છે. આ મંત્રના શબ્દો બહુ વિચારપૂર્વક જોવાજેવા હોવાથી આપણે એમના અર્થ તપાસીએઃ—

૧ आध्रः = આધાર આપવાલાયક, જેને બીજાની મદદની જરૂર રહે છે, નિર્બળ, અશક્ત, નિર્ધન.

૨ तुरः = ત્વરાવાળો, ઉતાવળે કામ કરવાવાળો, વેગવાન, આગળ વધનારો, બળવાન, સામર્થ્યવાન, ધનવાન, સ્વશક્તિથી આગળ વધનાર.

૩ **राजा** = શાસનકર્તા, હકુમત ચલાવનાર, બીજા પર અધિકાર ભોગવનાર.

આ રાજા શબ્દના અનુસંધાન રૂપે રાજાનો અમલ જેના પર ચાલે છે તે પ્રજાનો બોધ પણ અહીં થઇ જ જાય છે. નિર્બળ, અશક્ત, નિર્ધન, શાસિત વગેરે લોકો, તથા બળવાન, સમર્થ, ધનવાન અને શાસનકર્તા લોકો—એ બધાના દરજ્જા જગતની સામાન્ય નજરે ભલે નીચા ઊંચા ગણાતા હોય, પરંતુ જગન્નિયંતા પ્રભુની આગળ તો બધા જ સમાનભાવે રહી શકે છે. પ્રભુની નજરે કોઈ જ ઊંચુ નથી ને કોઇ નીચું નથી. અને તેથી જ દીનહીન મનુષ્ય જે ભાવે પ્રભુની પ્રાર્થના કરે છે, તે જ ભાવે રાજા પણ એ જ પ્રભુની પ્રાર્થના કરે છે અને દરેક જણ માને છે કે એમ કીધાથી પોતાના ભાગ્યની બઢતી થશે. આમ આ ભગવાન પરમપિતા સહુનો પાલનકર્તા જેમ છે, તેમજ તે—

यः विधर्ता । ( મં. ૨ ).

" વિશેષ રીતિએ બધાનો ધારણકર્તા પણ છે. " સાધારણ ધારણકર્તાઓ તો બીજા ઘણાયે છે. પરંતુ આ પ્રભુ તો એ ધારણકર્તાઓનો પણ ધારણકર્તા છે. એટલે જ પ્રભુને વિશેષ ધારક કહેવામાં આવે છે. એ—

प्रातर्जितं अदितेः पुत्रं भगं । ( મં. ૨ )

" ( प्रातः जितं ) પ્રાતઃકાળમાં જ વિજયી છે." અર્થાત્ કે બીજા વીરો તો યુદ્ધમાં ઊતરશે, લડશે ને તે પછી વિજયી બનશે, યાને વિજય મેળવતાં તેમને થોડોક પણ સમય જરૂર લાગવાનો. ભગવાનના સંબંધમાં એવું નથી. એ તો સદાયનો વિજયશાલી છે. સમયની શરૂઆત ઉષઃકાળથી થાય છે. એ ઉષઃકાળના પ્રારંભમાં જ એનો વિજય છે. પછી પણ એનો વિજય તો થવાનો જ

છે, પરંતુ કાળના પ્રારંભમાં જ પ્રભુનો વિજય થયો છે, એ વાત અત્રે દર્શાવાઇ છે.

### અદીનતાનો રક્ષક

"દિતિ" એ પરાધીનતા યા દીનતાનું નામ છે; અને "અદિતિ"નો અર્થ સ્વતંત્રતા, સ્વાધીનતા અગર અદીનતા એવો થાય છે. આ સ્વાધીનતાનો એ પુત્ર ( पु-त्र=पुनाति च त्रायते च इति पुत्रः ) પવિત્રતા સહિત તારણ કિંવા ઉદ્ધાર કરનારો છે. એટલા માટે તે ભાગ્યવાન હોઇ "ભગ" નામે ઓળખાય છે, તેથી કરી પવિત્રતાની સાથે સ્વાધીનતાનું પણ રક્ષણ જે કોઇ કરશે, તે ભાગ્યવાન થશે એટલું જ નહિ પણ ઐશ્વર્યવાન પણ થશે. "અદિતિના પુત્ર થવું" એ ભારે પુરુષાર્થનું કામ છે, સામાન્ય બાબત નથી. પરમાત્મા તો સ્વયંસિદ્ધ સ્વાધીનતાનો રક્ષક છે, એટલે એને તો એ સિદ્ધિ સ્વભાવસિદ્ધ યાને વગર પ્રયત્ને વરેલી છે. પુરુષાર્થી મનુષ્ય પોતાના પુરુષાર્થથી સ્વાધીનતાનો રક્ષક બને છે. પરમાત્માની ઉપાસનાથી એ સિદ્ધિ મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે. પરમાત્માની ઉપાસના કોણ કેના રૂપમાં કરે છે તેનું વર્ણન પ્રથમ મંત્રમાં આપ્યું છે—

### ઉપાસનાની રીત

"અગ્નિ, ઇન્દ્ર, મિત્ર, વરુણ, અશ્વિની, પૂષા, બ્રહ્મણસ્પતિ, સોમ તથા રૂદ્રરૂપ ભગની ઉપાસના અમે કરીએ છીએ (મં૦ ૧)" એવું આ મંત્રનું કથન છે. આ બધા દેવોનાં નામો એક જ પરમાત્મ દેવના ગુણબોધક વિશેષણો છે. આ સૂક્તમાં "ભગ" અથવા ઐશ્વર્યની પ્રધાનતા હોવાથી "ભગ" શબ્દને મુખ્ય અને બીજા શબ્દોને એના વિશેષણ રૂપ સમજવાના છે. તથાપિ કોઇને બીજા ગુણોની ઉપાસના જો કરવી હોય તો તે ગુણવાચક શબ્દને

મુખ્ય માની બીજા શબ્દોને તેના વિશેષણ રૂપ માની શકાય; જેમકે-(૧) ભાગ્યપ્રાપ્તિની ઇચ્છાવાળા "ભગ" નામને મુખ્ય ગણી તેની ઉપાસના કરે; (૨) જ્ઞાનપ્રાપ્તિના ઉમેદવારો "બ્રહ્મણસ્પતિ" નામને મુખ્ય માની તેની ઉપાસના કરે; (૩) પ્રભુત્વ વા મોટાઇનું સામર્થ્ય મેળવવા માગનાર "ઇન્દ્ર" નામને મુખ્ય માની તેની ઉપાસના કરે; (૪) પુષ્ટિને ચાહનાર "પૂષા" નામને મુખ્ય માની તેની ઉપાસના કરે; (૫) શાંતિને ઇચ્છવાવાળો મનુષ્ય "સોમ" નામને મુખ્ય માની બીજાં નામોને તેના વિશેષણરૂપ માની સોમ નામે ઉપાસના કરે; અને (૬) ઉગ્રતાની ઇચ્છા રાખનાર "રૂદ્ર" નામને મુખ્ય માની તેની ઉપાસના કરે. આ પ્રમાણે બીજાં બધાં નામોને,પોતપોતાની ભાવનાનુસાર મુખ્ય વા ગૌણ માની પ્રભુની ઉપાસના તે તે નામે કરે અને જે તે ગુણની વૃદ્ધિ પોતાની અંદર કરી લે. એક જ પ્રભુનાં આ બધાં નામો છે. કારણ કે "એક જ પ્રભુનાં અગ્નિ વગેરે અનેક નામો હોય છે. એક જ સદ્‌વસ્તુનું કવિ લોકો ભિન્ન ભિન્ન નામે વર્ણન કરે છે." એ વૈદિક શૈલિ મુજબ આ પ્રથમ મંત્રમાં આવેલા શબ્દ એક જ પરમાત્માનાં નામો છે. એટલે કોઇ પણ ગુણને પ્રધાન માનીને ગમે તે નામથી ઉપાસના કરવામાં આવે તોપણ પ્રભુની જ ઉપાસના થાય છે. જે ગુણવાચક નામથી પ્રભુનું ચિંતવન કરાશે તે ગુણ ઉપાસકની અંદર ખીલતો જશે: મન જેનું ચિંતન કરે તે ગુણનો વધારો મનમાં થતો રહે, એવો નિયમ છે. એ નિયમ અનુસાર પ્રભુની ઉપાસના કરવાની છે. આ ગુણોનું ચિંતવન કરવાનું સરળ બને તે ખાતર જે તે શબ્દના વિશેષ અર્થ નીચે આપીએ છીએઃ—

૧ अग्नि :—તેજ, પ્રકાશ, ઉષ્ણતા, અને ગતિકારક

૨ इन्द्रः—શત્રુઓને દૂર કરનાર, ઐશ્વર્યવાન, નિયામક, કર્તા રાજા

૩ मित्रः—મિત્રદષ્ટિએ સહુના પર પ્રેમ કરવાવાળો, સર્વનો હિતૈષી.

૪ वरुणः—શ્રેષ્ઠ, નિષ્પક્ષપાતપૂર્વક સત્યાસત્યની પરીક્ષા કરનાર, વરિષ્ઠ.

૫ अश्विनौ—ધન અને પ્રાણ શક્તિવાળો, વેગવાન, સર્વ-વ્યાપક, સર્વત્ર હાજર.

૬ भगः—ભાગ્યવાન, ઐશ્વર્યવાળો, ધનવાન.

૭ पूषा—પોષક, પુષ્ટિ કરવાવાળો.

૮ ब्रह्मणस्पतिः—જ્ઞાનનો સ્વામી, જ્ઞાની.

૯ सोमः—શાંત, આહ્લાદદાયક, કલાનિધિ, કલાવાન, મધુર, પ્રસન્નતા ફેલાવનારો.

૧૦ रुद्रः—ઉગ્ર, પ્રચંડ, ભયાનક, ગર્જના કરવાવાળો, વીર, શૂર, વીરભદ્ર, શત્રુનો ધ્વંસ કરનાર, શત્રુને રોવડાવનાર.

પ્રથમ મંત્રમાં આવેલા દશ શબ્દોના આ અર્થ છે. એ શબ્દોના અર્થ ધ્યાનમાં લઈને જેણે તેણે પ્રભુની ઉપાસના કરવી. જે ગુણને પોતાની અંદર ખીલવવાની ઇચ્છા હોય, તે ગુણવાચક શબ્દને મુખ્ય ગણી તે નામથી પ્રભુનું ધ્યાન ધરવું અને બીજાં નામોને એના ગુણબોધક વિશેષણો માનવાં. એ ઉપાસનાની રીત છે. આ રીતે મનન અને નિદિધ્યાસન કરવાથી માનસિક વાતાવરણ જ એવા પ્રકારનું બંધાવા પામે છે કે એ અમુક ગુણનો વિકાસ મનમાં આપોઆપ થવા માંડે. પોતીકી ઉન્નતિને સારૂ મનની અંદરનું વાતાવરણ ઇષ્ટ ગુણને અનુકૂળ બનાવવાની આવશ્યકતા છે, એ વાત અત્રે ખાસ યાદ રાખવાની છે. એટલા માટે બીજા મંત્રમાં કહ્યું છે કેઃ—

## ધારણા

**इमां धियं ददद्भः उदव । ( મં. ૩ )**

" આ બુદ્ધિને ખીલવતો જઇ અમારી અવસ્થા ઉન્નત બનાવ અને અમારી રક્ષા કર. "

અહીં પ્રાર્થનામાં ધનની યાચના નથી કરાઇ પણ " બુદ્ધિ 'ની યાચના કરવામાં આવી છે. આ બુદ્ધિ તે કર્મશક્તિ-યુક્ત " ધારણાવતી બુદ્ધિ " છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખ-વાની છે. ભાગ્ય પ્રાપ્ત કરવું હોય કે ધનવૈભવ વધારવો હોય અથવા તો પ્રભુત્વ મેળવવું હોય, તો એ બધાંને માટે પુરુષાર્થ કરવાનું સામર્થ્ય ધરાવનાર " ધારણાવતી બુદ્ધિ " નો ખપ પડે છે. એના વિના ઉન્નતિનો સંભવ જ નથી. " ધી " શબ્દમાં જેમ બુદ્ધિમત્તાનો ભાવ રહેલો છે, તેમજ પુરુષાર્થમયી કર્મશકિતનો ભાવ પણ રહેલો છે, એ ભૂલાવું ન જોઇએ. આ 'ધી' જેટલા પ્રમાણમાં વધશે, તેટલા જ પ્રમાણમાં મનુષ્યની યોગ્યતામાં પણ વધારો થતો રહેશે. જે બુદ્ધિમાં જ્ઞાનશક્તિ પુરુષાર્થશક્તિની સાથે જોડાયેલી હોય એવી બુદ્ધિ અમારે જોઇએ, એવી ઇચ્છા આ " **इमां धियं** " એ શબ્દોથી જાહેર થાય છે. પહેલા અને બીજા મંત્રોમાં જે બુદ્ધિ અને કર્મશકિતઓનો વિકાસ કરવાનો ઉપદેશ કરાયો છે, તે બુદ્ધિની અત્રે ત્રીજા મંત્રમાં **इमां धियं ददन्** યાને ' આ બુદ્ધિને આપો ' એ શબ્દો દ્વારા યાચના કરવામાં આવી છે. અત્રે સહજે પ્રશ્ન ઉપસ્થિત થશે કે " પહેલા બીજા મંત્રોમાં કઇ બુદ્ધિનો ઉલ્લેખ થયો છે ? " એનો ખુલાસો એ બે મંત્રોનું બરાબર મનન કરવાથી મળી શકે છે. મનન કરવા સારૂ એ મંત્રોના શબ્દાર્થ આ પહેલાં અપાઇ ગયા છે, છતાં વધુ ચોખવટ ખાતર થોડુંક સ્પષ્ટીકરણ નીચે કરવાનું યોગ્ય ગણીએ છીએઃ—

| ઉપાસના-( અને એનાથી સિદ્ધ થનારી )-ધારણા | |
|---|---|
| મંત્રનો શબ્દાર્થ-( અને એમાંથી નીકળતો )-બુદ્ધિનો ભાવ | |

| પહેલો મંત્ર | (૧) |
|---|---|
| (अग्नि) તેજસ્વી, છતાં (सोमं) શાંત મીઠા સ્વભાવવાળો (मित्रावरुणौ) મિત્રભાવે બધાંને નિરખનાર તથા નિષ્પક્ષપાતી રહીને સત્યાસત્યની પરીક્ષા કરનાર ( पूषणं ) પોષણકર્તા ( ब्रह्मणस्पतिं ) બ્રહ્મજ્ઞાની—એવા દેવની પ્રાર્થના હું પ્રાતઃકાળે કરું છું. | (૧) હું તેજસ્વી બનીશ, છતાં (૨) શાંત અને મીઠો સ્વભાવ ધારણ કરીને (૩) મિત્રભાવે પ્રાણીમાત્રને નિરખીશ, (૪) નિષ્પક્ષપાતે સત્યાસત્યની કસોટી કરીશ, (૫) યથાશક્તિ બીજાંઓને મદદ કરતો રહી તેમનું પોષણ કરીશ, અને (૬) પોતીકા જ્ઞાનમાં વધારો કરીશ. |
| (अश्विनौ) વેગવાન ધન-ઋણ શક્તિવાળો અને ( रुद्रं ) શત્રુઓને રડાવનાર, ( भगं ) ભાગ્યવાન, ( इन्द्र ) શત્રુઓને દૂર કરી દેનાર શાસનકર્તા—એવા પ્રભુની પ્રાર્થના હું પ્રાતઃકાળે કરું છું. | (૧) હું મારા વેગમાં વૃદ્ધિ કરીને (૨) શત્રુઓને રડાવે એવું પરાક્રમ રણભૂમિ વિષે બતાવીશ, અને (૩) ભાગ્યવાન બની શત્રુમાત્રનો વિનાશ કરીને ઉત્તમ વ્યવસ્થાવાળું રાજ્યતંત્ર ચલાવીશ. |
| બીજો મંત્ર | (૨) |
| (प्रातर्जितं) નિત્ય વિજયી, (उग्रं) ઉગ્ર શૂરવીર પ્રભુની પ્રાર્થના હું પ્રાતઃકાળે કરું છું. | હું પ્રાતઃકાળમાં મારો પોતાનો વિજય કેવી રીતે થાય તેનો વિચાર કરું છું, અને સાર |

| | |
|---|---|
| એ પ્રભુની ભક્તિ અશક્ત તેમજ સશક્ત, રંક તેમજ રાજા બધાજ કરે છે, અને નિજ ભાગ્યનો હિસ્સો તેની પાસે યાચે છે, કારણ કે તે ( विधर्ता ) સહુનો ધારક તથા ( अद्रितेः ) બંધન રહિત અવસ્થાનો હોઇ ( पु-त्रः ) પાવનકર્તા અને તારણકર્તા છે. | જરૂરજોગી ઉમતા ધારણ કરીશ અને પ્રભુની ભક્તિપૂર્વક મારી અદીનતા જાળવવા તથા સ્વાધીનતાનું રક્ષણ કરવાની અહર્નિશ તજવીજ કરીશ; એટલુંજ નહિ પણ મારી પોતાની અંદર બધી રીતની પવિત્રતા વધારતો રહી રક્ષણ-શક્તિમાં પણ વધારો કરીશ |

ઉપાસનાના મંત્રોથી ધારણા કેવી રીતે બંધાય તે અહીં બતાવવામાં આવ્યું છે. પુત્ર પિતાના જેવો બને છે, પિતા જે કરતો હોય તે પુત્ર કરવા લાગે છે. એવો જ પ્રકાર પરમપિતાના ગુણગાન સંબંધમાં પણ બને છે. કારણ આ જીવાત્મારૂપી " અમૃત પુત્રે " પરમાત્માના જેવું સચ્ચિદાનંદ સ્વરૂપ મોડું વહેલું પ્રાપ્ત તો કરવાનું જ છે. એજ માર્ગે એ ચાલી રહ્યો છે અને એટલા જ માટે એ ઉપાસના કરે છે.

( ૧ ) " પરમેશ્વર જ્ઞાની છે " એટલું નાનકડું વાક્ય ઉચ્ચારતાં બરાબર મનમાં તરંગ ઊઠે છે કે " હું પણ જ્ઞાની બનીશ અને અધિક જ્ઞાન પ્રાપ્ત કરીશ. " ( ૨ ) " પરમેશ્વર શત્રુનિવારક છે " એટલું કહેતાં બરાબર મનમાં ભાવના પ્રગટે છે કે " હું પણ શત્રુઓનું નિવારણ કરીને શત્રુરહિત બની જાઉં. " ( ૩ ) એવીજ રીતે " પરમેશ્વર ઐશ્વર્યમય છે " એટલું કહેતાં બરાબર મનમાં સંકલ્પ ઊઠે છે કે " હું પણ ઐશ્વર્ય મેળવવાનો પુરુષાર્થ કાં ન કરું ! " ( ૪ ) " પરમેશ્વર સકળ વિશ્વનો સરજનહાર છે " એટલું કહેતાં બરાબર મનમાં એ ભાવ

ઊછળી આવે છે કે " હું પણ કંઈક હુન્નર, કંઈક નવું કેમ ન કરું ? " આ પ્રમાણે બીજી તમામ ઉપાસનાઓ સાથે ધારણાઓનો સંબંધ છે. આ જે બુદ્ધિની અંદર વિશિષ્ટ વિચારની ભાવના દૃઢમૂળ બને છે તે બુદ્ધિનું નામ " ધી " છે.

પહેલા અને બીજા મંત્રોની ઉપાસનાથી જે ધારણાવતી બુદ્ધિ બંધાય છે તે કર્મમયી જ્ઞાનશકિત કેવી છે અને તે મનુષ્યનો ઉદ્ધાર કરવામાં કેવા પ્રકારની સહાય કરી શકે છે, તેની સમજ આટલા વિવરણ પછી પાઠકોને પડી જવી જોઇએ.

इमां धियं ददन् नः उत् अव ॥ ( મં. ૩–૨ ).

યાને " આ ધારણાવતી બુદ્ધિ બક્ષીને અમારી ઉન્નતિ સાધતો રહી અમારી રક્ષા કરજે "–ત્રીજા મંત્રના આ ઉપદેશમાં કેટલું બધું રહસ્ય સમાયેલું છે, એનો વિચાર વાચક પોતે કરી લે, અને એ રીતે મંત્રોની ઉપાસનામય વાણીમાંથી પોતાના ઉદ્ધારનો માર્ગ ખોળી કાઢી પોતાનો અભ્યુદય અને નિઃશ્રેયસ સાધી લેવાને તત્પર બને !

## સત્યનો માર્ગ

ત્રીજા મંત્રમાં " प्रणेतः " અને " सत्यराधः " એ બે શબ્દો ખાસ મહત્ત્વના છે. " प्र-नेता " નો અર્થ " ઉત્કર્ષ તરફ લઈ જનારો નેતા " એવો થાય છે, અને " सत्य-राधः " નો અર્થ "સત્યને રસ્તે સિદ્ધિ પ્રાપ્ત કરનાર " એવો થાય છે. એ બન્ને શબ્દો પરમાત્માના ગુણો દર્શાવે છે. પરમાત્મા સૌને ઉન્નતિના પંથ તરફ દોરી રહ્યો છે, અને એમાં સત્યને રસ્તે જ બધાંને સફળતા મળે છે, એટલે આ બન્ને શબ્દો પરમાત્માની બાબતમાં સાર્થ કરે છે. એ બે શબ્દો મનુષ્યોની બાબતમાં પણ ઘટાવી

શકાય. એવે પ્રસંગે એમનો અર્થ બહુ બોધપ્રદ બને છે. મનુષ્ય તેમજ મનુષ્યોનો નેતા, આ બેઉ શબ્દોને પોતાનાં આચરણ દ્વારા પોતાના જીવનમાં સાર્થ કરી દેખાડે. અર્થાત્ કે નેતા પોતાના અનુયાયીઓને ઉત્કર્ષના માર્ગે પ્રગતિ કરાવે અને સત્યને સીધે રસ્તે જ પોતાનાં કાર્યો કરતો રહી સફળતા મેળવતો રહે. એ રીતે સત્યને રસ્તે જ સિદ્ધિ મેળવનાર મનુષ્યને જ " નૃ " અથવા " નર " નામ શોભે. એવા શ્રેષ્ઠ સત્યનિષ્ઠ નેતાઓના સાથમાં રહેનારા લોકો જ લોકસમૂહમાં રહેવાનું સુખ મેળવવા ભાગ્યશાળી બને છે. એટલા માટે જ કહ્યું છે કે—

નૃભિઃ નૃયન્તः સ્યામ । ( મં. ૩ )

યાને "શ્રેષ્ઠ મનુષ્યોના સાથમાં રહી અમે મનુષ્યયુક્ત, (યાને સંઘબળવાળા) બનીશું." આ ઠેકાણે વપરાયલો "**નૃવાન્**" શબ્દ "માતૃમાન, પિતૃમાન" શબ્દોના જેવા અર્થવાળો છે. જેમકે, **માતૃમાન** એટલે પ્રશંસા કરવાજોગ ગુણવાળી માતા ધરાવનાર, તથા **પિતૃમાન** એટલે પ્રશંસાપાત્ર ગુણવાળો પિતા ધરાવનાર. એવી જ રીતે **નૃમાન્** કિંવા **નૃવાન્** નો અર્થ 'પ્રશંસાપાત્ર. શ્રેષ્ઠ મનુષ્યોનો સાથ ધરાવનાર' થાય. બાકી તો હરકોઇ પણ માણસની સાથે બીજા માણસો તો વસતાં હોય છે જ ને ? ચોરોની સાથે પણ એના સાથીદારો હોય છે, છતાં પણ ચોરને 'નૃમાન્' નહિ કહી શકાય. સારાં મનુષ્યોના સાથમાં રહેવાથી જ માનવીનો અભ્યુદય સંભવિત બને છે. એટલે જ અહીંઆં " અમોને સારાં માણસોનો સાથ મળો !" એવી ઇચ્છા પ્રકટ કરવામાં આવી છે. સારાં મનુષ્યોનો સાથ સાંપડવાથી મનુષ્યનું કલ્યાણ ખચિત થઇ શકે છે.

## દેવોની સુમતિ

" અમે પ્રાતઃકાળે, બપોરે તથા સંધ્યાકાળે એવાં કર્મો કરીએ કે જેથી ( भगवन्तः ) ભાગ્યશાળી થતા રહી દેવોની ઉત્તમ મતિના અધિકારી બનીએ ( મં૦ ૪ )" એવું ચોથા મંત્રનું કથન છે. એમાં દિવસભર પુરુષાર્થ યાને ઉદ્યોગ કરવાનું સૂચન છે. સવારના વખતમાં, બપોર વેળાએ, તેમજ સાંજના સમયે પણ મનુષ્યે પોતાના ઐશ્વર્યમાં વધારો કરવા માટે ઉદ્યોગ કરવો જોઇએ. સત્ય માર્ગને અનુસરતા રહી એવાં કર્મો કરતાં રહેવાં કે જેથી ભાગ્યનો ઉદય થાય.

ભાગ્ય કિંવા ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની વાત જ્યાં આવી, ત્યાં પછી મનુષ્યના દિલમાં સ્વાર્થબુદ્ધિ પ્રકટે છે; અને તેને લઇને સત્યાસત્યનો ખ્યાલ તેના મગજમાં નથી રહી શકતો. એટલા માટે ભાગ્ય કિંવા ઐશ્વર્યપ્રાપ્તિનો ઉપદેશ કરનારા આ મંત્રમાં જ કહી દીધું છે કે—

वयं देवानां सुमतौ स्याम । ( મં૦ ૪ )

" અમે દેવોની સુમતિમાં રહીએ. " અર્થાત્ કે સૌભાગ્ય કિંવા ઐશ્વર્યપ્રાપ્તિ માટેના ઉદ્યોગની ધૂનમાં અમારે હાથે એવાં આચરણ ન થવા પામે કે જેથી દેવની પ્રસન્નતા અમે ખોઇ બેસીએ, યાને દેવોનો કોપ અમારા પર ઊતરે. દેવોનો ઉત્તમ ભાવ—દેવોની અમીદૃષ્ટિ અમારા પર કાયમ ચાલુ રહે, એવાં જ કામો અમારે હાથે સર્વદા થતાં રહે. આ મંત્રમાં સામેલ કરેલી આ સાવચેતીની સૂચના અત્યંત મહત્ત્વની છે, કારણ કે ભાગ્ય અને ઐશ્વર્ય એ એવા પદાર્થો છે કે તે પ્રાપ્ત થયા પછી, બલ્કે તે પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉદ્‌ભવ્યા પછી સુમાર્ગ પર ટકી રહેવાનું બહુ મુશ્કેલ છે.

પરંતુ મનુષ્યને સુમાર્ગે ચલાવીને જ ભાગ્ય વા ઐશ્વર્ય આપવાનું વેદને મંજૂર હોવાથી જ્યાં જ્યાં પતનની સંભાવના રહે છે, ત્યાં ત્યાં એ આ જાતનો ચેતવણીનો સૂર કાઢે છે, જેથી મનુષ્યનું પતન થતું અટકે અને છતાં સૌભાગ્ય વા ઐશ્વર્યપ્રાપ્તિની તેની ઇચ્છા ફળે.

પાંચમા મંત્ર **स नो भगः पुरएता भवेह** (મં૰ ૫) યાને 'એ ભગવાન જ અમારો આગેવાન બને'—એમાં એ ઉપદેશ અને ઉદ્દેશ રહેલો છે કે 'પરમાત્માને જ મનુષ્ય પોતાનો આગેવાન માને, પોતાને તેનો અનુયાયી સમજે, અને તેના પ્રકાશમાં કાર્યો કરતો રહી પોતાની ઉન્નતિ સાધે. પતનમાંથી ઉગારી લેવાના હેતુસર જ આ ઉપદેશ યોજાયો છે. સર્વજ્ઞ પરમાત્મા આપણને જોવાવાળો છે, એ જાતનો વિશ્વાસ જ મનુષ્યને અનેક પ્રકારનાં પતનોમાંથી ઉગારી શકે છે.

## અહિંસાનો માર્ગ

છઠ્ઠા મંત્રમાં 'અધ્વર'ના માર્ગે જવાનો ઉપદેશ છે. આ અધ્વરનો માર્ગ સમજવા માટે 'અધ્વર' શબ્દના અર્થ તપાસવા જોઈએ. અધ્વર એટલે-(अ-ध्वरा) અકુટિલતા, વળાંક વિનાનું, સીધા ને સરળ ભાવવાળું, હિંસાના અભાવવાળું, બીજાંનો ઘાતપાત કરવાની ભાવના રહિત, બીજાંઓના ભોગે પોતીકો સ્વાર્થ સાધી લેવાની બદદાનત વગરનું.

આ 'અધ્વર' શબ્દના અર્થ આ માર્ગનું સ્વરૂપ દર્શાવે છે. આ 'અહિંસાના માર્ગે ગમન કરો'એ, પાંચમા મંત્રનો 'પરમેશ્વરને પોતાનો આગેવાન વા નાયક બનાવો' એ, ચોથા મંત્રનો 'દેવોની સુમતિમાં રહો' એ, અને ત્રીજા મંત્રનો 'સત્યના માર્ગે

સિદ્ધિ મેળવો ' એ જુદા જુદા ઉપદેશોમાં એકની એક જ વાત કયાઈ છે. એ રીતે વિચારતાં તો એ ચારે મંત્રો ભિન્ન ભિન્ન ઉપદેશ વાકયો દ્વારા એક જ ઉદ્દેશની રજુઆત કરે છે, એ વાત વાચકો ખસુસ ધ્યાનમાં લે. એકની એક વાત જુદા જુદા પ્રકારે આ સૂકતમાં રજુ કરાય છે એ પરથી સાબિત થાય છે કે અહિંસામય સત્ય માર્ગે જ ઢોકો ચાલે એ તરફ વેદનો ખાસ ઝોક છે: આડકતરી રીતે વેદનું એ જ સૂચન મુખ્યત્વે છે.

## ગાયો અને ઘોડા

આ સૂક્તના ત્રીજા મંત્રમાં " ગાયો અને ઘોડાઓ સાથે અમને યુકત કર " યાને ' અમને ગાયો અને ઘોડાઓના માલીક બનાવ ' એવું કહેવામાં આવ્યું છે. સાતમા મંત્રમાં પણ એની એ જ મતલબનું કથન બીજી વાર આવે છે. એ પરથી ઘરમાં ગોશાળા અને હયશાળા હોય એને વેદ ઘરના ભૂષણ રૂપ માને છે, એમ ઠરે છે.

સાતમા મંત્રમાં घृतं दुहानां યાને ઘીનું દોહન કરવાવાળી અને विश्वतः प्रपीताः કહેતાં ' સર્વ પ્રકારે દૂધપાન કરાવનારી ' એવું ઉષાનું જે વર્ણન છે તે સવારના સમયે દૂધ દોહવું, દૂધ દોહવાતાં જ તાજું તાજું દૂધ પીવું, માખણમાંથી ઘી તૈયાર કરવું: એ વગેરે વાતોનું સૂચન કરે છે. ઘરમાં ગાયો રાખવાની એટલા જ માટે કે એનું તાજું તાજું દૂધ પીવાને માટે મળી શકે, અને કાલે જમાવેલા દૂધમાંથી માખણ કાઢી તેમાંથી ઘી તૈયાર કરીને ખાઈ શકાય. એવું ઘી ' हैयंगवीन घृत ' કહેવાય છે. એ ઘી ખાવા યા પીવાથી શરીરની પુષ્ટિ થાય છે અને એના હવનથી હવાની નીરોગીતા ને શુદ્ધિ પણ સાધી શકાય છે.

## ભ્રમણ

આ રીતે દુગ્ધપાન કર્યાં પછી ઘોડેસ્વાર બનીને ભ્રમણ માટે બહાર નીકળી પડવું જોઈએ, અને કલાક બે કલાકની ઘોડેસ્વારી બાદ ઘેર પાછા ફરીને પોતાના કામ ધંધે ચઢી જવું જોઈએ. રોજ સવારે ઘરની ગાયનું દૂધ પીવા મળતું હોય, અને પોતાની માલકીના ઉમદા ઘોડા પર સવાર થઈને સવારની તાજગીભરી હવામાં ફરવાનું સૌભાગ્ય સાંપડતું હોય એવાં વાચકો કેટલાં મળી આવશે વારૂ ? બહુ જ થોડા. આજનો વખત જ એવો વિપરિત છે. આવે વખતે આવી વૈદિક રીતિઓ કેવળ સ્મરણમાં જ રખાયઃ બીજું શું થાય ?

---

## ઉત્સાહ

( ઋષિઃ—બ્રહ્મા, સ્કન્દઃ । દેવતા—મન્યુઃ )

त्वया॑ मन्यो स॒रथ॑मारु॒जन्तो॒ हर्ष॑माणा हृषि॒तासो॑ मरुत्वन् ।
ति॒ग्मेष॑व॒ आयु॑धा सं॒शिशा॑ना॒ उप॒ प्र य॑न्तु॒ नरो॑ अ॒ग्निरू॑पाः ॥१॥

અર્થ—હે ( मरुत्वन् मन्यो ) મરણોન્મુખ દશામાં પણ જીતવાની પ્રેરણા કરવાવાળા ઉત્સાહ! (त्वया स-रथं आरुजन्तः) તારી સહાયથી રથ સહિત શત્રુને વિનષ્ટ કરતાં કરતાં તથા પોતે ( हर्षमाणाः हृषितासः ) આનંદ અને ઉમળકાભેર ( आयुधाः सं-शिशानाः ) પોતાનાં આયુધોને ધારદાર બનાવીને ( तिग्म-इषवः अग्निरूपाः नरः ) તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્રધારી અગ્નિના જેવા તેજસ્વી નેતા ( उप प्रयन्तु ) ચઢાઈ કરે ( ૧ ).

ભાવાર્થ—ઉત્સાહ છે તે મનુષ્યને હતાશ નથી બનવા દેતો. જેનું મન ઉત્સાહથી ભરેલું હોય છે, તે શત્રુઓને નષ્ટ ભ્રષ્ટ કરી દે છે અને પ્રસન્ન ચિત્તે પોતાનાં શસ્ત્રાસ્ત્રોને સદાય સંભાળતો અને પોતાના તેજમાં વૃદ્ધિ કરતો શત્રુ પર ચઢાઈ કરે છે.

अ॒ग्निरि॑व मन्यो त्विषि॒तः स॑हस्व सेना॒नीर्नः॑ सहुरे हू॒त ए॑धि ।
ह॒त्वाय॒ शत्रू॒न्वि भ॑जस्व॒ वेद॒ ओजो॒ मिमा॑नो॒ वि मृधो॑ नुदस्व ॥ २ ॥

અર્થ—હે ( मन्यो ) ઉત્સાહ ! ( अग्निः इव ) પ્ર

અગ્નિના જેવો ( त्विषितः सहस्व ) તેજસ્વી થઈને શત્રુને પરાસ્ત કર ! હે ( सहुरे ) સમર્થ ! ( हूतः नः सेनानी पधि ) બોલાવતાં બરાબર અમારી સેનાનું સંચાલન કરવા માંડ ! ( शत्रून् हत्वाय ) શત્રુઓનો સંહાર કરીને ( वेदः विभजस्व ) ધનને વહેંચી આપ, અને ( ओजः विमानः ) પોતાના બળને આપતો માપતો ( मृधः वि नुदस्व ) શત્રુઓને હઠાવી દે (૨).

**ભાવાર્થ**—ઉત્સાહથી તેજ યા પરાક્રમમાં વધારો થાય છે, ને ઉત્સાહથી જ શત્રુને હરાવાય છે. ઉત્સાહી પુરુષ સેનાનો સંચાલક બનશે તો તે શત્રુઓને હરાવી ધન સમૃદ્ધિ મેળવશે. પછી એ ધન વડે તે પોતાના બળમાં વધારો કરીને દુષ્ટોને સપૂચા દૂર કરી દેશે (૨).

सहस्व मन्यो अभिमातिमस्मै रुजन्मृणन्प्रमृणन्प्रेहि शत्रून् ।
उग्रं ते पाजो नन्वा रुरुध्रे वशी वशं नयासा एकज त्वम् ॥३॥
एको बहूनामसि मन्य ईडिता विशंविशं युद्धाय सं शिशाधि ।
अकृत्तरुक्त्वया युजा वयं द्युमन्तं घोषं विजयाय कृण्मसि ॥४॥

**અર્થ**—હે ( मन्यो ) ઉત્સાહ ! ( अस्मै अभिमातिं सहस्व) આને માટે અભિમાન કરવાવાળા શત્રુનો પરજય કરીને ( शत्रून् रुजन् मृणन् प्रमृणन् प्रेहि ) શત્રુઓને તોડતો, મારતો અને કચડતો થકો ચઢાઈ કર. ( ते उग्रं पाजः ननु आ रुरुध्रे ) તારૂં પ્રભાવશાલી બળ શત્રુને ખચિત રોકી શકે છે. હે (एकज) અદ્વિતીય ! ( त्वं वशी वशं नयासै ) તું સ્વયં સંયમી હોવાને કારણે શત્રુને વશ કરી શકે છે (૩).

**ભાવાર્થ**—ઉત્સાહથી શત્રુનો પરાજય કર તથા ઉત્સાહ વડે જ તેનો નાશ કર. ઉત્સાહથી તમારૂં બળ વધશે અને શત્રુને ખાળી:

શકાશે. હે શૂર! તું પહેલાં તારી જાતને સંયમી બનાવ; જાતે સંયમી બન્યા પછી શત્રુને પણ સંયમમાં આણી શકાશે યાને વશ કરી શકાશે (૩).

હે (मन्यो) ઉત્સાહ! તું (एकः बहूनां ईडिता असि) એકલો જ અનેકોમાં સત્કાર પામવાવાળો છે. તું (विशं विशं युद्धाय सं शिशाधि) પ્રત્યેક પ્રજાજનને યુદ્ધને માટે ઉત્તમ પ્રકારે કેળવ! હે (अ-कृत्त-रुक्) અખંડ પ્રકાશવાળા! (त्वया युजा वयं) તારી મિત્રતા સાથે અમે (द्युमन्तं घोषं विजयाय कृण्मसि) વિજયની હર્ષોન્મત્ત ઘોષણા કરીએ (૪).

સ્વભાવ થકી ઉત્સાહી પુરુષ તો અનેકોમાં એકાદ જ મળી આવે છે અને તેથી બીજા બધા તેને માન આપે છે. કેળવણી વા શિક્ષણનો એવો પ્રબંધ થવો જોઇએ કે જેને લઈ રાષ્ટ્રનો એકેએક મનુષ્ય ઉત્સાહી બની જાય અને જીવનયુદ્ધમાં પોતાનો ભાગ યશસ્વી રીતે ભજવવા તે શક્તિમાન નીવડે. ઉત્સાહથી જ પ્રકાશ (કીર્તિરૂપી)માં વૃદ્ધિ થાય છે અને વિજયની ઘોષણા કરવાનું સામર્થ્ય આવે છે.

विजेषकृदिन्द्र इवानवब्रवो३ स्माकं मन्यो अधिपा भवेह ।
प्रियं ते नाम सहुरे गृणीमसि विद्मा तमुत्सं यत आबभूथ ॥५॥

અર્થઃ—હે (मन्यो) ઉત્સાહ! (इन्द्रः इव विजेषकृत्) ઇન્દ્રના જેવો વિજય કરવાવાળો તથા (अनव-ब्रवः) ઉત્તમ વચન બોલવાવાળો થઇને (इह अस्माकं अधिपाः भव) આ ઠેકાણે અમારો સ્વામી બન! હે (सहुरे) સમર્થ! (ते प्रियं नाम गृणिमसि) તારું પ્રિય નામ અમે ઉચ્ચારીએ છીએ.

( तं उत्सं विद्म ) અને એ સ્રોત વા ઝરણને અમે ઓળખીએ છીએ, કે ( यतः आबभूथ ) જ્યાંથી તું પ્રગટ થાય છે (૫).

**ભાવાર્થ:**—ઉત્સાહ જ ઇન્દ્રના સમાન વિજય અપાવવાવાળો છે. ઉત્સાહ કદી નિરાશાના શબ્દ નથી નીકળવા દેતો. માટે અમારાં અંતઃકરણમાં ઉત્સાહનો અધિકાર જામે ! અમે એ સમર્થ મહાપુરુષોનાં નામ રટીએ છીએ કે જેમનાં દિલમાં ઉત્સાહનાં ઝરણ વહેતાં રહ્યાં છે ( ૫ ).

आभूत्या सहजा वज्र सायक सहो बिभर्ष्यभिभूत उत्तरम् ।
क्रत्वा नो मन्यो सह मेद्येधि महाधनस्य पुरुहूत संसृजि ॥६॥

**અર્થ:**—હે ( वज्र सायक सहभूत ) વજ્રધારી, બાણધારી અને સાથે રહેવાવાળા ! તું ( आभूत्या सहजाः ) ઐશ્વર્યની સાથે ઉત્પન્ન થવાવાળું ( उत्तरं सहः बिभर्षि ) અધિક ઉત્તમ બળ ધારણ કરે છે. હે ( पुरुहूत मन्यो ) અનેકવાર નોતરાયલા ઉત્સાહ ! તું ( क्रत्वा सह ) કર્મશક્તિની સાથે ( मेदी ) મિત્ર બનીને ( महा धनस्य संसृजि ), બહુ ધન મેળવી આપનાર મહા યુદ્ધ ઊભું થતાં જ ( एधि ) અમને પ્રાપ્ત થઓ ! ( ૬ )

**ભાવાર્થ:**—ઉત્સાહની સંગાથે બધાં શસ્ત્રાસ્ત્રો તૈયાર રહે છે. ઉત્સાહની અંગે બધું ઐશ્વર્ય આવી ખડું રહે છે. અને ઉત્સાહ અધિક બળને ધારણ કરે છે. એ પ્રશંસનીય ઉત્સાહ સદા અમારો સાથીદાર બનો અને એના સાથથી જીવનયુદ્ધમાં અમારો વિજય સિદ્ધ થાઓ ! ( ૬ )

संसृष्टं धनमुभयं समाकृतमस्मभ्यं दत्तां वरुणश्च मन्युः ।
भियो दधाना हृदयेषु शत्रवः पराजितासो अप नि लयन्ताम् ॥७॥

અર્થ—( मन्युः वरुणः च ) ઉત્સાહ તથા શ્રેષ્ઠત્વનો ભાવ ( उभयं धनं ) એ બન્ને પ્રકારનું ધન અર્થાત્ કે ( संसृष्टं ) પેદા કરેલું તેમજ ( सं-आकृतं ) સંઘરેલું, ( अस्मभ्यं धत्तां ) અમને આપ ! ( हृदयेषु भियः दधानाः शत्रवः ) હૃદયો વિષે ભયને ધારણ કરવાવાળા શત્રુ ( पराजितासः अप नि लयन्तां ) પરાજિત થઈને દૂર દૂર પલાયન કરી જાય ! ( ૭ ).

ભાવાર્થ—ઉત્સાહ તેમજ વરિષ્ઠતા એ બે ગુણો એકબીજાના જોડીદાર હોઈ તેમના પ્રતાપે જ સર્વ પ્રકારની સંપત પ્રાપ્ત થઈ શકે છે. જાતે પેદા કરેલું તેમજ જાતે સંગ્રહ કરેલું ધન એમને લીધે જ હાથમાં આવે છે. ઉત્સાહી પુરુષના શત્રુ મનમાં ડરતા થકા પરાજિત થઈને પલાયન કરી જાય છે ( ૭ ).

### યશનો મૂળ મંત્ર

માણસ હમેશાં યશ સંપાદન કરવાની ઇચ્છા ધરાવે છે, છતાં ઘણાં થોડાંને જ એ વાતની ફામ છે કે યશની પ્રાપ્તિ મનમાં ઉત્સાહભર્યો હોય તો જ શક્ય બને છે. યશપ્રાપ્તિનો બીજો કોઈ માર્ગ જ નથી. આ સૂક્તમાં આ " ઉત્સાહ "ને પ્રેરક દેવતા માનીને તેનું વર્ણન કરવામાં આવ્યું છે. તેથી યશસ્વી બનવાની જેમને ધગશ હોય તેઓ આ સૂક્તનું બરાબર મનન કરીને તથા ઉત્સાહને યશના દાતા તરીકે પિછાની લઈને પોતાના મનમાં ઉત્સાહની સ્થાપના કરે અને જગતમાં યશસ્વી બને. યશસ્વી બનવાનો જે ઉપાય ત્રીજા મંત્રમાં બતાવાયો છે તે સૌથી પ્રથમ વિચારવા જેવો છે—

त्वं वशी ( शत्रून् ) वशं नयासे । ( મં૦ ૩ ).

" પહેલાં તો તું પોતે વશી યાને સંયમી બન, પોતાની જાતને તું સૌથી પહેલી વશ કર; તે પછી તું શત્રુઓને સપાટામાં

વશ કરી શકીશ. " શત્રુઓને વશ કરવાનું કામ એટલું બધું કઠણ નથી, કે જેટલું કઠણ પોતીકા અંતઃકરણને વશ કરવાનું કાર્ય છે. જેણે પોતાની જાતને વશ કરી લીધી યાને જે પોતે સંયમી બન્યો, તેણે પોતાના બધા જ દુશ્મનોને વશ કરી લીધા સમજવા.

બધી જાતના ઉદ્ધારની શરૂઆત પોતીકા હૃદયથી થાય છે. તેથી શત્રુઓને વશ કરવાનું કાર્ય પણ પોતાના હૃદયથી જ શરૂ થવું જોઇએ. હૃદયની અંદર કામક્રોધાદિ અનેક શત્રુઓનો વાસ છે. તેમને પરાસ્ત કરી દીધાથી યાને તેમના પર કાબુ મેળવવાથી જ મનુષ્યની તાકાત વધે છે એટલે પછી તે બાહ્ય શત્રુઓને સપાટાબંધ તાબે કરી દેવાને સમર્થ બને છે. " પોતાની જાત પર કાબુ મેળવ્યાથી શત્રુઓ પર કાબુ મેળવી શકાય " એ ઉન્નતિનો નિયમ હોઈ તે બરાબર ધ્યાનમાં રહેવો જોઇએ.

## ઉત્સાહનું મહત્ત્વ

વેદમાં ' मन्यु ' શબ્દ ઉત્સાહના અર્થમાં વપરાયો છે. છતાં એને ' ક્રોધ 'ના અર્થમાં લઈ ઘણા લોકો અર્થનો અનર્થ કરી નાખે છે. આ સૂક્તમાં પણ ' मन्यु ' શબ્દ ઉત્સાહના અર્થમાં જ વપરાયો છે. આ ઉત્સાહ શું શું કરે છે તે જુઓઃ—

આ ઉત્સાહદેવ ( स-रथं ) પોતાના રથ પર આરૂઢ થાય છે ત્યારે મનુષ્યનું ( हर्षमाणाः ) ચિત્ત પ્રફુલ્લિત બને છે, એના ( हृपितासः ) મનમાં કદાપિ નિરાશા વ્યાપતી નથી. એટલે બધાં જ કામો તે આનંદપૂર્વક કરવાને શક્તિમાન થાય છે. ઉત્સાહથી ( मरू + उत् + वन ) મરણપથારીએ પડેલામાં પણ ઊઠીને ઊભા થવાની આશા પ્રગટે છે, અને ગમે તેવાં કઠોર કષ્ટોની અંદર પણ મન સદા ઉલ્લાસમાં રહે છે. ઉત્સાહથી મનુષ્ય ( अग्नि-रूपाः नरः ) અગ્નિના જેવો તેજસ્વી બને છે, અને ( शत्रून्-

હત્વા ) શત્રુઓને સંહારવાની તાકાત એનામાં આવે છે. જે મનુષ્યમાં ઉત્સાહદેવ આન્તરશક્તિઓનું ( नः सेनानीः ) સંચાલન કરનાર સેનાપતિ રૂપ બની જાય છે, તેના બળમાં અત્યંત વધારો થવા પામે છે અને પરિણામે તે શત્રુઓને છિન્નભિન્ન કરી નાખવાને સમર્થ બને છે. ઉત્સાહથી ( उग्रं पाजः ) એવું તો અદ્દભુત ઉગ્ર બળ પેદા થાય છે કે જેની સામે ( ननु आरुजे ) શત્રુનામે ઊભો રહી શકતો નથી. અર્થાત્ કે એવો ઉત્સાહી નર બધા શત્રુઓને રોકી રાખે છે અને પોતાની નજદીક ફરકવા સુદ્ધાં દેતો નથી. રાષ્ટ્રમાં ( **धियं धियं युद्धाय संशिशाधि** ) હરેક માનવીને એવા પ્રકારની કેળવણી અપાવી જોઇએ કે તેને પ્રતાપે રાષ્ટ્રનો એકેએક મનુષ્ય પોતાના જીવનયુદ્ધમાં ખાત્રીપૂર્વક વિજય પ્રાપ્ત કરવાને સમર્થ બની જાય. ( **विजयाय घोषं कृण्मसि** ) વિજયનો આનંદસૂચક ધ્વનિ જ મનુષ્ય કરતો રહે, નિરાશાના કીચડમાં કદાપિ ન ફસાઇ પડે, એવી ખબરદારી રખાય. આ ઉત્સાહ ( **विजेष-कृत्** ) વિજય અપાવવાવાળો છે. ઇંદ્રાદિક દેવોએ અત્યારે જે વિજય મેળવ્યો છે તે ઉત્સાહના બળને જ આભારી છે. જે મનુષ્યના મનમાં નિરુત્સાહ એકદમ વ્યાપી જાય છે, તે આગળ જીવી જ નથી શકતો. અર્થાત્ કે જીવન ટકવાનો આધાર પણ આ ઉત્સાહ પર જ છે. એટલા માટે આપણા મનનો ( **अस्माकं अधिपाः** ) માલીક આ ઉત્સાહને બનાવવો જોઇએ અને નિરુત્સાહને મનમાં ઘૂસવાની તક કદાપિ ન આપવી જોઇએ. આ ઉત્સાહ અને બળ ( **सह-भूत** ) એકી હારે ઉત્પન્ન થયેલાં છે. અર્થાત્ કે જ્યાં ઉત્સાહની હાજરી હશે ત્યાં બળનો અભાવ નહિ જ હોય. ઉત્સાહ પ્રગટયો કે તેની સાથે બળનો સંચાર થવાનો જ થવાનો. એટલાં વાસ્તે દરેક મનુષ્યે પોતાના મનનો ઉત્સાહ સદા સર્વદા ટકાવી રાખવાની અને નિરાશાના વિચાર

ક્ષુદ્રતાને મનમાં નહિ ઘૂસવા દેવાની સંભાળભરી કોશિષ કરવી જોઈએ. આવા ઉત્સાહના પ્રતાપે જ મનુષ્ય બધી જાતની સંપત (સમૃદ્ધિ) મેળવવાને ભાગ્યશાળી બને છે, શત્રુઓનું નિકંદન કાઢે છે, અને વિજય વાવટો ફરકાવતો આ લોકમાં આનંદે વિચરે છે.

આ ખ્યાલ ધ્યાનમાં રાખીને પાઠકો આ સૂક્તનો અભ્યાસ કરે અને યોગ્ય બોધ પ્રાપ્ત કરે.

---

## [ ૩૨ ]

( ऋषिः—ब्रह्मा, स्कंदः । देवता—मन्युः )

यस्ते॑ म॒न्योऽवि॑धद्वज्र सायक॒ सह॒ ओज॑ः पुष्यति॒ विश्व॑मानु॒षक् ।
साह्याम॒ दास॒मार्यं॒ त्वया॑ यु॒जा व॒यं सह॑स्कृतेन॒ सह॑सा॒ सह॑स्वता ॥ १ ॥

અર્થ—હે ( वज्र सायक मन्यो ) શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલા ઉત્સાહ! ( यः ते अविधत् ) જે તારું સેવન કરે છે તે ( विश्वं सहः ओजः ) બધાં બળ અને સામર્થ્યને ( आनुषक् पुष्यति ) નિરંતર પોષે છે. ( सहस्कृतेन सहस्वता ) બળને વધારનાર તથા વિજયી એવા ( त्वया युजा ) તારા જેવા મદદગારની સાથે રહી ( वयं दासं आर्यं साह्याम ) અમે દસ્યુઓ તેમજ આર્યોને વશ કરીએ.

ભાવાર્થ—જેનામાં ઉત્સાહની ભરપટ છે, તેને બધી જાતનાં બળ અને શસ્ત્રાસ્ત્રોની તાકાત પ્રાપ્ત થાય છે, અને પરિણામે તે હરેક પ્રકારના શત્રુઓને વશ કરી શકે છે ( ૧ ).

म॒न्युरिन्द्रो॑ म॒न्युरे॒वास॑ दे॒वो म॒न्युर्होता॒ वरु॑णो जा॒तवे॑दाः ।
म॒न्युर्विश॑ ईळते॒ मानु॑षी॒र्याः पा॒हि नो॑ मन्यो॒ तप॑सा स॒जोषा॑ः ॥२॥

અર્થ—( मन्युः इन्द्रः ) ઉત્સાહ એ જ ઇન્દ્ર છે, ( मन्युरेव देवः आस ) ઉત્સાહ એ જ દેવ છે, ( मन्युः होता वरुणः जात वेदाः ) ઉત્સાહ એ જ હવનકર્તા, વરુણ તેમજ જાતવેદ અગ્નિ છે. એ ( मन्युः ) ઉત્સાહ જ છે કે જેની ( याः मानुषीः विशः ईडते ) બધી માનવી પ્રજાઓ પ્રશંસા કરે છે. હે ( मन्यो ) ઉત્સાહ ! ( सजोषाः तपसा नः पाहि ) પ્રીતિવાળો થઈને તું તપોબળથી અમારી રક્ષા કર ! ( ૨ )

ભાવાર્થ—ઇન્દ્ર, વરુણ, અગ્નિ વગેરે બધા જ દેવો આ ઉત્સાહને કારણે જ મહા શક્તિશાળી બનેલા છે. મનુષ્યો પણ આ ઉત્સાહને વખાણે છે, કેમકે આ ઉત્સાહ પોતાના સામર્થ્યથી યાને આત્મબળ વડે સહુનું રક્ષણ કરે છે ( ૨ ).

अभीहि मन्यो तवसस्तवीयान्तपसा युजा वि जहि शत्रून् ।
अमित्रहा वृत्रहा दस्युहा च विश्वा वसून्या भरा त्वं नः ॥३॥

અર્થ—હે ( मन्यो ) ઉત્સાહ ! ( तवसः तवीयान् अभीहि ) મહાનમાં મહાન શક્તિ ધરાવનાર એવો જે તું તે અહીં આવ ! ( तपसा युजा शत्रून् विजहि ) તારા તપના સામર્થ્યથી યુક્ત થઈને શત્રુઓનો નાશ કર ! ( अमित्रहा, वृत्रहा, दस्युहा त्वं ) શત્રુનાશક, વૃત્રો કહેતાં વિઘ્નકર્તાઓનો સંહારક, અને ચોર ડાકુઓનો ધ્વંસ કરનાર એવો જે તું તે ( नः विश्वा वसूनि आभर ) અમારે વાસ્તે બધી સમૃદ્ધિ ભરપૂર કરી દે. (૩)

ભાવાર્થ—ઉત્સાહથી બળમાં વધારો થાય છે અને શત્રુઓ પરાસ્ત થાય છે; ચોર લૂટારા વગેરે દુષ્ટોની આફત ટાળી શકાય છે અને બધી જાતની દોલત મેળવી શકાય છે. ( ૩ )

त्वं हि मन्यो अभिभूत्योजाः स्वयंभूर्भामो अभिमातिषाहः ।
विश्वचर्षणिः सहुरिः सहीयानस्मास्वोजः पृतनासु धेहि ॥४॥

અર્થ—હે ( मन्यो ) ઉત્સાહ ! ( त्वं हि अभिभूति-ओजाः) તું જ વિજયી બળવાળો, ( स्वयं-भूः भामः ) પોતાની જ શક્તિથી વધવાવાળો, તેજસ્વી, ( अभिमाति-षाहः ) શત્રુઓનો પરાભવ કરવાવાળો, ( विश्वचर्षणिः सहुरिः ) સર્વનો નિરીક્ષક, સમર્થ, ( सहीयान् ) અને બલિષ્ઠ થા ! તું ( पृतनासु अस्मासु ओजः धेहि ) યુદ્ધક્ષેત્રો વિષે અમારામાં શક્તિનું સ્થાપન કર ! ( ૪ )

ભાવાર્થ—ઉત્સાહથી વિજયી બળની પ્રાપ્તિ થાય છે, શત્રુઓની હાર થાય છે, સ્વશક્તિ વધી જાય છે, તેજસ્વિતાનો ફેલાવો થાય છે, અને દરેક પ્રકારની તાકાત વધવા પામે છે. એવા ઉત્સાહનું બળ યુદ્ધ સમયે અમોને પ્રાપ્ત થાઓ ! ( ૪ )

अभागः सन्नप परेतो अस्मि तव क्रत्वा तविषस्य प्रचेतः ।
तं त्वा मन्यो अक्रतुर्जिहीडाहं स्वा तनूर्बलदावा न एहि ॥५॥

અર્થ—હે ( प्रचेतः मन्यो ) જ્ઞાનવાન ઉત્સાહ ! ( तव तविषस्य अभाग सन् ) તારા બળનો ભાગ મને ન મળવાને લીધે ( क्रत्वा अप परेतः अस्मि ) હું કર્તૃત્વશક્તિથી વંચિત બન્યો છું. તેથી ( अक्रतुः अहं तं त्वा जिहीड ) કર્મહીણી હાલતમાં હું તારી સમીપ હાજર થયો છું. તો તું ( नः स्वातनूः बलदावा आ इहि ) મને તારા પોતાના શરીરમાંથી બળનું દાન દેતો થકો આવી મળ ! ( ૫ )

ભાવાર્થ—જેની અંદર આ ઉત્સાહનો અભાવ હોય છે, તેનામાં કામ કરવાની શક્તિનો પણ અભાવ જ હોય છે. એટલા

માટે દરેક જણ પોતાના મનમાં ઉત્સાહને ધારણ કરીને બળવાન અને એ જ ઇષ્ટ છે (૫).

अयं तें अस्म्युपं न एह्यर्वाङ् प्रतीचीनः संहुरे विश्वदावन् ।
मन्यो वज्रिन्नभि न आ ववृत्स्व हनाव दस्यूँरुत बोध्यापेः ॥६॥
अभि प्रेहिं दक्षिणतो भवा नोऽधा वृत्राणिं जङ्घनाव भूरिं ।
जुहोमिं ते धरुणं मध्वो अग्रमुभावुपांशु प्रथमा पिंबाव ॥७॥

અર્થ—હે ( सहुरे ) સમર્થ ! હે ( विश्वदायन् ) સર્વસ્વ દાતા ! ( अयं ते अस्मि ) આ હું તારો જ છું. ( प्रतीचीनः नः अर्वाङ् उप एहि ) અમારી પાસે તું પ્રત્યક્ષ હાજર થા ! હે ( मन्यो ) ઉત્સાહ ! હે ( वज्रिन ) શસ્ત્રધર ! ( नः अभि आववृत्स्व ) અમારી પાસે ઉપસ્થિત થા ! ( आपेः बोधि ) મિત્રને ઓળખ, ( उत दस्यून् हनाव ) અને અમે શત્રુઓને મારીએ (૬).

( अभिप्र इहि ) આગળ વધ ! ( नः दक्षिणतः भव ) અમારે જમણે પડખે રહે ! (अध नः भूरि वृत्राणि जंघनाव) અમે અમારાં બધાં પ્રતિબંધોને મિટાવી દઇએ. ( ते मध्वः अग्रं धरुणं ) તારા મધુર રસને મુખ્યત્વે ધારણ કરવાવાળાનો (जुहोमि) હું સ્વીકાર કરું છું. ( उभौ उपांशु प्रथमा पिवाव ) અમે બન્ને જણા સૌથી પહેલાં એ રસનું પાન એકાંતમાં કરીએ (૭).

ભાવાર્થ—ઉત્સાહથી બધી જાતની તાકાત પ્રાપ્ત થાય છે. એવો ઉત્સાહ અમારા મનમાં આવીને દઢમૂળ બને અને એની મદદથી અમો મિત્રની સંખ્યામાં વૃદ્ધિ કરીએ અને શત્રુઓને દૂર કરી દઇએ (૬).

ઉત્સાહ ધારણ કરીને આગળ વધો. શત્રુઓને પરાસ્ત કરીને મધુર ભોગસામગ્રીઓના ભોક્તા બનો ! (૭)

## ઉત્સાહ ધારવો

આગલા સૂક્તમાં કથાયલા ઉત્સાહનું વર્ણન જ આ સૂક્તમાં અન્ય રીતે કરવામાં આવ્યું છે. જે પુરુષમાં ઉત્સાહની ઊણપ હોય છે, તે પુરુષ અભાગી નીવડે છે, એમ આ સૂક્તના પાંચમા મંત્રનું કથન હોઇ તે મંત્ર અત્રે ખાસ તપાસવાજેવો છે.

अभागः सन्नप परेतो अस्मि तव क्रत्वा तविषस्य ॥
(મં. ૫)

" ઉત્સાહના બળનો હિસ્સો મને ન મળવાથી હું કર્મશક્તિથી રહિત અને પરિણામે અભાગિયો બન્યો છું." ઉત્સાહહીન હોવાને કારણે જે ભારે મોટી હાનિ થાય છે તે આ છેઃ ઉત્સાહ ઓછો થતાં જ બળ ક્ષીણ થવા માંડે છે. બળ ક્ષીણ થતાં જ પુરુષાર્થ શક્તિ ઘટે છે, પુરુષાર્થશક્તિમાં ઘટાડો થતાં જ ભાગ્યનો નાશ થઇ જાય છે. એ મુજબ ઉત્સાહહીન મનુષ્ય નષ્ટભ્રષ્ટ કહેતાં પાયમાલ થઇ જાય છે.

પરંતુ જે વખત મનમાં ઉત્સાહની ભરતી ચઢે છે, તે વખતે એ ઉત્સાહી મનુષ્ય ( स्वयंभूः ) પોતે જ પોતાનો અભ્યુદય સાધવા મંડી પડે છે, જાતે પ્રયત્નશીલ બનવાને કારણે તેનામાં ( भामः ) તેજસ્વિતા આવે છે. ( अभिमाति-साहः ) શત્રુઓને તે દબાવે છે, અને ( अभि-भूति-ओजाः ) વિશેષ સામર્થ્યવાળો બને છે. એના કરતાં પણ વધારે તાકાત એનામાં ખીલવા પામે છે, જેનું વર્ણન આ સૂક્તમાં કરાયું છે, અને તેની મતલબ એ છે કે જે મનુષ્ય અભ્યુદય તથા નિઃશ્રેયસ મેળવવા માગતો હોય, તેણે ઉત્સાહને અવશ્ય ધારણ કરવો જોઇએ. ઉત્સાહહીન માણસને માટે આ

જગતમાં કોઇ સ્થાન જ નથી, જ્યારે ઉત્સાહી શખ્સને માટે જગતમાં કોઈ જ બાબત અસંભવિત નથી. વાચકો આ સત્યને યાદ રાખી પોતાના ઉત્સાહને વધારે અને પુરુષાર્થપ્રયત્ન દ્વારા યશ સંપાદન કરી આ તેમજ પરલોકમાં આદર્શ પુરુષ બની રહે.

ઉત્સાહનું સ્થાન મનમાં હોઇ તે ઇન્દ્રનો સ્વભાવ-ધર્મ છે. વેદના ઇન્દ્ર-સૂક્તોમાં ઉત્સાહને વધારવાવાળું વર્ણન છે. તેથી જે લોકો પોતીકા મનમાં ઉત્સાહની અભિવૃદ્ધિ કરવા ઇચ્છતા હોય તેમણે વેદના ઇન્દ્રસૂક્તોનું વાચન મનન કરવું જોઇએ. ઇન્દ્ર પોતે થાક્યા વગર નિજ શત્રુનો પરાજય કરે છે, તે એના ઉત્સાહને લઇને જ. આ સૂક્તમાં પણ એ જ ભાવનો એક મંત્ર છે, જેમાં કહેવામાં આવ્યું છે કે " આ ઉત્સાહને કારણે જ ઇન્દ્ર પ્રભાવશાળી બન્યો છે." માટે ઇન્દ્રસૂક્તનું મનન કરી પાઠક જો વિચારશે, તો ઉત્સાહ શું ચીજ છે અને તે શું કરી શકે તેમ છે તે એને જણાયા વગર નહિ રહે. ઉત્સાહમાં વૃદ્ધિ કરવા સારૂ ઉત્સાહી પુરુષોની સંગત કરવી જોઇએ, ઉત્સાહી ગ્રંથોનું વાચન મનન કરવું જોઇએ, અને નિરુત્સાહી વિચાર ભૂલેચૂકે પણ કોઇ વાર મનમાં ઘૂસી જાય તો તેને તત્કાળ દૂર કરી દઇ તેને સ્થાને ઉત્સાહના વિચારને સ્થિર કરી દેવો જોઇએ. નિરુત્સાહની નાનીશી રેખા પણ જો મનમાં ફૂટવા પામી, તો તે થોડા જ સમયમાં વિરાટ સ્વરૂપ ધારણ કરે છે અને આખરે સારાય મનને દૂષિત કરી નાખે છે. માટે ઉન્નતિને ચહાવાવાળાંઓએ તો સાવધાનીપૂર્વક પોતાના મનની ઉપરોક્ત પદ્ધતિએ રક્ષા કરવી ઘટે.

## શિયળનું સંરક્ષણ

( ऋषिः—मयोभूः । देवता—ब्रह्मजाया )

तेऽवदन् प्रथमा ब्रह्मकिल्बिषेऽकूपारः सलिलो मातरिश्वा ।
वीडुहरास्तप उग्रं मयोभूरापो देवीः प्रथमजा ऋतस्य ॥१॥
सोमो राजा प्रथमो ब्रह्मजायां पुनः प्रायच्छदहृणीयमानः ।
अन्वर्तिता वरुणो मित्र आसीदग्निर्होता हस्तगृह्या निनाय ॥२॥

અર્થ—( अ-कू-पारः सलिलः ) અગાધ સમુદ્ર, ( मातरिश्वा ) વાયુ, ( वीडुहराः ) બળવાન તેજસ્વી અગ્નિ, (उग्रं तपः) ઉગ્ર તાપ દેનારો સૂર્ય, ( मयो-भूः ) સુખ દેનારો ચંદ્ર, ( देवीः आपः ) દિવ્ય જળ, ( ऋतस्य प्रथमजाः ) સત્યનો આદિ પ્રવર્તક દેવ, ( ते प्रथमाः ) એ પહેલી પંક્તિના દેવો પણ (ब्रह्मकिल्बिषे अवदन्) બ્રાહ્મણના સંબધમાં પાતક કરનારની બાબતમાં સાક્ષી પૂરે છે. ( ૧ )

( अहृणीयमानः प्रथमः सोमो राजा ) ક્રોધ ન કરવાવાળો પહેલો રાજા સોમ -( ब्रह्मजायां पुनः प्रायच्छत् ) બ્રાહ્મણની પત્નીને પાછી આપવા લાગ્યો, એ વખતે (वरुणः मित्रः अन्वर्तिता आसीत्) વરુણ અને મિત્ર એની સાથે ચાલવાવાળા, યાને સંગાથી બન્યા હતા, અને (होता अग्निः हस्त गृह्य निनाय) હોતા અગ્નિ હાથ ઝાલીને ચલાવતો હતો યાને માર્ગદર્શન કરતો હતો ( ૨ ).

ભાવાર્થ—આગ, જળનિધિ સમુદ્ર, વાયુ, તેજસ્વી સૂર્ય,

સુખદાયક ચંદ્રમા, તથા બીજા સઘળા દેવો બ્રાહ્મણના સંબંધમાં પાપ કરવાવાળા પાપીના પાપાચરણ વિષે સત્ય વાત જાહેર કરી દે છે (૧).

સોમે શાંતિપૂર્વક બ્રાહ્મણની સ્ત્રીને પાછી મોકલી આપી, એ વખતે વરુણ અને મિત્રદેવો હાજર હતા અને અગ્નિ પણ પાણિગ્રહણવેળા હોતા બન્યો હતો (૨).

हस्तेनैव ग्राह्य आधिरस्या ब्रह्मजायेति चेदवोचत् ।
न दूताय प्रहेया तस्थ एषा तथा राष्ट्रं गुपितं क्षत्रियस्य ॥३॥

અર્થ—(हस्तेन एव ग्राह्यः अस्याः आधिः) હાથથી જ ગ્રહણ કરાય, એવો એનો આદેશ છે, (ब्रह्मजाया इति चेत् अवोचत्) એ બ્રાહ્મણની પત્ની છે એમ જો કહેવરાવવું હોય તો (एषा दूताय प्रहेया न तस्थे) એ દૂત દ્વારા લેઇ જવાવાને પાત્ર નથી ઠરતી. (तथा क्षत्रियस्य गुपितं राष्ट्रं) ક્ષત્રિયોથી સારી પેઠે રક્ષાયલું રાષ્ટ્ર એવું જ હોય છે (૩).

ભાવાર્થ—બ્રાહ્મણની સ્ત્રી જેને કહી શકાય એનો લગનસંબંધ પાણિગ્રહણના વિધિપૂર્વક જ સિદ્ધ થયો હોવો જોઇએ. કોઇ દૂતની સંગાથે એને ભગાડી વા તેડાવી લેવાય નહિ. એવી સુરક્ષાથી ક્ષત્રિયનું રાષ્ટ્ર સુરક્ષિત બને છે (૩).

यामाहुस्तारकैषा विकेशीति दुच्छुनां ग्राममवपद्यमानाम् ।
सा ब्रह्मजाया वि दुनोति राष्ट्रं यत्र प्रापादि शश उल्कुषीमान् ॥४॥

અર્થ—(विकेशी एषा तारका इति) આ બંધનરહિત

બનેલી તારકા છે એવું (જેને વિષે-બોલાય), તે (ग्रामं अव-घयमानां दुच्छुनां यां आहुः) ગામ ઉપર આવી પડનારી આફતરૂપ જ ગણાય. એવી જ રીતે (सा ब्रह्मजाया राष्ट्रं विदुनोति) એ બ્રાહ્મણ સ્ત્રી રાષ્ટ્રને વિશેષરૂપે હચમચાવી દે છે. (यत्र उल्कुषीमान् शश प्रअपादि) જ્યાં આગળ ઉલ્કાયુક્ત (તેજોરાશિ) શશક પડે છે (૪).

**ભાવાર્થ**—આકાશનો કોઈ તારો અને ઉલ્કા કોઈ ગામ પર પડે યાને ઉલ્કાપાત થાય, એ જેમ દુર્ભિક્ષ મનાય છે, તેમજ બ્રાહ્મણની સ્ત્રીને ભગાડી કિંવા હરી લાવવાથી આખા રાષ્ટ્ર પર આફતના ઓળા ઊતરે છે, બલ્કે રાષ્ટ્રની પાયમાલી થઈ જાય છે (૪).

ब्रह्मचारी चरति वेविषद् विषः स देवानां भवत्येकमङ्गम् ।
तेन जायामन्वविन्दद् बृहस्पतिः सोमेन नीतां जुह्वं न देवाः ॥५॥

**અર્થ**—(ब्रह्मचारी विषः वेविषत् चरति) બ્રહ્મચારી પ્રજાઓની સેવા કરતો થકો જગતમાં સંચરે છે. તેથી કરી (सः देवानां एकं अंगं भवति) તે દેવોનું એક અંગ બને છે. (तेन बृहस्पतिः जायां अन्वविन्दत्) એની દ્વારા બૃહસ્પતિએ ભાર્યા પ્રાપ્ત કરી, (सोमेन नीतां जुह्वं न देवाः) જેમ સોમે આણી દીધેલી સરવા દ્વારા હોમાયલી આહુતિ દેવો પ્રાપ્ત કરે છે તેમ (૫).

**ભાવાર્થ**—વિદ્યાપ્રાપ્તિનું કાર્ય પૂર્ણ થયા બાદ બ્રહ્મચારી જનતાની સેવા કરતો થકો-જગતમાં સંચરે છે, એટલા માટે એને દેવતાંશ કહેવામાં આવે છે. તે ઉક્ત અત્યાચારની યાને સ્ત્રી અપહરણની ભાળ મેળવે છે, અને જેની સ્ત્રી હોય તેની પાસે તેને પહોંચતી કરે છે (૫).

देवा वा एतस्यांम वदन्त पूर्वे सप्त ऋषयस्तपसा ये निषेदुः ।
भीमा जाया ब्राह्मणस्यापनीता दुर्धां दधाति परमे व्योमन् ॥ ६ ॥

અર્થ—( एतस्यां पूर्वे देवाः ये अवदन्त ) આના સંબંધમાં પૂર્વે દેવોએ કહ્યું છે, તથા ( ये तपसा निषेदुः सप्त ऋषयः ) જેઓ તપ કરવા સારૂ બેસે છે તે સપ્ત ઋષિઓએ પણ એવું જ કહ્યું છે કે ( ब्राह्मणस्य अपनीता जाया भीमा ) બ્રાહ્મણની ભગાડી આણેલી પત્ની ભયંકર નીવડે છે, ભગાડી આણનારને તે ( परमे व्योमन् दुर्धां दधाति ) પરમધામમાં પણ દુઃખદાયક થઇ પડે છે ( ૬ ).

ભાવાર્થ—તપશ્ચર્યા કરવાવાળા ઋષિઓ તથા બીજા બધા દેવતાઓ આ સંબંધમાં વારંવાર કહેતા આવ્યા છે કે આ પ્રમાણે ભગાડી આણેલી ગુરુપત્ની આ લોકમાં ભયાનક હાનિકર્તા નીવડે છે, એટલું જ નહિ પણ બીજા ઉચ્ચ લોકોમાં પણ ભારે પીડાકારી બને છે ( ૬ ).

ये गर्भा अवपद्यन्ते जगद् यच्चापलुप्यते ।
वीरा ये तृह्यन्ते मिथो ब्रह्मजाया हिनस्ति तान् ॥ ७ ॥

અર્થ—( ये गर्भाः अवपद्यन्ते ) જે ગર્ભ અકાળે ટૂટી પડે છે, ( जगत् यत् च अप लुप्यते ) જે પ્રાણીનો હાલતાં ચાલતાં નાશ થઇ જાય છે, ( ये वीराः मिथः तृह्यन्ते ) જે વીરો પરસ્પર લડે વડે છે, ( तान् ब्रह्मजाया हिनस्ति ) તેમને બ્રાહ્મણની પત્ની મારી નાંખે છે ( ૭ )

ભાવાર્થ—દેશમાં જ્યારે બાળકોનાં અકાળ મરણ બહુ થાય, ઘણાં પ્રાણીઓનો ખોડો નીકળતો હોય, તથા વીર લોકો

આપસઆપસમાં લડી પડી પરસ્પરનાં માથાં ફોડવા માંડે, ત્યારે સમજવું કે એ અનિચ્છનીય ઘટના ગુરુપત્ની માથે ગુજરેલા પૂર્વોક્ત સંકટના જ ફળ સ્વરૂપ છે (૭).

उत यत् पतयो दश स्त्रियाः पूर्वे अब्राह्मणाः ।
ब्रह्मा चेद्धस्तमग्रहीत् स एव पतिरेकधा ॥ ८ ॥

* અર્થ—(उत यत् पूर्वे अब्राह्मणाः स्त्रियाः दश पतयः). અને જે પહેલાં બ્રાહ્મણેતર વર્ણમાં સ્ત્રીના દશ પતિ થઇ શકતા, એવીનું જો (ब्रह्मा चेत् हस्तं अग्रहीत्) બ્રાહ્મણ પાણિગ્રહણ કરે, તો (स एव एकधा पतिः) તે સ્ત્રીનો એ એક જ પતિ હોઇ શકે (૮).

**ભાવાર્થ**—બ્રાહ્મણ સિવાયની વર્ણના હોય તો દશ પતિ એક સ્ત્રી વારાફરતી કરી શકે; પરંતુ કોઇ સ્ત્રીનું પાણિગ્રહણ જો બ્રાહ્મણ કરે, તો તે સ્ત્રીનો એ બ્રાહ્મણ જ એકનો એક પતિ રહે. એ સ્ત્રીનો બીજો પતિ કો કાળે ન સંભવે. (૮)

ब्राह्मण एव पतिर्न राजन्यो३ न वैश्यः ।
तत् सूर्यः प्रब्रुवन्नेति पञ्चभ्यो मानवेभ्यः ॥ ९ ॥

पुनर्वै देवा अददुः पुनर्मनुष्या अददुः ।
राजानः सत्यं गृह्णाना ब्रह्मजायां पुनर्ददुः ॥ १० ॥

અર્થ—(ब्राह्मण एव पतिः न राजन्यः न वैश्यः) બ્રાહ્મણ જ એક પતિ છે, ક્ષત્રિય અને વૈશ્ય નહિ. (सूर्यः पञ्चभ्यः मानवेभ्यः तत् प्रब्रुवन् एति) સૂર્ય એ વાત પાંચે મનુષ્યોને કહેતો કહેતો ચાલે છે. (૯)

(देवा वै पुनः अददुः) દેવોએ પાછી આપી છે,

( मनुष्याः पुनः अददुः ) મનુષ્યોએ પાછી દીધી છે. ( सत्यं गृह्णानाः राजानः ) સત્યનું પાલન કરવાવાળા રાજાઓએ પણ ( ब्रह्मजायां पुनः ददुः ) બ્રાહ્મણ સ્ત્રીને પાછી ફેરવી દીધી છે ( ૧૦ ).

ભાવાર્થ—' બ્રાહ્મણ જ એક પતિ રહે છે, ક્ષત્રિય અને વૈશ્ય નહિ '—એ વાત સૂર્ય જ પંચજનોને કહે છે ( ૯ ). દેવ, મનુષ્ય અને સત્યપાલક રાજાઓ ગુરુપત્નીને સુરક્ષિત સ્થિતિમાં ગુરુ પ્રતિ પાછી પહોંચાડી દે છે. ( ૧૦ )

पुनर्दाय ब्रह्मजायां कृत्वा देवैर्निकिल्बिषम् ।
ऊर्जं पृथिव्या भक्त्वोरुगायमुपासते ॥ ११ ॥

नास्य जाया शतवाही कल्याणी तल्पमा शये ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १२ ॥

અર્થ—( देवैः निकिल्बिषं कृत्वा ब्रह्मजायां पुनर्दाय ) દેવોએ પાપરહિત કરેલી બ્રાહ્મણ સ્ત્રીને પાછી આપીને ( पृथिव्याः ऊर्जं भक्त्वा ) પૃથ્વીના બળના વિભાગ પાડી ( उरुगाय उपासते ) અત્યંત પ્રશંસાપાત્ર દેવતાની ઉપાસના કરે છે. ( ૧૧ )

( यस्मिन् राष्ट्रे अचित्या ब्रह्मजाया निरुध्यते ) જે રાષ્ટ્રમાં બ્રાહ્મણની સ્ત્રીને અજ્ઞાનવશ બનીને અટકાવી રાખવામાં આવે છે, (अस्य शतवाही कल्याणी जाया तल्पं न आशये) તેની સો સંતાન ઉત્પન્ન કરવાવાળી કલ્યાણકારિણી સ્ત્રી પણ શય્યામાં ન સૂએ. ( ૧૨ )

ભાવાર્થ—જે ઠેકાણે નિષ્પાપતાપૂર્વક ગુરુ પત્નીને સુરક્ષિત હાલતમાં ગુરુગૃહે પરત પહોંચાડી દેવામાં આવે છે, એ ઠેકાણે

ભૂમિના રસકસ વધે છે અને યશ ફેલાય છે ( ૧૧ ). પરંતુ જે રાષ્ટ્રમાં ગુરુપત્નીનું અપમાન થાય છે, એ રાષ્ટ્રમાં કોઇ પણ સુહાસણ સ્ત્રી નિજ શય્યામાં સલામતીએ સૂઇ નહિ શકે, એમ માનજો ( ૧૨ ).

न विकर्णः पृथुशिरास्तस्मिन् वेश्मनि जायते ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १३ ॥

नास्य क्षत्ता निष्कग्रीवः सूनानामेत्यग्रतः ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १४ ॥

અર્થ—જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણ સ્ત્રીને રોકી રાખવામાં આવે છે, ( तस्मिन् वेश्मनि विकर्णः पृथुशिराः न जायते ) તે ઘરમાં વિશેષ સાંભળવાવાળો તથા મોટા માથાવાળો પુત્ર નથી પેદા થતો. ( ૧૩ )

જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણ સ્ત્રીને રૂંધી રખાય છે, ( अस्य क्षत्ता निष्कग्रीवः सूनानां अग्रतः न एति ) એ રાષ્ટ્રનો વીર સુવર્ણાલંકાર ગળામાં ધારણ કરીને છોકરીઓની સામે નથી ઊભો રહી શકતો. ( ૧૪ )

**ભાવાર્થ**—જે રાષ્ટ્રમાં ગુરુપત્નીનું અપમાન થાય છે, તે રાષ્ટ્રમાં ઉત્તમ પુત્રસંતતિ નથી પેદા થઇ શકતી ( ૧૩ ); તથા સોનાના આભૂષણ કંઠે ધારણ કરીને કોઈ વીર બાલિકાઓની સાથે બેસી નથી શકતો (૧૪). મતલબ કે સ્ત્રી વર્ગને પોતાના શિયળ માટે અહર્નિશ ધાસ્તી રહ્યા કરે છે.

नास्य श्वेतः कृष्णकर्णो धुरि युक्तो महीयते ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १५ ॥

नास्य क्षेत्रे पुष्करिणी नाण्डीकं जायते बिसम् ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १६ ॥

અર્થ—જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણ સ્ત્રીનું અપમાન થાય છે, ( अस्य श्वेतः कृष्णकर्णः धुरि युक्तः न महीयते ) તે રાષ્ટ્રમાં કાળા કાન અને અને ધોળા વર્ણવાળો ઘોડો ધૂંસરીએ જોડાઇને મહત્તા નથી મેળવતા ( ૧૫ ).

જે રાષ્ટ્રમાં અજ્ઞાનને કારણે બ્રાહ્મણ સ્ત્રીની અવહેલના અને માનહાનિ થાય છે, ( अस्य क्षेत्रे न पुष्करिणी ) તેની ભૂમિમાં કમળાવાળાં તળાવ નથી હોતાં, તથા ( बिसं आण्डीकं न जायते ) કમળનાં બીજ પણ નથી નીપજતાં ( ૧૬ ).

ભાવાર્થ—જે રાષ્ટ્રમાં ગુરુપત્નીનું અપમાન થાય છે, તે દેશમાં શ્યામકર્ણી ઘોડાને કોઈ જોતરી નથી શકતું, તથા કમળવાળાં તળાવ નથી હોતાં ( ૧૫-૧૬ ).

नास्मै पृश्निं वि दुहन्ति ये॑ऽस्या दोह॑मुपासते ।
यस्मिन् राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १७ ॥

नास्य धेनुः कल्याणी नानड्वान्त्सहते धुरम् ।
विजानिर्यत्र ब्राह्मणो रात्रिं वसति पापया ॥ १८ ॥

અર્થ—જે રાષ્ટ્રમાં અજ્ઞાનતાપૂર્વક બ્રાહ્મણ સ્ત્રીનું અપમાન થાય છે, તે રાષ્ટ્રમાં ( ये अस्याः दोहं उपासते ) જેઓ એના દોહનને માટે બેસે છે, તેઓ ( अस्मै पृश्निं न दुहन्ति ) ગાયને દોહતા નથી. ( ૧૭ )

( विजानिः ब्राह्मणः ) સ્ત્રીરહિત બનેલો બ્રાહ્મણ ( यत्र रात्रिं पापया वसति ) જ્યાં આગળ પાપબુદ્ધિમાં રાત્રિ ગાળતો હોય ( अस्य ) તેના રાષ્ટ્રમાં ( न कल्याणी धेनुः ) કલ્યાણકારી

ધેનુ ( ગાયો ) નથી હોતી, અને ( न अनड्वान् धुरं सहते ) બળદો ધૂંસરી નથી ઉપાડતા. ( ૧૮ )

**ભાવાર્થ—**જે રાષ્ટ્રમાં ગુરુપત્નીનું અપમાન થાય છે, તે રાષ્ટ્રમાં દૂઝણી ગાયોનો દુકાળ પડે છે ( ૧૭ ).

જે રાષ્ટ્રમાં ગુરુપત્નીની માનહાનિ થાય છે, અને ધર્મપત્નીના વિરહે ઝૂરતા ગુરુને એકલવાયો પડી જવાને કારણે મનમાં ક્રોધની ભાવના ભરીને સૂવું પડે છે, તે રાષ્ટ્રમાં ગાયો કલ્યાણકર નથી બનતી તેમ બળદોમાં પણ કાર્યશક્તિ નથી રહેતી. અર્થાત્ કે પશુધન નકામું બની જાય છે ( ૧૮ ).

## સ્ત્રીચારિત્ર્યની રક્ષા

સ્ત્રીચારિત્ર્યની કિંવા શિયળની રક્ષા કરવી જોઈએ, એવો ઉપદેશ આપવા માટે આ સૂક્તની યોજના છે. જે રાષ્ટ્રમાં સ્ત્રી-જાતિનું શિયળ સંરક્ષાય છે, અને બધા પુરુષો સ્ત્રીજાતિની પવિત્રતાનું સંરક્ષણ કરવાને માટે સર્વદા તત્પર રહે છે, તે રાષ્ટ્રની ઉન્નતિ થતી રહે છે. પરંતુ જે રાષ્ટ્રમાં સ્ત્રીઓના શિયળનું રક્ષણ નથી થતું એ રાષ્ટ્રનો અધઃપાત અવશ્ય થાય છે. ટૂંકમાં આ સૂક્તનો ઉપદેશ આવો છે.

આ સૂક્તમાં બ્રાહ્મણની સ્ત્રીનું અપહરણ કોઈ ક્ષત્રિયને હસ્તે થાય તો રાષ્ટ્ર પર કેવા કેવા અનર્થ ગુજરે, તેનું વર્ણન કરાયું છે. " **वर्णानां ब्राह्मणो गुरुः** " યાને સર્વ વર્ણોને વિદ્યાદાન દેવાવાળો સર્વનો અધ્યાપક વા ' ગુરુ ' બ્રાહ્મણ છે. એટલા માટે બ્રાહ્મણની સ્ત્રી બધાની ' ગુરુપત્ની ' થાય. જેવી રીતે બ્રાહ્મણ બધા પુરુષોને જ્ઞાનોપદેશ દેતો દેતો સર્વત્ર ભ્રમણ કરે છે, તેવી જ રીતે બ્રાહ્મણી પણ સઘળી સ્ત્રીઓને ધર્મનો ઉપદેશ કરતી કરતી બધે ફરતી રહે

છે. ગુરુપત્નીનું એ કર્તવ્ય જ છે. એ કર્તવ્યના પાલન અર્થે જ્યારે ગુરુપત્ની બહાર ભ્રમણ કરતી હોય, તે વારે એના ચારિત્ર્ય, અથવા શિયળનું રક્ષણ સર્વ કોઇએ કરવું જોઇએ. કોઈ એના માર્ગમાં અંતરાય રૂપ ન બને કે કોઇ એનું અપમાન ન કરે.

ગુરુપત્નીની માનહાનિ કરવાની ધૃષ્ટતા જે આચરી શકે તે બીજી સ્ત્રીઓને અપમાનવામાં પાછો ન જ પડે, એવો ભાવ અહીં સમજવાનો છે. વાસ્તવિક રીતે તો બધી જ સ્ત્રીઓના ચારિત્ર્યની રક્ષા થવી જોઇએ, કેમકે સ્ત્રીજાતિની નિષ્કલંકતા પર જ રાષ્ટ્રના ગૌરવનો આધાર છે. જે દેશમાં ગુરુપત્નીનું શિયળ વા પાતિવ્રત્ય ગુંડાઓના અત્યાચારમાંથી સલામત નથી રહી શકતું, ત્યાંની અન્ય વર્ણની સ્ત્રીઓની દુર્દશાની તો વાત જ શી કરવી? એટલા માટે સમસ્ત સ્ત્રીજાતિના ચારિત્ર્ય વા શિયળરક્ષણની દૃષ્ટિએ જ આ સૂક્તમાં કહેવામાં આવ્યું છે કે સમાજની કોઇ પણ વ્યક્તિએ ગુરુપત્નીનું અપમાન ન કરવું જોઇએ. આ સૂક્ત આકાશના તારાઓની ગતિ પર રચાયલા અલંકાર રૂપ હોઈ તેની સમજૂત નીચે પ્રમાણે છેઃ

## બૃહસ્પતિ અને તારા

આકાશમાં બૃહસ્પતિ નામનો એક તારો છે. એને 'ગુરુ' પણ કહેવામાં આવે છે. એ જાણીતો તારો હોઇ રાતની વેળાએ સર્વ કોઇ જોઇ શકે છે. આકાશમંડળમાં બીજાં નક્ષત્રો સાથે "તારા અથવા તારકા" નામનું એક નક્ષત્ર છે. સૂક્તમાંના રૂપક પરથી સમજાય છે કે એ તારકાનક્ષત્ર 'ગુરુ'ની 'ધર્મપત્ની' છે, યાને બૃહસ્પતિની ભાર્યા છે. આ ઠેકાણે, 'ધર્મપત્ની' કહેવાનું તાત્પર્ય એટલું જ કે આ બૃહસ્પતિનો તારો આ તારકાનક્ષત્રમાં બહુ વખત સુધી અને તેની બહુ જ નિકટમાં રહે છે. એટલે એ

બેની વચ્ચે પતિપત્ની ભાવની કલ્પના કરવામાં આવી છે. બૃહસ્પતિનું 'બ્રહ્મણસ્પતિ' એવું બીજું નામ પણ વેદમાં છે. એનો અર્થ 'જ્ઞાની ગુરુ' થતો હોવાને લીધે એનો બ્રાહ્મણવર્ણ માનવામાં આવ્યો છે. એટલે એની ધર્મપત્ની હોવાને કારણે તારા પણ "બ્રાહ્મણી, ગુરુપત્ની અથવા બ્રહ્મજાયા" કહેવાય છે. એ મુજબ અહીં એક બ્રાહ્મણ પરિવારની કલ્પના કરવામાં આવી છે. આ બૃહસ્પતિ દેવોનો ગુરુ છે. રાતને વખતે આકાશમાં જ્યારે દેવોની સભા ભરાય છે, ત્યારે આ દેવગુરુ પણ એમાં બિરાજે છે અને જાણે કે દેવોને સુયોગ્ય સલાહ આપતો ન હોય એમ લાગે છે.

એ પ્રમાણે રાજા સોમ (ચંદ્રમા) પણ દેવસભામાં ઉપસ્થિત થાય છે. સોમનો વર્ણ અત્રે ક્ષત્રિય માનવામાં આવ્યો છે. એ ક્ષત્રિય રાજા પોતાના રાજ્યાધિકારના ઘમંડમાં ને ઘમંડમાં અનેક તારાગણોના સંબંધમાં આવે છે, અર્થાત્ કે અનેક સ્ત્રીઓ સાથે તે સંબંધ બાંધે છે. એ અત્યાચારના ફળ તરીકે એને ક્ષયરોગ લાગુ પડે છે, અને તેને પરિણામે બિચારો સોમરાજા દિનપ્રતિદિન ક્ષીણ બનતો જાય છે. અમાવાસ્યાની રાત્રિએ તો એની હાલત છેક જ ખરાબ બની જાય છે. એ પ્રસંગે કશોક ઉપચાર કરવાથી શુકલ પક્ષમાં પાછો તે ક્રમે ક્રમે પુષ્ટ બનવા માંડે છે. એવી સ્થિતિમાં એને ગુરુપત્ની તારાનાં દર્શન થાય છે, અને એના દર્શન માત્રથી ક્ષયી રાજાનું મન ચંચળ બની જાય છે. પરિણામે તે રાજ્યાધિકારના નિશામાં ભાનભૂલો બનીને ગુરુપત્નીની મર્યાદા લોપે છે અને એની સાથે ઘસડાય છે. આ રીતે સ્ત્રીના પાતિવ્રત્યનો નાશ કરવા બદલ જે પાપ લાગે છે, તે પાપને કારણે રાષ્ટ્રમાં ભારે મોટો ખળભળાટ મચે છે, અને સઘળી પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. જ્યાં ગુરુપત્નીની લાજમર્યાદા લોપાય અને તેનું આવું અપમાન થાય, ત્યાં પછી બીજી સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મના શા

હાલ થતા હશે એના વિચાર માત્રથી ધ્રૂજી ઊઠીને હાજર હતા તે તમામ ઋષિ અને અન્ય સભાસદ દેવો રાજાનો નિષેધ કરવા લાગે છે. રાજા પોતાની સત્તાના ઘમંડમાં ને ઘમંડમાં વિરોધ ઉપસ્થિત કરનાર ઋષિઓ તથા દેવોને દબાવી દેવાનો યત્ન કરે છે. એથી તો પ્રજામાં વધારે ખળભળાટ મચે છે. પ્રજાને વિફરેલી જોઈને તથા પોતાને પદભ્રષ્ટ કરવાની પેરવી કરતી જોઈને, રાજા સોમ વિરોધી પ્રજાને દબાવી દેવા કાજે અસુર સેનાની સહાય લે છે, અને વિદેશી આસુરી સેના દ્વારા પોતાની પ્રજાને કચડવાની કોશિષ કરે છે. એથી તો પ્રજા વધારે વિફરે છે અને ભારે જંગ મચે છે. એમાં બન્ને પક્ષે ભારે ખુવારી થયા બાદ બન્ને પક્ષો વચ્ચે સુલેહ સમાધાન થાય છે. તેની રૂએ રાજા સોમ ગુરુને તેની પત્ની પાછી સોંપી દે છે. એ પ્રસંગે વરુણ અને મિત્ર દેવો સાક્ષી રહે છે અને અગ્નિદેવ માર્ગદર્શક બને છે. આ પ્રમાણે ચંદ્રમાને લલાટે કલંક લાગી આ બુરા કર્મનું ફળ એને મળે છે.

આ વખતે સોમ તથા તારાના સંગમથી બુદ્ધની ઉત્પત્તિ થાય છે. તારા અગ્નિસ્નાનથી શુદ્ધ બનીને પોતાને ઘેર પાછી ફરે છે. આવી જાતની કથા ઘણાં પુરાણોમાં છે. એ વિસ્તૃત કથાનું કંઈક મૂળ આ સૂક્તમાં દેખાઈ આવે છે. જેવી રીતે વૃત્રાસુરની કથામાં મેઘ અને સૂર્યનો રૂપક અલંકાર ઘટાવાયો છે, તેવી જ રીતે આ ગુરુપત્ની તારાની કથામાં ચંદ્રમા, તારા, ગુરુ વગેરે ઉપર બોધપ્રદ અલંકાર રચાયો છે. વેદમાં આવા તો કેટલાયે અલંકારો છે. અને એમાંથી અનેક પ્રકારના બોધ મળી શકે છે.

અહીં પણ એવો બોધ મળે છે કે કોઈપણ રાજા પોતાની સત્તાના મદમાં છકી જઈને સ્ત્રીજાતિ પર અત્યાચાર ન ગુજારે. છતાં કોઈ ગુજારશે તો પ્રભુના દરબારમાં એને એવો જ દંડ મળશે કે જેવો સોમરાજાને મળ્યો છે. રાજા સોમને જીંદગીભરને

માટે કલંકિત બનવું પડયું છે. સોમને અપમાનિત થવું પડયું, કલંકિત બનવું પડયું, રોગગ્રસ્ત થવું પડયું, એની સામે વિદ્રોહ મચ્યો, રાજ્યમાં બળવો જાગ્યો, અને કોણ જાણે બીજી કેટલીયે આપત્તિઓ આવી પડી હશે. સોમ જેવા સમર્થ રાજાની આવી દુર્દશા થઇ, તો પછી એના કરતાં કંઇ કેટલાયગણા નાના મૃત્યુ-લોકના રાજાના કેવા હાલહવાલ થાય વારૂ ? અને જ્યાં રાજાની આવી દુર્દશા થાય ત્યાં પછી એવા પ્રકારનું કુકર્મ આચરનાર પ્રજાજનના તે શા હાલ થાય, એનો ખ્યાલ કરીને પુરુષ માત્રે સ્રીના શિયળધર્મની રક્ષા કરવી ઘટે. આ ઠેકાણે એકલા ગુરુપત્નીના શિયળ રક્ષણની જ વાત કરાઇ છે એમ નથી સમજવાનું; પણ સમસ્ત સ્રીજાતિના પાતિવ્રત્યની રક્ષાનો ઉપદેશ આ સૂક્તમાં રહેલો છે. ગુરુપત્ની એ તો અહીં કેવળ ઉપલક્ષણ માત્ર છે.

જે રાષ્ટ્રમાં સ્રીઓના પાતિવ્રત્યની રૂડી રીતે રક્ષા થાય છે, અને સ્રીજાતિ ગમે ત્યાં છૂટથી હરે ફરે તેમાં કોઇપણ રીતે મર્યાદા લોપાવાની કે અપમાન થવાની સંભાવના ન હોય, તે રાષ્ટ્ર અત્યંત સલામત બને છે—

न दूताय प्रहेया तस्था एषा
राष्ट्रं गुपितं क्षत्रियस्य ॥ (મં૦ ૩)

" આ સ્રી કોઇના દૂત દ્વારા હરાઇ જવાને પાત્ર નથી બનતી, અર્થાત્ કે કોઇનો પણ દૂત આ જાતનું કુકર્મ કરવાનું સાહસ નથી કરી શકતો. એ રાજાનું રાજ્ય સુરક્ષિત રહે છે. " મતલબ કે જે રાજ્યમાં સ્રીજાતિની આબરૂ સહીસલામત ન ગણાય યાને હરકોઇ પળે તેના પર અત્યાચાર ગુજરવાનો સંભવ રહેતો હોય, તે રાજ્ય કોઇ પણ સજ્જનને વસવાલાયક નથી ગણાતું.

જે રાષ્ટ્રમાં સ્રીઓ પર અત્યાચાર ગુજરે છે, તે રાષ્ટ્રમાં

ગર્ભપાતના પ્રસંગ પણ બને છે, પ્રાણીઓ અકાળે મરે છે, અ વીર લોકો આપસઆપસમાં લડે વઢે છે ( મં૦ ૭ ). " એટલ માટે રાષ્ટ્રનાં સ્ત્રીજનની સલામતી અવસ્ય હોવી જોઇએ.

ક્ષત્રિયો તથા વૈશ્યોમાં નિયોગને કારણે તથા ચક્રીમ પુનર્લગ્નને કારણે એક પછી બીજો એમ દશ સુધી પતિની સંખ્ય જઇ શકે છે. પરંતુ બ્રાહ્મણવર્ણને માટે તો ન નિયોગની પ્રથા શાસ્ત્રસમ્મત છે કે ન પુનર્વિવાહની રૂઢિ ઉચિત મનાય છે. એટલા માટે કોઇ પણ સ્ત્રીનો બ્રાહ્મણની સાથે એકવાર લગ્નસંબંધ બંધાઇ ગયા પછી કોઇ પણ સંજોગમાં તેનાથી બીજો પતિ કરી શકાતો નથી. કારણ કે બ્રાહ્મણોએ ભોગવિલાસમાં ફસાઇ પડવું ન જોઇએ. એ વગેરે ભાવનો ઉપદેશ આઠમા મંત્રમાં જોવા જેવો છે. બાકીના મંત્રોમાં સ્ત્રી પર ગુજરતા અત્યાચારને ચલાવી લેનાર રાષ્ટ્રની કેવી દુર્દશા થાય છે તેનું વર્ણન હોઈ તે સંબંધી વિશેષ વિવરણની જરૂર નથી.

આ સૂક્તમાં જાતજાતના બોધ મળી આવે છે. સૌથી પ્રથમ અપનાવવા જેવો બોધ તો એ છે કે રાજાએ પોતાની ચાલચલગત ખૂબ જ નિર્દોષ રાખવી જોઇએ. અનેક સ્ત્રીઓ પરણવી તથા પર-સ્ત્રીઓ સાથે કુકર્મ કરવાં એ બન્ને બહુ ખરાબ બાબતો છે. બહુ પત્નીની રૂઢિને અનુસરવાથી સૌથી પહેલું જે દુઃખ ઊભું થાય છે તે બ્રહ્મચર્યનાશ તથા વીર્યનાશના કારણે ક્ષયરોગ લાગુ પડવાની સંભાવના રહે છે તે એ. શરીરમાં જ્યાં સુધી વીર્યની ભરપટ રહે છે, ત્યાં સુધી ક્ષયરોગ સ્પર્શી જ નથી શકતો. વીર્યદોષ ઉત્પન્ન થવાથી જ ક્ષયરોગ લાગુ પડે છે, અને ક્ષયરોગનું પરિણામ મોત એ તો ઠરેલું જ છે. રાજાની દેખાદેખીએ બીજા લોકો પણ એના જેવા અનાચારી બને છે. આની જવાબદારી રાજાને શિર ઘણી ભારે છે. રાજા ભ્રષ્ટાચારી થતાં રાષ્ટ્રના લોકો બગડે છે અને પરિણામે

રાષ્ટ્રનો વિનાશ થઈ જાય છે. એટલા માટે મોટા લોકોએ પોતાના આચારવ્યવહાર હમેશાં ધર્માનુકૂળ યાને શુદ્ધ રાખવા જોઇએ. રાજાઓના હાથમાં જે સત્તા હોય છે, તેના ઘમંડમાં તણાઇને સત્તા અને અધિકારનો દુરૂપયોગ કોઇ પણ રાજા કરે એ બરાબર નથી. પ્રજાકલ્યાણની પ્રવૃત્તિઓ માટે મથવા સારૂ જ રાજાને રાજ-સત્તા વા અધિકાર અપાયેલ છે. એ અધિકારનો દુરૂપયોગ સ્વાર્થી ભોગ ભોગવવાની દિશામાં થવા માંડતાં જ રાજા દૂષિત બને છે. માટે રાજાએ નિરંતર ધ્યાનમાં રાખવું જોઇએ કે " મને જોનારો પરમેશ્વર હાજરાહજુર છે તેથી મારાથી તો કંઈ પણ અનુચિત કાર્ય ન કરાય. " આવી સમજપૂર્વક રાજાલોક પોતાના આચાર વહેવાર સુધારે અને યોગ્ય અમલ દ્વારા આખા રાષ્ટ્રનો ઉદ્ધાર કરે!

---

# પુરુષાર્થ

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ य०॥४०।२॥

( इह ) આ લોકમાં ( कर्माणि कुर्वन् एव ) પોતાનાં કર્તવ્ય કરીને જ ( शतं समाः ) સો વર્ષ ( जिजीविषेत् ) જીવવાની ઇચ્છા કરવી જોઇએ. ( एवं त्वयि ) તારા માટે એ જ એક માર્ગ છે, ( इतः अन्यथा नास्ति ) એ સિવાય અન્ય કોઈ માર્ગ નથી. કર્તવ્ય-કર્મ ( कर्म ) કરવાથી ( नरे ) મનુષ્યને દોષ લાગતો નથી.

આ જગતમાં, પ્રત્યેક મનુષ્યે પરમ પુરુષાર્થ દ્વારા જ દીર્ઘ જીવન પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખવી જોઇએ. પુરુષાર્થમય જીવન વ્યતીત કરવાનો માનવમાત્રનો પરમ ધર્મ છે. આના સિવાય અન્ય કોઈ ઉદ્ધારનો માર્ગ નથી. કર્તવ્યવિમુખ બનીને કોઇની પણ ઉન્નતિ થવી શક્ય નથી, કર્તવ્ય-કર્મનું પાલન કરવાથી જ સર્વ દોષો દૂર થઇ જાય છે અને મનુષ્ય નિર્દોષ બની રહે છે.

इच्छन्ति देवाः सुन्वन्तं न स्वप्नाय स्पृहयन्ति ।
यन्ति प्रमादमतन्द्राः ॥ ऋ. ८ । २ । १८ ॥

( देवाः ) દેવો ( सुन्वन्तं ) યજ્ઞ કરનારાને ચાહે છે, ( स्वप्नाय ) સુસ્ત-આળસુ મનુષ્યને નથી ચાહતા. ( प्रमादं )

અશુદ્ધિ કરનારાઓનું ( अतन्द्राः ) આળસ ન કરતાં છતાં દમન કરે છે ( यन्ति ) અથવા, ( अतन्द्राः ) આળસરહિત મનુષ્ય ( प्र-मादं ) મહાન સુખને ( यन्ति ) પામે છે.

દેવો સદા પુરુષાર્થી મનુષ્યને જ મદદ-કરે છે, સુસ્ત-મનુષ્યને સહાય નથી આપતા; અને પ્રમાદી મનુષ્યને તો દેવ શિક્ષા કરે છે. માટે પ્રત્યેક જીવ માટે એ જ ઉચિત છે કે તેણે પ્રમાદ ન સેવતાં, સદા પુરુષાર્થ કરી પોતાનો અને પોતાની જાતિનો અભ્યુદય સાધ્ય કરવો.

पिबतं च तृप्णुतं चा च गच्छतं प्रजां च धत्तं द्रविणं च धत्तम् ।
सजोषसा उषसा सूर्येण च सोमं पिबतमश्विना ॥
ऋ. ८ । ३५ । १० ॥

( पिबतं ) પીઓ, ( च च ) અને ( तृप्णुतं ) તૃપ્ત થઇ જાઓ, ( गच्छतं ) આગળ વધો, ( च च ) અને ( प्रजां धत्तं ) પ્રજા ધારણ કરો, ( च ) અને ( द्रविणं धत्तं ) ધન પાસે રાખો. હે ( अश्विना ) વૃદ્ધિશીલો ! ( उषसा सूर्येण च सजोषसा ) જ્ઞાન અને ભગવાનની પ્રીતિપૂર્વક આરાધના કરતાં ( सोमं पिबतं ) સર્વ પ્રકારના સુખને પ્રાપ્ત કરો.

जयतं च प्र स्तुतं च प्र चावतं प्रजां च धत्तं द्रविणं च धत्तं ॥
ऋ. ८ । ३५ । ११ ॥

( जयतं ) વિજય પ્રાપ્ત કરો, ( च च ) અને ( प्रस्तुतं ) પ્રશંસનીય ( જનોની ) રક્ષા ( अवतं ) કરો. પ્રજા અને ધનની અભિવૃદ્ધિ કરો.

हतं च शत्रून् यतंतं च मित्रिणः । प्रजां च धत्तं द्रविणं च धत्तं ॥
ऋ. ८ । ३५ । १२ ॥

( शत्रून् हतं ) શત્રુઓનો નાશ કરો, ( मित्रिणः ) મિત્રોની સાથે ( यततं ) યત્ન કરો, ( સહકાર સાધો ), પ્રજા અને ધન કમાઓ.

ब्रह्म जिन्वतमुत जिन्वतं धियो हतं रक्षांसि सेधतममीवाः ॥
ऋ. ८ । ३५ । १६ ॥

( ब्रह्म जिन्वतं ) જ્ઞાન પ્રાપ્ત કરો; ( धियः जिन्वतं ) સદ્‌બુદ્ધિ પ્રાપ્ત કરો. ( रक्षांसि हतं ) દુષ્ટ લોકોનો નાશ કરો, ( अमीवाः से धत्तं ) વ્યાધિથી વિમુક્ત થાઓ.

क्षत्रं जिन्वतमुत जिन्वतं नॄन्हतं रक्षांसि सेधतममीवाः ॥
ऋ. ८ । ३५ । १ ॥

( क्षत्रं जिन्वतं ) ક્ષાત્રતેજને ધારણ કરો ( કમાઓ ), ( उत ) અને ( नॄन् जिन्वतं ) નેતાઓનો આદર કરો, રાક્ષસોનો સંહાર કરો અને રોગને દૂર કરો.

धेनूर्जिन्वतमुत जिन्वतं विशो हतं रक्षांसि सेधतममीवाः ॥
ऋ. ८ । ३५ । १८ ॥

( धेनूः जिन्वतं ) ગોધન મેળવો ( ગાયનું પાલનપોષણ કરો ), ( विशः जिन्वतं ) પ્રજા પ્રાપ્ત કરો, દુષ્ટનો સંહાર કરો અને રોગોને દૂર કરો.

आशीर्ण ऊर्जमुत सौप्रजास्त्वं दक्षं धत्तं द्रविणं सचेतसौ ।
जयं क्षेत्राणि सहसायमिंद्र कृण्वानो अन्यानधरान्त्सपत्नान् ॥
अ. २ । २६ । ३ ॥

( नः ) આપણા માટે ( आशीः ) આશીર્વાદ હો, એટલે કે આપણું ભલું થાઓ. હે (स-चेतसौ) સમાનચિત્ત (સમચિત્ત) યુક્ત ! અન્ન ( ऊर्ज ) અને પુરુષાર્થ, ( सौ-प्रजास्त्वं ) ઉત્તમ સંતાન, ( दक्षं ) શક્તિ, ( उत द्रविणं ) અને ધન ( धत्तं ) ધારણ કરો. ( इंद्र ) હે પ્રભો ! ( अयं ) આ મનુષ્ય ( सहसा ) બલ વડે ( जयं ) વિજય ( क्षेत्राणि ) પ્રદેશ ( कृण्वानः ) પ્રાપ્ત કરી, ( अन्यान् सपत्नान् ) અન્ય શત્રુઓને ( अधरान् ) નીચે પાડે છે ( પરાસ્ત કરે છે ).

પ્રત્યેક મનુષ્યે પોતાની કલ્યાણસિદ્ધિ કરવી જોઈએ, અને બળ, શક્તિ, સુપ્રજા ( સારી પ્રજા ), અન્ન, ધન ઇત્યાદિ પ્રાપ્ત કરી, સર્વત્ર વિજય મેળવી સર્વ દેશોને જીતી લઈ પોતાના શત્રુઓને દૂર હાંકી કાઢવા જોઈએ.

ऊर्जे त्वा बलाय त्वौजसे सहसे त्वा ।
अभिभूयाय त्वा राष्ट्रभृत्याय पर्यूहामि शतशारदाय ॥
अ. १९ । ३७ । ३ ॥

( ऊर्जे ) અન્ન માટે, ( बलाय ) પુરુષાર્થ માટે, ( ओजसे ) શારીરિક શક્તિ માટે, ( सहसे ) ઉત્સાહ માટે, ( अभिभूयाय ) વિજય માટે, ( राष्ट्रभृत्याय ) રાષ્ટ્રસેવા માટે, તથા ( शत-

शारदाय ) સો વર્ષના આયુષ્ય માટે ( त्वा पर्यूहामि ) હું તારો સ્વીકાર કરું છું.

કોઇ પણ વસ્તુનો સ્વીકાર કરતી વખતે એવો ભાવ મનમાં રાખવો જોઇએ કે તે તે પદાર્થોનો હું ઉપરોક્ત કારણો માટે સ્વીકાર કરું છું. તે તે પદાર્થને સ્વીકારી, ઉપરોક્ત ગુણોની અભિવૃદ્ધિ કરવી—એ મારું કર્તવ્ય છે—મારી ફરજ છે. એટલે, મનુષ્યે (૧) અન્ન (૨) પુરુષાર્થ (૩) શારીરિક આરોગ્ય (૪) ઉત્સાહ (૫) વિજય (૬) રાષ્ટ્રસેવા (૭) દીર્ઘાયુષ્ય મેળવવાં જોઇએ.

---

## જાગૃત રહો

उद्बुध्यध्वं समनसः सखायः समग्निमिन्ध्वं बहवः सनीळाः ।
दधिक्रामग्निमुषसं च देवीमिन्द्रावतोऽवसे नि ह्वये वः ॥
ऋ. १० । १०१ । १ ॥

હે એક જ વિચાર અને એક જ જ્ઞાનથી યુક્ત ( समनसः स-खायः ) એવા લોકો ! ( उद्बुध्यध्वं ) ઉઠો, જાગો, અને જાણો. ( स-नीळाः ) એક ઘરમાં રહેનારા ( बहवः ) સઘળા લોકો એકઠા મળી ( अग्निं ) ઈશ્વરને, જ્ઞાનીને અથવા જ્ઞાનને ( सं इन्ध्वं ) ઉત્તમ રીતે પ્રદીપ્ત કરો. ( दधिक्रां ) ધારણશક્તિ-સંકલ્પશક્તિ સહ પ્રગતિ કરનાર, ( अग्निं ) તેજસ્વી અને ( उषसं देवीं च ) ચૈતન્યદ્યોતક દિવ્ય શક્તિ,-તેનું ( इन्द्रावतः ) પ્રભુત્વને ઈચ્છતા સહુ કોઈના રક્ષણ માટે ( अवसे ) હું ( निह्वये ) આહ્વાન કરું છું.

સંકલ્પશક્તિ સહિત પ્રગતિ, તેજસ્વિતા, સચેતતા અને પ્રભુત્વશક્તિ : આ ગુણો વડે સર્વનું રક્ષણ થાય છે. એક સ્થળે નિવાસ કરનારા સર્વ લોકો એક જ જ્ઞાન-વિચારયુક્ત થઈ, પોતાની-સૌની-ઉન્નતિ માટે જાગ્રત રહેવું. જાગતાં રહીને, પોતાની ઉન્નતિ દક્ષતાપૂર્વક સાધવી.

( ૧ ) એક ઘરના નિવાસીઓએ એકઠા મળી ઈશ્વરોપાસના કરવી. એ જ પ્રમાણે કોઈ જાતિ કે સમાજના સઘળા લોકોએ એકઠા મળી-સંપ કરી-ઉપાસના કરવી.

( ૨ ) પોતાની પ્રગતિના પંથનું જ્ઞાન પ્રાપ્ત કરવું, અને તદનુસાર આચરણ કરી પોતાનો અભ્યુદય સિદ્ધ કરવો.

मन्द्रा कृणुध्वं धिय आ तनुध्वं नावमरित्रपरणीं कृणुध्वम् ।
इष्कृणुध्वमायुधारं कृणुध्वं प्राञ्चं यज्ञं प्रणयता सखायः ॥
ऋ. १० । १०१ । २ ॥

હે ( सखायः ) એક જ્ઞાનવાળા લોકો ! ( मन्द्रा ) ઉત્તમ ભાષણ કરો ( कृणुध्वं ); જ્ઞાન અને પુરુષાર્થ ( आ तनुध्वं ) સંપાદન કરો. ( अरि-त्र-परणीं ) શત્રુથી રક્ષણ કરી પાર લઇ જાય એવી ( नावं ) નૌકા બનાવો. ( इष्-कृणुध्वं ) અન્ન તૈયાર કરો. ( आयुध-अरं ) સઘળાં શસ્ત્રાસ્ત્ર તૈયાર રાખો ( कृणुध्वं ); અગ્રભાગમાં પ્રગતિ કરાવનાર ( प्र०अंचं ) ( यज्ञं ) સત્કાર–સંગતિ–દાનરૂપ–સત્કર્મ ( प्र-नयत ) વધારો.

( ૧ ) પોતે જાગૃત રહી પોતાનું રક્ષણ કરવા સદા યત્ન કરવો–એ સર્વ લોકોને માટે યોગ્ય છે. ( ૨ ) પરસ્પર ઉત્તમ પ્રેમપૂર્ણ ભાષણ અને વાર્તાલાપ કરવો, અને પરસ્પર પ્રીતિમાં વધારો કરવો. ( ૩ ) પોતાનાં જ્ઞાન અને પુરુષાર્થને બને તેટલાં વધારી વિસ્તૃત કરવાં. ( ૪ ) સમુદ્રમાં યુદ્ધ કરવા અને શત્રુથી પોતાનો બચાવ કરવા " યુદ્ધ–નૌકા " બનાવવી. ( ૫ ) એ જ પ્રમાણે ભૂમિ પર પણ રક્ષણનાં સાધનો તૈયાર કરવાં. ( ૬ ) અન્નસંગ્રહ ભરપૂર રાખવો. ( ૭ ) શત્રુનાં શસ્ત્રાસ્ત્રોથી પણ ચઢિયાતાં આપણાં શસ્ત્રાસ્ત્રો તૈયાર રાખવાં. ( ૮ ) હમેશાં આગળ વધવાની, પ્રગતિશીલ રહેવાની તૈયારી રાખવી; અને કદી પણ પીછેહઠ ન કરવી. કારણ કે સતત પ્રગતિ બાબત જાગ્રત રહેનાર મનુષ્યની કદી અવનતિ થઇ શકતી નથી.

---

## આપણા ઉદયનો ક્રમ

वाङ्म आसन्नसोः प्राणश्चक्षुरक्ष्णोः श्रोत्रं कर्णयोः ।
अपलिताः केशा अशोणा दन्ता बहु बाह्वोर्बलम् ॥१॥
ऊर्वोरोजो जंघयोर्जवः पादयोः ।
प्रतिष्ठा अरिष्टानि मे सर्वात्मा निभृष्टः ॥ २ ॥
तनूस्तन्वा मे सहे दतः सर्वमा युरशीय ।
स्योनं मे सीद पुरुः पृणस्व पवमानः स्वर्गे ॥ १ ॥
प्रियं मा कृणु देवेषु प्रियं राजसुमा कृणु ।
प्रियं सर्वस्य पश्यत उत शूद्र उतार्ये ॥ १ ॥
उत्तिष्ठ ब्रह्मणस्पते देवान् यज्ञेन बोधय ।
आयुः प्राणं प्रजां पशून् कीर्तिं यजमानं च वर्धय ॥२॥

અથર્વ. કાં. ૧૯, સૂ. ૬૦, ૬૧, ૬૨, ૬૩.

( मे ) મારા ( आसन् ) મુખમાં આવરદા પૂરી થતાં સુધી ( वाक् ) ઉત્તમ વક્તૃત્વશક્તિ કાયમ રહે, ( नसोः प्राणः ) નાસિકામાં પ્રાણશક્તિ સંચાર કરતી રહે, ( अक्ष्णोः चक्षुः ) આંખોમાં દષ્ટિશક્તિ ઉત્તમ પ્રકારે રહે, ( कर्णयोः श्रोत्रम् ) કાનોમાં સાંભળવાની શક્તિ કાયમ રહે, ( अपलिताः केशाः ) મારા વાળ સફેદ ન બને, ( अ-शोणाः दन्ताः ) મારા દાંત મેલા વા ગંદા ન બનવા પામે, ( बाह्वोः बहुः बलं ) મારા બાહુઓમાં બહુ બળ ટકી રહે, (ऊर्वोः) મારી સાથળોની (ओजः) શક્તિ બની રહે, ( जंघयो ) જાંઘોનો ( जवः ) વેગ કાયમ રહે,

( पादयोः ) પગોની અંદર ( प्रतिष्ठा ) સ્થિરતા અને દઢતા રહે; ટૂંકામાં, ( मे सर्वा ) મારાં સઘળાં અવયવો ( अरिष्टानि ) હૃષ્ટપુષ્ટ થાઓ, મારો ( आत्मा ) સર્વદા ( भृष्टः ) ઉત્સાહથી ભરપૂર રહો, ( मे तनूः ) મારા શરીરનાં તમામ અંગો (तन्वा) ઉત્તમ સ્થિતિમાં રહો ! ( वतः ) દબાવનાર દુશ્મનને ( सहे ) સહન કરી લેવાની તાકાત મારી અંદર રહે. હું ( सर्वं आयुः ) સંપૂર્ણ દીર્ઘાયુ ( अशीय ) પ્રાપ્ત કરું, અને એ પૂર્ણ આયુની સમાપ્તિ પર્યંત મારાં સઘળાં અવયવો હૃષ્ટપુષ્ટ રહે, ( मे ) મને (स्योनं) સુખ ( सीद ) પ્રાપ્ત થાય, ( पुरु पृणस्य ) પૂર્ણતા પુષ્કળ પ્રાપ્ત થાય, હું ( पयमानः ) શુદ્ધ થઈને ( स्वर्गे ) સ્વર્ગમાં અર્થાત્ કે ઉત્તમ લોકમાં પ્રસન્નતાપૂર્વક રહું.

હે પ્રભુ ! ( मा देवेषु प्रियं कृणु ) મને બ્રાહ્મણોનો પ્રીતિપાત્ર બનાવ, ( राजसु मा प्रियं कृणु ) ક્ષત્રિય સમાજની પ્રીતિ મને પ્રાપ્ત કરાવ, ( उत शूद्रे ) અને શૂદ્ર સમાજને, તથા ( उत अर्ये ) વણિકવર્ગને જ નહિ પરંતુ ( सर्वस्य पश्यतः प्रियं ) દેખી શકતા એકે એક પ્રાણીને હું પ્રિય થઈ પડું, એમ કર !

હે ( ब्रह्मणस्पते ) જ્ઞાનના સ્વામી ( उत्तिष्ठ ) અમારી ઉન્નતિ કર ! અને ( यज्ञेन ) સત્કર્મો દ્વારા ( देवान् बोधय ) વિદ્વાનોમાં જાગૃતિ ઉત્પન્ન કર, તથા ( आयुः प्राणं प्रजां पशून् कीर्तिं च यजमानं ) આયુષ્ય, જીવન, સંતતિ, પશુપાલન, કીર્તિ તથા સત્કર્મ કરનારાંઓનું ( वर्धय ) બળ વધાર !

આ સૂક્તોના મંત્રોમાં મનુષ્યના અભ્યુદયનું સ્વરૂપ ઉત્તમ પ્રકારે વર્ણવાયું છેઃ (૧) સૌથી પહેલાં તો નિજ શારીરિક તેમ જ

માનસિક શક્તિઓની ઉન્નતિ સાધવી જોઇએ. જેનું શરીર કમજોર હશે, મન નિર્બળ હશે, અને બુદ્ધિ પણ જેની ક્ષીણ હશે, તે મનુષ્યથી પરોપકારનો પુરુષાર્થ ઉત્તમ રીતે નહિ કરી શકાય. એટલા માટે વૈયક્તિક ઉન્નતિનો પ્રયત્ન સૌથી પ્રથમ થવો જોઇએ. (૨) તે પછી દીર્ઘાયુ પ્રાપ્ત કરવા કાજે માનસિક તથા આત્મિક સમતા પ્રાપ્ત કરવી જોઇએ. એ સમતાના ગુણથી જ માનવીને સાર્વજનિક હિતનાં ઉપયોગી મહાન કામો કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. સમતાનો ભાવ જો મનમાં કાયમનો ટકી ન રહે, તો તેવો મનુષ્ય સાર્વજનિક કામ કરવાને લાયક રહેતો નથી. તેની એ શક્તિ જ નષ્ટ થઇ જાય છે. માનસિક સમતા અને સ્થિરતાથી શારીરિક તંદુરસ્તી અને દીર્ઘાયુષ્યની પણ પ્રાપ્તિ થાય છે. ટૂંકા આવરદાવાળો તથા અસ્થિર ચિત્તવાળો માનવી સાર્વજનિક હિતનું કાર્ય કરી જ કેવી રીતે શકે ભલા ? ચાળીસ પચાસ વર્ષની વય થતાં સુધી મનુષ્ય અનુભવ મેળવે છે, અને તે પછીની ઉમ્મરમાં પોતાના એ અનુભવનો લાભ જનતાને આપે છે. જે માણસનો આવરદા ટૂંકો નીવડે છે, તે અનુભવ પ્રાપ્ત કરવાની ઊમ્મરમાં જ કાળનો કોળિયો બને છે, એટલે તેને હાથે જનતાને ઉપયોગી કોઇ ખાસ કાર્ય થવું જ અશક્ય છે. તેથીકરી પુરુષાર્થી મનુષ્યોએ તો નિજ શારીરિક, માનસિક તથા આત્મિક શક્તિઓની ઉન્નતિ સાધી દીર્ઘાયુ બનવાનો પ્રયત્ન ખાસ કરવો જોઇએ. ( ૩ ) આટલી યોગ્યતા મેળવ્યા બાદ મનુષ્ય સાર્વજનિક હિતનાં કાર્ય કરવાને શક્તિમાન થાય છે અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તેમજ શૂદ્ર એ ચારે વર્ણોને ઉપયોગી થઇ પડનારાં મહાન કાર્યો કરીને બધાંનો પ્રેમ તે જીતી શકે છે. મતલબ કે સર્વ કોઇનું ભલું થાય ને સર્વ કોઇનું હિત સધાય એવો પુરુષાર્થ એને હાથે થવાથી સર્વ કોઇને એ વહાલો લાગે છે અને પરિણામે તે

લોકપ્રિય બની જાય છે. ( ૪ ) એ પછી એનું કાર્ય લોકોને રાજી રાખવાનું જ માત્ર નથી રહેતું, પરંતુ જનતાને યોગ્ય માર્ગદર્શન કરાવવાની શક્તિ મેળવવા સારૂ એણે ઉત્તમ બોધ પણ મેળવવો પડે છે.

અસ્તુ ! મનુષ્યની ઉન્નતિ આ પ્રમાણે ક્રમે ક્રમે સિદ્ધ કરી શકાય છે. આ સૂત્રોનો અભ્યાસ કરનારને આ માનવી-ઉદયના સ્વરૂપનું જ્ઞાન સહજે પ્રાપ્ત થઇ શકશે.

---

## સ્વાવલંબન

स्वंर्यन्तो नाऽपेक्षन्त आ द्यां रोहन्ति रोदसी ॥
यज्ञं ये विश्वतो धारं सुविद्वांसो वितेनिरे ॥

અથર્વ॰ ૪-૧૪-૪.

( ये ) જેઓ ( सु-विद्वांसः ) ઉત્તમ વિદ્વાનો ( विश्वतोधारं यज्ञं ) બધી રીતે ધારણ પોષણ કરનારાં સત્કર્મોનો ( वि-तेनिरे ) સવિશેષ ફેલાવો કરે છે, તેઓ ( रोदसी द्यां रोहन्ति ) બન્ને લોકોમાં ઉપર ને ઉપર ચઢતા જઇ આખરે પ્રકાશમય ધામમાં પહોંચે છે, અને ( स्वः यन्तः ) પોતાના તેજને ફેલાવતા થકા ( न अपेक्षन्ते ) બીજા કોઇની સહાયતાની અપેક્ષા નથી રાખતા.

મતલબ કે, સ્વાવલંબનનો આશ્રય લેવોઃ પોતાની ઉન્નતિ માટે બીજાં પર કોઇ દહાડો આધાર ન રાખવો. સ્વાવલંબનને માર્ગે પ્રગતિ સાધનાર માનવી જ ઉત્તમ યશનો અધિકારી બને છે.

स्वयं वाजिंस्तन्वं कल्पयस्व स्वयं यजस्व स्वयं जुषस्व।
महिमा तेऽन्येन न संनशे ॥

યજુ॰ સૂ. ૧૫.

હે ( वाजिन् ) જ્ઞાની ! ( स्वयं ) પોતાની મેળે જ તું તારા ( तन्वं ) શરીરને અથવા કાર્યવિસ્તારને ( कल्पयस्व ) મજબૂત કરીને ફેલાવ. તું ( स्वयं ) પોતાની મેળે જ ( यजस्व )

સત્કર્મોનું અનુષ્ઠાન કર, તું ( स्वयं ) પોતાની મેળે જ (जुषस्व) પ્રેમ કર, ધર્માદિનું સેવન કર. કેમકે ( ते महिमा ) તારી મહત્તા ( अन्येन ) બીજા કોઈ દ્વારા ( न संनशे ) નથી પ્રાપ્ત કરી શકાતી.

અર્થાત્ કે બીજા કોઇના પુરુષાર્થથી મહત્તા મેળવવાનું અશક્ય છે.

## આત્મિક શક્તિની પ્રાપ્તિ

ओजो॒ऽस्योजो॑ मे दाः स्वाहा॑ ॥ १ ॥
सहो॑ऽसि॒ सहो॑ मे दाः स्वाहा॑ ॥ २ ॥
बलं॑मसि॒ बलं॑ मे दाः स्वाहा॑ ॥ ३ ॥
आयु॑रस्यायु॑र्मे दाः स्वाहा॑ ॥ ४ ॥
श्रोत्र॑मसि॒ श्रोत्रं॑ मे दाः स्वाहा॑ ॥ ५ ॥
चक्षु॑रसि चक्षु॑र्मे दाः स्वाहा॑ ॥ ६ ॥
परि॒पाणं॑मसि॒ परि॒पाणं॑ मे दाः स्वाहा॑ ॥ ७ ॥

—અથર્વ૦ ૨-૧૭.

હે પરમાત્મન્ ! તું ( ओजः ) શારીરિક સામર્થ્ય, ( सहः ) પરાક્રમ, ( बलं ) બળ, ( आयुः ) આવરદા, ( श्रोत्रं ) શ્રવણ શક્તિ, અને ( परिपाण ) સ્વસંરક્ષણ ઇત્યાદિ શક્તિઓવાળો છે, તેથી એ શક્તિઓ મને તું આપ! હું ( स्व-आ-हा ) મારી પોતીકી શક્તિઓને સહુના ભલાને માટે સમર્પણ કરી દઉં છું.

ઉપલી શક્તિઓ પરમાત્મામાં પૂર્ણ રૂપે અને આત્મામાં અંશ રૂપે રહેલી હોઈ એ શક્તિઓનો વિકાસ કરવાથી મનુષ્ય પોતે સુરક્ષિત બને છે. આ મંત્રમાં શ્રોત્ર અને ચક્ષુ શબ્દો વપરાયા છે તે બીજી ઇન્દ્રિયશક્તિઓના પણ સૂચક સમજવાના છે. બીજી બધી ઇંદ્રિયો પણ અહીં ઉપલક્ષણ ભાવે સમજી જ લેવાની છે.

तेजो॑ऽसि॒ तेजो॒ मयि॑ धेहि । वी॒र्य॑मसि वी॒र्यं॑ मयि॑ धेहि ॥
बलं॑मसि॒ बलं॒ मयि॑ धे॒हि । ओजो॒ऽस्योजो॒ मयि॑ धेहि ॥

मन्युरसि मन्युं मयि धेहि । सहोसि सहो मयि धेहि ॥

—યજુ૦ ૧૯-૯

હે પરમાત્મન્ ! તું તેજસ્વી છે માટે મારામાં તેજ સ્થાપન કર ! તું વીર્યવાન છે માટે મારામાં વીર્ય સ્થાપન કર ! તું બળવાન છે માટે મારામાં બળ સ્થાપન કર ! તું સમર્થ છે માટે મારામાં સામર્થ્ય સ્થાપન કર ! તું ઉત્સાહમય છે માટે મારામાં ઉત્સાહ સ્થાપન કર ! તું સહનશક્તિવાળો છે માટે મારામાં શ્રમ સહન કરવાની શક્તિ સ્થાપિત કર ! આ ભાવની આ વૈદિક પ્રાર્થના છે.

---

## वाचस्पति सूक्त

ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः ।
वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ १ ॥

—અથર્વ૦ ૧-૧

( ये ) જેઓ ( त्रि-सप्ताः ) ત્રણ ગુણ્યા સાત તત્ત્વોને ( विश्वरूपाणि ) સંપૂર્ણપણે ( बिभ्रतः ) ધારણ કરીને ( परियन्ति ) સર્વત્ર તેમને ફેલાવી રહ્યા છે, ( तेषां तन्वः ) તેમનાં શરીરોનાં ( बला ) બળતું ( अद्य ) આજે ( मे ) મારે માટે ( वाचः पतिः ) વાણીનો સ્વામી ( दधातु ) દાન કરો !

જગતના પદાર્થમાત્ર 'ત્રણ ગુણ્યા સાત' બરાબર એકવીસ તત્ત્વોના બનેલા છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, તન્માત્ર, અને અહંકાર એ સાત પદાર્થો પર સત્ત્વ, રજ અને તમ એ ત્રિગુણોની અસર પહોંચી તે દરેક પદાર્થના ત્રણ ત્રણ ભેદ પડી

એકંદર એકવીસ પદાર્થ થાય છે. દરેક પદાર્થમાં ત્રિગુણોનું ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રણ થઇને જગતના સઘળા પદાર્થો બને છે. પદાર્થમાત્રમાં ઓછાવત્તા પ્રમાણમાં પણ આ એકવીસ તત્ત્વો મોજૂદ રહેલાં છે. એમની શકિતઓને કારણે જ શરીરમાં શકિત રહે છે. એટલા માટે મંત્રમાં કહ્યું છે કે આ એકવીસ તત્ત્વોની અંદર જે બળ રહેલું છે તે બળ આજે જ મારામાં ઘર કરી રહો. અર્થાત્ કે બળ વધારવાનું કામ કોઈ પણ માણસ કાલ પર ન છોડેઃ આજથી જ તેનું અનુષ્ઠાન આરંભી દે. બળ વધારવાનું અનુષ્ઠાન કરનાર પોતાની અંદર કયું તત્ત્વ કમજોર છે તેને વિચારપૂર્વક ખોળી કાઢે, અને પછી એ તત્ત્વને બળવાન બનાવી એ ખામી ભરી કાઢે. આ પ્રમાણે દરેક મનુષ્યે પોતાની અંદરની તમામ શકિતઓને પરિપૂર્ણ બનાવવી, અને કોઈ પણ જાતની ખામી તેમાં ન રહેવા દેવી.

વાણીનો સ્વામી આત્મા છે, કારણ કે વાણીનો પ્રેરક એ જ છે. તેથી એ જ ઉપરોકત બળો પોતાની ઇચ્છાશકિતથી આપણા શરીરમાં સ્થાપિત કરી શકે. મતલબ કે, આત્માની પ્રબળ ઇચ્છા-શકિત દ્વારા જ બળની વૃદ્ધિ થવાનો સંભવ છે.

> पुनरेहि वाचस्पते देवेन मनसा सह ।
> वसोष्पते निरमय मय्येव तस्तु मयि श्रुतम् ॥ २ ॥

—અથર્વ૦ ૧–૧૦

હે ( वाचःपते ) વાણીના સ્વામી ! (देवेन मनसा सह) દિવ્ય શક્તિથી ભરપૂર એવા મનની સાથે ( पुनः एहि ) વારંવાર આવ્યા કરજો ! હે ( वसोः पते ) સુખના સ્વામી ! ( निरमय ) નિરંતર આનંદ દેતો રહેજે, અને ( मयि )મારું

( श्रुतं ) જ્ઞાન ( **मयि एव अस्तु** ) મારી અંદર જ રહે ( એમ કરજે ).

અર્થાત્ કે માનવીના મનમાં દૈવી શક્તિનો સંચાર જેમ થાય છે, તેમ કોઇ કોઇ વાર રાક્ષસી કિંવાં આસુરી શક્તિનો સંચાર પણ તેનામાં થાય છે. એટલા માટે રાક્ષસી કિંવા આસુરી વૃત્તિઓને સદંતર દૂર કરી દઇને દૈવી ભાવનાઓથી જ મનને ભરી કાઢવાની ખાસ જરૂર છે. કારણ કે દૈવી ભાવનાઓવાળું મન ઉન્નતિ સાધનારૂં છે, ત્યારે હીનવૃત્તિવાળું મન ઉન્નતિને બાધક નીવડે છે. વાણીને પ્રેરનારો આત્મા હોઇ તે મનની અંદર વારંવાર દૈવી ભાવનાઓનો સંચાર કરતો રહે એ પણ જરૂરનું છે. કેમકે એક વાર દૈવી ભાવનાથી સ્ફુરિત થયેલું મન થોડી વાર બાદ પાછું રાક્ષસી વિચારોનું ભોગ બને એ બિલકુલ બનવાજોગ છે. તેથી સાવધાનતાપૂર્વક મનની અંદર વખતોવખત દૈવીભાવની જ્યોત સંકોરતા રહેવાનો પ્રયત્ન જારી રાખવાની આવશ્યકતા છે.

"વસુ"નો અર્થ 'મંગળ, શુભ, શ્રેય, કલ્યાણ, સુખ, ધન' એવો થતો હોઇ તેનો સ્વામી પણ આત્મા જ છે. એટલે એ જ્યાં આગળ આત્મિક બળ ધરાવતો હોય છે, ત્યાં આગળ સદા શુભ ને મંગળ જ પ્રવર્તે છે. અર્થાત્ કે દિવ્ય ભાવનાઓથી પરિશુદ્ધ બનેલું મન આત્મિક બળથી યુક્ત બનતાં આનંદ–રસની છોળો ઊડવા માંડે છે.

આ બધું બનવાને માટે જ્ઞાનની આવશ્યકતા છે. જ્ઞાન સિવાય પૂર્વોક્ત બાબતો સિદ્ધ નથી થઇ શકતી. એટલા માટે દરેક જણે પોતાની અંદર જ્ઞાનની વૃદ્ધિ કરવાનો યત્ન કરવો જોઇએ. (૧) જ્ઞાનની વૃદ્ધિ થવાથી મન દૈવી ભાવનાઓથી શુદ્ધ બને છે; (૨) શુદ્ધ મનમાં આત્મિક બળ વસે છે; અને (૩) જ્યાં

આગળ દિવ્ય મન અને આત્મિક બળની હાજરી હોય, ત્યાં આગળ પછી આનંદ મંગળ પ્રવર્તવામાં શંકા જ શાની હોય ?

इहैवाभि वि तनूभे आर्त्नी इव ज्यया ।
वाचस्पतिर्नि यच्छतु मय्येवास्तु मयि श्रुतम् ॥ ३ ॥
—અથર્વ૦ ૧-૧

( ज्यया आर्त्नी इव ) દોરીથી ધનુષ્યના બન્ને છેડા જેમ બાંધવામાં આવે છે, તેમ ( इह एव ) અહીંઆં પણ ( उभे ) બેઉને ( अभिवितनु ) અમારી ચારે કોર ફેલાવો. ( वाचस्पतिः ) વાણીનો સ્વામી ( नियच्छतु ) નિયમમાં રાખે. ( मयि श्रुतम् ) મારું જ્ઞાન ( मयि एव अस्तु ) મારી જ અંદર રહે.

મતલબ કે, જેમ ધનુષ્યને ઉપયોગમાં લેતાં પહેલાં તેના બન્ને છેડા દોરીથી ખેંચીને બાંધવા પડે છે, તેવી જ રીતે જ્ઞાન અને કર્મ આપણી ઉન્નતિના સાધક બને તેટલા સારુ એ બન્નેને દૈવી શક્તિથી ભરપૂર બનેલા મનથી બાંધી રાખવા જોઈએ. વાણીનો માલિક આત્મા આ નિયમને મનમાં રાખે અર્થાત્ કે તે પોતાના શુદ્ધ મનથી જ્ઞાન અને કર્મને બાંધીને વશ રાખે અને એમના દ્વારા પોતાની સર્વ પ્રકારની ઉન્નતિ સાધી લે. આ બધાની સિદ્ધિ માટે આપણી પોતાની અંદર જ્ઞાનની વૃદ્ધિ કરવાની જરૂર છે.

उपहूतो वाचस्पतिरुपास्मान् वाचस्पतिर्ह्वयताम् ।
सं श्रुतेन गमेमहि मा श्रुतेन वि राधिषि ॥ ४ ॥
—અથર્વ૦ ૧-૧

( वाचः पतिः ) વાણીના સ્વામી આત્માએ ( उपहूतः )

અમને બોલાવ્યા છેઃ એ ( वाचस्पतिः ) વાણીનો પતિ ( अस्मान् ) અમને ( उपह्वयताम् ) બોલાવે. ( श्रुतेन ) જ્ઞાનથી ( संगमेमहि ) અમે સંયુક્ત રહીએઃ ( श्रुतेन ) જ્ઞાનથી ( मा षि राधिषि ) હું અળગો ન થાઉં.

મતલબ કે, આત્મા આગળ બળની પ્રાર્થના કરતા રહેવાથી એ પ્રકારનું આત્મિક બળ મેળવવા કાજે આપણે અધિકમાં અધિક જ્ઞાન પ્રાપ્ત કરીએ અને જ્ઞાનનો વિરોધ કદાપિ ન કરીએ, એ આપણી ફરજ છે.

---

## આગળ વધો

उत्क्रामातः पुरुष मात्र पत्था मृत्योः पड्वीशमवमुञ्चमानः ।
माच्छित्था अस्माल्लोकादग्नेः सूर्यस्य संदृशः ॥

અથર્વ૦ ૮-૧-૪

હે ( पुरुष ) પુરુષ ! ( अतः ) આ અત્યારની સ્થિતિમાંથી ( उत्क्राम ) આગળ વધજે ! ( मा अव पत्थाः ) નીચે। ન પડીશ. ( मृत्योः पड्वीशं अव मुञ्चमानः ) મૃત્યુના પાશને તોડી નાખીને આગળ વધજે ! ( अस्मात् लोकात् ) આ લોકથી (अग्नेः सूर्यस्य संदृशः) અગ્નિરૂપ સૂર્યના તેજથી (माच्छित्थाः) અળગે। ન થતો.

મતલબ કે, ચાલુ અવસ્થાથી ચઢિયાતી અવસ્થા પ્રાપ્ત કરવી એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. મૃત્યુનાં બંધનોને તોડી ફોડીને મનુષ્યે અમરપણું પ્રાપ્ત કરવું જોઇએ, અને પતન થાય એવું કોઈ જ કામ ન કરવું જોઇએ. આ લોકમાં, આરોગ્યનું મુખ્ય સાધન સૂર્યપ્રકાશ જ છે. તેથી ઉન્નતિ પામવાની ઇચ્છાવાળા મનુષ્યે સૂર્યપ્રકાશમાં રહીને આરોગ્ય પ્રાપ્ત કરતાં રહી ઉન્નતિના માર્ગમાં આગળ વધવું ઘટે.

उद्यानं ते पुरुष नावयानं जीवातुं ते दक्षतातिं कृणोमि ।
आ हि रोहेममृतं सुखं रथमथ जिर्विर्विदथमा वदासि ॥

—અથર્વ૦ ૮-૧-૬

હે ( पुरुष ) પુરુષ ! ( ते उत्-यानं ) તારી ઉન્નતિ થાય, ( न अव-यानं ) અવનતિ યા પતન ન થાય. ( ते ) તારા

( जीवातुं ) જીવનને માટે (दक्षतातिं) દક્ષતાનું બળ (कृणोमि) કરૂં છું. ( इमं अमृतं सुखं रथं ) આ અમૃતમય સુખ દેવાવાળા રથ પર ( आरोह ) ચઢ અને ( जिर्विः ) સ્તુત્ય બનીને ( विदथं आवदासि ) સભામાં ભાષણ કર.

અર્થાત્ કે મનુષ્યે પોતાની ઉન્નતિ થાય તેવાં કાર્યો કરવાં જોઇએ, અવનતિ વા પતન થાય તેવાં કામ કદી જ ન કરવાં જોઇએ. મનુષ્યને જીવન તથા બળ મળેલાં છે તે આને માટેજ. માટે આ શરીરરૂપી રથમાં બેસીને સભાઓમાં ( લોકસમૂહમાં ) કાર્ય કરતાં કરતાં આગળ વધવું જોઇએ."

बोधश्च त्वा प्रतीबोधश्च रक्षताम स्वप्नश्च त्वाऽनवद्राणश्च रक्षताम्।
गोपायंश्च त्वा जागृविश्च रक्षताम् ॥

અથર્વ० ૮-૧-૧૩

( बोधः ) જ્ઞાન અને ( प्रतिबोधः ) વિજ્ઞાન ( त्वा रक्षतां ) તારી રક્ષા કરો! ( अस्वप्नः ) સ્ફુર્તિ અને ( अनवद्राणः ) સ્થિરતા ( त्वा रक्षतां ) તારૂં સંરક્ષણ કરો! ( गोपायन् ) રક્ષક અને ( जागृविः ) જાગવાવાળો ( त्वा रक्षताम् ) તારૂં સંરક્ષણ કરો!

અર્થાત્ કે જ્ઞાન તેમજ વિજ્ઞાન, સ્ફુર્તિ તથા સ્થિરતા, રક્ષણ કરવું અને જાગૃત રહેવું: એ બધા ભાવો મનુષ્યને સહાયકર્તા બનવા જોઇએ. એટલે કે એમનો યથાયોગ્ય ઉપયોગ કરવાથી જ મનુષ્યનો અભ્યુદય થઈ શકે છે.

संसृष्टं धनमुभयं समाकृतमस्मभ्यं धत्तां वरुणश्च मन्युः ।
भियो दधाना हृदयेषु शत्रवः पराजितासो अप निलयन्ताम् ॥

અથર્વ० ૪-૩૧-૭.

( ब्रह्मणः ) શ્રેષ્ઠ આત્મા અને ( मन्युः ) ઉત્સાહ એ બન્ને ( संसृष्टं ) મળીને અને ( समाकृतं ) સુસંસ્કૃત થઇને ( उभयं धनं ) બેઉ પ્રકારનાં ધન (अस्मभ्यं धत्तां) આપણે માટે ધારણ કરે છે. ( शत्रवः ) શત્રુઓ પોતાનાં ( हृदयेषु ) હૃદયોમાં ( भियः ) ભય ( दधानाः ) ધારણ કરતા થકા ( पराजितासः ) પરાજિત થઇને ( अप निलयन्तां ) ભાગી જાય છે.

મતલબ કે, આત્મિક બળ અને ઉત્સાહ દ્વારા સર્વ પ્રકારનું ધન આપણી પાસે એકઠું થાય છે; તથા આપણા તમામ શત્રુઓ પરાજિત થઇને પલાયન કરી જાય છે. એવી રીતે પોતાના સઘળા દુશ્મનોને દૂર ભગાડી દઇને મનુષ્યે પોતાની પ્રગતિ સાધવી જોઇએ.

---

# અમને પ્રકાશ મળો !

इन्द्र क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा ।
शिक्षा णो अस्मिन् पुरुहूत यामनि जीवा ज्योतिरशीमहि ॥

—ઋ. ૭-૩૨-૨૬.

( इन्द्र ) હે સર્વ દ્રષ્ટા ઇશ્વર ! ( नः ) અમને ઉપાસકોને તું ( क्रतुम् ) શુભ કર્મની, પ્રજ્ઞાની તથા ઉદ્યોગની તરફ ( आ भर ) લઇ જા. ( यथा ) જેવી રીતે ( पिता ) એક શિક્ષક અને શુભેચ્છક પાલક પિતા ( पुत्रेभ्यः ) પુત્રોને માટે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ આદરે છે અને એમને કલ્યાણને રસ્તે દોરી લઇ જાય છે, તેવીજ રીતે ( पुरुहूत ) હે બહુ પૂજ્ય અને બહુજનોથી બોલાવાતા ઇશ્વર ! ( नः शिक्ष ) અમારી ઇષ્ટ વસ્તુ અમને આપવાની કૃપા કર, અને તારી કૃપાથી ( अस्मिन् यामनि ) અમારી આ જીવનયાત્રામાં અથવા આ જીવનયજ્ઞમાં અમે જીવગણો સુખે જીવતા થકા ( ज्योतिः अशीमहि ) તારી કલ્યાણમયી જ્યોતિ પ્રતિદિન પ્રાપ્ત કરતા રહીએ, એ જોતો રહેજે !

---

## મેધા બુદ્ધિની પ્રાપ્તિ માટે પ્રાર્થના

सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् ।
सनिं मेधामयासिषं स्वाहा ॥

—યજુ. ૩૨-૧૩.

( इन्द्रस्य प्रियं ) જીવાત્માના પ્રિય મિત્ર, ( काम्यं ) કમનીય એટલે કે ચહાવા લાયક, મેળવવા લાયક, અને (अद्भुतं) વિલક્ષણ એવા ( सदसः पति ) વિશ્વના પતિની પાસે (सनिं) યોગ્ય ઉપભોગની અને ( मेधां ) ઉત્તમ બુદ્ધિની ( अयासिषम् ) યાચના કરું છું. ( स्वाऽऽहा ) સ્વાર્થનો ત્યાગ કરું છું.

અર્થાત્ કે, સહુએ પ્રાપ્ત કરવાયોગ્ય, અદ્ભુત અને જીવાત્માના પ્રિય મિત્ર રૂપ જગદીશ્વરને અમે સૌ અમારે બધાંને લાયકની ઉપભોગ-સામગ્રી તથા ઉત્તમ પ્રકારની બુદ્ધિ મળવા માટે પ્રાર્થના કરીએ છીએ. આને માટે હું સ્વાર્થનો ત્યાગ કરું છું.

यां मेधां देवगणाः पितरं श्चोपासते ।
तया मामद्य मेधयाग्ने मेधाविनं कुरु स्वाहा ॥

—યજુ. ૩૨-૧૪.

( देवगणाः ) વિદ્વાનોનો સમૂહ, તથા ( पितरः ) રક્ષકોનો સમૂહ ( यां मेधां ) જે ઉત્તમ બુદ્ધિનું ( उपासते ) સેવન કરે છે, હે ( अग्ने ) તેજસ્વી ઇશ્વર ! ( तया मेधया ) તે બુદ્ધિ વડે ( अद्य मां ) આજ મને ( मेधाविनं ) બુદ્ધિવાન ( कुरु ) કરો ! ( स्वाऽऽहा ) હું સ્વાર્થનો ત્યાગ કરું છું.

અર્થાત્ કે, હે ઈશ્વર ! જ્ઞાનીઓ અને પિતૃઓ કહેતાં રક્ષકોને જે જાતની બુદ્ધિ અપે છે તે જાતની બુદ્ધિ મને પોતાને મળે તે માટે હું તને પ્રાર્થું છું. મતલબ કે, મને દેવતાઓ અને પિતૃઓ જેવો બુદ્ધિમાન બનાવજે ! આ સિદ્ધિ મેળવવા કાજે હું સ્વાર્થત્યાગ કરું છું.

मेधां मे वरुणो ददातु मेधामग्निः प्रजापतिः ।
मेधामिन्द्रश्च वायुश्च मेधां धाता ददातु मे स्वाहा ॥

યજુ૦ ૩૨-૧૫.

( वरुणः ) શ્રેષ્ઠ ઈશ્વર ( मे मेधां ) મને ઉત્તમ બુદ્ધિ ( ददातु ) આપો ! ( प्रजापतिः अग्निः ) પ્રજાપાલક તેજસ્વી ઈશ્વર ( मेधां ददातु ) મને ઉત્તમ બુદ્ધિ આપો ! ( च च ) તેમજ ( इन्द्रः वायुः ) પરમ ઐશ્વર્યશાલી તથા ગતિદાતા ઈશ્વર ( मे मेधां ) મને ઉત્તમ બુદ્ધિ ( ददातु ) બક્ષો ! ( धाता मेधां ) સકળ સંસારને ધારણ કરવાવાળો પ્રભુ મને ધારણાવતી બુદ્ધિ અર્પો ! ( स्वाऽऽहा ) મારું સર્વસ્વ અર્પણ કરી દઉં છું.

સૌથી શ્રેષ્ઠ, પ્રજાપાલક, તેજસ્વી, ઐશ્વર્યશાલી, પ્રેરક અને સહુના આધાર સ્વરૂપ ઈશ્વર મને ઉત્તમ પ્રકારની બુદ્ધિની બક્ષિસ આપે, તે માટે હું આત્મસર્વસ્વ અર્પણ કરી દઉં છું.

इदं मे ब्रह्म च क्षत्रं चोभे श्रियमश्नुताम् ।
मयि देवा दधातु श्रियमुत्तमां तस्यै ते स्वाहा ॥

—યજુ૦ ૩૨-૧૬

( मे इदं ब्रह्म ) મારું આ જ્ઞાનતેજ ( च मे इदं क्षत्रं )

અને મારું આ ક્ષાત્રતેજ ( च उभे ) બન્ને ( श्रियं अश्नुतां ) શોભી નીકળો ! ( देवाः ) વિદ્વાન અથવા દિવ્ય ગુણ ( मयि ) મારામાં ( उत्तमां श्रियं दधातु ) ઉત્તમ શોભા ધારણ કરે, ( तस्यै ते ) તેને માટે હું તારી આગળ સ્વાર્થત્યાગ કરું છું.

મતલબ કે, બ્રાહ્મણો અને ક્ષત્રિયોએ-જ્ઞાન તેમ જ શૌર્યના પ્રતિનિધિઓએ-સાથે મળીને ઉત્તમ તેજસ્વિતા ને પ્રતિભા પ્રાપ્ત કરવી જોઈએ. બધા ઉત્તમ વિદ્વાનો તથા બધા ઉત્તમ સદ્‌ગુણોને પ્રતાપે મારામાં તેજની સ્થાપના અને અભિવૃદ્ધિ થાય તે માટે હું સ્વાર્થત્યાગ કરું છું.

## ધારણાશક્તિવાળી બુદ્ધિ

मेधामहं प्रथमां ब्रह्मण्वतीं ब्रह्मजूतामृषिष्टुताम् ।
प्रपीतां ब्रह्मचारिभिर्देवानामवसे हुवे ॥ २ ॥

—અથર્વ૦ ૬-૧૦૮.

( अहं ) હું ( ब्रह्मण्वतीं ) જ્ઞાનવાળી અને ( ब्रह्मजूतां ) જ્ઞાનીઓથી સેવાયલી તથા ( ऋषि स्तुतां ) ઋષિમુનિઓએ જેનાં સ્તુતિગાન ગાયાં છે અને ( ब्रह्मचारिभिः प्रपीतां ) બ્રહ્મચારીઓએ જેનું પાન કરેલું છે, તેવી ( प्रथमां ) વિશાળ ( मेधां ) ધારણાશક્તિવાળી બુદ્ધિને ( देवानां अवसे ) દેવો એટલે કે ઇન્દ્રિયો અને જ્ઞાનીઓની રક્ષા કાજે ( हुवे ) પ્રાપ્ત કરું છું.

જે જાતની ધારણાશક્તિવાળી બુદ્ધિને સઘળા વિદ્વાનો વખાણે છે, તેની ધારણાશક્તિનો આપણી અંદર વિકાસ કરવો જોઇએ. ધારણાશક્તિવાળી બુદ્ધિને ' મેધા ' કહેવામાં આવે છે. જે શક્તિ વડે મનની અંદર જ્ઞાનાદિ ધારણ કરી શકાય છે તે શક્તિનું નામ મેધા છે. આ મેધાશક્તિ જેટલા પ્રમાણમાં પ્રબળ હોય છે, તેટલા પ્રમાણમાં મનુષ્ય પોતાની બુદ્ધિની વિશાળતા બતાવી શકે છે. આમ હોવાથી પોતાની અંદર રહેલી ધારણાશક્તિવાળી બુદ્ધિને જેમ બને તેમ વિકસાવવી એ પ્રત્યેક માણસનો ધર્મ છે.

यां मेधामृभवो विदुर्यां मेधामसुरा विदुः ।
ऋषयो भद्रां मेधां यां विदुस्तां मय्यावेशयामसि ॥३॥

—અથર્વ૦ ૬-૧૦૮.

( यां मेधां ) જે મેધાને ( ऋभवः विदुः ) જ્ઞાનીજનો પિછાને છે, ( यां ) જે ( मेधां ) બુદ્ધિને ( असु-राः ) પ્રાણ-વિદ્યાના વિશારદો ( विदुः ) ઓળખે છે, અથવા મેળવે છે, અને ( यां ) જે ( भद्रां ) કલ્યાણકારી ( मेधा ) બુદ્ધિ ( ऋषयः ) ઋષિજનોને ( विदुः ) પરિચિત છે, ( तां मयि आवेशामसि ) તે શ્રેષ્ઠ બુદ્ધિને હું મારી પોતાની અંદર સ્થાપન કરું છું.

મતલબ કે, ધારણાશક્તિવાળી જે બુદ્ધિ સઘળા જ્ઞાનીજનો પોતે અનુભવે છે, તે ઉત્તમ પ્રકારની બુદ્ધિ દરેક જણે સંપાદન કરવી જોઈએ.

यामृषयो भूतकृतो मेधां मेधाविनो विदुः ।
तया मामद्य मेधयाग्ने मेधाविनं कृणु ॥ ४ ॥

—અથર્વ૦ ૬-૧૦૮.

હે ( अग्ने ) અગ્નિદેવ ! ( यां मेधां ) જે મેધા બુદ્ધિનો ( मेधाविनः भूत-कृतः ) જ્ઞાની અને પુરુષાર્થી ( ऋषयः ) ઋષિઓ અનુભવ મેળવે છે, ( तया मेधया ) તે મેધા બુદ્ધિથી ( अग्ने ) હે પ્રભો ! ( मेधाविनं मां कृणु ) મને તું બુદ્ધિમાન બનાવ !

मेधां सायं मेधां प्रातर्मेधां मध्यंदिनं परि ।
मेधां सूर्यस्य रश्मिभिर्वचसा वेशयामहे ॥

—અથર્વ૦ ૬-૧૦

( सायं ) સંધ્યાકાળે, ( प्रातः ) પ્રાતઃકાળે, અને ( मध्

र्दिनं ) બપોરે ( सूर्यस्य रश्मिभिः ) સૂર્યનાં કિરણોની સાથે તથા ( वचसा ) સ્વવાક્શકિતની સાથે ( मेधां ) મેધા નામની ધારણાશકિતવાળી બુદ્ધિને ( वेश्यामहे ) અમે ધારણ કરીએ છીએ.

મતલબ કે, બુદ્ધિને વધારવાને માટે હરેક જણે દરરોજ સવાર સાંજ પ્રયત્ન કરવો જોઇએ. ખંતપૂર્વક પ્રયત્ન જારી રાખવાથી જ બુદ્ધિનો વિકાસ થઈ શકે છે.

---

## તીક્ષ્ણ દૃષ્ટિ

सुश्रुतिश्च मोपश्रुतिश्च मा हासिष्टां सौपर्णं चक्षुरजस्रं ज्योतिः ॥

( सुश्रुतिः ) ઉત્તમ વાતો સાંભળવી, અને ( उपश्रुतिः ) સ્વીકારવીઃ આ બે ગુણ ( मा ) મને ( मा हासिष्टां ) ન ત્યજી દે, ( सौपर्णं चक्षुः ) ગરૂડના જેવી તીક્ષ્ણ નજર મારી થાઓ, અને ( अजस्रं ज्योतिः ) અખંડ તેજસ્વિતા મારામાં વાસ કરો !

અર્થાત્ કે, ઉત્તમ ઉપદેશ સાંભળવો, ઉત્તમ ઉપદેશ પ્રમાણે આચરણ રાખવું, ઝીણી નજર પ્રાપ્ત કરવી, અને તેજસ્વિતા મેળવવી—એ ચાર બાબતો મનુષ્યે બને તેટલી વધારવી જોઇએ.

## આત્મસુધારણા

कृस्ये मृजानना अति यन्ति रिप्रमायुर्दधानाः प्रतरं नवीयः ।
आप्यायमानाः प्रजया धनेनाध स्याम सुरभयो गृहेषु ॥
—અથર્વ૦ ૧૮–૩–૧૭.

(कृ-स्ये) આત્માની ચાળણી વા ગળણીમાં ( मृजाननाः ) શુદ્ધ બનીને ( रिप्रं ) અશુદ્ધિ, મેલ અથવા કમોતને ( अति यंति ) ટાળી દઇએ; અને ( नवीयः प्रतरं आयुः ) નવું દીર્ઘાયુ ( दधानाः ) ધારણ કરીએ, ( अध=अथ ) પછી અમે સહુ ( प्रजया धनेन ) પ્રજા તથા ધન સમેત ( आप्यायमानाः ) અભ્યુદયને પ્રાપ્ત કરતા થકા ( गृहेषु ) નિજ ઘરમાં (सुरभयः) સુગંધિરૂપ બનીને ( स्याम ) રહીએ.

આત્મપરીક્ષા એ આત્માની ચાળણી વા ગળણી છે. આત્મપરીક્ષાથી જેટલો સુધારો થઇ શકે છે તેટલો બીજી કોઇ પણ રીતે નથી થતો. આ આત્માની ગળણી વડે બધા મેલોને અને દોષોને દૂર કરી દઇને શુદ્ધ, પવિત્ર અને બળવાન બની દીર્ઘાયુ મેળવવાના ઉપાય કરવા જોઇએ. એની સાથે સાથે ઉત્તમ સંતતિ અને મબલક ધન મેળવીને પોતાના ઘરમાં સુગંધરૂપ બની રહેવું જોઇએ. સુગંધ જ્યાં હોય ત્યાં બધાં જ આકર્ષાય, એ તો નિયમ છે. તેથી સુગંધરૂપ થઈ રહેનાર માણસ તરફ સર્વ કોઈ ખેંચાય છે. એ પ્રમાણે લોકોને ખેંચતા થકા તેમના માર્ગદર્શક બની જવું જોઇએ. આત્મપવિત્રતાની પરીક્ષા આ જ છે.

यन्मे छिद्रं चक्षुषो हृदयस्य मनसो वाऽतितृण्णं बृहस्पतिर्मे तद्दधातु ।
शं नो भवतु भुवनस्य यस्पतिः ॥

—યજુ૦ ૩૬–૨.

(૧) ( यत् ) જે ( मे ) મારી ( चक्षुषः ) આંખોના ( हृदयस्य ) હૃદયના ( वा मनसः ) અને મનના ( अतितृण्णं ) બહુ વિસ્તાર પામેલાં ( छिद्रं ) છિદ્રો છે, ( तत् ) તે ( मे ) મારા દોષનું ( बृहस्पतिः ) જ્ઞાનનો અધિષ્ઠાતા દેવ ( दधातु ) યોગ્ય રીતે નિવારણ કરે. (૨) ( यः ) જે ( भुवनस्य पतिः ) સૃષ્ટિનો સ્વામી છે, તે ( नः ) અમારા સૌનો ( शं ) કલ્યાણકર્તા ( भवतु ) થાઓ !

મતલબ કે, અમારી આંખ વગેરે બાહ્ય ઇંદ્રિયોમાં, હૃદયમાં તથા મનમાં જે જે કંઈ ખામીઓ અથવા દોષો છૂપાયેલાં હોય તે તમામ પરમેશ્વરની દયાથી દૂર થઈ જજો ! તથા (૨) જગદીશ અમારૂં સૌનું કલ્યાણ કરજો !

અર્થાત્ કે, દરેક મનુષ્યે પોતાનાં હૃદય, મન તથા ચિત્તની પરીક્ષા કરવી જોઈએ અને તે દરેકમાં કયા કયા દોષો કઈ કઈ સ્થિતિમાં ને કેટકેટલા પ્રમાણમાં રહેલા છે તે ખોળી કાઢવું જોઈએ. અને એ રીતે તપાસતાં જે જે દોષનો આભાસ પણ નજરે ચઢે તે તે તમામને દૂર કરી દઈને હૃદયને હમેશાં શુદ્ધ અને નિર્મળ રાખવું, એ માનવીની પવિત્ર ફરજ છે. કારણ કે હૃદયની શુદ્ધતા પરથી જ માણસની શ્રેષ્ઠતા કિંવા કનિષ્ઠતાનો આંક નીકળે

છે. હૃદયની વિશુદ્ધતા માટે જ્ઞાનસ્વરૂપ સર્વજ્ઞ પરમાત્માની ભક્તિ કરવી જોઇએ, હૃદયની શુદ્ધતા પ્રાપ્ત કરવાનો, પરમાત્માની ભક્તિ સિવાય અન્ય કોઇ જ ઉપાય નથી. ભક્તિ જેટલી દૃઢ હશે તેટલું જ મન પવિત્ર હશે, કારણ કે દયાળુ પરમાત્મા ભક્તોના અંતઃકરણમાં દોષ નામે નથી રહેવા દેતો. ભક્તોને ભગવાન બિલકુલ નિર્દોષ બનાવે છે. કદાચને મનમાં પાપનો વિચાર આવી જાય, તો તેને કેવી રીતે ટાળવો તે સંબંધમાં નીચેના મંત્રો વિચારમાં લઇ તે પરથી બોધ ગ્રહણ કરવાનો છેઃ—

---

## મનમાંથી પાપી વિચારો કેમ ટળે ?

परोऽपेहि मनस्पाप किमशस्तानि शंससि ।
परेहि न त्वा कामये वृक्षां वनानि सं चर गृहेषु गोषु मे मनः ॥

અથર્વ૦ ૬-૪-૧૫.

હે ( मनःपापं ) મનના પાપ ! ( परः ) દૂર ( अपेहि ) હટી જા ! તું ( किं ) શું ( अशस्तानि ) બૂરી બાબતો ચીંધે છે ? ( परा इहि ) જા, જતું રહે ! ( त्वा न कामये ) તારી મને ગરજ નથી, મને તું નથી ગમતું. (वृक्षान् वनानि) જંગલોમાં ને ઝાડીઓમાં ( संचर ) આથડતું ફર ! ( मे मनः ) મારું મન ( गृहेषु गोषु ) ઘરનાં કામકાજોમાં તથા પશુ-પાલનમાં લાગેલું છે.

અર્થાત્ કે, મનમાં પાપનો વિચાર આવી જાય કે તરત જ તેને દૂર કરી દેવો જોઇએ. પ્રબળ ઇચ્છાશક્તિથી પાપી વિચારને

બગાડી દેવો જોઇએ. મન પર પાપનો પ્રભાવ કદાપિ ન પડવા દેવો જોઇએ. તેને સારૂ મનને શુભ વિચારવાળું કરીને પોતાના કુટુંબ કબીલાની, ઉન્નતિનાં કામોમાં પરોવી રાખવું જોઇએ. ઉન્નતિની શરૂઆત નિજથી જ થવી જોઇએ. સામાના દોષો તરફ દષ્ટિ ન કરતાં પોતીકી શુદ્ધતા પોતે જ કરી લેવાનો દૃઢ સંકલ્પ અને પ્રયત્ન કરવો જોઇએ.

આ સંબંધમાં હજી પણ જુઓઃ—

अपेहि मनसस्पतेऽपं क्राम परश्चर ।
परो निर्ऋत्या आ चक्ष्व बहुधा जीवतो मनः ॥

ઋગ્૦ ૧૦-૧૬૪-૧.

હે ( मनसः-पते ) મનને પતિત કરવાવાળા કુવિચાર ! તું ( अप पहि ) દૂર થઈ જા ! ( अप क्राम ) ભાગી જા ! ( परः चर ) પલાયન કરી જા ! ( परः निर्ऋत्याः ) આંતિ વિનાશનો વિચાર કર ! ( जीवतः मनः ) જીવતા માનવીનું મન ( बहु-धा ) પુષ્કળ સામર્થ્યવાળું હોય છે.

મનની અંદર કુવિચાર યા બૂરા ખ્યાલ આવવા માંડે કે તરત જ તેમને કાઢી દેવા જોઇએ. બૂરા વિચારોને પરિણામે થનાર હાનિનો ખ્યાલ કરવો, અને મનની તમામ પ્રકારની શક્તિઓને એકઠી કરીને પતનના માર્ગેથી પાછા હઠવું. પતનકારી કુવિચારોને હરગીજ પાસે ન આવવા દેવા.

भद्रं वै वरं वृणते भद्रं युञ्जन्ति दक्षिणम् ।
भद्रं वैवस्वते चक्षुर्बहुधा जीवतो मनः ॥

ઋગ્૦ ૧૦-૧૬૪-૨.

( वैवस्वते ) હે તેજસ્વી મન ! તું જે ( वैवरं वृणुते ) નિશ્ચયથી શ્રેષ્ઠ વિચારને પસંદ કરે છે, તેના યોગે ( भद्रं ) તારું કલ્યાણ થાય છે, તથા જે ( दक्षिणं युजन्ति ) દાક્ષિણ્ય અથવા ચતુરાઈભરી પ્રવૃત્તિઓ આદરે છે, તેનાથી પણ ( भद्रं ) કલ્યાણ થાય છે. નિજ ( चक्षुः ) નેત્રોને કલ્યાણકારક બનાવો ! ( जीवतः मनः बहु-त्रा ) જીવંત માનવીનું મન બહુ જ સમર્થ હોય છે.

મનુષ્યે કલ્યાણકારક વિચાર કરવા જોઈએ, કર્તવ્યકર્મો ચતુરાઈપૂર્વક પૂરતી સાવધાનતા રાખીને કરવાં જોઈએ, તથા આંખ વગેરે ઇંદ્રિયોને ભલાઈનાં કામોમાં પરોવવી જોઈએ. મનુષ્યનું મન અનેક પ્રકારના મનસૂબા કરે છે. તેથી એને જો કલ્યાણકારી મનસૂબા કરવાની આદત પાડીશું તો કલ્યાણ થશે, અને જો બૂરા મનસૂબા કરવા દઈશું તો બાજી બધી કથળી જશે. માટે મનમાં કદાપિ બૂરા વિચાર ન આવવા દેવા. બૂરા વિચાર એકાદ વાર પણ જો મનમાં આવવા પામે છે, તો મન તેમ જ શરીર બન્ને પર તેની માઠી અસર નીપજે છે. માટે આ બાબતમાં ખૂબ જ સાવચેતી રાખવી ઘટે.

આ પ્રમાણે મનની શુદ્ધિ સાધ્યા બાદ એની શક્તિ વધારવાનો યત્ન કરવો જોઈએ. એ બાબતમાં નીચેનો મંત્ર જુઓઃ—

---

## માનસિક શક્તિઓની વૃદ્ધિ

मनस्त आप्यायतां वाक्त आप्यायतां प्राणस्त
आप्यायतां चक्षुस्त ।
आप्यायताᳬ श्रोत्रं त आप्यायताम् ॥

—યજુ० ૬-૧૫.

હે મનુષ્ય! ( તે ) તારું ( મનઃ ) મન ( आप्यायतां ) ઉન્નત થાઓ ! તારી વાણી ઉન્નત થાઓ, તારા પ્રાણ ઉન્નત થાઓ, તારી આંખ ઉન્નત થાઓ, તારા કાન ઉન્નત થાઓ !

અર્થાત્ કે મનુષ્યે પોતાની તમામ શકિતઓનો વિકાસ સાધવો જોઇએ. મન, વાણી, પ્રાણ, આંખ, કાન વગેરે જે શકિતઓ છે તે બધી ઉન્નત થવી જોઇએ. પોતાની શકિતઓની ઉન્નતિ સાધવાને માટે જ માનવ જન્મ મળેલો છે.

---

## યજ્ઞથી મતિની શકિત વધે છે

मतिश्च मे सुमतिश्च मे यज्ञेन कल्पन्ताम् ।

—યજુ૦ ૧૮-૧૧.

( मे ) મારી મતિ ( सुमतिः च मे ) અને મારી સુમતિ ( यज्ञेन ) યજ્ઞથી ( कल्पन्तां ) બળવાન બનો !

અર્થાત્ કે, સત્કર્મો દ્વારા આપણી મતિ તથા બુદ્ધિનો વિકાસ સાધવો જોઇએ. યજ્ઞ કિંવા સત્કર્મોથી મતિ તથા સુમતિનું સામર્થ્ય વધે છેઃ એવો બોધ આ મંત્રમાંથી મળે છે. યજ્ઞનો અર્થ બહુ વ્યાપક છે, છતાં એનો ભાવ તો " પ્રશસ્તમ કર્મ " એ જ છે. સૌથી શ્રેષ્ઠ સર્વોપયોગી કર્મ જે હોય તે પ્રશસ્તમ કર્મ કહેવાય છે. જે કર્મથી શ્રેષ્ઠોનું સન્માન, સહુની મિત્રતા અને પરોપકાર થાય તેનું નામ પ્રશસ્તમ કર્મ છે. એવા પ્રકારનાં કર્મોમાં પોતાની જાતનું સમર્પણ કરી દેવાથી મન તથા બુદ્ધિની તાકાતમાં વધારો થાય છે યાને તે વિકસે છે. તાત્પર્ય કે, આવાં કર્મોની અંદર જ

આપણે આપણી જાતને પરોવી દેવી જોઈએ, અને મનની તન્મયતાપૂર્વક જે તે કર્મ કરવાં જોઈએ. એમ કરવાથી મનની શક્તિ વૃદ્ધિંગત થાય છે અને તે 'સમર્થ' બનવા પામે છે. આ સંબંધમાં નીચેનો મંત્ર જોવા જેવો છેઃ—

---

## સંકલ્પનું મહત્ત્વ

**आकूतिं देवीं सुभगां पुरो दधे चित्तस्य माता सुहवा नो अस्तु।**
**यामाशामेमि केवली सा मे अस्तु विदेयमेनां मनसि प्रविष्टाम्॥**

—અથર્વ૦ ૧૯–૪–૨.

(**सुभगां**) ઉત્તમ ભાગ્યવાળા (**आकूतिं देवीं**) સંકલ્પ-રૂપ દેવતાને હું (**पुरः दधे**) આગળ મૂકું છું. એ (**चित्तस्य माता**) ચિત્તની માતા છે એટલે (**नः सुहवा**) અમારે માટે એ વધારે આદરપાત્ર થાઓ! (**यां आशां**) જે દિશામાં (**एमि**) હું જાઉં (**सा केवली**) તે દિશા બિલકુલ નિર્દોષ (**मे अस्तु**) મારે માટે બની જાય. આ સંકલ્પ-દેવતા જે સમયે (**मनसि प्रविष्टां**) મનમાં પ્રવેશ કરે, તે સમયે જ (**एनां विदेयं**) હું એને ઓળખી જઈ શકું.

મતલબ કે, સંકલ્પ એ ચિત્ત કિંવા ચિંતનશક્તિનું પ્રેરક બળ છે. મનમાં જેવો સંકલ્પ થાય છે, તેવા જ પ્રકારના વિચાર પ્રગટે છે. જે દિશામાં અને જે વિષયક્ષેત્રમાં એ સંકલ્પ કાર્ય કરવા માંડે છે તે દિશામાં ને તે વિષયમાં સફળતા મળે જ

છે. એટલા માટે મનમાં જ્યારે પણ સંકલ્પ ઊઠે ત્યારે તેને શુદ્ધ અને શુભ બનાવી દેવો જોઇએ. એમ કરતા રહેવાથી જ મનુષ્યની ઉન્નતિ સિદ્ધ થશે.

यो वः शुष्मो हृदयेष्वन्तराकूतिर्या वो मनसि प्रविष्टा ।
तान्त्सीवयामि हविषा घृतेन मयि सजाता रमतिर्वो अस्तु ॥

—અથર્વ૦ ૬-૭૩-૨.

( वः ) તમારા ( हृदयेषु अंतः ) હૃદયની અંદર ( यः ) જે ( शुष्मः ) બળ છે; અને ( या ) જે (आकूतिः) સંકલ્પ ( वः मनसि प्रविष्टा ) તમારા મનમાં દાખલ થયો છે ( तान् ) તેમને હું ( घृतेन ) ઘી અર્થાત્ કે સ્નેહપૂર્ણ ( हविषा ) યજ્ઞ સાથે; ( सीवयामि ) મિલાવું છું. હે ( सजाताः ) સજાતીય લોકો! ( मयि ) મારી અંદર ( वः रमतिः ) આપનું રમણ ( अस्तु ) હોવો!

મતલબ કે, હૃદયબળ અને માનસિક સંકલ્પના મેળ સાથે કોઈ પણ કાર્ય જો કરવામાં આવે તો તે ઉત્તમ પ્રકારે પાર પડે છે. એવી જ રીતે હૃદય તથા મનનો મેળ બંધાઇને સૌની અંદર સ્નેહપૂર્ણ ભાવ ખીલવા પામે, તો એ લોકોની જાત ન્યાત, કે રાષ્ટ્રનું સંગઠન જામી સંઘબળ પેદા થાય છે. અર્થાત્ કે માનસિક સંકલ્પ શુભ અને પવિત્ર બનાવવાથી મનુષ્યની પોતાની ઉન્નતિ થાય છે એટલું જ નહિ, પણ રાષ્ટ્રીયતા અને કોમી ભાવનાનું બળ પણ એ શુભ સંકલ્પોને પરિણામે ખીલે છે ને દૃઢ બને છે. જે રાષ્ટ્રમાં પરસ્પરના કોમી ઝઘડાઓ વારંવાર ફાટી નીકળતા હોય, તે રાષ્ટ્રની પ્રજાને માટે આ ઉપદેશ સોના—

મૂલ્યનો સમજવાનો છે. એ દેશની પ્રજાએ આ ઉપદેશ મનમાં કાયમને માટે કોતરી રાખવાનો છે. જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેના કે કોમ કોમ વચ્ચેના ઝઘડાના નિવારણ માટેનો એકનો એક ઉપાય એ જ છે કે લોકોના મનનાં સંકલ્પોને શુભ બનાવવાનો પ્રયત્ન હાથ ધરાય. હૃદયપલટા વગર—માનસિકપલટા વગર બીજો કોઈ સબળ ઉપાય કોમી બખેડાઓ ટાળવા માટે નથી.

---

## વધારે ઉન્નત થવાનો ઉપદેશ

दूष्या दूषिरसि हेत्या हेतिरसि मेन्या मेनिरसि ।
आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ १ ॥

—અથર્વ૦ ૨-૧૧.

હે મનુષ્ય! તું ( दूष्याः ) દૂષિત ક્રિયાનો ( दूषिः ) નાશ કરનાર ( असि ) છે. ( हेत्याः हेतिः असि ) તું હથિયારનું પણ હથિયાર છે. ( मेन्याः मेनिः असि ) વજ્રનું પણ તું વજ્ર છે. માટે ( समं ) સમોવડિયાની ( अति क्राम ) આગળ નીકળી જઈને ( श्रेयांसं आप्नुहि ) કલ્યાણને પ્રાપ્ત કર !

તાત્પર્ય કે, દોષોને દૂર કરવાનું સામર્થ્ય મનુષ્યમાં છે. શત્રુઓના વિનાશ માટે જાતજાતના હથિયારો તે ઉપજાવી કાઢે છે. એવી શક્તિ ધરાવનાર માણસને માટે તો એ જ ઉચિત ગણાય કે તે પોતાના સમોવડિયાના કરતાં વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરીને પરમ કલ્યાણને પામે.

દોષોને દૂર કરી દઈને સત્કર્મોનો પ્રચાર, આ દુનિયામાં, મનુષ્ય જ કરે છે. એટલે સમાન કોટિના લોકો કરતાં વધારે પ્રગતિ ને વધારે ઉન્નતિ સાધીને વધારે કલ્યાણ પ્રાપ્ત કરવું, એ જ માનવીમાત્રનું ભૂષણ છે. હીન હાલતમાં કદાપિ ન પડયા રહેવું: પ્રગતિ સાધવાનો પ્રયત્ન સદાય કરતા રહેવો.

स्रक्त्योऽसि प्रतिसरोऽसि प्रत्यभिचरणोऽसि ।
आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ २ ॥

—અથર્વ૦ ૨-૧૧.

હે મનુષ્ય ! તું ( त्र्क्तयः अस्ति ) પ્રગતિશીલ છે, ( प्रतिसरः अस्ति ) આગળ વધવાવાળો છે, ( प्रत्यभिचरणः अस्ति ) દુષ્ટતા પર હુમલો કરવાવાળો છે. તેથી તું ( समं ) તારા બરોબરિયાઓ કરતાં ( अति क्राम ) આગળ વધીને ( श्रेयांसं आप्नुहि ) કલ્યાણને પ્રાપ્ત કર !

મનુષ્યનો સ્વભાવ પ્રગતિશીલ છે. અભ્યુદય કરવાની વૃત્તિ તથા શત્રુઓનો નાશ કરવાની શક્તિ એ તેના સ્વાભાવિક ગુણો છે. એટલા માટે પોતાના બરોબરિયાઓને પાછા પાડી દઇને તેમના કરતાં આગળ નીકળી જવાનો પ્રયત્ન કરવો અને તેમના કરતાં વધારે સુખ કલ્યાણ મેળવવાને મથવું એ તો મનુષ્યમાત્રનો ધર્મ છે.

મતલબ કે, હરેક બાબતમાં પોતાની ઉન્નતિ કરવી, બીજાં બધાં કરતાં આગળ નીકળી જવું, અને દુષ્ટતાનો નાશ તથા સત્કર્મોનો પક્ષપાત કરતા રહીને સદાચારપૂર્વક પોતાની ઉન્નતિ સાધવી. દુર્દશામાં પડયા રહેવાનું હરગીજ ન સ્વીકારવું. ઉન્નતિ પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ હરહમેશ જારી રાખવો. યોગ્ય પુરુષાર્થને અંતે ઉન્નતિ અવશ્ય હાથ લાગશે.

प्रति तमभि चर योऽ३स्मान् द्वेष्टि यं वयं द्विष्मः ।
आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ २ ॥

—અથર્વ૦ ૨-૧૧.

( यः अस्मान् द्वेष्टि ) જે એકલો (છતાં) અમારો દ્વેષ કરે છે, એટલા વાસ્તે ( यं वयं द्विष्मः ) જે એકલા પર અમે દ્વેષ રાખીએ છીએ, ( तं ) તેના પર ( प्रति अभिचर ) તું હુમલો કર; અને તારાં સરખેસરખાં કરતાં આગળ વધી જઇને અત્યંત કલ્યાણ પ્રાપ્ત કર !

અર્થાત્ કે, જે એકલો છતાં બીજાં બધાં પર વેર રાખે છે ને તેથી જનતાને જે નથી ગમતો, એવા મનુષ્યને સત્વર દૂર કરી દેવો જોઇએ. આગળ વધવાનો પ્રબળ પુરુષાર્થ નિત્ય કરતા રહી હરેક મનુષ્યે વધારે ને વધારે ઉન્નત થવું જોઇએ.

सूरिरसि वर्चोधा असि तनूपानोऽसि ।
आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ ४ ॥

—અથર્વ૦ ૨-૧૧.

હે મનુષ્ય ! તું ( सूरिः असि ) જ્ઞાની છે. ( वचः-धाः असि ) તું તેજસ્વી છે, ( तनू-पानः असि ) શરીરનો રખેવાળ છે, એટલા માટે સમાન જનોની આગળ થઈ જઇને પરમ કલ્યાણને પ્રાપ્ત કર !

મતલબ કે, પોતાના જ્ઞાનમાં વધારો કરવાની શક્તિ મનુષ્ય માત્રમાં રહેલી છે. તેજસ્વીપણું એ પણ એનો સ્વાભાવિક ગુણ હોઇ પોતાનાં તેમ પારકાંના દેહનું રક્ષણ કરવાની તાકાત તે ધરાવે છે, એટલા માટે એણે જ્ઞાનવાન થઇને, તેજસ્વી બનીને, તથા પોતાની જાતનું તેમજ બીજાઓનું પણ ઉત્તમ પ્રકારે સંરક્ષણ કરતા રહીને કલ્યાણસાધનના માર્ગમાં બીજાં બધાંને પાછાં પાડી દેવાં ઘટે. બીજાઓનું સંરક્ષણ કરવા જેટલી તાકાત કેળવવી ને મેળવવી એ જ બીજાંને પાછાં પાડી દીધા બરાબર છે. માટે પોતાની એકે એક શક્તિને ખીલવવાની પરાકાષ્ટા મનુષ્યે કરવી જોઇએ; એટલું જ નહિ પણ પારકાંનું ભલું કરવાનાં તથા પારકાંનું સંરક્ષણ કરવાનાં કામોમાં પોતાની જાતને સમર્પી દેવી જોઇએ. આ પ્રમાણે પરોપકારનાં કામો પાછળ આત્મસમર્પણ કરી દેવાને જે માણસ

સદા તૈયાર રહે છે, તે માણસ સર્વ કોઈના વંદનનો અધિકારી બને છે.

शुक्रोऽसि भ्राजोऽसि स्वरसि ज्योतिरसि ।
आप्नुहि श्रेयांसमति समं क्राम ॥ ५ ॥

—અથર્વ૦ ૨-૧૧.

હે મનુષ્ય ! તું ( शुक्रः असि ) વીર્યવાન છે, ( भ्राजः असि ) તેજસ્વી છે, ( स्वः असि ) આત્મશક્તિવાળો છે. ( ज्योतिः असि ) સ્વયંજ્યોતિ રૂપ જ છે. એટલા માટે ( समं अतिक्राम ) બરોબરિયાઓની આગળ થઈ જઈને ( श्रेयांसं, आप्नुहि ) શ્રેષ્ઠ કલ્યાણને પ્રાપ્ત થા !

મનુષ્ય વીર્યવાન, શૂર, બળવાન, તેજસ્વી, ઉત્સાહી, આત્મશક્તિથી ભરેલો છે, એટલું જ નહિ પણ સ્વયં તેજની જ્યોતિ રૂપ છે. એટલેસ્તો તેણે બીજાઓ કરતાં વધારે પ્રગતિ સાધીને વધારેમાં વધારે શ્રેય સંપાદન કરવું જોઈએ.

મતલબ કે, માનવીની અંદર એટલી બધી શક્તિઓ રહેલી છે, કે જો સાચા દિલથી પ્રયત્ન કરવામાં આવે તો ઉન્નતિના માર્ગમાં ખૂબ જ આગળ વધી શકાય તેમ છે. એટલી માટે આ મંત્રોના ઉપદેશ દ્વારા પોતાની અંદર રહેલી શક્તિઓને બરાબર ઓળખી લઈને તથા તેમને વિકસાવીને તે સૌથી શ્રેષ્ઠ અને સૌનો આદર્શ બનવાનો પ્રયત્ન કરે એ ખાસ ઇચ્છવાયોગ્ય છે. પતિત અવસ્થામાં, દીન હીન હાલતમાં કોઈ જ ન પડી રહે.

## અભય પ્રાર્થના

अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावापृथिवी उभे इमे ।
अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयं नो अस्तु ॥

અથર્વ૦ ૧૯-૧૫-૫.

( नः ) અમારે બધાંને માટે ( अन्तरिक्षं ) અંતરિક્ષ ( अभयं करति ) અભયસાધક બને, અને ( इमे उभे द्यावा पृथिवी ) આ દ્યાવા-પૃથ્વી બન્ને ( अभयं ) અભયદાતા બની રહે. ( पश्चात् अभयं ) પીઠ પાછળ, આગળ (पुरस्तात् अभयं) સામે તેમજ ( उत्तरात् अधरात् अभयं नः अस्तु ) ઉપર નીચે બધે જ અમારા સૌને માટે અભય પ્રવર્તે !

अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं पुरो यः ।
अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥

અથર્વ ૧૯-૧૫-૬.

( मित्रात् अभयं ) મિત્રથી અભય ( अमित्रात् अभयं ) શત્રુથી અભય ( ज्ञातात् अभयं ) જાણીતા પદાર્થોથી અભય, તેમજે ( यः पुरः, अभयं ) અજાણ્યા પદાર્થોથી પણ અમને સર્વને અભય પ્રાપ્ત થાઓ ! ( नक्तं अभयं ) રાત્રે અભય, અને ( दिवः नः अभयं ) દિવસે પણ અમે સઘળાં નિર્ભયતાપૂર્વક રહીએ, અને ( सर्वाः आशाः मम मित्रं भवन्तु ) સઘળી દિશામાં રહેવાવાળાંઓ સઘળાં જ અમારાં મિત્ર બનીને રહે !

१ यतं इन्द्र भयांमहे ततों नो अभयं कृधि ।
मघवञ्छग्धि तव तन्न ऊतिभिर्वि द्विषो वि मृधोजहि ॥
ऋ० ८-६१-१३.

( इन्द्रः ) હે સર્વ દૃષ્ટા પ્રભો પરમાત્મન્ ! ( यतः ) સિંહ વગેરે જે જે પ્રાણીઓની ( भयामहे ) અમને બીક લાગે છે. ( ततः ) તે તે બધાં તરફથી ( नः ) અમને (अभयं कृधि) અભય અપાવ, કારણ કે ( मघवन् ) હે સકલઐશ્વર્યવાળા દેવ ! ( शग्धि ) તું તો બધી વાતે સમર્થ છે. ( तत् ) એટલે ( तव ऊतिभिः ) તારી રક્ષાઓ દ્વારા ( नः द्विषः ) અમારા અંદરના તેમજ બહારના દુશ્મનોને ( विजहि ) દાબી દેવાની કૃપા કરજે ! ( मृधः ) મનુષ્યોને ધોકો દેવાવાળા, કપટી ને પ્રપંચી માનવીઓનો પણ ( विजहि ) નાશ કરજે !

મતલબ કે, મનુષ્યજાતિ જાતજાતના કુસંસ્કારો અને તરેહ-તરેહ પાપોથી યુક્ત થઈને સદા ભયભીત રહ્યા કરે છે, અને એક-બીજાના પરસ્પર મહાન દુશ્મન બની જાય છે, એ તો પ્રત્યક્ષ દેખી શકાય તેમ છે. એટલા માટે કલ્યાણવાંચ્છુ માનવીઓનો તો એ ધર્મ થઇ પડે છે કે એવા કુસંસ્કારો ને એવાં પાપાચારો કર્મોથી સર્વથા દૂર રહેવું. એમ થશે તો જ તેમનું કલ્યાણ અને મંગળ થઈ શકશે. વળી, પરમાત્માની રોજ ઉપાસના કરતા રહેવી, કારણ કે પરમેશ્વર સહુ કરતાં બળવાન હોઇ અંદરના તેમજ બહારના સર્વ પ્રકારના દુશ્મનોથી તે આપણું રક્ષણ કરવાને સમર્થ છે.

इन्द्रः सुत्रामा स्ववाँ अवोभिः सुमृळीको भवतु विश्ववेदाः ।
बाधतां द्वेषो अभयं कृणोतु सुवीर्यस्य पतयः स्याम ॥
ऋ० ६ । ४७ । १२

( सुत्रामा ) ઉત્તમ રક્ષણ કરનારે ( स्ववान् ) આત્મશક્તિવાળો ( सुमृलीकः ) ઉત્તમ સુખનો દાતા, અને ( विश्ववेदाः ) સર્વજ્ઞ ( इन्द्रः ) એવો પરમાત્મા ( अवोभिः ) પોતાની રક્ષાઓ કહેતાં રક્ષણશક્તિઓ દ્વારા અમારો રક્ષક (भवतु) બનો ! ( द्वेषः बाधतां ) અમારા શત્રુઓનો નાશ કરો, અમને ( अभयं कृणोतु ) નિર્ભય બનાવો, અને અમે ( सुवीर्यस्य पतयः ) ઉત્તમ વીર્ય કહેતાં સામર્થ્યના સ્વામી ( स्याम ) બનીએ !

અર્થાત્ કે, પરમાત્મા કે જે નિજ આત્મશક્તિ દ્વારા સર્વ કોઇનું ઉત્તમ રીતે રક્ષણ કરવાવાળો, અને સર્વ કંઈ જાણવાવાળો છે, તે પોતાની રક્ષણશક્તિઓ દ્વારા અમારૂં સંપૂર્ણ રક્ષણ કરે, અમારા શત્રુમાત્રને દૂર કરી દઇને અમને સંપૂર્ણ નિર્ભય બનાવે, અને અમને ઉત્તમ પ્રકારની તાકાત ને તેજસ્વિતા બક્ષે !

यतोयतः समीहसे ततो नो अभयं कुरु ।
शं नः कुरु प्रजाभ्योऽभयं नः पशुभ्यः ॥

—યજુ૦ ૩૬–૨૨.

( यतः यतः ) જે જે સ્થાનમાં ( सं ईहसे ) કર્મ કરે છે તે તે સ્થાનમાં ( नः ) અમોને ( अभयं ) અભયનું દાન કર, ( नः प्रजाभ्यः ) અમારી પ્રજાને ( शं अभयं ) કલ્યાણકારી અભયદાન દે, અને ( नः पशुभ्यः ) અમારા પશુઓને પણ ( अभयं ) અભયદાન દેજે !

મતલબ કે, હે પરમાત્મા ! અમને, અમારી પ્રજાને તેમજ અમારા ઢોરઢાંકરને સર્વત્ર નિર્ભય બનાવજે !

मरुद्ये तं इन्द्र वाजिनो मा भेम शवसस्पते ।
त्वामभि प्रणोनुमो जेतारमपराजितम् ॥

ઋ૦ ૧–૧૧–૨.

હે ( शवसः पते इन्द्र ) શક્તિના સ્વામી પ્રભો ! ( ते सख्ये ) તારી મૈત્રિથી ( वाजिनः ) બળવાન થવાને કારણે અમે કોઈથી પણ ( मा भेम ) નથી ડરતા. તું ( जेतारं ) વિજયી અને ( अपराजितं ) અપરાજિત હોવાને કારણે અમે ( त्वां ) તને જ ( अभि प्रणोनुमः ) પ્રણામ કરીએ છીએ.

અર્થાત્ કે, પ્રભુના ભક્તોમાં એવું તો વિલક્ષણ બળ આવી જાય છે કે તેઓ કશાથી ડરતા નથી. જેનો રક્ષક સ્વયં પરમાત્મા હોય તેને ડરાવવાની તાકાત જ કોનામાં હોય? એ પરમાત્મા સદા અપરાજિત અને નિત્યવિજયી હોવાને કારણે એ જ વંદન કરવા યોગ્ય છે.

अभयं द्यावापृथिवी इहास्तु नोऽभयं सोमः सविता नः कृणोतु।
अभयं नोऽस्तूर्वन्तरिक्षं सप्तऋषीणां च हविषाऽभयं नो अस्तु॥

—અથર્વ૦ ૬-૪૦-૧.

( द्यावा पृथिवी ) દ્યાવા પૃથિવી તરફનું ( इह ) અહીં ( नः ) અમને બધાંને ( अभयं अस्तु ) અભયદાન મળે, (सोमः सविता ) સોમ અને સવિતા દેવતાઓ પણ ( नः ) અમોને સર્વને ( अभयं कृणोतु ) અભય કરે; ( उरु अन्तरिक्षं नः अभयं अस्तु ) મહાન અંતરિક્ષ તરફનો ભય અમોને ન રહે; તેમજ ( च सप्त ऋषीणां हविषा नः अभयं अस्तु ) સપ્ત ઋષિઓ રૂપી ઇન્દ્રિયોના હવિથી એટલે કે વિષયોથી પણ અમોને અભય પ્રાપ્ત થાઓ !

## વિજય પ્રાર્થના

व॒यं शूरे॑भि॒रस्तृ॑भि॒रिन्द्र॒ त्वया॑ यु॒जा व॒यम् ।
सा॒स॒ह्याम॑ पृतन्य॒तः ॥

—ઋ૦ ૧-૮-૪.

હે ( इन्द्र ) ઇન્દ્ર ! ( वयं ) અમે ( त्वया युजा ) તારી સાથે રહીને તથા ( अस्तृभिः ) શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવાવાળા શૂરવીરોના સાથમાં રહીને ( पृतन्यतः ) સૈન્ય સહિત હુમલો કરવાવાળા શત્રુઓને ( सासह्याम ) હરાવીશું.

વીર પુરુષે સ્વયં પરમેશ્વરની ભક્તિ કરવી અને પરમાત્માને જ પોતાનો રક્ષક માનવો જોઇએ. શસ્ત્રાસ્ત્રોનો ઉત્તમ ઉપયોગ કરવામાં કુશળ એવા શૂરવીરોનો સાથ મેળવીને શત્રુઓને હરાવવા જોઇએ.

મતલબ કે, વિજય પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધનો છે, જેવાં કેઃ—( ૧ ) પરમેશ્વર પર દૃઢ ભરોસો, ( ૨ ) પોતાના સૈનિકોની ઉત્તમ પ્રકારની શસ્ત્રસજાવટ, તથા ( ૩ ) સૈનિકોનું અતુલ પરાક્રમ.

व॒यं ज॑येम॒ त्वया॑ यु॒जा वृत॑म॒स्माक॒मंश॒मुद॑वा॒ भरे॑भरे ।
अ॒स्मभ्य॑मिन्द्र॒ वरि॑वः सु॒गं कृ॑धि॒ प्र शत्रू॑णां मघव॒न्वृष्ण्या॑ रुज ॥

—ઋ૦ ૧-૧૦૨-૪.

હે ( मघवन् ) ઐશ્વર્યવાળા પ્રભો ! ( त्वया युजा ) તારી સાથે મળીને ( वृतं ) ઘેરી વળેલા શત્રુ ઉપર ( वयं जयेम ) અમે વિજય મેળવીએ, ( भरे भरे ) યુદ્ધમાં ( अस्माकं

अंशं ) અમારા પક્ષનું ( उदव ) રક્ષણ કરજે ! હે ( इन्द्र ) પ્રભો ! ( अस्मभ्यं ) અમારે માટે ( वरिवः सुगं कृधि ) ધનપ્રાપ્તિ સુગમ ને સરળ બનાવ, ( शत्रूणां ) શત્રુઓનું ( वृष्ण्या ) બળ ( प्ररुज ) નષ્ટભ્રષ્ટ કરી દે !

મતલબ કે, પરમેશ્વરનો સાથ ખોળનારનો સર્વદા વિજય થાય છે. પ્રત્યેક યુદ્ધમાં તેને વિજય જ વરે છે. ધન વગેરે ભોગ્ય પદાર્થો પણ એને સહેલાઈથી હાંસલ થાય છે, અને એના શત્રુઓનું જોર નરમ પડતું જાય છે.

त्वे इन्द्राप्यभूम विप्रा धियं वनेम ऋतया सपन्तः ।
अवस्यवो धीमहि प्रशस्तिं सद्यस्ते रायो दावने स्याम ॥

—ઋ૦ ૨-૧૧-૧૨.

હે ( इन्द्र ) પ્રભો ! અમે ( विप्राः ) જ્ઞાનીજનો ( त्वे अभूम ) તારી અંદર મનને પરોવીને રહીએ અને ( ऋतया-सपन्तः ) સીધી ને સરળ રીતે વર્તીને ( धियं वनेम ) બુદ્ધિ તથા ક્રિયાની સિદ્ધિઓ પ્રાપ્ત કરીએ. ( अवस्यवः ) અમારૂં રક્ષણ કરવાને તૈયાર બનેલા અમે ( प्रशस्तिं धीमहि ) તારાં વખાણ-તારા ગુણને ચિત્તમાં ધારણ કરીને ( सद्यः ) તત્કાળ ( ते रायः दावने ) તારાં ( કૃપારૂપી ) ધનદાનને મેળવવાને યોગ્ય ( स्याम ) થઈએ.

શાણા મનુષ્યોએ ઇશ્વરમાં જ ચિત્તને પરોવી દઈને સીધે ને સરળ માર્ગે ચાલી પોતાનાં કાર્યોમાં સફળતા મેળવવી ઘટે. પોતાનું રક્ષણ કરતી વખતે પણ ઈશ્વરના ગુણાનુવાદ ન ભૂલવા અને એમ કરીને એની દયાના અધિકારી બનવું.

यो जात एव प्रथमो मनस्वान्देवो देवान्क्रतुना पर्यभूषत् ।
यस्य शुष्माद्रोदसी अभ्यसेतां नृम्णस्य मह्ना स जनास इन्द्रः ॥

—ઋ૦ ૨-૧૨-૧.

( य प्रथमः देवः ) જે પહેલો દેવ ( जात एव ) પ્રકટ થતાં બરાબર ( मनस्वान् ) મનનશક્તિ દ્વારા શ્રેષ્ઠ બનીને ( क्रतुना ) સ્વપુરુષાર્થ વડે ( देवान् ) સૂર્યાદિ સકળ દેવતાઓને ( पर्यभूषत् ) સુશોભિત કરતો રહ્યો, ( यस्य शुष्माद् ) જેના બળથી ( रोदसी ) દ્યુલોક તથા પૃથ્વી ( अभ्यसतां ) ધ્રૂજે છે, તે ( नृम्णस्य मह्नासः ) માનસિક શક્તિઓની મહત્તાવાળો દેવ ( जनासः ) હે લોકો ! ( इन्द्रः ) ઇન્દ્ર અથવા પ્રભુ પોતે જ છે.

અર્થાત્ કે, બીજા બધા દેવોને તેજસ્વી બનાવનાર, સ્વશક્તિથી બધાને ડારનાર, અને આત્મિક તથા માનસિક શક્તિઓમાં જેનો કોઇ જોટો જ નથી, એવો એ પ્રથમ દેવ જ સર્વ કોઇનો પ્રભુ છે–માલિક છે.

यस्मान्न ऋते विजयन्ते जनासो यं युध्यमाना अवसे हवन्ते ।
यो विश्वस्य प्रतिमानं बभूव यो अच्युतच्युत् स जनास इन्द्रः ॥

—ઋ૦ ૨-૧૨-૯. —અથર્વ૦ ૨૦-૩૪-૯.

હે ( जनासः ) લોકો ! ( यस्मात् ऋते ) જેને છોડી દેવાથી ( जनासः ) લોક ( न विजयन्ते ) વિજયને પ્રાપ્ત નથી કરી શકતા, અને ( युद्धयमानाः ) લડાઇમાં ઊતરેલાઓ ( अवसे ) સ્વરક્ષણને માટે ( यं हवंते ) જેની પ્રાર્થના કરે છે; અને ( यः ) જે ( विश्वस्य प्रतिमानं ) વિશ્વનો નિર્માતા

( वभूव ) છે, અને જે, ( अच्युतच्युत् ) પોતે અચળ હોવા છતાં બીજાઓને ચલાયમાન કરે છે-હલાવે છે તે, હે ( जनासः ) લોકો ! ( सः इन्द्रः ) ઇન્દ્ર અર્થાત્ જગત સમસ્તનો એક માત્ર રાજા છે.

अस्माकंमग्ने मघवंत्सु धारयानांमि क्षत्रमजरं सुवीर्यम् ।
वयं जयेम शतिनं सहस्रिणं वैश्वानर वाजमग्ने तवोतिभिः ॥
—ઋ૦ ૬-૮-૬.

હે ( वैश्वानर अग्ने ) વૈશ્વાનર અગ્નિદેવ ! અમ ( मघवत्सु ) ધનિકોમાં ( अनामि सुवीर्य अजरं क्षत्रं ) ઉત્તમ પરાક્રમવાળું અવિનાશી ક્ષાત્રતેજ ( धारय ) ધારણ કર. ( तव ऊतिभिः ) તારા સંરક્ષણના જોરે હે ( अग्ने ) પ્રભો ! ( वयं शतिनं सहस्रिणं धाजं जयेम ) અમે સેંકડો અને હજારો સૈનિકો સાથે ચઢી આવેલા શત્રુને પણ હરાવીશું.

મતલબ કે, માનવસંઘ પ્રત્યેના પ્રેમથી પ્રેરાઇને યુદ્ધ ખેલનારાઓને આ પ્રકારનું બળ પ્રાપ્ત થાય એ તદ્દન સ્વાભાવિક છે. રાષ્ટ્રહિત વિષે સદા જાગૃતિ સેવનારાઓને હાથે જ રાષ્ટ્રની ઉન્નતિનું કાર્ય શક્ય બને છે.

---

## વર્ચસ પ્રાર્થના

आयुष्यं वर्चस्यꣳ रायस्पोषमौद्भिदम् ।
इदꣳ हिरण्यं वर्चस्वज्जैत्रायाऽविशतादु माम् ॥
—યજુ૦ ૩૪-૫૦.

( इदं हिरण्यं ) આ સુવર્ણ વગેરે દ્રવ્ય મારે માટે ( आयुष्यं ) દીર્ઘાયુ દેવાવાળું, ( वर्चस्यं ) તેજ વા પરાક્રમ વધારવાવાળું, ( रायः पोषं ) રાજત્વને પોષવાવાળું, (औद्भिदं) ઉન્નતિ કરવાવાળું, અને ( वर्चस्वत् ) શાંતિ આપવાવાળું થઇને ( मां ) મને ( जैत्राय ) વિજયને માટે ( आविशतात् उ ) અચિત પ્રાપ્ત થાઓ !

અર્થાત્ કે—એવા ધનનો ઉપયોગ એવાં કર્મો કરવામાં થવો જોઇએ કે જેના યોગે લાંબો આવરદા, તેજસ્વિતા, ઐશ્વર્ય, ઉન્નતિ, અભ્યુદય, બળ અને વિજયની પ્રાપ્તિ થતી રહે. ધનની પ્રાપ્તિ પછી જો આ ગુણોમાં ખામી આવી જાય, આ ગુણો ઓર ખીલવાને બદલે ઘટી જાય, તો એ ધનને યોગ્ય ધન જ ન સમજવું. આ ગુણોમાં વધારો કરવાવાળું ધન જ યોગ્ય ધન છે.

अश्वा॑वन्तं र॒थिनं॑ वी॒रव॑न्तं सह॒स्रिणं॑ श॒तिनं॒ वाज॑मिन्द्र ।
भ॒द्रव्रा॑तं॒ विप्र॑वीरं स्व॒र्षाम॒स्मभ्यं॑ चि॒त्रं वृष॑णं र॒यिं दाः ॥

—ऋ० १०-४७-५.

હે ( इन्द्र ) પ્રભો ! ( अश्वावन्तं रथिनं वीरवंत ) ઘોડા, રથો અને વીરોના સાથવાળું, ( सहस्रिणं शतिनं ) હજારો જાતનાં ( वाजं ) બળ અને અન્નસામગ્રીવાળું, ( भद्रव्रातं ) કલ્યાણકારક સમાજનો સાથ શોધનારું, ( विप्रवीरं ) વિશેષ જ્ઞાની તથા વીરોનો સહવાસ વધારનારું, ( स्वर्षां ) સર્વને સ્વીકારવા યોગ્ય, ( चित्रं रयिं ) વિલક્ષણ સામર્થ્યવાળું ધન ( अस्मभ्यं दाः ) અમોને આપ !

મતલબ કે, આવા પ્રકારનું ધન પ્રાપ્ત કરવું જોઇએ.

सनद्वाजं विप्रवीरं तरुत्रं धनस्पृतं शूशुवांसं सुदक्षम् ।
दस्युहनं पूर्भिदमिन्द्र सत्यमस्मभ्यं चित्रं वृषणं रयिं दाः ॥

—ऋ० १०-४७-४.

હે ( इन्द्र ) પ્રભો ! ( सनद्वाजं ) જેનાથી ધનની પ્રાપ્તિ થાય, ( विप्रवीरं ) જેને જ્ઞાની અને વીર સમાજનો સાથ હોય, ( तरुत्रं ) જે તારણ કરાવનારૂં હોય, ( धनस्पृतं ) જે ધનની પૂર્તિ, અને ( शूशुवांसं ) વૃદ્ધિ કરવાવાળું હોય, ( सुदक्षं ) જે દક્ષતાથી યુક્ત હોય, ( दस्युहनं ) જે શત્રુનો સંહાર કરનારૂં હોય અને ( पूर्भिदं ) જે શત્રુઓના કિલ્લા અને દુર્ગોને ભેદી નાખવાવાળું હોય, એવું ( सत्यं ) સાચું ( चित्रं वृषणं ) વિલક્ષણ બળવાળું ( रयिं ) ધન (अस्मभ्यं दाः) અમોને આપ !

सुब्रह्माणं देववन्तं बृहन्तमुरुं गभीरं पृथुबुध्नमिन्द्र ।
श्रुतऋषिमुग्रमभिमातिषाहमस्मभ्यं चित्रं वृषणं रयिं दाः ॥

—ऋ० १०-४७-३.

હે ( इन्द्र ) પ્રભો ! ( सुब्रह्माणं ) ઉત્તમ જ્ઞાનવાળું, ( देववंतं ) દિવ્ય ગુણોવાળું, ( बृहन्तं ) મસ મોટી શક્તિવાળું, ( उरु गभीरं ) ભારે ગંભીર, ( पृथुबुध्नं ) વિશાળ આધારવાળું, ( श्रुत ऋषिं ) ઋષિઓનાં જ્ઞાનને વિસ્તારવાવાળું, ( उग्रं ) ઉગ્ર પરાક્રમવાળું, ( अभिमाति-साहं ) શત્રુનો પરાજય કરવાવાળું ( चित्रं ) વિલક્ષણ ( वृषणं रयिं ) બળવાળું ધન ( अस्मभ्यं दाः ) અમોને આપ !

અર્થાત્ કે, એવા ગુણો જેની સાથે રહેલા હોય તેવું જ ધન કમાવું જોઇએ. એટલે કે ધનપ્રાપ્તિની સાથે સાથે એ

ગુણોની વૃદ્ધિ કરતા રહેવી જોઇએ. ઘોડા, રથ વીર યોદ્ધાઓ, બળવાન, વિદ્વાન, જ્ઞાની ઇત્યાદિ વર્ગનો એને સાથ મળતો રહેવો જોઇએ, યાને ધન દ્વારા એ બધાં પોષાવાં જોઇએ. એવું ધન કશા કામનું નહિ કે જેના દ્વારા વીર અને જ્ઞાનીજનોનું લાલનપાલન ન થતું હોય. વળી, ધનમાં સ્વસંરક્ષણનો તારક ગુણ હોવો જોઇએ, અને નહિ કે આત્મનાશનો મારક ગુણ. ધનપ્રાપ્તિની હારે હારે ચતુરાઇ ને ચાલાકી વધવી જોઇએ, અને શત્રુનો સંહાર કરવાની તાકાતમાં વધારો થવો જોઇએ. એવું થાય તો જ ધનની સાર્થકતા. ધનવાન લોક સામાન્ય રીતે નબળાં પોચાં ને બીકણ બાયલા હોય છે, તેવું ન રહેવું જોઇએ. પરંતુ ધનવાને પોતે એવા શરીર ને બળવાન બનવું જોઇએ, કે તે જાતે પોતાના ધનની રક્ષા કરી શકે, તથા તેના સદુપયોગ દ્વારા પારકાંનું ભલું કરી શકે.

संसृष्टं धनमुभयं समाकृतमस्मभ्यं दत्तां वरुणश्च मन्युः ।
भियं दधाना हृदयेषु शत्रवः पराजितासो अप निलयन्ताम् ॥

—ઋ૦ ૧૦-૮૪-૭.

( मन्युः वरुणः ) તેજસ્વી શ્રેષ્ઠદેવ ( उभयं ) વ્યક્તિ-વિષયક તથા સમાજવિષયક બેઉ પ્રકારનાં (धनं) ધન (अस्मभ्यं) અમારા બધાંને માટે (संसृष्टं) ઉત્પન્ન કરીને તથા (सं आकृतं) એકઠું કરીને ( दत्तां ) અમોને આપો ! અમારા બધાંના ( शत्रवः ) દુશ્મનો ( हृदयेषु ) પોતાનાં અંતઃકરણોમાં ( भियं दधानाः ) ભયને ધારણ કરતા થકા ( पराजितासः ) પરાજિત થઇને ( अप निलयन्ताम् ) પલાયન કરી જાઓ !

તાત્પર્ય કે, વ્યક્તિનું પોતાનું ધન એક પ્રકારનું હોય છે, અને જાતિ વા સમાજનું અથવા તો રાષ્ટ્રનું ધન બીજા પ્રકારનું

હોય છે. એ વૈયક્તિક અને સામુદાયિક બન્ને પ્રકારનાં ધન કમાવાની પરમ આવશ્યકતા છે. એ બન્ને પ્રકારનાં ધનોને મેળવવાનો પુરુષાર્થ હરેક ઇસમે કરવો જોઇએ. એ બેઉ ધનો કમાવાના પુરુષાર્થમાં એવું વિલક્ષણ શૌર્ય દેખાડવું જોઇએ, કે જેથીકરી બધા દુશ્મનો ભયભીત બનીને દૂર દૂર ભાગી જાય. આનાથી પૂર્ણ વિજય પ્રાપ્ત થાય છે.

वर्च आ धेहि मे तन्वां३ सह ओजो वयो बलम् ।
इन्द्रियाय त्वा कर्मणे वीर्याय प्रति गृह्णामि शतशारदाय ॥

—અથર્વ૦ ૧૯-૩૭-૨.

( मे तन्वां ) મારા શરીરમાં ( वर्चः ) તેજ, ( सहः ) શક્તિ, ( ओजः ) પરાક્રમ, ( वयः ) પૌરુષ, ( बलं ) બળ, ( आधेहि ) ધારણ કર ! ( इन्द्रियाय कर्मणे वीर्याय ) ઇંદ્રિય, કર્મ અને વીર્ય કહેતાં શૌર્ય, તથા ( शत शारदाय ) સો વર્ષના આવરદા માટે ( त्वा प्रतिगृह्णामि ) તારો સ્વીકાર કરું છું.

હરેક મનુષ્યે પોતાના શરીરમાં તેજ, શક્તિ, સ્ફુર્તિ, પરાક્રમ, પૌરુષ, બળ વગેરે ધારણ કરીને તેમને ખીલવવાં જોઇએ. ઇંદ્રિય-શક્તિ, પુરુષાર્થ, વીર્ય તથા દીર્ઘાયુની વૃદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઇએ. એમની વૃદ્ધિથી જ માનવીની યોગ્યતામાં વધારો થાય છે, અને એમની ક્ષીણતાથી એની યોગ્યતામાં ઊણપ આવે છે. એટલા માટે બને તેટલા પ્રમાણમાં પ્રયત્ન કરીને મનુષ્યે પોતાની ઉપરોક્ત શક્તિઓને વિકસાવવી જોઇએ. वर्चः શબ્દનો અર્થ તેજસ્વિતા થાય છે; सहः શબ્દમાં શત્રુઓનો પરાભવ કરવાની શક્તિનો ભાવ રહેલો છે; वयः નો અર્થ પૌરુષ કિંવા પ્રયત્ન થાય

છે; વળી શબ્દ શારીરિક, માનસિક તથા આત્મિક બધા જ પ્રકારનાં બળોને સૂચવે છે.

મનુષ્યની યોગ્યતાનો આધાર (૧) ઈન્દ્રિયશક્તિ, (૨) ઉત્સાહમય વીર્યશક્તિ, (૩) કર્મશક્તિ, તથા (૪) લાંબા આવરદા પર રહેલો છે. એમાંની કોઈ પણ શક્તિ ઘટવા પામે તો યોગ્યતામાં ઘટાડો થાય છે, અને વધારો થાય તો તેટલા પ્રમાણમાં યોગ્યતા વધવા પામે છે. તેથી મનુષ્યમાત્રે આ શક્તિઓને ખીલવવાને તથા વધારવાને બની શકતો બધો જ પ્રયત્ન કરી છૂટવો જોઈએ.

---

## શિવસંકલ્પ મન

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।
दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

—યજુ૦ ૩૪-૧.

( यत् ) જે ( जाग्रतः ) જાગૃત અવસ્થામાં (दूरं उदैति) દૂર સુદૂર ભાગે છે, અને ( सुप्तस्य ) સુષુપ્ત દશામાં પણ ( तथैव ) તેમજ ( एति ) ફરી જાય છે, ( तत ) તે દૂર દૂર લગી પહોંચવાવાળા ( ज्योतिषां ज्योतिः ) પ્રકાશના પણ પ્રકાશ રૂપ ( = પ્રધાન ઇન્દ્રિય ) એવું જે ( एकं ) એક માત્ર ( दैवं मे मनः ) દિવ્ય શક્તિવાળું મારું મન છે તે ( शिवसंकल्प ) શુભ સંકલ્પમય ( अस्तु ) થાઓ !

અર્થાત્ કે, મન જાગૃત અને નિદ્રાવસ્થામાં દૂર દૂર ભાગતું ને ભટકતું ફરે છે. જરા વાર પણ તે સખણું રહેતું નથી. જ્યારે જોઈએ ત્યારે ચંચળનું ચંચળ જણાય છે. તેમ છતાં તેની અંદર

यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरंतरमृतं प्रजासु।
यस्मान्न ऋते किंचन कर्म क्रियते तन्मे मनः शिवसंकल्प-
मस्तु ॥

—યજુ૦ ૩૪-૩.

( यत् ) જે મારું મન ( प्रज्ञानं ) જ્ઞાન ( उत ) તથા ( चेतः ) ચિંતનશક્તિ ( च ) અને ( धृतिः ) ધૈર્યવાળું છે, તથા જે ( प्रजासु अंतः ) પ્રજાઓમાં ( अमृतं ) અમૃતરૂપ અને ( ज्योतिः ) તેજોરૂપ છે, ( यस्मात् ऋते ) જેના વિના ( किंचन कर्म ) કોઇ પણ કર્મ ( न क्रियते ) કરી શકાતું નથી, ( तत् मे मनः शिवसंकल्पं अस्तु ) તે મારું મન શુભ વિચાર કરવાવાળું થાઓ !

મનની અંદર જ્ઞાનશક્તિ, ચિંતનશક્તિ, અને ધૈર્યશક્તિનો વાસો હોઇ તે પ્રજાઓની અંદર અમૃતમય અને તેજોમય બની રહે છે. તે એટલું બધું શક્તિશાળી છે કે તેના સિવાય માણસથી કશું કામ થઇ શકતું નથી. બધાં કાર્યો મનની મદદથી જ થઈ શકે છે. એટલા માટે મનને શુભ સંકલ્પમય બનાવવું જોઇએ.

येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्तहोता तन्मे मन शिवसंकल्पमस्तु ॥

—યજુ૦ ૩૪-૪.

( येन अमृतेन ) જે અમર મને ( इदं भूतं भविष्यत् भुवनं ) આ ભૂત ભવિષ્ય અને વર્તમાન ( सर्वं ) બધું ( परिगृहीतं ) સ્વીકાર્યું છે, જાણી લીધું છે, અને ( येन ) જેના દ્વારા ( सप्तहोता यज्ञः ) સાત ઋત્વિજો દ્વારા સિદ્ધ થનાર યજ્ઞ

( तायते ) ચાલી રહ્યો છે, (तत् मे मनः शिवसंकल्पं अस्तु) એવું જે મારું મન તે શુભ સંકલ્પવાળું થાઓ !

મતલબ કે, ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં જે જે કંઈ બને છે તે તે બધું મન દ્વારા જ ગ્રહણ કરાય છે. અર્થાત્ કે મનથી તે થેરાઈ જાય છે. એટલે મનની શક્તિ બધાંનાં કરતાં ચઢિયાતી હરે છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, અહંકાર તથા બુદ્ધિ દ્વારા આ જીવનયજ્ઞ જે ચાલી રહ્યો છે, તે મનના આધિપત્ય નીચે જ ચાલી રહ્યો છે આવું સઘળી કર્મેન્દ્રિયો ઉપર નિરંકુશ સત્તા ભોગવનારું જે મન છે તેને સદા શુભ સંકલ્પમય બનાવો, અશુભ સંકલ્પો એ કદાપિ ન કરે, એમ કરો !

यस्मिन्नृचः साम यजूंषि यस्मिन्प्रतिष्ठितारथनाभाविवाराः ।
यस्मिँश्चित्त ँ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

—યજુ૦ ૩૪-૫.

( यस्मिन् ) જે મનમાં ( ऋचः ) ઋચાઓ એટલે કે વેદના પદ્યભાગો, અને ( यस्मिन् सामयजूंषि ) જેમાં સામવેદનો ગીતિભાગ તથા યજુર્વેદનો ગદ્યભાગ અર્થાત્ કે સઘળા વેદો ( रथनाभौ आराः इव ) રથના પૈડામાં જેમ આરા સ્થિર રહે છે તેમ સુસ્થિર થઈ રહ્યા છે, અને ( प्रजानां सर्वं चित्तं ) સઘળી પ્રજાઓનાં ચિત્ત ( यस्मिन् ) જેની અંદર ( ओतं ) ઓતપ્રોત થયેલાં છે, ( तत् मे मनः शिवसंकल्पं अस्तु ) તે મારું મન શિવસંકલ્પમય થાઓ !

અર્થાત્ કે, મનની અંદર વેદ શાસ્ત્રો વગેરે તમામ જાતનું જ્ઞાન ઓતપ્રોત ભરી શકાય છે. એટલે કે જ્ઞાનીના મનમાં એ બધું જ્ઞાન સમાયલું હોય છે. મનની શક્તિ એટલી બધી છે કે

તેમાં જગતભરનું જ્ઞાન સુખે સમાઈ શકે. એના વડે જ પ્રાજ્ઞ લોકો મનન કરે છે. આવું શક્તિશાળી મન હરદમેશ શુભ વિચાર કરતું થાઓ !

सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिन इव ।
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

—યજુ૦ ૩૪-૬.

( इव ) જેવી રીતે ( सु सारथिः ) ઉત્તમ સારથિ ( अश्वान् ) ઘોડાઓને સ્વેચ્છાનુસાર ચલાવે છે, ( इव ) તેવી જ રીતે ( यत् ) જે મન ( मनुष्यान् ) મનુષ્યોની ઇન્દ્રિય રૂપી ( वाजिनः ) ઘોડલીઓને ( अभी शुभिः ) લગામો દ્વારા કાબુમાં રાખીને મરજી મુજબ ચલાવે છે, અને ( यत् ) જે ( हृत्प्रतिष्ठं ) હૃદયમાં રહેવાવાળું છતાં ( अजिरं ) અજર અને ( जविष्ठं ) વેગવાન છે, ( तत् मे मनः शिवसंकल्पं अस्तु ) તે મારું મન ઉત્તમ શુભ સંકલ્પ કરવાવાળું બનો !

મતલબ કે, રથનો સારથિ જેમ ઘોડાઓનું સંચાલન કરે છે, તેમ આ મન છે તે ઇન્દ્રિયોનું સંચાલન કરે છે. એટલા માટે એના સંકલ્પ શુભ હોવા જોઈએ. એમ નહિ હોય તો તે ઇન્દ્રિય રૂપી અશ્વોને ક્યાંના ક્યાં ઊંડા ખાડામાં પટકી પાડશે. આ મન હૃદયની ભીતર વસતું છતાં તેનો વેગ અત્યંત છે, એની ગતિ અનંત ને વેગીલી છે. આવા પ્રકારની શક્તિઓ ધરાવતું મન સદા સર્વદા સારા સંકલ્પ સેવનારું થવું જોઈએ.

આ ઉપદેશ અનુસાર, માનવીઓ પોતાના મનને શુભ સંકલ્પવાળું બનાવે ને તે દ્વારા પોતાની ઉન્નતિ સાધી લે, એ જ ઇચ્છવાજોગ.

---

## ઇંદ્રિયોની શક્તિ

इयं या परमेष्ठिनी वाग्देवी ब्रह्मसंशिता ।
ययैव ससृजे घोरं तयैव शांतिरस्तु नः ॥

—અથર્વ૦ ૧૯-૯-૩.

( या इयं ) જે આ ( ब्रह्म-संशिता ) જ્ઞાનથી તીક્ષ્ણ બનેલી, અને ( परमेष्ठिनी वाग्देवी ) પરમાત્મા સાથે સંબંધ રાખવાવાળી વાગ્દેવી છે, અને ( यया ) જેના દ્વારા ( घोरं-ससृजे ) ભયંકર પ્રસંગો ઊભા થાય છે, ( तया एव ) તેના તરફથી ( नः शांतिः अस्तु ) અમોને શાંતિ પ્રાપ્ત થાઓ !

વાણી આત્માની પ્રેરણાથી ઉત્પન્ન થાય છે. એ વાણીના દુરુપયોગથી જેમ અનંત ઝઘડા ઉપસ્થિત થાય છે, તેમ તેના સદુપયોગથી અનેક ઉપકારો પણ થઇ શકે છે. એટલે વાણીના સદુપયોગ દ્વારા અમને ઉત્તમ પ્રકારની શાંતિ પ્રાપ્ત થાઓ–એવી પ્રાર્થના આ મંત્રમાં રહેલી હોય તે સૂચવે છે કે મનુષ્યમાત્રે વાણીનો સદુપયોગ કરીને તે દ્વારા જગતની અંદર શાંતિસ્થાપનાના કાર્યમાં પોતાનાથી બની શકે તેટલો ફાળો અવશ્ય આપવો.

इदं यत् परमेष्ठिनं मनो वां ब्रह्मसंशितम् ।
येनैव ससृजे घोरं तेनैव शांतिरस्तु नः ॥

—અથર્વ૦ ૧૯-૯-૪.

( इदं यत् ) જે આ ( ब्रह्मसंशितं ) જ્ઞાનથી તીક્ષ્ણ બનેલું ( परमेष्ठिनं ) પરમાત્મા સાથે સંબંધ રાખવાવાળું ( मनः ) મન છે, અને ( येन एव ) જેના દ્વારા ( घोरं... ) ભયંકર બનાવો બને છે, તેના તરફની અમને શાંતિ મળો !

આપણી અંદર જે મન છે, તે આત્માની શક્તિ દ્વારા કાર્ય કરી રહ્યું છે. એ મનના દુરુપયોગથી ભયંકર માઠાં પરિણામો આવે છે. પરંતુ એ મનને જો કાબુમાં લઇ શકાય, તો પારાવાર ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય છે. એટલા માટે બૂરા વિચાર મનમાં કદાપિ ન આવવા દેવા જોઇએ. હરહમેશ સારા ને શુદ્ધ વિચાર કરતા રહીને શ્રેષ્ઠતા મેળવવાની કોશિશ હરકોઇએ કરવી ઘટે.

इमानि यानि पंचेंद्रियाणि मनः षष्ठानि मे हृदि ब्रह्मणा संशितानि ।
यैरेव संसृजे घोरं तैरेव शांतिरस्तु नः ॥

—અથર્વ૦ ૧૯-૯-૫.

( इमानि ) આ ( पंच-इन्द्रियाणि ) પાંચ ઇન્દ્રિયો ( मनः षष्ठानि ) જેમાં મન છઠ્ઠું છે, ( ब्रह्म-संशितानि ) જ્ઞાનથી સુતીક્ષ્ણ બનીને ( मे हृदि ) મારા હૃદયમાં રહેલાં છે, અને ( यैः एव ) જેમના દ્વારા ( घोरं... ) ભયંકર માઠાં પરિણામો પણ નીપજવાનો સંભવ છે, તેમના તરફની પણ અમને શાંતિ હોવો !

મતલબ કે, મન તથા ઇંદ્રિયો જો વિફરવા પામે, તો માનવીને તે કેટલી બધી મુશ્કેલીમાં મૂકી દે છે એ વાત કોઇને અજાણી નથી. પરંતુ જો તેને વશ કરી લેવામાં આવે તો તેના જ દ્વારા પુષ્કળ ઉન્નતિ સાધી શકાય. માટે મનને વશ રાખીને તથા ઉત્તમ કાર્યોમાં તેને પરોવીને શાંતિ સ્થાપન કરવી જોઇએ.

## ઇંદ્રિયોની ચંચળતા

वि मे कर्णा पतयतो विचक्षुर्वीइदं ज्योतिर्हृदय आहितं यत्।
वि मे मनश्चरति दूर आधीः किं स्विद्वक्ष्यामि किमु नू मनिष्ये ॥

ऋ० ६-९-६

( मे कर्णा विपतयतः ) મારા બન્ને કાન આમતેમ દૂર દૂર પડી રહ્યા છે. ( चक्षुः वि ) મારી આંખો પણ આમતેમ દોડતી રહી છે. ( हृदय यद् इदम् ज्योतिः ) હૃદયમાં સ્થાપન થયેલી જ્ઞાનરૂપી જે આ જ્યોતિ છે, તે પણ ( विपतयति ) દૂર ભાગ્યા કરે છે. ( दूरे आधीः मे मनः विचरति ) બહુ આધેના વિષયોમાં ધ્યાન પરોવીને મારૂં મન પણ દૂર દૂર ભટક્યા કરે છે. આવી અવસ્થામાં હે પ્રભો! આપને ( किम् स्वित् वक्ष्यामि ) હું શું કહું અને ( किम्+उ+नु मनिष्ये ) શું વિચારૂં ?

મતલબ કે, દરેક જણનો રોજનો અનુભવ છે કે કાન, આંખો મન વગેરે ઇંદ્રિયો કોઇ પણ કાર્યમાં સ્થિર નથી રહી શકતી. રહેજ પણ તક મળતાં તે આમતેમ ભાગવા માંડે છે. એવી અવ્યવસ્થિત દશામાં મનુષ્યથી સૂક્ષ્મ કાર્ય કદાપિ કરી શકાતું નથી. તેથી પરમાત્માને પ્રાર્થના કરવાની કે "હે પ્રભો! મારાં કાન, આંખ, હૃદયસ્થ જ્ઞાન અને મન એ બધાં જ આમતેમ ચોમેર ભાગતાં ફરે છે, એવી સ્થિતિમાં આપના ગુણ હું કેવી રીતે ગાઈ શકું ? આપનું મનન પણ હું કેવી રીતે કરી શકું ? માટે હે ભગવન્ આશીર્વાદ આપો–કૃપા કરો કે મારી બધી ઇન્દ્રિયો સમાહિત બને અને તેમના દ્વારા હું આપની પરમ વિભૂતિઓનાં દર્શન કરી શકું.

## મારાં કર્મ ઈશ્વરને અર્પણ થાઓ

मा नो निदे च वक्तवेऽर्यो रन्धीरराव्णे ।
त्वे अपि क्रतुर्मम ॥

—ઋ૦ ૭-૩૧-૫.

હે સર્વદ્રષ્ટા પરમાત્મા ! તું તો ( अर्यः ) બધાનો શાસક ને માલીક છે તેથી ( नः ) મારા જેવા ઉપાસકોને તું ( निदे ) નિંદા કરનાર તથા ( वक्तवे च ) યદ્વા તદ્વા બકનાર ( अराव्णे ) ધનદાન, વિદ્યાદાન, અન્નદાન ઇત્યાદિ દાનોથી રહિત, ઉપકારશૂન્ય, કૃતઘ્ન અને અપકારી જનોને પાલવે ન પાડીશ. (अपि) વળી, હે પ્રભો ! ( मम क्रतुः ) યજ્ઞાદિ મારાં સઘળાં જ શુભ કામો (त्वे) કેવળ તારે નિમિત્તે જ થયાં કરે ( એમ કરજે ! )

અર્થાત્ કે–હે સ્વામી ઈન્દ્ર ! બહુબોલા, નિંદા કરનારા અને દાન દેવામાં નહિ સમજનાર કૃપણ આદમીની તાબેદારી મારે ઉઠાવવા વારો ન આવે તે જોજે ! હે ભગવાન ! મારાં સઘળાં શુભ કામો તારા નિમિત્તે અને તારી આજ્ઞાના પાલન અર્થે જ થતાં રહે એવી કૃપા કરજે !

## મનને ઠેકાણે લાવવું

## मन आवर्तनम् ।

( ऋ० १० । ५८ । १-१२ )

ऋषयः—बन्धुःश्रुतबन्धुर्विप्रबन्धुर्गौपायनाः ।
देवता—मनः
छन्दः—अनुष्टुप् ।

यत्ते॑ य॒मं वै॑वस्व॒तं मनो॑ ज॒गाम॑ दूर॒कम् ।
तत्त॒ आ व॑र्तयाम॒सीह क्षया॑य जी॒वसे॑ ॥ १ ॥

પદો—यत् । ते । यमं । वैवस्वतं । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥ १ ॥

અન્વયઃ—यत् ते मनः दूरकं वैवस्वतं यमं जगाम, तत् ते क्षयाय जीवसे इह आ वर्तयामसि ॥

અર્થઃ—( यत् ) જે ( ते ) તારૂં ( मनः ) મન ( दूरकं ) બહુ આઘે ( वैवस्वतं यमं ) વિવસ્વાનના પુત્ર યમ એટલે કે મૃત્યુની પાસે ( जगाम ) ભટકતું હતું, ( तत् ) તે મનને ( ते ) તારી પાસે તારા ( क्षयाय ) નિવાસને માટે અને તારા ( जीवसे ) જીવનને માટે ( इह ) અહીંઆં ( आवर्तयामसि ) પાછું આણીએ છીએ.

ભાવાર્થઃ—મનુષ્યનું મન કે જે મોટે ભાગે મૃત્યુને આધીન

છે, યાને મૃત્યુનો જ વિચાર કરવાવાળું અને મૃત્યુની જ ઝંખના કરવાવાળું બની રહે છે, તે મનને અમે મૃત્યુના વિચારથી પરાવૃત્ત કરીને બીજા શુભ વિચારમાં સ્થિર કરીએ છીએ, તે એટલા માટે કે તું અહીં સુખમાં આનંદપૂર્વક જીવે અને તારો પોતીકો કાર્ય-વ્યવહાર ઉત્તમ રીતે ચલાવે.

વિવસ્વાન્ એ સૂર્યનું નામ છે. એનાથી યમ, કાળ અથવા મૃત્યુની ઉત્પત્તિ છે. સૂર્યથી જીવન અથવા આવરદા મપાય છે. અર્થાત્ કે અમુકનું અમુક વર્ષનું આયુષ્ય એવું માપ સૂર્યની ગતિ પરથી જ નક્કી થાય છે; કારણ કે દિન, પક્ષ, માસ, વર્ષનો નિર્ણય સૂર્યની ગતિ પર જ આધાર રાખે છે. 'કાલ' એટલે જ મૃત્યુ.

(ते) Thy (मनः) mind, that (जगाम) went (दूरकं) far away (यमं) to Yama (वैवस्वतं) Vivaswan's son, (आवर्तयामसि) we cause to return (ते) to thee again, that thou mayest (जीवसे) live and (क्षयाय) sojourn (इह) here

## મંત્રમાંનાં પદોના અર્થ

१. यम = નિયમન કરવાવાળો, પ્રબંધ કરવાવાળો, સ્વાધીન રાખનારો.
२. वैवस्वतं = વિવસ્વાનની સાથે સંબંધ રાખનાર, विवस्वान् = સૂર્ય.
३. मनः = મનન કરવાનું સાધન, અંતઃકરણ.
४. आवर्त = (आवृत्) = પાછું લાવવું.
५. क्षय = નિવાસ, સ્થિતિ, રહેવું, ઘર.
६. जीवसे = જીવનને માટે.

यत्ते दिवं यत्पृथिवीं मनो जगाम दूरकम् ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ २ ॥

પદો—यत् । ते । दिवं । यत् । पृथिवीं । मनः । जगाम । दूरकं । तत । ते । आ । वर्तयामसि । इह । क्षयाय जीवसे ॥ २ ॥

અર્થઃ—( यत् ते मनः ) જે તારું મન ( दूरकं दिवं ) દૂરના દ્યુલોક સુધી ( यत् पृथिवीं जगाम ) જે પૃથ્વી પર ભટકે છે, ( तत् ते ) તે મનને તારી પાસે, ( इह क्षयाय जीवसे ) અહીં તારો નિવાસ થાય અને તું જીવતો રહે એટલા ખાતર ( आ वर्तयामसि ) અમે પાછું આણી આપીએ છીએ.

ભાવાર્થઃ—જે મન સ્વર્ગમાં તથા પૃથ્વી પર ભટકતું રહે છે, તે મનને અહીં અમે મનુષ્યના અંતઃકરણ વિષે પાછું લાવીને સ્થિર, શાંત તથા સુવિચારી બનાવીએ છીએ, તે એટલા માટે કે મનુષ્ય દીર્ઘાયુ જીવતો રહી અહીંનાં કર્તવ્યકર્મો ઉત્તમ પ્રકારે કરીને કૃતાર્થ બનવા પામે.

Thy mind, that went far away, that passed away ( पृथिवीं ) to earth and ( दिवं ) heaven, we cause to return to thee again that thou mayest live & sojourn here.

### મંત્રમાંનાં પદોના અર્થ

૧. दिवं = ( द्यौः दिव् ) સ્વર્ગ, આકાશ.
૨. पृथिवी = ભૂમિ.
૩. क्षय = નિવાસ, સુખી વસવાટ.
૪. जीवसे = જીવન, દીર્ઘ જીવન, લાંબો આવરદા.

यत्ते भूमिं चतुर्भृष्टिं मनो जगाम दूरकम् ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ३ ॥

પદો—यत् । ते । भूमिं । चतुःऽभृष्टिं । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय जीवसे ॥३॥

અર્થ:—(यत् ते मनः) જે તારું મન (दूरकं) બહુ આઘે (चतुःभृष्टिं भूमिं) ચારે દિશાઓવાળી ભૂમિને વિષે (जगाम) ભટકે છે, તે મનને તારી પાસે દીર્ઘ જીવન તથા સુસ્થિતિને માટે પાછું લાવી દઇએ છીએ.

**ભાવાર્થ:**—માનવીનું મન કે જે મૃત્યુલોકનાં વિવિધ ક્ષેત્રોમાં વગર ઠેકાણાનું ભટક્યા કરે છે, તેને એક સ્થાન પર સ્થિર કરવા સારૂ પાછું આણી આપવામાં આવે છે, તે એટલા સારૂ કે મનુષ્યને એનાથી દીર્ઘાયુની પ્રાપ્તિ થાય અને અહીં એ ઉત્તમ રીતે રહી શકે.

चतुःभृष्टिः = (चतुः) ચાર; भृष्टिः = દિશા, ખૂણો, બિંદુ, શેકવું, શેકેલું ધાન્ય.

Thy mind, that went far away, (चतुर्भृष्टिं भूमिं) to the four corners of the earth, we cause to return to thee again that thou mayest live and sojourn here.

यत्ते चतस्रः प्रदिशो मनो जगाम दूरकम् ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ४ ॥

પદો—यत् । ते । चतस्रः । प्रऽदिशः । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥४॥

અર્થઃ—તારું મન કે જે દૂર દૂર ( चतस्रः प्रदिशः ) ચારે દિશા ઉપદિશાઓમાં ( जगाम ) ભટકતું રહે છે, તેને તારી પાસે ( आवर्तयामसि ) પાછું આણી આપીએ છીએ, તે એટલા માટે કે અહીંઆં તારો નિવાસ ( क्षयाय ) ઉત્તમ પ્રકારનો બની રહે, અને ( जीवसे ) તને દીર્ઘાયુ પ્રાપ્ત થાય.

Thy mind, that went far away to the ( चतस्रः प्रदिशः ) four quarters of the world, we cause to return to thee again that thou mayest live and sojourn here.

यत्ते॑ समु॒द्रम॑र्ण॒वं मनो॑ ज॒गाम॑ दूर॒कम् ।
तत्त॒ आ व॑र्तयामसी॒ह क्षया॑य जी॒वसे॑ ॥ ९ ॥

પદો—यत् । ते॒ । स॒मु॒द्रं । अ॒र्ण॒वं । मनः॑ । ज॒गाम॑ । दू॒र॒कं । तत् । ते॒ । आ । व॒र्त॒या॒म॒सि॒ । इ॒ह । क्षया॑य । जी॒वसे॑ ॥ ९ ॥

અર્થઃ—તારું મન કે જે દૂર દૂર સુધી ( समुद्रं अर्णवं ) સાગર મહાસાગર સુધી ( जगाम ) ભટકતું રહે છે, તેને તારી પાસે તારા ( क्षयाय ) નિવાસને માટે તથા ( जीवसे ) તારા દીર્ઘ જીવન માટે ( आवर्तयामसि ) પાછું ઠેકાણે લાવી આપું છું.

Thy mind, that went far away, away unto the ( समुद्रं अर्णवं ) billowy sea, we cause to return to thee again, that thou mayest live and sojourn here.

મંત્રનાં પદોના અર્થ

૧. समुद्रः = સાગર. ૨. अर्णवः = મહાસાગર.

यत्ते मरीचीः प्रवतो मनो जगाम दूरकम् ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ६ ॥

પદો— यत् । ते । मरीचीः । प्रऽवतः । मनः । जगाम । दूरकम् । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥६॥

**અર્થઃ**—તારું મન, કે જે બહુ દૂર સુધી ( **प्रवतः मरीचीः** ) વિશેષ ગતિવાળાં કિરણોની પાછળ પાછળ ભટકતું ફરે છે, તેને અમે તારી પાસે પાછું લાવી આપીએ છીએ, તે એટલા માટે કે એનાથી તને લાંબો આવરદા પ્રાપ્ત થાય અને તારો આ લોકનો વસવાટ સુખમય બને.

Thy mind, that went far away to beams ( **प्रवतः मरीचीः** ) of light that flash and flow, we cause to return to thee again, that thou mayest live and sojourn here.

### મંત્રસ્થ પદોના અર્થ

૧. प्रवतः = વિશેષ ગતિમાન, શિખર, ઊંચો ભાગ, ઉતારવાળા પહાડનો ભાગ.
૨. मरीचीः = કિરણો.

यत्ते अपो यदोषधीर्मनो जगाम दूरकं ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ७ ॥

પદો—यत् । ते । अपः । यत् । ओषधीः । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥ ७ ॥

**અર્થ:**—જે તારૂં મન દૂર દૂરનાં ( आपः ) જલસ્થાનો અને ( ओषधीः ) ઔષધિ વા વનસ્થાનો પ્રતિ દોડયા કરે છે, તેને અમે તારી કને પાછું આણીએ છીએ, તે એટલા માટે કે એનાથી તારો આ લોકનો વસવાટ સુખમય બને અને તું લાંબું આયુષ્ય ભોગવી શકે.

ओषधी = दोष + धीः = દોષો, રોગો, કિંવા મળને ધોનાર. ઔષધિઓ એ શરીરના દોષોને નિવારવાનું કામ કરે છે.

મનુષ્યનું મન નબળું પડતાં તે જલચિકિત્સા તથા ઓસડ-વેસડના સેવન તરફ વળે છે. પરંતુ જો તે પોતાની આંતરિક શક્તિના વિચારમાં જ પરોવાઇ જાય ને તેમાં જ સ્થિર બને, તો માનવીને દીર્ઘાયુની પ્રાપ્તિ સહજે થઇ શકે.

Thy mind, that went far away, went to the ( आपः ) waters, ( ओषधीः ) and the plants, we cause to return to thee again, that thou mayest live & sojourn here.

### મંત્રસ્થ પદોના અર્થ

૧. ओषधीः = ( दोषधीः ) દોષોને, રોગોને દૂર કરનાર વનસ્પતિ.

यत्ते॒ सूर्यं॒ यदु॒षसं॒ मनो॑ ज॒गाम॑ दू॒रकं॑ ।
तत्त॒ आ व॑र्तयाम॒सीह क्षया॑य जी॒वसे॑ ॥ ८ ॥

**પદો**—यत् । ते॒ । सूर्य॑म् । यत् । उ॒षस॑म् । मनः॑ । ज॒गाम॑ । दू॒रकं॑ । तत् । ते॒ । आ । व॒र्तया॑मसि । इ॒ह । क्षया॑य । जी॒वसे॑ ॥८॥

અર્થઃ—તારૂં મન કે જે દૂરના સૂર્ય તથા (उपसं) ઉષાની તરફ (जगाम) દોડતું ફરે છે, તેને તારા (क्षयाय) વસવાટને માટે અને (जीवसे) તારાં દીર્ઘાયુને માટે અમે (आवर्तयामसि) પાછું ફેરવી આણીએ છીએ.

Thy mind, that went far away, that visited (सूर्यं) the Sun and (उपसं) Dawn, we cause to return to thee again that thou mayest live & sojourn here.

उषा = ઉષઃકાળ, સૂર્યોદયનાં પહેલાંનો સમય.

यत्ते पर्वतान्बृहतो मनो जगाम दूरकं ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ९ ॥

પદો—यत् । ते । पर्वतान् । बृहतः । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥९॥

અર્થઃ—જે તારૂં મન દૂર સુધી (बृहतः पर्वतान्) મોટા મોટા પહાડો ને પર્વતોમાં ઘૂમ્યા કરે છે, તેને અમે તારા નિવાસ તથા દીર્ઘાયુષ માટે તારી પાસે પાછું લઇ આવીએ છીએ.

Thy mind that went far away, away to the (बृहतः पर्वतान्) lofty mountain heights, we cause to return to thee again, that thou mayest live and sojourn here.

पर्वत = पर्ववान = પહાડ, પર્વત.

यत्ते विश्वमिदं जगन्मनो जगाम दूरकं ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ १० ॥

पदो—यत् । ते । विश्वं । इदं । जगत् । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥ १० ॥

અર્થ:—તારૂ મન કે જે દૂર સુદૂર ( इदं विश्वं जगत् ) આ સમગ્ર જગત કહેતાં જગમ પદાર્થોને વિષે ( जगाम ) ભટક્યું કરે છે, તેને અમે તારા ( क्षयाय ) વસવાટ તથા દીર્ઘાયુ માટે તારી કને પાછું આણીએ છીએ.

૧ जगत् = જગમ હલન ચલન કરવાવાળુ
૨ विश्व = સર્વ, સઘળુ, વિશ્વ

Thy mind, that went far away, into ( इद ) this ( विश्वं ) all ( जगत् ) that lives & moves, we cause to return to thee again, that thou mayest live and sojourn here

१ विश्व = સંપૂર્ણ વિશ્વ
२ जगत् = હલન ચલન કરવાવાળુ, જગમ વસ્તુ માત્ર જગત

यत्ते पराः परावतो मनो जगाम दूरकं ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ ११ ॥

पदो—यत् । ते । परा । परावतः । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥ ११ ॥

અર્થ:—તારૂ મન કે જે દૂર દૂર લગી ( परा परावत )

આધેમાં આધેના ભાગોમાં ભટકતું રહે છે, તેને અમે તારા સુખી વસવાટ અને દીર્ઘ જીવન વાસ્તે પાછું ફેરવી આણીએ છીએ.

Thy mind, that went far away (परा: परावत:) to distant realms beyond our ken, we cause to return to thee again, that thou mayest live and sojourn here.

૧. पर = શ્રેષ્ઠ, દૂરનું, ઉચ્ચ, ઉપરનું.
૨. परावत: = અત્યંત આઘેનું.

यत्ते भूतं च भव्यं च मनो जगाम दूरकं ।
तत्त आ वर्तयामसीह क्षयाय जीवसे ॥ १२ ॥

પદો—यत् । ते । भूतं । च । भव्यं । च । मनः । जगाम । दूरकं । तत् । ते । आ । वर्तयामसि । इह । क्षयाय । जीवसे ॥ १२ ॥

અર્થ:—તારું મન કે જે દૂર દૂરના ( भूतं ) ભૂતકાળમાં તથા ( भव्यं ) ભવિષ્ય કાળમાં ( जगाम ) ભટકતું રહે છે, તેને અમે તારા સુખમય નિવાસ માટે તથા ( जीवसे ) લાંબા આવરદા માટે તારી પાસે પરત લઇ આવીએ છીએ.

જે મન ભૂતકાળમાં ભટકાતું 'મેં આવું કર્યું હતું ને તેવું કર્યું હતું' એવા એવા વિચાર-તરંગમાં મશગુલ બને છે, તથા ભવિષ્યમાં થેકડા મારીને 'આમ કરીશ ને તેમ કરીશ'ના હવાઇ કિલ્લા બાંધવાની મોજ માણે છે-એ બન્ને પ્રકારની એની પ્રવૃત્તિ. ઓ ફોક છે, એથી કંઈ જ દહાડો વળવાનો નથી. આત્મોન્નતિનું

જે કંઇ કાર્ય કરવું હોય તે ઝટપટ આરંભી દેવું, નિજ અભ્યુદય માટેના પ્રયત્ન હાથ ધરવા, એ જ સલાહભર્યું.

આ મંત્રમાં મનની ચંચળતા દૂર કરવાનું સાધન બતાવવામાં આવ્યું છે. મન આમતેમ ભટકવા લાગે ત્યારે તેને પ્રયત્નપૂર્વક ( आवर्तय ) પાછું ઠેકાણે લાવવું અને એકાગ્ર બનાવવું. એમ કીધાથી દીર્ઘાયુની પ્રાપ્તિ થાય છે અને જીવન પણ સુખમય બને છે.

Thy mind, that went far away, (भूतं) to all that was, (भव्यं) that is to be, we cause to return to thee, again, that thou mayest live and sojourn here.

૧. भूतं = ભૂતકાળ, જે થઇ ચૂક્યું છે તે.
૨. भव्यं = ભવિષ્યકાળ, જે થવા અથવા આવવાવાળું છે તે.

વિભાગ ત્રીજો :

અન્વેષણ

# વૈદિક સરસ્વતી—ખોવાયેલી નહી ?

શ્રી અરવિંદ ઘોષના

" વેદ રહસ્ય " નામક અપ્રકટ ગ્રંથના આધારે

લેખક:

શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી,

શ્રી અરવિન્દ આશ્રમ, પોન્ડિચેરી.

# નિવેદન

જગત એ પ્રભુનો જ આવિર્ભાવ છે, તેની પરાપ્રકૃતિલીલાનું સ્થળ છે. તેથી તેની દૈવી પ્રકૃતિની વિશ્વમાં પ્રતિષ્ઠા કરવી એ એક માત્ર મનુષ્યનું કર્તવ્ય છે, એ આર્ય સિદ્ધાંતનું પ્રતિપાદન કરી, તેને જગતમાં મૂર્તિમંત કરવા જેની સાધનાનો સતત પ્રવાહ ચાલી રહ્યો છે એવા મહાન યોગીન્દ્ર શ્રી. અરવિંદની પુનિત સાહિત્ય-ગંગાનું ગુજરાતીમાં અવતરણ કરનાર શ્રી. અંબુભાઈ પુરાણીથી કોણ અજાણ્યું છે ? આ ભગીરથ કાર્ય માટે ગુજરાત તેઓશ્રીનું પેઢીઓ સુધી ઋણી રહેશે તેમાં શંકા નથી. શ્રી. અંબુભાઈના ઊંડા વેદાભ્યાસનો પરિચય અને લાભ તો આપણને તેમના " પથિકનાં પુષ્પો " માં આવેલા " એ ઘૃત કયું ? " " સોમઃ વેદના એક પ્રતીકનો અભ્યાસ " " દેવતા-મનુષ્ય ? " વગેરે લેખોથી થયેલો છે. આ "વૈદિક સરસ્વતી-ખોવાયેલી નદી ?"થી આપણને તેઓશ્રીના ઋગ્વેદના ઊંડા અભ્યાસનો લાભ મળે છે. આ અભ્યાસપૂર્ણ લેખને પોતાની સાહજિક ઉદારતાથી પ્રસિદ્ધિ અર્થે આપવા માટે સ્વાધ્યાય-મંડળ ગુજરાત શાખા તેઓશ્રીનું ઘણું જ આભારી છે.

વેદગ્રંથોનું અધ્યાયન, પરિશીલન તેમ સંશોધન હજી બંધ થયું નથી. શ્રી. અરવિંદ જેવા સમર્થ તત્ત્વજ્ઞ, ચિંતક અને મહાન

# વૈદિક સરસ્વતી – ખોવાયેલી નદી ?

## શ્રી. અરવિંદના " વેદ–રહસ્ય " લેખના આધારે

લેખક :
શ્રી અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી,
પોંડીચેરી–આશ્રમ.

૧

'પ્રસ્થાન'ના ૧૯૮૯ના ભાદ્ર અને આશ્વિન અંકોમાં અને ૧૯૯૦ના કાર્તિક અંકમાં " ખોવયેલી નદી " એ મથાળા નીચે વેદમાં આવતી " સરસ્વતી "નો કોયડો ઉકેલવા માટે એક લેખ લખાયો છે. ખંભાત શહેર ઉપર લખાતા પુસ્તકમાં પરિશિષ્ટ તરીકે એ લેખ મુકાય એ સંભવિત છે. એ આખો લેખ બને તેટલી નિષ્પક્ષપાત વૃત્તિથી વાંચી જતાં અને ખોવાયેલી નદીની શોધમાં લેખક બધુ સાથે બને તેટલી સહાનુભૂતિથી યાત્રા કરતાં મારે સખેદ કબૂલ કરવું જોઇએ કે મને ખોવાયેલી નદીનો પત્તો લેખમાં મળ્યો નથી. " હુ ધારું છું કે લેખકને પણ તે મળ્યો નથી. સરસ્વતી એ કાશ્મીરમાંથી નીકળી ગંગા અને યમુના સાથે સંયુક્ત પ્રાંતમાં વહેતી કોઇ નદી હો, યા તો રજપુતાનામાં થઇને સમુદ્રમાં પહોંચતાં પહેલાં જ રણમાં લુપ્ત થતી કોઇ નદી હો, કે પછી હાલના સિદ્ધપુર પાસે થઇને વહેતી નદી હો, કે ખંભાતના અખાત આગળ સમુદ્રને મળતી કોઇ નદી હો–જે હો તે–પરંતુ વેદના ઋષિઓએ જે ' સરસ્વતી 'નો ઉલ્લેખ કર્યો છે તે એ પ્રકારની પાણીની નદીના સંબંધમાં છે એમ માનવું અત્યારે તો

લગભગ અસંભવિત લાગે છે. બાહ્ય પ્રમાણો ઉપર મુખ્યત્વે આધાર રાખનારી અન્વેષણની પદ્ધતિમાં ઘણી વાર ડુંગર ખોદીને ઉંદર કાઢવા જેવું બને છે. તેનો આ એક નમૂનો ગણી શકાય. અને છતાં લેખકે નીચે પ્રમાણે વિધાન કર્યું છે " વાચાદેવી તરીકે સરસ્વતી ઋગ્વેદમાં મનાતી ન હતી " અને " નદી સરસ્વતીમાં વાચાનો અધ્યારોપ પછીથી થયો છે—"

## પછીથી એટલે ક્યારે ? – ક્યારથી ?

મારા આ લેખનો મુખ્ય હેતુ ઉપરના વિધાન માટે પૂરતાં પ્રમાણો અપાયાં નથી એમ સાબિત કરવાનો છે. સાથે સાથે ઋગ્વેદના અભ્યાસમાં અત્યાર સુધી બાહ્ય પ્રમાણોના અને સામગ્રીના ઉપર તથા ઐતિહાસિક દષ્ટિબિંદુ ઉપર જે અતિશય ઝોક મૂકવામાં આવે છે તેની અપૂર્ણતા બતાવવાનો હેતુ પણ છે.

છતાં ઋગ્વેદમાં ' સરસ્વતી ' આવે છે તે નદી નથી પરંતુ કેવળ વાગ્દેવી છે એવું એકપક્ષી વિધાન હું કરતો નથી; પણ ઋગ્વેદની સરસ્વતી કેવળ નદી તો નથી જ એમ કેટલીક ઋચાઓ ઉપરથી નિર્વિવાદપણે કહી શકાય છે. આવા પ્રત્યેક પ્રશ્નના ઉકેલ માટે ઋગ્વેદના આભ્યંતર પ્રમાણોનો અભ્યાસ પ્રથમ થવો જોઇએ. અને બાહ્ય પ્રમાણોની સાબિતી ઉપર આધાર રાખનારા " વાદી " અભ્યાસકે પ્રથમ જોવા જ ન જોઇએ. એમ થાય તો જ ઋચાઓનો પોતાનો—આપણા કે પુરાણા જમાનાના ' વાદ 'થી સ્વતંત્ર એવો, જો હોય તો—અર્થ કાંઇક અંશે આપણે જાણી શકીએ આ રીત વેદ જેવા દટાઈ ગયેલા વિષયના સંબંધમાં લાગુ કરવી સહેલી નથી એ હું સ્વીકારું છું; છતાં બીજો કોઇ ઉપાય મને જણાતો નથી.

ઋગ્વેદમાં જે ' સરસ્વતી 'નો ઉલ્લેખ છે તે તો મુખ્યત્વે

વાક્-શક્તિ, દિવ્ય પ્રેરણાની અધિષ્ઠાત્રી દેવી છે, એમ માનવું સમસ્ત ઋગ્વેદમાં 'સરસ્વતી 'ને લગતી ઋચાઓનો એક સામટો વિચાર કરતાં વધારે સકારણ લાગે છે.

પરંતુ ત્યારે સરસ્વતી-એ નદી તરીકે ઋગ્વેદમાં વર્ણવી જ નથી? એના ઉત્તરમાં કહેવું જોઈએ કે 'પ્રેરણાની અધિષ્ઠાત્રી દેવી!' જેમ સરસ્વતી છે તેમ પંજાબમાં આવેલી મનાતી 'सप्तनद्यः' 'સાત નદીઓ'માંની-પણ તે એક છે.[૧] પરંતુ એથી સરસ્વતી એક નદી છે એવું સાબિત થવાને બદલે કેવળ સરસ્વતી જ નહિ પરંતુ ઋગ્વેદમાં જેમનો ઉલ્લેખ થયેલો છે તે सप्तनद्यः-'સાત નદીઓ' પણ પ્રતીક રૂપે છે એવું ઋચાઓમાં મળી આવતી સાબિતીને આધારે કહી શકાય છે. એટલે સરસ્વતીના આભ્યંતર સૂચક અર્થને એથી ઊલટી વધારે પુષ્ટિ મળે છે.

કાલ, સવિતા, સિંધુ વગેરેનો સૂક્ષ્મ માનસિક ક્રિયાઓ સાથે સંબંધ શી રીતે હોઈ શકે એવો પ્રશ્ન થવાનો સંભવ છે. પણ એ બાબત છેક નવીન નથી એવું 'એક વૈદિકસંવાદ' નામના

---

૧ इंद्रो ने दिष्टमवसागमिष्टः सरस्वती सिंधुभिः पिन्वमाना
( મં. ૫ સૂ. ૫૨ ઋ. ૬ )
उत नः प्रिया प्रियासु सप्तस्वसा सुजुष्टा। सरस्वती स्तोम्या भूत् ॥
( મં. ૬ સૂ. ૬૧ ઋ. ૧૦ )
आ यत्साकं यशसो वावशानाः सरस्वती सप्तथी सिंधु माता ।
( મં. ૭ સૂ. ૩૬ ઋ. ૬ )
इमं मे गंगे यमुने सरस्वती शुतुद्रिस्तोमं सचता परुष्ण्या ।
आसक्नया मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया
( મં. ૧૦ સૂ. ૭૫ ઋ. ૫ )

કૌમુદીમાં પ્રગટ થએલા મારા લેખમાં મેં બતાવવા પ્રયાસ કર્યો છે, એટલે અહીં એનું પુનરાવર્તન કરતો નથી.

વૈદિક સરસ્વતી વાક્‌–દેવી, પ્રેરણાની અધિષ્ઠાત્રી શક્તિ હોવા સાથે જેમ **સપ્તનદ્યઃ** માંની એક છે તેમ બીજી બાજુએ **ભારતી** અને **ઈલા** નામની બે દેવીઓ સાથે પણ એનો નિકટ સંબંધ છે.[2] ઘણી ઋચાઓમાં એ ત્રણે દેવીઓને–**તિસ્રાદેવીઃ** સાથે સંબોધન કરવામાં આવે છે.

આ રીતે ઋગ્વેદમાં ત્રણ પ્રકારે 'સરસ્વતી'નો ઉલ્લેખ છે તે આપણે જોઈ શકીએ છીએ. ૧. વાક્‌–દેવતા કે પ્રેરણાની અધિષ્ઠાત્રી દેવી તરીકે, ૨. સાત નદીઓમાંની એક નદી તરીકે, ૩. ઇલા[3] ભારતી (કે મહી) અને સરસ્વતી એ ત્રણ દેવીઓમાંની એક દેવી તરીકે. અહીં જે ઋચાઓ ટાંકી છે તે ઋચાઓની સંપૂર્ણ નોંધ નથી. લેખ લાંબો થવાના ભયે કેટલીક ઉપયોગી ઋચાઓ જ ટાંકી છે.

२ इळा सरस्वती मही तिस्रो देवीर्मयोभुवः । बर्हिःसीदंत्वस्रिधः ॥
( मं १ सू. १३ ऋ. ९ )

सरस्वती साधयंती धियं न इळा देवी भारती विश्वतूर्तिः ।
तिस्रोदेवीः स्वधया बर्हि रेदमच्छिद्रं पांतु शरणं निषद्य ॥
( मं. २ सू. ० ऋ. ८ )

आ नो यज्ञं भारती तूयमे त्विळा मनुष्वदिह चेतयंती ।
तिस्रोदेवीर्बर्हिरेदं स्योनं सरस्वती स्वपसः सदंतु ॥
( मं. १० सू. ११० ऋ ८ )

३ इळा भारती महीः—

૨

હવે ઋગ્વેદના મુખ્ય વક્તવ્ય સાથે સરસ્વતીનો શો સંબંધ છે તે આપણે તપાસીએ. પરંતુ પ્રથમ ઋગ્વેદમાં એવું પ્રધાન વક્તવ્ય છે ખરું ? ઝીણી વિગતો, કથાઓ, સંવાદો વગેરે ગૌણ બાબતો બાદ કરતાં ઋગ્વેદમાં વક્તવ્યની એકતા આપણને આશ્ચર્ય પમાડે તેવી છે.

ઋગ્વેદમાં દસે મંડળમાં જુદા જુદા ઋષિઓ આર્ય દેવોની પ્રાર્થના કરે છે. એ દેવો મર્ત્ય માનવના મિત્રો અને સહાયકો છે એવું ઋચાઓ પરથી સ્પષ્ટ જણાય છે. અગ્નિ, ઇન્દ્ર, સૂર્ય, વાયુ, મિત્રાવરુણ, ઉષા, અશ્વિનો, વિશ્વદેવો વગેરે મુખ્ય આર્ય દેવતાઓ છે. ( વિષ્ણુ, રુદ્ર, ઋભુ, સપ્તનદ્ય, સરસ્વતી વગેરે ગૌણ સ્થાને છે ). વૈદિક ઋષિઓ કેટલાંક વરઇષ્ટ હેતુઓ સાધવા માટે પોતાની ઋચાઓમાં પ્રાર્થના કરે છે. અને દેવતાઓની સહાય માગે છે.

ઋષિઓના ઇષ્ટ વર रयि અથવા राघस्–ની સુખપૂર્ણ આનંદમય સ્થિતિની પ્રાપ્તિ છે. આર્યને જ્યારે વિશિષ્ટ પ્રકારની સંપત્તિ–આધ્યાત્મિક કે ભૌતિક–પ્રાપ્ત થાય છે ત્યારે તે रयि ભોગવી શકે છે.

પરંતુ આર્યોની આ પ્રાર્થના પૂરી શી રીતે પડે ? દેવોની સ્વચ્છંદ કૃપાથી કેવળ ? ના. ઋષિઓ તો ऋतं સ્વયંભૂ વિશ્વનિયતિમાં–વિશ્વમાં કાર્ય કરી રહેલ સક્રિય નિયમ રૂપી સત્યમાં–માને છે. એટલે યજ્ઞની ક્રિયા વડે દેવતાઓને આહુતિ આપવામાં આવે તો આર્યોની પ્રાર્થના ફળે એવી માન્યતા છે. વળી, એ ઇષ્ટ વર પ્રાપ્ત કરવા માટે માનવને ઋચાના મંત્રો, બ્રહ્મ–યજ્ઞમાં હોમવા માટે આવશ્યક સોમ અને ઘૃત પોતાના તરફથી લાવવાં પડે છે.

એ યજ્ઞને પરિણામે તેને ગો, અશ્વ, હિરણ્ય, વીર.રથ અને પ્રજા વગેરે ઇષ્ટ પદાર્થો–સંપત્તિનાં સાધનો પ્રાપ્ત થાય છે. પણ વેદની એક સાધારણ માન્યતા એ પણ જણાય છે કે યજ્ઞ કરવાનાં સાધનો જેવાં કે અગ્નિ, સોમ, અને ઘૃત પણ દેવતાઓ તરફથી માનવને આપવામાં આવે છે. એટલું જ નહિ પરંતુ દેવતાઓ પોતે માનવના યજ્ઞમાં પુરોહિત થાય છે. તેઓ માનવના યજ્ઞની અને હુતદ્રવ્યની શુદ્ધિ કરે છે અને યજ્ઞને ધારણ કરી ટકાવી રાખે છે. દેવો આર્યના યુદ્ધમાં ભાગ લે છે.

પણ દેવોને યુદ્ધમાં શા માટે ઊતરવું પડે ? કોની સામે ઊતરવું પડે ? યજ્ઞનો દ્વેષ કરનાર અનાર્યો, દાસો, વૃત્રો, વળો વગેરે વિરોધીઓ આર્યને નડે છે, હરકત કરે છે તેથી દેવતાઓને તેમની સામે ઊતરવું પડે છે. એ વિરોધીઓ યજમાનના ઉપર હુમલા કરે છે અને તેમની સંપત્તિ હરી જાય છે. પરંતુ આર્યને એ ઇષ્ટ સંપત્તિઓ પ્રાપ્ત થતાં પૂર્વે ઉષાનો અને સૂર્યનો ઉદય થવાની આવશ્યકતા હોય છે. આકાશમાંથી—સ્વર્માંથી પરજન્યના અને સપ્ત નદીઓના વેગવાન પ્રવાહો ઊતરી આવે તે જરૂરનું છે.

વળી ઉપર જણાવેલા ગો, અશ્વ વગેરે સંપત્તિની પ્રાપ્તિ એ કાંઇ આર્યના જીવનનો અંતિમ ઉદ્દેશ નથી. એ સંપત્તિ મળતાં આર્યને સ્વર્ લોકની પ્રાપ્તિ થાય છે. વેદની ભાષામાં આર્ય **સ્વર્જિત્** બને છે. સત્ય અને જ્યોતિના માર્ગનું અનુસરણ કરતો આર્ય અંતે આનંદમય લોકને પ્રાપ્ત કરે છે,—તે અમૃતત્વને પામે છે.

ઋષિઓ દેવતાઓ પાસેથી માગે છે:—

૧ ગો ૨ આપઃ અને ૩ સ્વર્.

૧ ગો અર્થાત્ ગાયો ( સ્થૂલ અર્થમાં );

૨ આપઃ એટલે જલઃ જળસોતો ( કદાચ નદીઓનાં વહેણ, કદાચ વરસાદ ), અને ૩ સ્વર્ લોકની પ્રાપ્તિ એટલે સૂર્ય લોકની પ્રાપ્તિ.

ઋગ્વેદમાં વક્તવ્યની એકતા નથી એવી ફરિયાદ કરનારને ઉપર પ્રમાણે વેદમાં રહેલી એકતા જોતાં આશ્ચર્ય લાગશે. પરંતુ વેદનો સમગ્રરૂપે અભ્યાસ કરતાં ઉપર જણાવેલો અતિ સંક્ષિપ્ત સાર રજૂ કરી શકાય તેમ છે.

તો પછી, 'શું આર્યોના અપૌરુષેય મનાતા, વેદાંત, ઉપનિષદ્ વગેરેએ પ્રમાણ ગણેલા અને હજારો વર્ષોથી જેના ઉદાત્ત, અનુદાત્ત, સ્વરો સુદ્ધાં આર્ય પ્રજાએ મોઢે જાળવી રાખ્યા એ ઋગ્વેદનો આટલો જ સાર છે ?' એવો પ્રશ્ન થવાનો સંભવ છે. એ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં આપણે ઉપરની ત્રણે વસ્તુઓના અર્થનો વિચાર કરવો જરૂરનો છે

કારણ કે, ઋગ્વેદમાં વપરાયલા શબ્દોના અર્થ પાછળથી થએલા અર્થ પ્રમાણે લેવાના હોતા નથી એટલું તો સુવિદિત છે.[१] અને વેદ પોતે પણ કોઈ કોઈ સ્થળે શું કહે છે !—

(१) स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योर्थम्।
यार्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमति ज्ञानविधूतपाप्मा ॥
( સામવેદ )

यद्गृहीतमविज्ञातं निगदेनैव शब्यते। अनग्नाविशुष्कैधो न तज्ज्वलति कर्हिचित् ॥ ( સામવેદ )

X 71. 5 साक्षात्कृतधर्माण ऋषयो (N 1'.146) see (P.138 N.)

I. 164. 39 ऋचो अक्षरे परमे व्योमे यस्मिन्देवा अधिविश्वे निषेदुः।
also સામવેદ
यस्तन्न वेद किमृचा करिष्यति यइत्तद्विदुस्त इमे समासते ॥

X 71, 4. उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः श‍ृण्वन्न श‍ृणोत्येनां।
(also) X. 71. 5 )

તે કહે છે કે કેવળ શબ્દાર્થનું રટન કરનાર ભારવહન કરનાર થાંભલા જેવો–જડ છે. શુષ્ક કાષ્ટમાં પણ અગ્નિ ન મૂકવામાં આવે તો તે કદી બળતાં નથી, તેમ જ્ઞાન વિના ઋચાના પઠનથી કશો લાભ નથી. ઋચા તો સૂક્ષ્મ ઊર્ધ્વ ભૂમિકામાં છે. જે ત્યાં તેમને નથી જાણતો તે અહીં શબ્દ માત્રના પઠનથી શો લાભ ઉઠાવવાનો છે ? વેદ કહે છે 'હે ઋચા ! તને જોનાર ખરી રીતે—તારાં રહસ્યને–જોતો જ નથી અને સાંભળનાર–તારાં રહસ્યને–સાંભળતો નથી વેદની રહસ્યપૂર્ણ વાચા જ્યારે, પ્રતિવ્રતા સ્ત્રી પોતાના શરીરનો પતિ પાસે પ્રકાશ કરે છે તેમ, પોતાના ગૂઢ રહસ્યને પ્રગટ કરે છે ત્યારે તેને જાણી શકાય છે-પ્રાપ્ત કરી શકાય છે. એટલે વેદની ઋચાઓમાં આપણને તેમનામાં રહસ્ય છે એવો ઉલ્લેખ મળે છે તે લક્ષમાં લેવા જેવો છે.

## ૩

ત્યારે આપણે गो, आपः અને स्वर् યાને સૂર્ય એ ત્રણનો અર્થ નક્કી કરવા પ્રયત્ન કરીશું. અલબત્ત, નિરુક્તકાર જણાવે છે તેમ 'साक्षात्कृतधर्माण ऋषयः'ની પેઠે આ વસ્તુની સાચી પ્રતીતિ તો કાંઇક અંશે સ્વાનુભવ પ્રાપ્ત થયા પછી જ થાય એ સમજી શકાય તેવું છે.

गो શબ્દનો સામાન્ય અર્થ 'ગાય' છે. તે ઉપરાંત 'રશ્મિ' એટલે 'કિરણો' પણ પ્રાચીન કાળથી થતો આવ્યો છે. હવે ઋષિઓ જ્યારે 'ગાયો' માટે પ્રાર્થના કરે છે ત્યારે પશુને માટે નહિ

उतो त्वस्मै तन्वं वि सस्रे जायेव पत्य उशती सुवासाः ॥
IV. 3 16 एताविश्वा विदुषे तुभ्यं वेधो नीयान्यग्ने निण्यावचांसि
निवचना कवये काव्यान्यशंसिषं मतिभिर्विप्र उक्थैः ॥

પરંતુ પ્રભાતના સૂર્યનાં ' કિરણો ' માટે માગણી કરે છે. આટલું તો ઘણા ઐતિહાસિક દષ્ટિબિંદુ સ્વીકારીને વેદાર્થ કરનારા પણ માની લેતા હોય છે. પરંતુ દિન અને રાતના સાતત્યના સનાતન નિયમનું એ વૈદિક ઋષિઓને જ્ઞાન હતું એમ આપણને ઋગ્વેદની ઘણી બીજી ઋચાઓમાંથી પ્રતીત થાય છે. તે જોતાં આવતી કાલે પ્રાર્થના કર્યા વિના પણ અચૂક ઊગનાર સૂર્યનાં ' કિરણો ' માટેની તેમની પ્રાર્થના આપણને બાલિશ લાગવાનો સંભવ છે. ખરું જોતાં, એ માન્યતા તર્કવિરોધી છે. પોતાની પ્રાર્થનાને પરિણામે પ્રભાતનો સૂર્ય ( તેનાં કિરણો ) રાત્રિમાંથી કે વાદળાંમાંથી મુક્ત થાય એમ માનવા જેટલા વૈદિક ઋષિઓ ' ભોળા ' હોય એવું જણાતું નથી.

વળી વેદમાં જળની પ્રાપ્તિને માટે પ્રાર્થના કરવામાં આવે છે, તેમાં પ્રથમ તો તમને આવરીને-ઢાંકીને-પડેલા 'વૃત્રનો કે વ્રજ'નો નાશ કરવા માટે ઇન્દ્રને આહ્વાન કરવામાં આવે છે. વાદળાંમાંથી વરસાદ રૂપે પૃથ્વી ઉપર પડવાને તૈયાર થઇ રહેલ જળને અટકાવી રાખનાર કોઈ રાક્ષસનો પોતાની વિદ્યુત્ વડે વિનાશ કરી ઇન્દ્ર જળને મુક્ત કરે છે. કોઇ કોઈ વાર **વૃત્ર** નદીના કે નદીઓના પ્રવાહોને પણ આંતરી રહેલો વર્ણવાયો છે. અને સ્વર્ લોક એટલે તો સ્વર્ગલોક. યજ્ઞના ફલ તરીકે આર્યને તે લોકની પ્રાપ્તિ થવાનું વચન હોય છે.

આ ત્રણે અર્થ લેતાં તો વેદનો ભાવાર્થ અતિ સામાન્ય જ રહે છે એ સ્પષ્ટ છે.

પરંતુ આ અર્થ આખા ઋગ્વેદમાં બધે બંધબેસતો આવે તો એકવાર આપણે તેનો પણ સ્વીકાર કરવા તૈયાર થઈ જઇએ. પણ કમનસીબે, આ અર્થ લેવા જતાં ભાષા, વાકયરચના, શબ્દાર્થ, વ્યુત્પત્તિ, સરલતા, લાઘવ, વિચારોની એકતા વગેરે સઘળાનો ભોગ આપવો પડે છે, અને વેદમાંથી કોઇ પણ એક સારભૂત વક્તવ્ય

આપણે તારવી શકતા નથી. એ પ્રમાણે છૂટી છવાઇ ઋચાઓના અર્થ જુદા જુદા ઘટાવીને આપણે કદાચ આપણા આજકાલના અનુમાન વડે ઉત્પન્ન કરેલા 'વાદો'ને સત્ય ઠરાવી શકીએ એ બની શકે, પરંતુ વેદના દ્રષ્ટાના વિવક્ષિત અર્થ તરીકે આપણે તેને સ્વીકારી ન શકીએ એ સ્પષ્ટ છે. યાસ્ક અને સાયણાચાર્યનાં ભાષ્યો પણ આ ભૂલોથી મુક્ત નથી.[1]

---

[1] સરખાવો સાયણાચાર્યના આ થોડા જ નમૂનાઓ:— એક જ શબ્દ ઘૃતના તેમણે કરેલા અર્થો:—

( १ ) घृ क्षरण दीप्तयोः । ( १-१४-६ )

( २ ) घर्म प्रकाशात्मा। ( ३-२६-७ )

( ३ ) घृताची—गौः । ( ३-२७-१ )

( ४ ) घृतं उदकम् ( १-२-९ )

( ५ ) घृतं सर्वे विभासकं चक्षुः अत्यन्तदीप्तम् ।( ३ २६ ७)

( ६ ) घृत तनोवत्सारम् ।

( ७ ) घृतं सोम ( ४-८६-६ )

( ८ ) घृत दीप्तिः ( ६-७०-१ )

( ९ ) हविर्मात्रमुपलक्षयति घृतशब्दः ( ३-३०-७ )

निरुक्तना पणः—એક જ શબ્દ "ऋत" જે વેદમાં સેંકડો વાર વપરાયો છે, તેના નિરુક્તે કરેલા અર્થો જુઓ:—

ऋतस्य प्रजननं यज्ञस्य ( ३-३१-१ ) निरुक्तः ऋत शब्देनरत उच्यते— "

ऋतस्य भुवनस्य उदकस्य ( ! )( १-१४३-४ ) निरुक्तः

૪

વેદમાં ગો એટલે જ્યોતિનાં કિરણો એટલો અર્થ તો સર્વ-સ્વીકૃત છે. એમાંથી ગો એટલે સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, સ્વયં-પ્રકાશ સૂર્યનાં જ્ઞાનરશ્મિઓ એ અર્થ ઋચાઓમાં વિવક્ષિત છે એવું ઋગ્વેદમાંથી સાબિત કરી શકાય છે.[१]

આપઃ—જળનાં સ્રોતો. એટલે માનવની ચેતનાના સ્તરોમાં ઊર્ધ્વથી અધો–ઉપરથી નીચે–ઊતરી આવનારા ઊર્ધ્વચેતનાસાગરના–પ્રવાહો.[१] માનવમાં અવતરતા દિવ્ય શક્તિઓના પ્રવાહો–કહો તેમની સરિતો.

સ્વર્ એટલે સત્યચેતનાની ભૂમિકા.[१] એમાં–સ્વર્લોકમાં જ્ઞાન,

---

આ બે घृतं અને ऋतं તથા એવા બીજા વૈદિક શબ્દોનાં સ્પષ્ટીકરણ માટે જ એક વૈદિક વ્યાકરણનું પુસ્તક તૈયાર થઈ રહ્યું છે.

૧. અહીં ટાંકેલી ઋચાઓ गो, अप અને स्वर्‌ના પ્રતીકનું પૂરેપૂરું સાહિત્ય રજૂ કરતી નથી. એ કાર્ય બીજે સમયે કરવા ધાર્યું છે. પરંતુ નમૂના તરીકે તેઓ અભ્યાસી વાંચનારને બોધક થઈ પડશે તેવી આશા છે.

उत वां विक्षु मद्यास्व घो गाव आपश्च पीपयंत देवीः।
उतो नो अत्य पूर्व्यः पतिर्दन्वीत पीतं पयस उस्त्रियायाः ॥

( १-१५३-४ ).

| गो | आप | सूर्य |
|---|---|---|
| गो १·९३·४ | | |
| १·१६४ (२६–२७–२८–२९) | ४·३·२ | ७·६२ આખું |
| ३·७ (१,२,३) | ४·१३·२ | ७·६३ ,, |

શક્તિ અને આનંદ વિપુલ હોય છે. માનવથી ઊર્ધ્વ કોઇ દિવ્યચેતનાની ભૂમિકા તે સ્વર્ યાને સૂર્ય લોક.

સરસ્વતી એટલે પ્રેરણાની અધિષ્ઠાત્રી દેવી, યાને અત્યારે ચેતનાની મનથી ઉપર આવેલી ભૂમિકામાં આવી રહેલી દિવ્ય શક્તિ. માનવ તેને પ્રાપ્ત કરે તો પ્રેરણાના સ્રોતોને પોતાની અંદર ઝીલી શકે, જ્ઞાનનાં રશ્મિઓને પોતાની અંદર ધારણ કરી શકે, આનંદના મદને અનુભવે. પહેલા જ સૂક્તમાં મધુચ્છંદસ ઋષિ સરસ્વતીને માટે જે વિશેષણો અને સંબોધનો વાપરે છે તે જુઓ. पावका नः सरस्वती-" અમને પાવન કરનારી-પવિત્ર કરનારી, "-धो यावसु-" બુદ્ધિવડે ઐશ્વર્યવાળી " અર્થાત્-બુદ્ધિરૂપી ઐશ્વર્યને ધારણ કરનારી સરસ્વતી છે; તે चोदयन्ति सूनृतानाम्-" સુભગ સત્યોને પ્રેરવાવાળા અને चेत तो सुमतीनाम्-" શુભ મતિવાળા ચેતનાને ( અમારામાં ) જાગ્રત કરનારી " છે. " यज्ञं दधे सरस्वती ", " એ સરસ્વતી ( અમારા ) યજ્ઞને ધારણ કરી રાખે છે-ટકાવી રાખે છે. " એ સરસ્વતી धियो

---

૩.૩૦.૧૪ ૮.૯૩ આખું
૩.૫૫.૮ ૮.૯૬ ,,
૪.૫.૩ ૭.૪૭ ,,
૪.૨૩ ( ૯, ૧૦)
૪.૪૧.૫
૭.૩૬.૧
વગેરે
૬.૪૪.૨૩
૬.૩૫.૨

**विश्वा विराजति** " સર્વે પ્રકારની ધિને-બુદ્ધિ-મતિને-(જ્ઞાન વડે) જ્યોતિર્મય બનાવે છે. " ૧ • ૩ ( ૧૦ • ૧૧ )

આ સરસ્વતી સ્થૂલ નદી કેવળ ન હોઈ શકે એટલું તો, હું ધારું છું કે, વેદનો ખાસ અભ્યાસ ન કર્યો હોય તેવાને પણ જણાઈ આવે તેવું છે. અને આ અર્થ " ખેંચીને કાઢવો પડે " એવો મુદ્દલ નથી એ તો વાંચનાર પોતે પણ શબ્દે શબ્દનો અર્થ કરીને પણ જોઇ શકે તેટલું સ્પષ્ટ છે.

બીજા મંડળમાં ગૃત્સમદ ઋષિ સરસ્વતી વિષે નીચે પ્રમાણે કહે છેઃ—**सरस्वती साधयंति धियं नः** । ૨ • ૩ • ૮ " (અમારી) બુદ્ધિને પૂર્ણતા પ્રાપ્ત કરાવનારી " કહે છે.

વળી ૩ જા મંડળમાં **सरस्वती श्रुणवन्यज्ञियासो धातारयिं मद्दवीरं तुरास** ( ૩ • ૫૪ • ૧૩ ).

આ ઋચાની ટીકા કરતાં સાયણાચાર્ય લખે છે **गद्यपद्यरूपेण प्रसरणमस्या अस्तीति सरस्वती । वाग्देवता च ।** ગદ્ય ને પદ્ય રૂપે જેનો પ્રસાર છે તે દેવી સરસ્વતી, અર્થાત્ વાગ્દેવતા. આ પ્રમાણે સરસ્વતીના કાર્યને પરિણામે માનવના હૃદયમાં, તેના મનમાં સત્યયુક્ત-ઋતુવાળો, ભાવોની, અને ચેતનાની સ્થિતિ ઉત્પન્ન થાય છે. એ પ્રેરણાશકિત જ્યારે માનવમાં કાર્ય કરે છે ત્યારે સામર્થ્ય માનવને પ્રાપ્ત થાય છે. મધુચ્છંદ ઋષિ કહે છે (૧ • ૩ • ૧૨) **महो अर्णः सरस्वती प्रचेतयति केतुना । धियो विश्वा विराजति ॥** મહાન જળના ઓઘરૂપી સરસ્વતી, સતત જાગ્રત, ચેતના અને પ્રેરણા વડે ( આપણામાં ) ચેતન પ્રેરે છે– આપણને સચેતન બનાવે છે અને ( આપણી ) સર્વે માનસિક ક્રિયાઓને જ્ઞાનની જ્યોતિ વડે પ્રકાશિત કરે છે. " અર્થાત્, જ્યારે માનવમાં સરસ્વતી દેવીની સતત જાગ્રત ક્રિયા શરૂ થાય છે ત્યારે

કોઈ દિવ્યસ્રોત ઉપરથી નીચે ઊતરી આવતો હોય, અને પ્રવેશ કરતો હોય એવી અનુભૂતિ થાય છે. અને એ સ્થિતિ મનની સર્વ શક્તિઓને અને તેમનાં કાર્યને જ્યોતિર્મય બનાવી મૂકે છે.

મધુચ્છંદસ ઋષિની ઋચાઓમાંથી કેવળ છૂટાં છવાયાં વિશેષણો જ માત્ર નહિ પરંતુ સમસ્ત ઋચાને લઈને અક્ષરશઃ અનુવાદ નીચે આપવામાં આવે છે તે ઉપરથી સરસ્વતીના અર્થની પ્રતીતિ વાચકને થશે.[૨]

" પાવનકારી, અનેક સંપત્તિઓ વડે ઐશ્વર્યશાળી, બુદ્ધિ વડે–ચિંતનશક્તિ વડે–વૈભવવાળી સરસ્વતી અમારા યજ્ઞની કામના કરો–યજ્ઞ વડે પ્રસન્ન થાઓ "–( ૧ • ૩ • ૧૦ )

" સુભગ સત્યોને પ્રેરવાવાળી, ચેતનામાં સુમતિ જગાડનાર, સરસ્વતી યજ્ઞને ધારણ કરે છે–ટકાવી રાખે છે. "

" સરસ્વતીનો મહાન ( વેગવંતો ) પ્રવાહ સતત સચેતનતા વડે ( અમારી ) ચેતનાને જાગ્રત કરે છે અને સર્વે મનોવ્યાપારોને સંપૂર્ણપણે જ્યોતિર્મય બનાવે છે. " ૧ • ૩ • ૧૨.

પહેલા જ મંડળની આ ઋચાઓ સરસ્વતી પ્રેરણાશક્તિની અધિષ્ઠાત્રી દેવી છે એ સાબિત કરવા માટે પૂરતી છે. સ્થૂલ

---

૨ पावका नः सरस्वती वाजेभिर्वाजिनी वती । यज्ञं वष्टु धियावसु ।
१ • ३ • १०

चोदयित्री सूनृतानां चेतंती सुमतीनाम् । यज्ञं दधे सरस्वती ।
१ • ३ • ११

महो अर्णः सरस्वती प्रचेतयति केतुना । धियो विश्वा विराजति ।
१ • ३ • १२

નદી જ કેવળ હોય તો તેને પાયકા વગેરે વિશેષણો કદાચ વહેમને લીધે આપવામાં આવ્યાં હતાં એમ માની લઈએ. પરંતુ સુનૃત-" સત્યને પ્રેરવાવાળી, " સુમતિ ને જાગ્રત કરવાવાળી નદી, " ધિયોને જ્યોતિર્મય કરનાર " વગેરે વિશેષણો ભાગ્યે જ તેને આપવામાં આવ્યાં હોત.

૫

હવે ઋગ્વેદનાં જુદાં જુદાં અંડળોમાં જુદા જુદા ઋષિઓએ જુદા જુદા દેવોને સંબોધેલી ઋચાઓમાં સરસ્વતીના જે ઉલ્લેખો આવે છે તે જોઈએ.

૧ ૩૯ - ૯ માં[1] મેધાતિથિ કણ્વ નીચે પ્રમાણે ગાય છે—

" ઇલા, સરસ્વતી અને મહી-ત્રણેય આનંદની ભૂમિકામાં ઉત્પન્ન થએલી દેવીઓ. બર્હિ ઉપર (યજ્ઞમાં) આસન લેવા પધારો."

અહીં સરસ્વતી નદી છે એવો ઇશારો પણ નથી.

૧ - ૮૯ - ૩ માં[2] ગોતમ રાહૂગણ ઋષિ વિશ્વદેવોને સંબોધન કરે છે તેમાં સરસ્વતીનો ઉલ્લેખ નીચે પ્રમાણે આવે છેઃ-' અમે પ્રાચીન ( વૈદિક ) ઋચાઓ વડે ભગ, મિત્ર, અદિતિ તથા અક્ષર અને દક્ષ એવા અર્યમાને, વરુણને, સોમને તથા બે અશ્વિનોને તથા

---

૧ ૧-૩૯-૯ इला सरस्वती मही तिस्रो देवीर्मयोभुवः । बर्हिः सीदंत्वस्रिधः ॥

૨ ૧-૮૯-૩ तानपूर्वया निविदा हूमहे वयं भगंमित्रमदितिं-दक्षमस्रिधं ।

अर्यमणं वरुणं सोममश्विना सरस्वती नः-सुभगा मयस्करत् ॥

આનંદદાયક સરસ્વતીને આહ્વાન કરીએ છીએ; તેઓ અમને આનંદનું વિતરણ કરો, યાને આનંદ આપો."

૧. ૧૬૪ • ૪૯ માં[3] દીર્ઘતમા ઔચથ્ય પ્રમાણે આમ છેઃ " હે સરસ્વતી ! જે ગંભીર શબ્દ ( મંત્ર ) તારી અંદર સુષુપ્ત રહેલો છે અને પેલો બીજો અક્ષર ( શબ્દ ) જેની જન્મભૂમિ આનંદલોક છે તથા જે વડે સર્વે પ્રકારની વરેણ્ય સંપત્તિને તું ધારણ કરી રાખે છે ( ટકાવી રાખે છે ), જે શબ્દ આનંદને આપનારાઓ, ( આધ્યાત્મિક ) ઐશ્વર્યને જાણનારાઓ છે, એવા શબ્દને તું અમને ટકાવી રાખવા માટે ( ધારણ કરવા માટે ) ઉત્પન્ન કર. "

આમાં તો માનસિક કાર્ય કરનાર શક્તિ તરીકે સરસ્વતીને સ્પષ્ટપણે સંબોધવામાં આવી છે. એ જ અટપટી અને પ્રતીકનાં સ્પષ્ટ સૂચનોથી ભરેલી ઋચાઓના દ્રષ્ટા દીર્ઘતમા આગળ નીચે પ્રમાણે કહે છેઃ—

૧-૧૬૪-૫૨. " મારા રક્ષણને અર્થે હું તે સુંદર પર્ણોવાળા, દિવ્ય પંખીનું આહ્વાન કરું છું: તે અનંત પંખી, જલ (સ્રોતો) ના અંતર ગર્ભરૂપ, વનસ્પતિઓના આંતર સ્વરૂપને પ્રગટ કરનાર, ચારે બાજુએ વૃષ્ટિ વડે સંતોષ પ્રસારનાર એવા ગતિમાન દિવ્યનું હું આહ્વાન કરું છું. "[4]

---

३ १-१६४-४९. यस्ते स्तनः शशयो यो मयोभूर्येन विश्वा पुष्यसि वार्याणि । यो रत्नधा वसुविद्यः सुदत्रः सरस्वती तमिह धातवे कः ॥

४. १-१६४-५२. दिव्यं सुपर्णं वायसं बृहंतमपांगर्भंदर्शतमोषधीनाम् । अभीपतो वृष्टिभिस्तर्पयंतं सरस्वतमवसे जोहवीमि ॥

અહિં " સરસ્વંત શબ્દ તેના મૂળ અર્થમાં પ્રયોજાયેલો છે. વ્યુત્પત્તિ પ્રમાણે એનો જે અર્થ થાય છે તે જ તેમાં આગળ પડતો રહે છે. આવા બીજા પણ પ્રયોગો વેદમાં મળે છે, અને તે સિદ્ધ કરે છે કે ઋગ્વેદના સમયમાં "सरस्वती, सरस्वत, सरस्वंत અને सारस्वंत વગેરે શબ્દો કોઈ વિશિષ્ટ પદાર્થ, નદી કે વ્યક્તિને માટે મુકરર થઇ ગયા ન હતા. પરંતુ દૃષ્ટા પોતાના દર્શનને અનુકૂલ અર્થમાં તેમનો પ્રયોગ કરવાને સ્વતંત્ર હતો. એટલે વૈદિક યુગમાં सरस्वती એ નામની કોઇ સ્થૂલ નદી હોય તો પણ વેદના દૃષ્ટા જ્યારે ગૃત્સમદની પેઠે सरस्वती साधयंती धियं नः॥ ૨.૩.૮ કહે છે ત્યારે તે सरस्वती કેવળ સ્થૂલ નદી ન હોઈ શકે એટલું તો, હું માનું છું કે, સ્પષ્ટ છે. " અમારી બુદ્ધિને પૂર્ણતા પ્રાપ્ત કરાવનારી ' સરસ્વતી ' " કેવળ સ્થૂલ જાતની નદી કેવી રીતે હોઈ શકે ?

આગળ ૨.૩૦.૮. માં[૫] એ જ ગૃત્સમદ ઋષિ સરસ્વતીને નીચે પ્રમાણે સંબોધે છેઃ—

" હે સરસ્વતી, તું મરુતો જોડે વેગપૂર્વક ધસી આવીને શત્રુ-ઓનો પરાજય કરે છે. તું અમારું રક્ષણ કર"—

૨.૪૧.૧૬. માં[૬] ગૃત્સમદ સરસ્વતીનેઃ—

" સૌથી વધારે માતૃત્વવાળી–વાત્સલ્યયુક્ત–નદીઓમાં સૌથી મહાન, સૌથી ઉત્તમ દેવી હે સરસ્વતીઃ–" એ પ્રમાણે આવ્હાન કરે છે.

અહિં ' નદી ' શબ્દનો પ્રયોગ " नदीतमे " વિશેષણ જેવા

૫ ૨.૩૦.૮ सरस्वती त्वमस्माँ अविड्ढि मरूत्वती धृपती जेषि शत्रून्।

૬ ૨.૪૧.૧૬ अंबितमे नदीतमे देवीतमे सरस्वती ।

અર્થમાં થયો છે,-જેમ " દેવી "નો " દેવીતમે " થયો છે. ૨ • ૪૧ • ૧૮ • માં[૭] ગૃત્સમદ કહે છેઃ—

" હે સંપત્તિ શાલી સરસ્વતી ! અમારી-ગૃત્સમદ કુલની,-આ ઋચાઓ પ્રત્યે તું આનંદ સહિત આવઃ દેવતાઓમાં તને એ ઋચાઓ અમે અર્પણ કરીએ છીએ,—( એ ઋચાઓ દેવતાઓમાં તને અર્પણ થએલી છે ); તે સત્યયુક્ત છે, મનન કરવા યોગ્ય છે, તને આનંદદાયક-પ્રિયકર-છે. "

અહિં ઋચા જોડે સરસ્વતીનો સંબંધ છે એ તો સ્પષ્ટ થાય છે પરંતુ બીજી બાજુએ તેનો ' સત્ય ' અને યજ્ઞ જોડે પણ સંબંધ છે તે આપણે જોઈ શકીએ છીએ.

હવે ૩જા મંડળની ૩ • ૫૪ • ૧૩• મી ઋચા લઇએ. એ ઋચા મરુતોને સંબોધાયલી છે, તેમાં સરસ્વતીને પણ આવાહન છે.

૩ • ૫૪ • ૧૩ • " યજ્ઞને યોગ્ય સરસ્વતી આ ઋચાઓને-આવાહનને-શ્રવણ કરો અને વેગપૂર્વક આવીને વીર યોદ્ધાઓ સહિત આનંદને ધારણ કરો. "[૮]

૬

હવે આપણે ૭મા મંડળમાં બે સૂક્તો સરસ્વતીને સંબોધવામાં આવ્યા છે તે જોઇએઃ—

---

૭ २ • ४१ • १८ इमा ब्रह्म सरस्वती जुषस्व वाजिनीवति ।
या ते मन्म गृत्समदा ऋतावरि प्रिया देवेषु जुव्हति ॥

૮ ३•५१•३४ सरस्वती श्रृणवन्यज्ञियासो धाता रयिंसहवीरं तुरासः ।

૭ • ૯૫ • ૨ • ' પર્વતોમાંથી સાગર પ્રત્યે વહેતી સરિતાઓમાં શુદ્ધ અને કેવળ એક સરસ્વતી સચેતન થાય છે; વિશાળ ભુવનના આનંદને જાગ્રત કરતી તે નહુષના પુત્રને ઘૃતરુપી નિર્મલતા દોહી આપે છે. '

' યજ્ઞને યોગ્ય-યજવાને લાયક-વનિતાઓમાં ( રહીને ) તે વૃદ્ધિ પામે છે-તે,-બળવાન વૃષભ, તે પૌરુષયુક્ત દાતા; જેની પાસે ( યજ્ઞ કરવાની ) ઘણી લક્ષ્મી છે તેને પ્રાણના ઐશ્વર્યનો વાજી તે આપે છે, તથા તેનું રક્ષણ કરવા માટે તેના શરીરને માંજીને શુદ્ધ કરે છે. ' • ૩ •

' અમારા આ યજ્ઞમાં આનંદ લેનાર સુભગા દેવી સરસ્વતી અમારી સ્તુતિરુપ વાચા સમીપ આવો-( તેનો સ્વીકાર કરો ) આનંદ યુક્ત-સતત આનંદના યોગ સહિત,-તેની ઉચ્ચતર સખીઓના સાથમાં રહેતી તે દેવી સરસ્વતીને અમે નમસ્કારો વડે તથા ઘુંટણે પડીને યાચીએ છીએ. " • ૪ •

---

૭•૯૫•૨ एका चेतत्सरस्वती नदीनां शुचिर्यती गिरिभ्यः आ समुद्रात्।
रायश्चेतती भुवनस्य भूरेर्घृतं पयो दुदुहे नाहुषाय ॥

૭•૯૫•૩ सा वावृधे नर्यो योषणासु वृषा शिशुर्वृषभो यज्ञियासु।
स वाजिनं मघवद्भ्यो दधाति वि सातये तन्वं मामृजीत ॥

૭•૯૫•૪ उत स्या नः सरस्वती जुषाणोपश्रवत्सु भगा यज्ञे अस्मिन्।
मितज्ञुभिर्नमस्यैरियाना राया युजा चिदुत्तरा सखिभ्यः ॥

૫. નમસ્કૃતિઓ સહીત અમે તને આહૃતિઓ અર્પણ કરીએ છીએ. હે સરસ્વતી ! આનંદ સહિત તું અમારી સ્તુતિ સમીપ આવ-( પ્રેમપૂર્વક તેનો સ્વીકાર કર ), હે પ્રિયતમા સરસ્વતી ! તારી શાંતિ અને તારા આનંદને ધારણ કરતા અમે વૃક્ષની પેઠે તારું શરણ લઇએ. ( તું વૃક્ષના જેવી છે તેનું શરણ લઇએ. )

૬. હે સુભગા ( સંપૂર્ણપણે આનંદદાયી ) સરસ્વતી ! તારી સમીપ આવવાની અભીપ્સાવાળો હું, વસિષ્ટ, સત્યનાં દ્વારો ઉઘાડું છું. હે શુભ્ર-પવિત્ર-દેવી ! વૃદ્ધિને પામો ! તમારું સ્તોત્ર ગાનાર(ઋષિ) ને ધનધાન્યની ( આનંદદાયક વસ્તુઓની ) વિપુલતાનું દાન કરો, સદા ઉત્તમ આંતર સ્થિતિ વડે અમારું રક્ષણ કરો-( આંતર સ્થિતિ આપીને અમારું રક્ષણ કરો. )

૭. માં મંડલના ૯૬ માં સૂક્તનો નીચે પ્રમાણે અનુવાદ છેઃ-

૧ ' તું સરસ્વતી બૃહદ્-વાચા વડે સ્તુતિ ગાન અર્પણ કરે છે; સરિતાઓમાં સમર્થ-શક્તિવાન-એવી સરસ્વતીને તું સ્તોત્ર અર્પણ કરે છે. હે વસિષ્ટ ! એનાં ગુણગાન કર, રોદસીમાં-બે લોકમાં રહેનારી એ ( દેવી ) નાં સ્તોત્રો ગા. '

---

૭. ૯૫.૫ इमा जुह्वाना युष्मदानमोभिः प्रतिस्तोमं सरस्वती जुषस्व।
तव शर्मन्प्रियतमे दधाना उपस्थेयाम शरणं न वृक्षम् ॥

૭. ૯૫. ૬ अयमु से सरस्वती वसिष्ठो द्वारावृतस्य सुभगे व्यावः।
वर्ध शुभ्रे स्तुवते रासिवाजान्यूयं पात स्वस्तिभिः सदा नः ॥

૭. ૯૬. ૧ बृहदु गायिषे वचोऽसुर्या नदीनाम् ।
सरस्वतीमिन्महया सुवृक्तिभिः स्तोमैर्वसिष्ठ रोदसी ॥

૨. હે શુભ્ર-શ્વેત સરસ્વતી ! તારી મહત્તા વડે માનવો બન્ને પ્રકારે તેનામાં ( અગ્નિમાં ) પોતાનું સદન સ્થિરપણે સ્થાપે છે ( પ્રાપ્ત કરે છે. ) હે રક્ષયિત્રી ! અમને જાગ્રત કર,–સચેતન કર; તારા મરુતસખાઓને લઇને ધનવાનને-યજ્ઞ કરવાને સમર્થ યજમાનને-યજ્ઞ સામગ્રીની વિપુલતાવાળા ( યજમાન )ને આનંદદાયી–( આંતર )–સંપત્તિ અપાવ;

૩. ' કલ્યાણકારી, આનંદદાયિની, સરસ્વતી ! અમને આનંદનું જ દાન કરો; ઋજુ માર્ગે જનાર, જમદગ્નિપેઠે, અને વસિષ્ઠની પેઠે, સ્તુતિવડે પ્રસન્ન, ( અર્થાત્, જમદગ્નિ અને વશિષ્ટની સ્તુતિ વડે જેમ તે પ્રસન્ન થાય છે તેમ પ્રસન્ન ). તે દેવી વિપુલ ઐશ્વર્યશાલિની છે.

૪. ' મોખરે કૃચ કરનાર, પુત્ર માટે ( અંતરાત્માના નવજન્મરૂપી સંતાન માટે ) વાંછના કરનાર, દાન કરવાના સુંદર પદાર્થો સહિત, *ગતિ કરનાર દેવને અમે અમારા યજ્ઞમાં આમંત્રણ કરીએ છીએ.–આવ્હાન કરીએ છીએ.

---

૭ • ૯૬•૨ उभे यत् महिना शुभ्रे अंधसी अधिक्षियंति पूरवः ।
सा नो बोधयित्री मरुत्सखा चोद राधो मघोनाम् ॥

૭• ૯૬ • ૩ भद्रमिद्भद्रा कृणवत्सरस्वत्यकवारी चेतति वाजिनीवती ।
गृणाना जमदग्नि वत्स्तुवाना च वसिष्ठवत् ॥

૭ • ૯૬•૪ जनीयतो न्वग्रवः पुत्रीयंतः सुदानवः ।
सरस्वंतं हवामहे ॥

* સરસ્વત એટલે સરનાર, ગતિ કરનાર. આવા ઘણા પ્રયોગો ઋગ્વેદમાં મળી આવે છે જેથી તે શબ્દ વિશિષ્ટ વ્યક્તિ કે પદાર્થના અર્થમાં રૂઢ થયો ગયો ન હતો એમ સિદ્ધ થાય છે હજી શબ્દનો મૌલિક અર્થ જ એવા પ્રયોગોમાં આગળ પડતો લાગે છે.

કેવી રીતે "ધારણ કરી શકે?" એટલે સરસ્વતીના માનસ વ્યાપારો જોડેનો સંબંધ અહિં ઉક્ત છે એમ માનવું પ્રાપ્ત થાય છે.

મંડળ ૬ નું ૬૧ મું સૂક્ત ભરદ્વાજ ઋષિ સરસ્વતીને સંબોધે છે તે નીચે પ્રમાણે છેઃ—

૬ • ૬૧ • ૧• "યજ્ઞ કરનાર વધ્રિઅશ્વને સરસ્વતીએ વેગપૂર્વક ઋણમુક્ત કરનારનો દિવોદાસ (નામનો પુત્ર) આપ્યો; સરસ્વતીએ અનેક સ્વર્થપરાયણ (યજ્ઞદાનન કરનાર વિરોધી) પણિઓનો વિનાશ કર્યો. આ સર્વે, હે સરસ્વતી! તારાં સમર્થ વરદાનો છે."

પણિ એટલે અવચેતનાના સ્વરમાંથી સત્યને પ્રગટ થવામાં બાધા કરનાર—અવિદ્યાશક્તિઓ માનવ પાસેથી આ પણિઓ ગાયોને-જ્ઞાનરશ્મિઓને-ચોરી જાય છે અને માનવને રાત્રિના અંધકારમાં નાખી દે છે.

૬ • ૬૧ • ૨ • ઉર્મિઓના સમર્થ વેગ વડે સરસ્વતી પર્વતોના શિખરોને બિસની-કમળ તંતુની (?)-પેઠે (સહેલાઇથી) તોડી નાખે છે, અતિ દૂર (માનવથી પર) આવી રહેલ સૌનું ઉલ્લંઘન કરનાર સરસ્વતીની અમે સ્તુતિ વડે અને મનની ધારણા વડે અમારાં રક્ષણ માટે ઉપાસના કરીએ છીએ."

---

૬• ૬૧ • ૧ इयमददाद्रभसमृणच्युतं दिवोदासं वध्यश्वाय दाशुपे । या शश्वंत माचखादावसं पणि ताते तत्राणि तातेदत्राणि तविषा सरस्वती ॥

૬• ૬૧ • ૨ इयं शुष्मेभिर्बिसखा इवारुजत्सानुगिरीणां तविपेरुमिभि पारावते घ्नीमवसे सुवृक्तिभिः सरस्वतीमा विवासेम धीतिभिः ॥

પારાવત શબ્દના અર્થના સ્પષ્ટીકરણ માટે જુઓ પરિશિષ્ટ (અ)

૬ • ૬૧ • ૩. " હે સરસ્વતી ! દેવોની નિંદા કરનારાઓનો વિનાશ કર, સર્વ રૂપોનું નિર્માણ કરનાર, માયાવી, બૃસયના (વૃત્રના ?) પરિવારનો પણ ધ્વંસ કર; હે સંપત્તિવાન અને ઐશ્વર્ય-શાલિની સરસ્વતી ! તું માનવોને પૃથ્વી પ્રાપ્ત કરાવે છે,–તેમને ( દુશ્મનોને ) માટે તું વિષઝર. "

૭ • ૬૧ • ૪. " ( આધ્યાત્મિક સંપત્તિઓ વડે ઐશ્વર્યશાલી, બુદ્ધિનું રક્ષણ કરનાર દેવી, સરસ્વતી અમારી રક્ષા કરો. "

૬ • ૬૧ • ૫. " વૃત્રની સાથેના સંગ્રામમાં જેમ ઇન્દ્રની, તેમ પોતાની સંપત્તિના વિનાશનો ભય ઉપસ્થિત થતાં જે યજમાન તારી સ્તુતિ કરે છે ( તેનું તું રક્ષણ કર. ) "

૬ • ૬૧ • ૬. " હે સરસ્વતી દેવી ! વિપુલ ઐશ્વર્યવાળી ! અમારી સંપત્તિનું રક્ષણ કર. પોષણ કરનાર પુષનદેવની પેઠે અમને વરણીય સંપત્તિ પ્રાપ્ત કરાવ. "

૬ • ૬૧ • ૭. " હિરણ્યમય માર્ગવાળી, ઘોર, વૃત્રનો પરાજય

---

૬ • ૬ • ૧ • ३ सरस्वति देवनिदो निबर्हय प्रजां विश्वस्य बृसयस्य मायिनः ।
उत क्षितिभ्योऽवनारविंदो विषमेभ्यो अस्रवो वाजिनीवति ॥
૬ • ૬૧ • ૪ पणोदेवि सरस्वती वाजेभिर्वाजिनीवति धीनामविभ्यवतु ॥
૬ • ૬૧ • ૫ यस्त्वा देवी सरस्वत्युपब्रुते धने हिते इंद्रं न वृत्रतूर्ये ॥
૬ • ૬૧ • ૬ त्वं देवी सरस्वत्या वाजेषु वाजनि रदा पूषेव नः सनिं ॥
૬ • ૬૧ • ७ उतास्या नः सरस्वती घोरा हिरण्यवर्तनिः ।
वृत्रघ्नी वृष्टि सुष्टुतिं ॥

૫. 'તારી આ ગતિમાન, મધુમંત અને ઘૃતની તેજસ્વી નિર્મલતાવાળી ઉર્મિઓ વડે, હે સરસ્વતી ! તું અમારું રક્ષણ કરનાર થજે.'

૬. 'વિશ્વનું દર્શન કરનાર–સર્વદૃશ–અને ગતિમાન એવા સરસ્વત–ના પડઘા પાડનાર ( પડછંદા વાળી ) વાણીનો આનંદ અમે ભોગવીએ !–અમે ( તેની આપેલી ) શક્તિનો તથા પ્રજાનો આનંદ ભોગવીએ !'

બને તેટલો શુષ્ક શબ્દાર્થ જાળવી રાખીને કરેલા ઉપરના અનુવાદ ઉપરથી પણ આપણને સરસ્વતીના સ્વરૂપ વિષે કાંઇક વધારે સ્પષ્ટ ખ્યાલ આવવો જોઇએ. 'સચેતન થનાર' અને યજમાનને 'સચેતન કરનાર' સ્થૂળ સરિતાજ કેવળ કેવી રીતે હોય ? સરસ્વતી જો કેવળ નદી જ હોય તો વાચા જોડેનો તેનો પુલ્લો સંબંધ આ સૂક્તોમાં દેખાય છે તેનો શો અર્થ કરવો ? અને ૬ ઋચામાં સરસ્વતી સમીપ જવાની અભીપ્સાવાળો વસિષ્ટ 'સત્યના દ્વારો ઉઘાડે છે' તેનો સરિતા જોડે મેળ કેવી રીતે મળે છે વારુ ? સરસ્વતીની મહત્તાવડે–તેના મહિમાવડે–માનવો અગ્નિમાં પોતાનું સ્થાન કેવી રીતે સ્થાપન કરી શકે ? સરિતા,–કેવળ સ્થૂલ જળની વહેનારી નદીજ હોય તો–તેની ઉર્મિ મધુમંત–મધુયુક્ત–આનંદયુક્ત કેવી રીતે કહી શકાય ? હું માનું છું કે આ બે સૂક્તો સરસ્વતીને પ્રતિક તરીકે સ્વીકારવાને પૂરતાં છે.

---

७-९६ - ५ ये ते सरस्व ऊर्मयो मधुमंतो घृतश्चुतः ।
तेभिर्नोऽविता भव ॥

७-९६ - ६ पीपिवांसं सरस्वतः स्तनं यो विश्वदर्शतः ।
भक्षीमहि प्रजामिषं ॥

૭

૫ • ૪૩ • ૧૧ • માં અત્રિ ઋષિ વિશ્વદેવોને આવાહન કરે છે. તેમાં સરસ્વતી વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

" જ્યોતિર્મય સ્વર્લોકથી, મહાન પર્વતમાંથી આરંભીને સરસ્વતી અમારા યજ્ઞ પ્રત્યે આવો; ( જ્યોતિર્મય સ્વર્લોકના મહાન શૈલમાંથી નીકળી સરસ્વતી અમારા યજ્ઞ પ્રત્યે આવો" એવો અર્થ પણ થઇ શકે. ) અમારાં આહ્વાનને શ્રવણ કરનારી તે દેવી અમારી આનંદદાયી, નિર્મળ ઋચાને ( વાચાને ) આનંદપૂર્વક શ્રવણ કરો.

આ ઋચામાં ઘૃતાચી સિવાયનાં બધાં પદોનો અર્થ સાયણાચાર્ય પ્રમાણે સ્વીકાર્યો છે; અને તે છતાં, બુદ્ધિની નિર્મલતા જોડેનો તથા વાચા જોડેનો સરસ્વતીનો સંબંધ સ્પષ્ટ જણાય છે. જ્યોતિર્મય એટલે જ્ઞાનજ્યોતિર્મય; સ્વરલોક એટલે મનોમયભૂમિકાના ઉચ્ચતરો પર્વતો એટલે ઉચ્ચતમ શિખરોવાળો મનોમયભૂમિકાનો પ્રદેશ. સ્વર્લોકના ઉચ્ચતમ શિખરો પરથી પ્રેરણાદાયી સરસ્વતીનો પ્રવાહ આવે છે–એમ વક્તવ્ય છે.

૬. ૪૯ • ૭ • માં ઋજીષ્વ ઋષિ વિશ્વદેવોને સંબોધે છે તેમાં સરસ્વતીને पावीरवी–" વિશુદ્ધિ કરનારી " અને वीरपत्नि કહીને તેની પ્રાર્થના કરવામાં આવી છે. धियं धात–હે સરસ્વતી ! તું અમારી બુદ્ધિને–ધિને ધારણ કર. " સ્નાન કરવાની સગવડ આપે એ સ્થૂલ અર્થમાં સરસ્વતીને ' પવિત્ર કરનારી ' કહેવામાં આવી હોય એવો અર્થ ઘટાવીએ તો પણ એવી સ્થૂલ નદી ' બુદ્ધિને '

---

૫• ૪૩ • ૧૧ आ नो दिवो बृहतः पर्वतादा सरस्वती यज्ञता गंतु यज्ञम् ।
हवं देवि जुजुषाणा घृताची शग्मानो वाचमुशती शृणोतु ॥

કેવી રીતે "ધારણ કરી શકે?" એટલે સરસ્વતીનો માનસ વ્યાપારો જોડેનો સંબંધ અહિં ઉક્ત છે એમ માનવું પ્રાપ્ત થાય છે.

મંડળ ૬ નું ૬૧ મું સૂક્ત ભરદ્વાજ ઋષિ સરસ્વતીને સંબોધે છે તે નીચે પ્રમાણે છે:—

૬ • ૬૧ • ૧ • "યજ્ઞ કરનાર વધ્રિઅશ્વને સરસ્વતીએ વેગપૂર્વક ઋણમુક્ત કરનારનો દિવોદાસ ( નામનો પુત્ર ) આપ્યો; સરસ્વતીએ અનેક સ્વાર્થપરાયણ ( યજ્ઞદાનન કરનાર વિરોધી ) પણિઓનો વિનાશ કર્યો. આ સર્વે, હે સરસ્વતી ! તારાં સમર્થ વરદાનો છે."

પણિ એટલે અવચેતનાના સ્તરમાંથી સત્યને પ્રગટ થવામાં બાધા કરનાર—અવિદ્યાશક્તિઓ માનવ પાસેથી આ પણિઓ ગાયોને-જ્ઞાનરશ્મિઓને-ચોરી જાય છે અને માનવને રાત્રિના અંધકારમાં નાખી દે છે.

૬ • ૬૧ • ૨ • ઉર્મિઓના સમર્થ વેગ વડે સરસ્વતી પર્વતોના શિખરોને બિસની-કમળ તંતુની (?)-પેઠે ( સહેલાઇથી ) તોડી નાખે છે, અતિ દૂર ( માનવથી પર ) આવી રહેલ સૌનું ઉલ્લંઘન કરનાર સરસ્વતીની અમે સ્તુતિ વડે અને મનની ધારણા વડે અમારાં રક્ષણ માટે ઉપાસના કરીએ છીએ."

---

૬ • ૬૧ • ૧ इयमददाद्रभसमृणच्युतं दिवोदासं वध्र्यश्वाय दाशुषे ।
या शश्वंत माचखादावसं पणिं ता ते दात्राणि तविषा सरस्वती ॥

૬ • ૬૧ • ૨ इयं शुष्मेभिर्बिसखा इवारुजत्सानुगिरीणां तविषेभिरूर्मिभिः ।
पारावतघ्नीमवसे सुवृक्तिभिः सरस्वतीमा विवासेम धीतिभिः ॥

પારાવત શબ્દના અર્થના સ્પષ્ટીકરણ માટે જુઓ પરિશિષ્ટ (અ)

૬ • ૬૧ • ૩. " હે સરસ્વતી ! દેવોની નિંદા કરનારાઓનો વિનાશ કર, સર્વ રૂપોનું નિર્માણ કરનાર, માયાવી, બૃસયના (વૃત્રના ?) પરિવારનો પણ ધ્વંસ કર; હે સંપત્તિવાન અને ઐશ્વર્યશાલિની સરસ્વતી ! તું માનવોને પૃથ્વી પ્રાપ્ત કરાવે છે,–તેમને (દુશ્મનોને) માટે તું વિષઝર."

૭ • ૬૧ • ૪. " ( આધ્યાત્મિક સંપત્તિઓ વડે ઐશ્વર્યશાલી, બુદ્ધિનું રક્ષણ કરનાર દેવી, સરસ્વતી અમારી રક્ષા કરો."

૬ • ૬૧ • ૫. " વૃત્રની સાથેના સંગ્રામમાં જેમ ઇન્દ્રની, તેમ પોતાની સંપત્તિના વિનાશનો ભય ઉપસ્થિત થતાં જે યજમાન તારી સ્તુતિ કરે છે ( તેનું તું રક્ષણ કર. ) "

૬ • ૬૧ • ૬. " હે સરસ્વતી દેવી ! વિપુલ ઐશ્વર્યવાળી ! અમારી સંપત્તિનું રક્ષણ કર. પોષણ કરનાર પુષનદેવની પેઠે અમને વરણીય સંપત્તિ પ્રાપ્ત કરાવ."

૬ • ૬૧ • ૭. " હિરણ્યમય માર્ગવાળી, ઘોર, વૃત્રનો પરાજય

---

૬ • ૬ • ૧ • ૩ सरस्वति देवनिदो निबर्हय प्रजां विश्वस्य बृसयस्य मायिनः ।

उत क्षितिभ्योऽवनारविंदो विषमेभ्यो अस्त्रवो वाजिनीवति ॥

૬ • ૬૧ • ૪ पणोदेवि सरस्वती वाजोमर्वाजिनीवति धीनामविभ्यवतु ॥

૬ • ૬૧ • ૫ यस्त्वा देवी सरस्वत्युपब्रुते धने हिते इंद्रं न वृत्रतूर्ये ॥

૬ • ૬૧ • ૬ त्वं देवी सरस्वत्या वाजेषु वाजनि रदा पूषेव नः सनिं ॥

૬ • ૬૧ • ૭ उतास्या नः सरस्वती घोरा हिरण्यवर्तनिः ।

वृत्रघ्नी वृष्टि सुष्टुतिं ॥

કરનાર, સુવિખ્યાત સરસ્વતી અમારી સ્તુતિની કામના કરો-સ્તુતિ વડે પ્રસન્ન થાઓ."

વૃત્ર એટલે અવિદ્યાની સર્વાચ્છાદક શક્તિઃ સત્યના સ્રોતોની સ્વતંત્ર ગતિને-તેના પ્રવાહને, રોકનાર આસુરિક શક્તિ, માનવની ચેતનામાં સત્યના જે પ્રવાહો યા તો સત્ય પ્રેરણાઓના જે સ્રોતો જાગે છે તેમને આ વૃત્ર અટકાવે છે. સામાન્યતઃ આ વૃત્રનો વધ કરવાનું કાર્ય મનોમય ચેતનાના સ્વામી ઇન્દ્રનું છે. મનોમય જ્ઞાન-જ્યોતિ અને વિચારોની વિદ્યુત્‌ના સ્વામી મરુતો ઇન્દ્રના સાથીઓ છે. સરસ્વતી પણ પ્રેરણાશક્તિ હોઈ વૃત્રનો વિનાશ કરવાનું કામ તે સાધી શકે એ સમજી શકાય તેવું છે.

૬ • ૬૧ • ૮. ૬ - ૬૧ - ૯. " જેનું અનંત અને અકુટિલ સામર્થ્ય, જેનો મહાસાગર જેવો અદમ્ય, સર્વગામી પ્રવાહ ગર્જના કરતો (આગળ) વધે છે તે સરસ્વતી દેવી અમને દ્વેષીઓથી પાર ઉતારો, તથા સત્યથી પૂર્ણ ભગિનીઓ (સહગામી સ્રોતો) ઉષાની પેઠે સૂર્યને પ્રગટ કરે છે." ૬ • ૬૧ • ૧૦ • " પ્રિયમાં પણ પ્રિયતમ એવી, સુસેવિતા સરસ્વતી, તેની સાત ભગિનીઓ સહિત, સ્તુતિને યોગ્ય થાઓ."

---

૬ • ૬૧ • ૮ यस्या अनंतो महतस्त्वेषश्चरिष्णुरर्णवः ।
अमश्चरति रोरुवन ॥

૬ • ૬૧ • ૯ सा नो विश्वा अति द्विषः स्वसॄरन्या ऋतावरि ।
अतन्नहेवसूर्यः ॥

૬ • ૬૧ • ૧૦ उत नः प्रियाप्रियासु सप्तस्वसा सुजुष्टा ।
सरस्वती स्तोम्या भूत् ॥

૬-૬૧-૧૧. "વિશાળ પાર્થિવ લોકને તથા અંતરીક્ષ લોકને પોતાની જ્યોતિનાં કિરણોથી પરિપ્લાવિત કરતી સરસ્વતી, નિંદકોથી અમારૂં રક્ષણ કરો."

૬-૬૧-૧૨. "ત્રણે લોકમાં વ્યાપી રહેલ સપ્ત ધાતુ અને પંચ પ્રકારના જીવોનું સંવર્ધન કરતી સરસ્વતી, પ્રત્યેક સંપત્તિ માટે યજનીય છે."

૬-૬૧-૧૩. "ચેતનવાન થયેલ યજમાનની સ્તુતિવડે, પોતાની વિશિષ્ટ જ્યોતિ કિરણાવલી સહિત સરસ્વતી, વધારે સરલતાથી સચેતન થાય છે;-અન્ય વેગવતી સરિતાઓમાં તે સૌથી વધારે વેગવાન-જળપીન-છે, રથની પેઠે ઐશ્વર્યનો ઉપભોગ કરવા માટે અનેક ગુણોથી યુક્ત તે ઉત્પન્ન થયેલી છે.

૬-૬૧-૧૪. "હે સરસ્વતી! વરણીય સંપત્તિ તું અમારી પાસે લાવ; (અમને પ્રાપ્ત કરાવ) અમારા વિકાસનો વિરોધ મા કર;

---

૬-૬૧-૧૧ आपप्रुषी पार्थिवान्युरु रजो अंतरिक्षं ।
सरस्वती निदस्पातु ॥

૬-૬૧-૧૨ त्रिषधस्था सप्तधातुः पंचजाता वर्धयंती ।
वाजे वाजे हव्या भूत् ॥ १२ ॥

૬-૬૧-૧૩ प्र या महिम्ना महिनासु चेकि ते द्युम्नेभिरन्या अपसामपस्तमा रथ इव बृहती विभ्वने कृतोपस्तुत्या चिकितुषा सरस्वती ॥ १३ ॥

૬-૬૧-૧૪ सरस्वत्यभिनो नेषि वस्यो मापस्करीः पयसा मा न आधक् ।
जुषस्व नः सख्या वेश्या च मा त्वत्क्षेत्राण्यरणानिगन्म ॥ १४ ॥

તારાં પય (રશ્મિ) વડે અમને બાળ નહિ. (તારાં પય વડે અમને બાધા કર નહિ મા). અમારા મિત્રાચારી ભરેલા પ્રવેશમાં આનંદ છે, તારી સમીપેથી અરણ્ય જેવા પ્રદેશોને અમે પ્રાપ્ત કરીએ નહિ."

(તારી સમીપેથી અમે અરણ્ય જેવા પ્રદેશોને પ્રાપ્ત ન થઈએ.) અહિં **પયસા** એ પદનો બેવડો અર્થ 'પાણી' અને 'દૂધ' થાય છે તેનો લાભ લેવામાં આવ્યો છે એ સ્પષ્ટ જણાય છે. ગૌ-ગાયો-જ્ઞાનરશ્મિઓ; તેમનાં ઝરણો તે પણ **પય.** અને સરસ્વતી પ્રેરણાદાઇ શકિતના પ્રવાહો પણ. **પય**=જ્ઞાનકિરણો.

વળી સાયણાચાર્યે પોતે જ **मा आधक् नामिद्दहान बाधस्व** એ પ્રમાણે "બાળ નહિ" એવો અર્થ કરીને "પય વડે બાળ નહિ" એમ અર્થ બરાબર નહિ લાગતાં "પય વડે બાધા કર નહિ" એવો અર્થ ફેરવી નાખ્યો. "તારા પ્રખર જ્ઞાન રશ્મિ વડે,-પય વડે, અમને બાળ નહિ." એ અર્થ બરાબર બંધ બેસતો થાય છે.

પરંતુ બંન્ને અર્થનો સ્વીકાર કરતાં સરસ્વતીને પ્રતિક તરીકે લેવામાં હરકત આવતી નથી.

આખા સૂક્તનો સમગ્રપણે વિચાર કરતાં ત્રણચાર મુદ્દાઓ સ્પષ્ટ થાય છે. સરસ્વતીમાં વેગ છે, સામર્થ્ય છે. સરસ્વતી વાજ-ધન, વગેરે આપે છે, તે યજમાનનું રક્ષણ કરે છે. નિંદા કરનારા યજ્ઞવિરોધીઓનો, વૃત્રનો-તથા પણિઓનો વિનાશ કરવામાં તે આર્યને સહાય કરે છે. માર્ગમાં આવતા અંતરાયોને તે દૂર કરી નાંખે છે. સરસ્વતી યજમાનની બુદ્ધિનું રક્ષણ કરે છે, યજમાન તેને બુદ્ધિવડે ધારણ કરે છે. તે ચેતનવંતી છે, ચેતનને જાગ્રત કરનારી છે. તે સત્યાવરી સત્યસંકલ્પ છે અને યજ્ઞ કરનારને સત્યનું દર્શન કરાવે છે.

આ જોતાં સરસ્વતી તો સ્થૂળ નદી એ આગ્રહ મારી દષ્ટિએ, પૂરતી સપ્રમાણતાવાળો ઠરતો નથી.

# પરિશિષ્ટ ૧

## પારાવત શબ્દનો ઉપયોગ ને અર્થ.

पारावत—શબ્દ ઋગ્વેદમાં તથા ઉપનિષદોમાં પણ વપરાયો છે. એનો અર્થ સાયણાચાર્ય પ્રમાણે ' અતિદૂર ' થાય છે. એનો અર્થ " મનથી પર યાતો માનવથી અતિદૂર, ઉર્ધ્વ ચેતનાના સ્તરો " એવો પણ થાય છે. પ્રેરણાની દેવી સરસ્વતી પરાવત-માનવચેતનાથી ઉર્ધ્વ સ્તરોમાંથી ઉદ્ભવે છે એમ કહેવાનો અર્થ સ્પષ્ટ જ છે.

पा-પદનો અર્થ परमागे-(સાયણ) ૧ - ૩૭ - ૭ - થાય છે; ૧ - ૩૫ - માં परावतो दूरदेशम्-विश्वादुरिता सर्वाणि पापान्यप बाधमानो विनाशायन ( સાયણ )

અહિં ' દૂરદેશ '—સ્થૂલ પ્રદેશ નથી એટલું સર્વ સંબંધ જોયા વગર પણ સ્પષ્ટ જણાય છે.

૧ - ૩૬ - ૧૮ - परावतो दूरदेशात्। એમ અગ્નિને આવાહન છે—કયો દૂરદેશ જ્યાંથી " અગ્નિ " આવવાનો હોય ? યજ્ઞ કરનારે તો વેદીમાં સ્થૂલ અગ્નિ ક્યારનોએ પ્રગટ કર્યો હોય છે—યાતો પ્રગટ કરવાનાં સાધનો તેની પાસે જ હોય છે, તેનું શું ? ૧ - ૩૯ - ૧ - માં परावतो એટલે ફક્ત दूरात् અર્થ કર્યો છે. અહિં દૂર દેશમાંથી નહિ પણ ફક્ત અંતર દર્શાવવામાં આવ્યું છે.

૧ - ૪૭ - ૭. માં ' दूरदेशे ' એવો અર્થ છે.

૧ - ૪૮ - ૭ - માં परावतो दूरस्थात्-સૂર્યના ઉદય જોડે સંબંધ હોવાથી આ અંતર ઘણું મોટું તો ગણાય જ.

૧ • ૫૩ • ૭• માં નમુચિ નામના માયિને મારવા માટે ઇન્દ્રને આવાહન કરવામાં આવ્યું છે તેમાં परावत्ति-दूरदेशे-नमुचिने મારવાનો કહ્યો છે. કયા "દૂરદેશમાં"–કોઇ માનવથી અપ્રાપ્ય સ્થૂલ પ્રદેશમાં કે અંતરના ખૂણામાં દૂર ઊંડાણમાં લપાઇ રહેલ કોઈ આસુરિક શકિત ?

૧ • ૭૩ • ૬• માં परावतનો અર્થ અતિ સ્પષ્ટ થાય છે.

ऋतस्य हि धेनवो वावशानाः स्मदूध्नीः पीपयंत द्युभक्ताः ।
परावतः सुमतिं भिक्षमाणा वि सिंधवः समयासु स्मरद्रिम् ॥

આ ઋચામાં કેવળ 'પરાવત'નો જ નહિ પરંતુ ऋतं અને ધેનુના પણ અર્થ સુસ્પષ્ટ થાય છે એટલે અહિં એની વાખ્યા વિગતવાર આપી છે.

વળી, सिंधवः પદ પણ કેવું સંજ્ઞા તરીકે વપરાયલું છે તે આપણને જણાય છે.

"ફરી ફરીને ( અગ્નિની ) કામના કરતી, નિત્ય પય ઝરતી– ( સદા પય ઝરતી દૂઝણી ધેનુઓ ) એવી સત્યની જ્યોતિર્મય ધેનુઓએ અગ્નિને પયપાન કરાવ્યું. સુમતિની યાચના કરનાર સરિતાઓ ( સત્યના પ્રવાહો ), પરમ ચેતનાના સ્તરોમાંથી અદ્રિની સમીપમાં વહેવા માંડી. "

ઋતની ધેનુઓ–દ્યુભક્ત–જ્યોતિર્મય, ધેનુઓ, કઇ વારું ? સુમતિની યાચના કરનાર સિંધુઓ કઇ ?

વેદના પદોમાં સંજ્ઞાર્થ રહેલો છે એનો પુરાવો આ એક ઋચા પણ નિષ્પક્ષપાત અભ્યાસને પુરો પાડવાને સમર્થ છે, "સત્યની ગાયો"–સત્યનાં જ્યોતિર્મય કિરણો–અને કિરણોનાં ધણને પોષણ આપનાર છે. માટે ધેનવઃ–પોષક ગાયો. આ ગાયો

ઉઠી જતી નથી સમદુઘ્ની-સદા દુઝણી-છે. તે વારે વારે અગ્નિની-અભિપ્સાના અગ્નિની,-યાને માનવની ચેતનામાં જાગતી ઉર્ધ્વગામી તપઃશક્તિની-કામના કરે છે, કારણ કે માનવમાં એ તપઃશક્તિ જાગતી હોય તો જ એ ધેનુઓ તેને પોષણ આપી શકે. અને ચેતનાના વિવિધ સ્તરોના ઉપર વહેતા પ્રવાહોની બનેલી સરિતાઓ સુમતિ માટે યાચના કરે છે-અને માનવની સ્થુલચેતના-અન્નમય-ચેતના રૂપી અદ્રીની સમીપ તેઓ વહન કરે છે,-અલબત્ત, પરાવત;-ચેતનાના ઉર્ધ્વ સ્તરોમાંથી સરણ કરીને.

ऋतः ગત્યાત્મક-ક્રિયાત્મક સત્ય;
धेनुः સત્યના પોષક કિરણો-કિરણાવલી, જ્ઞાનરશ્મિઓ.
परावतः ચેતનાના ઉન્નત સ્વરો
सिंधुः ચેતનાના પ્રવાહો

આટલી સંજ્ઞાઓ અહીં સુસ્પષ્ટ થાય છે અને વેદની બીજી ઋચાઓમાં પણ બંધ બેસે છે, ઉ. ત. આજ સુક્તની ૧૦ મી ઋચાએ, અને તેનો અર્થ કરી જુઓ;

૧ • ૯૨ • ૩. માં परावतः-दूरदेशात् એવો અર્થ છે.

૧ • ૧૧૨ • ૧૩• આ ઋચામાં परावति જવા વિષે ઉલ્લેખ છે. परावति दूरदेशे स्थितं सूर्यं परियाथः ।

અહિં પરાવતનો અર્થ સૂર્યલોકઃ યાતો સૂર્ય જેટલો દૂર પ્રદેશ છે. એટલો મત તો સાયણાચાર્ય પણ સ્વીકારે છે.

૧ • ૧૧૯ • ૮• અહિં परावति दूरदेशे એમ કહીને समुद्र मध्ये-એટલું સાયણ ઉમેરે છે.

૧ • ૧૩૦ • ૯ માં परावतो એટલે दूरात् स्वर्ग स्थानात्-" સ્વર્ગ પ્રદેશ " જેટલા દૂર પ્રદેશને પણ સાયણ ' પરાવત ' તરીકે સ્વીકારે છે.

૩ • ૯ • ૬. દૂર દેશનો અર્થ પરાવતનો થાય છે.

૩ • ૩૭ • ૧૧. માં ઇન્દ્રને નજીકમાંથી કે દૂરથી–પરાવત: આવવાને માટે પ્રાર્થના કરવામાં આવી છે. આ સમીપ કેદરનું સ્થાન સ્થુલ જગતમાં ન હોઈ શકે એ સમજી શકાય તેવું છે; કારણ કે ઇન્દ્રનું રહેઠાણ પૃથ્વી નથી એ વેદમાં સ્પષ્ટ કરવામાં આવેલું છે એટલે સુક્ષ્મ અન્ય લોકમાંથી આવવા માટે તે શબ્દ વપરાયલો છે એ સ્પષ્ટ થાય છે.

૩ • ૪૦ • ૮. માં પણ એ જ અર્થ છે.

૫ • ૫૩ • ૮. માં परावतो दूरदेशे तत्र तत्र द्युलोकादौ પરાવત એટલે દ્યુલોક વગેરે અન્ય લોકો એવું સાયણ પણ સ્વીકારે છે.

૮ • ૧૨ • ૧૮. એ જ અર્થ વિવક્ષિત છે.

૮ • ૩૨ • ૨૨. દૂરના અર્થમાં છે.

૯ • ૩૯ • ૫. દૂરના અર્થમાં પરાવત વપરાયો છે.

૯ • ૪૪ • ૨. }
૯ • ૬૫ • ૨૨. } એ જ અર્થ છે

૯ • ૬૮ • ૬ • માં પરાવત એટલે दूरात् द्युलोकात् એવો સાયણે લીધો છે.

ઋગ્વેદના જૂદાં જૂદાં મંડળોમાંથી લીધેલાં આ અવતરણો પરથી ' પરાવત ' સ્થુલ પ્રદેશને બદલે અત્યારે આપણાથી અતિદૂર એવા ચેતનાના સ્તરોનો નિર્દેશ કર છે એમ સ્વીકારવું સકારણ લાગે છે. આ અનુમાનમાં સાયણાચાર્ય સાનુકૂળ છે. એમને પણ સ્વર્ગલોક, દ્યુલોક, સૂર્યલોક વગેરે પરાવતના અર્થમાં સ્વીકાર્યો છે. એટલે પરાવત એ માનવ ચેતનાથી પર આવી રહેલ ચેતનાનાં સ્તરોને માટે વપરાયલું પદ છે.

卐

# પરિશિષ્ટ ૨

## આપઃ જલો-(જલસ્રોતો)

'**પારાવત**' શબ્દનો અર્થ નક્કી કરવા માટે છેલ્લા પરિશિષ્ટમાં પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અહિં **આપ**;=' બહુવચનમાં વપરાતું જલનું રૂપ" લઇને આપણને સરસ્વતીનું તથા સાત નદીઓનું પણ રૂપ નક્કી કરવામાં તે કેટલે અંશે ઉપયોગી થઈ પડે તેમ છે તે જોઇશું ?

વેદમાં **સપ્તનદ્ય**-સપ્તનદીઓ-નો ઉલ્લેખ ઘણે ઠેકાણે આવે છે. જ્યાં જ્યાં એવો ઉલ્લેખ છે ત્યાં ત્યાં આપણે "સરસ્વતી"ને માટે જે સંજ્ઞા સ્વીકારી છે તેવા જ અર્થની સંજ્ઞા સ્વીકારીએ તો ઋચાઓનો અર્થ સુસંગત રહે છે કે નહિ તે પણ આપણે જોઇશું. પરંતુ આ લેખમાં મુખ્યત્વે કરીને **अपोदिव्याः** "દિવ્યજલો"-(*अपोदेविः*)-**स्वर्वतीरपः** "સ્વર્ગ લોકનાં જલ" વગેરે કેવળ જલના ઉલ્લેખો જોઇશું તો તેમાં પણ જલનું પ્રતિરૂપણું આપણને સ્પષ્ટ થયા વિના રહેતું નથી. આમ **सरस्वती सप्तनद्यः** અને આપઃ ત્રણેય પ્રતિકરુપે આપણને સમજાય છે.

'જલ'-**આપઃ** એ પ્રાણવાચક, પ્રવાહશીલ, ગતિમાન ચેતનાની સંજ્ઞા છે. પ્રાણના પ્રવાહોને **આપઃ** ચેતનાના પ્રવાહો એજ **जल**. જ્યારે સૃષ્ટિમાં વહે છે ત્યારે સાતપ્રવાહે વહે છે, (એમાંથી જ પુરાણની "સપ્તલોકની સૃષ્ટિ જન્મી હોવી જોઇએ)- સાતે ધારાએ અવતરે છે. પરંતુ આ **આપઃ** એ તો કેવળ પાણી-વરસાદના પાણીના પ્રવાહો, સિવાય બીજું જ શું હોઇ શકે ? આવા પ્રશ્ન પૂછનારને આપણે પૂછીશું કે એમ જ જો હોય તો એ **आपः** ને સૂર્યે કેવી રીતે ઉત્પન્ન કર્યાં ? સમુદ્રમાંથી શોષીને ?- તો એમાંથી અગ્નિ કેવી રીતે જન્મ્યો ? એની ઉર્મિ, **मधुमंत**-

મિષ્ટતાવાળી—કેવી રીતે ગણાય? વળી વસિષ્ટના સૂક્તમાં (૭ • ૪૯ તો એ જલને સોમ વચ્ચે આપણે બીલકુલ ભેદ પાડી શકીએ તેમ જણાતું નથી. તો એ સોમના જેવાજ ગુણવાળાં જલ કર્યા

પ્રથમ એ સૂક્તની ઋચાઓનો અનુવાદ આપીને ૭ વિવેચન કરીશું:—

૭ - ૪૭—આખું સૂક્ત આપ: સંબંધી છે.

" હે જલ ! ( સ્રોતો ), તમારી તે પરમ શ્રેષ્ઠ ઉર્મિ જે ઇન્દ્રદેવનું પાન છે, દેવતાઓની શોધ કરનારા માનવોએ જે ( ઉર્મિ પોતાને માટે ) સર્જી છે તે-શુચિ, જ્યોતિર્મય, નિર્મળતા નીતરતી, મધુયુક્ત ઉર્મિ આજે અમે ભોગવીએ. ( ૭ • ૪૭ • ૧• )[1]

હે જલ ! (પ્રવાહો) હે આપ: ! વેગપૂર્વક ધસનારો ' જલનો પુત્ર,–( અગ્નિ ) તમારી સૌથી વધારે મધુયુક્ત–મિષ્ટ–ઉર્મિને ચોપણુ આપો: તે ઉર્મિ જે ( નું પાન કરતાં ) માં વસુઓ સહિતો ઇન્દ્ર આનંદથી પ્રમત્ત ( ચકચૂર ) બને છે તે–અંમે પણ દેવતાઓની શોધ કરનારા હોઇ અમે પણ તે ઉર્મિનો ભોગ પ્રાપ્ત કરીએ. ' ૭ • ૪૭ • ૨.[2]

" સેંકડો વિશુદ્ધિ કરનાર ( ચમસમાંથી ) ગલણીમાં પસાર થતી, સ્વભાવથી જ આનંદ યુક્ત, એવી તારી ઉર્મિઓ દિવ્ય છે.

---

१ आपो यंवः प्रथमं देवयंत इन्द्रपानमूर्मि कृण्णतेळः ।
तं यो वयं शुचिमरि प्रमद्य घृतपुषं मधुमंतं वेनम् ॥ ७ - ४७

तमूर्मिमपो मधुमत्तमं वोऽपां नपादवत्वाशुहेमा ।
यस्मिन्निद्रो वसुभिर्मादयाते तमश्याम देवयंतो वो अद्य ॥
७ • ४७

દેવતાઓની ગતિના ધ્યેયરૂપ ( સમુદ્ર ) પ્રત્યે તે વહે છે; એ ઉર્મિઓ ઇન્દ્રના કાર્યને મર્યાદિત કરતી નથી. જલની સરિતાઓને જ્યોતિર્મય આહૂતિરૂપી બલિ અર્પણ કરો. " ૭ • ૪૮ • ૩ •

" જે નદીઓને સૂર્યે પોતાના રશ્મિઓ વડે બનાવી છે, ( આગળ ) વહેવડાવી ( છે ) જેમને ચીરીને ઇન્દ્રે ગતિશીલ ( ગમન માટે ઉપયોગી ) ઉર્મિ ઉત્પન્ન કરી, તે નદીઓ અમારામાં પરમ-શિવની સ્થાપના કરો ? અને હે દેવતાઓ ! મંગળમય-કલ્યાણ-કારક-સ્થિતિ વડે તમે અમારૂં રક્ષણ કરો. " ૭ • ૪૭ • ૪.

આપણે બીજી ઋચાઓમાંથી જાણીએ છીએ કે ઇન્દ્રનું મન-ગમતું પાન સોમરસ છે-પણ અહિં ૧ લી ઋચામાં ઇન્દ્રનું પાન જળની ઉર્મિ છે ! વળી તે ઉર્મિ જ્યોતિર્મય-જ્ઞાનયુક્ત, નિર્મલ અને આનંદદાયક છે !–આ જળ–સાધારણ જળ નથી એમ બીજી ઋચામાં પણ એનો ઉલ્લેખ છે તે ઉપરથી જણાય છે. કારણ કે તેની મધુયુક્ત ઉર્મિને અગ્નિ પોષે છે: અને એના પાનથી ઇન્દ્ર તથા વસ્તુઓ ચકચૂર બને છે ! વાંચકે એ ધ્યાનમાં રાખવાનું છે કે અહિં ' સોમનો ' ઉલ્લેખ પ્રગટ રીતે કરવામાં આવ્યો જ નથી. અને સોમની પેઠે આપની ઉર્મિઓ પણ ગળણીમાંથી ગળાઇ વિશુદ્ધ થયેલી છે અને હવે તો ૩ જી ઋચામાં એ ઉર્મિઓ

---

शतपवित्राः स्वधया मदंतीर्देवानामापि यंति पाथः ।
ता इन्द्रस्य न मिनंति व्रतानि सिन्धुभ्यो हव्य घृत वज्जुहोत ॥
७ • ४९ • ३

याः सूर्यो रश्मिभिराततान याभ्य इन्द्रो अरदद्गातुमूर्मिः ।
ते सिंधवो वरिवो धातनानो यूयं पात स्वस्तिभिः सदानः ॥
७ • ४७ • ४

મટીને નદી રૂપે જ સંબોધાય છે ! અહિં આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કે વેદોના દ્રષ્ટાઓ આપઃ તેની ઉર્મિ અને સિંધુ વચ્ચે ભેદ કરતા નથી, કારણ કે એ નદીઓ સૂર્ય પોતાનાં રશ્મિ-વડે " ઉત્પન્ન કરે છે. એ નદીઓને ઈન્દ્રે ચીરીને ગતિશીલ ઉર્મિ બનાવી છે, હજી પણ આપઃ કે સિન્ધુ વિષે આપણા મનમાં શંકા હોય તો ૪ થી ઋચામાં " અમારામાં પરમશિવની સ્થાપના કરો. " એવી પ્રાર્થના નદીઓ પ્રત્યે કરવામાં આવી છે તે ઉપરથી નદીઓનો માનસિક અને આંતરિક ચેતના સાથેનો સંબંધ સ્પષ્ટ થાય છે.

આ સૂક્ત જોડે ૪૯ મું સૂક્ત પણ લઈશું. એ સૂક્તના દેવતા આપ અને ઋષિ વસિષ્ટ છે.

" સમુદ્રથી પણ મહાન, વિશુદ્ધિ પ્રસરતાં ( છતાં ) જેઓ એક જ સ્થળે અટકી જતાં નથી, જેમને વૃષભરુપી પૌરુષયુક્ત—વજ્રબાહુ ઈન્દ્રે માર્ગ ચીરીને વહેતાં કર્યાં તે દિવ્ય આપ (જલસ્રોતો) મારૂં સંગોપન કરો. " ૭ • ૪૯ • ૧.

" ખોદેલી ખાઈઓમાં વહેતાં અથવા તો સ્વયંભૂપણે ઉત્પન્ન થએલાં, જેમની ગતિ સમુદ્ર પ્રત્યે છે એવાં જ્યોતિમય અને પાવક દિવ્યાવાહિ મારૂં રક્ષણ કરો. " ૭ • ૪૯ • ૨.

---

समुद्रज्येष्टाः सलिलस्य मध्यातपुनाना यंत्यनिविशमानाः ।
इन्द्रा या वज्री वृषभो रराद ता आपो देविहि मामवंतु ॥
७ • ४९ • १

या आपो दिव्या उत या स्त्रवंति खनित्रिमा उतवा या स्वयंजाः ।
समुद्रार्था याः शुचयः पावकास्ता आपो देविरिह मामवंतु ॥
७ • ४९ • २

" જે જલસ્રોતોની અંદર રાજા વરુણ માનવોના સત્ય અને અસત્યને ( સત્યાનૃતે ) ઉપરથી નીચે નિહાળતો ગતિ કરે છે; જે વારિ મધ ઝરતાં, જ્યોતિર્મય, પાવનકારી છે, એવાં દિવ્ય વારિ મારી રક્ષા કરો " ૭ • ૪૯ • ૩.

" જે જલસ્રોતોમાં વરુણ રાજાને, જેમાં સોમને, અને સર્વ દેવતાઓને શક્તિનો ઉન્માદ ચઢે છે, જે વારિઓમાં વૈશ્વાનર અગ્નિએ પ્રવેશ કર્યો છે તે આપ અમારું રક્ષણ કરો. " ૭ • ૪૯ • ૪.

આ સૂક્તનો સમગ્ર અર્થ વિચારી જુઓ અને એ સ્થૂલ જલને સંબોધાયલું છે એમ લાગે છે ? જલ સંગોપન કરે છે એ તો સમજી શકાય પરંતુ " સ્વયંભૂપણે વહેતાં " એવાં વારિ ક્યાં ? જે વારિમાં વિશાળ વ્યાપકતાનો અધિષ્ટાતા વરૂણ દેવ માનવનાં સત્ય અને અસત્ય પોતાની ઉપરની ગતિમાં વહેતો જો તો જાય છે તે વારિ કેવળ સ્થૂલ જ! અને સ્થૂલ જ જો ગણીએ તો માનવનાં " સત્ય અને અસત્યને " એની સાથે શો સંબંધ ? મધ ઝરતાં–મીઠાં અને ' પાવન કારી ' કયા અર્થમાં ? બાહ્ય કે આંતર ? જેમાં વરુણ સોમ તથા વિશ્વદેવોને કેફ ચઢે તે અને જેમાં અગ્નિએ પ્રવેશ કર્યો છે તે વારિ કેવળ સ્થૂલ જળ છે એમ સ્વીકારતા ગમે તેવા ઉપર ઉપરના વાચકને પણ વિચાર કરવો પડે

---

यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अव पश्यञ्जनानां ।
मधुश्चुतः शुचयो याः पावकास्ता आपो देविहि मामवंतु ॥
७ • ४९ • ३

यासु राजा वरुणो यासु सोमो विश्वे देवा यासूर्जं मदंति ।
वैश्वानरो यास्वग्निः प्रविष्टस्ता आपो देवीरिह मामवंतु ॥
७ • ४९ • ४

મટીને નદી રૂપે જ સંબોધાય છે ! અહિં આપણે
શકીએ છીએ કે વેદોના દ્રષ્ટાઓ આપઃ તે
વચ્ચે ભેદ કરતા નથી, કારણ કે એ નદીઓ
વડે " ઉત્પન્ન કરે છે. એ નદીઓને ઈન્દ્રે
ઉર્મિ બનાવી છે, હજી પણ આપઃ કે સિન્ધુ વિ
શંકા હોય તો ૪ થી ઋચામાં " અમારામાં પર
કરો. " એવી પ્રાર્થના નદીઓ પ્રત્યે કરવા
તે ઉપરથી નદીઓનો માનસિક અને આંતરિક એ
સંબંધ સ્પષ્ટ થાય છે.

આ સૂક્ત જોડે ૪૯ મું સૂક્ત પણ લઈશું. એ
દેવતા આપ અને ઋષિ વસિષ્ટ છે.

" સમુદ્રથી પણ મહાન, વિશુદ્ધિ પ્રસરતાં ( છતાં,
એક જ સ્થળે અટકી જતાં નથી, જેમને વૃષભરુપી પૌરુષ
વજ્રબાહુ ઈન્દ્રે માર્ગ ચીરીને વહેતાં કર્યાં તે દિવ્ય આપ (જલરૂ
મારૂં સંગોપન કરો. " ૭ • ૪૯ • ૧.

" ખોદેલી ખાઈઓમાં વહેતાં અથવા તો સ્વયંભૂપે
ઉત્પન્ન થએલાં, જેમની ગતિ સમુદ્ર પ્રત્યે છે એવાં જ્યોતિમય
અને પાવક દિવ્યાવાહિ મારૂં રક્ષણ કરો. " ૭ • ૪૯ • ૨.

---

समुद्रज्येष्टाः सलिलस्य मध्यातपुनाना यंत्यनिविशामानाः ।
इन्द्रा या वज्री वृषभो रराद ता आपो देविहि मामवंतु ॥
७ • ४९ • १

या आपो दिव्या उत या स्रवंति स्वनित्रिमा उतवा या स्वयनाः ।
समुद्रार्था याः शुचयः पावकास्ता आपो देविरिह मामवंतु ॥
७ • ४९ • २

" જે જલસ્રોતોની અંદર રાજા વરુણ માનવોના સત્ય અને અસત્યને ( સત્યાનૃતે ) ઉપરથી નીચે નિહાળતો ગતિ કરે છે, જે વારિ મધ ઝરતાં, જ્યોતિર્મય, પાવનકારી છે, એવાં દિવ્ય વારિ મારી રક્ષા કરો " ૭ • ૪૯ • ૩.

" જે જલસ્રોતોમાં વરુણ રાજાને, જેમાં સોમને, અને સર્વ દેવતાઓને શકિતનો ઉન્માદ ચઢે છે, જે વારિઓમાં વૈશ્વાનર અગ્નિએ પ્રવેશ કર્યો છે તે આપ અમારું રક્ષણ કરો." ૭ • ૪૯ • ૪.

આ સૂક્તનો સમગ્ર અર્થ વિચારી જુઓ અને એ સ્થૂલ જલને સંબોધાયલું છે એમ લાગે છે ? જલ સંગોપન કરે છે એ તો સમજી શકાય પરંતુ " સ્વયંભૂપણે વહેતાં " એવાં વારિ કયાં ? જે વારિમાં વિશાળ વ્યાપકતાનો અધિષ્ઠાતા વરુણ દેવ માનવનાં સત્ય અને અસત્ય પોતાની ઉપરની ગતિમાં વહેતો જો તો જાય છે તે વારિ કેવળ સ્થૂલ જ! અને સ્થૂલ જ જો ગણીએ તો માનવનાં " સત્ય અને અસત્યને " એની સાથે શો સંબંધ ? મધ ઝરતાં–મીઠાં અને ' પાવન કારી ' કયા અર્થમાં ? બાહ્ય કે આંતર ? જેમાં વરુણ સોમ તથા વિશ્વદેવોને કેફ ચઢે તે અને જેમાં અગ્નિએ પ્રવેશ કર્યો છે તે વારિ કેવળ સ્થૂલ જળ છે એમ સ્વીકારતા ગમે તેવા ઉપર ઉપરના વાચકને પણ વિચાર કરવો પડે

---

यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अव पश्यञ्जनानां ।
मधुश्चुतः शुचयो याः पावकास्ता आपो देविहि मामवंतु ॥
७ • ४९ • ३

यासु राजा वरुणो यासु सोमो विश्वे देवा यासूर्जं मदंति ।
वैश्वानरो यास्वग्निः प्रविष्टस्ता आपो देवीरिह मामवंतु ॥
४९ • ४

એ સ્વાભાવિક છે. દિવ્ય તપઃ શક્તિ રૂપી અગ્નિ એ પ્રાણના સ્રોતોમાં પ્રવેશ કર્યો છે અને સૂર્યે તે વારિને જન્મ આપ્યો છે એ પ્રતિક યથાર્થ છે, પરંતુ સ્થૂલ અર્થમાં લેતાં આપણને બન્ને સૂક્તો અસંબંધ જ લાગે તો શું આશ્ચર્ય ? ·

卐

## પરિશિષ્ટ ૩

હવે વિશ્વામિત્ર ઋષિના મંડળ–૩ જા–માં સપ્તનદીઓનો ઉલ્લેખ ૧ લા જ સૂક્તમાં છે તે અહિં વિચારીએ.

યજ્ઞને ઋગ્વેદમાં માનવ જીવનના પ્રતિક તરીકે વર્ણવવામાં આવ્યો છે. અને એ યજ્ઞને 'अध्वर'–' એક યાત્રા ' પણ કહેવામાં આવેલ છે. જીવન એટલે યજ્ઞરૂપ એ યાત્રાનો ' યુદ્ધ ' તરીકે પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જોખમકારક જલસ્રોતોને વટાવવાની જરૂર એમાં પડે છે. ચેતનાના શિખરો ઉપર આરોહણ કરવાની ક્રિયા પણ તેમાં જરૂરી છે, આ રૂપકો અને પ્રતિકો એકબીજાથી તદ્દન અલગ રાખવામાં આવ્યા નથી. ઋષિઓની મૌલિક વિચારણામાં સમન્વિત હોઇ એ બધા એકબીજા સાથે સેળભેળ થતા દેખાય છે. યજ્ઞ જ અધ્વર છે,–તે જ અનાર્ય શક્તિઓ જોડે પણ યુદ્ધ છે.

પહેલાના લેખોમાં વામદેવ ઋષિના [૪ મં. ૫૮ · ૪,] સૂક્તનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જેમાં " ગાયોની અંદર મધુ સંચિત કરવામાં આવ્યું છે "[૧] એવી ઉક્તિ છે. ત્યાં આગળ મધ,

૧. त्रिधाहितं पणिभिर्गुह्यमानं गवि देवासो घृतमन्वविन्दन् ।
૪ · ૫૮ · ૪

ઘૃત, સત્યની જ્યોતિ અને સૂર્ય વગેરે દેખીતી રીતે અસંબદ્ધતાની પાછળ સમંજસ અર્થ પણ અભ્યાસકને પ્રતીત થાય છે. પરંતુ બાહ્યાર્થ પર આધાર રાખનારને એ સૂક્ત મૂંઝવે એ સમજી શકાય તેવું છે.

વળી સૂર્યની અને ઉષાની પુનઃ પ્રાપ્તિનો યાતો 'પણિઓ' ઉપર વિજય મેળવીને તેમની પ્રાપ્તિ કર્યાનો ઉલ્લેખ પણ ઘણીવાર ઋગ્વેદમાં થએલો જણાય છે. સૂર્યના જ્યોતિર્મય લોકને स्वर કહેવામાં આવે છે; તે જ उरुलोक છે. સત્યરૂપી સૂર્યનાં પ્રચ્છન્ન રશ્મિઓ-કિરણો-તે गायो-અંધકારમાંથી ગાયોને મુક્ત કરવામાં આવે છે એટલું જ નહિ પણ અંધકારમાં છૂપાવેલા સૂર્યનો પણ ઋગ્વેદમાં ઉલ્લેખ છે. ઈન્દ્રની સહાયથી પણિઓનો પરાજય કરીને એ "ગાયો" જીતી લેવામાં આવે છે. યાતો અંગિરસ ઋષિઓ ब्रह्म-ઋચાની શક્તિ વડે પણિઓને હરાવી ગાયોને મુક્ત કરે છે અને પણિઓની ગુફામાં રહેલા પ્રચ્છન્ન સૂર્યની પણ શોધ કરે છે. આ સઘળું ઋચાની અને યજ્ઞની સહાય વડે બને છેઃ મંત્રની શક્તિવડે સધાય છે. કોઇ વાર તો ઈન્દ્રને सोमનો મદ થાય છે ત્યારે પણિઓનો વિનાશ કરવાની શક્તિ એનામાં વધારે સબળરૂપે પ્રત્યક્ષ થતી જણાય છે. પણિઓની એ ગુફા કઇ ? માનવચેતનાની નીચેના તમાચ્છન્ન Subconscient અજાગ્રત ચેતના તે તો એ નહિ હોય ? અને એ ગુફામાં જડેલો સૂર્ય તે અજાગ્રતમાં કાર્ય કરી રહેલ સત્યનો સૂર્ય નહિ તો બીજું શું હોઇ શકે ? ૪ થા મંડળના ૫૮માં સૂક્તમાં વામદેવ "સરિતામાં અગ્નિનો "જન્મ" "જળમાં અગ્નિનો જન્મ" થયાનું કહે છે તેનો શો અર્થ ? આદિમ તે જળમાં જન્મ્યો "બૃહતના પાયામાં ( બુધ્નમાં ) તેના મૂળમાં તેણે જન્મ લીધો."—

વામદેવના એ સૂક્તમાં (૪•૧•) અને વિશ્વામિત્રના (૩•૧•) સૂક્તમાં સપ્તનદીઓનો ઉલ્લેખ છે તે હવે લઇએ—

'અમે યજ્ઞને પરમના પ્રત્યે આરોહણ કરાવીએ છીએ: વાક્ (શક્તિ)માં વૃદ્ધિ થાઓ, સમિધો વડે અને શરણાગત ભાવભરી નમસ્કૃતિઓ વડે તેઓ અગ્નિને પોતાના કાર્યમાં યોજે છે. કવિઓના જ્ઞાનને તેમણે સ્વર્ગમાં પ્રગટ કર્યું છે, અને એના સામર્થ્ય વડે, એની પ્રેરણાની કામના વડે, તેઓ અગ્નિને માટે માર્ગ કરવા ઇચ્છે છે." ૪•૧•૨•

"મેધાવી, શુદ્ધ વિવેક શક્તિવાળાં, સ્વર્ગનો અને પૃથ્વીનો,–તેમના જન્મથી જ,–મિત્ર એવો અગ્નિ મયને–આનંદને–સ્થાપન કરે છે; જલમાં સપ્ત સ્વસાઓના કાર્યમાં, દેવતાઓએ પ્રત્યક્ષ અગ્નિને જાણ્યો.—૪•૧•૩• જોયો."

"સમર્થ અને સપ્ત પ્રવાહોએ–સરિતાઓએ–એ સુભગ–(આનંદનો ભોગ કરનાર) અગ્નિનું સંવર્ધન કર્યું–જન્મથી જે શ્વેત અને મોટો થયે જે રક્તવર્ણ છે. અશ્વિઓ જેમ તુર્ત જન્મેલા શિશુની જેમ આજુબાજુ પરિશ્રમ કરે છે–(સુશ્રૂષા વગેરે) તેમ આ સપ્ત પ્રવાહો તેની (અગ્નિની) ચારે બાજુ મથે છે. અગ્નિનો

---

सनायन प्रथमः पस्त्यासु महो बुध्ने रजसो अस्ययोना ।
४•१•११

४•१•२ प्राचं यज्ञं चकृम वर्धतांगीः समिद्भिरग्निं नमसा दुवस्यन् ।
दिवः शशासुर्विदथावकीनां गृत्साय चित्तवसे गातुमासुः ॥

४•१•३ मयोदधे मेधिरः पूतदक्षोदिवः सुबंधुर्जनुषा पृथिव्याः ।
अविदन्नु दर्शतमाप्स्व तर्देवासो अग्निमपसि स्वमृणां ॥

જન્મ થતાં દેવતાઓએ તેને છાયા આપી. " ૪ • ૧ • ૪ •

" તેના શુક્ર–તેજસ્વી–અને શુદ્ધ અંગો વડે તેણે અંતરીક્ષ-નો પ્રાણમય જગતનો વિસ્તાર કર્યો અને પવિત્ર કવિઓની–ક્રાંત-દર્શીઓની–સહાય લઈને તેણે ક્રિયાશીલ તપઃ શક્તિને–ઋતુને–વિશુદ્ધ કરી. જળપ્રવાહોની આયુની ચારે તરફ જ્યોતિનાં વસ્ત્રો પરિધાન કરીને અગ્નિ પોતાની અંદર ક્ષતિ વિનાની વિશાળ કીર્તિ અને ઉર્જીત પ્રાપ્ત કરે છે–સર્જે છે. " ૪ • ૧ • ૫ •

૪ • ૧ • ૬ • " સ્વર્ગની સમર્થ સરિતાઓની ચારે બાજુ આસપાસ–તે ગતિ કરતો હતો. તેઓ તેને ( અગ્નિને ) ગળી ગઈ નહિ. તેનાથી અભિભૂત થઈ નહિ;–એ સરિતાઓએ વસન પહેર્યાં, પણ ન હતાં તેમ તેઓ નગ્ન પણ ન હતી. અહિં તો ચીર—

( સનાતન ) યુવાવાળી દેવીઓ એક જ ગર્ભસ્થાનવાળી હોય ( સર્વે ) સમાન ગર્ભને ધારણ કરે છે ? "

૪ • ૧ • ૭ • એનાં–અગ્નિનાં–અનંત વિવ્યરુપો ચારે બાજુ

---

૪ • ૧ • ૪. अवर्धयत्नसुभगं सप्तयह्वीः श्वेतजज्ञानं मरुषं महित्वा ।
शिशुं न जातमभ्यारुरश्वा देवासो अग्निं जनिमन्वपुष्यन् ॥

૪ • ૧ • ૫. शुक्रेभिरंगै रज आततन्वान् क्रतुं पुनानः कविभिः पवित्रैः !
शोचिर्वसानः पर्यायुरपां श्रिया मिमीते बृहती रनूनाः ॥

૪ • ૧ • ૬ वना जा साम नदतीरदब्धा दिवो यह्वीरवसाना अनग्नाः ।
सना अत्र युवतयः सयोनीरेकं गर्भं दधिरे सप्तवाणीः ॥

૪ • ૧ • ७ स्तीर्णा अस्य संहतो विश्वरुपा घृतस्य योनौ स्त्रवये मधूनां ।
अस्युरत्र धेनवः विन्वमाना मही दस्मस्य मातरा समीची ।

પ્રસરેલાં છે-ધૃતના તેજસ્વી મૂલમાં-અર્થાત્ પરિશુદ્ધ અને નિતરી મનોદશામાં, તથા આનંદરુપી મધુના ઝરણુમાં પણ એ કાર્યની સિદ્ધિ કરનાર દેવની બે માતાઓ-અનંત માતૃશક્તિઓ-વિશાળ-ઉદાર અને સંવાદી બની."

૪.૧.૮. હે સામર્થ્યના સંતાન ? તેમના વડે ( સરિતાઓ ) ધારણ કરવામાં આવેલો એવો તું-તેજસ્વી બન્યો; તેં અગ્નિની શિખાઓને ફેલાવી તથા તારાં શુક્ર અને આનંદમય સર્વ સ્વરૂપોને તેં ધારણ કર્યાં. વસુ તે ઐશ્વર્યની વિપુલતાને,-ધારણ કરનાર વૃષભ દાન વડે પુષ્ટિને પ્રાપ્ત થયો છે; મધના સ્ત્રોતો બહાર વહી જાય છે, તથા ધૃતની તેજસ્વી વિષદતા પણ ઝરે છે."

૪.૧.૯. પિતાનાં ઐશ્વર્યની વિપુલતાનું આદિમૂલ-આદિકારણ-તેણે જન્મતાં વાર જ શોધી કાઢ્યું-જાણી લીધું. તેણે પોતાનાં સ્રોતોને દૂરથી વહેતા મૂક્યાં. તેણે પોતાની સરિતાઓને રમતી વિસ્તરતી છૂટી મૂકી દીધી. મિત્રોની સહાયથી અને દૈવી-સ્વર્ગની-સમર્થ બહેનો વડે તેણે તેના જીવનના ગહન સ્થળોમાં પ્રચ્છન્ન રહેલો જોયો, છતાં પોતે તેની પ્રચ્છન્નતામાં નષ્ટ થયો ન હતો.

૪.૧.૧૦. " તેણે પિતાના બાળકને જન્મ આપ્યો. અને

---

૪.૧.૮ ञभाणः सुनो सहसो व्यद्यौ दधानः शुक्रा रमसा व पूंषि।
श्चोतंति धारा मधुनो घृतस्य वृषायत्र वावृधे काव्येन ॥

૪.૧.૯. पितुश्चिदूधर्जनुषा विवेदव्यस्य धारा असृजधि धेनाः।
गुहा वरंत सखीभिः शिवेभिर्दिवो यव्होर्मिन गुहाबभुव ॥

૪.૧.૧૦ पितुश्चगर्भ जनितुश्च बभ्रे पूर्वि रेका अवयत्पीप्यानाः।
कृष्णे सपत्नी श्रयये सबंधु उभे अस्मै मनुष्ये नेंपा हिं ॥

જેણે–તેને જન્મ આપ્યો હતો તેના બાળકને ( શિશુને ) તેણે ધારણ કર્યો; પોતે એક છતાં અનેક દુધમતી માતાઓના ઉપર તે પુષ્ટ થયો, એ વિશુદ્ધ પુરૂષ–અગ્નિ–માનવમાં રહેલી બે શક્તિઓ–સ્વર્ગ અને પૃથ્વી–નો સ્વામી અને પ્રણયી છે. એ બન્નેનું તું–હે અગ્નિ–રક્ષણ કરજે. "

૪ • ૧ • ૧૧. "અનિર્બાધ એવા અનંતમાં એ મહાન્–અગ્નિ વધ્યો–વિસ્તાર પામ્યો. અહો ! વિપુલ જલો–જલ સોતો–એ તેને સફળતાથી પોષ્યો. સત્યના મૂળમાં–આદિ સ્થાનમાં–તેણે આશ્રય લીધો હતો. ત્યાં તેણે પોતાનું સદન કર્યું–અવિભકત સ્વસાઓના કાર્યમાં તેણે પોતાનું રહેઠાણ કર્યું. "

૪ • ૧ • ૧૨. પદાર્થોના અંતરમાં રહી તેમનું સંચાલન કરનાર મહાન સરિતાઓના સંગમમાં રહીને તેમનું પોષણ કરનાર, સત્યદષ્ટિ માટે વાંછતો, સોમ રસના સારવાર માટે.

સીધેસીધાં જ્યોતિ રશ્મિઓવાળો એવો અગ્નિ તેમને (સરિતાઓને ) ઉર્ધ્વલોકમાં જન્મ આપે છે–જલસોતોનો પુત્ર, સમથ, અને સૌથી બળવાન તે અગ્નિ ? "

૪ • ૧ • ૧૩. "જલના પ્રત્યક્ષ જન્મને. તથા પૃથ્વીની વન-

---

૪ • ૧ • ૧૧. उरौ महां अनिबाधे ववर्धापो अग्निं यशसः सहि पूर्वीः ।
ऋतस्य योनावमय दमूंना जामीनामग्निं रपसि स्व सृणां ॥

४ • १ • १२. अक्रो न ब्रभिः समिथेमहीनां दिदृक्षेयः सूनवे भाऋजीकः ।
उदुस्त्रिया जनितायो जजानापां गर्भो वृतमो यव्हो अग्निः ॥

४ • १ • १३. अपां गर्भं तमोषधीनां वना जजाम सुभगा विरुपं ।
देवासश्चिन्मनसा संहि जग्मुः पनिष्टं जातं तवसं दुवस्यन् ॥

-સ્પતિઓને નિરતિશય આનંદની અધિષ્ટાત્રી દેવીએ હવે ઘણાં -રૂપોમાં જન્મ આપ્યો; મન વડે દેવતાઓ તેનામાં એકત્ર થયાં, અને સામર્થ્યથી ભરપુર અને અતુલ પરાક્રમ કરવાની શક્તિવાળા– અગ્નિને–તેમણે પોતાના કાર્યમાં પ્રેર્યો."

૪ • ૧ • ૧૪. "ચેલા બૃહત તેજસ્વી રશ્મિઓ અગ્નિને–તેની જ્યોતિ કિરણાવલીને–વળગી રહ્યાં; ઝંખવી નાખે એવી વિદ્યુત જેવાં તે હતાં; અને જીવનના ગૂઢ સ્થાનોમાં વૃદ્ધિ પામતા તેણે કિનારા વિનાના બૃહત અનંતમાં આવી રહેલ તેના પોતાના સદનમાં તેમણે અમૃતત્વનું દોહન કર્યું."

## ઋચાઓના અર્થનો સ્ફોટ

દિવ્ય તપ; શકિત સ્વરૂપ અગ્નિ દેવનાઓને જલમાં–જલ-સ્રોતોમાં સ્પષ્ટ માલૂમ પડી આવે છે: સરિતા રૂપી સાત બ્હેનોના કાર્યમાં તેના દર્શન થાય છે. એ સપ્તનદીઓ તે સત્યના સાત પ્રવાહો છે. ચેતનાના ઉચ્ચ શિખરો ઉપરથી જે દિવ્ય નારીસ્રોતો ઇન્દ્રદેવ લાવે છે તે એ સાત સ્રોતો છે. પ્રથમ તો, પૃથ્વી ઉપર ઉગતી વનસ્પતિ યાને ઔષધીઓના રૂપમાં એટલે કે પૃથ્વીની ઉષ્માને ધારણ કરનાર પદાર્થના રૂપમાં, તે અગ્નિ અપ્રગટ–પ્રચ્છન્ન–હોય છે. એને પ્રગટ કરવા માટે એક પ્રકારનું દબાણ–ઘર્ષણ–કરવાની જરૂર પડે છે: બે અરણીઓનું–પૃથ્વી અને સ્વર્ગરૂપી ઘર્ષણ કરવાથી તે પ્રગટે છે. એટલા માટે અગ્નિને "ઔષધીઓનો પુત્ર" તથા "સ્વર્ગ અને પૃથ્વીનો પુત્ર" કહેવામાં આવે છે. માનવની ચેતનામાં પણ એ અગ્નિની અમરશક્તિ પ્રયત્ન, અને પીડાને પરિ-

---

૪ • ૧ • ૧૪ बृहंतं इद्भानवो भाऋजीकमग्निं सचंत विद्युतो नशुक्राः ।
गृहेववृद्धं सदसि स्वे अंतरपार उर्वे अमृतं दुहानः ॥

ધામે જ જન્મ પામે છે પરંતુ ઉર્ધ્વ ચેતનાના દિવ્ય વાડીમાં તો એ અગ્નિ પ્રત્યક્ષ દેખાય છે ત્યાં તે તેના પૂર્ણ સામર્થ્ય સહિત પ્રગટ હોય છે; તેના જ્ઞાન અને આનંદ ત્યાં પૂર્ણ હોય છે. ત્યાં તે શુદ્ધ હોઈ જ્યારે તેની ક્રિયા વૃદ્ધિ પામે છે ત્યારે લોહિત રંગનો બને છે. (૨ • ૩ •)

એના જન્મથી જ દેવતાઓ તેને બળ, ઉર્જસ અને દેદ. આપે છે. એ અગ્નિના આનંદમાં સપ્ત જળ સ્રોતો વૃદ્ધિ કરે છે. નવા જન્મેલા તે અગ્નિરૂપી બાળકની ચારે બાજુ અશ્વિનીઓ ઘેરે ફરીને એ સપ્ત સરિતાઓ તેનું જતન પાલન કરે છે.

ચેતનાના એ દિવ્ય સ્રોતોને ઘણું ખરું " ધેનુ "ઓ કહેવામાં આવે છે. તેમને અહીં અશ્વનીઓ કહી છે. કારણ કે ગો યાતો ધેનુ ચેતનાના સામર્થ્યનું, પરંતુ જ્ઞાન સામર્થ્યનું પ્રતિક છે.. જ્યારે અશ્વ એ પ્રાણની સક્રિય શક્તિમત્તાનો પ્રતિનિધિ છે. પ્રાણશક્તિ જ ગતિ કરે છે સફળ ક્રિયા સાધે છે, કામના કરે છે, તથા ભોગ ભોગવે છે. અગ્નિનું આદિ સ્વરૂપ વિશ્વમાં સ્થૂળ ઉષ્મા રૂપે દેખા દે છે, ત્યાર પછી અશ્વરૂપે-પ્રાણશક્તિ રૂપે-તે પ્રગટે છે ત્યારપછી તે અગ્નિ " સ્વર્ગનો " બને છે. વારિના સંતાન તરીકે અગ્નિની પ્રથમ ફરજ એ છે કે " स्वआतनान "-પ્રાણમય લોકને-રજને ફળની પ્રાપ્તી કરાવી તેનો-પરિપૂર્ણ પણે વિસ્તાર કરાવવો. એ લોકની શુદ્ધિ કરવી એ અગ્નિનું કાર્ય છે. માનવના નાડીયંત્રમાં વ્યાપીને અગ્નિ તેનાં તેજસ્વી અંગો પ્રસારે છે-અને તેને શુદ્ધ કરે છે. પ્રાણમાં જે આવેગો વૃત્તિઓ અને કામનાઓ રહેલાં હોય છે તેમને અગ્નિ ઉર્ધ્વગામી કરે છે; કાર્યમાં પ્રગટતી અશુદ્ધ તપઃ શક્તિને ઉર્ધ્વલોકમાં રહેલા સત્યની શક્તિવડે તે વિશુદ્ધ કરે છે. આમ થાય છે ત્યારે કામનાઓ અને અંધપ્રેરણાની ક્રિયાને ઠેકાણે જીવનના જળસ્રોતોની આજુબાજુ અગ્નિ પોતાની વિરાટ ઉર્જસ્વિતા ધારણ કરે છે. (૪ • ૫ ).

સપ્તવારિસ્રોતો આ પ્રમાણે ઉર્ધ્વગતિ કરે છે. અને પ્રાણ માંથી ઉપર જતાં મનોમન સ્વરૂપ ધારણ કરે છેઃ તેઓ સ્વર્ગની -સમર્થ સરિતાઓ બની રહે છે ત્યાં, મનોમય લોકમાં, એ સ્રોતો સનાતન, નિત્યવૃત્તિ, એવી શક્તિઓ રૂપે પહેલી જ વાર દેખાય છે. એ સ્રોતો હોય છે તો જુદા જુદા પરંતુ તેમનું મૂળ એક છે. એ સાતે સરિતાઓ ચેતનાનાં ઉર્ધ્વલોકમાં આવી રહેલા સત્યના ધામ-માંથી વહે છે એ સત્યલોકમાં "સપ્ત-વાણી" રૂપી વ્યકત સ્વરૂપે એ સ્રોતો દેખાય છે. નાડીમય ચેતનામાં અગ્નિ પ્રગટે છે ત્યારે જેમ તે વિષયનું ભક્ષણ કરીને પોતાની શિખા ટકાવે છે તેમ મનના લોકમાં તે અગ્નિ કરતો નથી. મનોમય લોકના એ સાત -વાણી પ્રવાહો ભક્ષણ કરતા નથી અને છતાં નિષ્ફળ નીવડતા નથી. એ સપ્ત સ્રોતો એટલે પારદર્શક આભુષણોમાં સજ્જ થઇ પ્રગટેલ -સનાતન સત્યના મનોમય સ્વરૂપો. તેમને પરિપૂર્ણપણે "વસ્ત્રાચ્છા-દિત નહિ કે નગ્ન નહિ" એવા વર્ણવવામાં આવ્યા છે. ( ૬ . )

પરંતુ એ મનનીય લોક તેની છેવટની ભૂમિકા નથી; મનો-મય લોકનાં સ્વચ્છ જળમાં દેખાતી એ સાતે સરિતાઓ રૂપે પ્રગ ટતી અગ્નિ શક્તિ તેના આદિસ્થાનમાં ઉર્ધ્વગતિ કરે છે. અને ત્યાં દિવ્ય મધુના સ્રોતનું સ્વરૂપ તે ધારણ કરે છે. ત્યાં ઉર્ધ્વમાં,-સત્યની અનંત ચેતનાના બૃહત્ વિસ્તાર રૂપે તે પ્રગટ થાય છે. પરિણામે, મનની ઉપર આવેલી અનંત ચેતનાની મધુધારાઓના અવતરણથી માનવ ચેતનાના નિમ્ન લોકમાં વહેતી સપ્ત ધેનુઓને પોષણ મળે છે. સ્વર્ગ એટલે મનોમય લોક અને પૃથ્વી એટલે -સ્થૂળ ચેતનાના એ બન્ને અગ્નિની પ્રથમ માતાઓ ઉર્ધ્વમાંથી આવતા સ્રોતોના રેલાથી વિશાળ થાય છે. તથા સત્ય જ્યોતિ વડે -પરસ્પર સંવાદિ બને છે. એ નિમ્ન સ્રોતો પણ પાછળથી અગ્નિના -સંપૂર્ણ સામર્થ્યને ધારણ કરે છે-એની વિદ્યુત્ જ્વલંત શિખા-

ઓને, વિરાટ રૂપોની ઉર્જસ્વિતાને અને આનંદને તે ધારણ કરે છે. ઋચા કહે છે કે જ્યાં–ઉર્ધ્વ લોકના સત્યવડે પુરૂષને–વૃષભને પુષ્ટ કરવામાં આવે છે ત્યાં હમેશાં ઘતના–સ્વચ્છ નિર્મળતાના– અને મધુના સ્રોતો વહે છે (૭-૮).

સર્વનો–જગત સમક્ષનો–પિતા તે પુરૂષ છે: તે પ્રયત્ન રૂપે પદાર્થોમાં આવી રહ્યો છે. તે પોતે ઉર્ધ્વલોકમાં છે. બીજા દેવતાઓને તથા સપ્ત સ્રોતોને લઈને અગ્નિ ઉર્ધ્વલોકમાં પ્રવેશ કરે છે, પરંતુ એ નિમ્નચેતનામાંથી લુપ્ત થઈ જતો નથી. નિમ્નમાંથી ઉર્ધ્વમાં ગતિ કરીને તે વસ્તુઓના–,જગતને ઉત્પન્ન કરનાર પિતાની વિપુલ મધુમય સમૃદ્ધિનાં મૂળને શોધે છે. તથા તેને પ્રાપ્ત કરીને આપણી પ્રાણમય ચેતનામાં પોતે રેલાવે છે તે અગ્નિ પોતે પુત્રને ધારણ કરે છે અને પોતે પુત્ર–કુમાર બને છે ? શુદ્ધ પુરૂષ રુપે તે વિરાટ પણ છે; અને માનવની અન્નમય અને મનોમય ચેતના તેને શાસક–સ્વામી તરીકે સ્વીકારે છે. એ અગ્નિ પોતે એક છે–છતાં જીવનની સપ્ત સરિતાઓની ગતિનો ભોગ લે છે–અનંત વિરાટ શક્તિઓનો તે ઉપભોગ કરે છે. (૯-૧૦).

આગળની ઋચામાં ઋષિ આ પ્રમાણે કહે છેઃ–જે અનંતમાં અગ્નિ ઉર્ધ્વલોકમાં પ્રવેશ કરે છે અને જેમાં તે પુષ્ટિ પામે છે–જેમાં જલના સ્રોતો વેગભેર પ્રવેશ કરીને અગ્નિને પુષ્ટ કરે છે, અને જે અનંતનું ધામ તે જ " અનિબાધ વિસ્તાર " છે,–વિશાળ અનંતતા છે. ઉપનિષદોમાં " **ભૂમા** ' કહ્યો છે તે આજ. સત્યનો જન્મ ત્યાં–ઉર્ધ્વમાં છે. એ કિનારા વગરના અનંત ચૈતન્યરૂપી મહાસાગરમાં આપેલા પોતાના સદનમાં અગ્નિ પ્રવેશ કરે છે, અને ત્યાં સ્થિતિ કરે છે. પાર્થિવ લોકમાં કરે છે તેમ ત્યાં, ઉર્ધ્વમાં, એ સપ્ત સરિતાઓ એક બીજાઓથી વિછુટી રહીને કાર્ય કરતી નથી પરંતુ અવિભક્ત સખીઓની પેઠે વર્તે છે. એ સાતે; સરિતાઓના મિલન સ્થાને–સંગમમાં–રહ્યો અગ્નિ પણ સર્વે પદાર્થોમાં ગતિ કરે

છે અને તેમને ટકાવી રાખે છે. એનાં રશ્મિઓ ત્યાં સીધાં હોય છે, નિમ્ન લોકની વક્રતાની અસર થતી નથી એના રશ્મિઓ જ્ઞાન-મય ચેતનાનું અમૃતમય-આનંદમય-ચેતનામાં રૂપાંતર કરે છે.(૧૧ • ૧૨•)

ત્યાં ઉર્ધ્વમાં એનો જન્મ થાય છે તે નવ જન્મ છે- અને છેવટનો પણ છે. તે પાર્થિવ ઔષધીઓમાં સામર્થ્યના પુત્ર તરીકે, - તે જલ સ્રોતોમાં શિશુ તરીકે જન્મ્યો હતો. એનો એજ અગ્નિ આનંદની દેવી ( ચેતનામાં ) અનેકરુપે જન્મે છે. એ આનંદની દેવી, તે અનંત અનિવાર્ય વિસ્તારમાં રહેલી આનંદમયી દિવ્યચેતના. માનવની ચેતનામાં કાર્ય કરતી દિવ્ય શક્તિઓ-દેવતાઓ-માનવના મનને પોતાના કરણ તરીકે વાપરીને અગ્નિને પ્રાપ્ત કરે છે. તેને પ્રાપ્ત કરીને એ દેવતાઓ તેની આજુબાજુ એકત્ર થાય છે, અને તેનો નવો જન્મ થયા પછી જે મહાન કાર્ય સાધવાનું છે તે કાર્ય કરવા અગ્નિને પ્રેરે છે. એ દેવતાઓ પોતે અગ્નિમાં નીકળતી વિદ્યુત શક્તિઓ હોય તેમ તેની આજુબાજુ રહે છે અને આનંદના મહાન, અનંત સાગરમાં જ્યાં તે દેવતાઓ અગ્નિના પોતાના એ સદનમાંથી માનવને માટે અમરતા-અમૃતનો આનંદ-કહે છે "(૧૩ • ૧૪•)

આ પ્રમાણે સાત સરિતાઓનો પ્રતિક સૂક્ષ્મ દષ્ટિએ જોતાં સુસ્પષ્ટ જણાય છે સરિતાઓ અને આપ, અગ્નિનો નવ જન્મ અને તેની ઉર્ધ્વપ્રતિ યાત્રા, એક લોકથી બીજામાં ગતિ-સઘળું સ્પષ્ટ થતું જાય છે. મધ્યવર્તી ગૂઢ પ્રતિકના લક્ષને જાણ્યા પછી બધી ગુંચવણ, બધી અસ્પષ્ટતા અને સંદિગ્ધતા, અર્થહીનતા ઓસરી જાય છે અને ઋગ્વેદમાં વ્યાપેલો અર્થ આપણે કાંઇક અંશે જોઇ જાણી શકીએ છીએ.[1]

—: સમાપ્ત :—

૧. આ અનુવાદ માટે અને અર્થસ્ફોટ માટે લેખક શ્રી. અરવિંદના 'વેદ રહસ્ય' નામના અપ્રગટ ગ્રંથનો ઋણિ છે.

## વિભાગ ચોથો

# સ્વાધ્યાય મંડળના વેદકાર્યનું દિગ્દર્શન

"વૈદિક ધર્મ" માસિકમાંથી કેટલાક લેખો

## સામવેદની શોધમાં

# દક્ષિણ ભારતની યાત્રા

લેખક : પં. શ્રીપાદ દામોદર સાતવળેકરજી
અનુવાદક : શ્રી જગદીશ સેવકલાલ પરીખ
બી. એ. એલએલ બી.

સ્વાધ્યાય મંડળ દ્વારા '**सामवेद**'નું મુદ્રણ થયું, સામવેદનો ગ્રંથ તૈયાર થયો. હવે સામગાન તથા અન્ય સામશાસ્ત્રોનું મુદ્રણ કરવાનો સંકલ્પ કર્યો છે. પરંતુ બંગાળ, કાશી પ્રયાગ, મથુરા, રાજસ્થાન, શુકલતીર્થ-ગુજરાત આદિ સ્થળોના સઘળા સામવેદીઓ **કૌથુમી** શાખાના જ છે. ઉત્તર ભારતમાં અન્ય શાખાના સામવેદી નથી. અને ઉત્તર ભારતમાં જે સામપાઠી છે તે તો બધાજ કૌથુમી છે.

પૂનામાં **राणायणीय** શાખાના સામવેદી છે. તેઓ સામગાન કરવામાં ઘણા પ્રવીણ છે. તેઓનું નામ પંડિત લક્ષ્મણ શંકર દ્રવિડ; તેઓ મદ્રાસના નેંકાશી નગરથી આવી અહીં રહ્યા છે. અને એમનું નામ પણ 'દ્રવિડ' જ અહીં પ્રસિદ્ધ છે.

ઉત્તર ભારતમાં જ્યાં સામવેદી છે ત્યાં તેઓ સર્વ કૌથુમી શાખાના જ છે, જે કોઇ ઠેકાણે અન્ય શાખાના સામવેદી મળે છે તેઓ દક્ષિણ ભારતથી જ આવીને વસેલા હોય છે. એટલે સામવેદની અન્ય શાખાઓ માટે દક્ષિણ ભારતની શોધ કરવી જોઇએ, એ નિશ્ચિત થયું.

ચારસો પાંચસો વર્ષો પહેલાં પૂર્વ મહારાષ્ટ્રમાં હજારો

દરેક શબ્દમાં પણ ' ળ ' હોય છે. એટલે આ ભાષાને ' તામીળ ' કહે છે. વેદમાં ' ड 'ના સ્થાને ' ळ ' અને ' ढ 'ના સ્થાને ' ळह ' આવે છે. પરંતુ તામીલમાં ' ળ 'નો ઉચ્ચાર જૂદો જ છે. અને ' ળ 'નું તામીલ ઉચ્ચારણ જૈમિનીય સામવેદમાં પ્રાયઃ સર્વત્ર કરવામાં આવે છે. આ વાત અમને આ પ્રાંતમાં પ્રવાસ કરવાથી જ્ઞાત થઇ. જૈમિનીય શાખાનો દ્રાવિડ દેશ સાથે નિકટ સંબંધ છે, એ આ વાતથી સિદ્ધ થાય છે.

જૈમિનીય સામશાખા ઉત્તર ભારતમાં નથી, જ્યાં તામીલ ભાષા બોલાય છે તે દેશમાં જ છે. અને એ સામગાનમાં તામીળનું ' ળ ' કારક ઉચ્ચારણ થાય છે એ વાત વિશેષ મહત્વની છે. મરાઠી ભાષામાં ' ચ-છ-જ-ઝ 'ના બે ઉચ્ચારણ છે, એક સંસ્કૃત જેવું અને બીજું ખાસ મરાઠી. મરાઠીનો ' ચ ' બીજા કોઇ બોલી જ નથી શકતા. એવી જ રીતે તામીળ વાળાઓનો ' ળ' કાર છે, એ ' ર-ડ-ળ-લ 'ન થતાં ' ર અને ળ ' ના વચગાળાનો ઉચ્ચાર છે. અમે વીસ પચીસ દિવસ યત્ન કર્યો, પરંતુ નહિ તામીલ જેવો અને નહિ જૈમિનીય સામવેદી જેવો ળકારનો ઉચ્ચાર કરવામાં અમે સફળ થયા. આ જૈમિનીય સામવેદની વિશેષતા અત્રે માલુમ પડી, સંસ્કૃતનો ળ ગાનમાં ખટકે છે, પણ જૈમિનીઓનો આ તામીળ ળ ખટકયા સિવાય ગાનસ્વરોની સાથે સુમેળથી ઉચ્ચારાય છે,

ઠીક. આ રીતે અમે તિરુપતિમાં વૈષ્ણવોના અડ્ડામાં પહોંચ્યા. તિરુપતિના પહાડનો ચઢાવ સાત માઇલનો છે અને એમાં ચાર માઇલ તો એવા છે કે જેને તદ્દન ઉભો ચઢાવ કહી શકાય હવે સીત્તેર વર્ષની આ ઉમ્મરે આવો ઉભો ચઢાવ ચઢવો અમારે માટે શંકય નથી તેથી અમે સવાચાર રૂપીઆ આપી ડોળી કરી. પ્રાતઃકાળમાં ત્રણ વાગે ચઢવા માંડયું તો ડોળીમાં સાડા આઠ

વાગે તિરુપતિ પહોંચ્યા. ત્યાં પહેલાં લખ્યું હતું. એટલે વિદ્વાનોનાં દર્શન થવામાં વાર ન લાગી. પરંતુ આવા સમર્થ કેન્દ્રમાં પણ વેદોના મોટા વૈદિક દુષ્પ્રાપ્ય જ છે, એ અહીં આવ્યા પછી ખબર પડી.

આ સ્થાન બહુ રમણીય છે. અને અત્રે ત્રણ ચાઇલના પથ ઉપર આકાશ ગંગા અને પાતાળ ગંગાના જળસ્થાન નિતાન્ત રમણીય છે. અહીં પૂર્વકાળમાં તપસ્વી તપ કરતા હતા અને જ્ઞાની બ્રહ્મજ્ઞાનનો વિચાર કરતા હતા. ત્યાં આજ નિરક્ષર લોક વસે છે! તિરુપતિનું દેવસ્થાન ખૂબ જ સમૃદ્ધ છે અને લાખ્ખો રૂપીઆની આમદાની દર વર્ષે થાય છે. સાત માઇલ સુધી પાયરી છે અને નીચેથી મંદિર સુધી વીજળીની રોશની પાયરી ઉપર પ્રકાશ નાખે છે. આથી રાતના બાર વાગે પણ યાત્રીઓ નીડરતાથી ઉપર ચઢે જાય છે.

## કુષ્ટરોગી

પરન્તુ આ આખો એ માર્ગ કુષ્ટરોગીઓથી ભરેલો છે. પ્રત્યેક પાયરી પર એક બે કુષ્ટરોગી વિકલાંગ થઇને ભીખ માગતા હોય જ. બન્ને બાજુથી તેઓ યાત્રી ઉપર ભીખ માગવા ધસારો કરે છે. તેઓ અહીં જ રહે છે અહીં જ મળમૂત્ર વિસર્જન કરે છે. તેમના સ્પર્શથી અને સંસર્ગથી કેટલો કુષ્ટરોગ અત્રે ફેલાય છે એની કલ્પના કરવી કઠિન છે.

તિરુપતિ દેવસ્થાનની ઉપજમાંથી આ ડુંગરાઓમાં જો મહારોગીઓ માટે એક મોટી હૉસપીટલ સ્થાપવામાં આવે અને પછી આ માર્ગ ઉપર કોઇ રોગી ન બેસે એવો પ્રબંધ કરવામાં આવે તો તો યાત્રીઓને સુખ થાય. હમણાં તો આ વિદ્યાના કેન્દ્રનાં

સ્થાને કુષ્ટ મહારોગનું કેન્દ્ર બન્યું છે ! યાત્રા ઉપર વિશેષ કર નાખી આ રોગીઓ માટે ઉત્તમ પ્રબંધ કરાય તોજ ઠીક થાય.

મંદિરની પાસે પણ રોગી બેસી રહે છે. સરકારી પ્રબંધ હોવા છતાં અને વીજળીની રોશની હોવા છતાં પણ મંદિરની અંદર બિલકુલ સ્વચ્છતા નથી. પિંજરામાં યાત્રીઓને રાખે છે અને તેથી જેલ જેવું દશ્ય પ્રતીત થાય છે. અહીં નામમાત્રની વેદ પાઠશાળા અને અધ્યાપક વગેરે છે, પરંતુ કોઇ વેદવિદ્યાનું અહીં કશું પણ ઠેકાણું નથી.

જ્યાં જાવ ત્યાં સ્ત્રી પુરુષોના વાળ કાપનારા હજામોની વણ્ઝાર હોય છે. પરિસ્થિતિ એટલી ખરાબ છે કે મુખ્ય તળાવનું પાણી ગંદુ થઇને તદ્દન લીલું થઇ ગયું છે, તો પણ યાત્રીઓ તેમાં જ સ્નાન કરે છે, અને કોઇ સ્વચ્છતાની ફિકર કરતું નથી. અમે તો અહીંથી ત્રણ માઇલ દૂર જઇ આકાશ ગંગામાં સ્નાન કર્યું. સામવેદી એક પણ અહીં ન મળ્યો. એટલે અહીં રહેવાનું અમારે કશું પણ પ્રયોજન ન હતું. અહીંથી નીકળી રાતની ગાડીમાં બેસી બીજે દિવસે અમે મદ્રાસ પહોંચ્યા.

## મદ્રાસ અને અધાર

મદ્રાસમાં તથા અદ્યારમાં થિયોસોફીનાં વિશાળ પુસ્તકાલય છે અને તેમાં હસ્ત લિખિત ગ્રંથ ઘણા છે. એ સર્વ પુસ્તકાલયોનું અમે નિરીક્ષણ કર્યું, પરંતુ અહીં જૈમિની અને રાણાયણીય શાખાનું નામ પણ કોઇને ખબર ન હતું. એમ તો અહીં વેદો અને શાસ્ત્રોના વિદ્વાન ઘણા છે, પરંતુ સામવેદની જૂદી જૂદી શાખાઓ છે એટલું જાણનારા પણ અહીં કોઇ નથી ! અહીં ઉત્તમ વિદ્વાન, અચ્છા અન્વેષકો, સરસ સાત્વિક વૃત્તિથી રહેતા અને ધર્મ સેવામાં જીવન વ્યતીત કરતા ઘણા સજ્જન છે. વિશેષ

કરીને અદ્યારમાં થિયોસોફીની સંસ્થામાં ઘણું જ પ્રશાન્ત રમણીય વાતાવરણ છે. અહીં અમે દક્ષિણ ભારતનાં સ્થાન સ્થાનના વૈદિક વિદ્વાનો ઉપર પૂરતા પરિચયપત્રો મેળવ્યા. અમે આ પહેલાં પણ પત્રવ્યવહાર કર્યો હતો, આ કાર્ય માટે અહીંથી આગળ ક્યાં જવું જોઇએ, તેનો માહિતી મળી.

મદ્રાસથી ચિદંબર, કુંભકોણું થઇ તંજાવર પહોંચ્યા. કુંભકોણુંમાં વૈદિક વિદ્વાન ઘણા છે અને શ્રાવણ માસમાં શ્રાવણી સમયે યજ્ઞોપવીતધારણવિધિ થાય છે ત્યારે અહીં નદી કીનારે હજાર હજાર બ્રાહ્મણો બેઠક જમાવી એક ઉચ્ચ સ્વરથી વેદઘોષ કરે છે. એ દશ્ય એક વાર અવશ્ય જોવા લાયક છે. શ્રાવણ શુકલ પૂર્ણિમા અથવા જે દિવસે શ્રવણ નક્ષત્ર હોય તે દિવસે આ મહોત્સવ થાય છે. તે સમયે ઋષિઓના આશ્રમની કલ્પના અહીં આવે છે. સર્વ પ્રકારનું સામગાન કરી શકે એવા સંપૂર્ણ શાખાઓના સામવેદી અહીં પણ બહુ નથી અને જે છે તે કૌથુમી શાખાવાળા જ છે. અહીંના વિદ્વાનો પાસેથી જાણ્યું કે અહીંથી વધુ દક્ષિણમાં જૈમિનીય અને રાણાયણીય શાખાવાળા સામવેદી છે. અમારે જે હસ્તલિખિત ગ્રંથ જોઈતા હતા તે અહીં પણ ના મળ્યા. કૌથુમી ગ્રન્થ અહીં પૂરતી સંખ્યામાં છે; ઋગ્વેદ-યજુર્વેદી પણ ઠીક ઠીક છે અથર્વવેદી અહીં કોઇ નથી.

## તંજાવરનો ગ્રંથસંગ્રહ

તંજાવર પહોંચી અમે **'સરસ્વતી મહાલ'** નામનો વિશાળ ગ્રંથસંગ્રહ જોયો. છત્રપતિ શીવાજી મહારાજના ભાઇ વ્યંકોજીના સમયથી આ પુસ્તકાલય વિખ્યાત છે. અહીં અમે તાડપત્ર ઉપર લખેલા ગ્રંથો મોટી સંખ્યામાં જોયા અને તેથી મન સંતુષ્ટ થયું. વિવિધ સ્થળોએથી ગ્રંથો લાવવા માટે પુસ્તકાલય

તરફથી વિદ્વાનો નીમાયા છે, જેઓ શહેર શહેર પ્રવાસ કરે છે અને નવો ગ્રંથ મળે તો અવશ્ય લાવે છે. પ્રતિવર્ષ આવી રીતે હસ્તલિખિત ગ્રંથ લેવા માટે તેમની પાસે ધન પણ પૂરતું છે. પરંતુ હવે આ દિશામાં થતો ખર્ચ ઓછો કરવાનો સરકારનો વિચાર છે, એવા શોકસમાચાર અમને મળ્યા.

અહીંના રાજા નામનાજ રાજા છે. તેઓ કંઈજ ખર્ચ કરી નથી શકતા. સર્વ કર્તાહર્તા અંગ્રેજ જ છે. પરંતુ તેમની પાસે વૈદિક ગ્રંથસંગ્રહ માટે હવે પૈસા નથી. એથી આગળ ઉપર આ ગ્રંથ-ભંડારની સ્થિતિ સારી નહિ રહી શકે. અમારી આશાનું જે એક માત્ર કેન્દ્ર હતું, તે પણ નષ્ટ થઇ જશે.

અહીં તાડપત્ર ઉપર લખેલા કેટલાક સામવેદ-ગ્રન્થ જોયા, પરંતુ તે સર્વ કૌથુમી શાખાના જ હતા. અનેક ગ્રન્થ સામચિન્હો સિવાયના હતા. ઘણા થોડા સ્વરચિન્હસહિત હતા. આ ગ્રન્થોથી અમારૂં કાર્ય પતે તેમ ન હતું. તથાપિ અહીંના મુખ્ય વિદ્વાન પ્રબંધકર્તાઓએ કહ્યું કે "રાણાયણી અને જૈમિનીય શાખાના ગ્રન્થ મલ્યામ પ્રાંતમાં નંબુદ્રી બ્રાહ્મણો પાસે જોયા છે, પણ એ સ્વયં વિદ્વાન હોવા છતાં મુદ્રણ માટે પોતાના ગ્રન્થ આપવા તૈયાર નથી" આ પ્રમાણે અહીંથી આ ગ્રંથોનું ઠેકાણું મળ્યું અને વિદ્વાનોએ કહ્યું કે તેઓ આ ગ્રન્થોને એકઠા કરવામાં તથા ગ્રંથને દેવનાગરીમાં લખાવવામાં મદદ કરશે. આ રીતે અહીં અમારા કાર્યનો થોડો આરંભ થયો. અને પ્રત્યક્ષ ગ્રન્થ તો જો કે અહીં ન સાંપડ્યો તો પણ ગ્રન્થ મળવાનો અમને સંભવ લાગ્યો.

બીજાં સ્થળોના વિદ્વાનો ઉપર પણ તંજાવરથી પરિચયપત્રો મળ્યા અને અમારૂં કાર્ય સરળ થયું. તંજાવરના રાજાનો મહેલ, કીલ્લો અને મંદિર અત્યંત જોવાલાયક છે. પરીક્ષની દૃષ્ટિએ

અહીંનું મંદિર અતિશય વિશાલ છે. મંદિરની પરિક્રમા ત્રણ ચાર માઈલની છે. મંદિર સુંદર છે અને કલાકૌશલ્યનો ઉત્તમ નમુનો છે. અહીંનો નંદી બહુ જ મોટો છે, ઓછામાં ઓછો ત્રીસ પાંત્રીસ ફૂટ ઉંચો હશે.

### શ્રીરંગમ

અહીંથી અમે શ્રીરંગમ્ પહોંચ્યા. શ્રીરંગમ્માં અનેક શાખાઓના બ્રાહ્મણ છે. ઘણા વિદ્વાન છે. બસો ત્રણસો બ્રાહ્મણ સવાર સાંજ મંદિરમાં સુરવરથી વેદપાઠ કરે છે અમે ગયા તે સમયે મોટો ઉત્સવ ચાલતો હતો. આટલા વેદપાઠી બ્રાહ્મણનો આવો મોટો સમુહ અમે પહેલાં બીજે કંઈ કદી જોયો ન હતો. એઓમાં અથર્વવેદી કોઇ નથી. તથાપિ બીજા વેદોની શાખાના અનેક બ્રાહ્મણ છે. અહીં તથા જંબુકેશ્વરમાં મળીને આઠ દસ વેદ પાઠશાળાઓ છે, તે ઉપરાંત બ્રાહ્મણોના ઘરમાં પણ છાત્રો ભણે છે. અહી સામવેદની બે પાઠશાળાઓ છે. પરંતુ અહીંના અધ્યાપક કૌથુમી શાખાના જ છે. અમે સર્વ પાઠશાળાઓ જોઇ, અધ્યાપકોના દર્શન કર્યાં, આચાર્યોના મઠોમાં જઇ પૂછપરછ કરી ત્યારે એક જૈમિનીય પંડિત મળ્યા.

જૈમિનીય સામવેદના મહાપંડિત શ્રી આચાર્ય ઉત્તમશીલ રંગાસ્વામી આયગર અહીં રહે છે. એમના દર્શન થયાં અને એમના ઘરના તાડપત્ર ઉપર લખેલ જૈમિનીય-સંહિતાના બધા ગ્રંથ સર્વ સ્વરચિન્હ સહિત અને વૈદિક પરંપરાથી શુદ્ધ, અદ્દ્ભૂત ગ્રન્થ જોઇ અમારો સર્વ શ્રમ દૂર થઇ ગયો. તેમની સાથે ઘણો વાર્તાલાપ થયો અને તેમણે સામ ગાન મુદ્રણમાં સર્વ પ્રકારની સહાય આપવાનું વચન આપ્યું અને પોતાનો ગ્રન્થ સુપ્રત કરવાની પણ હા પાડી. જૈમિનીય સંહિતાનું લગભગ બધુ કાર્ય અહીં થયું અને અમારો શ્રમ સફળ થયો એમ લાગ્યું.

અનેક અન્ય વિદ્વાન પણ અહીં મળ્યા. અહીં વિદ્વાનોનો વિશાળ સંઘ છે અને અહીંનું શ્રીરંગમ્ દેવસ્થાન પણ મોટું છે જે આ વિદ્વાનોનું પોષણ કરે છે. શેષશાયી નારાયણનું આ સ્થાન છે અને મૂર્તિ ઘણી વિશાળ તથા મંદિર અદ્દભૂત કારીગરીથી ભરપૂર છે.

આમ શ્રીરંગમ્ જંબુકેશ્વર આદિ ક્ષેત્રોમાં સામવેદનું અતિશય મોટું કેન્દ્ર છે અને અમારે જે ગ્રન્થોની આવશ્યકતા હતી, તે એક શાખાના ગ્રન્થ અહીંથી પૂરા મળ્યા તે સરસ થયું. અહીંથી આગળ ત્રિચિનાપલ્લીના વિદ્વાનોના દર્શન કરી મનમદુરા, મંડપ તથા પંબન ( પમ્બન ) થઇને રામેશ્વર પહોંચ્યા. તા. ૨૪-૪-૪૦ ના દિવસે સવારમાં રામેશ્વર સ્ટેશન ઉપર ઉતર્યા. પંબન સ્ટેશન સારાં હવાપાણી માટે પ્રસિદ્ધ છે. સમુદ્ર કિનારાનું શુદ્ધ વાતાવરણ હોવાથી મંડપ, પંબનથી પણ વધારે શ્રેષ્ઠ રહેવા લાયક સ્થળ છે. પરંતુ ' હવાખાવા ' માટે અમને વખત ન હતો. મંડપ અને મનમદુરાઇના મંદિરમાં સુંદર કારીગરી છે. પરંતુ ત્યાં અમારો ઉદ્દેશ પાર પડે એવો સંભવ ન હતો, એટલે અમે વધારે ન થોભતાં રામેશ્વર પહોંચ્યા.

## રામેશ્વર

રામેશ્વર રેતીનું જ સ્થળ છે. અહીં ફળદ્રુપ ભૂમિ નથી. થોડાં નારિયેળના વૃક્ષ છે અને બાકીના ભાગમાં રેતી જ રેતી છે. રામેશ્વરનો ટાપુ પચાસ માઇલનો છે અને રામેશ્વરની પ્રદક્ષિણા ત્રણ ચાર દિવસ લે છે. યાત્રીઓ માત્ર મંદિરમાં જ જાય છે, દેવદર્શન કરે છે અને પાછા ફરે છે. રામેશ્વરનું સ્થાન ખ્રિસ્તિઓ દ્વારા કેવી રીતે ઘેરાઇ રહ્યું છે તેનો કોઇ હિન્દુ વિચાર પણ નથી કરતો. રામેશ્વરનું મહાદેવનું મંદિર એજ અહીં એક હિન્દુ-મંદિર

છે; અને શ્રી રામચંદ્રજીએ સ્થાપન કર્યું એમ અહીંના પંડયાઓ કહે છે. પરંતુ રામેશ્વરના મંદિરમાં પ્રથમ પ્રાકારમાં બધી દુકાન મુસલમાનોની જ છે. અહીંના પંડયાઓમાં ઘણી ફૂટ છે અને આ ફૂટ સેંકડો વર્ષોથી ચાલી આવી છે. આ કારણથી જ આ મંદિર સો વર્ષ પૂર્વે એક મુસલમાનના આધિપત્યમાં ગયું અને પચાસ વર્ષથી વધારે વખત સુધી એનો જ અધિકાર મંદિર પર હતો. એના જમાનામાં આ મુસલમાન દુકાનદારો અંદર ઘુસ્યા અને ત્યાંજ દુકાનદારી કરે છે. તથાપિ એનાથી વધુ અંદર તેઓ ગયા નહિં અને એ મુસલમાન અધિકારીએ વધુ આક્રમણ કર્યું નહિં એ પણ એની એક કૃપા જ ગણવી ! હાલ આ મંદિર ટ્રસ્ટીઓના વહિવટમાં છે અને સરકાર તેનું નિયમન કરે છે.

રામેશ્વરમાં હિન્દુ મંદિર આ એક જ છે. જે બીજા નાનાં મોટાં મંદિર છે તે સર્વ આની સાથે જોડાએલાં છે. પરંતુ હિન્દુઓની આ પવિત્ર ભૂમિ ઉપર ખ્રિસ્તિઓનાં પંદર દેવળો ખડાં થયાં છે અને ખ્રિસ્તિ ધર્મનો જોરશોરથી પ્રચાર થઈ રહ્યો છે. હિન્દુદેવતા પર ચઢાવવા માટે જે નારિયેળ, કપૂર આદિ વસ્તુઓ લાવવામાં આવે છે, તેનું સર્વ ધન મુસલમાન તથા ખ્રિસ્તિઓનાં ઘરમાં જાય છે, કારણ કે આ વ્યાપાર હિન્દુઓના હાથમાં નથી. હવે બીજા પચાસ વર્ષમાં અહીં કેટલા હિન્દુઓ બાકી રહેશે એ પણ એક મોટો પ્રશ્ન છે. પરંતુ અહીંના પંડયા અથવા હિન્દુ યાત્રીક આ વાતનો બિલકુલ વિચાર નથી કરતા ! આવી ઘોર નિદ્રામાં હિન્દુઓ સુતા છે.

## રામેશ્વરનું મહત્વ

રામેશ્વર યાત્રાનું મહત્વ શું છે એ પણ વિચાર કરવા જેવું છે. અહીં હજામો યાત્રીઓનું મુંડન કરે છે અને બ્રાહ્મણો દર્ભ તથા

તલથી શ્રાદ્ધ કરાવે છે. આથી જ્યાં જુઓ ત્યાં ઉદાસીન વાતાવરણ દેખાય છે. હવા અત્યંત ગરમ છે. ચારે બાજુ રેતી વેરાએલી છે અને લીલોત્રી કયાંયે જણાતી નથી. દર્ભ, તલ, શ્રાદ્ધ અને મુંડન આજ દશ્ય ચોગરદમ નજરે પડે છે.

ચોવીસ તીર્થોમાં સ્નાન કરીને, સાત આઠ ઉપતીર્થોમાં ઉપ-સ્નાન કરીને યાત્રાળુ પોતાની યાત્રા કરે છે. એને અહીંની પરિ-સ્થિતિનો વિચાર કરવાની નવરાશ જ કયાં છે? આ સર્વ તીર્થોમાં સ્નાન કરવામાં બે ત્રણ કલાક સમય ચાલ્યો જાય છે ત્યાં સુધી ભીના રહેવું એ પણ એક કઠિન કામ છે. પણ ઘણા માણસો આ બધું કરે છે. જે તીર્થ મંદિરના ટ્રસ્ટીઓના વહિવટમાં છે તે તો સ્વચ્છ અને સુંદર જળથી ભરેલાં છે પણ જે જરા દૂર છે, એ એટલા બધા ગંદા છે કે જોતાં પણ ચીતરી ચડે? પરંતુ ધર્મભાવથી યાત્રાળુ એમાં પણ સ્નાન કરે છે!

રામેશ્વર પર ગંગા જળનો અભિષેક કરવા માટે બે રુપિયા-ની ફી છે તથા બીજો ખર્ચ પણ બે ત્રણ રુપિઆ થાય છે. આ બધું કરીને યાત્રી તુર્ત પાછો ફરે છે અને ખ્રિસ્તિઓના આક્રમણનો વિચાર પણ નથી કરતો!

રામેશ્વરમાં સમુદ્ર સ્નાન મુખ્ય છે. સમુદ્રની પાસે જ મીઠા કૂવા પણ છે. જેમાં સરસ પાણી છે. પરંતુ ત્યાં પણ અંદર ઉતરી લોક ગંદકી કરે છે સમુદ્રસ્નાન પહેલાં ધનુષ્ય દાનનો વિધિ કરે છે. આ સહુ જોઇને અમને ઘણો આનંદ થયો અને આ પ્રથા શ્રી રામચંદ્રજીના દક્ષિણ દિગ્વિજયની સાથે અવશ્ય સંબંધ ધરાવે છે એવો અમારો નિશ્ચય થયો. અમે આ સમ્બન્ધમાં જે નીચે લખીએ છીએ તેનો વાંચકો વિચાર કરશે.

## રાક્ષસોના સામ્રાજ્યનો નાશ

શ્રી રામચંદ્રજીએ રાવણને હરાવ્યો અને તેનાં ભાઈ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું. તોપણ આખી રાક્ષસ જાતિ ઉપર રામચંદ્રજીને પૂરો વિશ્વાસ ન બેઠો, એટલે સેતૂ તોડી નાખ્યો અને રામેશ્વરમાં પશુપતિ મહાદેવની સેના રાખી અને આર્યવીરોનું થોડું દળ પણ ત્યાં મૂક્યું. લંકાના રાક્ષસોની હિલચાલ ઉપર રાતદિવસ નજર રાખવા માટે જ રામેશ્વરમાં આર્યસૈન્ય અને ભૂતદળ રાખ્યું હતું. આ સેનાની નજર નીચે લંકાનિવાસી રાક્ષસગણ વધારે બળવાન ન થઇ જાય અને આર્યાવર્ત અગર ભારતવર્ષ પર રાવણની માફક ફરી ફરીને આક્રમણ ન કરે, એજ શ્રી રામચંદ્રજીનો રામેશ્વરમાં લશ્કરી છાવણી રાખવામાં ઉદ્દેશ હોય એમ લાગે છે.

આજકાલ હૈદ્રાબાદ વગેરે મોટાં મોટાં ભારતીય રાજ્યો ઉપર નજર રાખવા અંગ્રેજ રેસિડંટ રાખેલા હોય છે, છાવણી પણ હોય છે અને સેના પણ ત્યાં રાખવામાં આવે છે. આ અંગ્રેજોના પ્રતિનિધિઓ રાજસ્થાનોના નવાબો તથા રાજામહારાજાઓની પ્રવૃત્તિઓ ઉપર દષ્ટિ રાખે છે અને તેમને મર્યાદાની બહાર હિલચાલ કરવા દેતા નથી. બરોબર આવી જ દષ્ટિથી ભગવાન રામચંદ્રજીએ લંકાદિગ્વિજય પછી વિભીષણ તથા એમના પુત્રપૌત્રોની હિલચાલ પર નજર રાખવા માટે તથા મર્યાદાની બહાર જતા રોકવા માટે રામેશ્વરમાં પોતાની સેનાનો એક ભાગ રાખ્યો હતો. આનું સૂચન રામેશ્વરયાત્રાની વિધિમાંથી આપણને મળે છે.

જેઓ સમજે છે કે વિભીષણને રાજ્ય આપીને રામચંદ્રજી ચુપચાપ સુઈ રહ્યા હશે તેઓ રામાયણના રાજકારણથી બિલકુલ અજાણ્યા જ છે. વિભીષણની સાથે સલાહ થઇ, એને રાજ્ય આપ્યું એ બધું ઠીક છે. પરંતુ રાક્ષસોના સામ્રાજ્યનું ભંજન કરી શ્રી

રામચંદ્રજીએ એવો વિશ્વાસ કદીએ રાખ્યો ન હતો કે રાક્ષસોનું દળ ફરીથી સંગઠન કરીને સામે નહિ થાય. કોઈ સાચો ક્ષત્રિય બીજાનું સામ્રાજ્ય તોડી આરામથી સુઇ ના શકે.

ભગવાન શ્રી રામચંદ્રે અત્યંત દીર્ઘદષ્ટિથી રામેશ્વરથી કન્યાકુમારી સુધી-વચમાં ધનુષ્કોટી પણ છે-સર્વ ભાગોમાં સેના રાખી હતી અને એવો નિયમ કર્યો હતો કે આર્યોએ ત્યાં જવું જોઇએ અને અહીં પ્રત્યેક સ્થાનમાં એક ધનુષ્ય, થોડાં બાણ, તૂણીર અને થોડી દક્ષિણા સાથે ગંગાજળનો એક ઘડો આપવો જોઇએ. જુઓ;—

૧. રામેશ્વર, ધનુષ્કોટીમાં આર્યસૈનિક રાખ્યા છે.
૨. પ્રત્યેક યાત્રાળુ આર્યાવર્તથી આવી ઓછામાં ઓછું એક ધનુપ અને સો બાણોનું એક ભાથુ આપે છે.
૩. ખર્ચ ને માટે થોડું ધન પણ આપે છે. ( ઓછામાં ઓછા પાંચ રુપિયા આપે છે. )
૪. પીવા માટે ગંગાજળનો ઘડો સ્વયં લાવીને આપે છે. ( કાવડની પ્રથા )
૫. અને પાછા ફરતી વખતે ત્યાંથી થોડી રેતી ( સેતુ ) આર્યોના વિજયનું ચિન્હ સમજીને ઉત્તર ભારતમાં લઇ જાય છે.

વાંચક આ ઘટનાનો જરા વિચાર કરે. એથી અહીંના સૈનિકોને પણ કેટલો ઉત્સાહ મળતો હશે. પોતાની પાછળ સંપૂર્ણ આર્યાવર્ત છે, એવો વિશ્વાસ સૈનિકોમાં જાગે પછી એમનું વીર્ય કેટલું બધું વધી જાય. શસ્ત્રાસ્ત્ર તથા ધન આપવું એ અમારૂં કર્તવ્ય છે એવો વિચાર આર્ય જનતાના હૃદયમાં જાગવો, એ કાર્ય કરવામાં કેટલો બધો સમર્થ નીવડે, એ પણ પાઠક વિચાર કરતાં સમજી શકશે.

રમેશ્વરમાં ઓછામાં ઓછા એક લાખથી વધુ યાત્રીઓ દર સાલ જાય છે. પ્રત્યેક એક ધનુષ્ય આપે તો ત્યાંના સૈનિકોને નિદાન એક લાખ નવાં ધનુષ્ય દરેક વર્ષે મળતાં જાય. એટલાં જ ભાથાં તથા તેનાથી સોગણાં બાણુ દર વર્ષે રામેશ્વરની સરહદ ઉપર આર્યજાતિની રક્ષા માટે ભેગાં થાય. પ્રત્યેકે નિદાન પાંચ રુપિયા આપવા જોઇએ, એ પ્રથાનો વિચાર કરતાં સમજાય છે કે પાંચ લાખ રુપિયાનો ખજાનો ત્યાં દરસાલ જમા થતો જાય.

જે વાચકોને સરહદની રક્ષાના પ્રબંધનું થોડું પણ જ્ઞાન છે, તેઓ સમજી શકશે કે આ આર્યપ્રથામાં કેટલી જીવંત અને જાગ્રત વીરતાનો ઇતિહાસ સમાએલો છે. અહીં આવીને આ પ્રથાને પ્રત્યક્ષ જોઇને અમને શ્રી રામચંદ્રજીની દૂરદષ્ટિનો ખ્યાલ આવ્યો. અને રામાયણની આ ઐતિહાસિક સત્યકથાનું પણ જ્ઞાન થયું.

અમે મુંડન, શ્રાદ્ધ તથા ચોવીસ સ્નાન ન કર્યાં, પણ અહીંના સર્વ કાર્ય તથા સર્વ પ્રથાનુ અવલોકન, નિરીક્ષણ અને મનન સરસ રીતે કર્યું. ત્યારે વિચાર આવ્યો કે વિજયી આર્યોની યોજના કેવી હતી અને આજે અમારી પ્રથા કેવી છે. આજે અમે દર્ભ-તલ-મુંડન સિવાય અન્ય કશું પણ સમજતા નથી.

કોઇ આ ઘટનાનો વિચાર કરવા તૈયાર છે? કયાં રામચંદ્રજીનો વિજય અને કયાં આજનો વ્યવહાર? હિંદુઓએ આનો ખૂબ ઉંડો વિચાર કરવો જોઇએ.

ઐતિહાસિક રમણીયતા ફક્ત એટલીજ નથી. આની પહેલાં અમે શ્રીરંગમ્‌નાં શેષશાયી નારાયણુના મંદિરનું થોડું વર્ણન કર્યું છે. પરંતુ તે મૂર્તિ દક્ષિણ તરફ અભિમુખ થઇ બેઠી છે. કેમ? અન્ય કોઇ મૂર્તિ દક્ષિણાભિમુખ નથી. આ આમ કેમ?

સર્પ ઉપર નારાયણ સુતા છે અને દષ્ટિ દક્ષિણ પર સ્થિર

કરી છે. દક્ષિણમાં શ્રી રામચંદ્રજીએ જે સેના રાખી છે કે જે સેનાને દરવર્ષે એક લાખ ધનુષ્ય, પાંચ લાખ રુપિયા, એક કરોડ બાણું તથા એક લાખ ગંગાજળના ઘડા પહોંચાડવામાં આવે છે તે સેના ગાફેલ છે કે ખબરદાર છે અને લંકાના રાક્ષસો છકી ગયા છે કે કાબુમાં છે; દક્ષિણ દિશામાં શું હિલચાલ ચાલી રહી છે, આ બધા પર નજર રાખવા માટે શ્રીરંગમ્‌ની દૃષ્ટિ દક્ષિણાભિમુખ રાખેલી છે..

*શેષપર સુવું–સાપપર સુવું એ 'નાગજાતિપર આર્યોના દિગ્વિજયનું ચિન્હ' છે. નાગલોક પૂરેપુરા સ્વાધીન થયા, હવે નિશ્ચિંતપણે સુવામાં કશો પ્રતિબંધ નથી. આ શેષશાયી નારાયણનો ભાવ છે.

સર્પજાતિનો ઉપદ્રવ પરીક્ષિતના સમય સુધી ઉત્તર ભારતમાં થતો હતો. પરીક્ષિતનો વધ નાગલોકના એક યુવકે સંન્યાસીના વેષમાં રાજસભામાં ગુપ્ત રીતે પ્રવેશીને કર્યો હતો. ઉત્તરભારતની સર્પજાતિ તાબે થઇ ન હતી. પરંતુ દક્ષિણભારતની સર્પજાતિ તાબે થઇ હતી. રાક્ષસોની પૂરી હાર થઇ હતી હવે ફરીથી તેનો ઉપદ્રવ ઉત્પન્ન ન થાય એટલું જ માત્ર જોવાનું રહ્યું હતું. આવી રીતે બધાં દેવસ્થાનોની વ્યવસ્થા વિચારવા યોગ્ય છે. એમાં તે સમયનું રાજકારણ છે અને તે આજે પણ બોધપ્રદ છે. પરંતુ યાત્રીઓને એનું કશું જ્ઞાન નથી; તેઓ બિચારા મુંડન અને દર્ભમાં જ હેરાન થયા કરે છે.

## એક રામેશ્વરના ટાપુમાં પંદર ખ્રિસ્તિ દેવળો

ઠીક. આવી રીતે પ્રાચીન ઇતિહાસનો વિચાર કરતાં અમે રામેશ્વરની યાત્રા કરી ત્યારે જાણ્યું કે રામેશ્વરની ચારે બાજુ ઘેરીને પંદર ખ્રિસ્તી દેવળો ઉભાં થયાં છે; હિંદુ દેવતાઓને ચઢાવવાનો

તમામ ભોગ મુસલમાન અને ખ્રિસ્તિઓ પાસેથી જ આવે છે, એ જ્યારે અમે જાણ્યું ત્યારે અમને ઘણી લજ્જા થઇ. ખરું જોતાં હિંદુઓને પોતાના મંદિરોની રક્ષા કરતાં આવડતું જ નથી. પ્રાચીન લોકોએ જે વ્યવસ્થા કરી હતી તે જ આજ સુધી ચાલી આવે છે. પરન્તુ વિધર્મીઓનું આક્રમણ ચારે તરફથી વધતું જાય છે. એની તુલનામાં હિંદુઓની પોતાની રક્ષા કરવાની રીતો તદ્દન કાચી અને ઢંગધડા વગરની છે, એ જોઇને ભાવિ માટે અમને ભય તથા નિરાશા થયાં. આ બધા લોક પહેલાં હિંદુ જ હતા હવે એઓ મુસલમાન અને ખ્રિસ્તિ બન્યા છે. એવો કોઇ હિંદુ વેપારી રહ્યો નથી જેની પાસેથી નારિયેળ વગેરે ખરીદી શકાય. હિંદુઓની ઉદાસીનતાનો અંદાજ અહીં નીકળે છે.

રામેશ્વરની એક બે માઇલ આજુબાજુ અનેક તીર્થ બતાવવામાં આવે છે. પરંતુ એક તીર્થમાં ફક્ત માટી જ છે અને બાકીના દસબાર તીર્થમાં એટલી બધી ખરાબ સ્થિતિ છે કે એનો પ્રબંધ કેમ નહિ થતો હોય તે અમારી સમજમાં ન આવ્યું. તાત્પર્ય પંડાઓમાં અંદર અંદર કલહ છે, ખ્રિસ્તિઓ જોરમાં છે, મુસલમાન પણ સંગઠિત છે. હિન્દુઓ પૂર્ણ ઉદાસીન છે અને શું થઇ રહ્યું છે તેના તરફ બિલકુલ જોતા પણ નથી. રામેશ્વરની વેદ પાઠશાળા બસો માઇલ દૂર રાખી છે, જે રામેશ્વરમાં રાખવી જોઇતી હતી, નહિં કે મદુરામાં. ખર્ચ અહીંથી પડે છે અને શાળા ત્યાં રાખી છે.

મંદિરમાં જ વીજળીનું યંત્ર અને એન્જીન રાખ્યું છે. એન્જીનનો ધડ ધડ અવાજ રાતના વખતે મંદિરને વર્કશૉપ-કારખાનાનું સ્વરૂપ આપે છે. મંદિર પ્રશાન્ત ગંભીર હોવું જોઇએ. મંદિર કંઈ રેલગાડીનું કારખાનું નથી. વીજળીનું અજવાળું પણ

એવું ઉગ્ર છે કે તે મંદિરમાં શોભતું નથી. પ્રકાશ પડે પણ દીવો ન દેખાય એવી વ્યવસ્થા થઇ શકે. પરંતુ કોઇ ત્યાં જોનાર હોય ત્યારે ને ? હિંદુ યાત્રાળુઓને દષ્ટિજ નથી !

આવી રીતે રામેશ્વરને સર્વ પ્રકારે હાનિ થવાનો જ સંભવ છે. યંત્ર અને એંજીનના ધખારાથી મંદિરના પથ્થરોને પણ વખત જતાં ખરાબ અસર થવાનો સંભવ સ્પષ્ટ દેખાય છે. પરંતુ હિંદુઓના ચિત્તમાં આ વાત કેવી રીતે પ્રવેશે ?

આવા વિચારો અમારા મનમાં અહીં આવ્યા. અહીં રામેશ્વરમાં રાણાયણી શાખાના સામવેદી રહે છે એની ખબર તો અમને મળી જ હતી. પ્રથમ ઘણા ઘર હતા હવે ફક્ત આઠ-દસ જ છે અને તેમાંથી ફક્ત છ બ્રાહ્મણો જ કંઇક સામગાન કરી શકે છે. તેઓને બોલાવ્યા અને કંઇ દક્ષિણા આપીને સામગાન સાંભળ્યાં, પરંતુ તેઓની પ્રવીણતા સારી ન હતી. તેઓની શાખા પૂછી તો ઉત્તર મળ્યો કે તેઓની ' સામ શાખા ' છે. આ ઉત્તર અશુદ્ધ હતો. ફરીથી પૂછતાં કહે કે તેઓની ' ગૌતમી શાખા ' છે. પણ આ પણ અશુદ્ધ જ છે એમ જ્યારે કહ્યું ત્યારે એક વૃધ્ધે કહ્યું કે તેમની ' રાણાયણીય શાખા ' છે. અર્થાત્ અહીંના સામવેદીઓની અવનતિ એટલી હદ સુધી પહોંચી છે કે પોતાની સામશાખાનું પણ તેમને ભાન નથી.

તેઓની ' રાણાયણીય શાખા ' છે તે બીજે રહેતા વિદ્વાનો પાસે અમે સાંભળ્યું હતું. તેઓની એ જ શાખા છે એમાં સંદેહ નથી. એમની પાસેના સર્વગ્રન્થો જોયા, એ બધા જ કૌથુમી શાખાના હતા. અર્થાત્ રામેશ્વરમાં 'રાણાયણીય શાખાના બ્રાહ્મણો છે પરંતુ તેઓની પાસે તે શાખાનો એક પણ ગ્રન્થ નથી. જુઓ, ક્યાં સુધી ધાર્મિક અધોગતિ થઇ છે ?

જ્યારે અમને લાગ્યું કે અમારો ઉદ્દેશ સફળ થવાનો અહીં કોઇ સંભવ નથી, ત્યારે અમે રામેશ્વરને છોડી આગળ ચાલવા માંડ્યું. રામેશ્વર જેવા મોટા ક્ષેત્રમાં પણ બ્રાહ્મણો એવા હોય કે જેમને સ્વશાખાના નામનો પણ પત્તો ન હોય, અને પોતાના સ્થાનમાં પોતાના ધર્મની શી સ્થિતિ છે તેનું પણ જેમને ભાન ન હોય, તો તેમનાથી સ્વધર્મ રક્ષા કેવી રીતે થઇ શકવાની છે? **આ માટે વેદાદિ ગ્રન્થ શુદ્ધ મુદ્રિત કરીને ઓછી કિંમતે આપવાનો યત્ન કરવો જોઇએ, આજ કાર્ય સ્વાધ્યાય મંડળદ્વારા થઇ રહ્યું છે.**

## ધનુષ્કોટી

રામેશ્વરમાં અમને પૂર્ણ નિરાશા થઇ. અમે ત્યાંથી ધનુષ્કોટી આવી ગયા. રેલ્વેમાં ત્રીસ માઇલનો પ્રવાસ છે. ધનુષ્કોટી સ્ટેશન છે. અહીંથી લંકા જવાય છે, સ્ટેશનથી ધનુષ્કોટી ત્રણ ચાર માઇલ દૂર છે. ધનુષ્કોટીમાં પૂર્વ અને પશ્ચિમ સમુદ્રનો સંગમ થાય છે. અહીં પણ રામેશ્વરમાં છે તેવી ધનુષ્યપ્રદાનની પ્રથા છે. પંડિતોની પાસે દાન માટે નાના નાના ચાંદીના ધનુષ્ય-બાણ હોય છે. પ્રાચીન પ્રથાનું સ્મરણ માત્ર જળવાઈ રહેવાની દૃષ્ટિએ પણ આ પ્રથા સારી છે.

ધનુષ્કોટીમાં થોડા બ્રાહ્મણ હતા, પરંતુ તે ફક્ત ધનુષ્ય દાન માટે સંકલ્પ માત્ર જાણે છે. કેટલાક બ્રાહ્મણો રામેશ્વરથી પણ અહીં આવે છે. અમે ગયા ત્યારે હજારો યાત્રાળુ અહીં જમા થયા હતા. આટલા બધા યાત્રીઓ ભક્તિભાવથી આવે છે, દાન પણ આપે છે, પંડાઓને ધન પણ મળે છે પરંતુ થોડા જ્ઞાનની પ્રાપ્તિ માટે પણ આ પંડાઓ યત્ન કરે તો સારૂં. પણ કોણ કરે?

ધનુષ્કોટીમાં નાનુશું મંદિર છે પરંતુ સમુદરનાનનુંજ અહીં

મહત્વ મનાય છે. રામેશ્વર અને ધનુષ્કોટી મળીને રામેશ્વરની યાત્રા થાય છે. અમને એવું લાગ્યું હતું કે ધનુષ્કોટીમાં પણ બ્રાહ્મણોના ઘણા ઘર હશે પણ હવે તેવું રહ્યું નથી.

પ્રત્યક્ષ રામેશ્વરનું મંદિર શ્રી રામચંદ્રજીએ સ્થાપેલા મહાદેવનું મંદિર છે. અહીં રામના મંદિરનું મહત્વ નથી, રામેશ્વર નામથી રામચંદ્રનું અહીં સ્થાન હશે એવું પ્રતીત થાય છે; પણ રામેશ્વરનો અર્થ 'રામે સ્થાપિત કરેલ ઇશ્વરનું સ્થાન' એવો છે. અહીં ઈશ્વર શબ્દ શંકર વાચક છે.

## મંદિરની અસ્વચ્છતા

આ મંદિરમાં વીજળી છે, ટ્રસ્ટી નીમાએલા છે, સરકારી નિયંત્રણ છે, સર્વ કંઇ છે. પરંતુ જેવી વ્યવસ્થા જોઇએ એવી હજુ પણ થઇ નથી. આખું મંદિર ચૂનો અને ગેરૂ લગાડી લગાડીને ખરાબ કર્યું છે. મંદિરની બનાવટ ઘણીજ ઉત્તમ છે અને આ મંદિર શ્રેષ્ઠ કારીગરીનો એક ઉત્તમ નમૂનો છે. પ્રત્યેક સ્તંભ ઉપર એક એક દેવતા છે અને તેમના ઉપર જ્યાં તેલ નાખ્યું છે ત્યાં સાફ પણ નથી કરાતું. આવી રીતે સેંકડો સ્તંભ ખરાબ અને કીચ્ચડ જેવા થઈ ગયા છે. કેટલાક સ્તંભ એવા ભરાઇ ગયા છે કે કારીગરી કે નકશી કામ જણાતું પણ નથી.

પ્રત્યક્ષ મંદિરમાં પણ ભૂમિ એવી કીચ્ચડવાળી થઈ જાય છે કે ગર્ભગ્રહમાં જવાથી પગના તળીએ કાળા કાળા ડાઘ પડે છે. અંદરનું સ્થાન કદી સ્વચ્છ પણ નથી થતું. દીપમાળાના ધુમાડાથી ગંર્ભગૃહ હમેશાં ભરેલું રહે છે. ત્યાં દસ વીસ મીનીટ પણ કોઇ જઇને ધ્યાન લગાવીને બેસી શકે એવો સંભવ નથી. એવી અવ્યવસ્થા તો અહીં ઘણી છે. ટ્રસ્ટીઓ હસ્તક વહિવટ હોવા છતાં પણ અવ્યવસ્થા છે. શું થાય ?

જ્યારે અમે ગયા ત્યારે નાના મંદિરની સાફસુફી એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણ પોતાના ખર્ચે કરાવતા હતા. આ મંદિરનું અંદરનું સ્થાન ૫ × ૪ ફૂટ છે. અર્થાત્ મૂર્તિની પાસે એક મનુષ્ય મુશ્કેલીથી બેસી શકે એટલી જગ્યા છે. એની સાફસુફી કરીને કચરો, માટી, તેલ જેવા પદાર્થો જે સડી ગયા હતા તે કાઢ્યા તો બધો કચરો દસ ડોલ ભરીને નીકળ્યો !! આ અતિશયોક્તિ નથી. આટલું કરવાથી મૂર્તિ સુંદર લાગવા માંડી જે પહેલાં દેખાતી પણ ન હતી. કમથી કમ સફાઈનું કામ અહીં થવું જ જોઈએ. એ કોણ કરે અને કેવી રીતે થાય ? દરેક સ્તંભ ખુબ કીચ્ચડથી ભરેલો છે.

આવી અવ્યવસ્થા માત્ર અહીં જ નથી પણ શ્રીરંગમ્, તિરુપતિ આદિ સર્વ સ્થાનોમાં આવાજ મલિન ગર્ભગૃહ છે. શ્રીરંગમ્ જેવા સ્થાનની મૂર્તિ ઉપર જે સુગંધી તેલ અભિષેકના સમયે ચઢાવવામાં આવે છે તે કદી ધોવામાં પણ આવતું નથી અને તે તેલના થરના થર ક્યારથી એ સ્થાન પર જમા થતા આવ્યા છે એનો અંદાજ કાઢવો પણ મુશ્કેલ છે. સર્વત્ર આ અવ્યવસ્થાનું ભયાનક રાજ્ય છે. જોનારૂં કોઈ નથી. સર્વ યાત્રી માત્ર દર્શન કરીને પાછા ફરે છે.

રામેશ્વરમાં કેટલાક પંડા મહારાષ્ટ્રીય છે. બીજા પ્રાંતોના પણ ઘણા છે પરંતુ મહારાષ્ટ્રીય હોવાથી તેઓમાં કશી પણ વિશેષતા નથી અને સર્વમાં ઐક્ય પણ નથી. પંડાઓ મંદિરની અવ્યવસ્થા જોવાની બુદ્ધિ સરખી પણ ધરાવતા નથી. યાત્રીઓ દર્શન કરીને જતા રહે છે, ટ્રસ્ટી અધિકારના મદમાં અંધ થયા છે. કેવળ ખ્રિસ્તીજ ખૂબ જાગતા રહી હિંદુઓને ઘેરતા જાય છે.

## હિંદુમહાસભાનું કર્તવ્ય

હિંદુ મહાસભાએ ચાર પાંચ વિદ્વાનોની એક દેવસ્થાન

સમિતિ ( અર્થાત્ ડેપ્યુટેશન ) સર્વ મંદિરોનું નિરીક્ષણ કરવા માટે નિર્માણ કરવી જોઇએ. આ સમિતિ એકે એક દેવસ્થાનનું પૂર્ણ રીતે નિરીક્ષણ કરે અને ત્યાં કેવો સુધારો કરવાની જરૂર છે તેનો એક કાર્યક્રમ નિશ્ચિત કરે તથા તેવો સુધારો કરે અગર કરાવે. જ્યારે આવી રીતે કાર્ય થાય ત્યારે જ મંદિરોનો સુધારો થઇ શકે. શિખોએ પોતાના ગુરુદ્વારોની સુધારણા કરી છે, મુસલમાન અને અને ખ્રિસ્તિના દેવસ્થાન તેમને જેવાં જોઇએ તેવાં છે, કેવળ હિંદુ જ એવા છે કે જેમને સ્વચ્છતા અને અસ્વચ્છતાનું પણ ભાન નથી બીજી વાતોનો ખ્યાલ હોવો એ તો દૂરની વાત થઈ. શુચિત્વ અને અશુચિત્વ તો બાળક પણ સમજી શકે છે પણ હિંદુ પૂજારીઓનાં મસ્તક એવાં બનેલા છે કે એમાં આ જ્ઞાન પ્રવેશી પણ શકતું નથી.

## મદુરા–મીનાક્ષી

હીઠ. આવી રીતે અમે રામેશ્વર છોડીને ત્રિચનાપલ્લીથી મદુરા પહોંચ્યા. મદુરાનું મીનાક્ષીનું મંદિર અત્યંત વિશાળ અને દિવ્ય કારીગરીના આદર્શ તરીકે ગણવા જેવું છે. પ્રત્યેક સ્તંભ કલાકો સુધી જોઈ રહેવા જેવો સુંદર છે. આવાં સેંકડો સ્તંભ અહીં છે. આ મંદિરમાં ઘણી મોટી મોટી સભાઓ એક સાથે થઈ શકે છે; અને આ એક વિદ્યાનું ઉત્તમ કેન્દ્ર પણ બની શકે એમ છે.

અહીં વેદવિદ્યા આ સમયે રહી નથી. મંદિરની એજ વાત, એજ મલિનતા અને એજ અસ્વચ્છતા અહીં છે. અહીં બ્રાહ્મણોનો સમુદાય મોટો છે, પણ આ મંદિર મહાસભાની પ્રેરણાથી હરિજનો માટે ખુલ્લું થવાથી હિંદુઓએ એનો બહિષ્કાર કર્યો છે અને તેથી પહેલા જેવી રોનક રહેતી હતી તેવી હવે રહી નથી. મંદિર હરિ-

જનોને માટે ખુલ્લું તો ટ્રસ્ટીઓએ કર્યું પણ ત્યાં હરિજનો પણ નથી જતા અને નથી જતા બીજા હિંદુ !! જો કે થોડા તો હજુ પણ જાય છે પણ પહેલાં જેવી ભીડ થતી નથી; તેથી મંદીરનું ઉત્પન્ન ઘણું જ ઘટી ગયું છે, આથી વિદ્વાન બ્રાહ્મણોની મદદ મળવાની અમને આશા ન રહી. અમે અહીંના અનેક વિદ્વાનો સાથે પત્રવ્યવહાર કર્યો હતો. અહીં રામેશ્વર દેવસ્થાનની વેદપાઠશાળા છે. એના અધ્યાપક અને આચાર્ય મોટા યોગ્ય વિદ્વાન છે. એમની સાથે અમારી મુલાકાત પણ થઈ. અન્ય વિદ્વાનો સાથે પણ પરિચય થયો. પરંતુ વેદપાઠશાળાના આચાર્યે કહ્યું કે દક્ષિણભારતમાં કેવળ કૌથુમી સામવેદી જ છે. પણ એ સત્ય નથી, કારણ શ્રીરંગમ્ અને તિન્નિવેલીમાં ક્રમશઃ જૈમિનીય અને રાણાયણીય સામવેદીજ છે અને તેમની પાસે ઉક્ત શાખાના ગ્રન્થ પણ છે એ સહુ અમે સ્વયં જોયું હતું. પણ વેદશાળાના અધ્યક્ષને આની માહિતી સરખી ન હતી. તો પણ તેમની મારફત મદુરાના સામવેદીઓનો સરસ પરિચય થયો. અહીંના લોક કેવળ કૌથુમ્રી શાખાના જ અનુયાયી છે. અહીં અમારો ઉદ્દેશ પાર પડવાની આશા ન હતી. તેથી અહીંના વિદ્વાનોને મળ્યા પછી ત્રિવેન્દ્રમ્ તરફ પ્રસ્થાન કર્યું.

## ત્રિવેન્દ્રમ્

તા. ૨૯ ની સવારે અમે ત્રિવેન્દ્રમ્ પહોંચ્યા. આ અત્યંત રમણીય સ્થાન છે. ચારે તરફ લીલોત્રી છે અને ડાંગરની પેદાશ વર્ષમાં ત્રણ વાર થાય છે. આ વખતે ડાંગરનાં ખેતર ચારે બાજુ લીલાછમ હતાં. રામેશ્વરની શ્વેત રેતી પછી આજે એવી લીલોત્રી જોઇ કે ગોગરદમ બગીચા જેવું લાગ્યું. ત્રિવેન્દ્રમ્ ડુંગરા ઉપર વસ્યું છે. અને અહીં રેલમાર્ગ છે તેવો જલમાર્ગ પણ છે. અહીંનું મંદિર ઘણું પ્રસિદ્ધ છે. મૂર્તિ એટલી મોટી છે કે એનું શિર એક દરવાજામાંથી દેખાય છે, વચલા દ્વારમાંથી છાતી દેખાય છે અને

ત્રીજા દ્વારથી પગ દેખાય છે. દરરોજ એક હજાર બ્રાહ્મણોને મફત-ભોજન મળે છે. આ ખર્ચમાંથી ચાર પાંચ મોટા ગુરુકુળ કે ઋષિકુળ ચલાવી શકાય. વિદ્યાનું મોટું કેન્દ્ર અહીં સ્થાપી શકાય. પણ કરે કોણ ?

આ મંદિર વિશાળ છે અને કારીગરીની દૃષ્ટિએ ઉત્તમ છે. સર્વ સુંદર છે, પણ વ્યવસ્થા ઠીક નથી. મંદિરમાં કોઈ પહેરણ પહેરી જઈ શકે નહિ. કેવળ ધોતીયું પહેરીને અંદર જતાં કોઈ રોકતું નથી. પ્રથમ દિવસે અમે નવ વાગે ગયા ત્યારે લગભગ સો બ્રાહ્મણ વેદ પાઠ કરતા હતા. આ દૃશ્ય સરસ લાગ્યું. પરંતુ આ સો બ્રાહ્મણમાં એક પણ સંસ્કૃતમા વાતચીત કરી શકે એમ નહોતું, પણ એઓ સારા વેદપાઠી હતા. અમે એઓને સંસ્કૃતમાં કંઇક પૂછ્યું, તો ઉત્તર અંગ્રેજીમાં મળ્યો. અહીં શહેરમાં સસ્કૃત બોલવાવાળા પણ મોટા મોટા પંડિત ઘણા છે. અમે સામવેદીઓની શોધ કરી. અહીં બહુ સામવેદી છે અને ત્રણેવ શાખાઓના સામવેદી અહીં છે. આમ અમારી શોધ માટે આ સ્થાન ઘણું યોગ્ય થઇ પડયું.

પં. કૃષ્ણ શર્મા શ્રૌતી કરીને એક જૈમિનીય શાખાના વિદ્વાન છે. એમનો મેળાપ થયો અને તેઓએ કહ્યું કે સામગાન છાપવામાં તેમના ગ્રન્થ અને તેમની વિદ્યાની સહાયતા મળશે. આવી રીતે રાણાયણીયના વિદ્વાન પણ પૂરતા મળી રહ્યા. આ સ્થળ વડે જ મલિયાલમ્ દેશ વેદ વિદ્યા માટે પ્રસિદ્ધ છે. નંબુદ્રી બ્રાહ્મણ મોટા વિદ્વાન હોય છે અને રાત દિવસ વેદાભ્યાસમાં અને તપમાં રત રહે છે. એમની આમદાની પણ પૂરતી હોય છે અને તેઓ તપસ્વી જેવા રહે છે. જગતના વ્યવહારની તેમને પરવા નથી રહેતી.

પરંતુ તેઓમાં એવી મૂઢતા હોય છે કે મુદ્રણનું નામ સાંભ-

ળતા જ એ બ્રોકો ચીઢાઇ જાય છે. ગ્રન્થ બતાવવા તો દૂર રહ્યા પણ પછી તેઓ વાત પણ નથી કરતા. અમે અમારા છાપેલા ગ્રન્થ સાથે રાખ્યા હતા. એ જોઇને જ અમારી ગણના પિશાચોમાં થઇ ગઇ, બધો મામલો બગડી ગયો. અને તે સુધારવાનો કોઇ ઉપાય નજરમાં ન આવ્યો. આવી રીતે નામમુદ્રિયોનાં ઘર અમારે માટે ચોક્કસ બંધ થઇ ગયાં. છાપેલા ગ્રન્થ એમને બનાવવા જોઇતા ન હતા. વેદ મુદ્રણનું નામ પણ તેમની પાસે નહોતું લેવું જોઇતું. એ પાપ અમે કર્યું, એનો દંડ અમને સારી રીતે મળ્યો.

હવે અમારે બીજી રીતે તેમના ગ્રંથોની તપાસ કરવી છે. એ કાર્ય માટે ફરી આવવું પડશે. અમે અહીંના વિદ્વાનો મારફત પણ પ્રયત્ન કર્યો છે, એ પણ કદાચ સફળ થાય. મલયાલમ્ પ્રાંત ઘણો મોટો છે અને તેની શોધ માટે છ મહીના ગાળવા જોઇએ. સમય અમારી પાસે તે વખતે ન હતો અને જેમના ઘરોમાં અમને પ્રવેશ મળ્યો હતો ત્યાંનું કાર્ય અમારી જ ભૂલથી ઉપર પ્રમાણે બગડી ગયું.

તોપણ અહીંના ઘણા વિદ્વાનોએ અમને કહ્યું કે તેઓ અમારે માટે વૈદિક ગ્રંથ સંબંધમાં તપાસ કરશે અને અમને આવશ્યક સહાય પણ આપશે નંબૂદી બ્રાહ્મણોના ઘરમાં પ્રવેશ કરવો પણ કઠિન છે, ગ્રન્થના દર્શન કરવા તે તો વધુ કઠિન કાર્ય છે. પરંતુ તેઓમાં સારા સામવેદી છે તેઓને સંતુષ્ટ કરીને તેમની પાસે કાર્ય લેવું જોઇએ.

ત્રિવેન્દ્રમનું સંસ્કૃત નામ 'શ્રી અનન્તપુરમ્' છે. શ્રીનું ત્રી બને છે. અનન્તપુરમનું વેંડ્રમ થયું છે. આ ભાષા ભયાનક છે એમાં સંદેહ નથી.

ત્રાવણકોરનો સંસ્કૃત ગ્રન્થ ભંડાર ઘણો દર્શનીય છે. તે

સર્વ અમે જોયો. તાડપત્રના ગ્રન્થ અહીં ઘણા છે. અહીં પણ જૈમિનીય સામવેદ નહોતો. જો કે આ શહેરમાં અને આ રાજ્યમાં જૈમિનીય સામવેદી ઘણા છે અને ગ્રન્થ પણ તેઓની પાસે પૂરતા છે. અહીં તાડપત્ર ઉપર દેવનાગરી અક્ષરોમાં પણ ગ્રન્થ લખવાને માટે કેટલાક લેખકોને નિયુક્ત કર્યા છે. આ પુસ્તકાલય અમને ઘણી સહાય કરી શકે.

અહીંના ગ્રંથ બે ત્રણ લિપિઓમાં હોય છે, તેઓને દેવનાગરી અક્ષરોમાં ઉતારવાનું અહીં બની શકે એમ છે. ત્રિવેન્દ્રમ્‌માં અમારૂં કેટલુંક કામ બગડયું તથાપિ ઘણું કાર્ય થયું. એવા ધુરંધર વિદ્વાનોનો પરિચય થયો કે જેમની પૂરતી સહાય સામવેદ–ગાન મુદ્રણમાં મળી શકે. અને જ્યારે નંબૂદ્રિઓનાં દ્વાર ખુલશે ત્યારે તો પૂરતી સહાય મળશે. અહીંના રાજ્યના પુસ્તકાલયોના અધ્યક્ષોએ અમને બહુ-મદદ કરવાનું વચન આપ્યું છે, એ મહત્વની વાત છે. બીજા વિદ્વાનોની પણ સહાય મળવાનો સંભવ છે.

## કન્યાકુમારી

ત્રિવેન્દ્રમના કાર્યથી અમારૂં દક્ષિણગમન સફળ અને સુફળ થયું, એવું અમે કહી શકીએ. એનાથી પણ આગળ અમારે જવું હતું. આગળ રેલનો માર્ગ નથી પણ મોટરો જાય છે. ભારતવર્ષનું દક્ષિણબિંદુ, અન્તિમ સીમા ‘ કન્યાકુમારી ’ છે. અહીં પણ વૈદિક બ્રાહ્મણોની વસતિ છે. એટલે અમે મોટર મારફત કન્યાકુમારી ( કેપ કામોરિન ) તરફ ચાલ્યા. ત્રિવેન્દ્રમથી ચાર કલાકનો માર્ગ છે, નિદાન સાઠ માઇલ છે. વચમાં પણ બે સ્થાન એવાં છે કે જ્યાં વિદ્વાન વેદવેત્તા રહે છે. પરંતુ આ સ્થાનોએ પહોંચ્યા પછી જાણ્યું કે અહીં વેદવેત્તા હતા હવે તેમના વંશજ તો છે પરંતુ તે વેદાધ્યયનથી વંચિત છે. એમ તો અમને કોઇ

ને કોઇ વેદાધ્યાયી મળ્યા પણ ખરા પરંતુ એવા લોકોથી અમારૂં કામ ચાલે એમ ન હતું. ત્રીસ ચાલીસ વર્ષ પહેલાં કન્યાકુમારીમાં ઉત્તમ વેદજ્ઞાતા હતા. આવી રીતે સર્વત્ર વેદવિદ્યાનો હ્રાસ થઇ રહ્યો છે

કન્યાકુમારી—દેવીનું મંદિર એકદમ સમુદ્રના કિનારા ઉપર જ છે. મંદિરથી કેવળ દસ હાથના અન્તરે સમુદ્રસ્નાન કરી શકાય છે. તદ્દન સમુદ્રતટ ઉપર મંદિર બનાવી ઉત્તમ કલા દર્શાવી છે. મંદિર ખુબ મોટું છે. મૂર્તિ પણ ત્રણ ચાર હાથ મોટી તેમજ સુંદર છે અને સાંજની સમુદ્રશોભા અને મૂર્તિની શોભા અત્યંત રમણીય લાગે છે. આ સ્થાન એકવાર જોવાલાયક છે. અહીંની સ્વચ્છતા પણ સારી છે. અહીં મોટા વિદ્વાન નહિ હોવાથી અમે તેજ રાતના પાછા આવી ગયા. અર્થાત્ ત્રિવેન્દ્રમ સિવાય અહીં કોઇ સ્થળે એવા વિદ્વાન નથી.

મલિયાલમના ગામોમાં જ્યાં જ્યાં નંબૂદ્રી બ્રાહ્મણો છે ત્યાં ત્યાં વિદ્યા છે, પરંતુ તેઓને મળવાનું વિશેષ યુક્તિથી જ સાધ્ય થઇ શકે,

હવે અહીંથી તિન્નિવેલી તથા તેંકાશી આદિ સ્થાનો પ્રતિ અમે પ્રસ્થાન કર્યું. અહીં રાણાયણીયોના ગ્રામના ગ્રામ છે. પ્રાયઃ બધા બ્રાહ્મણો રાણાયણીય શાખાના જ છે. અહીના સર્વ ગ્રન્થ ગ્રન્થલિપિમાં હોય છે. તામિલ લિપિમાં 'ખ, ઘ, છ, ઝ' આદિ મહા પ્રાણાક્ષરો નથી. એટલે એ તામિલના અક્ષરોની સંખ્યા વધારીને નવી ગ્રન્થલિપિ બનાવી છે જેમાં વેદ આદિ લખાય છે. આજકાલ છાપે છે પણ ખરા. દેવનાગરીથી એ ઘણી કઠિન છે પણ જેને સામવેદનું અધ્યયન કરવું હોય એને એનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ. કારણ આ લિપિમાં જે ગ્રન્થ છે તે અન્ય

લિપિમાં નથી. અસ્તુ. અહીં અમને રાણાયણીયના ગ્રન્થ પૂરતા મળ્યા અને બીજા પણ મળી શકે એમ છે.

## બેંગલોર અને મહીસૂર

હવે આટલામાં અમારા સત્તર અઢાર દિવસ વ્યતીત થયા અને વધારે વખત પણ ન હતો અટલે અમે ત્યાંથી નીકળી મહીસૂર આવ્યા. પ્રથમ બૅંગલોર પહોંચ્યા. અહીં મહીસૂર રાજ્યની સરકારી સંસ્કૃત કૉલેજ છે અને વેદપાઠશાલા પણ છે. બન્ને સ્થાનોમાં મોટા વિદ્વાન પંડિત છે. અહીં ઘણી શાખાઓના વિદ્વાન પંડિત છે. સર્વ સાથે પરિચય–મેળાપ થયો. અહીંના સામવેદાચાર્ય રામચન્દ્ર દીક્ષિત પહેલેથીજ પરિચિત હતા. પરંતુ તેમના દ્વારા કાણ્વશાખા, તૈત્તિરીય શાખા આદિના અનેક પંડિતો સાથે સારો પરિચય થયો. સર્વેએ વેદમુદ્રણમાં સહાય કરવાનું વચન આપ્યું. અહીંના બધાજ સામવેદી કૌથુમી શાખાના છે. એ ત્રણ દિવસ અહીં પરિશોધન કરીને મહીસૂરની રાજધાનીમાં ગયા. અહીં પણ વેદમહાવિદ્યાલય છે અને મોટા વિદ્વાનો છે. તેઓની સત્સંગતિમાં એ ત્રણ દિવસ વ્યતીત કર્યાં.

નારાયણસ્વામી નામના અહીં સામવેદી પંડિત છે. સંપૂર્ણ સામગાન તેમને કંઠસ્થ છે; અને સામવેદના સર્વ સૂત્રગ્રંથોનું અધ્યયન તેમને ખુબ સારી રીતે કર્યું છે. તેઓ કૌથુમી શાખાના જ છે અને બહુ સારા વિદ્વાન છે. અમારા સામગાન–મુદ્રણમાં એમની હાર્દિક મદદ મળવાની છે એ બહુ આનંદની વાત છે સામવેદની બીજી શાખાઓના ગ્રન્થો સાથે પણ એમનો પરિચય સારો છે.

મહીસૂર રાજધાની હોવાને લીધે અહીં વૈદિક વિદ્વાન સારા છે અને શ્રી. મહારાજા સાહેબ તરફથી વાર્ષિક દક્ષિણાદિ દ્વારા તેઓનું

સન્માન પણ સારૂં થાય છે તેથી તેમની વસતિ અહીં ટકી રહી છે. અહીં સર્વ કૌથુમી શાખાવાળા જ છે અને તેમની પાસે ગ્રન્થસંગ્રહ પણ સરસ છે. અહીંના ગ્રન્થ કાગળ ઉપર લખેલા છે. દક્ષિણ દેશના ગ્રન્થ તાડપત્ર ઉપર છે. અહીંથી કાગળના ગ્રન્થ જોવામાં આવ્યા. અહીં એક ભાઇની પાસે લગભગ એક હાથ લાંબો, પોણો હાથ પહોળો અને એટલોજ ઉંચો સામવેદનો ગ્રન્થ છે. આવા મોટા પૃષ્ટો ઉપર લખેલ આવો સુંદર ગ્રન્થ અમે પહેલાં જોયો ન હતો. અક્ષર દેવનાગરી છે. આ ગ્રન્થ પૂનામાં લખાયો હતો. બસો વર્ષ પહેલાંનો લખાએલો છે. ખૂબ શુદ્ધ અને અત્યંત ઉત્તમ ગ્રંથ છે. સામવેદના સંપૂર્ણ ગ્રન્થ આમાં લખ્યા છે. મુદ્રણ માટે આવો ગ્રન્થ મળવો જોઇએ. આની કિંમત બે હજાર કહેવાય છે. એ કિંમત કંઇ વધારે ના કહેવાય. પરંતુ અમારી પાસે એટલું ધન ન હતુ.

આવી રીતના ઉત્તમોત્તમ ગ્રન્થ આ પ્રાન્તમાં ઘણા છે. પરંતુ આ ધનથી પ્રાપ્ત થનારી વસ્તુ છે. જો પૂરતું ધન પાસે હોય, ગ્રન્થોની શોધ માટે પૂરતો સમય પાસે હોય તો તો દક્ષિણ દેશમાં વેદના ગ્રન્થ પર્યાપ્ત સંખ્યામાં આ સમયે મળી શકે છે. પરંતુ આવા પવિત્ર કાર્ય માટે પૈસો અને સમય કોની પાસે છે?

લગભગ એક માસના અમારા પ્રવાસથી અમારો નિશ્ચય થયો કે આવી ધીમી ગતિએ કામ પૂરું ન થાય. દરેક સ્થાનમાં સાત આઠ દિવસ રહેવું જોઇએ, અને ગ્રન્થની કિંમત આપવા હાથમાં પૈસો પણ જોઇએ. અમારી પાસે બેય ન હતા. તો પણ આ પ્રવાસથી ક્યાં શું છે અને ત્યાં કેવી રીતે પ્રવેશ કરવો જોઇએ તેનું જ્ઞાન થયું. અને ઘણા વિદ્વાનોનો પરિચય પણ થયો કે જેમની પાસેથી સહાય મળી શકે. એથી વધારે સહાય મળવી એ પૈસાનું કામ છે.

આ કાર્ય ઘણું આવશ્યક છે. એ વિના વૈદિક ગ્રન્થોની સાચી શોધ થવી અસંભવિત છે. આ કાર્ય ઘણું મહત્વનું છે. પરંતુ આ કાર્યમાં એટલું ધન જોઇએ કે જે લોકો કાર્યનું મહત્વ નથી સમજતા તેમની પાસેથી એ લબ્ધ થવું અસંભવિત છે. આ કાર્ય જ્યારે થશે ત્યારે ખરૂં. પરંતુ એ થયા પછી જ વૈદિક અન્વેષણ થવાનું છે. આજકાલ અનેક પુસ્તકો મળતાંજ નથી. દક્ષિણદેશમાં મળે છે. સામવેદની જૈમિનીય શાખા દક્ષિણમાં જ છે. જ્યાં સુધી દક્ષિણદેશમાં તપાસ નહોતી કરી ત્યાં સુધી એની માહીતિ સરખી પણ ન હતી. આવી રીતે બીજા ઘણા ગ્રન્થ મળી શકે.

સામવેદના ઉત્તમોત્તમ ગ્રન્થ જેવા દક્ષિણમાં અમે જોયા તેવા ન તો મધ્યભાગતમાં કે ન ઉત્તરભારતમાં અમને દૃષ્ટિગોચર થયા. ઉત્તરમાં કેટલાક ગ્રન્થ જ્યાં ત્યાં ત્રુટક દેખાય છે પરંતુ દક્ષિણમાં ગ્રન્થોની એટલી વધારે સંખ્યા છે. અને ગ્રન્થોની અખંડિતતા એટલી સચવાઇ છે કે તે જોઇને ચિત્ત પ્રસન્ન થઇ જાય છે. એટલે જેમને વૈદિક ધર્મની શોધ કરવી છે તેમને દક્ષિણ દિશામાં થોડા માસ વ્યતીત કરવા અત્યંત આવશ્યક છે.

મહીસૂરમાં ઘણી સામગ્રી અમને પ્રાપ્ત થઇ, અને અનેક વિદ્વાનોની સાથે સારો પરિચય પણ થયો. આ પછી મહીસૂર રાજ્ય તથા કાનડા જિલ્લાના ગોકર્ણ આદિ સ્થળ જોવાનો યત્ન કર્યો. અહીં તો ગામનાં ગામ સામવેદીના છે અને દરેક ગામમાં સારા વિદ્વાન છે. શોધ કરતાં જણાયું કે આ પ્રાન્તના સામવેદી કેવળ કૌથુમી શાખાનાજ છે. કેટલાકના કહેવાથી જાણ્યું કે અહીંના કૌથુમી શાખાવાળાઓ જૈમિનીય સામવેદીઓને પોતાનાથી નીચા માને છે અને પોતાને ઉચ્ચ સમજે છે. પરંતુ દક્ષિણદિશામાં આવી ભાવના ન જણાઇ. અમારા પૂછવા છતાં પણ આવો ભાવ અમને કોઇએ કહ્યો નહિ. અમારી શોધખોળ પ્રમાણે જૈમિની જ

વ્યાસ શિષ્યોમાં મહત્વનું સ્થાન ધરાવતા હતા. એમના ઉપર કોઇ પણ પ્રકારે ડાઘ લગાડી શકાય એમ નથી. અસ્તુ. આ દેશમાં આવો પ્રવાહ છે એટલું જ અહીં કહેવાનું છે.

આ પ્રાન્તમાં સર્વ સામવેદી કૌથુમી જ છે, તેમની પદ્ધતિ સમાનજ છે, એમના ગ્રન્થો પણ સરખા જ છે. વખત અને પૈસો ખરચી આ પ્રાન્તમાં વધારે ભ્રમણ કરવાની આવશ્યકતા નથી. એટલે અમે હવે પાછા ફરવાનો વિચાર કર્યો.

## શ્રીરંગપટ્ટણ

મહીસૂરની નજીકમાં શ્રીરંગપટ્ટણ એક સરસ સ્થળ છે; એ પ્રાચીન સમયમાં વિદ્યાનું મોટું કેન્દ્ર હતું. આ સ્થાન જોયું. અહીં ટિપૂ સુલતાનનું રાજ્ય હતું. એના અવશેષ હાલ પણ જોવા લાયક છે. મહીસૂરની પાસે 'વૃન્દાવન' નામનું એક જલસ્થાન જોવા લાયક છે. સંધ્યા સમયે સાતથી નવ સુધી રંગ બેરંગી જલના ફૂવારાની શોભા અત્યંત મનોહર હોય છે. આ સ્થાનને પુરું જોવા માટે બે કલાક ભ્રમણ કરવું પડે. નિદાન દોઢ માઇલ લાંબું અને અડધો માઇલ પહોળું આ ક્ષેત્ર દશ્યોથી ભરપૂર છે. સ્વર્ગમાં રહેવાનો આનંદ આવે છે. શનિ તથા રવિવાર રાતના વીજળીની રોશની થાય છે ત્યારે આ બે દિવસોમાં જ અહીં જોનારાઓની ભીડ થાય છે. અઠવાડિઆમાં ફક્ત બે જ દિવસ અહીં સ્વર્ગ ધામનો આનંદ લૂંટી શકાય છે. વર્ષમાં બે ત્રણ લાખ માનવી અહીં આવે છે. પ્રત્યેક મનુષ્ય પાસે એક આનો કર લેવામાં આવે છે, જેની આમદાની લગભગ સત્તર અઢાર હજાર રુપિયા મહીસૂર સરકારને મળે છે. મહીસૂરથી આ સ્થાન દસ બાર માઇલ દૂર છે અને સાંજે આ દશ્ય જોવા માટે ખાસ રેલ્વે ચાલે છે. આથી રેલ્વેને પણ પૂરતી પ્રાપ્તિ થાય છે.

મહીસુર રાજ્યની દેવી ' ચામુંડી '. છે. મહીસુરની પહા. ઉપર ઉત્તમ મંદિર છે. સર્વ પ્રબંધ સારો છે. મંદિરમાં વીજ ળીની રોશની છે. મંદિરની સ્વચ્છતા જોઇને ચિત્ત પ્રસન્ન થા છે. આ ચામુંડા દેવીનું મંદિર પહાડ ઉપર છે. રાત્રિના સમ પર્વત પર વીજળીના દીપ પ્રદીપ્ત થાય છે અને મંદિરાદિ પ્રકા શિત થાય છે, એ શોભા અત્યંત આનંદદાયક છે.

પહાડી ઉપર પગ માર્ગ છે અને મોટરનો રસ્તો પણ છે સર્વ પ્રબંધ ઉત્તમ છે. અહીં મહીસુરના ત્રણ રાજભવન જોવ યોગ્ય છે. એકમાં ચિત્રોનો સંગ્રહ છે, ત્યાં બે આના ફી લે છે બીજા બે રાજભવન ફક્ત પરવાનગી મેળવ્યાથી જોઇ શકાય છે શ્રી મહારાજા સાહેબની ખાનગી કચેરીમાંથી રાજભવનની પરવા નગી મળે છે. આ સર્વ રાજવૈભવથી સંપન્ન હોવાથી જોવાલાયક છે

## બેલૂર અને હળિબિડ

મહીસુરથી થોડે દૂર હસન નામનાં પ્રાંતમાં બેલુર અ હળિબિડ નામનાં સ્થાન છે. અહીંના મંદિર દર્શનીય છે. બેલૂરમ કેશવનું મંદિર છે અને હળિબિડમાં શંકરનું મંદિર છે. આ મંદિ રની કલા કારીગરીનું વર્ણન થઈ શકે એમ નથી. સર્વ યુરોપિયન વાસ્તુ શાસ્ત્રજ્ઞોએ એકમતે લખ્યું છે કે આ મંદિરો જેવાં બીજાં મંદિરો જગતમાં નથી, ખરેખર અદ્દભુત કારીગરીનો આ નમૂનો છે. પથ્થરમાં નકશીનું કામ એવા અદ્દભુત હુન્નરથી કર્યું છે કે નિરીક્ષકો આશ્ચર્યચકિત થઇ જાય છે. મૂર્તિઓ પરના પથ્થરના કંકણ હાલે છે, નકશી પોલી છે અને તેમાં બીજી નકશી છે.

હિંદુ શિલ્પકલાનો આ સુંદર નમૂનો છે. મંદિરોમાં વીજ ળીનો પ્રબંધ સરકાર તરફથી કર્યો છે. ચાર આના આપવાથી દીવા સળગાવી બધું બતાવવામાં આવે છે. બેલુર અને હળિબિડ

વચ્ચે ત્રીસ માઇલનું અંતર છે. રહેવાની વ્યવસ્થા ઉત્તમ છે. જે આ પ્રાંતમાં આવે તેને આ સ્થાન અવશ્ય જોવા જેવું છે. હળિબિડના મંદિરને સૂક્ષ્મ દૃષ્ટિએ જોવા માટે ઓછામાં ઓછા ચાર દિવસ જોઇએ. બેલુરનું મંદિર બે દિવસમાં જોઇ શકાય. ચિત્રકાર તો અહીં મુગ્ધ થઇ જાય છે.

શ્રવણ બેળગુંદિ કરીને આજ રસ્તા ઉપર જૈનોનું એક મંદિર છે. એ પહાડી ઉપર છે. પહાડ એકજ મોટી શીલાનો છે. ચઢાવ ઘણોજ કઠિન છે. ચઢવામાં અમને નિદાન એક કલાક લાગ્યો. ઉપર મંદિર સરસ છે. શ્રવણની મૂર્તિ સાઠ ફૂટ ( ચાલીસ હાથ ) ઉંચી છે. મૂર્તિ ઉભી છે, નગ્ન છે. કારીગરીની દૃષ્ટિએ મૂર્તિ સુંદર છે. આ મૂર્તિના હાથ પગ, આંગળીઓ, આંખ કાન, નાક, મુખ, મૂર્તિ આટલી વિશાળ હોવા છતાં પણ, ઘણાં સરસ છે. અહીં ચોવીસ તીર્થંકરોની મૂર્તિઓ ઓરડાઓમાં રાખી છે સર્વ વ્યવસ્થા સરસ છે. મેળો આઠદસ દિવસ ઉપર જ ભરાયો હતો. મૂર્તિ ઉપર, મેળાના સમયે, દૂધ, દહિં, ઘી આદિનો અભિષેક કરવાને મૂર્તિની ત્રણે દિશામાં લાકડાના બાર માળા તૈયાર કર્યા હતા. એક એક માળ પાંચ ફીટ ઉંચો હતો. અંદરથી ચઢવાને માટે નીસરણી હતી.

મેળામાં દૂધ દહીંનું પુષ્કળ સ્નાન મૂર્તિ ઉપર થયું. મૂર્તિ હજુ સ્વચ્છ કરી ન હતી તેથી દુર્ગંધ આવતી હતી. મૂર્તિ શીઘ્ર સ્વચ્છ કરવામાં આવશે એમ પૂજારીએ કહ્યું. કારીગરીની દૃષ્ટિએ આ મૂર્તિ જોવા લાયક છે. આવી મોટી મૂર્તિ ભારતવર્ષમાં બીજી નથી. આ પહાડની સામેના પહાડમાં પણ સાત મંદિર છે. આસપાસ બે ત્રણ તળાવ છે. રહેવાનું સ્થાન સરસ છે. સર્વ દૃશ્ય પ્રેક્ષણીય છે.

અમે જ્યારે આ સ્તંભ જોયા ત્યારે તે સ્થાનના પથ્થરકામ કરનારા કારીગરો સાથે વાતચીત કરીને આ પ્રકારની ખરાદ કેવી હતી તે જાણવાનો યત્ન કર્યો, પરંતુ તે કલા આ સમયમાં કોઇને સાધ્ય નથી. આ સમયમાં લોઢું કાપવાની જે મોટી ખરાદ ( Lathe ) હોય છે એના ઉપર પણ આટલા વજનનો પથ્થર કાપી શકાય નહિ. કદાચ કોઇ ઠેકાણે કાપવાનું શકય હોય તો પણ કેટલી યંત્રશકિત લાગતી હશે. એવી યંત્રશક્તિ સહસ્ર વર્ષ પૂર્વે ભારત વર્ષમાં ન હતી. પછી આ વિશાળકાય સ્તંભ બન્યા કેવી રીતે ?

એક વૃદ્ધ પંડિત બેલૂરમાં મળ્યા તેઓએ કહ્યું કે કેટલાક વર્ષ પહેલાં એક સમયે મોટા મોટા એન્જીનીયર્સ અહીં જમા થયા હતા અને તેઓએ આ પ્રશ્નનો ઉપર ખૂબ વિચાર કર્યો, વૃદ્ધ કારીગરો સાથે પરામર્શ કર્યો, પ્રાચીન ગ્રન્થ નિરખ્યા અને સર્વ સંમતિથી એવા નિશ્ચય ઉપર આવ્યાં કે આ ખરાદ પાણીમાં રાખવામાં આવતી હતી. પાણીમાં રાખવાથી પથ્થરનું વજન ઘટે છે. હાથીઓ ખરાદ ફેરવતા હતા અને પાણી ઉપર જેટલો પથ્થર રહેતો હતો, એના ઉપર ઓજારથી કામ લેવાતું હતું, ઓજાર પણ પથ્થર કાપવાને યોગ્ય તીક્ષ્ણ અને મોટા હતા.

આ સાંભળીને અમને પણ લાગ્યું કે આ ઘણું કરીને સાચું હશે. કંઇ પણ હો, પ્રાચીન કારીગરોએ એવી કલા કરીને રાખી છે કે આ સમયના મોટા એન્જીનીયરોને પણ ચક્કરમાં નાખે છે એમાં સંદેહ નથી.

આવી રીતે કારીગરો જોઇને પ્રાચીન સમયના લોકો વિષે અમારો આદર દ્વિગુણિત થયો. આજ આવું કાર્ય કરવા માટે કોઇ નથી એવું વિચારી ઘણો જ વિષાદ થયો.

અહીં અમારી દક્ષિણની ટહેલનો વૃત્તાંત સમાપ્ત થાય છે. કારણ હવે અહીંથી સીધા ઔંધ પહોંચવું છે. જે બે દિવસમાં બન્યું.

## પ્રવાસનો યોગ્ય વખત

દક્ષિણ દેશમાં પ્રવાસ કરવા માટે યોગ્ય વખત ડીસેંબર અને જાન્યુઆરી મહિના છે. માર્ચમાં અગર તે પછી કોઇએ દક્ષિણ યાત્રાએ જવું ન જોઇએ. દક્ષિણમાં ડીસેંબર મહીનો જ ઉત્તમ છે. ત્યાં ઠંડી તો પડતી જ નથી. અને ડીસેમ્બરમાં ગરમી પણ નથી હોતી. ડીસેંબરમાં પણ એક સફેદ ચાદર ઓઢવા માટે હોય તો ચાલે. કપડાંની તો અહીં જરૂર જ નથી હોતી. માર્ચની ૧૫ તારીખે અમે નીકળ્યા હતા. ઘર મૂકયા પછી અને ધારવાડ, હુબલી છોડયા પછી અમને ગરમીએ એવા સતાવ્યા કે અમે લગભગ ઉકળી ગયા હતા. રાત દિવસ આવી ગરમી ઉત્તરીય લોકોથી સહન નથી થતી એટલે ઉત્તરીય લોકો આ યાત્રા માટે જવા ઇચ્છે તો ડીસેંબર-જાન્યુઆરીમાં જ જાય. આ દેશ સરસ છે. બધે ગાયનું ઉત્તમ દૂધ સામે જ દોહી આપે છે. અહીં ગૌપાલનની પ્રથા ઘણી છે. દૂધ ચાર પાંચ આને શેર મળે છે. બીજા ભોજનના પદાર્થ પણ સારા મળે છે. અહીં ડાંગરની ખેતી વર્ષમાં ત્રણ વાર કરે છે. આવી ગરમીમાં પણ સર્વ ખેતરો પાણીથી ભરેલા હતા અને અનેક ખેતરો હરિયાળાં હતા. રામેશ્વરનો ટાપુજ રેતીનો હતો. બાકીની ખેતી સારી હતી. આટલું પાણી હોવા છતાં પણ મચ્છર બિલકુલ નથી.

સર્વત્ર ધર્મશાળાઓ છે. ઘણી પ્રશંસ્ત ધર્મશાળાઓ છે. અહીં ધર્મશાળાને 'સ્છત્ર', 'ચૌલ્ટ્રી' કહે છે. પ્રાયઃ સ્ટેશનની પાસે જ ધર્મશાળાઓ હોય છે. કેટલીકમાં ત્રણ દિવસ યાત્રીઓને મફત રહેવા દે છે, કેટલીકમાં વીજળી પણ હોય છે અને કેટલીકમાં

આ સર્વ ક્ષેત્રોમાં વેદના વિદ્વાન અમને ન મળ્યા. હળિબિડ તથા બેલૂરમાં થોડા વિદ્વાનો મળશે એવી આશા હતી પણ તે સફળ ન થઇ. બેલૂરમાં બ્રાહ્મણોની વસતિ સારી છે. પરંતુ વેદવેત્તા કોઈ નથી. મંદિરોમાં મહીસૂર સરકારની વ્યવસ્થા સારી છે. મહીસૂર સરકારના પ્રબંધમાં જેટલા મંદિર છે એમાં સ્વચ્છતા ઘણી જ સરસ છે અને મદ્રાસ સરકારના ટ્રસ્ટીઓનો પ્રબંધ જ્યાંથી છે ત્યાં તો મંદિરોમાં મલિનતા મર્યાદાથી અધિક છે મંદિરોની સ્વચ્છતા જાળવવાનો પાઠ મહીસૂર સરકાર મદ્રાસ સરકારને આપી શકે.

## હરિહર

મહીસૂર પ્રાંતમાં કૌથુમી સામવેદી હજારોની સંખ્યામાં છે અધીતવેદ પણ સારી સંખ્યામાં છે. મંદિરોનો પ્રબંધ સારો છે એ માટે મહીસૂરીઓને અમે ધન્યવાદ આપ્યા સિવાય નથી રહી શકતા. મહીસૂરથી અમે હરિહર આવ્યા હરિહરમાં સારા વૈદિકોની વસતિ છે અને હરિહરનું મંદિર પણ મહત્વનું છે. હરિ વિષ્ણુનુ નામ છે અને હર શંકરને કહે છે. આ પ્રાંતમાં શૈવ અને વૈષ્ણવોના ઝગડા ભયંકર થતા હતા અને તેમનો મેળ કરવા માટે આ હરિહરનું મંદિર બનાવ્યું છે. અહીંની મૂર્તિમાં જમણો ભાગ વિષ્ણુનો છે અને ડાબો ભાગ શંકરનો છે.

શિવ વિષ્ણુનો મેળ આ મૂર્તિમાં બતાવીને એવો ઉપદેશ કરવામાં આવ્યો છે કે શૈવ વૈષ્ણવોએ પરસ્પર લડવું ઉચિત નથી. પરંતુ આનાથી પણ ઝગડા શમ્યા નહિ અને હજુ પણ ચાલુ છે. હરિહરની મૂર્તિ ચાર ફીટ ઉંચી છે અને સરસ છે. મંદિર પણ સુંદર છે. ઉત્તમ કારીગરીના સ્તંભ છે. છત પણ સરસ છે.

મહીસૂર સરકાર તરફથી સર્વ પ્રબંધ છે. આ મંદિર પણ ચૂનાથી લીપી લીપીને ખરાબ કર્યું હતું અને તેથી સર્વ કારીગરી છૂપાઇ ગઇ હતી. હવે સરકારી પ્રબંધ દ્વારા બધો ચૂનો કાઢી નાંખવામાં આવે છે. સર્વ પથ્થર સાફ કરી પૉલીશ કરવાનું કામ ચાલે છે. આવી રીતે દક્ષિણના બીજાં મંદિરોના ટ્રસ્ટી કંઇક બોધ લેશે તો સારૂં થશે. અહીંનો પથ્થર કારીગરી–કોતરણી માટે બહુ સારો છે. અમે બેલૂરમાં સાઠ ફીટ ઉંચો વિજયસ્તંભ અખંડ એકજ પથ્થરનો જોયો. વિજયાનગરમાં ઘોડાને પાણી પીવાની ચાલીસ ફીટ લાંબી દ્રોણી જોઇ. એંસી ફીટ લાંબા પથ્થરો કેટલાક સ્થાને મકાનોમાં અને મંદિરોમાં લગાવ્યા છે. એક સ્થાન ઉપર ચાર સ્તંભ છે જે સાઠ ફીટ ઉંચા છે અને ભૂમિમાં પંદર ફીટ દાટયા હોવા જોઇએ. આખા દક્ષિણ ભારતમાં આ પથ્થરોનું મહત્વ વિશેષ છે. આ પથ્થરમાંથી આ સર્વ મોટાં અને વિશાળ મંદિરો બની શક્યાં છે. મંદિરના સ્તંભ અખંડ છે. ત્રીસ ફીટ ઉંચા અને ચાર છ ફીટ ઘેરાવાવાળા આ સ્તંભોને જોઇને મનુષ્ય આશ્ચર્યમુગ્ધ થઇ જાય છે.

બેલૂર, હળિબિડ, હરિહર આદિ ઘણા સ્થાનના અનેક સ્તંભ ખરાદ ( Lathe ) ઉપર લાકડી જેવા ગોળ કાપેલા છે. ત્રીસ ફીટ લાંબા અને છ ફીટ પહોળા પથ્થર ખરાદ ( Lathe ) ઉપર કેવી રીતે ચઢાવ્યા અને ફેરવ્યા કેવી રીતે એ મહદ્ આશ્ચર્ય છે. નાનીશી લાકડી તો ( Lathe ) ખરાદ પર લગાવી શકાય, કિન્તુ આવો વજનદાર પથ્થર કેવી રીતે લગાવાતો હશે, અને એ ખરાદ પણ કેવી હશે અને એ ફેરવાતો પણ કેવી રીતે હશે અને એ પથ્થરને ખરાદ પર કાપવાના ઓજારો કેવાં હોતાં હશે ? આ સર્વ આશ્ચર્યમય વાત છે પણ આ સર્વ સ્તંભ ફક્ત ખરાદ ઉપર જ કાપ્યા છે એમાં સંદેહ નથી.

અમે જ્યારે આ સ્તંભ જોયા ત્યારે તે સ્થાનના પથ્થરકામ કરનારા કારીગરો સાથે વાતચીત કરીને આ પ્રકારની ખરાદ કેવી હતી તે જાણવાનો યત્ન કર્યો, પરંતુ તે કલા આ સમયમાં કોઇને સાધ્ય નથી. આ સમયમાં લોઢું કાપવાની જે મોટી ખરાદ ( Lathe ) હોય છે એના ઉપર પણ આટલા વજનનો પથ્થર કાપી શકાય નહિ. કદાચ કોઇ ઠેકાણે કાપવાનું શક્ય હોય તો પણ કેટલી યંત્રશક્તિ લાગતી હશે. એવી યંત્રશક્તિ સહસ્ર વર્ષ પૂર્વે ભારત વર્ષમાં ન હતી. પછી આ વિશાળકાય સ્તંભ બન્યા કેવી રીતે ?

એક વૃદ્ધ પંડિત બેલૂરમાં મળ્યા તેઓએ કહ્યું કે કેટલાક વર્ષ પહેલાં એક સમયે મોટા મોટા એન્જીનીયર્સ અહીં જમા થયા હતા અને તેઓએ આ પ્રશ્નનો ઉપર ખૂબ વિચાર કર્યો, વૃદ્ધ કારીગરો સાથે પરામર્શ કર્યો, પ્રાચીન ગ્રન્થ નિરખ્યા અને સર્વ સંમતિથી એવા નિશ્ચય ઉપર આવ્યા કે આ ખરાદ પાણીમાં રાખવામાં આવતી હતી. પાણીમાં રાખવાથી પથ્થરનું વજન ઘટે છે. હાથીઓ ખરાદ ફેરવતા હતા અને પાણી ઉપર જેટલો પથ્થર રહેતો હતો, એના ઉપર ઓજારથી કામ લેવાતું હતું, ઓજાર પણ પથ્થર કાપવાને યોગ્ય તીક્ષ્ણ અને મોટા હતા.

આ સાંભળીને અમને પણ લાગ્યું કે આ ઘણું કરીને સાચું હશે. કંઇ પણ હો, પ્રાચીન કારીગરોએ એવી કલા કરીને રાખી છે કે આ સમયના મોટા એન્જીનીયરોને પણ ચક્કરમાં નાખે છે એમાં સંદેહ નથી.

આવી રીતે કારીગરી જોઇને પ્રાચીન સમયના લોકો વિષે અમારો આદર દ્વિગુણિત થયો. આજ આવું કાર્ય કરવા માટે કેઇ નથી એવું વિચારી ઘણો જ વિષાદ થયો.

અહીં અમારી દક્ષિણુની ટહેલનો વૃત્તાંત સમાપ્ત થાય છે. કારણુ હવે અહીંથી સીધા ઔંધ પહોંચવું છે. જે બે દિવસમાં બન્યું.

## પ્રવાસનો યોગ્ય વખત

દક્ષિણુ દેશમાં પ્રવાસ કરવા માટે યોગ્ય વખત ડીસેંબર અને જાન્યુઆરી મહિના છે. માર્ચમાં અગર તે પછી કોઇએ દક્ષિણુ યાત્રાએ જવું ન જોઇએ. દક્ષિણુમાં ડીસેંબર મહીનો જ ઉત્તમ છે. ત્યાં ઠંડી તો પડતી જ નથી. અને ડીસેમ્બરમાં ગરમી પણુ નથી હોતી. ડીસેંબરમાં પણુ એક સફેદ ચાદર ઓઢવા માટે હોય તો ચાલે. કપડાંની તો અહીં જરૂર જ નથી હોતી. માર્ચની ૧૫ તારીખે અમે નીકળ્યા હતા. ઘર મૂકયા પછી અને ધારવાડ, હુબલી છોડયા પછી અમને ગરમીએ એવા સતાવ્યા કે અમે લગભગ ઉકળી ગયા હતા. રાત દિવસ આવી ગરમી ઉત્તરીય લોકોથી સહન નથી થતી એટલે ઉત્તરીય લોકો આ યાત્રા માટે જવા ઇચ્છે તો ડીસેંબર-જાન્યુઆરીમાં જ જાય. આ દેશ સરસ છે. બધે ગાયનું ઉત્તમ દૂધ સામે જ દોહી આપે છે. અહીં ગૌપાલનની પ્રથા ઘણી છે. દૂધ ચાર પાંચ આને શેર મળે છે. બીજા ભોજનના પદાર્થ પણુ સારા મળે છે. અહીં ડાંગરની ખેતી વર્ષમાં ત્રણુ વાર કરે છે. આવી ગરમીમાં પણુ સર્વ ખેતરો પાણીથી ભરેલા હતા અને અનેક ખેતરો હરિયાળાં હતા. રામેશ્વરનો ટાપુજ રેતીનો હતો. બાકીની ખેતી સારી હતી. આટલું પાણી હોવા છતાં પણુ મચ્છર બિલકુલ નથી.

સર્વત્ર ધર્મશાળાઓ છે. ઘણી પ્રશસ્ત ધર્મશાળાઓ છે. અહીં ધર્મશાળાને 'છત્ર', 'ચૌલ્ટ્રી' કહે છે. પ્રાયઃ સ્ટેશનની પાસે જ ધર્મશાળાઓ હોય છે. કેટલીકમાં ત્રણુ દિવસ યાત્રીઓને મફત રહેવા દે છે, કેટલીકમાં વીજળી પણુ હોય છે અને કેટલીકમાં

દરરોજ ચાર આનાથી બે રુપિયા સુધી ભાડું પણ લે છે. સુખના સાધન પણ અહીં મળે છે. આ ભાડું કંઇ વધારે નથી. પ્રવાસીને આરામ મળે એવા આ સ્થાનો હોય છે. સર્વ પ્રકારનાં વાહન તથા મજુર વગેરે નજીકમાં જ મળે છે.

કેટલાક સ્થળોમાં મંદિરમાંથી પ્રસાદ મળે છે. શ્રીરંગમ્‌નો પ્રસાદ યાત્રીઓ અવસ્ય લે અને ચાખે. ઘણો જ સ્વાદિષ્ટ, પૌષ્ટિક અને મનને પ્રસન્ન કરે એવો આ પ્રસાદ હોય છે.

ઉત્તરના લોક માટે અહીં ભાષાની અડચણ બહુ પડે. કાનડી તેલુગુ, તામિલ, મલિયામ્ આદિ દ્રાવિડ ભાષાઓ જ અહીં ચાલે છે. કૉન્ગ્રેસના પ્રયત્નથી આ દેશમાં હીન્દીનો પ્રચાર થોડો થઇ રહ્યો છે. પ્રાયઃ અંગ્રેજી ઘણા સમજે છે અને પંડિત લોક સંસ્કૃત જાણે છે. એટલે કામ ચાલ્યું જાય છે. પરંતુ સર્વત્ર ભાષાના અજ્ઞાનના કારણે કષ્ટ તો અવસ્ય પડે છે. તો પણ કોઈ ને કોઇ સહાયક સમય પર મળી જાય છે અને કામ ચાલે છે.

અહીં હોટલમાં ચોખાની ઇડલી સવારમાં અને ચોખાના દોશે સાંજના મળે છે. ઉપમા, ઉપુપિંડી આખો દિવસ મળે છે. એ સર્વ ચોખાની બનાવટ હોવા છતાં ખાવા યોગ્ય પદાર્થ હોય છે. મરચું વિશેષ ખાવાનો રિવાજ છે. અહીં એક માણસ એક દિવસમાં જેટલા મરચાં ખાય છે તેટલા એક વર્ષમાં ઉત્તર ભારતમાં ખવાય છે. આ મરચાના વિષયમાં સાવધાની રાખવી જોઇએ. સર્વત્ર ફળ મળે છે. જાતે રાંધવું હોય તો બધાં સાધન મળે છે. પરંતુ આપણાં સાધન સાથે રાખવાથી લાભ થાય છે.

રાવણનું રાજ્ય નાસીક સુધી હતું. મદ્રાસના અબ્રાહ્મણ પોતાને રાવણના અનુયાયી સમજે છે. આ નવી હિલચાલ અમે અહીં જોઇ અને અમને આશ્ચર્ય થયું. હિન્દી પ્રચારના વિરોધ

કરનારા પોતાને રાવણના અનુગામી કહે છે. હીન્દી ભાષા, આર્ય ભાષા રામચંદ્રજીની ભાષા છે, તે રાવણના અનુયાયીઓ ઉપર ઠોકાઈ રહી છે. અર્થાત્ રામચંદ્રજીએ દસહજાર વર્ષ પહેલાં રાવણના સામ્રાજ્યનો નાશ કર્યો હતો. અને એના પુનરુદ્ધારને રોકવા માટે જે પ્રબંધ રામેશ્વર અને ધનુષ્કોટીમાં કર્યો હતો તે માટે દબાએલી રાક્ષસજાતિ હવે વીસમી સદીમાં ઉઠીને સામે થઈ છે. રાવણનો ઉત્સવ કરવા સુધી તેમના વિચાર આગળ વધ્યા છે.

જેવી રીતે મુસલમાન ભારતના બે હીસ્સા કરવા માગે છે અને પાકીસ્તાનનાં સ્વપ્નોની મોજ ઉડાવે છે, તેવી જ રીતે આ મદ્રાસ પ્રાંતના થોડા દ્રાવિડો માટે મદ્રાસ પ્રાંતના વિભાગ કરવા ઈચ્છે છે, અને રાવણની સભ્યતાની પુનરુદ્ધારનાં સ્વપ્ન એઓ જોઈ રહ્યા છે !

અમને અધિક મરચાના પ્રયોગ સિવાય રાવણની સભ્યતાનું બીજું કોઈ ચિન્હ અહીં દષ્ટિગોચર થયું નહિં. રાવણની નીતિનો પુનરુદ્ધાર થઈ શકવાનો નથી. પરંતુ દક્ષિણ ભારતમાં આ ફૂટફાટનું વિષ ફેલાવવામાં આવે છે. રામચંદ્રનું નામ પણ ન લેનારા અહીં લોક છે. થોડા વર્ષ પહેલાં જ્યારે પંડિત મદનમોહન માલવીયાજી મદ્રાસમાં ટહેલ કરી રહ્યા હતા ત્યારે પંડિતજીએ વ્યાખ્યાનમાં કહ્યું કે રામ નામનો જાપ કરો. તુર્તજ સભામાં તોફાન મચ્યું અને રામનું નામ અમે કદાપિ નહિં લઈએ એવો શોર થવા લાગ્યો.

પંડિત માલવીયાજીને માટે આ એક નવી વાત હતી કે રામનામ માટે ભારતમાં વિરોધ ! પરંતુ અહીં અબ્રાહ્મણો રાવણના અનુયાયી છે અને દ્રાવિડોમાં રાક્ષસોના રક્તનો સંચાર થઈ રહ્યો છે. એ વાત પંડિતજીને પાછળથી વિદિત થઈ. પછી કદી રામનામની વાત બીજીવાર મદ્રાસ પ્રાંતમાં તેઓએ ઉચ્ચારી નથી.

આવી હિલચાલો અહીં ઉત્પન્ન થઇ રહી છે અને ભારતની પરાધીનતાની મુદ્દત વધારે જાય છે. આવો વિચાર કરતાં દેશની દશાની સુધારણા કરનારાઓએ અનેક દૃષ્ટિએ દક્ષિણ દેશ જોવા યોગ્ય છે.

## સામવેદીઓની સંખ્યા

અન્તમાં અહીં એ લખવું આવશ્યક છે કે અખિલ ભારતવર્ષમાં સામવેદની કૌથુમી શાખાવાળાની જ સંખ્યા અધિક છે. ઉત્તરભારત, ગુજરાત, રાજપુતાના, મહારાષ્ટ્ર, કર્નાટક મદ્રાસનો ઉત્તરભાગ, આ પ્રાંતોમાં કૌથુમી શાખાવાળા જ છે. રાણાયણીય સામવેદી ફક્ત દક્ષિણ મદ્રાસ ઈલાકામાં જ છે. જૈમિનીય સામવેદી તો તેનાથી પણ ઓછી સંખ્યામાં છે. મદ્રાસ ઇલાકામાં પણ ઘણાને જૈમિનીયો અને રાણાયણીઓનાં નામ સરખાનો ખ્યાલ નથી. એટલી બધી તેઓની અલ્પ સંખ્યા છે. તો પણ જૈમિનીયોનું ગાન કૌથુમોથી એક હજાર ઘણું ઉત્તમ છે અને તેમાં ઘણી ગંભીરતા છે.

આ પરિશોધનાનું પરિણામ અમે આગળ અનેક લેખ દ્વારા બતાવીશું.

( વર્ષ ૨૧, અંક ૫, પાન ૨૦૫ )

# યજુર્વેદ વૃક્ષ

'યજુર્વેદ વૃક્ષ 'નો ગ્રંથ નાસિકમાંથી પંચવટીના રહીશ વેદમૂર્તિ યજ્ઞેશ્વર દાદાજી મૈત્રાયણીય પાસેથી મળી આવેલો, ને તે 'વૈદિક સ્ટડીઝ ' નામના અંગ્રેજી માસિકના સન ૧૯૨૫ ના એપ્રિલ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો. સદરહુ માસિકનો અંક જેઓ મેળવી શકે તેમ હોય તેમણે તો એ આખો લેખ નજર તળે કાઢી જવો.

અમે એ ઉભય વિદ્વાનોને હાર્દિક અભિનંદન આપી સદરહુ 'યજુર્વેદ વૃક્ષ 'નો સંક્ષેપ અનુવાદ મૂળ સૂત્રો સાથે અત્રે આપીએ છીએ. એના વાચનથી, યજુર્વેદની શાખાઓ ક્યાં ક્યાં સુધી પસરી હતી તેનો ખ્યાલ વાચકવર્ગને આવી શકશે.

યજુર્વેદ વૃક્ષ કેવું છે તે જુઓઃ—

## શુક્લ યજુર્વેદની શાખાઓ

### [ ૧ ] કાણ્વોની ૧૫ શાખાઓ

૧ काण्वाः कृष्णावेना प्रदेशे—કૃષ્ણા તથા વેણા નદીઓના તટપ્રદેશોમાં કાણ્વ શાખા હતી.

૨ कठाः गोदा दक्षिणे—ગોદાવરી નદીના દક્ષિણ ભાગમાં કઠ શાખા હતી.

૩ पिञ्जुलकठाः, पिञ्जुलककंठाः क्रौञ्चदेशे—ક્રૌંચ નામનો પર્વત માનસ સરોવર-પાસે કૈલાસ પર્વતનો એક ભાગ છે, ને તે કુમાયું પ્રાંતમાં આવેલો છે. અત્યારે ' नितिपास ' ( Niti

Pass ) નામે ઓળખાતો જે ઘાટમાર્ગ છે ત્યાં આ પર્વત ર આવેલો હોઇ એ પહાડી પ્રદેશમાં આ શાખાના લોકો રહેતા હતા.

૪ जृम्भककठाः श्वेतद्वीपे—ટિબેટની પૂર્વ દિશામાં શ્વેતગિરિ નામનો પર્વત છે, તેની પાસે આ શાખાવાળાની વસ્તી હતી.

૫ औद्दलकठाः शाकद्वीपे—મધ્ય એશિયા ખંડમાં આવેલા તુર્કસ્તાન તથા તાર્તાર દેશોમાં આ શાખાના યજુર્વેદીઓ રહેતા હતા.

૬ नपिच्छलकठाः शाकद्वीपे—( સદર સદર )

૭ मुद्गलकठाः काश्मीरदेशे—મુદ્‌ગલકઠ શાખાવાળા વિદ્વાનો કાશ્મીર દેશમાં રહેતા હતા.

૮ शृंगलकठाः सृञ्जयदेशे—( આ દેશ કયાં આવ્યો તે નક્કી નથી થઇ શકયું. વળી તે 'સંજય' છે કે 'સૃજય' તેની પણ શંકા છે. આ નામના લોકો પાંડવો સાથે લડતા હતા ).

૯ सौभरकठाः सिंहलदेशे—સિલોન અથવા લંકા દ્વીપમાં આ શાખાવાળાની વસ્તી હતી.

૧૦ मौरसकठाः कुशद्वीपे—અયોધ્યા પ્રાંતમાં હાલ જ્યાં સુલતાનપુર છે, તે જ સ્થળ પૂર્વે કુશપુર નામે ઓળખાતું. એ નગર કુશવંશી રાજાઓની રાજધાની હતું. કુશસ્થલ, કનોજ, કુશસ્થલી, કુશાવતી, દ્વારકા એ તો ગુજરાત પ્રાંતમાં આવેલા છે. એ સ્થળોમાં આ શાખાવાળાઓ વસતા હતા. મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ કોશકાર વિદ્યાનિધિ સિદ્ધેશ્વર શાસ્ત્રી ચિત્રાવ પોતાના 'પ્રાચીન ચરિત્રકોશ' નામક ગ્રંથના ૬૬૬ મા પાન પર લખે છે કે આ કુશદ્વીપનું સ્થાન સહરાના રણપ્રદેશ, સુદાન, ગિની, કામેરુન, કાંગો, સ્ટેટ્સ, પશ્ચિમ તથા દક્ષિણ આફ્રિકા એ પ્રદેશોમાં છે. સ્વ. ઇતિહાસાચાર્ય વિશ્વનાથ કાશીનાથ

રાજવાડેજી પોતાના એક સંશોધનપૂર્ણ લેખમાં લખે છે કે ' હિંદુકુશનો ઉત્તરપ્રદેશ, અને કાસ્પિયન સમુદ્ર ને પૂર્વ પર્વત વચ્ચેનો પ્રદેશ ' કુશદ્વીપ નામે ઓળખાતો. મહારાષ્ટ્રના ત્રીજા સંશોધક શ્રીયુત વડેરના કથન પ્રમાણે કાકેશસ પર્વતની આસપાસનો મુલક કુશદ્વીપ નામે ઓળખાતો. આ બધા પ્રદેશોમાં અગર તો તેમાંના હરકોઇ એક પ્રદેશમાં આ શાખા-વાળા યજુર્વેદીઓનો નિવાસ હતો.

૧૧ चंचुकठाः चंचुलकठाः यवनदेशे—યવનદેશમાં ( હાલના ગ્રીસમાં ) આ શાખાવાળાઓની વસ્તી હતી. વરાહમિહિર પોતાની બૃહત્સંહિતામાં ( ૧૪૧૮ માં ) કંચુકકઠ શાખાવાળાઓનું વસતિસ્થાન મધ્યદેશના નૈઋત્ય ખૂણામાં હોવાનું બતાવે છે.

૧૨ योगकठाः यवनदेशे—યોગકઠ શાખાનું સ્થાન યવનદેશમાં.

૧૩ हसलकठाः ( दापिष्ठलकठाः ) यवनदेशे—આ શાખા-વાળાઓનું વાસસ્થાન પણ યવનદેશમાં.

૧૪ पैसलकठाः ( सिगलकठाः ) सिंचलदेशे—આ શાખાવાળા યજુર્વેદીઓની વસ્તી સિંહલદ્વીપ વા સિલોન કે લંકાબેટમાં.

૧૫ घोषकठाः क्रौंचद्वीपे—( ક્રૌંચદ્વીપની સમજ માટે ઉપર આવી ગયેલી ૩ જા નંબરની ટિપ્પણી જુઓ. તદુપરાંત ) શ્રી. સિધ્ધેશ્વર શાસ્ત્રી ચિત્રાવ પોતાના ' **પ્રાચીન ચરિત્રકોશ** ' ના પૃ. ૬૬૬ પર લખે છે તેમ ક્રૌંચદ્વીપનું સ્થાન અલ્જીરિયા, મોરોક્કો,-બાર્બરી, ભૂમધ્ય સમુદ્રનો પૂર્વ કાંઠો, ઉત્તર મહાસાગર, આયરીશ સમુદ્ર અને રૂશિયા સિવાયનો બાકીનો યુરોપ ખંડનો પ્રદેશ પ્રાચીન કાળમાં ક્રૌંચદ્વીપ કહેવાતો. સ્વ. વિ. કા. રાજવાડેજીએ પોતાના સંશોધન ગ્રંથમાં સિદ્ધ કરી દેખાડ્યું છે કે હાલના સમરકંદ, બુખારાની આસપાસનો મૂલક

એજ પ્રાચીન કાળનો ક્રૌંચદ્વીપ અને તેના સમર્થનમાં તેમણે આ એક કારણ રજૂ કર્યું છે કે આપણે જેને બગલા નામે ઓળખીએ છીએ તે ક્રૌંચપક્ષીઓનું મુખ્ય નિવાસસ્થાન એ પ્રદેશમાં જ છે, અને તે પરથી જ એ પ્રદેશનું નામ ' ક્રૌંચદેશ ' પડ્યું છે. શ્રી. વડેર મહાશયનું માનવું છે કે પૂર્વ તુર્કસ્તાન અને તેને લાગેલા ચીનનો થોડોક ભાગ પૂર્વે ક્રૌંચદ્વીપ કહેવાતો. આમાંથી કોઈ પણ એક પ્રદેશ અસલ ક્રૌંચદ્વીપ હશે, ને તેમાં આ શાખાવાળાનું વાસસ્થાન હશે. ( ૩ જી ટિપ્પણીમાં આપેલી સમજૂત સાથે આ ટિપ્પણી ધ્યાનમાં લેવી ).

આ પ્રમાણે કાણ્વ શાખાવાળાઓની ૧૫ શાખાઓના સ્થાન-નિર્દેશ આ વેદવૃક્ષમાં મળી આવે છે.

## [ ૨ ] વાજસનેયી માધ્યંદિનોની ૨૭ શાખાઓ

૧૬ जाबालाः, नार्मदाः नर्मदाविन्ध्ययोर्मध्यदेशे—નર્મદા નદી તથા વિંધ્યાચળની વચ્ચેના પ્રદેશમાં **જાબાલ** શાખાવાળાઓ વસતા હતા.

૧૭ बौधेयाः, रणवटनामकाः, गोदामूलप्रदेशे—ગોદાવરી નદીના મૂળવાળા પ્રદેશમાં બૌધેય શાખાની વસતી હતી.

૧૮ कण्वाः, कर्णवटा, गोमती पश्चिमदेशे—કણ્વ, કર્ણવટ એ શાખાઓના અનુયાયીઓ ગોમતી નદીના પશ્ચિમ પ્રદેશમાં રહેતા હતા. ( ગોમતી નામની નદી અયોધ્યામાં, ગોદાવરીના મૂળ પાસેના પ્રદેશમાં, ગુજરાતમાં દ્વારકાંની પાસે, માળવામાં ચંબલની પાસે, કાંગ્રા જીલ્લામાં, તેમજ અફગાનિસ્તાનમાં ( 'ગોમલ' Gomal નામે ઓળખાતી ) એમ ઘણે ઠેકાણે આવેલી છે.

એમાંથી કયું સ્થાન અહીં સમજવાનું છે તે ચોકકસ નથી થઇ શકતું. આ સંબધમાં વિશેષ શોધખોળ થવાની જરૂર છે.)

१९ माध्यंजनाः, शरयूतीरानिवासिनः—માધ્યંજન શાખાવાળાઓ શરયૂકાંઠે રહેતા હતા.

२० शापीयाः ( शावीयाः ) नागरा अमरकंटक नर्मदामूलवासिनः—ગોંડવનમાં નાગપુર જીલ્લામાં આવેલા મેકલ પર્વતની પાસે અમરકંટકનું સ્થાન છે ને તે નર્મદા નદીનું ઉત્પત્તિસ્થાન છે. એ પ્રદેશમાં આ શાપીયા શાખાવાળાઓની વસ્તી હતી.

२१ स्थापायनोया नारदेवाः ( नारमदेवाः ) नर्मदोत्तरदेशे—નર્મદાના ઉત્તર પ્રદેશમાં આ શાખાવાળાઓનું રહેઠાણ હતું.

२२ कापारा मृगौडाः ( गौडाः ) मालवदेशे—આ શાખાનું સ્થાન માળવા દેશમાં છે.

२३ पौंड्रवत्साः त्रिपाद्दा नामका मालवदेशे—આ શાખાનું સ્થાન માળવા દેશમાં છે.

२४ आयटिकाः श्रीमखा मालवदेशे—આ શાખાનું સ્થાન માળવા દેશમાં છે.

२५ परमावटिका आद्यगौडाः गौडदेशे—ગૌડ દેશમાં આ શાખાવાળાઓની વસ્તી હતી.

२६ पाराशर्याः ( पाराशराः ) गौडगुर्जराः मरुदेशे—આ શાખાના અનુયાયીઓ મરૂદેશ કહેતાં મારવાડમાં રહેતા હતા.

२७ वैधेयाः श्रीगौडाः गौडदेशे—ગૌડદેશમાં આ શાખાવાળાની વસ્તી હતી.

२८ वैनेयाः कंकराः बौध्यपर्यन्ते—ઇંદ્રપ્રસ્થની પાસે બૌધપ્રદેશ આવેલો હોય ત્યાં આ શાખાની વસતિ હતી.

२९ गालवाः गालवी सौराष्ट्रे—સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ )માં આ શાખાની વસતી હતી.

૩૦ औधेवाः औधेयाः गुरथी गुर्जरदेशे—ગુજરાતમાં આ શાખાવાળાઓ રહેતા હતા.

૩૧ वैज्ञवाः वैज्ञवाडनारायण सरोवरे—કચ્છના રણ પ્રદેશમાં નારાયણ સરોવર નામનું સ્થાનક છે. એ સરોવર પાસેના પ્રદેશમાં આ શાખા વસતી હતી.

૩૨ कात्यायनाः नर्मदासंगमदेशे—નર્મદા નદીના સંગમ પ્રદેશમાં કાત્યાયાન શાખાવાળાઓનું વસતિસ્થાન હતું.

[ ૩ ] જાબાલ શાખાના ૨૬ પ્રકાર

૩૩ उत्कलाः उत्किलाः गौडदेशे—ઉત્કલ શાખાવાળાઓ ગૌડદેશમાં.

૩૪ मैथिलाः विदेहदेशे—મૈથિલમાં.

૩૫ शबर्याः शर्वरीयाः मिश्रब्रह्मावर्तदेशे—બ્રહ્માવર્તની પાસે.

૩૬ कौशिकाः बाह्लीकदेशे—પંજાબમાં રાવી નદી છે. એ રાવીની પશ્ચિમે સતલજ તથા બિયાસ નામની નદીઓ આવેલી છે એની વચ્ચેનો પ્રદેશ ( બલ્ખ ) બાહ્લિક નામે ઓળખાતો હતો ને ત્યાં આ શાખા હતી.

૩૭ तन्तिलाः सौराष्ट्रदेशे—આ શાખા સોરઠ ( કાઠિયાવાડ ) માં હતી.

૩૮ बर्हिशोलाः बर्हिक-काश्मीरदेशे—કાશ્મીરમાં.

૩૯ खेडकाः खैघट-प्रोषघासदेशे—( આ ' ખૈવટ ' એ ખૈબર ઘાટનો પ્રદેશ તો ન હોય ? )

૪૦ औभिला हिमवद्दक्षिणदेशे—હિમાલયના દક્ષિણ ભાગમાં

આ નામની શાખાનો વસવાટ હતો. ( अग्निलाः डोतील हिमालय दक्षिणदेशे ).

૪૧ गोभिलाः उभीलाः गण्डकीतीरदेशे—ગણ્ડકી નદીના તટ-પ્રદેશમાં આ શાખાની વસતી હતી.

૪૨ गौरवाः मद्रदेशे—મદ્રદેશ રાવી અને ચીનાબ નદીઓની વચ્ચે આવેલા પ્રદેશનું નામ હતું. ( મદ્રાસનો કોઈ સંબંધ આની સાથે હોય શકે ખરો ? )

૪૩ सौमीराः कौशिकदेशे—ગંગાને મળનારી કુશી નદીની પાસેના દેશનું નામ કૌશિક હોય ત્યાં આ શાખાની વસતિ હતી.

૪૪ जृंभकाः आर्यावर्तदेशे—આર્યાવર્ત દેશમાં જૃંભક શાખાની વસ્તી હતી.

૪૫ पौंड्काः मिश्रकवसलदेशे—( આ દેશ કયો તેનો વિદ્વાનોએ પત્તો મેળવવો રહ્યો. )

૪૬ हरिताः सरस्वती तीरगाः—સરસ્વતી નામની નદી ગઢવાલ પ્રદેશમાં અલકનંદા નામની નદીને મળનારી એક નદી છે. ગુજરાતમાં રૈનાક્ષી નદીનું પણ આ નામ છે, અને શિવાલિક પર્વત પાસેના સિરમૌર પહાડમાંથી નીકળતી એક નદીનું પણ આ જ નામ છે. એટલે આ બધાંમાંથી કયું સ્થાન આ હરિત શાખાવાળાઓનું નિવાસસ્થાન હતું તે સંશોધનનો વિષય છે.

૪૭ शौदकाः हिमवद्देशे—હિમાલયમાં.

૪૮ रोहिणमिश्राः गुर्जरदेशे—ગુજરાતમાં.

૪૯ मामराः काश्मीरदेशे—કાશ્મીરમાં મામરા શાખાની વસ્તી હતી.

૫૦ लैंगवाः कालिंगदेशे—કાલિંગ દેશમાં.

૫૧ माण्डवाः गौडदेशे—ગૌડ દેશમાં માણ્ડવ શાખા.

५२ भारवाः मरुदेशे —मारवाडमां भारवा शाखानी वस्ती हती.
५३ चौभगाः मथुरादेशे—मथुरा प्रदेशमां चौगल शाखा.
५४ टौनकाः नेपालदेशे—नेपालमां टौनक शाखा रहेती हती.
५५ हिरण्यशृंगाः मागधदेशे—मगधमां हिरण्यशृंगोनी वस्ती हती.
५६ कारुणिकाः मागधदेशे—मगधमां हिरण्यशृंगोनी वसती हती.
५७ धूम्राक्षाः हिमवद्देशे—हिमालयमां.
५८ कापिलाः आर्यावर्तदेशे—विंध्याचल अने हिमालयनी वच्चेनो प्रदेश आर्यावर्त नामे ओळखातो होई त्यां कापिल शाखाना अनुयायीओ वसता हता.

[ ४ ] ''गालव ' शाखाना २४ प्रकार छे.

५९ काणाः कनवजाः गौडदेशे—गौडोना देशमां.
६० कुब्जाः कुलकाः मागधदेशे—मगध देशमां.
६१ सारस्वताः सरस्वतीतीरे—सरस्वतीना कांठाप्रदेशमां.
६२ अङ्गजाः अङ्गदेशे—अंगदेशमां.
६३ वङ्गजाः वङ्गदेशे—बंगाळामां.
६४ मृङ्गजाः मृङ्गाः मृङ्गदेशे—
६५ यावनाः योवनाः सङ्गरदेशे—
६६ शैवजाः मरुदेशे—मारवाडमां.
६७ पालीभद्राः पारीभद्राः सिंगलदेशे—
६८ नैवलाः कूर्मदेशे—कुमायुं नामनो जे प्रदेश हाल छे, असल कर्मवान अगर कूर्मांचळ नामे ओळखातो हशे; तेम जंगम जीलामां चिकोलनो पूर्वे ८० माइलना अंतर प कूर्मक्षेत्र नामनुं स्थान छे ते पण कदाच प्राचीन 'कूर्मदेश होय तो बनवाजोग छे. चोक्कस निर्णय संशोधन मागे छे
६९ वैतानलाः नेपालदेशे—नेपाळमां वैतानल शाखा वसती हती

૭૦ जनिश्रवाः मत्स्यदेशे—હાલનાં જયપુર, અલવર તથા ભરત-પુરનો પ્રદેશ પૂર્વે મત્સ્યદેશ નામે ઓળખાતો હતો. ત્યાં જનિશ્રવ શાખાની વસ્તી હતી.

૭૧ भद्रकाः बौध्यपर्वतदेशे—

૭૨ सौभराः बौध्यपर्वतदेशे—

૭૩ कथिश्रवाः कुथिवश्रवाः हिमवद्देशे—હિમાલય પર.

૭૪ बौधयकाः बौध्यपर्वते—

૭૫ पाञ्चलजाः पाञ्चालदेशे—પાંચાલમાં.

૭૬ ऊर्ध्वांगजाः काश्मीरदेशे—કાશ્મીરમાં.

૭૭ कुशेंद्रजवाः कूर्मदेशे—( ૬૮ મી ટિપ્પણી જુઓ ).

૭૮ पुष्करणीयाः मारवाडदेशे—મારવાડમાં.

૭૯ जयत्रवाराः मरुद्देशे—

૮૦ ऊर्ध्वरेतराः मरुद्देशे—

૮૧ कथसाः काथसाः गोदादक्षिणभागे—ગોદાવરી નદીના દક્ષિણ પ્રદેશમાં.

૮૨ पालाशनीयाः—( पळसो ) गोदादक्षिणदेशे—ગોદાવરી નદીના દક્ષિણ પ્રદેશમાં.

सप्तषष्टि माध्यंदिन संहिताः ( ६७ ) याज्ञवल्कीयकाण्वादयः पञ्चादश संहिताः ( १५ ) = मिलित्वा द्व्यशीति-संख्याकाः शुक्लयाजुषाः ( ८२ )

અર્થાત્ કે—માધ્યંદિન સંહિતાના અનુયાયીઓની ૬૭, અને યાજ્ઞવલ્કય તથા કણ્વ સંહિતાવાળાઓની ૧૫ મળીને શુક્લ યજુર્વેદીઓની કુલ ૮૨ શાખાઓ છે.

[ ૫ ] કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના ૮ પ્રકાર

૧ तैत्तिरीया तिरंगुलगोदादक्षिणदेशे—ગોદાવરી નદીના દક્ષિણ પ્રદેશમાં.

२ औख्याः आर्द्रजाः आन्ध्रदेशे—આંધ્ર પ્રાંતમાં.
३ काण्डिकेयाः तिरगुलदक्षिणदेशे—તિરગુલની દક્ષિણ દિશામાં.
४ आपस्तंबीयाः आन्ध्रदेशे—આંધ્રદેશમાં.
५ बौधायनीयाः शेषदेशे ( दक्षिणदेशे )—દખ્ખણમાં.
६ सत्याषाढीयाः देवरुखकृष्णातीरे—કૃષ્ણા નદીને કાંઠે દેવરુખમાં.
७ हिरण्यकेशीयाः परशुरामक्षेत्रे ( कोंकण )—કોકણમાં.
८ श्रौधेयाः माल्यपर्वतदेशे—આનાગોંદીમાં-વિજયાનગર સંસ્થાનમાં, તુંગભદ્રા નદીના તીર પર.

आन्ध्रादिदक्षिणाग्नेयी गोदासागरआवधि ।
यजुर्वेदस्तु तैत्तिर्य आपस्तम्बी प्रतिष्ठिता ॥
सह्याद्रिपर्वतारम्भात् दिशां नैर्ऋत्यसागरात् ।
हिरण्यकेशी शाखा च परशुराम-सन्निधौ ॥

[ ६ ] ચરક શાખાના ૧૨ ભેદ

१ चरकाः पश्चिमदेशे—પશ્ચિમ દેશમાં.
२ आह्वरकाः नारायणसरोवरे—( જુઓ ટિ. નં. ૩૧ ).
३ कठाः करघ्न ( कठ इति प्रसिद्धे ) यवनदेशे—
४ प्राच्यकठाः प्राची-कठघ्न-यवनदेशे—
५ कपिञ्छ ( कपिष्ठल ) कठाः कपिञ्छल-कठघ्न ( कपिष्ठलकठ ) यवनदेशे—
६ चारायणीयाः-यवनदेशे—
७ वार्तलवेयाः वार्तलवश्वेतद्वीपदेशे—
८ श्वेताः ( श्वेतरो ) श्वेतद्वीपे—
९ श्वेततराः श्वेततराणि श्वेतद्वीपे—
१० औपमन्यवाः क्रौञ्चद्वीपे—

११ पाताण्डिनीयाः पाताण्डिन्यचीमरुतेका इव पुराणदेशे—
કાશ્મીરની પ્રાચીન રાજધાનીનું નામ ' પુરાણાધિષ્ઠાન ' હોઇ પુરાણદેશ તે એ જ.

१२ मैत्रायणीयाः गोदादक्षिणदेशे—

[ ૭ ] મૈત્રાયણીય શાખાના ૭ ભેદ

१ मानवाः सौराष्ट्रदेशे—સોરઠમાં ( કાઠિયાવાડમાં ).
२ दुन्दुभाः काश्मीरदेशे—કાશ્મીરમાં.
३ ऐकेयाः सौराष्ट्रे—કાઠિયાવાડમાં.
४ वाराहाः मरुदेशे—મરૂ પ્રદેશમાં ( મારવાડમાં ).
५ हरिद्रवेयाः गुर्जरदेशे—ગુજરાતમાં.
६ श्यामाः गौडदेशे—
७ श्यामायनीया गोदावरी तीरे— ગોદાવરી કાંઠે.

मयूरपर्वताच्चैव यावद्गुर्जरदेशतः ।
व्याप्ता वायव्यदेशस्तु मैत्रायणी प्रतिष्ठिता ॥
( મહાર્ણવ )

કૃષ્ણ યજુર્વેદીઓ

| | | |
|---|---|---|
| તૈત્તિરીય | શાખા | ૮ |
| ચરક | ,, | ૧૨ |
| મૈત્રાયણી | ,, | ૭ |
| | કુલ | ૨૭ |

શુક્લ યજુર્વેદીઓ

| | | |
|---|---|---|
| કાણ્વ | શાખા | ૧૫ |
| વાજસનેયી | ,, | ૧૭ |
| જાબાલ | ,, | ૨૬ |
| ગાલવ | ,, | ૨૪ |
| | કુલ | ૮૨ |

યજુર્વેદીઓની એકંદર શાખાઓ ૮૨ + ૨૭ = ૧૦૯.

આ પ્રમાણે યજુર્વેદની ૧૦૯ શાખાઓની યાદી આ યજુર્વેદ વૃક્ષ પરથી મળે છે. આ યજુર્વેદનું વૃક્ષ છે, તેવી રીતે ઋગ્વેદ, સામવેદ તથા અથર્વવેદનાં વૃક્ષ પણ હોવાં જોઇએ. પરંતુ તેમનો પત્તો હજી લગી લાગ્યો નથી, છતાં ક્યાંક ને ક્યાંક તે જરૂર હશે જ. સામવેદના વૃક્ષનું એક પાન વસાઇના રહેવાશી એક ખ્રિસ્તી સજ્જન પાસેથી અમારે હાથ લાગ્યું હતું; પરંતુ એ પૃષ્ઠ જે પુસ્તકમાં હતું તે પુસ્તકના પૂઠા તરીકે જ આ સામવેદના વૃક્ષનું પાન વપરાયું હતું અને તેના પર " વેદવૃક્ષ " એવું લખ્યું હતું, જ્યારે અંદરની બાજુ તો કોઇ બીજા મરાઠી ગ્રંથનાં પાનાં હતાં. આ બાબતમાં વિશેષ ખોળ કરતાં જણાયું કે મુંબાઇની આસપાસ વસાઈ વગેરે સ્થળોમાં હજારો સામવેદીઓ રહેતા હતા. તેમને જબરિયાન વટાળીને ખ્રિસ્તી બનાવી દેવામાં આવ્યા ત્યારે તેમની પાસેના વૈદિક ગ્રંથો બાળીને રાખ કરવામાં આવ્યા. ખ્રિસ્તી પ્રચારકોની એ આસુરી લીલામાં કેટલું કિંમતી વૈદિક સાહિત્ય નષ્ટ થયું હશે તે તો ભગવાન જ જાણે ! !

આ પુસ્તકના વાચકોને વિનંતિ કરવાની કે આ જાતનું બીજું કોઇ વેદવૃક્ષ કોઇ સ્થાન પર મળી આવે તો તેને પ્રસિદ્ધ કરાવવા ન ચૂકવું.

અગાઉ **કુશદ્વીપ** અને **ક્રૌંચદ્વીપ**ની થોડીશી ઓળખ આપવામાં આવેલ છે. અહીં હવે **શાકદ્વીપ** તથા **શ્વેતદ્વીપ** સંબંધમાં મહારાષ્ટ્રીય વિદ્વાનોએ કરેલી શોધખોળ રજૂ કરીએ છીએ:—

## શાકદ્વીપ

શ્રી વિદ્યાનિધિ સિદ્ધેશ્વર શાસ્ત્રી ચિત્રાવ લખે છે કે આટલાંટિક મહાસાગરમાં ડૂબી ગયેલો દ્વીપ એ શાકદ્વીપ હતો. સ્વ૦

રાજવાડે તથા શ્રી વડેરજીનાં સંશોધનો પરથી ઠરે છે કે આજકાલ સિથિયા નામે જે મૂલક ઓળખાય છે તે પૂર્વે શાકદ્વીપ કહેવાતો હતો.

### શ્વેતદ્વીપ

અત્યારે **માડાગાસ્કર** નામે ઓળખાતા પ્રદેશ પાસેનો ટાપુ પૂર્વે **શ્વેતદ્વીપ** કહેવાતો હતો, એવું શ્રી ચિત્રાળશાસ્ત્રીજીએ પોતાના 'પ્રાચીન ચરિત્રકોશ' નામના ગ્રંથના ૬૬૭મા પૃષ્ઠ પર જણાવ્યું છે.

આ શોધ ત્રણ મોટા મહારાષ્ટ્રીય વિદ્વાનોની છે. આ બાબતમાં એકદમ કંઈ કહેવાનું કઠણ છે, પરંતુ એટલું તો નક્કી ખરૂં જ કે યજુર્વેદીયોની વસ્તી અત્યારના સમગ્ર ભારતવર્ષ વા હિંદુસ્થાનની સીમાઓ બહાર બહુ બહુ આઘેના મૂલકોમાં પથરાયલી હતી. એ મૂલકો વા દ્વીપોની સીમાઓ તો અત્યારના યુરોપ, અમેરિકા અને આફ્રિકા સુધી પહોંચે છે. યવનદેશ પણ ભારતવર્ષની બહારનો જ મૂલક છે. એ પ્રદેશ, કાસ્પિયન સમુદ્ર, દક્ષિણ રૂશિયા, પશ્ચિમ તેમજ ચીનાઈ તુર્કસ્તાન વગેરે બધું ભૂમંડળ યજુર્વેદીયોથી ઘેરાયું હતું, એમ જણાય છે. બીજાં વેદવૃક્ષો જો મળી આવશે, તો આ અનુમાનને પુષ્ટિદાતા થઇ પડશે એમ માનીએ છીએ.

ભારતવર્ષની ચારે દિશામાં લગભગ પાંચસો માઇલના વિસ્તારમાં યજુર્વેદીઓની વસ્તી ઉભરાતી હતી. એ પ્રદેશોમાં યજુર્વેદના મંત્રો ગવાતા હતા અને યજુર્વેદના મંત્રો સાથે થનારા હોમ હવનોથી એ દેશોની હવા મીઠી સુવાસથી સદા મઘમઘતી હતી: એ વાત મળી આવેલી આટલી માહિતી પરથી સાબિત થાય છે. છતાં પણ વિશેષ પ્રમાણોની શોધ થાય એ ઇષ્ટ તેમજ આવશ્યક છે.

યજુર્વેદની શાખાઓ પૃથ્વીના સઘળા ભાગોમાં પ્રસરેલી હતી એવું માની લેવામાં આવે, તો પછી શાખાગ્રંથોમાં પરસ્પર પાઠભેદો કેવી રીતે ઘૂસવા પામ્યા, એ શંકાનું નિવારણ નીચે પ્રમાણે સહેજે થઇ શકે:—

ગોદાવરીકાંઠે એક શાખા વસે છે, બીજી હિમાલયના ગૌર શિખરપ્રદેશમાં વસે છે, ત્રીજી તુર્કસ્તાનમાં, અને ચોથી કાસ્પિયન સમુદ્ર પાસે વસે છે, અને તે એ જમાનામાં કે જ્યારે રોજંદી ટપાલ પહોંચાડવાનાં આજના જેવાં સાધનો શોધાયાં નહોતાં એટલું જ નહિ પણ છાપવાની કળા પણ મનુષ્યને હાથ લાગી નહોતી. તેવે સમયે મદ્રાસની ઘટનાઓને તુર્કસ્તાન પહોંચતાં કેટલાં વર્ષ લાગતાં હશે એનો તો માત્ર ખ્યાલ જ કરવો રહ્યો. આવી અવસ્થામાં જુદી જુદી શાખાઓમાં જુદા જુદા અનેક પાઠભેદો ઉત્પન્ન થયા હોય તો તેમાં જરાય આશ્ચર્ય પામવાનું નથી. ઊલટું, આટઆટલા દૂર દેશાંતરોમાં વસતાં છતાં જુદી જુદી આ શાખાઓની સંહિતાઓમાં આટલી બધી એકતા મળી આવે છે, એજ ભારે મોટા આશ્ચર્યનો વિષય છે !

મૂળ સંસ્કૃત ભાષાના શબ્દો બગડીને જુદી જુદી ભાષાઓમાં તેમનાં કેવાં જુદાં જુદાં રૂપો થવા પામ્યાં છે, તેનો જ વિચાર કરોને ! એવા પ્રતિકૂળ સંજોગોમાં પણ વૈદિક સંહિતાઓમાં આટલી બધી એકતા રહી શકી છે, એ જ ખરું આશ્ચર્ય છે: અને એ આશ્ચર્ય સહુની જાણમાં આવી શકે એટલા માટે બધી સંહિતાઓનું એકીકરણ થઇને મંત્રભાગો 'દૈવતસંહિતા' અને યાજુષ ગદ્યભાગો 'યજ્ઞસંહિતા' રૂપે તૈયાર થવી જોઇએ, અને તેમાં મળી આવતા સઘળા જ પાઠભેદો ટિપ્પણી રૂપે સંગ્રહાવા જોઇએ. એવી યોજના થાય તો વેદના અર્થ કરવામાં ને સમજવામાં પુષ્કળ સરળતા મળે, એટલું જ નહિ પણ વૈદિક ધર્મનું પણ સાચું જ્ઞાન નિશ્ચિત રૂપમાં ઉપલબ્ધ બને.

સંશોધનપ્રિય વિદ્વાનોને આ કાર્ય હાથ ધરવાની પ્રેરણા કરવાની પરમાત્માને વિનમ્ર પ્રાર્થના છે !

---

# વેદનું મુદ્રણ

લેખક : પં. શ્રીપાદ દામોદર સાતવળેકરજી

અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ
બી. એ. એલએલ. બી.

## ઋગ્વેદ

ચારેય વેદોનાં મુદ્રણનું કાર્ય સ્વાધ્યાય મંડળમાં પુસ્કળ શોધ સહ શરૂ છે. એમાંથી 'ઋગ્વેદ'નું મુદ્રણ થઇ ગયું હતું, પરંતુ એની માગણી એટલી અધિક થઇ ગઈ કે પ્રથમ વારની સર્વ પ્રત ખલાસ થઇ ગઇ છે, હવે એક પણ પ્રત અહીં સિલક નથી, ઉપાડ પ્રતિદિન વધી રહ્યો છે, એટલે બીજી વાર પાંચ હજાર પ્રત છાપવાનું કાર્ય શરૂ થઇ ગયું છે. આ વખતે અમે પાંચ હજાર પ્રત છાપીશું ,અને એક હજાર પ્રત પદપાઠ સહિત છાપીશું. બધા લોકો વેદના સરસ અને સુન્દર પુસ્તક ઇચ્છે છે, અને આ બીજી વારના મુદ્રણમાં પૂર્વની અપેક્ષાએ અધિક વિશેષતાઓ રહેશે, એટલે જેઓ શુદ્ધ, સુન્દર અને સસ્તા વેદગ્રન્થ પોતાની પાસે રાખવા ઇચ્છતા હોય તેઓ શીઘ્ર પોતાનું ગ્રાહકમૂલ્ય મોકલી દે અને ગ્રાહક બને.

## અથર્વવેદ

અથર્વવેદનું મુદ્રણ ત્રણ ચાર વાર થઇ ગયું છે અને આ ગ્રન્થ આવતા ત્રણ માસમાં તૈયાર થઇ ગ્રાહકોને મોકલવામાં આવશે. એમાં અમે પ્રત્યેક સૂક્તના ઋષિ, દેવતા, છંદ આપ્યા છે અને પ્રત્યેક સૂક્તના વિષયનું શીર્ષક પણ આપ્યું છે. આથી વિષયવાર અધ્યયન કરનારને સરળતા થશે.

## સામવેદનું મુદ્રણ

સામવેદનું મુદ્રણ એક મોટી જવાબદારીનું કાર્ય છે. આજકાલ જે સામવેદ છપાએલો મળે છે તે તો કેવળ આર્ચિક છે. અર્થાત્ કેવળ ઋગ્વેદની ઋચાઓનો સંગ્રહ જ છે, હજુ સુધી ૭૪ મંત્ર આ સમયના ઋગ્વેદમાં નથી મળતા, તે ઋગ્વેદની અન્ય શાખાઓમાં હશે, એવું જ બધા માને છે. સામવેદ, ઋગ્વેદના જ મંત્રોનો ગાયન માટેનો એક સંગ્રહ છે, એટલે એનો અર્થ આવો થાય છે—

सामन् = सा + अम

सा = ऋचा, ऋग्वेद – मंत्र

अम = स्वर, आलाप, तान, गान.

અર્થાત્ ઋગ્વેદ મંત્ર ઉપર આલાપ લઇને જે ગાન થાય છે તે જ સામ છે. જ્યાં સુધી આલાપ લેવામાં નથી આવતા ત્યાં સુધી એ મંત્ર ઋચા જ કહેવાશે. એટલે સામવેદની સંહિતાને આર્ચિક અર્થાત્ ઋચાઓનો સંગ્રહ કહે છે. આ આર્ચિક અમે પ્રથમ છાપી રહ્યા છીએ અને અમને આશા છે કે અમે એને ચાર મહીનામાં છાપીને ગ્રાહકોને આપી શકીશું. આ સામવેદના ઋચા મંત્ર–આર્ચિક મંત્ર જેવા છે તેવા ગાયનમાં પ્રયુક્ત નથી થતા અર્થાત્ એમની ઉપર જે અંક છે તે ગાયનના નોટેશન નથી, તે કેવળ ઉદાત્ત–અનુદાત્ત–સ્વરિતના ચિન્હ છે જેમકે—

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये ।
नि होता सत्सि बर्हिषि ॥

આ સામવેદનો પ્રથમ મંત્ર છે. એ ઋગ્વેદમાં मं. ६ । १६ । १० માં છે ત્યાં એના સ્વર આ પ્રમાણે છે—

अग्न-आ याहि वीतये गृणानो हव्यदातये ।
नि होता सत्सि बर्हिषि ॥

આ બંનેનું મિલન કરવાથી આ અંકોનો સંબંધ સ્પષ્ટ થઇ જાય છે જુઓ—

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये ।
नि होता सत्सि बर्हिषि ॥

આ રીતે જોવાથી ખબર પડે છે કે જ્યાં ઋગ્વેદમાં નીચે સ્વર ચિન્હ છે, ત્યાં તે અક્ષર પર સામવેદમાં ' ૩ ' અંક હોય છે, જ્યાં ઋગ્વેદમાં અક્ષરના માથા ઉપર ઉભું સ્વર ચિન્હ હોય છે, ત્યાં સામવેદમાં ' ૨ ' અંક હોય છે, અને જ્યાં ઋગ્વેદમાં સ્વર ચિન્હ નથી હોતું, ત્યાં ' ૧ ' અંક સામવેદમાં હોય છે. એમાં થોડો વધુ ભેદ છે એનો વિચાર અહીં કર્યો નથી. સામવેદમાં કેટલાક અક્ષરો ઉપર કોઇ અંક નથી હોતો, તે અક્ષર પૂર્વ અક્ષરના સ્વરના ચિન્હોથી યુક્ત જ સમજવો જોઇએ, જેમકે

' दांतये ' ' दांतये ' ઇ.

આમ સમજવું જોઇએ, ઋગ્વેદમાં પણ આમ જ સમજાય છે.' આ પ્રકારની તુલનાથી ઋગ્વેદના સ્વરો સાથે સામવેદના સ્વરોનું મિલન કરવાથી સામવેદના અંક કયા સ્થાને અશુદ્ધ છે, તેની પણ ખબર પડે છે, અને એ કારણે આ અશુદ્ધિ છે કે કેમ, તે પણ આ નિરીક્ષણથી દર્શાવી શકાય છે.

સામવેદ ઉપર અનેક લોકોએ આજસુધી લખ્યું છે, એમાંથી

કેટલાકે એમ પણ લખ્યું છે કે, આ અંક નિરર્થક આપ્યા છે. પરંતુ આ શોધથી આ અંકોની સાર્થકતા સુસ્પષ્ટ થઈ રહી છે.

સામવેદ આર્ચિક સંહિતામાં—આજકાલ મળતી સામવેદ-સંહિતામાં જે મંત્રસંગ્રહ છે, તે તેવો ને તેવો ગાઈ ન શકાય, તથાપિ એ મંત્રોને કંઠસ્થ કરવા માટે આ સંગ્રહ છે અને મંત્રોને કંઠસ્થ કર્યા વિના આગળનું ગાયન કરવું અસંભવ છે. તથાપિ અહીં એ વાત યાદ રાખવી જોઈએ, કે સામગાનમાં આ મંત્ર પણ આ રૂપમાં નથી રહેતા. આગળ, આ લેખમાં સામગાનમાં આ પાંચ મંત્ર અને તેમાંથી બનતું એક એક જ ગાન આપ્યું છે, તે જોવાથી સામગાનમાં મંત્રોના વિભાગ કેવા હોય છે, અને મંત્રપાઠથી ગાનના શબ્દોનું અંતર કેટલું હોય છે, એની ખબર પડી શકે છે, જુઓ—

(१) धियो यो नः प्रचोदयात् ॥ धियो योनः प्रचो १ २ १ २ ॥ हिम्र आ २ ॥ दायो ॥ आ ऽ ३ ३ ५ ॥

(२) मूर्धानं दिवो अरतिं पृथिव्या ॥ = मूर्धानंदाइ ॥ वा ऽ ३ अर ॥ तिं पृथिव्याः ॥

(३) कया शचिष्ठया वृता ॥ = कया ऽ २ ३ शचा ३ ॥ ष्ठयौहो ऽ ३ ॥ हिम्मा ऽ २ ॥ वा ऽ २ तों ऽ ३५ हाइ ॥

(४) अग्न आयाहि वीतये ॥ = ओग्नाइ ॥ आया हि ऽ ३ वोइतो या ऽ २ इ ॥ तोया ऽ २ इ ॥

(५) त्वमूपु वाजिनं देवजूतं ॥ = त्वमूपु ॥ वाजि ॥ ना ऽ २ ३ ४ ५ मू ॥ देवजूता ऽ २ ३ ४ मू ॥

મંત્રોના શબ્દોનું ઉચ્ચારણ એક પ્રકારનું હોય છે અને સામગાયનમાં તેનું બીજું જ રૂપ હોય છે. કેટલાક અક્ષરો બહાર-રથીજ આવે છે. કેટલાક અક્ષર છૂટે છે, કેટલાક અક્ષર આલાપને કારણે હ્રસ્વ દીર્ઘ અથવા અન્ય પ્રકારના હોય છે. ઋગ્વેદમાં ' वरेण्यं ' છે, ત્યાં સામવેદગાનમાં ' वरेणियोम् ' બની ગયું છે. અર્થાત્ કોઇએ સામવેદની આર્ચિક સંહિતા કંઠસ્થ કરી હોય તો પણ એને એના ગાન ફરીથી કંઠસ્થ કરવાં પડે. કોઈપણ મનુષ્ય કેવળ મંત્રો વડે જ સામગાયન ન કરી શકે, એ વાત આ લેખમાં આપેલ સામગાનના પાંચ ગત્રોથી સર્વ પાઠકોને વિદિત થશે.

સામવેદમાં પૂર્વાર્ચિક અને ઉત્તરાર્ચિક એવા બે વિભાગ છે. એમાં જે મંત્ર સંગ્રહિત થયા છે, એમાં વિશેષતા એ છે, કે પૂર્વાર્ચિકના એક એક મત્રનાં અનેક અર્થાત્ બે બે, ત્રણ ત્રણ, પાંચ પાંચ સુધી સામગાયન પ્રાચીન ઋષિઓએ બનાવ્યાં છે. અને ઉત્તરાર્ચિકમાં જે મંત્ર છે, એની વિશેષતા એ છે, કે એના બે બે ત્રણ ત્રણ અથવા અધિક મંત્રો મળીને એક સામગાન થાય છે. આ બંને આર્ચિકોની વિશેષતા છે. એટલે સામવેદના મંત્ર કેવળ પાસે હોવાથી એનુ ગાન થવું અસંભવ છે.

પ્રાચીન સમયના લગભગ ૩૦૦ થી અધિક ઋષિઓએ આ સામગાયનની પદ્ધતિ નિશ્ચિત કરી છે અને સામસંહિતાના મંત્રો વડે લગભગ ચાર હજાર ગાયન બનાવ્યાં છે. કયા મંત્રનું કયા સ્વરમાં હોવું જોઇએ, કયા નવા અક્ષર, શબ્દ તથા વાક્ય ગાયનમાં કયાં મૂકવા જોઇએ, કયા અક્ષર ઉપર કેવો આલાપ લેવો જોઇએ એ સર્વ વાતોને ઉક્ત ઋષિઓએ નિશ્ચિત કરી છે.

જે અક્ષર, શબ્દ અને વાકય ગાયનના સમયે મંત્રોમાં મૂકવામાં આવે છે, એને ' स्तोभ ' કહે છે. એ સર્વ ' स्तोभ 'ની

ગણત્રી પ્રાચીન ઋષિઓએ કરી છે. એ ગ્રન્થનું નામ 'स्तोभगान, स्तोभसंहिता અથવા स्तोमानुसंहार છે. એમાં આ સર્વ સ્તોભનો સંગ્રહ છે અને વર્ગીકરણ પણ કર્યું છે. આ સ્તોભ કોઇ ગાયક પાસે પ્રાપ્ત થાય તોપણ તે કોઇ સ્તોભને કોઈ મંત્રમાં મૂકી ગાઈ ન શકે. આ સ્તોભ આવા હોય છે—

हाऊ, आऽयदोहं, ए, आई, 'आऊ, होऊ, वा, औहोवा, वोइतोयाइ, इ ઇત્યાદિ.

આને ગાયકની ઇચ્છાનુસાર ગાયનમાં યોજી શકાતા નથી. કયા છંદના મંત્રમાં કયા સ્તોભનો કયા સ્થાન ઉપર ઉપયોગ કરવો એનો નિશ્ચય ઋષિઓદ્વારાજ થઇ ચૂકયો છે. એને એ પ્રકારે જ માનવા અને ગાવા જોઇએ. એક અક્ષર અથવા સ્વર અહીંનો તહીં થઇ શકે નહી, આલાપોમાં પણ ફેરફાર થઇ શકતો નથી. ગાયત્રી મંત્રના સ્તોભોને ત્રિષ્ટુપ મંત્રમાં ન યોજી શકાય, અને જગતી-મંત્રના સ્તોભ જુદા જ હોય છે. આ રીતે આ સામ ઋષિઓદ્વારા નિશ્ચિત છે. એની ગાનપદ્ધતિ પણ નિશ્ચિત છે. અને સ્વર પણ નિશ્ચિત થયા છે.

ઋગ્વેદમાં જેઓ છંદોને હેરફેર કરી રહ્યા છે, એમનો એ દોષ કેટલો અક્ષમ્ય છે, એનો નિર્ણય આથીજ થઇ શકે છે. ઋગ્વેદના એજ મંત્ર સામવેદમાં આવ્યા છે અને સામવેદમાં તેમના છન્દ ઋષિઓદ્વારાજ નિયત થઇ ચૂકયા છે. અમે એનું કોષ્ટક આપીને જ સમજાવીશું, કે કયો છન્દ કયાં કેવો છે અને એનું ઋગ્વેદમાં કયું રૂપ છે. વેદમાં કોઇ પણ મનમાની ગરબડ કરી ન શકે.

સામવેદના ગાન કરવાની પદ્ધતિ જાણી શકાય માટે અમે એક ચિત્ર આપ્યું છે. એક હસ્તનું ચિત્ર છે, એમાં અંગુલીઓમાં

સ્વરનાં સ્થાન આપ્યાં છે. સામગાયન યથાશાસ્ત્ર કરવું હોય, તો સર્વથી પ્રથમ આ હસ્તસ્વરોનો અભ્યાસ કરવો જોઇએ.

મુખથી કયો સ્વર ઉચ્ચારાય છે, તે બરોબર આવી રીતે દર્શાવવું જોઇએ. આમાં તાલમાં સહાય થાય છે, અને સ્વરનું અનુસંધાન પણ રહે છે. બીજા હાથે પણ તાલની માત્રાઓની ગણત્રી થાય છે. આ રીતે સામગાયનના સમયે ગાન કરનારના મુખ અને હાથ કામમાં આવે છે અને મન એમાં લાગ્યું રહે છે. સામ ગાયનના મુખ્ય ચિન્હ આ છે—

| સ્વરાંક, | સપ્તસ્વર, | સ્વરનામ, | સામવેદીનું નામ |
|---|---|---|---|
| ૭ | પ | પંચમ | ક્રુષ્ટ |
| ૧ | મ | મધ્યમ | પ્રથમ |
| ૨ | ગ | ગાંધાર | દ્વિતીય |
| ૩ | રે | ઋષભ | તૃતીય |
| ૪ | સા | ષડ્જ | ચતુર્થ |
| ૫ | નિ | નિષાદ | મન્દ્ર |
| ૬ | ધ | ધૈવત | અતિસ્વાર્ય |

આ અંકનાં સ્વરચિન્હ છે. એક બીજો સ્વર ' अतिक्रुष्ट ' છે, જે ' ૫ ' થી પણ ઊંચો છે, જેને આઠમો ગણવો જોઇએ. કેટલાક પુસ્તકોમાં આ ક્રુષ્ટ સ્વરોને ' ૧૧ ' અથવા ' ૮ ', અંકથી પણ દર્શાવ્યા છે. પરંતુ આ ક્રુષ્ટ સ્વર ( ઉચ્ચ સ્વર ) સામગાનમાં બહુ જ ઓછા આવે છે. સામવેદના સપ્ત સ્વર ' પ-મ-ગ-રે-સા-નિ-ધ ' આ ક્રમથી સમજવા જોઇએ. ગાયનના અક્ષરોની ઉપર લખેલા, અગર ગાયનના અક્ષરોની પંક્તિમાં લખેલા અંકોનું આજ સ્વરમંડલ છે. ૭ સ્વર ' મ-ગ-રે-સા-નિ-ધ ' વિશેષતઃ સામગાયનમાં આવે છે. કવચિત પ્રસંગેજ ' પ '

આવે છે, આથી સ્પષ્ટ છે કે બહુ આક્રોશ કરીને સામગાયન નહિ કરવું જોઇએ. શાન્ત અને કોમલ સ્વરોમાં, મંજુલ ધ્વનિમાંજ સામગાન કરવું જોઇએ.

સામવેદના સ્વર અવરોહી અર્થાત્ પ્રથમ ઉચ્ચ થઇને પછીથી ધીમે ધીમે નીચેના સ્વર થાય છે. આજકાલ ગાનમાં આરોહ સ્વર પ્રિય છે. 'સા-રે-ગ-મ-પ-ધ-નિ-સા' આ આરોહ સ્વરનો ચઢાવ છે. અને સામવેદના સ્વરનો ઉતાર 'સા-નિ-ધ-પ-મ-ગ-રે-સા' આમ છે.

પાઠક એક ઘંટડી વગાડે અને સ્વર સાંભળે. પ્રથમ ઉચ્ચ સ્વર થઇને પશ્ચાત નીચો નીચો થઇ જાય છે. વક્તા બોલે છે ત્યારે પણ પ્રથમ એનો સ્વર બળવાન હોય છે, અને શનૈઃ શનૈઃ એ થાકી થાકીને મન્દ સ્વરમાં બોલે છે, અર્થાત્ જગતમાં સ્વરનો ઉતાર જ જણાય છે, અવરોહ જ જણાય છે. આજ સ્વાભાવિક ક્રમ સામગાયનમાં છે. એટલે સામગાયન શ્રવણ કરવાથી મન શાન્ત થાય છે, નિર્વિકાર થાય છે. આજકાલના ગાનોમાં પણ પ્રાચીન આર્ય પદ્ધતિનાં ગાયનમાં અને મુસલમાનોની પદ્ધતિનાં તથા યુરોપીયન પદ્ધતિનાં ગાનમાં જે મહત્વનો ભેદ છે, તે એ છે છે કે આર્ય સંગીતમાં મન શાંત થાય છે અને અન્ય સંગીતથી મન ક્ષુબ્ધ થાય છે. સામગાયનથી તો મન વિશેષ પ્રશાન્ત થઇ જાય છે. સામગાયનનો એકમાત્ર મુખ્ય ઉદ્દેશ મનને પ્રસન્ન કરવાનો છે. એટલે સામગાન વિશેષ કરીને આર્ય પ્રણાલી અનુસાર કરવું જોઇએ.

આગળ પાંચ સામગાયન 'સા-રી-ગ-મ' ના નોટેશન સાથે આપ્યાં છે. એ જોઇને કોઇ સ્વરજ્ઞ આ સામોનું ગાયન કરી શકે છે. એમાં એ સ્વર 'કાફી' રાગના છે. એનો તાલ

એક તાલ છે. તથાપિ માત્રા અને તાલ માટે ગાયકનો વિશેષ અભ્યાસ હોવો જોઇએ.

આ ગાયન રુદ્રવીણા, બીન તથા ચર્મવાદ્ય સાથે એકથી અધિક ગાનારાઓએ મળીને ગાવું જોઇએ. સર્વનો સ્વર એક હોવો જોઇએ. અને ગાયકોનો સ્વર મધુર, બારીક, મંજુલ હોવો જોઇએ. અક્ષર ઉપર જે અંક છે, એમાં '१' અંકનો સ્વર છે 'म' અને '६' નો સ્વર 'ध' છે. એ સહુથી નીચો છે. મંત્ર ઉપર અન્ય ચિન્હ છે, એના અર્થ આ પ્રમાણે સમજવા.

સ્વર ચિન્હ

- र સ્વરને દીર્ઘ બોલવો, દ્વિગુણિત લાંબો કરવો,
- उ ઉચ્ચ સ્વર, ઊંચો સ્વર
- क કનિષ્ટ સ્વર, નીચો સ્વર
- ૧૨ અતિ ઊંચો સ્વર. 'प' થી પણ ઊંચો.
- ૮ " " " " "
- ઽ પૂર્વ સ્વરને આલાપ આથે દ્વિગુણિત લાંબો કરવો.
- ⁀ પૂર્વ અને ઉત્તર સ્વરોનો મિલાપ કરવો.
- ᐢ " " " " "
- - ચાર ગણો લાંબો આલાપ પૂર્વસ્વરનો લેવો.
- ३ ઓમ્‌કારમાં જે ૩ અંક છે, તે ઓંકારને ત્રિગુણિત કરે છે, પરંતુ સ્વરને નીચો કરે છે, 'સોં – મ્ – ર્ ' ઓંકારનુ ઉચ્ચારણ આવું થાય છે.

હાલ આટલા ચિન્હ પર્યાપ્ત છે. અહીં સ્વાધ્યાય મંડળમાં આ

સામગાયનના ગ્રંથોની, ગાયન કરવાની વિધિનો નિશ્ચય થઈ રહ્યો છે. સામવેદની કૌથુમી અને રાણાયની શાખાના સામગાયક અહીં આવ્યા છે. કાશી, ગ્વાલિયર, કન્નડ દેશ અને તામિલ દેશના પ્રસિદ્ધ સામવેદપાઠી બોલાવ્યા છે. એમની પાસેથી ગાનનું શ્રવણ કરીને અહીં વિદ્યાર્થી તૈયાર કરવામાં આવે છે. ઔંધ રાજ્યના સુપ્રસિદ્ધ ગાનવિદ્યાનિપુણ પં. અનંત મનોહર અહીં આ સામ નોટેશનમાં સહાય કરી રહ્યા છે. તેઓ પ્રાચીન આર્ય સંગીત અને આધુનિક હિન્દુસ્થાની સંગીતમાં વિશેષ પ્રવીણ છે અને તેઓ નોટેશનના ગ્રન્થ લખે છે. સામવેદપાઠીઓનાં ગાયનના નોટેશન બનાવવામાં આવે છે અને તે ગાનવિદ્યાના છાત્રોને આપવામાં આવે છે. એ નોટેશનોને જોઇને તેઓ સામગાયન કરે છે. જ્યારે એમનું ગાયન મૂલ વેદપાઠીના સમાન થાય છે, ત્યારે સમજાય છે કે, એ નોટેશન બરાબર છે, અને એ સામગાયન પણ બરાબર છે.

સામગાયનનાં બધાં ગાયન આ રીતે સિદ્ધ કરીને અને સામગાયનના શાસ્ત્રાનુસાર દરેક ગાનની પરીક્ષા કરીને, સર્વ ગાન સિદ્ધ થયા બાદ જ એ મુદ્રિત થશે, એ પહેલાં મુદ્રણ નહિ થાય. એ કારણે એમાં વાર લાગશે. સામગાયનના ઉત્તર ભારતના અને દક્ષિણ ભારતના ગ્રન્થોમાં નોટેશનના અંકોમાં, ચિન્હોમાં બહુ અંતર છે. ઉત્તર ભારતના ગ્રન્થોમાં પણ બંગાળ અને ગુજરાત તથા મહારાષ્ટ્રના ગ્રન્થોમાં પણ ચિન્હોનો ફેર છે. એટલે પ્રત્યેક ગાનને અહીં શાસ્ત્રીય ચિકિત્સાથી પરિશુદ્ધ કરવામાં આવે છે. ઉત્તરભારતનાં સ્વરચિન્હ સુબોધ છે અને સરલ છે, દક્ષિણ ભારતનાં સામચિન્હ કિલષ્ટ છે અને એટલા અધિક છે કે એમને સમજવા પણ કઠિન છે. પરિણામે બંન્નેના સ્વર એકજ આવે છે. એટલે અમે બન્ને સ્થળોના સામગાયક એકઠા કર્યા છે.અને બન્નેના ગાયન જોવામાં આવે છે. સ્વર ચિન્હ સુગમ હોવાને કારણે ઉત્તર ભારતનાંજ સ્વરચિન્હ

રાખવામાં આવશે, અને જ્યાં આવશ્યકતા હશે ત્યાં દક્ષિણ ભારતનાં દ્રાવિડ ચિન્હોનો નિર્દેશ ટિપ્પણમાં કરાશે.

આગળ જે પાંચ સામ ગાયન આપ્યાં છે, તે ઉત્તર ભારતની સામ પદ્ધતિથી આપ્યાં છે, દક્ષિણ ભારતનાં ચિન્હ છાપવાં હોય તો ચિન્હોના નવા ટાઇપ બનાવવા પડશે. અમે પાછળથી એ ચિન્હો સાથે સામ મંત્ર મુદ્રિત કરીશું.

આટલા પંડિતોને અહીં લાવવા, તેઓને છ માસ બાર માસ રાખવા, અને પ્રત્યેક ગાયનની પદ્ધતિનો નિર્ણય કરવો, એ ઘણું ખર્ચાળ કામ છે, એ પછી છાપકામનો ખર્ચ થશે. કેવળ સામવેદ માટે–સામ ગાયનના ત્રણ હજાર ગ્રન્થ છાપવા માટે, પંડિતોના ખર્ચ સાથે ઓછામાં ઓછા રૂ. ૧૨૦૦૦) થશે, એવો અંદાજ કર્યો છે. ખર્ચ ઓછો કે વધતો થવો તે આગળના કાર્ય ઉપર આધાર રાખશે. આ કાર્ય માટે જે ધનવાન લોક મદદ મોકલી શકે, તેઓ અતિશીઘ્ર મુક્ત હસ્તે મોકલી આપે, કારણ કે અહીં કાર્યનો આરંભ થઇ ગયો છે.

જેમની પાસે સામ ગાયનના પ્રાચીન ગ્રન્થ હોય, તેઓ અમને મોકલી આપે. કાર્ય પૂરું થતાં, બંને બાજુનો ખર્ચ આપી અમે સર્વગ્રન્થ તેઓને મોકલી આપીશું અને છાપેલ ગ્રન્થ પણ ભેટ આપીશું. અમારી પાસે કેટલાક ગ્રન્થ આવી ગયા છે, તથાપિ બીજા જેટલા અધિક મળશે, એટલું કાર્ય સુગમ થશે.

અમે સાંભળ્યું છે કે બંગાળમાં સામ ગાયન ઉપર કેટલાક ગ્રન્થ પ્રકાશિત થયા છે, અમને એ મળ્યા નથી. કોઇ અમને એની ખબર આપી શકે, અથવા ગ્રન્થ આપી શકે, તો તેઓની મોટી કૃપા થશે.

આ કાર્ય કોઇ એક મનુષ્યનું નથી, એટલે જે લોકો સામ-ગાયન ઉપર શ્રદ્ધા રાખે છે, તેઓ બની શકે તેવી સહાય કરે.

## સામગાયનના પાંચ મંત્ર

( १ )

### गायत्रं साम् ।

॥ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ॥ धियो यो नः प्रचोदयात् ॥ १ ॥

॥ गानम् ॥

ग ऽ रे म । । ममम ममऽममऽमऽ । ममऽमऽमम

ओ ऽ ३म् ॥ ॥ तत्सवितुर्वरेणियोऽम् ॥ भार्गोदेवस्य

मऽमऽमऽम

धीमाही ऽ २ ॥

ममऽमऽ म म गऽ गऽगऽगऽ मऽपऽ म गऽ नऽगऽ

धियोयोनः प्रचा १ २ १ २ ॥ हिम् आ २ ॥ दायो ॥

गऽ रेऽ गाऽनि

ओं ऽ ३ २ ५ ॥ १ ॥

ग रे म

ओऽ३म् ॥

दीर्घ १ ॥ पर्व ६ ॥ मात्रा २ ॥

( २ )

॥ महावामदेव्यम् ॥

॥ कया नः चित्र आ भुवदूती सदावृधः सखा ।
कया शचिष्ठया वृता ॥ २ ॥

॥ गानम् ॥

। रे ऽ साग ।   रेऽ नी नी ऽ ।   नीसा ऽ रेऽ मऽ
॥ ओऽ४मृ ॥   काऽ५ या ॥   नश्वोऽ३ इत्रोऽ३

रेसा ऽ सानी ऽ ।
ओभूवांत् ॥

मऽ ।   मऽगमऽम ग मऽ ।   मऽ ।
ऊ ॥   तीसदावृधः सौ ॥   खौ ॥   औ ऽ ३ होहाइ ॥

म म ऽ ग रे ऽ ग ग ।   रे रे ऽ ग ऽ रे ।   म म ऽ म ग ।
कया ऽ २ ३ शचाइ ॥   ष्ठयौहो ऽ ३ ॥   हिम्मा ऽ २ ॥

म ऽ ग ग ग रे   नी ग ग ।
वोऽ २ तो ऽ ३ ५ हाइ ॥ २ ॥

दीर्घ ६ ॥ पर्व १० ॥ मात्रा १४ ॥

( ३ )

॥ ज्येष्ठ सामन् ॥ आज्यदोहम् ॥

मूर्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृत आ जातमग्निम् ॥
कविं सम्राजमतिथिं जनानामासन्नः पात्रं जनयन्त देवाः ॥३॥

॥ गानम् ॥

॥ ओऽ३म् ॥ हाउ, हाउ, हाउ ॥ ओऽज्यदोहम् ॥
ओऽज्यदोहम् ॥ ओऽज्यदोहम् ॥ मूर्धानंदाइ ॥ वोऽ३अरं ॥
तिंपृथिव्याः ॥ वैश्वानराम ॥ ऋतं आ ॥ जातमग्निम ॥
कविं सम्रा ॥ जाऽ३मति ॥ थिंजनानाम् ॥ आसन्नःपा ॥
त्रों.ऽ २ ० जन ॥ यंतदेवाः ॥

गऽग गऽग, गऽग। गऽ रे साऽ नी। गऽ रे साऽ नी।
हाँउ, हाँउ, हाँउ ॥ औज्यैंदोहम् ॥ औज्यैंदोहम्॥

गऽरे साऽ नीनीनी। नी। गऽ। गऽग म गऽ। गऽ।
औज्यैदोऽपंहाउ ॥ वा ॥ ए ॥ औज्यदोहम् ॥ ए॥

गऽ ग म गऽ गऽ। गऽ म मरेऽ गऽ रेऽ सा ऽ नीऽ
औज्यदोहम् ॥ ए ॥ औज्यदोहा ऽ २ ३ ४ ५ म् ॥ ३ ॥

॥ ओ ऽ ३ म् ॥

( ४ )

॥ गौतमस्य पर्कम् ॥

॥ अग्न आयाहि वीतये गृणानो हव्यदातये ॥
नि होता सत्सि बर्हिषि ॥ ४ ॥

॥ गानम् ॥

। सा ऽ नी रे ॥ सा सा सा। ग ऽ ग ऽ ग ऽ रे म म म म ऽ ग ग।
॥ ओऽग्नम् ॥ ओग्नाइ ॥ आयाहिऽ ३ वोइतोयाऽ २ इ ॥

म म ऽ ग ग
तोयाऽ २ इ ॥

# દૈવત-સંહિતાનું મુદ્રણ અને પ્રકાશન

અનુવાદક : મહેન્દ્રકુમાર દેસાઈ બી. એ.

વેદોની સર્વ સંહિતાઓનું મુદ્રણ 'સ્વાધ્યાય-મંડળ' દ્વારા થઈ રહ્યું છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની સંહિતાઓ છપાઈ ગઈ છે. પ્રત્યેક શાખાની જે જે અનેક સંહિતાઓ પ્રાપ્ત થતી જાય છે તે સર્વેનું ક્રમશઃ મુદ્રણ થનાર છે. શાખા-ઉપશાખાની સંહિતાઓ મળી એક મોટો સંહિતા-સંગ્રહ થશે. તે સર્વનો ઊંડો અભ્યાસ કરવો એટલે અતિ દુષ્કર, કઠિન કાર્ય થઈ પડે. એના ઉપાય માટે-આ આવશ્યક વિષય પર ઘણા વર્ષોના વિચારમંથન પછી અમે એ નિશ્ચય પર આવ્યા છીએ કે જો સઘળી સંહિતાઓના મંત્રસંગ્રહની એક 'દૈવત-સંહિતા' તૈયાર કરવામાં આવે અને તેમાંથી પુનરુક્ત સૂક્ત તથા મંત્રોને બાતલ કરવામાં આવે તો તે 'દૈવત-સંહિતા' નાના કદની તથા પ્રત્યેક વાંચકને માટે સરલ, સુગ્રાહ્ય થઈ પડે.

## દૈવત-સંહિતાનું સ્વરૂપ

દૈવત-સંહિતાનાં સ્વરૂપ વિષે અત્રે જણાવવું આવશ્યક છે. પ્રથમ તો પ્રત્યેક વાંચકે સમજવું જોઈએ કે વેદની સંપૂર્ણ સંહિતાઓમાં જે જ્ઞાન અપ્યું છે, તે દેવતાઓનાં વર્ણન દ્વારા આપવામાં આવ્યું છે. પ્રત્યેક સૂક્ત અને પ્રત્યેક મંત્રના કોઈ એક (અધિષ્ઠાતા) દેવતા નિશ્ચિત હોય છે, અને એ દેવતાનાં (?)

વર્ણન છે, ઈન્દ્ર સૂકતોમાં ક્ષત્રિયો માટે ઉપદેશ છે. બ્રહ્મણસ્પતિ સૂકતોમાં બ્રાહ્મણો માટે ઉપદેશ છે, એ પ્રમાણે વાંચકે સમજવા પ્રયત્ન કરવો જોઇએ.

**यस्य वाक्यं स ऋषिः ।**
**या तेन उच्यते सा देवता ॥**

જેનું જે વાકય હોય છે તે તેના ઋષિ છે, અને ( तेन ) **તે ઋષિએ જે શબ્દ દ્વારા તે દેવતાનું ( उच्यते ) ઉચ્ચારણ-વર્ણન કર્યું હોય છે**, તે તે મંત્રના દેવતા છે, અથવા તો, દેવતા મન્ત્રમાં ઘણુંખરું ( उच्यते ) -કહેલા હોય છે, તેથી સૂકતો અને મંત્રોનાં દર્શનથી તેમાં ઋષિએ કહેલા દેવતાનો પત્તો સત્વર લાગી શકે છે. મંત્રમાં કે સૂકતમાં દેવતા, ઋષિદ્વારા કહેવાય છે. જેમણે વેદ મંત્રનો સૌથી પ્રથમ ઉચ્ચાર કર્યો, તેમણે દેવતા વાચક પદનો પણ ઉચ્ચાર તેજ સમયે કર્યો છે.

## માનવ ધર્મનો ઉપદેશ

આ દેવતાઓનાં વર્ણન દ્વારા વેદ-મનુષ્યોને માનવ ધર્મનો ઉપદેશ કરે છે. વેદ દ્વારા માનવ ધર્મ સંબંધી જ્ઞાન સંપાદન કરવાની આ જ પ્રાચીન પદ્ધતિ છે. આ પદ્ધતિ અતિ સુગમ અને અતિ સરલ છે. વળી જો આ પદ્ધતિ પ્રમાણે વેદનું અધ્યયન કરવામાં આવે, તો મનુષ્યને વેદ-ધર્મનું જ્ઞાન સુગમતાથી પ્રાપ્ત થઇ શકે છે.

આજે તો અજ્ઞાની લોકોએ અનેક દિવાલો ઉભી કરીને વેદને અતિ દુર્ગમ યા દુર્બોધ બનાવી દીધા છે. આ સર્વ સ્ખલનો દૂર કરવાં જોઇએ, અને વેદનો શુદ્ધ સ્વરૂપમાં અભ્યાસ થવો જોઇએ. એમ થવાથી સાધારણ સંસ્કૃત જાણનાર વાંચક પણ

ममऽमऽम। गमममऽगग। मममगग। ममगऽममऽगरें।
गैणानोह्॥ व्यादातोयाऽ२इ॥ तोयाऽ२इ॥ नाइहोतासाऽ२३॥

मऽ गगरेऽगऽरेऽसाऽनीऽनीऽनी। रेऽगऽरे साऽनीऽ।
रसोऽ२ इयाऽ२३४ औहोवा॥ होऽ२३४ पा॥४॥

॥ दी० ७॥ प० ९॥ मा० ९॥

( ५ )

## ॥ तार्क्ष्यम्-प्रथमम्॥

त्यमूषु वाजिनं देवजूतं सहोवानं तरुतारꣳरथानाम्॥
अरिष्टनेमिं पृतनाजमाशुꣳस्वस्तये तार्क्ष्यमिहाहुवेम॥५॥

॥ गानम्॥

१नी ऽ धसा। नीनीऽनी। गऽग। रेऽगऽरेऽसाऽनीऽ
॥औऽ६ मूँ॥ त्यमू-षु॥ वाँजि॥ नाँऽ२३४६ म्।

गगगऽरेऽ गऽरेसाऽ। नीनीऽरेगम। गगऽरे।
देवजूतोऽ२३४ म्॥ सहो वानिंतो॥ रुताऽ३॥

ग ऽ रेऽसाऽनीऽ। ग ग ग ऽरेऽमऽरेऽसाऽनीऽ।
रैंछ रैयोनाम् ॥ आंरिष्टऽनो ऽ २ ३ ४ इमाम् ॥

ग ग ग ऽ रेसा रे ग रेऽनी। ग म। म म
पूतैना ऽ ३ ४ ३ जैमांशूम् ॥ स्वैस्ते ॥ याइ ॥

म ऽ ग रे ग ऽ रेसा रे। ग ऽ रेसाऽनी नी नी ऽ ध ऽ नी ध ऽ।
तार्क्ष्यमिहां ऽ३ ४३॥ हूं ऽ रे वाँ ऽ५ इमा ऽ ६ ५ ६॥८॥

॥ दीर्घ ८ ॥ पर्व १३ ॥ मात्रा ८।

( વર્ષ ૧૯, અંક ૧૦, પાન ૮૧૧ )

---

# દૈવત–સંહિતાનું મુદ્રણ અને પ્રકાશન

અનુવાદક : મહેન્દ્રકુમાર દેસાઈ બી. એ.

વેદોની સર્વ સંહિતાઓનું મુદ્રણ 'સ્વાધ્યાય–મંડળ' દ્વારા થઇ રહ્યું છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની સંહિતાઓ છપાઇ ગઈ છે. પ્રત્યેક શાખાની જે જે અનેક સંહિતાઓ પ્રાપ્ત થતી જાય છે તે સર્વનું ક્રમશઃ મુદ્રણ થનાર છે. શાખા–ઉપશાખાની સંહિતાઓ મળી એક મોટો સંહિતા–સંગ્રહ થશે. તે સર્વનો ઊંડો અભ્યાસ કરવો એટલે અતિ દુષ્કર, કઠિન કાર્ય થઇ પડે. એના ઉપાય માટે–આ આવશ્યક વિષય પર ઘણા વર્ષોના વિચારમંથન પછી અમે એ નિશ્ચય પર આવ્યા છીએ કે જો સઘળી સંહિતાઓના મંત્રસંગ્રહની એક 'દૈવત–સંહિતા' તૈયાર કરવામાં આવે અને તેમાંથી પુનરુકત સૂકત તથા મંત્રોને બાતલ કરવામાં આવે તો તે 'દૈવત–સંહિતા' નાના કદની તથા પ્રત્યેક વાંચકને માટે સરલ, સુગ્રાહ્ય થઈ પડે.

## દૈવત–સંહિતાનું સ્વરૂપ

દૈવત–સંહિતાનાં સ્વરૂપ વિષે અત્રે જણાવવું આવશ્યક છે. પ્રથમ તો પ્રત્યેક વાંચકે સમજવું જોઇએ કે વેદની સંપૂર્ણ સંહિતાઓમાં જે જ્ઞાન આપ્યું છે, તે દેવતાઓનાં વર્ણન દ્વારા આપવામાં આવ્યું છે. પ્રત્યેક સૂકત અને પ્રત્યેક મંત્રના કોઇ એક ( અધિષ્ઠાતા ) દેવતા નિશ્ચિત હોય છે, અને એ દેવતાનાં વર્ણનદ્વારા વેદજ્ઞાનનું દાન કરે છે. બધી સંહિતાઓની જ્ઞાન આપવાની આજ પદ્ધતિ છે. દા. ત. ઔષધિ–સૂકતોમાં દવાઓનું

વર્ણન છે, ઈન્દ્ર સૂક્તોમાં ક્ષત્રિયો માટે ઉપદેશ છે. બ્રહ્મણસ્પતિ સૂક્તોમાં બ્રાહ્મણો માટે ઉપદેશ છે, એ પ્રમાણે વાંચકે સમજવા પ્રયત્ન કરવો જોઇએ.

यस्य वाक्यं स ऋषिः ।
या तेन उच्यते सा देवता ॥

જેનું જે વાક્ય હોય છે તે તેના ઋષિ છે, અને ( तेन ) તે ઋષિએ જે શબ્દ દ્વારા તે દેવતાનું ( उच्यते ) ઉચ્ચારણ-વર્ણન કર્યું હોય છે, તે તે મંત્રના દેવતા છે, અથવા તો, દેવતા મન્ત્રમાં ઘણુંખરૂં ( उच्यते ) -કહેલા હોય છે, તેથી સૂક્તો અને મંત્રોનાં દર્શનથી તેમાં ઋષિએ કહેલા દેવતાનો પત્તો સત્વર લાગી શકે છે. મંત્રમાં કે સૂક્તમાં દેવતા, ઋષિ દ્વારા કહેવાય છે. જેમણે વેદ મંત્રનો સૌથી પ્રથમ ઉચ્ચાર કર્યો, તેમણે દેવતા વાચક પદનો પણ ઉચ્ચાર તેજ સમયે કર્યો છે.

## માનવ ધર્મનો ઉપદેશ

આ દેવતાઓનાં વર્ણન દ્વારા વેદ-મનુષ્યોને માનવ ધર્મનો ઉપદેશ કરે છે. વેદ દ્વારા માનવ ધર્મ સંબંધી જ્ઞાન સંપાદન કરવાની આ જ પ્રાચીન પદ્ધતિ છે. આ પદ્ધતિ અતિ સુગમ અને અતિ સરલ છે. વળી જો આ પદ્ધતિ પ્રમાણે વેદનું અધ્યયન કરવામાં આવે, તો મનુષ્યને વેદ-ધર્મનું જ્ઞાન સુગમતાથી પ્રાપ્ત થઇ શકે છે.

આજે તો અજ્ઞાની લોકોએ અનેક દિવાલો ઉભી કરીને વેદને અતિ દુર્ગમ યા દુર્બોધ બનાવી દીધા છે. આ સર્વ સ્થાનો દૂર કરવાં જોઇએ, અને વેદનો શુદ્ધ સ્વરૂપમાં અભ્યાસ થવો જોઇએ. એમ થવાથી સાધારણ સંસ્કૃત જાણનાર વાંચક પણ

વેદનો સારી પેઠે અભ્યાસ કરી શકશે, સમજી શકશે અને પોતાનું કર્તવ્ય શું છે તે જાણી શકશે.

કોઇ પણ વેદની સંહિતામાં આજે આપ જો નજર કરશે તો તેમાં અગ્નિ વિગેરે દેવતાઓના મંત્ર અહીં તહીં અસ્તવ્યસ્ત વ્યાપ્ત થએલા જણાશે. થોડાંક સૂક્ત પ્રથમ મંડળમાં અને એવાંજ અન્ય મંડળોમાં વીખરાયલાં પડયાં છે, અને અન્યાન્ય સંહિતાઓમાં પણ એવી જ રીતે અવ્યવસ્થા જણાશે. આથી અગ્નિના વિષયમાં કે ઇન્દ્રના વિષયમાં–કોઈ વિષય સંબંધી વેદ શી શી માહિતી અને શું જ્ઞાન આપી રહ્યા છે, તે પૂર્ણ સ્વરૂપમાં પાઠકો સમક્ષ ખડું થતું નથી. સાધારણ વાચક અહીં તહીં વીખરાએલા સૂક્તોનું યોગ્ય અનુસંધાન નહિ કરી શકવાથી, વેદ દ્વારા માનવ ધર્મ પરત્વે માહિતી પણ મેળવી શકતો નથી.

## દેવતાવાર મંત્રસંગ્રહનું મહત્ત્વ

દેવતાઓનાં વર્ણન દ્વારા વેદ માનવધર્મનું જ્ઞાન આપે છે તે સત્ય છે. અને દેવતાઓના મન્ત્ર વેદની વિવિધ સંહિતાઓમાં છૂટા છૂટા વિખરાએલા પડ્યા છે, તે પણ સત્ય છે. આ બે સાચી વાતો પર વિચાર કરનાર સત્વર કહી શકશે કે, આ વિવિધ વિખરાએલા મન્ત્રોને, દેવતાઓનાં શિર્ષક નીચે એકત્રિત કરીને અગ્નિના, ઇન્દ્રના, સૂર્યના, મિત્રાવરૂણોના મન્ત્રો જે તે દેવતાના પ્રકરણમાં યોગ્યસ્થાને સંગ્રહિત કરવામાં આવે, તો સૌઓનો એકઠો વિચાર કરવાનું શકય બને અને વૈદિક ધર્મનું જ્ઞાન શીઘ્રતાથી પ્રાપ્ત થઈ શકે.

આ અતિ સરળ અને સાચી હકીકત, જે પૂર્વે કોઇએ પણ કહી નથી, તે વૈદિકધર્મની સુબોધતા માટે અમે કહેવા માગીએ છીએ. અમે સકલ વેદોની સંહિતાઓના મંત્રોનો અગ્નિ,

ઇત્યાદિ દેવતાઓનાં પ્રકરણાનુસાર વ્યવસ્થાપૂર્વક સંગ્રહ કર્યો એનું નામ "દૈવતસંહિતા" રાખ્યું છે. આ પુસ્તકમાં, નિના બધા મંત્રો એક પ્રકરણમાં, ઇન્દ્રના મંત્રો બીજા પ્રક માં, વાયુના ત્રીજા પ્રકરણમાં, એમ પ્રકરણવાર ગોઠવણી કરેલી આ પ્રમાણે દેવતાનુસાર મંત્રસંગ્રહ કરવાથી, દરેકે દરેક વિદ્વાન જિજ્ઞાસુ. એકે એક દેવતાના મંત્રોનું મનન-વિના પરિશ્રમે-ા શ્રમથી કરી શકશે અને સત્સંગ સાધી શકશે તથા માનવ ે સંબંધી જ્ઞાન સરળતાથી સંપાદન કરી શકાશે. વેદમંત્રોને યો અર્થ-સાથો અન્વય-જાણવાની આ જ અતિ સરલ તે છે.

આ સંગ્રહકાર્યમાં, અમે ચારે વેદોમાં જે એજ પ્રમાણેનો તોનો ક્રમ સાચવી રાખ્યો છે. એટલે કે ઋગ્વેદમાં જે ક્રમથી ગ્નિમંત્ર આવે છે, તેજ ક્રમ અહીં પણ રાખેલો છે, ત્યારપછીથી જા વેદોના મંત્ર રાખ્યા છે. પુનરુક્ત સૂક્ત કે મંત્રને ગ્રાહ્ય ન કરતાં, નના જે તે સ્થાન પર તે પુનરુક્ત મંત્ર હોવાનું સૂચન કર્યું , કારણ કે તે પ્રથમ આગળ આવી ગયેલા હોય છે, તેથી તે થમ સ્થાનનું ત્યાં સૂચન કરેલું છે.

## કુલ મંત્ર સંખ્યા

ઋગ્વેદના ૧૧૦૦૦ કુલ મંત્ર, યજુર્વેદમાંથી ( ૬૦૦ પુનરુક્ત ાદ કરતાં શેષ ) ૧૨૦૦ મંત્ર, સામવેદના (૧૭૦૦ પુનરુક્ત મંત્ર ાદ કરતાં બાકી) ૭૫ મંત્ર, અથર્વવેદના (૨૦૦૮ પુનરુક્ત જતાં) ૦૦૦ મંત્ર તથા અન્ય સંહિતાઓના કેટલાક મંત્રો મળી કમમાં મે વીસહજારની સંખ્યા થાય છે. છપાયા પછી મંત્ર સંખ્યાનો યોક્કસ આંકડો માલમ પડશે. પરંતુ અમારા ખ્યાલ પ્રમાણે ૧૬૦૦૦ થી ૨૦૦૦૦ સુધી મંત્રોની સંખ્યા હશે.

દાન

છાપવાનું કાર્ય હવે શરૂ કરવાનું છે. અજમેર નિવાસી શ્રી પં. નાથુરામ શર્માજી પેન્શનર તરફથી આ શુભ કાર્ય માટે ૨૦૦૦) બે હજાર રૂપિયાનું દાન મળ્યું છે. જેથી કાર્યની શરૂઆત થઇ ચૂકી છે. જેટલું બને તેટલું જલદી અને શીઘ્ર આ કાર્ય પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન છે. આ મુદ્રણ–છાપકામની બાબતમાં નીચે લખેલા નિયમો નક્કી કર્યા હોય, આપ સર્વની વિચારણા અને સંમતિ મેળવવા માટે અત્રે રજુ કરીએ છીએ.

## દૈવત સંહિતાની રચના

( ૧ ) દૈવતસંહિતાનું પ્રથમ પ્રકાશન તો સ્વર–વિહીન કરવાનું નક્કી કર્યું છે. કારણ કે, દરેક મનુષ્ય સ્વરચિન્હ હોવા છતાં પણ, સ્વરોચ્ચારણ યથોચિત્ રીતે કરી શકતો નથી. ગુરૂપરંપરાથી જ એ સ્વરોચ્ચારણ-શિક્ષણ મળે તો જ શુદ્ધોચ્ચાર થઇ શકે. મંત્રોની ઉપર નીચે સ્વરચિન્હ મુદ્રિત કરવાથી પણ, તેનો કોઇનાય મંત્રોચ્ચારણ માટે ઉચિત ઉપયોગ થતો નથી. કેવળ સ્વરચિન્હોને જોઇને જ કોઇપણ મનુષ્ય વેદમંત્રોના સ્વરિત, ઉદાત્ત, અનુદાત્ત વગેરે સ્વરોનો સ્પષ્ટ ઉચ્ચાર કરી શકશે એ અસંભવિત છે.

કોઈ કોઇ સ્થળે અર્થ–જ્ઞાન માટે સ્વરોનો ઉપયોગ થાય છે, પરંતુ એવાં સ્થાન બહુજ થોડાં છે અને જ્યાં એવો અર્થ–સંદેહ શક્ય છે, ત્યાં સ્વરસહિત સંહિતા અને સ્વરસહિત પદપાઠ છાપ્યા છે એટલે ત્યાં શંકાનું સમાધાન ( નિરસન ) થઇ શકે છે. આથી આ દૈવતસંહિતામાં કોઇપણ વેદના સ્વરચિન્હો નહી રાખવાથી કોઇ નુકસાન થતું નથી. અને કદાચ આગળ ઉપર તે ચિન્હોની જરૂરિયાત આવશ્યક જણાશે, તો બીજી આવૃત્તિ વખતે તે સ્વર-

ચિન્હો ક્યાં છાપી શકાય તેમ નથી ! માટે પ્રથમ આવૃત્તિનો આ ગ્રંથ-સ્વરવિહીન સ્થિતિમાં જ પ્રકટ કરવાનો સંકલ્પ કર્યો છે.

( ૨ ) દેવતાસૂચક શબ્દો તેમાં મોટા અક્ષરોમાં છાપ્યાં છે, જેથી જે તે મંત્રમાં આવતા દેવતા તથા વેદોક્ત દેવતાનું જ્ઞાન સહજ થઇ શકે. સૂક્તના દેવતા અને મંત્રની અંદર (સામેલ થએલા) આવતા દેવતા પણ તે જ પ્રમાણે (મોટા) સ્થૂલ અક્ષરોથી જ ઓળખાઇ શકશે. મંત્રમાં જે ઋષિવાચક શબ્દ આવે છે તેના ઓધાર્યે ... ... ... આવું ચિન્હ તે તે પદો નીચે કર્યું છે.

( ૩ ) એક ઋષિના નામે જેટલા મંત્ર છે તે બધા એકત્ર કર્યો છે. તેથી એક વાર ઋષિનું નામ નિર્દેશ કર્યા પછી, તે નામની પુનરુક્તિ કરેલી નથી. જ્યાં બીજા ઋષિનું નામ આવે, ત્યાં પહેલાનો મંત્ર સમાપ્ત થયો, એવી સમજ રાખી છે.

( ૪ ) દેવતાવાર મંત્રસંગ્રહ કર્યો હોઇ, તથા મંત્રમાં દેવતાદર્શક પદનો સૂચક સંકેત કરેલો હોઇ, દરેક સૂક્તમાં ફરી ફરી દેવતાનિર્દેશ કરેલો નથી. કારણ કે મંત્ર જોતાં જ પાઠકોને દેવતાજ્ઞાન તથા મંત્રાન્તર્ગત દેવતાનું જ્ઞાન થતું હોય છે. તેથી સૂક્ત પર દેવતાને દર્શાવવાનો હેતુ રહેતો નથી.

( ૫ ) પ્રત્યેક સૂક્તનું ઋગ્વેદ યા ઇતર વેદમાંનું આવશ્યક ચોક્કસ સ્થાન બતાવ્યું છે, પાઠભેદ નીચે ટિપ્પણ પણ આપ્યું છે તથા પુનરુક્ત મંત્રભાગનાં સ્થાન પણ બતાવ્યાં છે. તેથી જરૂર જણાયે વાંચક આ મંત્રોને મૂળ સંહિતામાંથી શોધી કાઢી શકે તથા તે સ્થળેથી સ્વરાદિ વિવરણ પણ જાણી શકે.

( ૬ ) જે મંત્રો ઋગ્વેદમાં આવે છે તેનાં મૂળ ઋગ્વેદના પાઠને જ મુખ્ય માની આપ્યાં છે, અને અન્ય વેદના પાઠભેદ

**દાન**

છાપવાનું કાર્ય હવે શરૂ કરવાનું છે. અજમેર નિવાસી શ્રી. પં. નાથુરામ શર્માજી પેન્શનર તરફથી આ શુભ કાર્ય માટે ૨૦૦૦) બે હજાર રૂપિયાનું દાન મળ્યું છે. જેથી કાર્યની શરૂઆત થઇ ચૂકી છે. જેટલું બને તેટલું જલદી અને શીઘ્ર આ કાર્ય પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન છે. આ મુદ્રણ–છાપકામની બાબતમાં નીચે લખેલા નિયમો નક્કી કર્યા હોઇ, આપ સર્વની વિચારણા અને સંમતિ, મેળવવા માટે અત્રે રજુ કરીએ છીએ.

## દૈવત સંહિતાની રચના

( ૧ ) દૈવતસંહિતાનું પ્રથમ પ્રકાશન તો સ્વર–વિહીન કરવાનું નક્કી કર્યું છે. કારણ કે, દરેક મનુષ્ય. સ્વરચિન્હ હોવા છતાં પણ સ્વરોચ્ચારણ યથોચિત્ રીતે કરી શકતો નથી. ગુરૂપરંપરાથી જ આ સ્વરોચ્ચારણ-શિક્ષણ મળે તો જ શુદ્ધોચ્ચાર થઇ શકે. મંત્રોના ઉપર નીચે સ્વરચિન્હ મુદ્રિત કરવાથી પણ, તેનો કોઇનાય મંત્રોચ્ચારણ માટે ઉચિત ઉપયોગ થતો નથી. કેવળ સ્વરચિન્હોને જોઇને જ કોઇપણ મનુષ્ય વેદમંત્રોના સ્વરિત, ઉદાત્ત, અનુદાત્ત વગેરે સ્વરોનો સ્પષ્ટ ઉચ્ચાર કરી શકશે એ અસંભવિત્ છે.

કોઈ કોઇ સ્થળે અર્થ–જ્ઞાન માટે સ્વરોનો ઉપયોગ થાય છે, પરંતુ એવાં સ્થાન બહુજ થોડાં છે અને જ્યાં એવો અર્થ–સંદેહ શકય છે, ત્યાં સ્વરસહિત સંહિતા અને સ્વરસહિત પદપાઠ છાપ્યા છે એટલે ત્યાં શંકાનું સમાધાન ( નિરસન ) થઇ શકે છે. આથી આ દૈવતસંહિતામાં કોઇપણ વેદના સ્વરચિન્હો નહી રાખવાથી, કોઇ નુકસાન થતું નથી. અને કદાચ આગળ ઉપર તે ચિન્હોની જરૂરિયાત આવશ્યક જણાશે, તો બીજી આવૃત્તિ વખતે તે સ્વર-

ચિન્હો કર્યાં છાપી શકાય તેમ નથી ? માટે પ્રથમ આવૃત્તિનો આ ગ્રંથ–સ્વરવિહીન સ્થિતિમાં જ પ્રકટ કરવાનો સંકલ્પ કર્યો છે.

( ૨ ) દેવતાસૂચક શબ્દો તેમાં મોટા અક્ષરોમાં છાપ્યાં છે, જેથી જે તે મંત્રમાં આવતા દેવતા તથા વેદોક્ત દેવતાનું જ્ઞાન સહજ થઇ શકે. સૂકતના દેવતા અને મંત્રની અંદર ( સામેલ થએલા ) આવતા દેવતા પણ તે જ પ્રમાણે ( મોટા ) સ્થૂલ અક્ષરોથી જ ઓળખાઇ શકશે. મંત્રમાં જે ઋષિવાચક શબ્દ આવે છે તેના બોધાર્થે ... ... ... આવું ચિન્હ તે તે પદો નીચે કર્યું છે.

( ૩ ) એક ઋષિના નામે જેટલા મંત્ર છે તે બધા એકત્ર કર્યા છે. તેથી એક વાર ઋષિનું નામ નિર્દેશ કર્યા પછી, તે નામની પુનરુક્તિ કરેલી નથી. જ્યાં બીજા ઋષિનું નામ આવે, ત્યાં પહેલાનો મંત્ર સમાપ્ત થયો, એવી સમજ રાખી છે.

( ૪ ) દેવતાવાર મંત્રસંગ્રહ કર્યો હોઇ, તથા મંત્રમાં દેવતા-દર્શક પદનો સૂચક સંકેત કરેલો હોઇ, દરેક સૂકતમાં ફરી ફરી દેવતાનિર્દેશ કરેલો નથી. કારણ કે મંત્ર જોતાં જ પાઠકોને દેવતા-જ્ઞાન તથા મંત્રાન્તર્ગત દેવતાનું જ્ઞાન થતું હોય છે. તેથી સૂકત પર દેવતાને દર્શાવવાનો હેતુ રહેતો નથી.

( ૫ ) પ્રત્યેક સૂકતનું ઋગ્વેદ યા ઇતર વેદમાંનું આવશ્યક ચોક્કસ સ્થાન બતાવ્યું છે, પાઠભેદ નીચે ટિપ્પણ પણ આપ્યું છે તથા પુનરુક્ત મંત્રભાગનાં સ્થાન પણ બતાવ્યાં છે. તેથી જરૂર જણાયે વાંચક આ મંત્રોને મૂળ સંહિતામાંથી શોધી કાઢી શકે તથા તે સ્થળેથી સ્વરાદિ વિવરણ પણ જાણી શકે.

( ૬ ) જે મંત્રો ઋગ્વેદમાં આવે છે તેનાં મૂળ ઋગ્વેદના પાઠને જ મુખ્ય માની આપ્યાં છે, અને અન્ય વેદના પાઠભેદ

નીચે દર્શાવ્યા છે તથા જે મંત્રો ઋગ્વેદમાં નહી હોતાં, અન્ય વેદોનાં છે તે મંત્રોના તે તે વેદના પાઠ ઉપર બતાવ્યા છે અને તેનાં પાઠભેદ નીચે દર્શાવ્યા છે. આ પ્રમાણે, આ એક દૈવતસંહિતાની પ્રાપ્તિથી, સર્વ સંહિતાઓની પ્રાપ્તિનું શ્રેય મેળવી શકાય છે તથા તેના યોગ્ય અર્થ અન્વય થવાથી, સર્વ સંહિતાઓ સમ્બન્ધી અર્થ-જ્ઞાન થઇ શકે છે.

( ૭ ) સામવેદના મંત્રો પર જે અંક હોય છે, તે માત્ર ઋગ્વેદનાં ઉદાત્ત-અનુદાત્ત સ્વરિતનાં જ. ચિન્હો છે. તે અંકોનું અન્ય કોઇ તાત્પર્ય નહીં હોવાથી, સામમંત્રો પર પણ તે. અંકો અત્રે મુદ્રણ કરવામાં આવ્યા નથી. જેમ ઋગ્વેદ-અથર્વવેદના સ્વરચિન્હો નથી આપ્યાં, તેમ-અને તેજ કારણથી-સામવેદનાં સ્વરચિન્હો સાથે તે વેદનાં અક્ષરોચ્ચારણનાં, અનુનાસિક વગેરેનાં પણ અનેક ચિન્હ છે, તે સઘળા અત્રે આપવામાં આવશે નહીં. કારણ કે તે તેની જ શાખાના પોતાના ચિન્હ છે, અને દૈવત-સંહિતા કોઇ પ્રકારે પણ શાખા-સંહિતા થઈ શકે તેમ નથી; આથી જ મંત્રોના શાખાચિન્હ અત્રે આપેલાં ,નથી. અને અર્થ જ્ઞાન માટે તેમનો કોઇ ઉપયોગ નથી. તેથી આ દૈવત સંહિતામાં કોઈ શાખાના ચિન્હ આપવાની આવશ્યકતા પણ ઉભી થતી નથી

( ૮ ) પ્રત્યેક વેદમાં પરિશિષ્ટ હોય છે, તે સંહિતાની માફક પ્રાચીન માનવામાં આવતાં નથી. તેથી આ સંહિતામાં પરિશિષ્ટ સંગ્રહ કરવામાં આવ્યો નથી, પરંતુ જે મંત્ર સંહિતામાં કરવામાં આવ્યા છે,-જેમ વાલખિલ્ય કુન્તાપ આદિ છે-તેમનો સંગ્રહ અહીં કરેલો છે.

( ૯ ) યજુર્વેદમાં ઘણો ખરો ભાગ ગદ્ય છે, જેને યજુ કહેવામાં આવે છે, તેનો પણ સંગ્રહ કર્યો નથી. અહીં તો માત્ર

પાદબદ્ધ છન્દ મંત્રોનોજ સંગ્રહ કર્યો છે, કારણકે યાજુષ ભાગનો યજ્ઞક્રમાનુસાર સંગ્રહ કરી એક સ્વતંત્ર પુસ્તક પ્રકાશિત કરવાનું છે. યાજુષભાગ યજ્ઞપ્રક્રિયાના જ હોય છે અને સર્વ સંહિતાઓથી તેનો અલગ સંગ્રહ કરવો એ યજ્ઞ-વિચારકોના હિતાર્થે ઉચિત અને વધારે વ્યાજબી લાગે છે, તેથી તે ગદ્યભાગનો સંગ્રહ અહીં કરેલો નથી.

( ૧૦ ) બ્રાહ્મણો અને આરણ્યકોમાં પણ એવા અનેક મંત્રો છે કે જે દેવતાસ્તુતિરૂપ છે. પરંતુ તે સંહિતાઓમાં અન્તર્ભૂત થએલા નહીં હોવાથી, તેમનો સંગ્રહ પણ અત્રે આપ્યો નથીઃ એટલે, આ તો માત્ર સંહિતાન્તર્ગત પાદ-બદ્ધ-મંત્ર ભાગોનો જ સંગ્રહ છે.

( ૧૧ ) દરેક મંત્ર, ઘણુંખરૂં તેના છંદાનુસાર પાદ-છેદ કરીને જ છાપવામાં આવશે. કારણ તેમાં છન્દ વિષયક કોઇપણ પ્રકારની શંકા રહેવા પામશે નહીં. સાથે સાથે, જ્યાં પદચ્છેદની સુગમતાપૂર્વક સંભાવના યોગ્ય હશે ત્યાં પદચ્છેદ પણ કરવામાં આવશે. જ્યાં દેવતાનું સંબોધન હશે, ત્યાં (!) આવું ચિન્હ આપવામાં આવશે. જ્યાં વાક્ય પૂર્ણ થતું હશે ત્યાં ( ,;. ) આવું ચિન્હ પણ આપવામાં આવશે. જે સૂક્ત પ્રશ્નોત્તરરૂપે કે સંવાદરૂપમાં હશે, ત્યાં સંવાદદર્શક સંવાદકર્તાનું નામ વગેરે કૌસમાં ( ) મૂકવામાં આવશે, જેથી અર્થબોધ ગ્રહણ કરવામાં સુગમતા થશે.

## નિવેદન

૧ જેની પાસે આ નિવેદનપત્ર જાય, તેઓ કૃપા કરી પોતાની સંમતિ સત્વરે લખી મોકલે. એક માસમાં તો આ કાર્યની શરૂઆત કરી, ચાર પાંચ મહિનામાં તો પુસ્તક ગ્રાહકોનાં હાથમાં પહોંચાડવાની.

ધારણા છે. આપની સંમતિ શીઘ્રતાથી અમારી પાસે આવે તો તે સંબંધી, વિચાર, છપાઇ કામકાજ પદ્ધતિ વગેરે. નિશ્ચિત કરવાનો સમય નક્કી થઇ શકે.

આ નિવેદનપત્રની સાથે "દૈવતસંહિતાના નમૂનાનાં પાન પણ રાખ્યાં છે જે પરથી વાંચક પોતે ટાઇપ, પંકિત–આકાર અને મંત્રસૂક્તોની વ્યવસ્થા વગેરે પ્રકાર સબંધી ખ્યાલ કરી શકશે. આ વિષયમાં કોઇને કાંઇ સૂચના કરવી હોય, તો તેણે જલદીથી કરવી.

૨૦૦૦૦ મંત્રો માટે આશરે એક હજાર પૃષ્ઠનો અંદાજ બાંધ્યો છે ચોકકસ પૃષ્ઠ સંખ્યા, મુદ્રણ વખતે ચોક્કસ ખબર પડશે. બધા વેદોના આ મંત્રસંગ્રહનું મૂલ્ય ૬) છ રૂપીયા પડશે. પણ પ્રથમથી મૂલ્ય આપનારને અમે માત્ર ૩) ત્રણ રૂપિયામાં આપીશું. પોસ્ટખર્ચ એક રૂપિયો અથવા રેલ્વેખર્ચ ૦–૮–૦ આઠ આના પડશે. પોસ્ટખર્ચ તથા મોકલવાનો ખર્ચ ગ્રાહકોની જવાબદારી પર છે. આ એકજ દૈવતસંહિતાનું પુસ્તક ખરીદવાથી સર્વ વેદોનાં પુસ્તક ખરીદવાનું શ્રેય મળશે; કારણ કે સર્વ વેદ–મંત્રોનો સંગ્રહ તેમાં કરવામાં આવેલો છે. કોઇ પણ મંત્ર આમાં મૂકી દેવામાં આવ્યો નથી.

## સંપૂર્ણ 'વેદ'

આ એક 'સંપૂર્ણ વેદ' બનશે. જે મૂળ વેદરાશીના સર્વ શાખાગ્રંથ આખા જગતમાં ફેલાયા છે, તે મૂળ વેદરાશી આ બનશે. કારણ કે સર્વ વેદોના પાદબદ્ધ મંત્ર એમાં લીધેલા છે. બધાં જ મંત્રો અહીં દેવતા પ્રકરણાનુસાર સંગ્રહિત કરેલા છે. તેની ઉપયોગીતા તો એ છે કે અભ્યાસ માટે તે સુબોધ હશે, પાસે રાખવા માટે કદમાં નાનું હશે અને મનન કરવા માટે ઘણું સહાયક બનશે.

પ્રથમ આવૃત્તિમાં તો અમે માત્ર બે હજાર પ્રત છાપવાનો વિચાર કર્યો છે. પ્રથમથી ગ્રાહકથી સંખ્યા વધે, તો વધારે છાપીશું.

માટે જ ગ્રાહક અમોને પ્રથમથી મૂલ્ય મોકલી આપી પુસ્તક મેળવી લે. છપાયા પછી–છાપતી વખતે પણ–તેની કિંમત વધી જશે.

## દેવતાવાર પ્રકરણ

જે ગ્રાહકો દેવતાવાર અલગ અલગ પુસ્તક માગતા હશે, તેમને પ્રત્યેક દેવતાના પ્રકરણ છપાઇ તૈયાર થતાંજ વિનાવિલંબે મોકલી આપવામાં આવશે. જેઓને બધાજ ગ્રંથો એક સાથે લેવાની ઇચ્છા હશે તેમને દૈવતસંહિતાનો ગ્રંથ તૈયાર થયે તુરત જ મોકલવામાં આવશે.

પ્રત્યેક દેવતાનો સજિલ્દ ગ્રથ જેમને જોઇતો હશે તેમણે પ્રતિ પુસ્તકના આઠ આના જલદીને માટે મોકલવા પડશે.

અભ્યાસ કરતી વખતે, કોઇ વિચાર કે ચિંતન પુસ્તક પર લખવાને જેઓ જિજ્ઞાસુઓ હોય છે તેમને માટે એકબાજુ મંત્ર અને બીજી બાજુ કોરો કાગળ–એવું એક બાજુ કોરા કાગળવાળું છાપેલું પુસ્તક આપવામાં આવશે. તેવા પુસ્તક માટે રૂ. ૩) ત્રણ રૂપિયા અધિક મૂલ્ય પડશે. પરંતુ જેઓ પ્રથમથી જ આ પ્રમાણે માગણી કરશે તેમને જ આવા પુસ્તકો તૈયાર કરાવી પહોંચાડવાની વ્યવસ્થા થઇ શકશે. કારણ કે જેટલી સંખ્યાની માગણી હશે તેટલી જ પ્રતો અમે માગણી પ્રમાણેની રીતે છાપીશું, વધારે નહિ.'

વેદજ્ઞાન સુગમતાથી પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ભાવિકો આ પુસ્તકના જલદી ગ્રાહક બની લાભ ઉઠાવશે તો જ તેમને આ પુસ્તક મળી શકશે.

નિવેદક

**શ્રીપાદ દામોદર સાતવળેકર**

પ્રમુખ. સ્વાધ્યાય મંડળ

( વર્ષ ૨૦, અંક ૫, પાન ૩૦૭ )

---

व्रतपर्व ( = પ્રપાઠક ૪. ૧–૫. ૨ ) शुक्रियपर्व (= પ્રપાઠક૬ ) परिशिष्ट–મહાનામ્ની ઋચાઓના સામ.

ઊહગાન તથા ઊહ્યગાન નામના બે અન્તિમ ગાનગ્રંથ ઉત્તરાર્ચિકથી સંબદ્ધ છે. ઊહ્યગાનનું મૂળ Bib. Vol. ના Vol. III થી Vol. V પૃ. ૩૮૦ સુધી અને Vol. V ના પૃ. ૬૦૨ થી ૬૭૩ સુધી મુદ્રિત છે. * સર્વ સામોની ક્રમબદ્ધ સૂચી Vol. V. ભૂમિકા. પૃ. ૮ થી ૯ પર્યંત મુદ્રિત છે.

ઊહ્યગાન Vol. V ના પૃ. ૩૮૧ થી ૬૦૦ પર્યન્ત મુદ્રિત છે. + બન્ને ગાનોમાંથી પ્રત્યેક સાત પર્વોમાં વિભક્ત છે— १ दशरात्रपर्व, २ संवत्सरपर्व, ३ एकाहपर्व, ४ अहीनपर्व, ५ सत्रपर्व, ६ प्रायश्चित्तपर्व, ७ क्षुद्रपर्व. આ ઉપરાંત ઊહગાનમાં ૨૩ પ્રપાઠક છે અને ઊહ્યગાનમાં ૬ પ્રપાઠક છે. ઊહગાનનું ૯મું, ૨૧ મું, તથા ૨૩ મું પ્રપાઠક ત્રણ ત્રણ ભાગમાં વિભકત છે, જ્યારે શેષ પ્રપાઠકો બે બે ભાગમાં વિભક્ત છે. ઊહગાન તથા ઉહ્યગાન બન્ને સોમયાગના અભ્યાસમાં સામગાયકોના કામમાં આવે છે. આ કારણથી સામોને ક્રમ પણ, ( અને તેને સંબંદ્ધ ઉત્તરાર્ચિકની યોનિ પણ ) જેના સર્વનામ સામવેદ સંહિતાના પહેલા બે ભાગમાં ( पूर्वार्चिक તથા आरण्यक संहिता ) આપવામાં આવ્યા છે એનાથી બિલકુલ ભિન્ન છે.

---

* વાસ્તવમાં તો Vol. V ના ૩૫૧ ૫૪ સુધી, કારણ કે અપ્રતિરથ-ગાન વાસ્તવમાં છન્દોગ-વિધિ સાથે સંબદ્ધ નથી.

+ બન્ને ગાનગ્રંથોના સામની એક મહત્ત્વપૂર્ણ સૂચિ છપામાં પ્રકાશિત सामप्रतिशाख्य ( અર્થાત્-फुल्लसूत्र ) પ્રપાઠક ૧ તથા ૨ માં આપવામાં આવી છે, જ્યાં સામોનાં નામ, સંક્ષિપ્તમાં આપવામાં આવ્યાં છે. Bibl. Ind ના S. V. સંસ્કરણમાં ઊહ તથા ઊહ્યગાનોના સામ મળવા અત્યંત કઠિન છે કારણ કે સૂચિમાં ઘણી અશુદ્ધિઓ છે.

હવે આપણે જોઇશું કે પાછલા બે ગાનગ્રંથોનો પહેલા બે ગાનગ્રંથો સાથે શું સંબન્ધ છે, તથા પૂર્વાર્ચિકનો ઉત્તરાર્ચિક સાથે અને ઊહગાનનો ઉહ્યગાન સાથે શું સંબંધ છે.

ઊહગાનનો અસલ ઉદ્દેશ્ય તદ્દન સ્પષ્ટ છે–યજ્ઞક્રિયામાં જે ક્રમથી સામનો ઉપયોગ થાય છે તેજ ક્રમમાં તે અહીં આપવામાં આવ્યા છે. આથી પર્વોના નામકરણ ( दशरात्र, संवत्सर ઇત્યાદિ )ની વાત પણ સ્પષ્ટ થઇ જાય છે. શ્રી શેષગિરિ શાસ્ત્રી પોતાના **Descriptive Catalogue of the Sanskrit Mss. of the Government Oriental Mss. Library Madras, Vol. I. Vedic Literature, first part.** ના પૃષ્ઠ ૭૩ પર લખે છે કે ઉત્તરાર્ચિકની વિશેષતા એ છે કે સાધારણ રીતે અહીં ત્રણ ત્રણ મંત્રોની એક એક ઋચા ( અથવા એક તૃચ ) બની છે, પહેલો મંત્ર પૂર્વાર્ચિકમા આપવામાં આવ્યો છે અને આ મંત્રસમૂહ પ્રકૃતિ ( ग्रामगेय )માં પઠિત સામો ( અર્થાત રાગો અનુસાર )ની સાથે ભિન્ન ભિન્ન રૂપોમાં પઢાય છે. પ્રથમ દષ્ટિએ આ મત સાચો પ્રતીત નથી થતો. કારણ ઉત્તરાર્ચિકના પહેલા તૃચની પહેલી ઋચાઓ, જેમકે ' उपास्मै गायता नरः ' ' दविद्युतत्या ' ઇત્યાદિ, તથા બીજા તૃચની ' पवस्व वाचो ' નામની ઋચા. ૨–૨, ૩–૧, ૩–૨, ૪–૧, ૫–૧, ૫–૨, ઇત્યાદિ પૂર્વાર્ચિકમાં નથી મળતી. અને એ વાત પણ અસંદિગ્ધ છે કે ઊહગાનમાં યા તો ઉહ્યગાનમાં આ તૃચો સાથે સંબદ્ધ સામોનો નિર્દેશ નથી મળતો. બહુ દિવસ સુધી આ વાત મારી સમજમાં ન આવી કે કયા કારણથી આ વસ્તુઓ સામ પ્રયોગમાં મળે છે છતાં ગાનગ્રંથોમાં નથી. પરન્તુ આ

# સામવેદનું મુદ્રણ

લેખક : પં. શ્રીપાદ દામોદર સાતવળેકરજી.
અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ
બી. એ. એલએલ. બી.

## કૌથુમી શાખાના ગ્રંથ

### ( અ ) સંહિતા.

સંહિતા ત્રણ ભાગમાં વિભક્ત છે-(૧) पूर्वाचिक (૨) आरण्यक ( आरण्यकसंहिता + ) (૩) उत्तरार्चिक એ સાથે ચાર ગાન-ગ્રન્થ સંબદ્ધ છે-(૧) ( ग्राम ) गेयगान. (૨) आरण्य ( गेय )-गान, (૩) ऊहगान × (૪) ऊह्यगान.

આ સર્વ ગ્રંથ સત્યવ્રત સામશ્રીએ Bibliotheca Indica માં પ્રકાશિત કર્યા છે. આ ઉપરાંત શ્રી. બેન્ફે તથા મ. સ્ટીવન્સનના સંસ્કરણોમાં પણ पूर्वाचिक તથા उत्तरार्चिकના મૂલપાઠ પ્રકાશિત થયા છે. आरण्यकનું સંસ્કરણ ગોલ્ડસ્મિથે (Monatsber. der

---

+ आरण्यक संहिता उत्तरार्चिकથી પ્રાચીન છે, આ વાતનું પ્રમાણ અમને 814, 868 ના ઉદ્ધરણના પ્રકારથી મળે છે અને એનું પ્રતીક આર. સા. વે. ૧ ( Ar. S. V. I ) ને નિર્દિષ્ટ કરે છે.

× કોનો ( Konow ) ના મત અનુસાર सामविधानब्राह्मण, પૃ. ૧૪-૧૬,-रहस्यगान. અન્યથા रहस्यगान સર્વદા ऊह्यगानનું જ દ્યોતક છે. જુઓ A Catalogue of South Indian Mss. by Winternitz 1902 p. 232. કિન્તુ આ ગ્રંથની પૃષ્ઠ આઠ ઉપર પણ જુઓ.

Kgl. Ak. Zu Berlin 1868 ) તથા ફાર્ચ્યૂનેટવે ( Fortunatov Moskau 1875 ) પણ પ્રકાશિત કર્યું છે.

પહેલા ગાનગ્રંથનો પૂર્વાર્ચિક સાથે સંબંધ છે. એમાં સત્તર પ્રપાઠકોમાં સામમંત્ર, પૂર્વાર્ચિકમાં મંત્રોની આધારભૂત ઋચાઓ જે ક્રમમાં આપવામાં આવી છે તેજ ક્રમમાં મૂકાએલા છે. આ સામના સંપૂર્ણ નામ ક્રમશઃ आर्षेय ब्राह्मणના પ્રથમ ભાગમાં આપેલાં છે. બર્નેલનું ( Burnell ) સંસ્કરણ ( પૃ. 7–61 ) આ ગાનગ્રંથના મૂલપાઠ Bibliotheca Indica ( vol. I, પૃ. ૯૪ થી vol. II પૃ. ૨૪૦ સુધી )ના સંસ્કરણમાં મુદ્રિત છે. ग्रामेयगानનું કૃષ્ણસ્વામી શ્રૌતી ( તિરુવદી, 1889 ) દ્વારા ગ્રંથલિપિમાં પ્રકાશિત " सामवेदसंहितायां कौथुमशाखायाः गेयगानम् " એક અત્યુત્તમ સંસ્કરણ છે.

आरण्यगान નામનો બીજો ગાનગ્રંથ आरण्यकसंहिता સાથે નહિ પણ પૂર્વાર્ચિક સાથેજ સંબંધ રાખે છે. જે સામ આરણ્યક સંહિતાની ઋચાઓના આધાર પર બન્યા છે, તે આરણ્યગાનમાં અહીં તહીં વિખરાએલા મળે છે–હા સામોનો ક્રમ તો એજ છે કે જેવો આરણ્યકસંહિતામાં ઋચાઓનો. આરણ્યગાનનું સંસ્કરણ Bibl. Ind. (Vol. II પૃ. ૪૮૭–૫૧૮)માં પ્રકાશિત થયું છે. આ પૃષ્ઠો ઉપર ફક્ત એજ સામ આપવામાં આવ્યા છે કે જે પૂર્વાર્ચિકની ભિન્ન ભિન્ન ઋચાઓ ઉપર અવલંબિત છે, કારણ કે આરણ્યકસંહિતા સાથે સંબંધિત સામ Vol. II પૃ. ૨૪૪–૩૮૪ ઉપર પ્રથમથીજ આપવામાં આવ્યા છે. આ છ પ્રપાઠકોમાં વિભક્ત આરણ્યગાન, જેમાં કોઇ કોઇ ' महानाम्न्यः' નામના સાતમાને પણ ગણે છે, ચાર પર્વમાં છે–अर्कपर्व (= પ્રપાઠક ૧–૨. ૧.); द्वन्द्वपर्व (= પ્રપાઠક ૨. ૨–૪. ૨ );

व्रतपर्व ( = પ્રપાઠક ૪. ૧-૫. ૨ ) शुक्रियपर्व (= પ્રપાઠક૬ ) પરિશિષ્ટ-મહાનામ્ની ઋચાઓના સામ.

ઊહગાન તથા ઊહ્યગાન નામના બે અન્તિમ ગાનગ્રંથ ઉત્તરાર્ચિકથી સંબદ્ધ છે. ઊહ્યગાનનું મૂળ Bib. Vol. ના Vol. III થી Vol. V પૃ. ૩૮૦ સુધી અને Vol. V ના પૃ. ૬૦૨ થી ૬૭૩ સુધી મુદ્રિત છે.* સર્વ સામોની ક્રમબદ્ધ સૂચી Vol. V. ભૂમિકા, પૃ. ૮ થી ઘ પર્યંત મુદ્રિત છે.

ઊહ્યગાન Vol. V ના પૃ. ૩૮૧ થી ૬૦૦ પર્યન્ત મુદ્રિત છે.+ બન્ને ગાનોમાંથી પ્રત્યેક સાત પર્વોમાં વિભક્ત છે— १ दशरात्रपर्व, २ संवत्सरपर्व, ३ एकाहपर्व, ४ अहीनपर्व, ५ सत्रपर्व, ६ प्रायश्चितपर्व, ७ क्षुद्रपर्व. આ ઉપરાંત ઊહગાનમાં ૨૩ પ્રપાઠક છે અને ઊહ્યગાનમાં ૬ પ્રપાઠક છે. ઊહગાનનું ૯મું, ૨૧ મું, તથા ૨૩ મું પ્રપાઠક ત્રણ ત્રણ ભાગમાં વિભક્ત છે, જ્યારે શેષ પ્રપાઠકો બે બે ભાગમાં વિભક્ત છે. ઊહગાન તથા ઉહ્યગાન બંને સોમયાગના અભ્યાસમાં સામગાયકોના કામમાં આવે છે. આ કારણથી સામોનો ક્રમ પણ, ( અને તેને સંબંદ્ધ ઉત્તરાર્ચિકની યોનિ પણ ) જેના સર્વનામ સામવેદ સંહિતાના પહેલા બે ભાગમાં ( पूर्वार्चिक तथा आरण्यक संहिता ) આપવામાં આવ્યા છે એનાથી બિલકુલ ભિન્ન છે.

* વાસ્તવમાં તો Vol. V ના ૩૫૧ પૃષ્ઠ સુધી, કારણ કે અકતિરથ-ગાન વાસ્તવમાં છન્દોગ-વિધિ સાથે સંબદ્ધ નથી.

+ બન્ને ગાનગ્રંથોના સામની એક મહત્વપૂર્ણ સૂચિ ઉષામાં પ્રકાશિત सामप्रतिशाख्य ( અર્થાત-फुल्लसूत्र ) પ્રપાઠક ૧ તથા ૨ માં આપવામાં આવી છે, જ્યાં સામોનાં નામ સંક્ષિપ્તમાં આપવામાં આવ્યાં છે. Bibl. Ind ના S. V. સંસ્કરણમાં ઊહ તથા ઊહ્યગાનોના સામ મળવા અત્યંત કઠિન છે કારણ કે સૂચિમાં ઘણી અંશુદ્ધિઓ છે.

હવે આપણે જોઇશું કે પાછલા બે ગ્રાનગ્રંથોનો પહેલા બે ગાનગ્રંથો સાથે શું સંબન્ધ છે, તથા પૂર્વાર્ચિકનો ઉત્તરાર્ચિક સાથે અને ઊહગાનનો ઉહ્યગાન સાથે શું સંબંધ છે.

ઊહગાનનો અસલ ઉદ્દેશ્ય તદ્દન સ્પષ્ટ છે–યજ્ઞક્રિયામાં જે ક્રમથી સામનો ઉપયોગ થાય છે તેજ ક્રમમાં તે અહીં આપવામાં આવ્યા છે. આથી પર્વોના નામકરણ ( दशरात्र, संवत्सर ઇત્યાદિ )ની વાત પણ સ્પષ્ટ થઇ જાય છે. શ્રી શેષગિરિ શાસ્ત્રી પોતાના Descriptive Catalogue of the Sanskrit Mss. of the Government Oriental Mss. Library Madras, Vol. I. Vedic Literature, first part ના પૃષ્ઠ ૭૩ પર લખે છે કે ઉત્તરાર્ચિકની વિશેષતા એ છે કે સાધારણ રીતે અહીં ત્રણ ત્રણ મંત્રોની એક એક ઋચા ( અથવા એક તૃચ ) બની છે, પહેલો મંત્ર પૂર્વાર્ચિકમાં આપવામાં આવ્યો છે અને આ મંત્રસમૂહ પ્રકૃતિ ( ग्रामगेय )માં પઠિત સામો ( અર્થાત રાગો અનુસાર )ની સાથે ભિન્ન ભિન્ન રૂપોમાં પઢાય છે. પ્રથમ દષ્ટિએ આ મત સાચો પ્રતીત નથી થતો. કારણ ઉત્તરાર્ચિકના પહેલા તૃચની પહેલી ઋચાઓ, જેમકે ' उपास्मै गायता नरः ' ' दविद्युतत्या ' ઇત્યાદિ, તથા બીજા તૃચની ' पवस्व वाचो ' નામની ઋચા. ૨–૨, ૩–૧, ૩–૨, ૪–૧, ૫–૧, ૫–૨, ઇત્યાદિ પૂર્વાર્ચિકમાં નથી મળતી. અને એ વાત પણ અસંદિગ્ધ છે કે ઊહગાનમાં યા તો ઉહ્યગાનમાં આ તૃચો સાથે સંબદ્ધ સામોનો નિર્દેશ નથી મળતો. બહુ દિવસ સુધી આ વાત મારી સમજમાં ન આવી કે કયા કારણથી આ વસ્તુઓ સામ પ્રયોગમાં મળે છે છતાં ગાનગ્રંથોમાં નથી. પરન્તુ આ કોયડાનો ઉત્તર બહુ જ સાધારણ છે. પ્રાતઃસવન સમયે જે સામ

ગાવામાં આવતા હતા તે ગાયત્ર–રાગમાં × ગવાતા હતા. આ રાગ સાવિત્રી મંત્રો સાથે સંબદ્ધ છે. ( देवताध्यायब्राह्मण ३ માં પણ આ દર્શાવવામાં આવ્યું છે અને Bibl. Ind. સંસ્કરણના Vol. v, ૬૦૧ પર છપાએલ છે. ) એટલે આ તૃચોનાં સામરૂપને દર્શાવવાં વ્યર્થ હતાં. ઊહગાનનો ગ્રામગેયગાન સાથે ( તથા ઉત્તરાર્ચિકનો પૂર્વાર્ચિક સાથે ) સબંધ હવે સ્પષ્ટ થતો જાય છે. પૂર્વાર્ચિકના કેટલાક વિશિષ્ટ મંત્રોથી અભિન્ન એવા ઉત્તરાર્ચિકના તૃચના પ્રથમ મંત્રો કે જેમના રાગ ગ્રામગેયગાનમાં દર્શાવવામાં આવ્યા છે ( અથવા ઉક્ત તૃચોના ત્રણેય મંત્ર ) એજ રાગમાં ગવાવા જોઇએ. આ બધો પ્રશ્ન અહીં જ ઉકલી જાત જો ગ્રામગેયગાનમાં અને આરણ્ય ગાનમાં કેવળ એજ રાગ હોત કે જેમનો પ્રયોગ સોમયાગમાં થાય છે અને જે બે અંતિમ ગાન ગ્રંથોમાં મળે છે.

પરંતુ વાત તો એ છે કે 'પૂર્વાર્ચિકમાં અનેક યોનિઓ છે અને અનેક ગાન પ્રકાર છે જે ઉત્તરાર્ચિકના ગાનોમાં નથી મળતા '+ અને આજ રીતે 'ઉત્તરાર્ચિકમાં અનેક ગાન છે જેમનો ગાન પ્રકાર પૂર્વાર્ચિકમાં નથી મળતો ' આ વાતથી એ સિદ્ધાંત તારવી કાઢવામાં આવ્યો છે કે 'ઉત્તરાર્ચિકની ઉત્પત્તિ પૂર્વાર્ચિકની અનન્તર થઇ છે •' પરન્તુ મારા અભિપ્રાયમાં આ સિદ્ધાંત બરોબર નથી. બલ્કે હું તો ઉત્તરાર્ચિકને પૂર્વાર્ચિકથી પ્રાચીન માનું છું. કારણ છંદોગના યજ્ઞવિધાનમાં કેવળ એજ રાગનો પ્રયોગ નથી

× गायत्रं वै प्रातःसवनम् ऐत. ब्रा. ८, २–८; त. सं. २–२–९–५.

+ જુઓ–Winternitz Geschichte der Indischen Literature I. p. 145.

• જુઓ 'વિંટરનિટ્ઝ પૃ. ૧૪૫ (પૃ. ૧૫૪ ઉપરનું અંતિમ ટિપ્પણ)

હોતો કે જે ફક્ત ઉદ્‌ગાતા દ્વારા ગવાય છે, અપિતુ અનેક સ્તોત્રીયો તથા સામોનો પ્રયોગ થાય થાય છે. જે અધિકતર પ્રસ્તોતો દ્વારા અથવા ક્વચિત ઉદ્‌ગાતાદ્વારાજ એકલા (પરિસામ) ગવાય છે અને જેમનો પ્રયોગ કેવળ સંકુચિતરૂપયુક્ત સોમયાગમાંજ નહિ પણ પ્રવર્ગ્ય, અગ્નિચયન, અગ્ન્યાધેય તથા અન્ય સ્થાનોમાં પણ થાય છે. આ ગાન પ્રકારોનો પણ નિર્દેશ હોવો જોઇતો હતો. યદ્યપિ મેં સર્વ સ્થળોમાં પૂર્ણ શોધ કરી નથી કે જેમાં એક સામ પહેલા બે ગાનગ્રંથોમાં મળી શકતા હોય, તથાપિ એટલું જાણી શકયો છું કે પ્રથમ ગાનગ્રંથમાં રહેલા સામની એક મોટી સંખ્યાનો પ્રયોગ કેવળ વિશિષ્ટ યાજ્ઞિક વિધિમાંજ થાય છે. આ વિરૂદ્ધ જ્યારે Winternitz એમ કહે છે કે ઉત્તરાર્ચિકમાં એવા અનેક 'ગાન' છે કે જેમનો ગાનપ્રકાર પૂર્વાર્ચિકમાં નથી મળતો, ત્યારે તેઓએ 'ગાન'ના બદલે 'યોનિ' કહ્યું હોત તો ઠીક પડત. (આર્ચિકોમાં 'ગાન' છેજ કયાં ?) અમે ઉપર બતાવ્યું છે કે એનો શું ઉત્તર હોઇ શકે—ઉત્તરાર્ચિકની એ સર્વ યોનિ કે જેમને સંબંધિત સામ પૂર્વાર્ચિકમાં નથી મળતા (અથવા કહો કે ગ્રામગાન અને આરણ્યગાનમાં નથી મળતા) તે સર્વ યોનિ પ્રાતઃસવનમાં વપરાતી હતી. આ સર્વ યોનિ ગાયત્ર-રાગમાં ગવાતી હોવાથી એ માટે કોઇ રાગ-વિશેષને ભિન્ન દર્શાવવાની આવશ્યકતા ન ઉભી થઇ. કબૂલ કરીએ કે એવા અનેક સામલક્ષણ, વિશેષે કરીને ઊહ્યગાનમાં, મળે છે, જેમનો પ્રથમ બે ગાનગ્રંથો વડે આ રીતે નિર્દેશ નથી કરી શકાતો, તથાપિ જો હું ભૂલ ન કરતો હોઉં તો આ સામ તદ્દન નવીન નથી, અપિતુ પૂર્વપરિચિત સામના રૂપાન્તરમાત્ર છે.

ચાર ગાનગ્રંથોમાં હજી સુધી મેં ઊહ્યગાનનો ઇતર ગાનગ્રંથો સાથે સંબંધ દર્શાવ્યો નથી. ઊહ્યગાનનો ઉદ્દેશ્ય પણ તેના પર્વોના

નામ અનુસાર એજ છે કે જે ઊહગાનનો છે. મારી સમજમાં Burnell (Catalogue of a collection of Sanskrit Mss., part 1, Vedic mss, p. 48) નું કહેવું બરોબર છે કે 'ऊह्य' શબ્દ 'ऊहरहस्य' નું સંક્ષિપ્ત રૂપ છે. ઊહગાનનો ગ્રામગેયગાન સાથે જે સંબંધ છે તેવોજ સંબંધ ઊહ્યગાનનો આરણ્યગાન સાથે છે. ઊહ્યગાનની સૂક્ષ્મ પરીક્ષાથી એ નક્કી થાય છે કે આ ગાનગ્રંથ ઊહગાનનો પરિશિષ્ટ ભાગ નથી. સોમયાગમાં પ્રત્યેક સામ, વિના અપવાદ, પ્રયોગમાં આવે છે અને એનો ક્રમ નિઃસંદેહ ઊહગાનના ક્રમ પ્રમાણેજ છે, હા જો કે એમાં ઊહ્યગાનના સામ પણ મળે છે. પ્રારંભના એકજ ઉદાહરણને લ્યોઃ—ज्योतिष्टोम–अग्निष्टोम માં પ્રયુક્ત લગભગ સર્વ સામનો ક્રમ ઊહગાનની માફક જ છે-બસ એક જ સામની કમી રહી જાય છે. એ સામ છે. 'रथन्तर' અને આ સામ ઊહ્યગાનનો સર્વ પ્રથમ સામ છે. હું આ સમસ્યાનું પણ નિરાકરણ કરવા સમર્થ થયો છું. ઊહ્યગાન સામોનો એક વિશિષ્ટ સંગ્રહ છે કારણ એમાં આપવામાં આવેલ સામ તેના રાગ (અને નામ) અનુસાર આરણ્યગાન સાથે સંબદ્ધ છે.

જેઓએ ઉપર લખેલું વર્ણન ધ્યાનથી વાંચ્યું હશે તેઓ એક પ્રશ્ન કરી શકે છે-( ગાયત્ર–રાગમાં ગવાતા સામ છોડીને ) યજ્ઞમાં ઉપયોગી સમસ્ત સામની યોનિ ઉત્તરાર્ચિકમાં આપવામાં આવી છે, અથવા ગ્રામગેયગાન તથા આરણ્યગાનમાં આપેલા રાગ અનુસાર તે ગવાય છે તો પછી ઊહગાન તથા ઊહ્યગાન નામના બે અંતિમ ગાનગ્રંથોનું પ્રયોજન જ શું છે ? સ્વયં પ્રાચીન ભારતીયોના અભિપ્રાય પણ ભિન્ન ભિન્ન છે કે ઊહગાન મનુષ્યકૃત છે કે નહિં-" ऋषिकृतः स्विद् ऊहा ३ अनृषिकृत इति वै खल्वाहुः । " ( નિદાનસૂત્ર ૨. ૧. ) સત્યવ્રત સામશ્રમી 'ઉષા'માં

પ્રકાશિત 'त्रयीपरिचय' નામના પોતાના લેખમાં ૧૦૫ પૃષ્ટ પર સામવેદના કોઈ ભાષ્યમાંથી નિમ્નલિખિત શ્લોકનું ઉદ્ધરણ કરે છે—

ऊहग्रन्थोऽपौरुषेयः पौरुषेयोऽथवाग्रिमः ।
वेदसामसमानत्वाद् विविसार्थत्वतोऽन्तिमः ॥

અર્થાત્—' ઊહગાન પૌરૂષેય છે કે અપૌરૂષેય ? યજ્ઞવિધિથી સંબદ્ધ હોવાને કારણે તે પૌરૂષેય છે અને સામવેદની સમકક્ષ હોવાને કારણે તે અપૌરૂષેય પણ છે. ( અર્થાત્ સૂત્ર પૌરૂષેય છે ) સત્વવ્રત સામશ્રમી સ્વયં એને પૌરૂષેય માને છે આ વિષયમાં અમારે માટે સર્વથી મહત્વનો એ ' પ્રકાર ' છે કે જેને અનુસરીને ક્ષુદ્રસૂત્રમાં ( આ ગ્રંથ વિષે આગળ જુઓ ) સામનો નિર્દેષ થયો છે અને જે સર્વ સામ આપણને ઊહગાન તથા ઊહ્યગાનમાં મળવા જોઇએ અને મળે છે. હું આ ગ્રંથ ( ક્ષુદ્રસૂત્ર )માંથી બે ઉદાહરણ ટાંકું છું. આરંભમાં જ કહ્યું છે.

'नोधसस्यर्क्षु जनित्रं ब्रह्मसाम न हि वश्वरमं चनेत्येतयोः पूर्वम ।'

અર્થાત્–નૌધસ–સામના મંત્રોમાં ( અથવા ઉત્તરાર્ચિક ૧. ૧. ૧૩, ૧–૨ = ૩૯-૩૬ ) ( એ ) જનિત્રને, અર્થાત્ ' **नहि वश्वरमं चन** 'થી પ્રારંભ થતા સામના પ્રથમને, બ્રહ્મસામના રૂપથી ( અર્થાત્ ત્રીજા પૃષ્ટસ્તોત્રના રૂપથી ) ( ગાય છે ). '

ઉદ્દ્ધૃત વાકય પૂર્વાર્ચિક ૩. ૧. ૯. ૧ = ૨૪૧ નો નિર્દેશ કરે છે. આ મંત્રમાં વાસ્તવમાં બે જનિત્ર સામ છે. ( ગ્રામગેય ગાન ૬. ૨. ૧૭ અને ૧૮ ) અને અહીં પહેલાથી જ અભિપ્રાય છે. હવે આ જનિત્ર સામ ઊહગાનમાં ( ૧૩–૧–૫ ) તૃચ–ઉત્તરાર્ચિક ૩૫-૩૬ બની જાય છે. ( એક ભાગ ફરીથી

ગોલાઇ એ સામના ત્રણ થઇ જાય છે ) ક્ષુદ્ર સૂત્ર ૧-૬ માં લખ્યું છે—

'अन्नाद्यकामस्येन्द्रा याहि चियेपित इति मध्यमां तृचस्य प्रभृतिं कृत्वा तासु कालेयम् ।'

અર્થાત્ અન્નની ચાહના વાળા માટે ( એ ) 'इन्द्रयाहि चियेपित' નામક મધ્યભાગને તૃચની પહેલી ઋચા બનાવી, ( આ ક્રમથી બનતી ત્રણ ) ઋચાઓ દ્વારા કાલેયને ( ગાય છે ), અથવા ૪૯૬, ૪૯૭, ૪૯૮, ઋચાઓને ૪૯૭, ૪૯૬, ૪૯૮ ના ક્રમથી લઇ કાલેય રાગમાં ( જે ગ્રામગેય ગાન ૬-૨-૫ પર આપવામાં આવેલ છે ) ગાવી જોઇએ. હવે ઊહગાન (૨૧-૨-૨-૪) માં આ સામ બિલકુલ એવોજ આપવામાં આવ્યો છે જેવો કે સૂત્રકારે કહ્યો છે. મશકકલ્પ સૂત્રમાં એને મળતોજ કહ્યો છે, ત્યાં લખ્યું છે ( ૯-૯ ).

'औशनस्यर्क्षु वैश्वज्योतिषमन्त्यं यत्प्रगायतेति ॥

અર્થાત્-' પૂર્વાર્ચિક ૫૩૫ ને ગ્રામગેય ગાન (૧૫-૨-૨૦) ના વૈશ્વજ્યોતિષ-રાગમાં ઉત્તરાર્ચિક ૨૭-૨૯ ના સામ ( બનાવે છે ? ) ' જે ખરેખર ઊહગાનમાં ( ૧૯-૧-૭ ) આજ રૂપમાં મળે છે, મશકકલ્પ સૂત્ર ૧૧-૧૦ માં લખ્યું છે—

'पुनानः सोम धारयेति........सँसर्पमेकस्यां यत् तृतीयम्,........श्यैतस्यर्क्षु सँसर्पं यत् प्रथमम्...पुरोजिती वो अन्धसा इति— ....सँसर्पं त्रिषु यद् द्वितीयम् ।

એના અભિપ્રાય એ છે કે-૧ જે ગાનનો રાગ પહેલાં સંસર્પ છે. ( આરણ્ય ગાન ૨-૧-૨ ) તે ઉત્તરાર્ચિક ૨-૨૬ માં ગવાશે,

२ જે ગાનનો રાગ બીજો સંસર્પ છે ( આ. ગા. ૨-૩-૨ ) તે શૈયતસામના મંત્રોમાં ( અર્થાત્ ઉત્તરાર્ચિક ૧૬૧-૨ ) ગવાશે. ૩ એ ગાન કે જેનો રાગ ત્રીજો સંસર્પ છે (આ. ગા. ૨-૧-૩) તે ઉત્તરાર્ચિક ૨-૪૭-૯ માં ગવાશે. ઉપર લખેલા સામો આપણને ઊહ્યગાનમાં ક્રમથી ૯, ૨, ૬, ૭, ૮ માં મળે છે. યદિ ઊહ્યગાન સૂત્રકારની સન્મુખ હોત તો એઓ બીજા પ્રકારથી આ વાત કહેત અને ' **यत् तृतीयम्, यत् प्रथमम, यद् द्वितीयम्** ' આ ક્રમના સ્થાને ' **यत् प्रथमम्, यद् द्वितीयम्, यत् तृतीयम्** ' આવો ક્રમ દર્શાવત. આજ પ્રમાણે ૯-૧ માં એક ' **महासामत्रयाणां यत् प्रथमम्** ' અને ' **यद् द्वितीयम्** નો પ્રયોગ કર્યો છે, જે નિઃસદેહ ઊહ્યગાનમાં ( ૩-૨-૨-૩ ) આવ્યો છે. ટીકાકારના મત અનુસાર અહીં અભિપ્રાય ' **हा उ हा उ हा उ अस् फड् इत्यादि** ' આ સામથી (રાગ) છે. અર્થાત્ વાસ્તવમાં આરણ્યગાન ૨-૧-૩૬ નો પ્રારંભ, અને આ શબ્દોથી પ્રારંભ થતા બીજા સામ, ' **त्रीणि रुद्रसामानि** ' કહેવાય છે. ઊહ્યગાનમાં ફક્ત એજ સામ મળે છે આથી સમજાય છે કે મશકે સાક્ષાત્ ઊહ્યગાનનો નિર્દેશ નથી કર્યો. તેમની વર્તમાન અવસ્થામાં બંને ગાનગ્રંથ પછીના સમયમાં બનેલા પ્રતીત થાય છે. આ વાત પણ એની સાધક છે કે પ્રાચીન ગ્રંથોમાં ( બ્રાહ્મણ, સૂત્ર ) કોઇ પણ ઠેકાણે ઊહ યા ઊહ્યનું નામ મળતું નથી. તથાપિ એ વાત નિર્વિવાદ છે કે સોમયાગનાં પ્રકરણમાં જે સામને ' **ग्रामे गेयम्** અથવા ' **अरण्ये गेयम्** ' કહ્યો છે એનું સ્વરૂપ ઊહગાન તથા ઊહ્યગાનમાં આપ્યું છે તેજ સમજવું જોઇએ. ઉદાહરણાર્થ-દ્રાહ્યાયણ ૯-૩-૮ ( = લાટયાયન ૩-૬-૨૮ ) માં કહેલ ' **तस्य बृहत्यामरण्ये गेयानि तृचेषु** ' આ વાક્યનો અભિપ્રાય ઊહ્યગાન ૧-૨-૩-૬ થી છેઃ ' **ग्रामे गेयः श्येनः** ' ( લાટયા. ૭-૪-૧ ).

નો અર્થ એ થાય છે કે જે આમગેયગાન ૧૦-૧-૨૨ માં દર્શાવેલ રાગ અનુસાર ગવાય છે અને જે ઊહગાન ૧૮-૧-૧૮ મા આપેલ છે. ' अरण्ये गेयः श्येनः ' ( લાટ્યા. ૭-૫-૧૩ ) નો અર્થ છે કે જે આરણ્યગાન ૩-૧-૧૯.માં દર્શાવેલ રાગ અનુસાર ગવાય છે અને તે ઊહ્યગાન ૧-૧-૧૯ માં આપેલ છે. ગ.નગ્રંથનું નામ સ્વયં પણ અમારા મતની પુષ્ટિ કરે છે, કારણ ' ऊह्य 'ના પહેલાં ' प्रकृति ' હોવી જોઇએ. અહીં દ્રહ્યાયણ ૧૦-૧-૧૧ ( લાટ્યા ૬-૯-૧૨ ) કથન જુઓ.

' विश्वे देवा इति वसिष्टस्य निहवं ऊहेत् । '

**वसिष्टस्य निहव** નામક રાગ ગ્રામગેય ગાન ૮-૧-૩૬માં મળે છે. આ રાગને અનુસાર આરણ્યક સંહિતામાં આપેલા મંત્રો ગાવા જોઇએ. આ અવસ્થાને પ્રાપ્ત સામ ઊહગાન ૯-૩-૧૨ માં મળે છે અને સૂત્રકારની આ કથનશૈલી પણ અમારા મતની પોષિકા છે કે સૂત્રકારના સમયમાં બન્ને અંતિમ ગાનગ્રન્થો ઉપસ્થિત ન હતા. જો એ એઓની સંમુખ હોત તો સૂત્રકારની કથનશૈલી પણ ભિન્ન હોત. અતઃ કોનો ( Konow ) નો મત બરાબર છે ( જુઓ પૃ. ૧. નોટ ૨ ) કે આરણ્યગાનનું નામ 'રહસ્ય' છે, એટલુંજ નહિ પણ Burnell પણ સાચો છે કે જ્યારે તે ઊહ્યગાનનું નામ " રહસ્ય ગાન ' કહે છે. સ્વરૂપતઃ ગ્રામગેયગાન તથા ઊહગાન, તથા આરણ્યગાન અને ઊહ્યગાન એકજ છે. અથવા કહો કે એકમાં બીજાનો પૂર્ણ અંતર્ભાવ છે.

તથાપિ મારે અહીં એક વાત દર્શાવી દેવી જોઇએ, જો કે તે મારા મતથી વિરુદ્ધ પ્રતીત થાય છે. એવું પણ પ્રતીત થાય છે કે મશકકલ્પસૂત્ર તથા ક્ષુદ્રસૂત્ર કોઇ ઊહગાન તથા ઊહ્યગાનનું પૂર્વવર્તિત્વ માને છે. મશકકલ્પ સૂત્ર ૬-૮ માં લખ્યું છે—

'आमहीयवद् उत्तराण्याशुभार्गवप्रभृतीनि पट' અને 'अग्रेचार्काद् उत्तराणि सुरुपप्रभृतीनि चत्वारि'

આવાં વચન અમને બાધિત કરતા લાગે છે કે અમે એવું માનીએ કે સૂત્રરચના કાલમાં કોઇ ને કોઇ એવો સંગ્રહ નહિ હોય કે જેમાં સોમયાગ પ્રકરણમાં ગવાતા સામ ક્રમશ; આપ્યા હોય. કિન્તુ આ વિરોધનો પરિહાર એવી રીતે થવો સંભવ છે કે-ઉદાહરણાર્થ એ અસંભવિત નથી કે મશકકલ્પસૂત્રના પ્રાચીન સંસ્કરણમાં અહીં સંગ્રહીત સમસ્ત સામ નામદ્વારા નિર્દિષ્ટ હોય, અને બીજા કાળના સંસ્કરણ કર્તાઓએ કે જેમની સંમુખ ઊહગાન ઉપસ્થિત હતું, આ વચનોને સંક્ષિપ્ત કરી નાખ્યા હોય.

હવે સામવેદના પ્રાચીન ભાગની ઉત્પત્તિ વિષયમાં મારો સિદ્ધાંત સંક્ષેપમાં વર્ણન કરૂં છું. સોમયાગ અને અગ્ન્યા ધ્યાન, અગ્નિચયન, પ્રવર્ગ્ય, ઇત્યાદિ કર્મકાંડ ઐતિહાસિક કાળથી ઘણા જ પૂર્વે જન્મ લઇ ચૂકયા હતા. આ અવસરો પર ભિન્ન ભિન્ન સામ ગવાતા હતા સોમયાગમાં ( સામ ) તૃચોના સ્વરૂપમાં (પ્રત્યેક સ્તોત્રીઓ એજ રાગમાં ), અને બીજા ક્રિયા કાંડોમાં, એક એક સ્તોત્રીયના સ્વરૂપમાં પણ ( કિન્તુ ત્રણ ત્રણ વાર ગાઇને ) ઐતિહાસિકકાળની પૂર્વે જ આ સર્વ મંત્રોનો એક-આધારભૂત સંગ્રહ બની ચૂકયો હતો કે જે ભિન્ન ભિન્ન શાખાઓ અનુસાર ભિન્ન ભિન્ન હતો.

આ મંત્રસંગ્રહને એક સંહિતાના રૂપમાં મૂકવામાં આવ્યો કે જેમાં ક્રમ એવો ગોઠવવામાં આવ્યો કે જેવો ક્રમ યજ્ઞમાં ઉપયોગી મંત્રોનો હોય. આ બન્યું ઉત્તરાર્ચિક. હવે રાગોને યાદ રાખવાની સુવિધા માટે તથા રાગોને નિયમબદ્ધ કરવાના વિચારથી પૂર્વે ઋષિઓ દ્વારા 'દષ્ટ' ગાનપ્રકારના આધાર પર એક સૂચી

બની જેમાં તૃચની કેવળ પ્રથમ ઋચાના રાગને દર્શાવવાની આવશ્યકતા ઉભી થઇ. આ પ્રકારે ગ્રામગેયગાન, આરણ્યગાન તથા યોનિઓની સૂચી જેમાં આ રાગોનો પ્રયોગ થતો હતો, (પૂર્વાર્ચિક તથા આરણ્યસંહિતા) એ ઉત્પન્ન થયાં. બન્ને પહેલા ગાનગ્રંથોમાં એ સામ પણ આપવામાં આવ્યા કે જે અન્ય ક્રિયાકાંડોમાં પ્રયુક્ત થતા હતા. જેનો અનુસાર ગ્રામગેયગાન તથા આરણ્યગાનમાં આપેલા રાગોનું રૂપાન્તર કરવામાં આવે છે અને જેમાંથી સોમયાગમાં વપરાતા સામ બનાવવામાં આવે છે, ( જો હું ભૂલ ન કરતો હોઉં તો ) એ પ્રકાર પરકાલવર્તી સૂત્ર-સાહિત્ય દ્વારા, વિશેષ કરીને પુષ્પ-સૂત્રદ્વારા નિયમિત થયો.+ વેદનો અધ્યેતા જે છન્દોગ બનવાની

---

+ પુષ્પસૂત્ર એવું કઠિન છે કે ટીકા યા ભાષ્ય વિના બરોબર સમજાય નહિં તેથી હું એનું બરોબર અધ્યયન કરી શકયો નથી. પણ ઉપલક દૃષ્ટિથી નિરખ્યું છે. પરંતુ મને પ્રતીત થાય છે કે-એ નિયમોનું પ્રતિપાદન કરવું કે જેના અનુસાર ઉત્તરાર્ચિકના તૃચ અને પ્રગાથ, ગ્રામગેયગાન તથા આરણ્ય ગાનમાં આપેલા રાગોમાં પરિણિત કરીને અધ્યાસાર્થ બનાવી શકાય. એમાં સંદેહ નથી કે સૂત્રના પ્રારંભમાં આપેલ સૂચીમાં (૧ તથા ૨ પ્રપાઠકોમાં ) કહિ કહિ પૂર્વાર્ચિકમાં મળતા મંત્રોના પ્રતીક મળે છે. ( ઉદાહરણાર્થ પ૩૫, ૫૫૬, ૫૬૭, ૫૮૪ ) ઘણું કરીને આ પ્રતીકો, મશકકલ્પસૂત્રમાં લખ્યા પ્રમાણે, ગ્રામગેયગાનના નથી બલ્કે એ રાગોના છે કે જે અનુસાર ઉત્તરાર્ચિકના મંત્રો ગવાવા જોઇએ. ( જુઓ પાછળ મશકકલ્પસૂત્રનું ૬. ૬ નું ઉદ્ધૃત વચન ) પરંતુ એક સ્થાન ઉપર વાત તદ્દન ભિન્ન છે. ઉદાહરણાર્થ, પૂર્વાર્ચિકના અંતિમ બન્ને મંત્ર ( ૫૮૪, ૫૮૫ ) જે શાંકરસામ (ઊહ ૪. ૧. ૧૧ ) તથા શંકુસામ ( ઊહ ૧૨. ૨. ૧ )ના આધારભૂત છે. શું એવા સ્થળોમાં એમ સમજવું કે 'ઉત્તરાર્ચિક સંપૂર્ણ નથી ? આ બન્ને મંત્રોના વિષયમાં એક વાત નક્કી છે કે આ બન્ને જૈમિનીય-શાખામાં પૂર્વાર્ચિકના સ્થાને ઉત્તરાર્ચિક ( ૩. ૪૦, ૧-૨ )માં પઠિત છે.'સામવેદનાં પ્રાચીન મૂળના વિષયમાં જો મારો મત

ઇચ્છા રાખતો તે આ સૂચીઓનું અધ્યયન કરતો.–ગ્રામગેય ગાનને પૂર્વાર્ચિકની સાથે ગ્રામમાં અધ્યયન કરતો; અને આરણ્યગાનને આરણ્યક સંહિતા સાથે પવિત્રતા તથા ભય ઇત્યાદિ કારણે જંગલમાં. આ કારણથી આ ભિન્ન ભિન્ન નામ પડયાં. એવા મતનો કોઇ આધાર નથી કે ગ્રામગેયગાનમાં કેવળ એજ ગાન છે કે જે ગામમાં કરવામાં આવતા સોમયાગમાં ગવાય છે અને આરણ્યગાનમાં એ ગાન છે કે જે જંગલમાં કરવામાં આવતા સોમયજ્ઞમાં ગવાય છે. ( જુઓ Winternitze Gesehiohte der Ind. Literatur I પૃ. ૧૪૫ ).

એટલે અંતિમ બન્ને ગાનગ્રંથ (ઊહ, ઊહ્ય) આ સાહિત્યથી અનન્તર ઉપર દર્શાવેલ નિયમો અનુસાર રચવામાં આવ્યા અને પ્રકાશિત થયા. ભારતીયોનો એ સંદેહ કે ઊહ ( તથા ઊહ્ય ) પૌરૂષેય છે અથવા અપૌરૂષેય,. તે અત્યંત સકારણ છે. તેમના ઉદ્‌ગમના દષ્ટિકોણથી તે અપૌરૂષેય છે અને રચનાના દષ્ટિકોણથી તે પૌરૂષેય છે. અને અમારી ગવેષણાનું આ પરિણામ ઉપર ઉદ્ધૃત કરેલ સામવેદ ભાષ્યના શ્લોકથી પુષ્ટ થાય છે.

જે મૂળ–ગ્રંથનું અમે અહીં વર્ણન કરી રહ્યા છીએ તે કૌથુમ શાખાનો છે. અમારૂં આ વર્ણન કયાં સુધી રાણાયનીય શાખાને પણ લાગુ પડે તેની સૂક્ષ્મ ગવેષણા કરવી પડશે, વેગરે

સિદ્ધ માનવામાં આવે તો એ પ્રતીત થશે કે ઊહ અને ઊહ્યના નિર્માણ અનન્તર પુષ્પસૂત્રની વ્યાવહારિકતા નષ્ટ થઇ ગઇ છે. એનું મહત્વ ફક્ત સાહિત્યિક તથા ઐતિહાસિક જ રહ્યું છે, પુષ્પસૂત્રના અધ્યયનમાં વ્યાપૃત ( R. Simon ) સીમનની ગવેષણા દર્શાવે છે કે મારૂં કથન કેટલું સાચું છે.

( Weber ) પ્રથમથીજ +કેટલાક પાઠભેદોનો નિર્દેશ કર્યો છે, કે જે સ્ટીવનસન ( Stevenson ) તથા બેન્ફે ( Benfey )ના સંસ્કરણોમાં મળે છે. વિશેષ ધ્યાન યોગ્ય ભેદો નીચે લખ્યા છે—

૨. ૭. ૨.૬.૧. ૧. ( = ૨. 885 ) જ્યાં Benfeyનો પાઠ છે ' को ह कस्मिन्नसि श्रितः । ' કિન્તુ Stevensonનો પાઠ છે ' को ह रुक्मिन्नसि श्रितः । ' ૨. ૭. ૩. ૧૦. ૩. ( = ૨. ૯૪૨ ) અહીં Benfeyનો પાઠ છે ' रोचमानो चयो दधे । ' કિન્તુ Stevensonનો પાઠ છે. ' रोचमानो गभस्तयोः । ' Stevensonના ઉત્તરાર્ચિકના પાઠ પણ કહીં કહીં Benfeyના પાઠથી ભિન્ન છે. સામોના સ્વર તથા અંકનિર્દેશમાં રાણાયનીય તથા કૌથુમોમાં ભેદ છે જ. આ વાત સત્યવ્રત સામશ્રીએ પોતાના ત્રયીસંગ્રહ નામના લેખમાં ( જે 'ઉષા' નામની પત્રિકામાં છપાયો છે ) વિશેષ કરીને સેતુસામના વિષયમાં, તથા તેના ઉપર ત્રયીટીકામાં ( પૃ. ૨૪૯ ) સાફ દર્શાવી છે કે કૌથુમ આ સામ ' हा उ 'થી આરંભ કરે છે, જ્યારે રાણાયનીય ' हाऽवु 'થી. સાયણ, જેમના વિશે સર્વ જાણે છે કે તેમણે રાણાયનીય શાખાનું અનુસરણ કર્યું છે, તેમના એક પ્રયોગમાં ( જુઓ Caland-Henry lagnistoma, P. XX ) મને સદાયે જણાયું છે કે ભંગ અથવા છેદનો પરિત્યાગ થયો છે. ( જેમકે ' रा इ 'નો પ્રયોગ ન કરતાં ' रा यि 'નો પ્રયોગ કર્યો છે ) અને આ વિષયમાં સત્યવ્રત સામશ્રીનાં કથનની સંમતિ પણ છે. Burnell પ્રણીત હસ્ત લિખિત-ગ્રંથ સંગ્રહમાં ( જુઓ Catal of a Collection of sanskrit Manuscripts, part I, 47 ff ) કેવળ કૌથુમાંનાં જ ગાનગ્રંથ નહિ અપિતુ રાણાયની-

+ Indische Stndiem I, p. 63.

યોના પણ મળે છે. રાણાયનીઓના ગાનગ્રંથ કૌથુમોના ગાનગ્રંથથી કેટલા ભિન્ન છે, એ વિષયનું સ્પષ્ટીકરણ અત્યન્ત મહત્વનું થશે.

આરણ્યક સંહિતાનો કંઇક ભિન્ન એક શાખાભેદ મળ્યો છે, જેનું નામ નૈગેય છે. આ શાખાનો કૌથુમથી કેવળ એટલો જ ભેદ છે કે ' आक्रन्दय ' નામક મંત્ર ( સામવેદ Biblio I., Vol II, 426-427 ) નૈગેયશાખામાં પ્રથમ દશતિનો દસમો મંત્ર છે÷ પરન્તુ કૌથુમશાખામાં આ મંત્ર અને એને સંબદ્ધ સામ આરણ્ય ગાનમાં આવ્યા છે.×

## ( आ ) ब्राह्मण ।

१ ताण्डय-या प्रौढ-या पञ्चविंशब्राह्मण ( Biblio. Indica સંસ્કરણ )

२ षड्विंशब्राह्मण-વિદ્યાસાગરનું સંસ્કરણ ( કલકત્તા ૧૮૮૧ ) પ્રથમ પ્રપાઠક K. Klemm નું પણ સંસ્કરણ ( Gutersloh 1894 )

३ सामविधानब्राह्मण, Burnell નું ( London 1873 ) તથા સત્યવ્રત 'સામશ્રમીનું' ( ઉષામાં પ્રકાશિત ૧૮૯૧-૧૮૯૨ ) સંસ્કરણ.

४ सामविधानब्राह्मण-Burnell દ્વારા ( Mangalore; 1876 ) તથા સત્યવ્રત સામશ્રમીદ્વારા ( ઉષા, કલકત્તા ૧૮૯૫ ) પ્રકાશિત.

---

÷ Benfey's Samaveda, Nachtr und Verb, Page 268

× આ લેખ હું લખી રહ્યો ત્યાર પછી Olden berg નો બંન્ને સામવેદાર્ચિકો પરનો લેખ ( Z. D. M..G. XXXVIII, p. 464 ) વાંચવાને મળ્યો. મારા વિચારો કંઇક કંઇક Oldenberg ના વિચારોને મળતા છે.

ઠામ્ય અધ્વરોના વર્ણન છે. આ ગ્રંથ પણ ગાનગ્રંથો સાથે અત્યંત સંબદ્ધ છે. અને એમાં ક્રમ પણ એજ છે જે આપણુને પરિચિત છે. એની શૈલી અત્યંત પ્રાચીન તથા બ્રાહ્મણ-ગ્રંથો જેવી છે અને ભાષા અને વિષયની દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો મહત્વનો છે. દુર્ભાગ્યે આના ઉપર કોઈ ટીકા નથી મળતી. એટલે એને સમજવો અત્યંત કઠિન છે. મારો વિચાર છે કે મશકકલ્પ સૂત્રની સાથે આને પણ પ્રકાશિત કરૂં.

૩ लाट्यायन श्रौतसूत्र—(Bibliotheca India સંસ્કરણ.)

૪ गोभिल-गृह्यसूत्र—Knaver દ્વારા પ્રકાશિત ( Dorpat 1884 ) કેટલાંક પરિશિષ્ટ સહિત Bibl. Ind. માં પણ છપાયો છે.

૫ गोभिल અથવા वसिष्ट—વિરચિત श्राद्धकल्प ( લેખકના Altindischer Ahnenkult પૃ. ૧૧૭ પર જુઓ ) Bibl. Ind. માં गोभिलसूत्रના પરિશિષ્ટ ભાગમાં છપાયો છે.

६ कर्मप्रदीप અથવા छन्दोगगृह्यपरिशिष्ट,—જીવાનંદ વિદ્યાસાગરદ્વારા ( ધર્મશાસ્ત્ર સંગ્રહ, કલકત્તાં ૧૮૭૬ માં ) પ્રકાશિત એનું પહેલું પ્રપાઠક Fr. Schrader તરફથી પણ પ્રકાશિત થયું છે. ( Halle a. s. 1889 ) બીજું પ્રપાઠક V. Staël-Holstein ( Halle 1900 ) દ્વારા પ્રકાશિત.

૭ गृह्यासंग्रह—Bloomfield દ્વારા Z. D. M. G. 35 માં ગોભિલના સંસ્કરણમાં પ્રકાશિત અને ઉષા નામક પત્રિકામાં પણ મુદ્રિત × ઉપર દર્શાવેલ સમસ્ત ગ્રંથ કૌથુમશાખાના છે.

× કૌથુમ શાખાના સમસ્ત ગ્રંથોની પૂરી સૂચી બનારસ ૧૮૮૬ માં પ્રકાશિત ગોભિલીય ગૃહ્યકર્મ-પ્રકાશિકાના ૨૫ માં પૃષ્ઠ ઉપર મળે છે.

મશકકલ્પસૂત્ર તથા ક્ષુદ્રસૂત્ર વિષે આ વાત હજુ ચોકકસ રીતે ન કહી શકાય.

---

द्विपञ्चाशदिमे ग्रन्थाः शाखायाः कौथुमेरिह ।
प्रोक्ताः सामोदधौ यस्माच्छ्रौते स्मार्ते सुनिश्चिताः ॥
तस्माद्धि सामशाखायां ग्रंथभेदो निगद्यते ।
श्रौतस्मार्तोदिते यस्मान्न मुह्येत कथंचन ॥

वे ( गे ? ) यारण्यकमूहोत्र रहस्यं गानमुच्यते ।
छन्दस्यारण्यके चैवं मन्त्राः सोत्तरकाः स्मृताः ॥
छन्दस्यादित्रयं स्तोमः सपदं स्याच्चतुष्टयम् ।
ताण्ड्यः षड्विंशकं सामविधानार्षेयके तथा ॥

देवताध्यायवंशाख्यः संहितोपनिषत्तथा ।
अष्टमोपनिषच्चैव ब्राह्मणे समुदीरिताः ॥
नारदी लोमशी शिक्षा गौतमी चेति वै त्रिधा ।
कल्पसूत्रं तथा क्षुद्रं लाट्यायनकमेव च ॥

उपग्रंथः पञ्चविधो निदानं ताण्ड्यलक्षणम् ।
अनुपदं स्याद् अनुस्तोत्रं कल्पानुपदमेव च ॥
एतद्दशविधं सूत्रं सामगेषु च विश्रुतम् ।
ऋक्तंत्रं सामतन्त्रं च संज्ञाकरणमेव च ॥

धातुलक्षणकं च स्यादिति व्याकरणानि च ।
अनुक्रमणिका चेति नैगेयं च ततः परम ॥
फुल्ल गोभिलगृह्यं च मन्त्रलक्षणकं तथा ।
गायत्र्यादिविधानं च ततः स्तोभानुसंहारः ॥
छन्दोगपरिशिष्टं तु गृह्यासंग्रह एव च ।
श्राद्धकल्पं ततो वैधासाधनं गोभिलीयकम् ॥

५ देवताध्यायब्राह्मण–Burnell દ્વારા ( Mangalore 1873 ) તથા વિદ્યાસાગરદ્વારા ષડ્વિંશબ્રાહ્મણની સાથે પ્રકાશિત.

६ उपनिषद्ब्राह्मण–જેના પહેલા બે પ્રપાઠક મંત્ર બ્રાહ્મણ છે. સત્યવ્રત સામશ્રમી દ્વારા ઉષામાં પ્રકાશિત ( ૧૮૯૦ ), પ્રથમ પ્રપાઠક K. Stonner ( Halle a. s. 1901 ) તરફથી પણ પ્રકાશિત થયું છે. એના ૧૮ અંતિમ ૮ પ્રપાઠક છાન્દોગ્ય ઉપનિષદ્ છે, જે ઉપનિષદ્ Roer તરફથી Biblio Indica માં પ્રકાશિત થયું છે.

७ संहितोपनिषद्ब्राह्मण–Burnell (Mangalore 1877) દ્વારા પ્રકાશિત.

८ वंशब्राह्मण—Burnell ( Mangalore 1873 ) તથા સત્યવ્રત સામશ્રમી દ્વારા પ્રકાશિત ( ઉષા ૧૮૯૨ માં ).

અત્યારસુધીની ગવેષણાના આધાર ઉપર કહી શકાય કે આ બ્રાહ્મણ કૌથુમ તથા રાણાયનીય બન્ને શાખાંના છે.*

( इ ) सूत्र तथा અન્ય कर्मकान्डात्मक ग्रंथ ।

१ मशककल्पसूत्र—જેનું બીજું નામ आर्षेयकल्प પણ છે. આ કેવળ હસ્તલિખિત અવસ્થામાંજ પ્રાપ્ત છે. જે થોડું ઘણું આ વિષયમાં અમને જ્ઞાન છે તેનો આધાર Webber નું કથન છે જે અમને તેઓ દ્વારા પ્રકાશિત Berlin ના હસ્તલિખિત

---

* ભવિષ્યમાં કદાચ, ગવેષણા દ્વારા બ્રાહ્મણોમાં પણ શાખાભેદ જડી આવે. મારા વિચારનો આધાર એ છે કે હમણા સ્વયં ષડ્વિંશ બ્રાહ્મણમાં ( કૌથુમ અને રાણાયનીય અનુસાર ) બે ભેદ મળે છે. આર્ષેય બ્રાહ્મણમાં પણ ભિન્ન ભિન્ન પાઠ મળે છે, જેનાથી આજ સિદ્ધ થાય છે.

ે સંસ્કૃત ગ્રન્થોની સૂચિમાં મળે છે. આ ગ્રન્થની સૂક્ષ્મ ગવેષણાથી તથા એની લાટયાયન-દ્રાહ્યાયણ સૂત્રો સાથે તુલના કરવાથી જણાય છે કે આ કલ્પ અતિ પ્રાચીન હોવું જોઇએ, તથા આ શ્રૌતસૂત્રનો નિર્માતા પ્રસિદ્ધિને વરેલ હશે. આ કલ્પથી બ્રાહ્મણનું પૂર્વવર્તિત્વ હોવું સિદ્ધ થાય છે. આ કલ્પ નિઃસંદેહ કૌથુમ યા રાણાયનીય શાખાનો છે. + જૈમિનીયનો નથી. સામોના નામથીજ આ સિદ્ધ છે. મારો વિચાર છે કે સામવેદીય કર્મકાંડના આ મહત્વપૂર્ણ ગ્રન્થનું એક સંસ્કરણ હું પ્રકાશિત કરૂં.

૨ ક્ષુદ્રસૂત્ર—આ ગ્રંથનું તો હજી સુધી ફક્ત નામજ જાણ્યું છે. જુઓ—

Weber Ind. Stud I. 56, 58. Ind Literaturgesch, 2 p. 92; M. Muller's A History of ancient Sanskrit Literature p. 210. હું જાણું છું ત્યાં સુધી આ ગ્રન્થની ગવેષણા હજી સુધી થઇ નથી. આર્ષેયકલ્પમાં વર્ણિત કર્મકાંડ ઊહગાન ૨૦ સુધી તથા ઊહ્યગાન ૪-૨-૮ સુધી મળે છે. અંતિમ બે પર્વ ( પ્રાયશ્ચિત તથા ક્ષુદ્ર )ના કર્મકાંડનું વર્ણન ત્યાં નથી. આથી એ અનુમાન થઇ શકે છે કે ક્ષુદ્રસૂત્ર આર્ષેયકલ્પનું પરિશિષ્ટ છે. અને India Office ની એક હસ્તલિખિત પ્રતિની ગવેષણાથી મારી ખાત્રી થઇ છે કે આ અનુમાન ખરૂં છે. ક્ષુદ્રસૂત્રમાં ત્રણ પ્રપાઠક છે અને પ્રત્યેક પ્રપાઠકમાં બે બે ભાગ છે. આમાં કોઇ વિશેષ કામનાથી કરવામાં આવતા એકાહ, અહીન તથા સત્ર, અર્થાત્

+ ટીકાકાર વરદરાજ, આ વાતને નિશ્ચતરૂપથી પ્રકટ કરે છે કે તેઓ રાણાયનીય શાખાવલંબી હતા. એનું પ્રમાણ વરદરાજ દ્વારા થયેલ અગ્નિષ્ટોમનું વર્ણન છે કે જે દ્રાહ્યાયણ પદ્ધતિ અનુસાર છે.

કામ્ય અપવરોના વર્ણન છે. આ ગ્રંથ પણ ગાનગ્રંથો સાથે અત્યંત સંબદ્ધ છે. અને એમાં ક્રમ પણ એજ છે જે આપણને પરિચિત છે. એની શૈલી અત્યંત પ્રાચીન તથા બ્રાહ્મણ-ગ્રંથો જેવી છે અને ભાષા અને વિષયની દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો મહત્વનો છે. દુર્ભાગ્યે આના ઉપર કોઈ ટીકા નથી મળતી. એટલે એને સમજવો અત્યંત કઠિન છે. મારો વિચાર છે કે મશકકલ્પ સૂત્રની સાથે આને પણ પ્રકાશિત કરૂં.

३ लाट्यायन श्रौतसूत्र—(Bibliotheca India સંસ્કરણ.)

४ गोभिल-गृह्यसूत्र—Knaver દ્વારા પ્રકાશિત ( Dorpat 1884 ) કેટલાંક પરિશિષ્ટ સહિત Bibl. Ind. માં પણ છપાયો છે.

५ गोभिल અથવા वसिष्ट—વિરચિત श्राद्धकल्प ( લેખકના Altindischer Ahnenkult પૃ. ११३ પર જુઓ ) Bibl. Ind. માં गोभिलसूत्रના પરિશિષ્ટ ભાગમાં છપાયો છે.

६ कर्मप्रदीप અથવા छन्दोगगृह्यपरिशिष्ट.—જીવાનંદ વિદ્યાસાગરદ્વારા ( ધર્મશાસ્ત્ર સંગ્રહ, કલકત્તા १८७६ માં ) પ્રકાશિત એનું પહેલું પ્રપાઠક Fr. Schrader તરફથી પણ પ્રકાશિત થયું છે. ( Halle a. s. 1889 ) બીજું પ્રપાઠક V. Staël-Holstein ( *Halle 1900* ) દ્વારા પ્રકાશિત.

७ गृह्यासंग्रह—Bloomfield દ્વારા Z. D. M. G. 35 માં ગોભિલના સંસ્કરણમાં પ્રકાશિત અને ઉષા નામક પત્રિકામાં પણ મુદ્રિત × ઉપર દર્શાવેલ સમસ્ત ગ્રંથ કૌથુમશાખાના છે.

× કૌથુમ શાખાના સમસ્ત ગ્રંથોની પૂરી સૂચી બનારસ १८८९ માં પ્રકાશિત ગોભિલીય ગૃહ્યકર્મ-પ્રકાશિકાના १२५ માં પૃષ્ઠ ઉપર મળે છે.

મશકકલ્પસૂત્ર તથા ક્ષુદ્રસૂત્ર વિષે આ વાત હજુ ચોક્કસ રીતે ન કહી શકાય.

---

द्विपश्चाशदिमे ग्रन्थाः शाखायाः कौथुमेरिह ।
प्रोक्ताः सामोदधौ यस्माच्छौते स्मार्ते सुनिश्चिताः ॥
तस्माद्वै सामशाखायां ग्रंथभेदो निगद्यते ।
श्रौतस्मार्तोदिते यस्मान्न मुह्येत कथंचन ॥

वे ( गे ? ) यारण्यकमूहोत्र रहस्यं गानमुच्यते ।
छन्दस्यारण्यके चैवं मन्त्राः सोत्तरकाः स्मृताः ॥
छन्दस्यादित्रयं स्तोमः सपदं स्याच्चतुष्टयम् ।
ताण्डवः षड्विंशकं सामविधानार्षेयके तथा ॥

देवताध्यायवंशाख्यः संहितोपनिषत्तथा ।
अष्टमोपनिषच्चैव ब्राह्मणे समुदीरिताः ॥
नारदी लोमशी शिक्षा गौतमी चेति वै त्रिधा ।
कल्पसूत्रं तथा क्षुद्रं लाटयायनकमेव च ॥
उपग्रंथः पञ्चविधो निदानं ताण्डयलक्षणम् ।
अनुपत स्याद् अनुस्तोत्रं कल्पानुपदमेव च ॥
एतद्दशविधं सूत्रं सामगेषु च विश्रुतम् ।
ऋक्तंत्रं सामतन्त्रं च संज्ञाकरणमेव च ॥

धातुलक्षणकं च स्यादिति व्याकरणानि च ।
अनुक्रमणिका चेति नैगेयं च ततः परम ॥
फुल्ल गोभिलगृह्यं च मन्त्रलक्षणकं तथा ।
गायत्र्यादिविधानं च ततः स्तोभानुसंहारः ॥
छन्दोगपरिशिष्टं तु गृह्यासंग्रह एव च ।
श्राद्धकल्पं ततो वेधासाधनं गोभिलीयकम् ॥

. (પં. ચેન્તસલરાવ) P. Chentsal Rao Puntulu: દ્વારા મદ્રાસમાં સને ૧૮૯૦ માં પ્રકાશિત.

આ ચારે ગ્રંથ એકજ શાખાના છે, એમ અભ્યંતર કારણોથી સ્પષ્ટ થાય છે. હા, હજુ હું નિશ્ચિતરૂપથી નથી કહી શકતો કે તે રાણાયનીય શાખાનાજ છે.+ Wobber (II p. 93) કહે છે કે કર્મપ્રદીપના ટીકાકાર **आशार्क** ના મત અનુસાર **गोभिलीय गृह्यसूत्र** રાણાયનીય તથા કૌથુમીય બંને શાખાના છે. અતઃ એ અસંભવ લાગે છે કે **खादिर गृह्यसूत्र** પણ ફક્ત રાણાયનીય શાખાનુંજ હોય. હેમાદ્રિ પણ (શ્રાદ્ધકલ્પ પૃ. ૧૪૬૦, ૧૪૬૮, જુઓ પૃ. ૧૪૨૪) ગોભિલને રાણાયનીય શાખાના સૂત્રકાર માને છે. આ સંબંધમાં વિશેષ મહત્વની વાત તો એ છે કે એક ખાદિર ગૃહ્યસૂત્ર **शार्दूल-सांमगोनुं** પણ મળે છે. જુઓ. Report on a search for Sanskrit Mss in the Bombay Presidency during the Years 1891-95. by A. V. Kathvate, Bombay 1901, જ્યાં ૭૯ નંબર ઉપર શાર્દૂલ-સામગોનું એક ખાદિર ગૃહ્યસૂત્ર આપ્યું છે. કેટલાક પાઠભેદોને બાદ કરતાં, આ ગ્રન્થ Oldenberg દ્વારા પ્રકાશિત ખાદિરગૃહ્યસૂત્રને તદ્દન મળતો છે. હેમાદ્રિના શ્રાદ્ધકલ્પથી નક્કી થાય છે કે હેમાદ્રિના સમયમાં શાર્દૂલશાખાની પરંપરા જીવિતાવસ્થામાં હતી. શ્રાદ્ધકલ્પના પૃ. ૧૦૭૮ પર એક વેદમંત્ર આપવામાં આવ્યો છે જે શ્રાદ્ધમાં બ્રાહ્મણભોજન સમયે, કેવળ કૌથુમ અને રાણાયનીય શાખાવલંબિઓ દ્વારા નહિ પણ શાર્દૂલશાખાવલંબિઓ દ્વારા પણ ઉચ્ચારાવો જોઇએ.

---

+ આ નામ ક્યા આધાર પર આપવામાં આવ્યું છે, તેની શોધ બહુ મહત્વની નીવડશે.

## ३ અનિશ્ચિત શાખાઓના ગ્રન્થ

નિમ્નલિખિત ગ્રંથ કઈ શાખાના છે તે જાણવું કઠિન છે.

१ **गौतमधर्मसूत्र**—Stenzler દ્વારા London 1876 માં પ્રકાશિત જુઓ Buhler ( SBE II pp. XLVI ff ). આને સામવેદ સાથે સંબદ્ધ માને છે.

२ **( छान्दोग्य ) परिशिष्ट**—આનું નામ મને એક હસ્તલિખિત ગ્રંથથી જ્ઞાન થયું. ( Burnell a catatogue of a collection of Skt. Mss. part I, p. 57 number CL XXVIII ) આની એક હસ્તલિખિત પ્રતિ whish ના સંગ્રહમાં પણ મળે છે. ( Winternitz, Catalogue of South Indian Mss. p. 119. )

३ **छन्दोगगृह्यसूत्र**—મારા પરિચિત ગ્રન્થોમાં સર્વથી ભિન્ન છે. એનાં ફક્ત ઉદ્ધરણજ મળે છે. ( જુઓ લેખકનું Altind Ahnenkult p. 121 ).

४ **निदानसूत्र**—સત્યવ્રત સામશ્રમી દ્વારા ઉષામાં પ્રકાશિત.

ઉપરનો નં. ૨ નો ગ્રન્થ, Burnell કહે છે તેમ, कुलुक દ્વારા મનુ ( ૨-૪૪ ) ટીકામાં ઉધ્ધૃત પરિશિષ્ટ નથી. અને તે ગોભિલસૂત્ર યા ખાદિરસૂત્રથી સાક્ષાત્ સંબદ્ધ પ્રતીત નથી થતો કારણ એમાં નિમ્નલિખિત આઠ વ્રતનો ઉલ્લેખ છે.—उपनयन, गोदान, व्रातिक, आदित्यव्रत, महानाम्नीक, औपनिषद, भौतिक તથા ब्रह्मसामव्रत.

નિદાનસૂત્રનું એક લાંબુ વાક્ય ( જુઓ Webber Ind stud I. pp. 44-46 ) ગૌતમપિતૃમેધ સૂત્રને અક્ષરશઃ મળતું આવે છે.—निदा सू० २-६. गौतम पि० सू० १-७-१ -૩૭ થી બિલકુલ ભિન્ન નથી. વાક્ય લાટચાયન ( vii 8-17 )ની

## રાણાયણીય શાખાના ગ્રંથ

હજી સુધી પૂરેપૂરું એ નિશ્ચિત નથી થયું કે કૌથુમ શાખાની સંહિતા તથા ગાનગ્રંથ રાણાયનીયોને પણ ઉપયુક્ત છે કે કેમ

---

स्नानविधिरुपाकर्म श्रावणेन परो विधिः ।
द्विपञ्चाशदिमे ग्रंथा वृषोत्सर्गान्तगाः स्मृताः ॥

અર્થાત્ તે ગ્રંથ આ છે—ગ્રામગેય, આરણ્યગાન, ઊહગાન, ઊહ્યગાન છન્દસ્ય ( પૂર્વાર્ચિક ), આરણ્યક, ઉત્તરાર્ચિક તથા સ્તોભ; પઞ્ચવિંશ બ્રાહ્મણ, ષડ્વિંશ બ્રાહ્મણ, સામવિધાન આર્ષેય, દેવતાધ્યાય, વંશ, સંહિતોપનિષદ્ અને ઉપનિષદ્; નારદીય શિક્ષા ( છપામાં ), લોમશીય તથા ગૌતમીય શિક્ષા, ( જે Burnell ના હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં મળે છે ); આર્ષેયકલ્પ, ક્ષુદ્રસૂત્ર, લાટ્યાયન, ઉપગ્રંથ, ( છપામાં ) પંચવિધસૂત્ર ( આ પણ Burnell ના સંગ્રહમાં જુઓ—સંહિતોપનિષદ્બ્રાહ્મણ પૃ. ૧૪ ) નિદાનસૂત્ર ( છપામાં ), તાંડયલક્ષણ, અનુપદ, અનુસ્તોત્ર, કલ્પાનુપદ ( જુઓ Ind. stud. I p. 43 ) ઋક્તંત્ર ( Burnell–સંહિતોપનિષદ્ I XVI ) સામતંત્ર ( Burnell આર્ષ, બ્રા૦ પૃ ૨૪ ) સંજ્ઞાકરણ ( પાછળનું જુઓ ) ધાતુલક્ષણ, અનુક્રમણિકા, નૈગેય, ( Burnell–आर्ष० ब्रा०, પૃ. ૨૧ ), પુષ્પ ( फुल्ल ) સૂત્ર ( सामप्रतिशाख्यના નામથી છપાયો છે જુઓ પૃ. ૨ નોટ ૨ ) ગોભિલ ગૃહ્ય, મંત્ર ( અથવા કહો માના ) લક્ષણ ( Burnell ના સંગ્રહનો નંબર B 496 અને દક્ષિણ ભારત મુદ્રિત ), સ્તોભાનુસંહાર (Burnell સંહિતોપનિષદ્ પૃ. ૨૬ અને દક્ષિણ ભારતમાં મુદ્રિત ) છન્દોગપરિશિષ્ટ (જુઓ Ind Stup I. p. 59) ગૃહ્યાસંગ્રહ, શ્રાદ્ધકલ્પ,, વેદાસાધન (?); સ્નાનવિધિ, ( ગૃહ્યસૂત્રના પરિશિષ્ટ સ્વરૂપમાં Biblio Ind માં મુદ્રિત ), ઉપાકર્મ, વૃષોત્સર્ગ ( કોઇ એક પરિશિષ્ટ ! ) કિન્તુ સંખ્યા બાવન પૂરી નથી થતી. ઘણો સંભવ છે કે ' गायत्र्यादिविधान 'માં પ્રસ્તાવસૂત્ર, પ્રતિહારસૂત્ર, તથા નિધનસૂત્રનો પણ અન્તર્ભાવ છે. ( જુઓ Burnell–

આજ સુધીની ગવેષણના આધાર ઉપર એ કહી શકાય કે નિમ્ન-લિખિત કર્મકાંડ કેવળ રાણાયનીય શાખાનાં છે.

१ द्राह्यायणश्रौतसूत्र–આનો કેટલોક ભાગ ધન્વિન્‌ની મહત્વપૂર્ણ ટીકાસહિત Reuter ના સુન્દર સંસ્કરણમાં છપાયો છે.

२ खादिर-गृह्यसूत्र-Oldenberg દ્વારા પ્રકાશિત તથા અનૂદિત ( S B E XXIX ) આનું એક સંસ્કરણ દક્ષિણ ભારતમાં પણ પ્રકાશિત થયું છે. જુઓ Stonner, મંત્રબ્રાહ્મણ, ભૂમિકા p. XVI. ।

३ गौतमपितृमेधसूत्र ( Abh f. d. Kunded Morgeul X. 3 pp. 63 ff ) માં Caland દ્વારા પ્રકાશિત श्राद्धकल्प ( Bijdragen tot de Taalland–en volkenkunde van N. Inide માં પ્રકાશિત )ની સાથે તથા દક્ષિણભારતમાં पितृमेधकारिका સહિત કૃષ્ણસ્વામી દ્વારા પ્રકાશિત.

४ गौतमस्मृति ( જુઓ—લેખક Altind Ahnenkult, પૃ. ૧૧૧ ) આ ગ્રન્થ તેલગૂ ટીકા સહિત તેલગૂ લિપિમાં

---

आर्षेयब्राह्मण, પૃ. ૨૫ ) હું અહીં ગ્રંથાક્ષરોમાં Tiruvadi માં મુદ્રિત સંસ્કરણ તરફ ધ્યાન દોરવા માગુ છું. એમાં નિમ્ન લિખિત ગ્રંથ અન્તર્ભૂત છે-છલપ્રક્રિયા પદવર્ગિકમ્,

छन्द आर्चिक-पदस्तोमपद-वेयगान-छलाक्षराणि, आर्चिकलक्षणम्; अवग्रहहितधायम्, अवग्रहव्याख्यानम्, १ मात्रालक्षणम, गायत्रविधानसूत्रम्, स्तोभानुसंहारः, सामप्रकाशकम्, तृतीयचतुर्थधार्यः, उपनिदानसूत्रम, सामस्वर निर्णयः ।

(पं. ચેન્તસલરાવ) P. Chentsal Rao Puntulu દ્વારા મદ્રાસમાં સને ૧૮૯૦ માં પ્રકાશિત.

આ ચારે ગ્રંથ એકજ શાખાના છે, એમ અભ્યંતર કારણોથી સ્પષ્ટ થાય છે. હા, હજુ હું નિશ્ચિતરૂપથી નથી કહી શકતો કે તે રાણાયનીય શાખાનાજ છે.+ Webber (II p. 93) કહે છે કે કર્મપ્રદીપના ટીકાકાર આચાર્યના મત અનુસાર ગોભિલીય ગૃહ્યસૂત્ર રાણાયનીય તથા કૌથુમીય બંને શાખાના છે. અતઃ એ અસંભવ લાગે છે કે ખાદિર ગૃહ્યસૂત્ર પણ ફક્ત રાણાયનીય શાખાનુંજ હોય. હેમાદ્રિ પણ ( શ્રાદ્ધકલ્પ પૃ. ૧૪૬૦, ૧૪૬૮, જુઓ પૃ. ૧૪૨૪ ) ગોભિલને રાણાયનીય શાખાના સૂત્રકાર માને છે. આ સંબંધમાં વિશેષ મહત્વની વાત તો એ છે કે એક ખાદિર ગૃહ્યસૂત્ર શાર્દૂલ-સામગોનું પણ મળે છે. જુઓ. Report on a search for Sanskrit Mss in the Bombay Presidency during the Years 1891-95. by A. V. Kathvate, Bombay 1901, જ્યાં ૭૯ નંબર ઉપર શાર્દૂલ-સામગોનું એક ખાદિર ગૃહ્યસૂત્ર આપ્યું છે. કેટલાક પાઠભેદોને બાદ કરતાં, આ ગ્રન્થ Oldenberg દ્વારા પ્રકાશિત ખાદિરગૃહ્યસૂત્રને તદ્દન મળતો છે. હેમાદ્રિના શ્રાદ્ધકલ્પથી નક્કી થાય છે કે હેમાદ્રિના સમયમાં શાર્દૂલશાખાની પરંપરા જીવિતાવસ્થામાં હતી. શ્રાદ્ધકલ્પના પૃ. ૧૦૭૮ પર એક વેદમંત્ર આપવામાં આવ્યો છે જે શ્રાદ્ધમાં બ્રાહ્મણભોજન સમયે, કેવળ કૌથુમ અને રાણાયનીય શાખાવલંબિઓ દ્વારા નહિ પણ શાર્દૂલશાખાવલંબિઓ દ્વારા પણ ઉચ્ચારાવો જોઇએ.

---

+ આ નામ કયા આધાર પર આપવામાં આવ્યું છે, તેની શોધ બહુ મહત્વની નીવડશે.

### ૩ અનિશ્ચિત શાખાઓના ગ્રન્થ

નિમ્નલિખિત ગ્રંથ કઈ શાખાના છે તે જાણવું કઠિન છે.

१ गौतमधर्मसूत्र—Stenzler દ્વારા London 1876 માં પ્રકાશિત જુઓ Buhler ( SBE II pp. XLVI ff ) આને સામવેદ સાથે સંબદ્ધ માને છે.

२ ( छान्दोग्य ) परिशिष्ट—આનું નામ મને એક હસ્તલિખિત ગ્રંથથી જ્ઞાન થયું. ( Burnell a catatogue of a collection of Skt. Mss. part I, p. 57 number CL XXVIII ) આની એક હસ્તલિખિત પ્રતિ whish ના સંગ્રહમાં પણ મળે છે. ( Winternitz, Catalogue of South Indian Mss. p. 119. )

३ छन्दोगगृह्यसूत्र—મારા પરિચિત ગ્રન્થોમાં સર્વથી ભિન્ન છે. એનાં ફક્ત ઉદ્ધરણજ મળે છે. ( જુઓ લેખકનું Altind Ahnenkult p. 121 ).

४ निदानसूत्र—સત્યવ્રત સામશ્રમી દ્વારા ઉષામાં પ્રકાશિત.

ઉપરનો નં. ૨ નો ગ્રન્થ, Burnell કહે છે તેમ, कुल्लुक દ્વારા મનુ ( ૨–૪૪ ) ટીકામાં ઉધ્ધૃત પરિશિષ્ટ નથી. અને તે ગોભિલસૂત્ર યા ખાદિરસૂત્રથી સાક્ષાત્ સંબદ્ધ પ્રતીત નથી થતો કારણ એમાં નિમ્નલિખિત આઠ વ્રતનો ઉલ્લેખ છે.—उपनयन, गोदान, व्रातिक, आदित्यव्रत, महानाम्नीक, औपनिषद, भौतिक તથા ब्रह्मसामव्रत.

નિદાનસૂત્રનું એક લાંબુ વાક્ય ( જુઓ Webber Ind stud I. pp. 44–46 ) ગૌતમપિતૃમેધ સૂત્રને અક્ષરશઃ મળતું આવે છે.—निदा सू० २-६. गौतम पि० सू० १-७-१ -૩૭ થી બિલકુલ ભિન્ન નથી. વાક્ય લાટ્યાયન ( vii 8-17 )ની

અપેક્ષાએ દ્રાહ્યાયણ ( xxiii 4 ) સાથે અધિક મળતું આવે છે, અને निदा सू० iv 3 ગોભિલીયસૂત્ર ( i i i 2 )ની અપેક્ષાએ ખાદિરસૂત્ર ( i i 5 ) સાથે અધિક મળતું આવે છે, આથી મને એ પ્રતીત થાય છે કે આ વિશિષ્ટ નિદાનસૂત્ર, કૌથુમોની અપેક્ષાએ રાણાયનીય શાખા સાથે અધિક સંબદ્ધ છે. એ વાત ઉલ્લેખનીય છે કે ઉપર આપેલા ( જુઓ રાણાયનીય શાખાનો ગ્રંથ નં. ૩ ) गौतमपितृमेधसूत्र ના દક્ષિણ ભારતીય સંસ્કરણમાં એવું લખ્યું છે કે निदा. सू. २-६ નું ઉદ્ધરણ पातंजलनिदानसूत्र માંથી લેવામાં આવ્યું છે. વીર રાઘવપ્રણીત प्रयोगमुक्तावली Burnell Catal. of a Cole. of Skt. Mss. part I p. 55 ) માં પણ પાતંજલનું જ નામ દર્શાવ્યું છે. આ અનુસાર નિદાનસૂત્રના રચયિતાનું નામ પાતંજલ લાગે છે.

એક બીજી વાત ધ્યાન આપવા યોગ્ય છે કે કંઠભૂષણ ટીકા સહિત તેલગૂ અક્ષરોમાં મુદ્રિત गृह्यरत्न ( મૈસૂર ૧૮૮૧ ) માં गौतमगृह्य નામનો ગ્રંથ કેટલીક વાર ઉદ્ધૃત કર્યો છે. પ્રત્યેક ઉદ્ધરણના આદિ અને અંતમાં 'अत्र गौतमः' 'इति गौतमः' લખેલું મળે છે. ગૌતમના નામ સાથે સંકળાએલ જેટલા ઉદ્ધરણ આ ગ્રંથમાં છે એ બધા જ મને અક્ષરશઃ તેવા જ ખાદિરસૂત્રમાં મળ્યા. પિતૃમેધસૂત્ર જે ખાદિરસૂત્ર સાથે અત્યંત સંબદ્ધ છે તે પરંપરાદ્વારા ગૌતમ પ્રણીત જ દર્શાવાય છે. અમને गौतमस्मृति તથા गौतमधर्मसूत्र નામના ગ્રંથ પણ મળે છે. આ ગ્રંથ ગૌતમ પ્રણીત હોય અને સામવેદની એક વિશિષ્ટ શાખાને નિર્માણ કરતા હોય એવો સંભવ છે? ખાદિર ગૃહ્યસૂત્ર રાણાયનીય શાખાનું છે એ મતના સમર્થનમાં મને કોઇ પ્રમાણ મળતું નથી. કિન્તુ એ પણ નક્કી નથી થતું કે એ ભારતીય પરંપરાનું છે કે શાર્દૂલ શાખા-વલંબિઓનું કે ગૌતમીય-શાખાવલંબિઓનું છે.

## ૪ જૈમિનીય શાખાના ગ્રન્થ

કૌથુમીયાદિ શાખાથી સંબદ્ધ ઉપર જણાવેલ ગ્રંથોથી અતિરિકત એક બીજી સામવેદીય શાખાનું સાહિત્ય છે. તે શાખાનું નામ 'जैमिनीय' શાખા છે. એ વાત પ્રસિદ્ધ છે કે સામવેદ–સાહિત્યની સહુથી મહત્વની સેવા કરનાર A. C. Burnell, અત્યંત મહત્વપૂર્ણ જૈમિનીય બ્રાહ્મણની હસ્ત-લિખિત પ્રતિઓ યુરોપમાં લાવ્યા છે. આ પૂર્વે આ બ્રાહ્મણનો એક બહુ નાનો ભાગ–અર્થાત् तलवकार या केनोपनिषद्–જ્ઞાત હતો. આ વિસ્તૃત બ્રાહ્મણમાંથી, જેનુ સંપૂર્ણ સંસ્કરણ Prof. Oertel તૈયાર કરી રહ્યા છે, Oertel દ્વારા પૂરા ઉપનિષદનું પ્રકાશન 1894 માં ( Journ. Amer. Or. Soc Vol. XVI ) થયું છે. સમયે સમયે આ ગ્રંથના કેટલાક ભાગ વિદ્વાનોએ પ્રકાશિત કર્યા છે, જેમકે Burnell ( A legend from the Talavakara or Jaiminiya Samaveda, Mangalore 1878 ) Oertel ( J. A. O. S. XV, 233-251. XVIII; 15-48, XIX 97-125, XXIII. 325-349; actes duxi me Congress des Orientalistes, Paris 1897 P. 226 ); Hopkins ( J. A. O. S. XXVI, P. 58-65 ) આ ઉપરાંત જૈમિનીય શાખાનો आर्षेय ब्राह्मण પણ પ્રકાશિત થયો છે ( એ પણ Burnell દ્વારા Mangalore 1878 ) ત્યારથી આ સામવેદ શાખા ઉપર ઘણી ગવેષણા થઈ છે. Burnell ના Catal. of a Collection of Sanskrit Mss. Part I. P. 49, એ વાત જ્ઞાત છે કે જૈમિનીયશાખાના ગ્રામગેયગાન તથા આરણ્યક-ગાન ગવેષણાર્થ પ્રાપ્ય છે. જૈમિનીય ગૃહ્યસૂત્ર, સુબોધિની ટીકામાંથી લીધેલા કેટલાંક ઉદ્ધરણો સાથે મેં પ્રકાશિત કર્યું છે. ( Die.

અપેક્ષાએ દ્રાહ્યાયણ ( xxiii 4 ) સાથે અધિક મળતું આવે છે; અને निदा म० iv 3 ગોભિલીયસૂત્ર ( i i i 2 )ની અપેક્ષાએ ખાદિરસૂત્ર ( i i 5 ) સાથે અધિક મળતું આવે છે, આથી મને એ પ્રતીત થાય છે કે આ વિશિષ્ટ નિદાનસૂત્ર, કૌથુમોની અપેક્ષાએ રાણાયનીય શાખા સાથે અધિક સંબદ્ધ છે. એ વાત ઉલ્લેખનીય છે કે ઉપર આપેલા ( જુઓ રાણાયનીય શાખાનો ગ્રંથ નં. ૩ ) गौतमपितृमेधसूत्र ના દક્ષિણ ભારતીય સંસ્કરણમાં એવું લખ્યું છે કે निदा. सू. २-६ નું ઉદ્ધરણ पातंजलनिदानसूत्र માંથી લેવામાં આવ્યું છે. વીર રાઘવપ્રણીત प्रयोगमुक्तावली Burnell Catal. of a Cole. of Skt. Mss. part I p. 55 ) માં પણ પાતંજલનું જ નામ દર્શાવ્યું છે આ અનુસાર નિદાનસૂત્રના રચયિતાનું નામ પાતંજલ લાગે છે.

એક બીજી વાત ધ્યાન આપવા યોગ્ય છે કે કંદભૂષણ ટીકા સહિત તેલગૂ અક્ષરોમાં મૂદ્રિત गृह्यरत्न ( મૈસૂર ૧૮૮૧ ) માં गौतमगृह्य નામનો ગ્રંથ કેટલીક વાર ઉદ્ધૃત કર્યો છે. પ્રત્યેક ઉદ્ધરણના આદિ અને અંતમાં ' अत्र गौतमः ' ' इति गौतमः ' લખેલું મળે છે. ગૌતમના નામ સાથે સંકળાએલ જેટલા ઉદ્ધરણ આ ગ્રંથમાં છે એ બધા જ મને અક્ષરશઃ તેવા જ ખાદિરસૂત્રમાં મળ્યા. પિતૃમેધસૂત્ર જે ખાદિરસૂત્ર સાથે અત્યંત સંબદ્ધ છે તે પરંપરાદ્વારા ગૌતમ પ્રણીત જ દર્શાવાય છે. અમને गौतमस्मृति તથા गौतमधर्मसूत्र નામના ગ્રંથ પણ મળે છે. આ ગ્રંથ ગૌતમ પ્રણીત હોય અને સામવેદની એક વિશિષ્ટ શાખાને નિર્માણ કરતા હોય એવો સંભવ છે? ખાદિર ગૃહ્યસૂત્ર રાણાયનીય શાખાનું છે એ મતના સમર્થનમાં મને કોઇ પ્રમાણ મળતું નથી. કિન્તુ એ પણ નક્કી નથી થતું કે એ ભારતીય પરંપરાનું છે કે શાર્દૂલ શાખાવલંબિઓનું કે ગૌતમીય શાખાવલંબિઓનું છે.

## ४ जैमिनीय शाखाना ग्रन्थ

કૌથુમીયાદિ શાખાથી સંબદ્ધ ઉપર જણાવેલ ગ્રંથોથી અતિરિક્ત એક બીજી સામવેદીય શાખાનું સાહિત્ય છે. તે શાખાનું નામ ' जैमिनीय ' શાખા છે. એ વાત પ્રસિદ્ધ છે કે સામવેદ–સાહિત્યની સહુથી મહત્વની સેવા કરનાર A. C. Burnell, અત્યંત મહત્વપૂર્ણ જૈમિનીય બ્રાહ્મણની હસ્તલિખિત પ્રતિઓ યુરોપમાં લાવ્યા છે. આ પૂર્વે આ બ્રાહ્મણનો એક બહુ નાનો ભાગ–અર્થાત् तलवकार યા केनोपनिषद्–જ્ઞાત હતો. આ વિસ્તૃત બ્રાહ્મણમાંથી, જેનું સંપૂર્ણ સંસ્કરણ Prof. Oertel તૈયાર કરી રહ્યા છે, Oertel દ્વારા પૂરા ઉપનિષદ્દનું પ્રકાશન 1894 માં ( Journ. Amer. Or. Soc Vol. XVI ) થયું છે. સમયે સમયે આ ગ્રંથના કેટલાક ભાગ વિદ્વાનોએ પ્રકાશિત કર્યા છે, જેમકે Burnell ( A legend from the Talavakara or Jaiminiya Samaveda, Mangalore 1878 ) Oertel ( J. A. O. S. XV, 233-251. XVIII; 15-48, XIX 97-125, XXIII 325-349; actes duxi me Congress des Orientalistes, Paris 1897 P. 226 ); Hopkins ( J. A. O. S. XXVI, P. 58-65 ) આ ઉપરાંત જૈમિનીય શાખાનો आर्षेय ब्राह्मण પણ પ્રકાશિત થયો છે ( એ પણ Burnell દ્વારા Mangalore 1878 ) ત્યારથી આ સામવેદ શાખા ઉપર ઘણી ગવેષણા થઈ છે. Burnell ના Catal. of a Collection of Sanskrit Mss. Part I. P. 49, એ વાત જ્ઞાત છે કે જૈમિનીયશાખાના ગ્રામગેયગાન તથા આરણ્યકગાન ગવેષણાર્થ પ્રાપ્ય છે. જૈમિનીય ગૃહ્યસૂત્ર, સુબોધિની ટીકામાંથી લીધેલા કેટલાંક ઉદ્દરણો સાથે મેં પ્રકાશિત કર્યું છે. ( Die.

'literatur van den Samaveda on het Jaiminiya guhyasutra' Verh den Konikl. Akademie V. Wetenseb. te Amsterdam Afd. Letterk. N. R. deel vi nr 2, 1985 ) અનુવાદ, કાન્ઠિકા તથ પદસૂચી સહિત શ્રૌતસૂત્ર frl. Dr. Gaastra દ્વારા પ્રકાશિત થયું છે. ( Bijdrage tot de Kennis van het Vedische Ritueel : het Jaiminiyasrautasutra, Leiden, Brill 1906 ), આ સમયે Burnell દ્વારા લાવેલા અને India Office માં રાખેલાં હસ્તલિખિત ગ્રંથોમાંથી મને સંહિતા પણ મળી ગઇ છે. આ વિષયમાં એક લેખ " Versl en Meded der. Kon. Akad. V. Wetensch " Afd Letterk iv Reeks vii, deel page 300-304 માં મેં લખ્યો છે. જૈમિનીય શાખાના નિમ્નલિખિત ગ્રંથો અમને મળે છે—

१ संहिता; २ ग्रामगेयगान तथा आरण्यगान; ३ ब्राह्मण; ४ उपनिषद्; ५ श्रौतसूत्र; ६ गृहसूत्र.

આ સૂચીમાં કેવળ ઊહ તથા ઊહ્યગાન ઉપલબ્ધ નથી; સંભવ છે કે હજુ પણ તે દક્ષિણ ભારતમાં ઉપલબ્ધ હોય. પ્રથમ હું જૈમિનીય શાખાના ગાનગ્રંથોનું વર્ણન કરીશ.

## જૈમિનીય શાખાના ગાનગ્રંથ

પ્રથમ બે ગાનગ્રંથ ( ગ્રામગેયગાન તથા આરણ્યગાન ) પૂરે પૂરા મને ત્રણ હસ્તલિખિત પ્રતિઓમાં મળ્યા છે. Burnell ની હસ્ત લિખિત પ્રતિમાં, જે હજી સુધી સૂચીપત્રમાં સામેલ નથી થઈ, અને જે હજી સુધી બિલકુલ અપરિચિત હતી, બંને ગાનગ્રંથ છે. એ નીલ કાગળ ઉપર લખાઈ છે અને ગ્રંથાક્ષર લિપિમાં

ત્રિચનાપલીથી મળી છે. એના પ્રારંભમાં એક બીજો ગ્રંથ છે જેનું નામ **सभापतिविरचित धारणालक्षण** છે અને તે લાલ શાહીથી શુદ્ધ કરેલો છે. ધારણાલક્ષણ જૈમિનીય શાખાના સાહિત્યની દૃષ્ટિથી અન્ય વસ્તુઓથી અતિરિક્ત છે. આ પ્રતમાં સામવેદની આ શાખાના સમસ્ત સામોનું વર્ણન કરેલું છે. તદનન્તર બંને આર્ચિકોના ભિન્ન ભિન્ન મંત્રોની સંખ્યા, તેમના છન્દ અને સંપૂર્ણ આર્ષેય બ્રાહ્મણ એમાં આપવામાં આવેલ છે. અંતમાં આ પ્રતિમાં **सामलक्षण** નામનો એક ગ્રંથ છે જેમાં ભિન્ન ભિન્ન સ્વરસમૂહોનું વિશદીકરણ સંસ્કૃત તથા તામિલમાં આપ્યું છે. એમાં પ્રત્યેક સામના ઉચિત અક્ષરો પર સ્વરનિર્દેશ પણ કરેલો છે. Burnell ની બંને ગાનગ્રંથોની બીજી હસ્તલિખિત પ્રતિઓ છે (Catal. of a Collection of Skt. Mss. I, Vedic Mss p. 49, nos. CXLVII and CXLIX, new numbers 61 and 62) તે ઉત્કૃષ્ટ પરંપરાની જણાય છે. એમાં પ્રત્યેક પર્વની ( સામોનો એક ભાગ ) અનંતર, એ પર્વ સાથે સંબદ્ધ સ્વર ક્રમસર આપેલા છે. Burnel ની હસ્તલિખિત પ્રતિઓ નં. ૪૯૭, જે નં. ૬૧ તથા ૬૨ થી નિર્દિષ્ટ છે, તે સ્વરનિર્દેશની દૃષ્ટિથી એક બીજાથી અત્યંત ભિન્ન છે અને આ સમસ્યા સમજાવાનું હમણાં મારી પાસે કોઇ સાધન નથી, તેથી તેને મુદ્રિત કરવાનો વિચાર મારે હમણાં છોડવો પડે છે.

ગ્રામગેય ગાનનો વિભાગ, Burnell દ્વારા પ્રકાશિત આર્ષેય બ્રાહ્મણ સાથે તદ્દન મળતો છે. આગ્નેય પર્વના ૧૨ ભાગ છે; ઐન્દ્ર પર્વમાં ૧૨ ભાગ ગાયત્રના, ૮ બાર્હતના અને ૬ આનુષ્ટુભના છે. આ Burnell દ્વારા પ્રકાશિત આર્ષેય બ્રાહ્મણના અનુસાર જ છે. કિન્તુ અમારી પાસે હસ્તલિખિત પ્રતિમાં અવશિષ્ટ ઐન્દ્ર પર્વ એક વર્ગમાં છે, જેના ૧૦ વિભાગ છે. આ

द्वादशाहस्य वै साम ह्यभ्यूहस्य+ ततः परम् ।
एकत्रिंश ( ऽ ) शिरस्साम शतमेकाहसंज्ञिनः ॥
नवात्युत्तरपञ्चाशच्छतं साम विनिश्चितम् ।
अहीनस्य च चत्वारिंशच्छिरस्कचतुश्शतम् ॥
आहत्योहस्य सामानि द्व्यधिकाष्टशतोत्तरम् ।
सहस्रमिति निर्णीतं प्रसंख्याय यथामति ॥
रहस्यस्य तु षट्पञ्चाशच्छिरस्कशतत्रयम् ।
प्रकृत्यूहरहस्यानां सामान्याहत्य संख्यया ॥
एकाशीत्युत्तरोऽष्टाशी षट्छताधिकमिष्यते ।
त्रिसहस्रंजैमिनीयशाखायां वेदवित्तमैः ॥

ઉપર લખ્યા અનુસાર જૈમિનીય શાખામાં ગાનગ્રંથોમાં સામોની નિમ્નલિખિત સંખ્યા છે.

| | |
|---|---|
| ગ્રામગેયગાન | ૧૨૭૨ |
| આરણ્યગાન | ૨૯૧ |
| ઊહગાન | ૧૮૦૨ |
| ઊહ્યગાન | ૩૫૬ |
| કુલ | ૩૬૮૧ |

કૌથુમીય શાખાના ગાનગ્રંથોની એક ગણના અનુસાર—
૧૧૯૭ + ૨૯૪ + ૧૦૨૬ + ૨૦૫ = ૨૭૨૨ સામ છે.×

---

+ Sic !

× કલકત્તાના સંસ્કરણ ( vol. V, p. ૬૭૪ )ના શ્લોકોમાં ભિન્ન ગણના આપવામાં આવી છે.

આ પ્રકારે જૈમિનીયશાખાના ગાનગ્રંથ અતિ વિસ્તૃત છે. અને કૌથુમશાખાના ગાનગ્રંથની અપેક્ષા અધિક સુંદર અવસ્થામાં ઉપસંક્રાન્ત થએલા જણાય છે. કૌથુમશાખાના આર્ષેય બ્રાહ્મણ ( Burnell નું સંસ્કરણ પૃ. ૩૨ ) અનુસાર, પૂર્વાર્ચિક નં. ૨૫૮માં ( बृहदिन्द्राय गायत ) ચાર સામ છે. કિન્તુ ગ્રામગેય ગાનમાં ( ગ્રંથલિપિના સંસ્કરણમાં પણ ) ફક્ત બે જ સામ આપેલા છે. અને લાટ્યા૦ ૮. ૮. ૧૦-૧૩ માં પણ ચાર સામ દર્શાવ્યા છે. જૈમિનીયશાખાના ગાનગ્રંથમાં બરોબર ચાર સામ મળે છે. જ્યારે કૌથુમશાખામાં બે રહી જાય છે સામવિધાન બ્રાહ્મણ ૧. ૩. ૧૦ ( જુઓ Konow. Das Samavidh br. Introduction, P. 10 )માં પણ ચાર સામ મળે છે.

ગ્રામગેયગાનનું સંસ્કરણ હું નથી કાઢી શકતો, એટલે એ વિષયમાં કંઈક થોડું વર્ણન કરવું હું મારું કર્તવ્ય સમજુ છું. પ્રથમ વાત તો એ કે Burnell ના આર્ષેય બ્રાહ્મણનું સંસ્કરણ બરોબર શુદ્ધ નથી. એની જાણ અમને હસ્તલિખિત ગાનગ્રંથોમાં ઉચિત સ્થાનોપર આપેલ સામના નામોથી મળે છે તલવકાર બ્રાહ્મણના સામોના નામની એક ઘણી મોટી સૂચી આપવી પડી છે, તો સહુથી પહેલી આવશ્યકતા એ સૂચીને શુદ્ધ કરી લેવાની છે, એટલે હું અહીં આર્ષેય બ્રાહ્મણના ( Burnell ના સંસ્કરણના ) પાઠભેદ તથા સંશોધિત પાઠોની સૂચી આપીશ. Burnell દ્વારા પ્રકાશિત આર્ષેયબ્રાહ્મણની સહાયથી દરેક વ્યક્તિ સામોની યોનિ સ્વરૂપ ઋચાઓની જાણ મેળવી શકે છે. કિન્તુ આરણ્યગાનની વાત તદ્દન ભિન્ન છે. આરણ્યગાનના સામોની યોનિઓનું જ્ઞાન પણ અમુક અમુક દશામાં ઘણું મહત્વનું થાય છે. એટલે કૌથુમગાન સાથે તુલના કરતાં કરતાં હું આરણ્યગાન ઉપર દૃષ્ટિપાત કરીશ. એનું પરિણામ એ આવ્યું છે કે આર્ષેયબ્રાહ્મણના આધાર ઉપર

અમે સમજતા હતા તેવો ભેદ એ ગાનગ્રંથોમાં નથી, સામ, અધિકતર, નામભેદ માત્રથી જ ભિન્ન છે.

સહુથી પ્રથમ ગ્રામગેયગાનના આધારપર બર્નેલ (Burnell) ના આર્ષેયબ્રાહ્મણના પાઠભેદ અને સંશોધન આપું છું. જમણા હાથ પર લખેલી સંખ્યા કેટલી હસ્તલિખિત પ્રતિઓમાં આવો પાઠભેદ છે, તે સૂચવે છે.

१ बार्हिषीयम् २
६ संवर्गवार्म्रघ्ने ( આજ શુદ્ધ છે ) १
१७ भार्गवे च ( नाह्ने નહિં જોઇએ ) १
३३ सौर्यवर्चस्य ( આજ શુદ્ધ છે ) ३
३४ गौर २
३६, ३७, ४१, ७९, १०८, १२२, भरद्व० ( भारद्व ના સ્થાને )
३५ श्रुष्टीगवम् ३
४७ गाधिनश २
५० कार्ण०, कार्ष्ण, काष्ण.
६२ वाभ्रस्य
७२ इति वा तम् (॰ तन् )–આ નહિં જોઇએ. २
७८-७९ घृताचेराङ्गिरसस्य सामनी द्वे
८० भरद्वाजस्य प्रासाहम् ।
८३, ८४ कौल्मदम् । બીજો પાઠ. १
९० सयोनि । १
९२ पैवं चाकद्यद् वाङ्गिरसम् । १
९९ श्रूध्ये १ श्रुध्ये १
१०५ बृहदाग्नेयं च ३; सौमक्रतवं वा १

११२ साध्रं च, साद्भं च, स्याद्धयं च
१२३ गौरीवीतम् १
१३३ पेरुमवाहानि
१३४ अहेः पैणवस्य २, अहेश्वैणवस्य १; अलिहनो, अलिहेनो (Sec. M. पेहिनो); वैल्वस्य १; वैल्वस्य २
१३७ संवेशीयं ३
१३९ कार्क्षावतम् ३ ( ० कांक्षी० १. Seom. )
१५३ वाजदावर्यंच १
१५६ गौरिवीतानि १
१५८ श्रौतकक्षाणि ३
१५९ वामदेवोद्वासं ३
१६० औदले ( स्तत्तौतले ) १
१६४ मैधातिथं १
१६७ गौरिवीते
१६८ ० गौरिवीतं १
१९५ इन्द्रस्य वा २
२२२ विष्णोश्च साम ५. १.
२३१ अभो ( अभि ) वादस्य ५. १.
२४० कौल्मुल०, कौन्मुल०, कन्मुल०.
२४५ कण्व ३
२४१ इन्द्रस्येन्द्रियम २
२५८ संश्रयसो, विश्रवसो, सत्यश्रयसो ५५. ११.
२६२ श्रुष्टीगर्व ३
२६८ श्राभ्रं २; वाभ्रं १
२८० कौन्मुले २
२८३ गौरिवीतैः १

३१३ निहवः १
३२३ सौमरश्मे १
३३२ आदित्यास् ( सिच्, स्तत्त अदित्यास् ) सामनी १
३३७ कश्यपस्य वानितोदौ १
३५१ रयिष्ट १
३५२ कौन्मुद० कौन्मल०
३५४ कौन्मल० २
३५६ मधुश्चुन्निधनं २
३७९ श्येनः २
४१९ सेनदे वा, सेनुदे वा, स्येन्षदे वा.
४२६ गौरयेश्० १
३८५ पुराधसश्० २ ( स्तत्त प्रश० )
३८९ त्रैक्कुभानि त्रीणि ३
३९० औक्ष्णोरन्ध्राणि त्रीणि (३) औक्ष्णोनियानानि वा (१) ( कौथुमीयार्षेयब्राह्मणे )
३९१ रेवत्यैव १ .
४४९ सन्तनीके १
४६८ सुरूपे द्वे; संहितं च (१) स्तत्त सुहितं च; संहितं चैव २
४६९ इन्द्रसामनी द्वे
४८१ कुम्भस्य २
४८५ प्रक्रीडाम्; संक्रीडा वा निक्रीडा वा
४९८ बाधानि २
५०० वैतदश्वेः १
५११ उद्वंश; सदोविशीयं जमदग्नेः सवासीनी (स्वासिनी)
५१२ अधोवास० ३ गोष्टापुंसिनी; पुंस्वीनी.

५१७ औक्ष्णोनियानानि १
५२० वैयाक्रिरसं
५२१ ० प्रशस्य जानस्या० १
५२४ वाजजितौ
५४७ त्याष्ट्री सामानि; त्वाष्ट्री सामानि चैव.
५५५ वाजसननौ ५. १
५५८ दाशशीर्ष १
५६९ कार्ण०, काण्ण०
५८१ कौम्मल० ३
५८३ .श्यैतेयाणि, श्यैतेष्याणि, शैतेष्याणि.

હવે હું આરણ્યગાનની સૂચી આપુ છું. એનો આધાર જૈમિનીય શાખાની સૂચી છે. પ્રત્યેક યોનિનિર્દેશક સંખ્યા, કૌથુમ-શાખાના આરણ્યગાનમાં મળતા સામની દ્યોતક છે. Ar. S. નો અર્થ છે જૈમિનીય શાખાની આરણ્યક સંહિતા. રોમન તથા અરબી લિપિની સંખ્યા કૌથમાર્ચિકની લગાતાર ગણેલી ઋચાઓને દર્શાવે છે.

## સામવેદની સંહિતા

( નં. ૫૦૧ ની ) Burnell ની હસ્તલિખિત પ્રતિ (ગ્રન્થ-લિપિ, બંને બાજુ પર લખેલા ૭૦ પાના, નીલ કાગળ, પ્રત્યેક પાન પર ૨૪ પંક્તિ )ના. ઉપરના કાગળ પર પોતાના હાથથી Burnell દ્વારા લખેલું છે—" सामवेद ( तलवकार ) जैमिमीयसंहितापाठ.

पूर्वार्चिक पृ० १
आरण्यकसंहिता २६.व
उत्तर आर्चिक २९

કહીં કહીં શુદ્ધ છે. એવું પ્રતીત થાય છે કે મૂળ પાઠ કોઈ અલ્પજ્ઞ વિદ્યાર્થીએ લખ્યો હોય.

પ્રથમ પાન ઉપર પણ Burnell ના હસ્તાક્ષરમાં લખેલું છે કે,

" સામવેદ સંહિતાપાઠ જૈમિનીય શાખા, Tinavelly ની લગભગ ૧૭૦૦ ઇ. ની પ્રતિમાંથી ( લખ્યું ) –A. B. 1879."

પૂર્વાર્ચિક તથા આરણ્યક નિઃસંદેહ સંપૂર્ણ છે. Burnell નું જૈમિનીય-આર્ષેય-બ્રાહ્મણ સંસ્કરણનું સર્વોત્તમ નિયામક છે. બંનેના મૂળ પાઠોમાં સંપૂર્ણ ઐક્ય છે. બંને શાખાઓના આર્ષેય બ્રાહ્મણની તુલનાથી આપણને એ જણાય છે કે કૌથુમસંહિતા કેટલે સુધી જૈમિનીય સંહિતાથી ભિન્ન છે. પૂર્વાર્ચિકમાં બંનેનો ભેદ વિશેષ મહત્વનો નથી. અધિકતર આ ભેદ કેટલેક ઠેકાણે મંત્રોના ક્રમમાંજ છે. આર્ષેય બ્રાહ્મણ અનુસાર મંત્રોનો ક્રમ ભિન્ન હોવો જોઇએ, તેવા સ્થળે સંહિતામાં વાસ્તવમાં ઐક્ય મળે છે. પરંતુ બંને સંહિતાના આરણ્યકમાં ભેદ અધિક છે; બંને શાખાઓના આર્ષેય બ્રાહ્મણોની તુલનાથી પ્રથમથીજ પ્રતીત થયું છે તેમ જૈમિનીય આરણ્યકમાં બહુજ ભિન્નતા છે અને તે Burnell ની મહત્વપૂર્ણ હસ્તલિખિત પ્રતિથી હવે પૂર્ણ રીતે સિદ્ધ થઇ ગયું છે. બંને શાખાએ અનુસાર આરણ્યકમાં ૫૫ મંત્ર છે (એમાં મહાનામ્ની નું પરિગણન નથી થયું ) એમાંથી ૪૫ મંત્રો બંનેમાં સમાન છે. અહીં સુધી આર્ષેય બ્રાહ્મણ ( જે એક પ્રકારે ગ્રામ-ગ્રેયગાન તથા આરણ્યગાનની અનુક્રમણી છે. ) સંહિતાપાઠના નિયામક તરીકે અમારી સહાયતા કરી શકે છે. પરંતુ ઉત્તરાર્ચિક માટે અમારે કેવળ Burnellની હસ્તલિખિત પ્રતિની સહાય લેવી પડે છે.

એ નિશ્ચયપૂર્વક નથી કહી શકાતું કે આ ભાગ અમને પૂરો

મળ્યો છે અથવા અધૂરો પ્રાપ્ત થયો છે. જો એમ માનીએ કે હસ્તલિખિત પ્રત અધૂરી છે તો અંતર્માંજ મંત્રનો ખોટ માનવી પડશે, કારણ એમાં ખંડ તથા મંત્રોની લગાતાર સંખ્યામાં સંપૂર્ણ ગણત્રી છે. હવે એટલું તો અવસ્ય જણાય છે કે અમારા જૈમિનીય ઉત્તરાર્ચિકમાં અનેક મંત્ર મળતા નથી જે ગ્રામેયગાનની 'યોનિ' તરીકે રહ્યા હશે. સંહિતાના આ ભાગમાં, પહેલા બે ભાગની અપેક્ષાએ, કૌથુમીયશાખા સાથે બહુ ભેદ છે. ક્રમ તો ઘણોજ ભિન્ન છે, અને જૈમિનીય શાખામાં ત્રણ ત્રણના સમૂહમાં 'યોનિ' –સ્વરૂપ બહુ ઋચાઓ મળે છે જે કૌથુમીય શાખાની ઋચાઓથી બિલકુલ ભિન્ન છે. આથી એ સિદ્ધ થાય છે કે દ્વાદશાહ આદિ યજ્ઞોમાં પણ જૈમિનીયોની વિધિ કૌથુમોથી ભિન્ન હશે. વૈદિક સંહિતાના ઇતિહાસની દૃષ્ટિએ તલવકાર સંહિતાની પ્રાપ્તિ એ એક મહત્વની બાબત છે, કારણકે વૈદિક સાહિત્યથી અપરિચિત મંત્ર આ સંહિતામાં ધારવા કરતાં ઘણાજ ઓછા મળી આવ્યા છે.

અમે એ જોયું છે કે જૈમિનીય તથા કૌથુમીય શાખામાં મુખ્ય મુખ્ય વાતોમાં એક સરખુંજ વિભજન છે. અને આ મુખ્ય વાતોનું ખંડોમાં વિભજન પણ, પૂર્વાર્ચિક તથા આરણ્યકમાં, એક સરખું છે. પ્રથમ અગ્નિના મંત્ર આવે છે, પછી ઇન્દ્રના અને પછી પવમાન. જૈમિનીય શાખાના આગ્નેય પર્વમાં લગાતાર ગણના મળે છે કિન્તુ કૌથુમ શાખા અનુસાર ગણનાના સૂત્રનો પણ પત્તો લાગે છે. હા, જૈમિનીય શાખાનું ઉત્તરાર્ચિક જે બે શાખાઓમાં વિભક્ત છે, તે કૌથુમ શાખાના ઉત્તરાર્ચિકથી ભિન્ન છે. હજુ સુધી ઊહ તથા ઊહ્યગાન અમને પ્રાપ્ત નથી થયાં તેથી હું દર્શાવી નથી શકતો કે આ વિભજન બે ભાગમાં કયા તત્વના આધાર પર થયું છે.

Burnell ની હસ્ત લિખિત પ્રતિમાં કેટલાક એવા મંત્ર

છે જેના બરોબર વિભાગ નથી થયા. લગભગ એવું બન્યું છે કે પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધમાં ભળી ગયો છે. કહીં કહીં તો બબ્બે બબ્બે અથવા ત્રણ ત્રણ મંત્ર એક એક કરીને ગણાવા છે. ગ્નાનગ્રંથ તથા આર્ષેય બ્રાહ્મણની તુલનાથી પૂર્વાર્ચિક તથા આરણ્યકની અશુદ્ધિઓ પણ ખબર પડે છે, તેથી નિમ્નલિખિત જૈમિનીય સંહિતાના સારાંશમાં ઉત્તરાર્ચિકની અશુદ્ધિઓનો પણ નિર્દેશ કરવો ઉચિત ધાર્યો છે. આ પ્રકારની આવશ્યક તુલનાથી જૈમિનીય સંહિતા તથા કૌથુમીય સંહિતામાં નિમ્નલિખિત મંત્ર સંખ્યા મળે છે.

| | જૈમિ. | કૌથુ. |
|---|---|---|
| પૂર્વાર્ચિક | ૫૮૭ | ૫૮૫ |
| આરણ્યક | ૫૯ | ૫૯ |
| ઉત્તરાર્ચિક ૧ | ૭૪૫ | |
| ૨ | ૨૯૬ | ૧૨૨૫ |
| | કુલ ૧૬૮૭ | ૧૮૬૯ |

આ અનુસાર જૈમિનીય સંહિતામાં કૌથુમીય શાખાથી ૧૮૨ મંત્ર ઓછા છે.+ આ થઈ વિસ્તારની વાત. હવે જો મંત્રોના પાઠ ઉપર વિચાર કરવામાં આવે તો ત્યાં પણ જૈમિનીય સંહિતા મિલકુલ સ્વતંત્ર માર્ગનું અવલંબન કરે છે. આ સંહિતા અમને કેવળ એક હસ્તલિખિત પ્રતિ ( જે સ્થાન સ્થાન પર અશુદ્ધ છે ) ના આધાર પર મળી છે, એટલે એ કહેવું કઠિન છે કે પાઠભેદ એ ખરેખર ભેદ છે કે અશુદ્ધ પાઠ છે. અહીં ગાનગ્રંથોમાં આપેલી અને ગાયન માટે પ્રસ્તુત કરેલી ઋચાઓની તુલના વિશેષ મહત્વની છે. મેં કરેલી તુલનાથી ખબર પડે છે કે એવા ઘણા

+ વાસ્તવમાં તો કેવળ ૧૫૫, જો અપ્રતિરથ સામ, જેને છન્દોગ કર્મકાંડ સાથે સંબંધ નથી તેને કાઢી નાખીએ તો

મળ્યો છે અથવા અધૂરો પ્રાપ્ત થયો છે. જો એમ માનીએ કે હસ્તલિખિત પ્રત અધૂરી છે તો અંતર્માંજ મંત્રનો ખોટ માનવી પડશે, કારણ એમાં ખંડ તથા મંત્રોની લગાતાર સંખ્યામાં સંપૂર્ણ ગણત્રી છે. હવે એટલું તો અવશ્ય જણાય છે કે અમારા જૈમિનીય ઉત્તરાર્ચિકમાં અનેક મંત્ર મળતા નથી જે ગ્રામેયગાનની 'યોનિ' તરીકે રહ્યા હશે. સંહિતાના આ ભાગમાં, પહેલા બે ભાગની અપેક્ષાએ, કૌથુમીયશાખા સાથે બહુ ભેદ છે. ક્રમ તો ઘણોજ ભિન્ન છે, અને જૈમિનીય શાખામાં ત્રણ ત્રણના સમૂહમાં 'યોનિ' –સ્વરૂપ બહુ ઋચાઓ મળે છે જે કૌથુમીય શાખાની ઋચાઓથી બિલકુલ ભિન્ન છે. આંથી એ સિદ્ધ થાય છે કે દ્વાદશાહ આદિ યજ્ઞોમાં પણ જૈમિનીયોની વિધિ કૌથુમોથી ભિન્ન હશે. વૈદિક સંહિતાના ઇતિહાસની દૃષ્ટિએ તલવકાર સંહિતાની પ્રાપ્તિ એ એક મહત્વની બાબત છે, કારણકે વૈદિક સાહિત્યથી અપરિચિત મંત્ર આ સંહિતામાં ધારવા કરતાં ઘણાજ ઓછા મળી આવ્યા છે.

અમે એ જોયું છે કે જૈમિનીય તથા કૌથુમીય શાખામાં મુખ્ય મુખ્ય વાતોમાં એક સરખુંજ વિભજન છે. અને આ મુખ્ય વાતોનું ખંડોમાં વિભજન પણ, પૂર્વાર્ચિક તથા આરણ્યકમાં, એક સરખું છે. પ્રથમ અગ્નિના મંત્ર આવે છે, પછી ઇન્દ્રના અને પછી પવમાન. જૈમિનીય શાખાના આગ્નેય પર્વમાં લગાતાર ગણના મળે છે કિન્તુ કૌથુમ શાખા અનુસાર ગણનાના સૂત્રનો પણ પત્તો લાગે છે. હા, જૈમિનીય શાખાનું ઉત્તરાર્ચિક જે બે શાખાઓમાં વિભક્ત છે, તે કૌથુમ શાખાના ઉત્તરાર્ચિકથી ભિન્ન છે. હજુ સુધી ઊહ તથા ઊહ્યગાન અમને પ્રાપ્ત નથી થયાં તેથી હું દર્શાવી નથી શકતો કે આ વિભજન બે ભાગમાં કયા તત્વના આધાર પર થયું છે.

Burnell ની હસ્ત લિખિત પ્રતિમાં કેટલાક એવા મંત્ર

છે જેના બરાબર વિભાગ નથી થયા. લગભગ એવું બન્યું છે કે પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધમાં ભળી ગયો છે. કહીં કહીં તો બબ્બે બબ્બે અથવા ત્રણુ ત્રણુ મંત્ર એક એક કરીને ગણાયા છે. જ્ઞાનગ્રંથ તથા આર્ષેય બ્રાહ્મણુની તુલનાથી પૂર્વાર્ચિક તથા આરણ્યકની અશુદ્ધિઓ પણુ ખબર પડે છે, તેથી નિમ્નલિખિત જૈમિનીય સંહિતાના સારાંશમાં ઉત્તરાર્ચિકની અશુદ્ધિઓનો પણુ નિર્દેશ કરવો ઉચિત ધાર્યો છે. આ પ્રકારની આવશ્યક તુલનાથી જૈમિનીય સંહિતા તથા કૌથુમીય સંહિતામાં નિમ્નલિખિત મંત્ર સંખ્યા મળે છે.

| | જૈમિ. | કૌથુ. |
|---|---|---|
| પૂર્વાર્ચિક | ૫૮૭ | ૫૮૫ |
| આરણ્યક | ૫૯ | ૫૯ |
| ઉત્તરાર્ચિક ૧ | ૭૪૫ | |
| ૨ | ૨૯૬ | ૧૨૨૫ |
| | કુલ ૧૬૮૭ | ૧૮૬૯ |

આ અનુસાર જૈમિનીય સંહિતામાં કૌથુમીય શાખાથી ૧૮૨ મંત્ર ઓછા છે.+ આ થઇ વિસ્તારની વાત. હવે જો મંત્રોના પાઠ ઉપર વિચાર કરવામાં આવે તો ત્યાં પણુ જૈમિનીય સંહિતા બિલકુલ સ્વતંત્ર માર્ગનું અવલંબન કરે છે. આ સંહિતા અમને કેવળ એક હસ્તલિખિત પ્રતિ ( જે સ્થાન સ્થાન પર અશુદ્ધ છે ) ના આધાર પર મળી છે, એટલે એ કહેવું કઠિન છે કે પાઠભેદ એ ખરેખર ભેદ છે કે અશુદ્ધ પાઠ છે. અહીં ગાનગ્રંથોમાં આપેલી અને ગાયન માટે પ્રસ્તુત કરેલી ઋચાઓની તુલના વિશેષ મહત્વની છે. મેં કરેલી તુલનાથી ખબર પડે છે કે એવા ઘણા

+ વાસ્તવમાં તો કેવળ ૧૫૫, જો અપ્રતિરથ સામ, જેને છન્દોગ કર્મકાંડ સાથે સંબંધ નથી તેને કાઢી નાખીએ તો

સ્થાનો છે કે જ્યાં જૈમિનીય સંહિતા કૌથુમશાખાથી ભિન્ન છે. આ ભેદ કેટલાક સ્થળે પાઠની અશુદ્ધિના કારણે છે જ્યારે કેટલાક સ્થળે ખરેખર પાઠભેદ છે. આરણ્ય ગાનમાં એવા અનેક મંત્રો મળે છે જે પહેલા ગ્રામગેય ગાનમાં આવી ચૂકયા છે. એની પણ મેં પ્રત્યેક સ્થાન ઉપર તુલના કરી છે. ગાનગ્રંથોની તુલના અમને એક વિષયમાં અવશ્ય સંદેહમાં નાખે છે. અને તે છે અંતિમ સ્વરોનો વિસ્તાર. જ્યાં જ્યાં કૌથુમીય શાખામાં અંતિમ સ્વર હ્રસ્વ આવ્યો છે ત્યાં જો જૈમિનીયમાં અંતિમ સ્વર દીર્ઘ મળે છે તો મેં ત્યાં પ્રશ્નાર્થસૂચક ચિન્હ મૂક્યું છે. જે અન્ય પાઠભેદ છે, ખાસ કરીને સંહિતાના પ્રથમ બે ભાગમાં જે મળે છે, તેનું દરેક સ્થાને ગાનગ્રંથોની તુલનાથી સમર્થન કરવામાં આવ્યું છે. આ ઉપરાંત નિમ્નલિખિત વાતો નિશ્ચયપૂર્વક કહી શકાય છે.

જૈમિનીય સંહિતામાં* સાધારણ સંધિનિયમ એ છે કે સ્વર પહેલાં અંતિમ आन् ના સ્થાને अं થઈ જાય છે. જો હસ્તલિખિત પ્રતિ ગ્રંથલિપિના સ્થાને દેવનાગરી લિપિમાં હોત તો કદાચ આ સ્થાને अँ થાત. અંતિમાક્ષરનો આ સંધિનિયમ મૈત્રાયણીય અને કપિષ્ટલ સંહિતાના મંત્રોને પણ લાગુ પડે છે. ( જુઓ—V. Schroder ની ભૂમિકા મૈત્રાયણીય સંહિતા Vol. I. P. XXIX, XXXIX, XLII; Wackernagel : Altind. Gramm. 1. ૨૭૯ b. a. note )—ઉદાહરણાર્થ ઋગ્વેદનો મંત્ર 'महाँ इन्द्रः परश्चनो' ઋ. ૧. ૮. ૫. ( = સામવેદ કૌથુમશાખા ૧. ૨. ૨. ૩. ૨ ) જૈમિનીય સંહિતામાં આ પ્રકારે મળે છે —'महं इन्द्रः परश्च नौ'

---

* ઉદ્ધરણોમાં કૌથુમીય શાખાની લગાતાર સંખ્યા આપવામાં આવી છે.

ઋ. ૮. ૩. ૧. નો ' वृधेऽस्माँ अवन्तु ते धियः ' ( = સામવેદ કૌથુમશાખા ૧. ૩. ૧. ૫. ૭ ) મંત્ર જૈમિનીય સંહિતામાં આ પ્રકારે છે—वृधे अस्मं अवन्तु ते धियः । ઋગ્વેદ ૮. ૯૭. ૧ નો ' या इन्द्र भुज आ भर स्वर्वाँ असुरेभ्यः ' ( = સામવેદ કૌથુમશાખા ૧. ૩. ૨. ૨. ) મંત્ર જૈમિનીય સંહિતામાં આ પ્રકારે છે—' या इन्द्र भुज अभरः स्वर्व असुरेभ्यः । ઋગ્વેદ ૧. ૨૭. ૧. નો ' मीढ्वाँ अस्माकं बभूयात् ' ( = સામવેદ કૌથુમશાખા ૨. ૭. ૧. ૭. ૨ ) મંત્ર જૈમિનીય સંહિતામાં આ પ્રકારે છે—' मीढ्वं अस्माकं बभूयात् । ' પણ આ અંતિમ સ્વરનો નિયમ પ્રત્યેક સ્થાન પર નથી લાગ્યો. ઉત્તરાર્ચિકમાં કહીં કહીં अं ના સ્થાને आं પણ મળે છે. ઉદાહરણાર્થ ' अग्ने देवाँ इह ' ( =સામવેદ કૌથુમ-૨. ૨. ૧. ૬. ૩. ) ઇત્યાદિ। તથાપિ બ્રાહ્મણ અને સૂત્રોના ઉદ્ધરણોમાં આવા સ્થળોએ સર્વત્ર अं મળવાથી સમગ્ર સંહિતામાં આ નિયમ લાગુ છે એમ કહી શકાય. ઉદાહરણાર્થ—જુઓ જૈમિનીય બ્રાહ્મણ ( J. A. O. S. XXIII, P. 348 માં ઉદ્ધૃત )—' परस्या अधि संवतो वरम् ( હસ્તલિખિત પ્રતિમાં वरं છે. ) अभ्यातर यत्राहमस्मि तम् ( ' तं ' વાંચો ) अव । ' કિન્તુ સ્વયં બ્રાહ્મણો અથવા સૂત્રોમાં આ નિયમ બિલકુલ લાગુ નથી અથવા એટલો ઓછો લાગુ છે કે જેટલો ઓછો મૈત્રાયણીય સંહિતામાં છે. કહીં કહીં આ સ્વર-હ્રસ્વીકરણ उन ના સબન્ધમાં પણ મળે છે. ઉદાહરણાર્થ—' त्वमग्ने वसुंर् इह रुद्रं आदित्यं उत ' ( સામવેદ કૌથુમશાખા ૧-૧-૨-૫-૬. त्वमग्ने वसूँर् इह रुद्राँ आदित्याँ उत ) पिबा सोममृतुंर् अनु ( = સામવેદ કૌથુમ ૧-૩-૧-૪-૭ ऋतूँर् अनु ) ।

૨ જૈમિનીય સંહિતાની એક વિશેષતા છે કે ड ના સ્થાને

તામિલ-મલયાલમનો ळ પ્રયુકત થાય છે. ( જુઓ Burnell જૈમિનીય આર્ષેય બ્રાહ્મણ Introduction P. IX ) આ નિમ્નલિખિત × સ્થાનોમાં મળે છે—

मूळ (१-२३), मूळिम् (१-३१७), चोळाद् (१, २६०), वीळाद् (२-४१२), चीळावः (१-१९६) क्रोळन्तम् ( २-१९१, ४६८, ५०१ ), क्रोळम् ( २-९६९ ), वळ् ( १, २७६ ), मूरिपाळ् ( २, ८१२ ), सनोळा ( १-४३३ ), इळिष्व ( १, ४९, ९३, १०३, २-२३८ ) ईळेन्यो ( २, ८८८, ९११ ), इळानाम् ( १-५८२ ), इळा: ( १-४५५ ), इळाम् ( २, १८१ ), इळया ( १-३३८ ) ईळे ( आर्षे० १-१०, २-८९३ અને ઋગ્વેદ ૩-૨૭-૨ ) ईळते ( १-१५१-२-८९० ) ईळित ( २-७०० ) । કિન્તુ આના પણ અપવાદ મળે છે; જેમ-ईडते ( १-७० ), उदानड् ( १-७१ ), ईडयो ( १-७२ ) इन्द्र स्पड् उत ( आर्षे० ३-५ ), = ઋગ્વેદ ૮-૬૧-૧૫ ), चिराड् ( आर्षे० ३-१० ), मृडया ( २-११८-११६ ), ईडयम् (१-९१८), અને આ અપવાદ બીજા સ્થાનો ઉપર પણ અનેક વાર મળે છે. આ અક્ષરનો પ્રયોગ બ્રાહ્મણ ( आर्षेय માં પણ ) શ્રૌતસૂત્ર અને ગૃહ્યસૂત્રમાં પણ મળે છે તેથી એને જૈમિનીય સંહિતાની વિશેષતા સમજવી જોઇએ.

૩. જે સ્વર કૌથુમીય શાખામાં સ્વરિત થઇ જાય છે, તે જૈમિનીય શાખામાં નથી થતા. જેમ-' इडिष्वा हि प्रतीव्या ३ म् ( १. १०१ ), આ મંત્ર જૈમિનીય શાખામાં ઋગ્વેદની માફક ' प्रतीव्यां ' પઢાય છે. કૌથુમ શાખાનું ' पाहयू ३ स '।

× ઉદાહરણોમાં કૌથુમીય સાખાની સંખ્યા આપી છે.

( १. ३९ ), જૈમિનીય શાખામાં पाद्युत થઇ જાય છે.

४. કેટલાંક સ્થળોએ જૈમિનીય સંહિતાની શબ્દલેખન પદ્ધતિ કૃષ્ણ યજુર્વેદ, અર્થાત તૈત્તિરીય શાખાને મળતી છે. પહેલી વાત તો એ છે કે વ્યંજનો અનન્તર ( કહીં કહીં ) य ના સ્થાન પર इय હોય છે. જેમકે-दुष्वप्रियम् ( १ १४१ ), 'शिप्रियन्धसः' ( १. ६९७ ), ' हस्तिया ' ( १. ३४९ ), ' कृतियो ' ( १. ५५८ ), ઇત્યાદિ કિન્તુ એની સાથે સાથે-' ऋग्म्यम् ' ( १. ३७९ ) પણ મળે છે. બીજી વાત એ છે કે જ્યાં જ્યાં ઋગ્વેદ અથવા કૌથુમ શાળામાં ' पुरुवसु ' શબ્દ છે ત્યાં ' पुरोवसुं ' મળે છે. ( જુઓ १. १४६, १९३, २३९, २४४. २६०, ३०९, २, ९०४ ); તૈત્તિરીઓમાં પણ એવું જ છે-જુઓ તૈત્તિરીય સંહિતા ३. २. ५. १. ३. २. १० ( ' मयिवसुः पुरोवसुः ' એની તુલના आश्वलायन श्रौतसूत्र ५. ६. १, ' पथवसुः, पुरुवसुः ' થી કરો ) ત્રીજી વાત એ છે કે એક મંત્ર-તૈત્તિરીયક ( અને મૈત્રાયણીય ) શાખામાં મળે છે—અર્થાત્ १. ८७० જૈમિનીય સંહિતામાં બે વાર આ રૂપમાં આવ્યો છે-' दधत् पोषं रयिं मयि । ' કિન્તુ આથી વિરૂદ્ધ ઋગ્વેદ, કઠ તથા કૌથુમ શાખામાં એનુ રૂપ ' दधद् रयिं मयि पोषम् ' છે.

५. લગભગ પ્રત્યેક સ્થાને જો કોઇ શબ્દનો આદિનો 'न' કાર 'र' કાર અથવા 'ष'કારમાં પરિણમે તો મૂર્ધન્યમાં ( 'ण' કારમાં ) પરિણત થઇ જાય છે. જેમકે—'रेवतीर्णः' (१, १९३, २. ४३४), ' रेवतीर्नः ' ના સ્થાને. ( આવું જ ગાનગ્રંથોની હસ્તલિપિ, ઋગ્વેદ તથા કૌથુમીય સામવેદમાં પણ મળે છે ) ' वाजिषु नो ' ( ઋગ્વેદ તથા કૌથુમીય ) ના સ્થાને ' वाजिषु णो ' (२. १४८), કૌથુમશાખાના 'परि नः' ના સ્થાને ' परि णः ' ( २. २४७ )

ઋગ્વેદના સમાન મળે છે. કૌથુમ શાખાના ' प्र नः '× ના સ્થાને ઋગ્વેદિઓના સમાન ' प्र णः ' ( ૨. ૫૯૦ ) મળે છે.

આ ઉપરાંત આ નવીન આપ્ત સંહિતામાં કોઇ કોઇ મંત્રમાં કૌથુમોની અપેક્ષાએ અનેક પાઠભેદ મળે છે. અને આ પાઠભેદ ઋગ્વેદના પાઠો સાથે અધિક મળે છે. કિન્તુ જૈમિનીય સંહિતામાં કેટલાક એવા મહત્વના પાઠભેદ મળે છે કે જે ઋગ્વેદના મૂળ માટે ઉપયોગી છે. ઉદાહરણાર્થ—ઋગ્વેદ ૯. ૮૩, ૩. 'માં ' विभर्ति ' પાઠ છે, કિન્તુ કૌથુમ શાખામાં ( ૨. ૨૨૭ ) તથા આર્ષેય બ્રાહ્મણમાં ( ૨. ૨ ) ' मिमेति ' પાઠ છે; જૈમિનીય સંહિતામાં બંને સ્થળે ' मिमाति ' પાઠ છે. ઋગ્વેદ ૧૦, ૧૩૯. ૩. નો જૈમિનીય સંહિતામાં ' विश्वा धामान्याविशन् ' ( ઋગ્વેદ અને કૌથુમ શાખાના પાઠ ) ના સ્થાને ' विश्वा वसून्याविशन् પાઠ છે. ઋગ્વેદ ૯. ૨૮. ૬ નો જૈમિનીય સંહિતામાં ' सोमः पुनानो अर्षति ' ( ઋગ્વેદ અને કૌથુમ શાખાનો પાઠ ) ના સ્થાને ' सोमो वाजमिवासरत् ' પાઠ છે, ઋગ્વેદ ૯. ૧. ૮. માં ' त्रिधातु वारणं मधु ' પાઠ છે, કિન્તુ જૈમિનીય સંહિતામાં ' त्रिधातु सारघ ( म ) मधु ' એમ પાઠ છે. આ ફક્ત નમૂના તરીકે દર્શાવ્યા છે.

જૈમિનીય સંહિતામાં ( ૪. ૧૦. ૩ અને ૪ તથા ૪. ૨૫. ૮ ) એવા બે મંત્ર આવે છે જેમાનો એક તો અથર્વ સંહિતામાં અને બીજો અથર્વ સંહિતા અને તૈત્તિરીય ગ્રંથોમાં મળે છે.

× જુઓ—प्रपु पादयेत् ( ગૃહ્યસૂત્ર ૧. ૧૯ ), ' यथेमां जरिमा ण यात् ( એજ, પૃ. ૧૦, લાઇન ૬ ), ' रक्ष णो ' ( એજ પા. ૩, લાઇન ૧ ).

વળી એક મંત્ર જે હજી સુધી કેવળ મૈત્રાયણીય સંહિનામાં મળે છે તે પાઠભેદથી જૈમિનીયસંહિતામાં મળે છે. જુઓ જૈમિનીય-સંહિતા ૧ ૧. ૧૨. ૧૦

એક મંત્ર જે કેવળ તૈત્તિરીયસંહિતામાં મળે છે તે જ પાઠ-ભેદથી જૈમિનીયસંહિતામાં પણ આવ્યો છે. જુઓ જૈમિનીય-સંહિતા. ૧. ૧. ૧૨. ૯.

અત્યાર સુધી જે મંત્ર સાહિત્ય પરિચિત છે તેને માટે નિમ્ન-લિખિત મંત્ર તદ્દન નવા છે. ૨. ૧. ૫; ૨. ૧. ૬; ૨. ૪. ૭; ૩. ૩૮. ૧. ૨. ૩. સંભવિત છે કે અધિક શોધ કરવાથી આ ૭ મંત્રોમાંથી પણ કોઇ પરિચિત મંત્ર નીકળી આવે.

જૈમિનીયસંહિતા પ્રાપ્ત થવાને કારણે સામવિધાન બ્રાહ્મણ વિષે કંઇક કહેવાનો અવસર મળે છે. આ જૈમિનીય સંહિતામાં કેટલાક એવા ઉદ્ધરણોનાં પ્રતીક મળે છે જે સામસંહિતામાં નથી મળતા. સામવિધાન બ્રાહ્મણ ( કૌથુમીય શાખાનો ) આ સામ-સંહિતાનો અંશ છે. જુઓ Konow ની સામવિધાન બ્રાહ્મણના અનુવાદની ભૂમિકા, પૃ. ૧૯. Burnell એ બતાવી ચૂક્યા છે કે 'अयमग्निः श्रेष्ठतमः' એ ઉદ્ધરણ જૈમિનીય સંહિતાનું છે. Konow ના મત અનુસાર '**यदितस्तन्वो मम**' આ પ્રતીકની ખબર પડતી નથી. બંને પ્રતીક એવા મંત્રોનાં છે કે જે જૈમિનીય સંહિતામાં મળે છે અને વળી સામ-વિધાન બ્રાહ્મણના બાકીના અવતરણ પણ જૈમિનીય સંહિતામાં મળે છે× આથી એવું અનુમાન થઇ શકે છે કે કદાચ સામવિધાન

× કેટલાક એવા અપવાદ મળે છે કે જે સમજવા ભવિષ્ય પર છોડવા પડે છે, કારણ કે હજી સુધી અમને ઊહ તથા ઊહ્યગાન નથી મળ્યા. આ બેની પરિશોધનાથી એ શોધી કાઢવું છે કે જૈમિનીઓને રક્ષવર્ગ

બ્રાહ્મણ વાસ્તવમાં જૈમિનીયોનું જ છે અને પછીથી અન્ય સામવેદીઓએ એનું સંસ્કરણ કર્યું છે. કિન્તુ આ પુનઃ સંસ્કરણમાં એ વાસ્તવિક રૂપને તેઓએ બદલ્યું નથી. આ વાતનાં અન્ય ઉદાહરણ પણ મળે છે. જેમકે પૈપ્પલાદ શાખાનું પ્રાયશ્ચિત સૂત્ર અન્ય અથર્વવેદીઓના કામમાં પણ આવે છે. *

બર્નેલની હસ્તલિખિત પ્રતિના આધાર ઉપરની જૈમિનીય સંહિતાના આ સંસ્કરણમાં પ્રત્યેક મંત્ર, જે ઋગ્વેદ અથવા (કૌથુમીય શાખાની) સામ સંહિતામાં મળે છે તે આદિ તથા અંતના પદ દ્વારા નિર્દિષ્ટ છે. આ બંને પદોની વચમાં (કૌથુમીય) સામસંહિતાની લગાતાર ગણના આર્ષેય બ્રાહ્મણમાં પણ પ્રયોગ કરવામાં આવી છે અને ઑફ્રેક્ટ ( Aufrect ) પણ પોતાની ઋક્ સંહિતાની સૂચિમાં સામ-મંત્રોના આવરણમાં આ લગાતાર ગણનાનો ઉપયોગ કરે છે. આ પ્રકારે આર્ષેય બ્રાહ્મણની સાથે

---

सेतुषा (सा) म તથા भारण्डसाम જાણુ હતા કે કેમ ? ( જુઓ Konow નો ઉપરિનિર્દિષ્ટ ગ્રંથ પૃ. ૧૯ ) સામવિધાન બ્રાહ્મણમાં આવતા આપોદિષ્ટીય મંત્ર જૈમિનીય સંહિતામાં નથી મળતા, એની પુષ્ટી એ વાતથી પણ થાય છે કે આ માત્ર શ્રૌતસૂત્રમાં પૂર્ણ રીતે ઉદ્ધૃત કર્યાં છે. અને આ મંત્રોનો સામવિધાન બ્રાહ્મણ સાથે વિશિષ્ટ સંબંધ છે, તે Konow ના ઉપરિનિર્દિષ્ટ ગ્રંથ પૃ. ૫ ના કથનથી સિદ્ધ છે. સામવિધાન બ્રાહ્મણમાં આ ઉપરાંત અન્ય સામોનો પ્રયોગ અભિચારમાં થાય છે, એ વાત મારા મતને પોષણ આપે છે કે અમને પ્રાપ્ત સામવિધાન બ્રાહ્મણ પુનઃ સંસ્કૃત થએલ છે. અને Burnell નું એ કથન ( જૈમિનીય-આર્ષેય બ્રાહ્મણ, ભૂમિકા, પૃ. ૧૮ ) કે 80, 232, 386, અને 403 નંબરના મંત્ર જૈમિનીઓમાં નથી એ અશુદ્ધ છે. નં. ૨૩૨ જૈમિનીઓની આરણ્યકસંહિતામાં મળે છે અને અન્ય મંત્ર પોતપોતાના સ્થાન પર છે.

* જુઓ W. Z. K. M. XVIII, P. 202 ff.

તુલના સરલ થઇ જાય છે. પ્રત્યેક મંત્ર પાછળની સંખ્યા જૈમિનીય શાખાની છે. નવીન આવેલા મંત્રો પૂરા કરવામાં આવ્યા છે તથા અન્ય શાખાઓના પાઠભેદ પણ દર્શાવ્યા છે. પાઠ-ભેદ ગણ્યા ગાંઠયા જ આપવામાં આવ્યા છે+, જે ૨૫૯૮ અશુદ્ધિઓ છે, તે આપવામાં નથી આવી. જ્યાં જ્યાં મંત્ર અશુદ્ધિથી જોડી દેવામાં આવ્યા છે અથવા જૂદા કરી નાખવામાં આવ્યા છે, ત્યાં ત્યાં શુદ્ધિ કરી છે અને તદનુસાર હસ્તલિખિત ગ્રંથમાં આપેલી સંખ્યા બદલવામાં આવી છે. સંહિતાની અકારાનુક્રમથી સૂચી આપવામાં આવી છે જે બેન્ફ્રીની ( Benfry ) સૂચીનો આધાર છે. આ પ્રકારે જે જૈમિનીય સંહિતાનું અધ્યયન કરવા ચાહશે, તેને દરેક પ્રકારની સરલતા થઇ જશે. પ્રત્યેક અધ્યયનના આદિ અને અંતમાં આવતી છંદ ઇત્યાદી ઉપરની નોંધ, જ્યાં જ્યાં સંભવ છે ત્યાં ત્યાં આપવામાં આવી છે અને બર્નેલના ૫૦૯ નંબરના ખંડિત હસ્તલિખિત ગ્રંથ સાથે એની તુલના કરેલી છે. એટલે નિમ્નલિખિત સંક્ષેપને બર્નેલની હસ્તલિખિત પ્રતિનુ પરિશોધિત સંસ્કરણ સમજવું જોઇએ.

( અપૂર્ણ )

( વર્ષ ૨૦, અંક ૩, પાન ૧૫૩ )

+ જ્યાં જ્યાં ळ મળે છે, એ સર્વ ૩૩મા પાના ઉપર ઉધ્ધૃત કરવામાં આવ્યા છે અને તેનો બીજીવાર નિર્દેશ નથી કર્યો.

# સામવેદ-સંહિતાનો પરિચય

લેખક : પં. શ્રીપાદ દામોદર સાતવળેકરજી
અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ
બી. એ. એલ એલ. બી.

## સામવેદ ઈશ્વરની વિભૂતિ છે

ભગવાન શ્રી વાસુદેવ શ્રીકૃષ્ણજીએ શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં વિભૂતિવર્ણનના પ્રસંગમાં કહ્યું છે કે—

वेदानां सामवेदोऽस्मि । ( भ. गी. १० । २२ )

અર્થાત્ વેદોમાં સામવેદ જ પરમેશ્વરની વિભૂતિ છે. ભલા સામવેદની એવી શું વિશેષતા છે કે જેથી સામવેદને પરમેશ્વરની વિભૂતિ કહેવાય ? જુઓ.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवागच्छत्त्वं मम तेजोंऽशसंभवम् ॥
( भ. गी. १० । ४१ )

વિભૂતિનું આ લક્ષણ ગીતામાં કહ્યું છે. જ્યાં જ્યાં વિશેષ ભૂતિમત્તા હશે, જ્યાં શ્રી અર્થાત્ શોભા હશે અને જ્યાં ઊર્જિતતા હશે ત્યાં પરમેશ્વરની વિભૂતિ છે. એ વિભૂતિનું લક્ષણ છે. કયા સ્થાનમાં ભગવાનની વિભૂતિ છે એ જાણવાની આ રીતિ છે. સામવેદમાં શબ્દબ્રહ્મની વિશેષ પ્રકારની ભૂતિ છે. કારણ અહીં મધુર આલાપનાં ગાન વિશેષ છે. અહીં શોભા પણ ઘણી છે. કારણ મંત્રોના નાના નાના ટૂકડા તાન અને આલાપ સાથે

ગવાય છે. અહીં ઊર્જિતતા ( ભવ્યતા ) પણ ઘણી છે, કારણ કે અહીં વિકાર-વિશ્લેષ-વિકર્ષણ-અભ્યાસ-વિરામ-સ્તોભના અનુસન્ધાનથી વિશેષ સ્મરણીય ગાયન થાય છે.

જે પ્રકારે વાક્યોમાં છન્દ, છન્દોમાં કાવ્ય, કાવ્યોમાં ગાયન અને ગાનમાં તાનના આલાપ કંઇક વિશેષતાનો પ્રકાશ કરે છે, તેવીજ રીતે સર્વ વાઙ્મયમાં વેદ, સહુ વેદમાં સામવેદ, અને સામવેદમાં સામગાયનની વિશેષતા કંઇક ઓરજ છે. એટલે જ કહ્યું છે—

वाच ऋग्रसः, ऋचः सामरसः, साम्न उद्गीथो रसः,
स एष रसानां रसतमः । ( छां. १ । १ । २ । ३ )

આ રીતે સર્વ વેદોમાં સામવેદ નિઃસંદેહ શબ્દબ્રહ્મની વિભૂતિ છે. અતઃ કહ્યું છે—

सामवेद एव पुष्पम् । ( छां. उ. ३ । १ । १. )

જેમ વૃક્ષ ઉપર ફૂલ સુંદરતા પ્રકટ કરે છે તેવી રીતે વેદવૃક્ષ ઉપર સામગાનરૂપ ફૂલ ખીલ્યાં છે. તેઓ વેદવૃક્ષની સુંદરતા પ્રકટ કરી રહ્યાં છે. સામવેદનું ગાન અપૂર્વ રસમય હોય છે અને તેથી યોગ્ય જ છે કે તેને ઇશ્વરની વિભૂતિ કહેવામાં આવ્યું છે.

### સામવેદ શું છે?

કેટલાક પ્રશ્ન કરે છે કે સામવેદ શું છે? આ શંકાનું તાત્પર્ય એ છે કે શું કેવળ મંત્રોને સામવેદ તરીકે ઓળખવા કે સામગાનોને? છાંદોગ્યોપનિષદમાં કહ્યું છે—

१ या ऋक् तत् साम । ( छां. उ. १ । ३ । ४ )

' જે ઋગ્વેદનો મંત્ર હોય છે, તે જ સામ કહેવાય છે ' સામવેદ બીજો નથી. કહ્યું છે કે—

ऋचि अध्यूढं साम गीयते । ( छां. १ । ६ । १ )

'ઋગ્વેદના મંત્રના આશ્રય ઉપર જ સામ ગવાય છે' આ વચન પૂર્વોક્ત વાતને સુદૃઢ કરે છે. ઋગ્વેદના આશ્રય ઉપર જ સામવેદ બને છે, સામવેદ ઋગ્વેદથી ભિન્ન નથી.

ઋગ્વેદ અને સામવેદને દંપતી–જાયાપતિ પણ કહે છે. અથર્વવેદ અને બૃહદારણ્યકોપનિષદમાં પણ કહ્યું છે—

अमोऽहमस्मि सा त्वं, सामाहं ऋकत्वम् ।
द्यौरहं पृथिवी त्वं, ताविह संभवाव, प्रजामा जनयावहै ॥
( अथर्व. १४ । २ । ७१; बृ. ६ । ४ । २० )

'હું (अम) સ્વર છું, અને તું ઋચા છે, સામ હું, અને ઋચા તું છે.' હું પતિ છું અને પત્ની તું છે. સામનું નિર્વચન પણ આ વાતને સિદ્ધ કરે છે—

सा च अमश्चेति तत् साम्नः सामत्वम् ।
( बृ. उ. १ । ३ । २२ )

ઋક અને સ્વર ( તાન અથવા આલાપ ) મળીને સામ બને છે. અહીં સ્વરનો અર્થ ગાયનમાં જે षड्ज, ऋषभ, गांधार અથવા 'સા–રે–ગ' આદિ છે તે જ સ્વર અપેક્ષિત છે. એ સ્વરથીજ સામ થાય છે, અર્થાત્ સ્વર, આલાપ, તાન વિના સામ નથી થતો. સામની વિશેષતા એના ગાનની તાનોમાં છે. ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ એ વેદો કેવળ મંત્રોના જ સંગ્રહ છે. પરંતુ સામવેદ એવો નથી. કારણ કે એ ગાનમય છે. આજ સામવેદની વિશેષતા છે, કહ્યું છે—

गीतिपु सामाख्या । ( जै. सूत्र. पूर्वमीमांसा )

ગાનોનું નામ જ સામ છે, કેવળ મંત્ર સામ નથી, એવું સામનું લક્ષણ જૈમિનિએ કહ્યું છે. વધુ જુઓ—

का साम्नो गतिरिति ?

स्वर इति होवाच । ( છાં. ઉ. ૧ । ૮ । ૪ )

' સામની ગતિ કયાં છે ? ' ઉત્તરમાં કહે છે કે ' સ્વર જ સામની ગતિ છે. ' આ પ્રશ્નોત્તર છાંદોગ્યોપનિષદ્‌માં શાલાવત્ય-દાલ્ભ્ય સંવાદમાં આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે સ્વરાલાપનું નામ સામ છે. વળી કહ્યું છે કે—

तस्य हैतस्य साम्नो यः स्वं वेद

भवति हास्य स्वं, तस्य स्वर एव स्वम् ।

बृ १ । ३ । २५

જે સામનો સ્વર છે, તેજ સામનું નિજ અસલી રૂપ છે. અર્થાત્ સામ-નામ સ્વર-આલાપનું છે. આ સામના સ્વર-મંડલનું સ્પષ્ટીકરણ નારદીય શિક્ષામાં આ પ્રકારે મળે છે—

सप्त स्वराः, त्रयो ग्रामाः, मूर्च्छनास्त्वेकविंशतिः ।

ताना एकोनपञ्चाशत्, इत्येतत्स्वरमण्डलम् ॥

( नारदीय शिक्षा )

' સાત સ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્છના અને પચાસમાં એક ઓછી તાન છે ' આજ સામસ્વર મંડલ છે. આ વિષયમાં નારદશિક્ષામાં તથા સામવિધાન બ્રાહ્મણમાં જે કહ્યું છે, તે હવે જુઓ—

वामां अने ताणुवामां आवे छे. जेमके घोतये तुं वोइ । तोया २ ई अथवा तोया २ यि थाय छे.

३ विकर्षण—आमां स्वरोनो वळी वधारे लांबो खेंचाव थाय छे जेमके ये तुं या २३ यि थाय छे.

४ अभ्यास—वारंवार उच्चार करवाने कहे छे. जेमके तोया २ यि । तोया २ यि । पद वारंवार उच्चारवामां आवे छे.

५ विराम—वचमां अटकवाने कहे छे. जेमके ' गृणानो हव्यदातये ' आ बे पद मंत्रमां छे. परंतु सामगानमां ' गृणानोह । व्यदातये ' एवुं गान थाय छे. वस्तुतः एवा पद मंत्रमां नहि पण गायनमां करवामां आवे छे, गायननी मात्राओ तालमां लाववा माटे आम करवामां आवे छे.

६ स्तोभ—ऋग्वेद मंत्रमां जे अक्षर नथी होता, परन्तु गाननी शोभा अधिक वधारवा माटे जे बहारथी लावी गानमां बोलाय छे, तेनुं नाम स्तोभ छे. जेमके ' औहोवा । हाऊ ' इत्यादि.

आ छ विकार सहित ऋग्वेद मंत्रोमां सामगाननी रचना थाय छे. सामवेदमां जे मंत्रो छे ते तेज स्वरूपमां कदी पण गावामां आवता नथी. आज सामगाननी विशेषता छे. अने तेथी ज कहेवाय छे के सामवेद गानमय छे, फक्त मंत्रमय नथी.

आथी ज शंका थाय के आ पुस्तकमां वाचकोनी संमुख मूकवामां आवनार सामवेद कयो छे ? अथवा बीजो गायनरूपी सामवेद जूदो छे ? एनो उत्तर ए छे के सामवेदना नामथी पुस्तकरूपे जे वाचकोना संमुख मूकवामां आवे छे, ते केवळ

ઋગ્વેદમાંથી ઉદ્ધૃત કરેલ મંત્રોનો સંગ્રહ માત્ર છે, તે સાક્ષાત્ ગાન કરવા માટે છે જ નહિ.

સામવેદના નામથી જે પ્રસિદ્ધ છે એમાં એક પણ ગાન નથી. સામવેદના આ મંત્ર કેવળ ' યોનિમંત્ર ' અથવા ' ગાન-યોનિમંત્ર ' જ છે. આ મંત્રોના આધાર પરજ પરમપૂજનીય ઋષિ લોકોએ અનેક સહસ્ત્ર ગાન રચ્યાં, જે ગાનોના નામ આ સમય સુધી આ ઋષિઓના નામ સાથે બોલાય છે જેમકે ' ગોતમ ઋષિનો પર્ક્ક, કશ્યપનો બર્હિષ ' ઇત્યાદિ. આ સર્વ ગાન અમે સામગાનના ઊહ, ઊહ્ય આદિ ગ્રંથોના રૂપમાં છાપીને પ્રકાશિત કરીશું. એ શીઘ્ર જ છાપવામાં આવશે. આને જ ' साम ' કહે છે અને આ ગાન સામવેદના મંત્રોથી પૃથક છે. જો કે એ તે મંત્રોના આધાર પર જ રચવામાં આવ્યા છે. ઉદાહરણ માટે જુઓ—

ઋગ્વેદનો મંત્ર

अग्न॒ आ या॑हि वी॒तये॑ गृणा॒नो ह॒व्यदा॑तये ।
नि होता॑ सत्सि ब॒र्हिषि॑ ॥

( ऋ. ६ । १६ । १० )

સામવેદમાં આજ મંત્ર લીધો છે. એને સામગાનનો યોનિ મંત્ર કહેવાય છે, એના ઉપર સામના સ્વરચિન્હ મૂકવાથી આ મંત્ર આ પ્રમાણે થાય છે—

अ॒ग्न॑ आ॑ या॑हि वी॑त॑ये॑ गृणा॑नो॑ ह॑व्य॑दा॑तये ।
नि होता॑ सत्सि ब॑र्हि॑षि ॥

( सामवेद १ । १ । १ । १ । १ । )

यः सामगानां प्रथमः स वेणोर्मध्यमः स्वरः ।
यो द्वितीयः स गांधारः, तृतीयस्त्वृषभः स्मृतः ॥
चतुर्थः षड्ज इत्याहुः पंचमो धैवतो भवेत् ।
षष्ठो निषादो विज्ञेयः सप्तमः पंचमः स्मृतः ॥

( नारदीय शिक्षा )

सर्वत्र नारदीय शिक्षानो आवोज पाठ मळे छे, એટલે એવોજ આપ્યો છે. નિષાદ પછી ધૈવત આવવો જોઇએ પણ અહિં પ્રથમં લખ્યો છે, તે અશુદ્ધ જ લાગે છે. જેઓ ગાનવિદ્યાના જ્ઞાતા છે તે આનો અધિક વિચાર કરે. અસ્તુ. ઉક્ત પ્રકારે જે સામસ્વર જ્ઞાત થાય છે તે આ છે—

| | | |
|---|---|---|
| अतिक्रुष्ट | | पञ्चम । प । |
| १ प्रथम | ( વેણુનો ) | मध्यम । म । |
| २ द्वितीय | | गांधार । ग । |
| ३ तृतीय | | ऋषभ । रे । |
| ४ चतुर्थ | | षड्ज । सा । |
| ५ पञ्चम | ( मन्द्र ) | निषाद । नि । |
| ६ षष्ठ | ( अतिस्वार्य ) | धैवत । ध । |
| ७ सप्तम | | पञ्चम । प । |

આ વાત સામવિધાન બ્રાહ્મણમાં આ પ્રમાણે કહી છે—

( क्रुष्टः ) तयोऽसौ क्रुष्टतम इव साम्नः
स्वरः तं देवा उपजीवन्ति । प ।
१ योऽवरेषां प्रथमस्तं मनुष्याः । म ।

२ योद्वितीयस्तं गंधर्वाप्सरसः । ग ।
३ यस्तृतीयस्तं पशव ( ऋषभः, वृषभः ) । रे ।
४ यश्चतुर्थस्तं पितरो ये चाण्डेषु शेरते । सा ।
५ यः पञ्चमस्तमसुररक्षांसि ( निपाद ) । नि ।
( अन्त्यः ) योऽन्त्यस्तमोपधयो
वनस्पतयश्चान्यज्जगत् । ध ।
( सामविधान—ब्राह्मण )

અહીં મનુષ્ય શબ્દથી ' મ '; ગન્ધર્વથી ' ગ ': પશુઓમાં ઋષભ બળદનો વાચક છે, આથી ' રે '; ( शेरते ) સુએ છે કહેવાથી ' श અથવા સા '; અસુર-રાક્ષસ નીચ હોય છે એનો વાચક નિષાદ–ચાંડાલ છે, એથી ' ની '; આથી અન્ત્ય ' ધ ': આમ સામસ્વરોનું જ્ઞાન થાય છે. પ્રથમ ક્રુષ્ટ, અતિક્રુષ્ટ કહ્યો છે અને બીજાને ' પ્રથમ ' કહ્યો છે, ક્રુષ્ટને સર્વથી ઉંચું સ્થાન આપ્યું છે. ક્રુષ્ટનો અર્થ સર્વથી ઉંચો અવાજ થાય છે.

સામનું આ સ્વર મંડળ છે. આ સ્વર મંડળમાં સામગાન થાય છે. સામગાનમાં કેવળ મંત્ર શુદ્ધ અક્ષરોમાં કદીયે ગવાતા નથી. મંત્રોના શબ્દ વિકૃત રૂપમાં ઉચ્ચારાય છે અને તેનું ગાન કરાય છે. આ વિકાર ૭ છે, તેમના નામ ' विकार, विश्लेष, विकर्षण, अभ्यास, विराम અને स्तोभ. હવે એના ઉદાહરણ જુઓ—

१ विकार—આમાં મંત્રોના શબ્દનાં રૂપ વિકૃત થાય છે. જેમકે अग्ने નું ओग्नाई થાય છે.

२ विश्लेष અથવા विश्लेषण—આમાં શબ્દોના સ્વર ખેંચ–

વામાં અને તાણવામાં આવે છે. જેમકે चौतये નું चोइ । तोया २ ई અથવા तोया २ यि થાય છે.

३ विकर्षण—આમાં સ્વરોનો વળી વધારે લાંબો ખેંચાવ થાય છે જેમકે ये નું या २३ यि થાય છે.

४ अभ्यास—વારંવાર ઉચ્ચાર કરવાને કહે છે. જેમકે तोया २ यि । तोया २ यि । પદ વારંવાર ઉચ્ચારવામાં આવે છે.

५ विराम—વચમાં અટકવાને કહે છે. જેમકે ' गृणानो हव्यदातये ' આ બે પદ મંત્રમાં છે. પરંતુ સામગાનમાં ' गृणानोह । व्यदातये ' એવું ગાન થાય છે. વસ્તુતઃ એવા પદ મંત્રમાં નહિ પણ ગાયનમાં કરવામાં આવે છે, ગાયનની માત્રાઓ તાલમાં લાવવા માટે આમ કરવામાં આવે છે.

६ स्तोभ—ઋગ્વેદ મંત્રમાં જે અક્ષર નથી હોતા, પરન્તુ ગાનની શોભા અધિક વધારવા માટે જે બહારથી લાવી ગાનમાં બોલાય છે, તેનું નામ સ્તોભ છે. જેમકે ' औहोवा । हाऊ ' ઇત્યાદિ.

આ છ વિકાર સહિત ઋગ્વેદ મંત્રોમાં સામગાનની રચના થાય છે. સામવેદમાં જે મંત્રો છે તે તેજ સ્વરૂપમાં કદી પણ ગાવામાં આવતા નથી. આજ સામગાનની વિશેષતા છે. અને તેથી જ કહેવાય છે કે સામવેદ ગાનમય છે, ફક્ત મંત્રમય નથી.

આથી જ શંકા થાય કે આ પુસ્તકમાં ગ્રાહકોની સંમુખ મૂકવામાં આવનાર સામવેદ કયો છે ? અથવા બીજો ગાયનરૂપી સામવેદ જૂદો છે ? એનો ઉત્તર એ છે કે સામવેદના નામથી પુસ્તકરૂપે જે ગ્રાહકોના સંમુખ મૂકવામાં આવે છે, તે કેવળ

ઋગ્વેદમાંથી ઉદ્ધૃત કરેલ મંત્રોનો સંગ્રહ માત્ર છે, તે સાક્ષાત્ ગાન કરવા માટે છે જ નહિ.

સામવેદના નામથી જે પ્રસિદ્ધ છે એમાં એક પણ ગાન નથી. સામવેદના આ મંત્ર કેવળ ' યોનિમંત્ર ' અથવા ' ગાન-યોનિમંત્ર ' જ છે. આ મંત્રોના આધાર પરજ પરમપૂજનીય ઋષિ લોકોએ અનેક સહસ્ત્ર ગાન રચ્યાં, જે આનોના નામ આ સમય સુધી આ ઋષિઓના નામ સાથે બોલાય છે જેમકે ' ગોતમ ઋષિનો પર્ક, કશ્યપનો બર્હિર્ ' ઇત્યાદિ. આ સર્વ ગાન અમે સામગાનના ઊહ, ઊહ્ય આદિ ગ્રંથોના રૂપમાં છાપીને પ્રકાશિત કરીશું. એ શીઘ્ર જ છાપવામાં આવશે. આને જ ' સામ ' કહે છે અને આ ગાન સામવેદના મંત્રોથી પૃથક છે. જો કે એ તે મંત્રોના આધાર પર જ રચવામાં આવ્યા છે. ઉદાહરણ માટે જુઓ—

ઋગ્વેદનો મંત્ર

अग्न॒ आ या॑हि वी॒तये॑ गृणा॒नो ह॒व्यदा॑तये ।
नि होता॑ सत्सि ब॒र्हिषि॑ ॥

( ऋ. ६ । १६ । १० )

સામવેદમાં આજ મંત્ર લીધો છે. એને સામગાનનો યોનિ મંત્ર કહેવાય છે, એના ઉપર સામના સ્વરચિન્હ મૂકવાથી આ મંત્ર આ પ્રમાણે થાય છે—

अ॒ग्न॒ आ॒ या॒हि वी॒तये॑ गृणा॒नो॑ ह॒व्यदा॑तये ।
नि होता॑ सत्सि ब॒र्हि॑षि ॥

( सामवेद १ । १ । १ । १ । १ )

## १ ગોતમનો પર્ક

ઋગ્વેદનાં સ્વરચિન્હ તથા સામવેદનાં સ્વરચિન્હ વિભિન્ન છે, તથાપિ સ્વર-ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિત તે પ્રમાણે જ છે, ફરક નથી. આ સામયોનિમંત્રના આધાર પર ઋષિઓના બનાવેલા જે ગાન છે, તે આ છે.

औग्ना ३ । आँयाही ३ वोइतोया २ तोया २ इ । गृणानोह ।
व्यदातोया २ इ । तोया २ इ । नाँइहोताँसा २३ । त्सा २ इ ।
वाँ २३४ औहोवा । ही २३४ पी ॥ १ ॥

### કશ્યપનો બર્હિષ્ય

अँग्न आयाही वाँ । तयाइ ।
गृणानो हव्यदाता २३ याइ ।
नि होता सत्सि वर्हा २३ इषि ।
वर्हा २ इषाँ २३४ औहोवा ।
बर्ही ३ षी २३४५ ॥ २ ॥

### ગોતમનો ( દ્વિતીય ) પર્ક

अँग्न आयाहि । वाँ ५ इतयाँइ । गृणानो हव्यदाँ
? ताँइये । निहोताँ २३४ साँ । त्साँ २३४ ईवा ३ ।
हाँ २३४ इषो ६ हाँइ ॥ ३ ॥

અહીં સર્વથી પ્રથમ ઋગ્વેદનો મંત્ર આપ્યો છે, તે પછી તેજ મંત્રનું સામવેદનું રૂપ આપ્યું છે. આ સામવેદના મંત્ર ઉપર જે અંક આપવામાં આવ્યા છે, તે ઉદાત્ત-અનુદાત્ત-સ્વરિત નામક સ્વરોના બોધક છે. ઋગ્વેદમાં જ્યાં સ્વરની નીચે અનુદાત્તની રેખા હોય છે, તે અક્ષર પર સામવેદમાં '૩' અંક હોય છે. ૩ અંક જ્યાં હોય ત્યાં અનુદાત્ત સમજવો. ઋગ્વેદમાં અનુદાત્ત પછી ઉદાત્ત થાય છે, એજ પ્રત્યેક શબ્દમાં મુખ્ય સ્વર થાય છે. ઋગ્વેદમાં એનું કોઇ ચિન્હ નથી પરન્તુ સામવેદમાં તે બતાવવા માટે '૧' અંક અક્ષરપર મૂકવામાં આવે છે. અથવા સામવેદના જે અક્ષરપર '૧' અંક છે એનો સ્વર ઉદાત્ત છે, એમ સમજવું જોઇએ, અને ઉદાત્તજ શબ્દમાં મુખ્ય સ્વર હોય છે, એની મુખ્યતા દર્શાવવા માટે '૧' આ પ્રથમાંક અહીં પ્રયુક્ત થાય છે. ઋગ્વેદમાં ઉદાત્ત પછી સ્વરિત થાય છે અને તેનું ચિન્હ અક્ષરના માથા ઉપર ઉભી લીંટી હોય છે. સામવેદમાં આ સ્વરિત '૨' એ અંકથી દર્શાવાય છે. આ વિષયમાં અધિક આગળ બતાવ્યું છે. હવે આ સ્વર જુઓ—

अ ग्न आ या हि वी त यें।

अं ग्नं आं यां हि वी तं यें।

उ अ उ स्व म अ उ स्व।

પ્રારંભના ઉદાત્ત ઉપર કદી કદી ૨ અંક પણ આપવામાં આવે છે, આ વૈકલ્પિક નિયમાનુસાર પ્રથમના 'अ' અક્ષર પર '૨' અંક આવી ગયો છે, અહીં ( उ ) ઉદાત્ત, ( अ ) અનુદાત્ત, ( स्व ) સ્વરિત, ( प्र ) પ્રચય, ( स ) સન્નતર આ સ્વરોના નામ છે. પૂર્વ નિયમાનુસાર ઉદાત્તનો અનુદાત્ત થાય છે; અને પછી સ્વરિત થાય છે. સ્વરિત પછી એક અથવા બે અક્ષર કદાચિત્

વિનાચિન્હ આવે છે, એમના સ્વર સ્વરિતજ સમજવા જોઇએ પરંતુ એના નામ ક્રમશઃ 'प्रचय અને सन्नतर' હોય છે, પ્રચય્ કોઈ ચિન્હ નથી હોતું. પરંતુ સ્વરિત પશ્ચાત્ ચિન્હ વિના જે અક્ષર આવે છે, તે નિયમથી આજ સ્વર હોય છે, એટલે એ સમજવામાં કોઇ કષ્ટ થવાની સંભાવના નથી. પરંતુ અંતિમ સન્નતરનું ચિન્હ અનુદાત્ત જેવુંજ હોય છે.

ઋગ્વેદ અને સામવેદના સ્વરચિન્હ દર્શાવવાનાં ચિન્હ વિભિન્ન હોવા છતાં તેમના સ્વરોમાં તથા સ્વરોચ્ચારણમાં કશો ફેરફાર થતો નથી. એટલે છાન્દોગ્યોપનિષદમાં 'या ऋक् तत् साम' જે ઋગ્વેદમંત્ર છે, તે જ સામ મંત્ર છે, એવું સ્પષ્ટ કહ્યું છે તે તદ્દન ખરોબર છે. કેટલાક લોકો આ વાત નહિ સમજતા, સામ મંત્રો ઉપરના અંક જોઇને, એ અંકને ગાનસ્વરોના અંક માનીને, સામમંત્રોને-ગાનના સ્વરૂપમાં બોલવા લાગે છે, એ નિતાન્ત ભૂલ છે. આ સામમંત્ર સાક્ષાત્ ગાન માટે નથી. એમાંથી જે સામગાન બન્યાં છે, તે એથી સર્વથા પૃથક્ છે, અને તે જ ગાયન માટે છે.

ઉકત એક મંત્રના બનેલાં ત્રણ સામગાન ઉપર આપ્યાં છે. એ પૈકી ગૌતમનાં બે છે અને કશ્યપનું એક છે. આ ત્રણે સામગાન માટે છે, જે ઊહ, ઊહ્ય આદિ ગાનગ્રંથોમાં પ્રસિદ્ધ છે. આ ગાન તાન–આલાપ–સ્તોભ આદિ સાથે ગવાય છે, એટલે એને સામગાન કહે છે. કેવળ સામવેદ સંહિતામાં સંગ્રહ કરેલો મંત્ર આ રીતે ગાયન માટે નથી. આ કારણથી 'ऋचि अध्यूढं साम-गीयते' એવું છાંદોગ્યમાં કહ્યું છે. આથી એ સ્પષ્ટ થયું કે જે મંત્ર સામવેદ સંહિતામાં સંગ્રહિત થયા છે, તે કેવળ સામગાનના યોનિમંત્રનો સંગ્રહમાત્ર છે. આ સામવેદ સંહિતાનું નામ સામયોનિમંત્રસંહિતા હોવું જોઇએ, પરંતુ આટલું લાંબુચોડુ

નામ બોલવા કરતાં 'સામવેદસંહિતા' સરલતાથી બોલાય એવું, સંક્ષિપ્ત નામ આપ્યું છે.

### પૂર્વાર્ચિક અને ઉત્તરાર્ચિક

સામવેદમાં પૂર્વાર્ચિક અને ઉત્તરાર્ચિક એવા બે ભાગ છે. પૂર્વાર્ચિકમાં ( ૫૮૫ મંત્ર, આરણ્યક પર્વમાં ૫૫ અને મહાનામ્નીના ૧૦ મળીને ) ૬૫૦ મંત્ર છે અને ઉત્તરાર્ચિકમાં—

| | | | |
|---|---|---|---|
| એક | મંત્રના | સૂક્ત | ૧૪ |
| બે | ,, | ,, | ૬૬ |
| ત્રણ | ,, | ,, | ૨૮૭ |
| ચાર | ,, | ,, | ૯ |
| પાંચ | ,, | ,, | ૪ |
| છ | ,, | ,, | ૧૦ |
| સાત | ,, | ,, | ૨ |
| આઠ | ,, | ,, | ૧ |
| નવ | ,, | ,, | ૩ |
| દસ | ,, | ,, | ૩ |
| બાર | ,, | ,, | ૨ |
| | | | ૪૦૦ |

સર્વ મળીને ચારસો સૂક્ત છે અને એમાં મંત્ર ૧૨૨૫ છે.

આ ૪૦૦ સૂક્તમાંના ૨૨૬ સૂક્તોના પ્રારંભના મંત્ર પૂર્વાર્ચિકમાંથી લીધા છે. પૂર્વાર્ચિકનો એક મંત્ર લઈને, એ મંત્ર ઋગ્વેદના જે સૂક્તમાં હોય, તે સૂક્તના તે મંત્રની આગળના કે કદાચ પછીના પણ બે ત્રણ કે અધિક મંત્ર લઈને, ઉત્તરાર્ચિકના આ સૂક્ત બનાવ્યા હોય એમ પ્રતીત થાય છે. ઉત્તરાર્ચિકના મંત્રો-

ની આગળ ઋગ્વેદના ટેકાણાં આપ્યાં છે, તે જોવાથી આ વાત સ્પષ્ટ થઈ જશે.

આ સામવેદ પૌરૂષેય-અપૌરૂષેય હોવાના વિષયમાં કેટલાક લોકો પ્રશ્ન કરે છે, તેઓને એટલું જ કહેવું પર્યાપ્ત છે કે જો ઋગ્વેદ અપૌરૂષેય હોય, તો સામવેદમાં સંગ્રહિત મંત્ર ઋગ્વેદના જ હોવાથી સર્વ અપૌરૂષેયજ છે. પરંતુ એ મંત્રોપર રચેલા ગાન ઋષિઓએ બનાવેલા હોવાથી પૌરૂષેય કહી શકાય, પરંતુ એમાં પણ મૂલ મંત્ર ઋગ્વેદનાજ છે, જે અપૌરૂષેય કહી શકાય.

## સામવેદની શાખાઓ

ભગવાન પતંજલિ ઋષિએ તેમના વ્યાકરણ મહાભાષ્યમાં ' **सहस्रवर्त्मा सामवेदः** ' એમ કહ્યું છે. ઘણા લોકો આ વચનથી સામવેદની સહસ્ર શાખાઓ હતી, એમ કહે છે, અને પ્રાચીન ગ્રંથમાં એનો આધાર પણ છે. પરંતુ આ કથન બરોબર પ્રતીત નથી થતું. वर्त्मा શબ્દનો અર્થ માર્ગ છે એનો અર્થ ' શાખા ' એવો નથી. વર્ત્મા શબ્દનો માર્ગ અથવા પદ્ધતિ એવો અર્થ લઈને સામગાનના સહસ્ર માર્ગ અથવા ગાનની હજાર પદ્ધતિ હતી એમ કહી શકાય. ગાનપદ્ધતિઓના સહસ્રો ભેદ હોવા છતાં પણ મૂળ સામવેદની એટલી શાખાઓ માનવાનું કંઈ પ્રયોજન નથી. બીજું કારણ એ છે કે અન્ય વેદોની શાખાઓના નામ મળે છે અને તે શાખાઓ કયાં હતી તેની પણ તલાશ મળે છે, તો જો સામવેદની ખરેખર હજાર શાખાઓ હોત તો કોઈ ને કોઈ સ્થાન ઉપર કંઈ નહિ તો તેમના નામ તો મળવાજ જોઈતાં હતાં. પરંતુ આ નામ કોઈ સ્થળે મળતાં નથી. આથી પણ અનુમાન થાય છે કે સામવેદની હજાર શાખાઓ તો ન હતી. સામતર્પણ વિધિમાં સામ શાખાઓનાં કેવળ ૧૩ નામ

મળે છે, એટલે સંભવ છે કે એટલી જ સામ શાખાઓ હશે, કારણ કે આ સંખ્યા અન્ય વેદોની સંખ્યા સાથે મળતી આવે છે. જુઓ સામતર્પણ વચન—

राणायण – शाट्यमुग्र्य – व्यास – भागुरि – औलुंडी –
गौल्गुलवी – भानुमानौपमन्यव –
– काराटि – मशकगार्ग्य – वार्षगण्य – कुथुम –
शालिहोत्र – जैमिनि । त्रयोदशैति मे सामगाचार्याः
स्वस्ति कुर्वन्तु तर्पिताः ॥

( सामतर्पणम् )

અહીં સામગાનાચાર્યોના કેવળ ૧૩ નામ દેખાય છે. આમાંથી આજે કેવળ રાણાયણી–કૌથુમી–જૈમિની આ ત્રણ જ શાખા છે અને એની સંહિતાઓ હાલ મળે છે.

ચરણવ્યૂહમાં સામવેદની સહસ્ર શાખા હોવાની વાત લખી છે, પરંતુ આજકાલ જે ચરણવ્યૂહ મળે છે, તે કંઇ મોટો આર્ષ-ગ્રન્થ નથી. બંગાલના પ્રસિદ્ધ સામવેદી પૂજનીય વિદ્વાન સત્યવ્રત સામશ્રીએ લખ્યું છે કે એ પૌરાણિક કાલનો બનાવટ છે. આથી ચરણવ્યૂહનું કથન પણ ગાનપદ્ધતિ ભેદ દર્શાવનારૂં માનવામાં આવે તો સારૂં. આ ઉપરાંત પુરાણોમાં કેટલાક સામશાખાઓનાં નામ મળે છે. આ સર્વનો વિચાર કરીને નિર્ણય કરવો વિદ્વાનો માટે ઉચિત છે.

આ સંહિતા રાણાયણી શાખાની છે અને કૌથુમી શાખાની પણ આજ સંહિતા છે. આ બન્ને શાખાઓમાં મંત્રોનો ભેદ નથી, કેવળ મંત્રોની ગણના કરવાની પદ્ધતિ ભિન્ન છે. એકની

ગણુના પ્રપાઠક અર્ધપ્રપાઠક-દશતિથી થાય છે અને બીજાની ગણત્રી અધ્યાય ખંડોમાં થાય છે. આ બન્ને ગણના અમે આ સામવેદમાં યથાસ્થાન દર્શાવી છે. એટલે જ કહ્યું છે કે સામવેદ સંહિતા રાણાયણીઓ અને કૌથુમોની છે. જૈમિનીય સંહિતામાં લગભગ આજ મંત્રોનો ઉપયોગ છે પરંતુ ઘણા મંત્ર આગળ પાછળ થયા છે અને કેટલાક નવા પણ છે અને તદુપરાંત કેટલાક ઓછા પણ થયા છે. આ સર્વ સ્વતંત્ર પરિશિષ્ટમાં અમે બતાવ્યું છે. અથવા આ પુસ્તક સામવેદની ત્રણેવ શાખાઓ માટે ઉપયોગી થઇ શકે છે—

કૌથુમી—રાણાયણીઓના ઉચ્ચારણમાં કંઇક થોડો ભેદ છે જેમકે

| કૌથુમીય | રાણાયણીય |
|---|---|
| हाउ | हावु |
| राइ | रायि |
| वाजेपु णो | वाजेपु नो |

આવા ભેદ છે, પરંતુ આથી મંત્રોમાં કંઇ ભિન્નતા નથી થતી. આ કેવળ ઉચ્ચાર માત્રના ભેદ છે કેટલાક લોકોનું કહેવું છે કે કૌથુમ શબ્દનું મૂળ રૂપ કુસુમ શબ્દમાંથી થતો કૌસુમ શબ્દ છે, આ વાત વિચારણીય છે.

## સામસ્વર વિચાર

ઋગ્વેદ, યજુર્વેદ અને અથર્વવેદના મંત્ર બોલતી વખતે કેવળ ત્રણજ સ્વરોનો પ્રયોગ થાય છે. દીર્ઘ સ્વરિતના સ્થાને ક્વચિત્ દીર્ઘ પણ સાંભળવામાં આવે છે, જેમકે—

अग्निमीळे पुरोहितम् ।

( ઋગ્વેદ મંત્ર )

अँ ग्नि मी ळे पु रो हि त म् ।

( સામયોનિ મંત્ર )

अ उ स्व म     अ उ स्व म

नी सा रे रे     नी सा रे रे

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| रे | | | मी | इ | | | | हि | |
| सा | | ग्नि | | | ळे | | रो | | तं |
| नी | अ | | | | | पु | | | |

અહીં નિષાદ-ષડ્જ-ઋષભ ( ની-સા-રે ) આ ત્રણ જ સ્વર લાગે છે, દીર્ઘ સ્વરિત ' मी ' છે, એના ઉચ્ચારણમાં થોડો દીર્ઘ સ્વર પણ શ્રવણ થાય છે. આ રીતે વેદપાઠ કરતી વખતે કેવળ ત્રણ જ શ્રુતિયો-કેવળ ત્રણજ સ્વરોનો પ્રયોગ થાય છે. પ્રાતઃસવન, માધ્યદિન-સવન અને તૃતીય અથવા સાયંસવન એમ ત્રણ સવનોમાં વેદમંત્ર બોલાય છે અને આ સવન એક એકથી ઊંચા સ્વરમાં હોય છે. મંત્રનો ઉચ્ચાર ષડ્જ ગ્રામમાં હોય અથવા મધ્ય ગ્રામમાં હોય અગર તેથી પણ ઊંચો હોય પણ સ્વર તો ત્રણજ હશે. ' ની-સા-રે ' આ સ્વર પ્રાતઃસવનમાં હશે, ' ગ-મ-પ ' આ મધ્ય સવનમાં હશે, અને ' ધ-ની-સા ' એ તૃતીયમાં હશે. મંત્ર બોલનાર પોતાની શક્તિ અનુસાર અને પોતાના સ્વરસામર્થ્ય અનુસાર ગમે તેટલો ઊંચો યા નીચો મંત્ર બોલે પણ કેવળ ત્રણ સ્વરોમાંજ બોલશે. આ તો ઋગ્વેદ, યજુર્વેદ અને અથર્વવેદના મંત્ર બોલવાના વિષયમાં કહ્યું છે.

સામ ગાયનમાં તો સાતે સ્વર પ્રયુક્ત થાય છે. સામગાનની

અન્ય વેદો કરતાં આજ વિશેષતા છે. નારદે તેમની શિક્ષામાં કહ્યું છે—

यः सामगानां प्रथमः स वेणोर्मध्यमः स्वरः ।

( નારદ શિક્ષા )

જે સામગાન ઉપર પ્રથમ અથવા એક અંકથી બતાવેલો સ્વર હોય છે, તે વેણુ–બંસરી–નો મધ્યમ સ્વર સમજવો. આ રીતે પ્રથમ દર્શાવેલી રીતિ અનુસાર સામગાનના જે સાત સ્વર નિશ્ચિત થાય છે, તે આ છે. ૧ મધ્યમ, ૨ ગાન્ધાર, ૩ ઋષભ, ૪ ષડ્જ, ૫ નિષાદ, ૬ ધૈવત, ૭ પંચમ. સામમાં કેટલીક વાર મ 'થી પણ ઊંચો સ્વર ગાવામાં આવે છે, એને ક્રુષ્ટ અથવા અતિક્રુષ્ટ કહે છે. સામગાનમાં એ ' ૧૧ " ચિન્હથી દર્શાવવામાં આવે છે. સામગાનની શ્રુતિઓનો આ નિર્ણય છે. સામગાનની ઉપર મૂકેલાં ચિન્હો જોઇને કોઇ સ્વરજ્ઞ ગાયક આ વિધિથી યથા-યોગ્ય સામગાન કરી શકે.

સામમાં કેટલાક અક્ષરો ઉપર અંક હોય છે અને કેટલાક અક્ષરો ઉપર નથી હોતા. જેના ઉપર અંક નથી હોતા, એના સ્વર એની પૂર્વના અક્ષરના સ્વરના અનુરોધમાં સમજવા જોઇએ. જેમકે—

स॒ह॒स्र॑शी॒र्षा॑ पु॒रु॑षः सह॒स्रा॒क्षः ।

આ મંત્રમાં ' र्षा, ष, स, ह ' આ અક્ષર સ્વરચિન્હ રહિત છે, એટલે એના સ્વર પ્રચય અને સન્નતર સમજવા જોઇએ, કારણકે એના પૂર્વના અહીં સ્વરિત છે. ગાનોમાં નિયમ ભિન્ન છે. ત્યાં બીજો અંક આવે ત્યાં સુધી પ્રથમજ સ્થિર રહે છે. આ નિયમથી અંકરહિત અક્ષરોના સ્વર સર્વત્ર જાણી શકાય છે.

સામવેદમાં "र, क, उ" આ અક્ષર મંત્રની ઉપર મૂકવામાં આવે છે. આ ચિન્હ સામવેદમાં તથા સામગાયનમાં હોય છે. સામવેદનીજ આ વિશેષતા છે. પૂર્વસ્થાને દર્શાવ્યું છે કે 'र' ચિન્હ સ્વરિતનું છે, પરંતુ અંતનો ઉદાત્ત દર્શાવવા માટે પણ અનુદાત્ત પછીના ઉદાત્ત ઉપર આ ચિન્હ મૂકે છે, જેમકે—

गिरा । ( સામમંત્ર ૮ ), ऋञ्जसे गिरा । (સામમંત્ર ૧૨)

दिवि । ( સામમંત્ર ૨૦ ), रयिम् । ( સામમંત્ર ૨૨ )

बृहत् । ( સામમંત્ર ૯૮ )

જ્યાં એક પછી એક એમ બે ઉદાત્ત આવે છે, ત્યાં પ્રથમ ઉદાત્ત ઉપર '૧' અંક મૂકવામાં આવે છે અને પછીનો ઉદાત્ત ચિન્હરહિત હોય છે, એ ચિન્હરહિત ઉદાત્ત પછી જે સ્વરિત આવે છે તેના ઉપર '૨ र' એનો અંક र કાર સાથે મૂકેલો હોય છે. આથી ખબર પડે છે કે આ પૂર્વે બે ઉદાત્ત આવી ગયા છે, જેમકે—

उत द्विपो मर्त्यस्य । ( સામમંત્ર ૬ )

मूर्ध्नो विश्वस्य । ( સામમંત્ર ૯ )

देवो ह्यसि । ( સામમંત્ર ૧૦ )

वायोरनीके । ( સામમંત્ર ૧૩ )

प्रति त्यं चारु ( સામમંત્ર ૧૬ )

અનુદાત્ત પછીના સ્વરિત ઉપર વિશેષ અવસ્થામાં '૨ र'

મૂકવામાં આવે છે, એવા સ્થાનોમાં પાછળના અનુદાત્ત ઉપર ' ३ क ' ત્રણ અંક સાથે ककार મૂકે છે. જેમકે—

तन्वा । ( સામમંત્ર ૫૨ ) देव्यं ( સામમંત્ર ૫૬ )

बलं न्युब्ज वीर्यम् । ( સામમંત્ર ૮૫ )

दूढ्यम् । (સામમંત્ર ૧૧૩) । वाजे वाज्ये (સામમંત્ર ૬૫૫)

मन्यौ । ( સામમંત્ર ૪૮૦ )

જ્યારે બે ઉદાત્ત સાથે સાથે આવે છે, અને તે પછી અનુદાત્ત આવે છે, ત્યારે એ ઉદાત્તને દર્શાવવા માટે પ્રથમ ઉદાત્ત ઉપર ' २ उ ' આ ચિન્હ ૨ અંકની સાથે उકારના રૂપમાં મૂકાય છે, જેથી અહીં સાથે સાથે બે ઉદાત્ત છે એમ વિદિત થાય, જેમકે—

उत्यो वसो । ( सामभंत्र ४१ ) त्वमिरसे ( સામમંત્ર ૪૨ )

यो विश्वो । ( સામમંત્ર ૪૪ ) त्यं विष्णु (સામમંત્ર ૯૧)

ब्रह्मेति । ( સામમંત્ર ૯૪ ) रं जनम् । ( સામમંત્ર ૯૬ )

र्व्यं वचो । ( સામમંત્ર ૯૮ )

આ સામસ્વર ચિન્હોની વિશેષતા છે. કેટલાક સ્થળે આ નિયમોમાં થોડા અપવાદ પણ છે, પરંતુ સર્વ સાધારણ નિયમ આ છે. આ ચિન્હોને અમે સામવેદમાં યથાસ્થાન મૂકયા છે.

સામવેદમાં અમે પ્રત્યેક મંત્રનું ઋગ્વેદનું સ્થળ દર્શાવ્યું છે. સામવેદના મંત્રો ઋગ્વેદમાંથી જ ઉદ્ધૃત કર્યા છે, તથાપિ

કેટલાક મંત્રોમાં પદભેદ, સ્વરભેદ, પદોનો પૂર્વાપર સ્થાનભેદ, તથા પાદોના અદલ બદલ થવાથી આ મંત્રોમાંના કેટલાક મંત્ર સામવેદમાં પાઠભેદવાળા આવી ગયા છે. આ સામ-પાઠભેદનો વિષય વિશેષ સાવધાનીથી વિશેષ રીતિપૂર્વક અધ્યયન કરવા યોગ્ય છે. આ મંત્ર આજે અમારી પાસેના ઋગ્વેદમાં જેવા છે તેવા સામવેદમાં નથી લીધા, આ વાત તો સ્પષ્ટ છે. સંભવ છે કે ઋગ્વેદની કોઇ બીજી સાંખ્યાયન જેવી શાખામાંથી આ મંત્ર સામવેદમાં લીધા હોય. એટલે વિશાળ શોધનો આ વિષય છે, વિદ્વાનોની દૃષ્ટિ આ તરફ આકર્ષિત થવી જોઇએ, એટલું જ અહીં કહેવાનું છે.

વાલ્યખિલ્ય સૂકતોમાંથી કેટલાક મંત્ર સામવેદમાં લીધા છે. આથી અનુમાન થાય છે કે, વાલ્યખિલ્ય સૂકતોનો સંગ્રહ ઋગ્વેદમાં થયા પછી જ સામવેદની આ રચના થઇ હશે, કિંવા ઋગ્વેદની જે શાખામાં વાલ્યખિલ્ય સૂકત હશે, તે સંહિતામાંથી સામ સંહિતામાં આ મંત્રો ઉદ્ધૃત કર્યાં હશે.

ઋગ્વેદની શાકલ સંહિતામાં ' अथ वालखिल्यं । इति वालखिल्यं । ' એમ લખીને વચમાં સર્વ વાલખિલ્ય સૂકત આપ્યાં છે. આથી અનુમાન થાય છે કે આ શાકલ શાખાના ઋગ્વેદમાં પ્રથમ વાલખિલ્ય સૂકત ન હતાં. નહિ તો ' अथ-इति ' લખવાનું કંઇ પ્રયોજન જણાતું નથી. સામવેદમાં વાલખિલ્ય સૂકતના મંત્ર લીધા છે, તેથી અનુમાન થઇ શકે કે, ઋગ્વેદમાં વાલખિલ્ય સૂકત સ્થાપિત થયા પછી જ, સામવેદની રચના થઇ છે, અથવા સામ રચનાના પૂર્વ સમયમાંજ ઋગ્વેદમાં વાલખિલ્ય મંત્ર સંગ્રહિત થઇ ચુકયા હતા. બંને અનુમાનનો આશય એક જ છે.

ભગવદ્દગીતામાં વિભૂતિ વર્ણનમાં લખ્યું છે કે ' વેદોમાં સામવેદ ઇશ્વરની વિભૂતિ છે ' તેથી પ્રતીત થાય છે કે ભગવદ્-

ગીતાના પૂર્વ સમયમાં સામવેદ હતો અને તેનું મહત્વ વિભૂતિ માનવા યોગ્ય સમજાતું હતું. ભગવદ્ગીતાનો સમય ગમે તે માનવામાં આવે પણ તે બે હજાર વર્ષથી ઓછો તો કદીએ નહિ મનાય, એટલું તો નક્કીજ છે. અને જો ગીતાનો આ સમય માનવામાં આવે તો બે હજાર વર્ષ પૂર્વે સામવેદ વિભૂતિત્વની પ્રતિષ્ઠાને યોગ્ય મનાતો; એમાં કશો સંદેહ નથી. કોઇ પણ ગ્રન્થની લોકમાન્યતા માટે થોડો સમય ગણવો જોઇએ. આથી સામવેદ ભગવદ્ગીતાથી બહુ પૂર્વકાલનો છે, એમાં કોઇને સંદેહ ન થવો જોઇએ.

આ સામવેદમાં વાલખિલ્ય સૂક્તના મંત્રોનો સંગ્રહ જોઇને એ અનુમાન કરી શકાય છે કે, શાકલીય ઋગ્વેદમાં પણ વાલખિલ્યોની આવશ્યકતા છે. જો એમાં વાલખિલ્ય સૂક્ત ન હોત તો સામવેદમાં કયાંથી આવત ? કારણ કે ' જે ઋચા છે, તેજ સામ છે ' આમ ઉપનિષદોમાં કહ્યું છે. એટલે ઋગ્વેદમાં વાલખિલ્ય સૂક્ત અવશ્ય છે, એવું સિદ્ધ થયું. જે લોકો કહે છે કે ઋગ્વેદમાંથી વાલખિલ્ય સૂક્ત હટાવી દેવા જોઇએ તેમનો મત નિર્મૂળ છે, એવું આથી સિદ્ધ થઇ ગયું.

સામવેદમાં આવેલા આ ૧૦૫ મંત્ર આજના શાકલીય ઋગ્વેદમાં નથી જણાતા. મહાનામ્ની, આર્ચિક અને આરણ્યકના મંત્ર છોડી દેવામાં આવે તો, ૭૬ મંત્ર શેષ રહે છે. આ મંત્ર ઋગ્વેદની કોઇ અન્ય શાખામાંથી લીધા હશે. બહુધા સાંખ્યાયન–શાખામાંથી લીધા હશે, એવું પ્રતીત થાય છે.

## અન્ય વેદોમાં સામની પ્રશંસા

ઋગ્વેદ, યજુર્વેદ અને અથર્વવેદના મંત્રોમાં સામની ઘણી પ્રશંસા છે. અંગિરસના સામોની પ્રશંસા નિમ્નલિખિત મંત્રોમાં છે–

( देवाः ) अंगिरसां सामभिः स्तूयमानाः ।

( ऋ. १ । १०७ । २ )

अंगिरसो न सामभिः ।

( ऋ. १० । ७८ । ५ )

શકુનિ નામનું એક પક્ષી છે, જે સામગાન જેવા ગાનના આલાપ કાઢે છે, એવું નિમ્નલિખિત મંત્રોમાં છે—

उभौ वाचौ वदति सामगा इव गायत्रं च त्रैष्टुभं चानु राजति । उद्गातेव शकुने साम गायसि, ब्रह्मपुत्र इव सवनेषु शंससि ॥

( ऋ. २ । ४३ । १-३ )

શકુનિ પક્ષીના સ્વર સમાન મધુર સ્વર સામગાનના હોય છે, એવું આથી પ્રતીત થાય છે. જે જાગે છે એ જ વિદ્વાનને સામગાનમાં પ્રવીણતા પ્રાપ્ત થાય છે, પરંતુ જે સુસ્ત યા આળસુ હોય છે, તે સામગાનમાં પ્રવીણ નથી થતો, એવું નિમ્નલિખિત મંત્રમાં કહ્યું છેઃ—

यो जागार तमृच कामयन्ते ।
यो जागार तमु सामानि यन्ति ॥

ऋ. ५ । ४४ । १३-१५

સામગાયકની સર્વ લોક પ્રશંસા કરે છે, આ વિષયમાં નિમ્ન લિખત મંત્ર જુઓ—

तमेव ऋषिं तमु ब्रह्माणमाहुः ।
यज्ञन्यं सामगामुक्थशासम् ॥

( ऋ. १० । १०७ । ६ )

ગાન કરેલો સામ ગાયકની ઉત્તમ રક્ષા કરે છે, આ વિષયમાં આ મંત્ર જુઓ.

उपगासिषत् श्रवत्साम गीयमानम्

( ऋ. ८ । ८१ । ५ )

यूयमृषिमवथ सामविप्रम् ।

( ऋ. ७ । ५४ । १४ )

( साम-विप्रं ) સામગાનમાં કુશળ, સામપ્રવીણ ગાતાનું દેવ રક્ષણ કરે છે. શુદ્ધ દેવતાની ઉપાસના શુદ્ધ સામગાનોમાં જ કરવી જોઈએ. આ વિષયમાં જુઓ—

एतो न्विन्द्रं स्तवाम शुद्धं शुद्धेन साम्ना ।

( ऋ. ८ । ९५ । ७ )

इन्द्राय साम गायत विप्राय बृहते बृहत् ।

( ऋ. ८ । ९८ । १, अथर्व. २० । ६२ । ५ )

बृहस्पतिः सामभिर्ऋक्वो अर्चतु ।

( ऋ. १० । ३६ । ५ )

अर्चन्त एके महि साम मन्वत ।

( ऋ. ८ । २९ । १० )

અન્ય પ્રકારે પણ સામોની પ્રશંસા છે, જેમકે—

आङ्गूष्यं शवसानाय साम ।

( ऋ. १ । ६२ । २ )

ऋतस्य सामन्रणयन्त देवाः

( ऋ. १ । १४७ । १ )

गायत्रेण प्रतिमिमीते अर्कमर्केण साम त्रैष्टुभेन वाकम् ।

( ऋ. १ । १६४ । २४. अथर्व. ९ । १० । २ )

ये न परः साम्नो विदुः ।

( ऋ. २ । २३ । १६ )

त्वष्टा जनयत्साम्नः साम्नः कविः ।

( ऋ. २ । २३ । १७ )

साम कृष्वन सामन् यो विपश्चित् क्रन्दन्नेति ।

( ऋ. ९ । ९६ । २२ )

परावतो न साम तद्यत्रा रणंति धीतयः ।

( ऋ. ९ । ११ । २ )

स हि द्युता विद्युता वेति साम ।

( ऋ. १० । ९९ । २ )

આ રીતનું સામોનું વર્ણન ઋગ્વેદ અને અથર્વવેદમાં છે. આ પ્રકારના પ્રસંસાયોગ્ય સામ પરમાત્મા તરફથી જ પ્રાપ્ત થયા છે, એમ વેદમાં જ કહ્યું છે—

तस्माद्यज्ञात् सर्वहुत ऋचः सामानि जज्ञिरे ॥

( ऋ. १० । ९० । ९ )

એવા સામ પ્રશંસાના અનેક મંત્ર વેદોમાં છે. હવે અથર્વ વેદમાં જુઓ—

सामगेभिर आदित्येभिः....इष्टापूर्तमवतु नः ।

( अथर्व. २ । १२ । ४ )

ऋचं साम यजामहे याभ्यां कर्माणि कुर्वते
( अथर्व. ७ । ५४ । १ )

बृहतः परि सामानि
( अ. ८ । ९ । ४ )

षड् जाता भूता प्रथमजर्तस्य षडु सामानि षडहं वहंति ।
षड्योगं सीरमनु साम साम षडाहुर् द्यावापृथिवीः षडुर्वीः॥
( अ. ८ । ९ । १६ )

सामानि यस्य लोमानि ।
( अ. ९ । ६ । २ )

सपत्नह ऋचसंशितः सामतेजाः ।
( अ. १० । ५ । ३० )

यत्र ऋषयः प्रथमजा ऋचः साम यजुर्मही ।
( अ. १० । ७ । १४ )

सामानि यस्य लोमानि स्कंभं तं ब्रूहि कतमः
स्विदेव सः ।
( अ. १० । ७ २० )

साम्ना ये साम संविदुः
( अ. १० । ८ । ४१ )

सामानि बिभ्रति ।
( अ. १० । १० । १४ )

ब्रह्मणा परिगृहीता साम्ना पर्यूढा ।
( अ. ११ । ३ । १५ )

ऋक्साम यजुरुच्छिष्ट उद्गीथः प्रस्तुतं स्तुतम् ।
....उच्छिष्टे स्वरः साम्नो मेडिश्च तन्मयि ॥
( अ. ११ । ७ । ५ )

ऋचः सामानि भेषजा ।
( अ. ११ । ८ । )

शरीरं ब्रह्म प्राविशदृचः सामाथो यजुः ।
( अ. ११ । ८ । २३ )

ऋचः सामानिच्छन्दांसि...उच्छिष्टाज्जज्ञिरे सर्वे ।
( अ. ११ । ९ । २४ )

ब्रह्माणो यस्यामर्चन्त्यृग्भिः साम्ना यजुर्विदः ।
( अ. १२ । १ । ३८ )

तमृचः सामानि च यजूंषि च ब्रह्म चानुव्यचलन् ।
( अ. १५ । ६ । ८ )

ऋचां च वै स साम्नांच....ब्रह्मणश्च प्रियं धाम भवति ।
( अ. १५ । ६ । ९ )

આ રીતના અથર્વવેદના મંત્ર જોતાં સ્પષ્ટ જણાય છે કે, અથર્વવેદમાં સામપ્રશંસા છે. ઋગ્વેદમાં પણ જે પ્રશંસા છે તે આ પૂર્વે દર્શાવી છે. ઋગ્વેદના સમયમાં પણ સામગાનોની સમૃદ્ધિ હતી, એવું આથી કહી શકાય છે. અથર્વવેદના સમયમાં પણ એવી જ સમૃદ્ધિ હતી એમાં હવે સંદેહ ન હોઇ શકે.

ઋગ્વેદમાં સામોના નામ નિમ્નલિખિત જણાય છે—

वैरूपं, बृहत, गौरिवीति, रैवतं, अर्कं, गायत्रं, श्लोकं, भद्रं,

૪. સામ ઋગ્વેદમાં છે, સામોના આ નામ અથર્વવેદમાં પણ મળે છે.

યજુર્વેદમાં—रथन्तरं, बृहद्, वैरूपं, वैराजं, वैश्वानसं, वामदेव्यं, यज्ञायज्ञियं, शाक्वरं, रैवतं, गायत्रं, गौरिवीतं, अभिवर्तं, क्रोशं, सत्रस्यर्धि, प्रजापतेर्हृदयं, श्लोकं, अनुश्लोकं, भद्रं, राजन, अवर्यं, इलांदं ४.

ઐતરેય બ્રાહ્મણમાં—बृहत, रथन्तरं, वैरूपं, वैराजं, शाक्वरं, रैवतं, गायत्रं, श्यैतं, नौधसं, रौरवं, यौधाजयं, अग्निष्टोमीयं, मार्सं, विकर्णम् ४. ।

આ નામ ઉક્ત ગ્રન્થોમાં છે. ઋગ્વેદના સમયમાં ઋગ્વેદોક્ત સામ ગવાતા હતા, એમાં પૂર્વોક્ત મંત્ર જોતાં કોઇ સંદેહ નથી. યજુર્વેદ અને ઐતરેયના સમયમાં તો યજ્ઞ કર્મની બહુ સમૃદ્ધિ હતી, એટલે એ સમયે સામોની અતિ સમૃદ્ધિ હતી એમાં કોઇ સંદેહ નહિ કરી શકે, કારણ કે એ સર્વ વિદ્વાનોએ માનેલી વાત છે.

જે લોકો કહે છે કે સામગાન આધુનિક છે, તેમનું કથન નિર્મૂળ છે, એવું આથી સિદ્ધ થઇ શકે છે.

## સામસ્વરની ગણના

સામવેદની સ્વરગણના વિશેષ પ્રકારે ઉત્તમ છે. આ રીતની સ્વરગણના, બીજા કોઇ વેદની કોઇ પણ દ્વારા નિર્માણ થઇ નથી. એ માટે આ વેદની સ્વરગણનાના વિષયમાં અહીં થોડુંક કહેવું યોગ્ય છે. જુઓ આ ગણનાનું સ્વરૂપ આવું છે.

१०८४ रेवतीर्नः सधमाद इन्द्रे सन्तु तुविवाजाः ।
क्षुमन्तो याभिर्मदेम ॥ १ ॥

१०८५ आ घ त्वावान् त्मना युक्तः स्तोतृभ्यो
धृष्णवीयानः । ऋणोरक्षं न चक्रयोः ॥ २ ॥

१०८६ आ यद् दुवः शतक्रतवा कामं जरितॄणाम् ।
ऋणोरक्षं न शचीभिः ॥ ३ ॥ ( ठी ) ॥

( धा. १८ । उ. २ । स्व. ४ ).

આ ત્રણ મંત્રના સ્વરની ગણના ( ठी । धा १८ । उ २ । स्व. ४ ) છે. હવે એનું તાત્પર્ય આ છે. મંત્રમાં વચલા અક્ષર, જેના ઉપર કોઇ ચિન્હ નથી, એવા આ છે.

પ્રથમ મંત્રમાં—' नः । स । स । न्तु ' આ ચાર.
દ્વિતીય મંત્રમાં—' धृ । ष्ण । वी । र ' આ ચાર અને
તૃતીય મંત્રમાં—' य । दु । श । त । क्र । का । ज ।
रि । र । श । આ દશ.

૪ + ૪ + ૧૦ મળી ૧૮ અક્ષર સ્વરચિન્હ રહિત છે. આ વાત ' धा. १८ ' સંકેતદ્વારા દર્શાવી છે. આ ત્રણ મંત્રોમાં ' ज्ञाः । म । भिः ' અંતમાં ત્રણ અક્ષર એવા છે કે જેના ઉપર સ્વરચિન્હ નથી. પરંતુ સ્વરચિન્હવાળા અક્ષરની બહાર, જેટલા પણ અક્ષર હોય, તે સર્વ ગણાતા નથી. તે છોડી દેવાના હોય છે. વચલા અક્ષર જ ગણાય છે. અને અહીં સ્વર અથવા

-સ્વરયુક્ત અક્ષર જ ગણવામાં આવે છે કેવળ વ્યંજન સ્વતંત્ર નથી ગણાતા. અસ્તુ. આ રીતે આ ત્રણ મંત્રોમાં મધ્યસ્થિત ચિન્હરહિત અક્ષર ૧૮ છે. આ ' ધા. ૧૮ 'નો અર્થ છે.

આમળ ' उ. २ ' છે. ઉકાર ચિન્હિત બે અક્ષર આ મંત્રોમાં છે, એવો એનો અર્થ છે. બીજા અને ત્રીજા મંત્રમાં ણો અક્ષર ઉકાર ચિન્હવાળો છે, એનો અર્થ એમ છે કે અહીં સાથે સાથે બે ઉદાત્ત આવેલા છે: આ ગણના ' उ २ 'થી બતાવી છે.

ત્રીજી ગણના ' स्व. ४ છે. रकार ચિન્હિત સ્વરિતની આ સંખ્યા દર્શક છે. આ ત્રણ મંત્રોમાં થઈને रकार ચિન્હવાળા સ્વરિત ૪ જ છે. દ્વિતીય મંત્રમાં ' कन्यों ' એક છે, તૃતીય મંત્રમાં ' घः । मं । चो । ' આ ત્રણ છે. આ મળીને ચાર થયા. એને ગણનામાં ' स्व. ४ 'થી બતાવ્યા છે.

આવી વ્યવસ્થામાં ગણના કરવાને લીધે સ્વરોનું હેરફેર થવું અસંભવ બન્યું છે. સર્વ વેદોની આ પ્રમાણે કોઇ વિજ્ઞ વિદ્વાન ગણના કરે તો સારૂં. આ ત્રણે ગણનાઓનું સંક્ષેપ ' ठी ' આ એક જ અક્ષરમાં થઈ ગયું છે. અર્થાત્ ' ठी ' અક્ષરથી આ સર્વ ગણના વિદિત થઈ જાય છે. જુઓ—

' ठी ' અક્ષરમાં ' ठ ' અને ' ई ' આ બે વર્ણ છે. આ બેમાં ' ई ' સ્વરોમાં ' अ-आ इ-ई ' ચોથો છે, ' स्व. ४ ' થી ચોથો સ્વર એમ જણાય છે. જેટલી ' स्व. 'ની આગળની સંખ્યા હશે, એટલા સ્વર અકારથી સમજવા જોઈએ. આ રીતે અહીં ' स्व. ४ 'થી ચોથો સ્વર, ' ई ' લેવાયો.

' उ २ 'થી ट વર્ગના દ્વિતીય વ્યંજન સમજવાનો છે. ट—

ડ-ડ-ઢ-ણ આ ટ-વર્ગના અક્ષર છે. એમાં બીજો ઠ છે તે ' ઉ. ર 'થી દર્શાવ્યો છે. આ ઠ અને ઉપરની ' ઈ ' મળીને ઠી અક્ષર બન્યો. હવે ટ વર્ગ કેવી રીતે લોધો તે જોવું જોઇએ.

' ધા. ૧૮ ' આ સંખ્યા ઉપરની ગણત્રીમાં છે. આને ૫ સંખ્યા વડે ભાગવાથી શેષ ૩ રહે છે. આ ૩ સંખ્યાથી વર્ગ જાણી શકાય છે. ક-ચ-ટ-ત-પ આ પાંચ વર્ગ છે. આમાં ત્રીજો ટ વર્ગ છે, એ આ રીતે પ્રાપ્ત થયું.

એકલા ' ઠી ' અક્ષરથી આટલા સ્વરોનું જ્ઞાન આ પદ્ધતિથી થયું. જુઓ પદ્ધતિ કેટલી ઉત્તમ છે અને કેવી રીતે નિયમથી બનાવી છે. પાંચ વડે ધારી સંખ્યાના વિભાગ કરતાં જે શેષ સંખ્યા રહે છે, એથી નિમ્ન લિખિત રીતથી વર્ગોના અક્ષર જાણી શકાય છે—

| અવશિષ્ટ સંખ્યા | વર્ગ |
|---|---|
| ૧ | ક |
| ૨ | ચ |
| ૩ | ટ |
| ૪ | ત |
| ૫ | પ |

અહીં એ સમજવા જેવું છે કે જ્યાં પાંચથી વિભાગ થાય છે, ત્યાં કદી પણ શેષ રહી ન શકે. આથી જ્યાં 'ધા૦'ની સંખ્યા ૧૦।૧૫।૨૦।૨૫।૩૦ એવી હોય છે ત્યાં ૫ વર્ગનો અક્ષર લેવામાં આવે છે. શેષ ૪ સંખ્યા સુધી ૪ વર્ગ પૂર્વોક્ત રીતિથી જાણી શકાય છે. વર્ગનું જ્ઞાન થયા પછી, વર્ગનો કયો અક્ષર લેવો જોઇએ તેનું જ્ઞાન ' ઉ૦ ' ચિન્હથી થાય છે, જેમકે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| उ० १ | क | च | ट | त | प |
| उ० २ | ख | छ | ठ | थ | फ |
| उ० ३ | ग | ज | ड | द | ब |
| उ० ४ | घ | झ | ढ | ध | भ |
| उ० ५ | ङ | ञ | ण | न | म |

આ રીતે વર્ગની અંદરના વ્યંજન જ્ઞાત થાય છે. અને 'स्व०'ની સંખ્યાંથી સ્વર અક્ષર પડે છે, જેમકે—

| | |
|---|---|
| स्व० १ | अ |
| स्व० २ | आ |
| स्व० ३ | इ |
| स्व० ४ | ई |
| स्व० ५ | उ |
| स्व० ६ | ऊ |

જ્યાં 'उ० नास्ति' ( ઉદાત્ત નહિ ) એવું લખેલું હોય છે, ત્યાં ધારી સંખ્યામાં એક ઓછો કરીને જે શેષ રહે, તે અંકથી ય-ર-લ-વ-શ માંથી જે અક્ષર આવે તે લેવો જોઇએ—

૭૧૦-૭૧૨ મંત્રોની ગણુના આવી છે-( धा० १७ उ० नास्ति । स्व० ३ ( यि ) ) 'उ० नास्ति' અર્થાત્ ઉદાત્ત નથી, એટલે ધારેલી સંખ્યામાંથી એક ઓછી કરવાની છે. અર્થાત્ 'धा० १७'ના સ્થાને ૧૬ સંખ્યા આવી ગઇ. આને પાંચ વડે વિભક્ત કરતા શેષ ૧ રહી. આ य-र-ल-व श 'માં પ્રથમાક્ષર 'य'ની દર્શક છે. આથી આગળ 'स्व० ३'

ત્રીજા ' इ ' સ્વરનો બોધ કરે છે. આ રીતે ' यि ' આ સંકેત અહીં સિદ્ધ થયો. જ્યાં ઉદાત્ત ન હોય, ત્યાં य વર્ગ જ લેવો જોઇએ.

જ્યાં उ० ન હોય અને ધારી સંખ્યા ૫ વડે વિભક્ત કરતાં કંઈ પણ શેષ ન રહે, ત્યાં 'ह' અક્ષર સંકેત માટે લેવાય છે, જેમકે

मं. सं. ८८०-८८२ [ धा. २१ । उ. नास्ति । स्व. १ (ह) ] અહીં ૨૧-૧=૨૦ થયા, કારણ કે ઉદાત્ત નથી. આ ૨૦ સંખ્યાને ૫ વડે વિભક્ત કરતા કંઈ પણ અવશિષ્ટ નહિં રહે. એટલે 'ह' સંકેત થયો. ' स्व. १ ' છે, આથી પ્રથમ સ્વર 'अ' આવ્યો, તે हમાં મેળવવાથી 'ह' સંકેતાક્ષર બની ગયો.

જ્યાં ઉદાત્ત અને સ્વરિત ચિન્હવાળા નથી હોતા, ત્યાં 'औ' સ્વર આવે છે. જેમકે—[ धा. १५ । उ. नास्ति । स्व. नास्ति । ( वौ ) ] અહીં धा. સંખ્યા ૧૫ છે, એમાંથી એક બાદ કરતા ૧૪ રહ્યા. આ ૫ વડે વિભક્ત કરવાથી શેષ ૪ રહ્યા. य-र-ल-व-श માં ચોથો વ્યંજન 'व' છે, તે આથી મળ્યો. स्व. નહિ હોવાથી 'औ' સ્વર લીધો અને બંનેના મેળાપથી 'वौ' સંકેતાક્ષર સિદ્ધ થયો.

આ રીતની આ સ્વરગણના છે. તે અત્યંત ઉત્તમ છે એમાં સંદેહ નથી. પરંતુ અમારી પાસે સામવેદની છાપેલી અથવા લખેલી જેટલી પુસ્તિકાઓ આવી, એમાંથી કોઇમાં પણ સંપૂર્ણ ગણના પરિશુદ્ધ રૂપમાં અમને ન મળી. મુદ્રણદોષ અને હસ્તદોષની બધેય ગડબડ છે. યૂરોપમાં જર્મનમુદ્રિત પુસ્તકમાં પણ આ ગણનાદોષ રહી ગયા છે. અજમેરવાળાઓએ તો ગણના આપીજ નથી. આ રીતે અન્યત્ર પણ દોષ જણાયા. એટલે આ ગણના નવા સિરસ્તાથી કરવી જોઇએ. એવું અમને પ્રતીત થાય છે.

## ગાનોના છલાક્ષર

ચારે પ્રકારના સામગાનોમાં અંતિમ સંકેતનો અક્ષર જાણવાનો પ્રકાર સંક્ષેપમાં કહ્યો છે—

સામની સમાપ્તિ પછી જે સંકેતનો અક્ષર હોય છે, તેને અંતિમ અક્ષર સમજવો. એ અક્ષરની ઉત્પત્તિ નિમ્ન પ્રકારે સમજવી. પ્રથમ ગેય તથા આરણ્ય-ગાનનો નિયમ—

मुद्रता लभते वर्गः पदच्छेदेन चाक्षरम् ।
विकारैर्लभ्यते मात्रा अस्वरेण ह — वर्गक्रम ॥

મુદ્રા ( વામ હસ્તના સ્વરો ) વડે વર્ગની ખબર પડે છે. આ વર્ગ 'कु, चु, टु, तु, पु' આમ પાંચ છે. આમાં कु થી ક વર્ગ અર્થાત્ ( ક, ખ, ગ, ઘ, ઙ ), चु થી ચ વર્ગ અર્થાત્ ( ચ, છ, જ, ઝ, ઞ ); टु થી ટ વર્ગ અર્થાત્ ( ટ, ઠ, ડ, ઢ, ણ ); तु થી ત વર્ગ અર્થાત્ ( ત, થ, દ, ધ, ન ); અને पु થી પ વર્ગ અર્થાત્ ( પ, ફ, બ, ભ, મ. ); એવું ગ્રહણ સમજવું જોઇએ.

જો સામમાં ૬ સ્વર હોય તો, પુનઃ ક-વર્ગ અને ૭ સ્વર હોય તો ફરીથી ચ-વર્ગ, આ પ્રકારે સ્વરની સંખ્યા અનુસાર ક્રમશઃ આગળના વર્ગ સમજવા જોઇએ. આ પ્રકારે તમામ સામોમાં ગણત્રી કરવી. આના ઉદાહરણ નીચે આપવામાં આવે છે—

ગેય ગાનના ( ओग्नाई ) આ પ્રથમ સામમાં વામ હસ્તનો સાતમો સ્વર આવે છે. એટલે ઉપર બતાવ્યા અનુસાર ચ-વર્ગ થયો.

હવે પદચ્છેદ ( સામના સ્તોભ ) ની ગણનાથી એ વર્ગનો કયો અક્ષર છે તે શોધી કાઢવો, પાંચથી અધિક પદોની સંખ્યાને

પાંચથી વિભકત કરી જો એક શેષ રહે તો ઉકત વર્ગનો પ્રથમ અક્ષર, ૨ શેષ રહે તો, બીજો અક્ષર, ત્રણ શેષ રહે તો ત્રીજો અક્ષર, આ પ્રમાણે આગળ સમજવું.

( ओंझाई ) આ સામમાં ૯ પેદચ્છેદ ( રેણ ) છે. એને પાંચથી ભાગતાં ૪ શેષ રહે છે, એટલે ઉપર પ્રાપ્ત ' च ' વર્ગનો ૪ થો અક્ષર ' झ ' થયો.

હવે વિકાર ( विवृत्ति ) વડે માત્રા ( स्वर ) પ્રાપ્ત થાય છે. આ વિવૃત્તિ ' अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ ' આ ચોદ સ્વર, અનુસ્વાર, વિસર્ગ અને વ્યંજન એ મળી ૧૭ પ્રકારની છે.

આમાં અકારાદિ ૧૪ સ્વર જો પદમાં આદિસ્થાને હોય તો તેમનું ગ્રહણ નથી થતું, કિન્તુ પદના મધ્યમાં અથવા અંતમાં હોય તો તેમનું ગ્રહણ થાય છે. અનુસ્વાર, વિસર્ગ તથા વ્યંજન ( हल् ) પદના અંતના ગ્રહણ કરવા જોઇએ, મધ્ય તથા આદિના નહિ. જે સ્થાન ઉપર માત્રા ( વ્યંજન )નું વિશેષ વિધાન કર્યું હોય, ત્યાં મધ્યની પણ માત્રા ગ્રહણ કરવી જોઇએ. આ માત્રાના વિષયમાં આગળ આવનાર સંધિ પ્રકરણમાં કહીશું. એનું આડેવ સ્થાનોમાં અનુસંધાન સમજવું જોઇએ.

માત્રાઓના ઉદાહરણ નિમ્ન છે—

ओंझाई । आयाहि १ । આ બે પદમાં અનુક્રમે ओ કાર તથા आ કારનું ગ્રહણ નથી થતું. કારણ કે એ બંને પદના અંતમાં છે. ( वो इ तो या १ इ ) આ પદમાં બંને इ કારનું ગ્રહણ થાય છે, કારણ કે તે મધ્ય તથા અંતમાં આવે છે. આ રીતે સર્વત્ર સમજવું.

४ ५ ₹ ४₹ ५₹
( त्वं म ञ्ञे य ज्ञा नां ) આ પદસ્થ ' ना 'ની ઉપરના
२११ ₹ २
અનુસ્વારનું विश्वेषा ॰ २३ इताः ) પદસ્થ ' ता 'ની આગળના
₹ १₹
વિસર્ગનું, ( ञ्व येदसाम् ) આ પદસ્થ અંતિમ ' म् કારનું' કે જે અર્ધમાત્રા છે, ગ્રહણ થાય છે. આ પ્રકારે અંતિમ અનુસ્વાર, વિસર્ગ અને અર્ધમાત્રાનું ગ્રહણ કરવું જોઇએ.

( ज्ञो षा २३ नात् ) ( अग्निं दूताम् ) આ બે પદમાં અનુક્રમે આદિ તથા મધ્યના અનુસ્વારોનું ગ્રહણ નથી થતું, કારણ કે તે આદિ તથા મધ્યમાં છે. આ પ્રકારે સર્વત્ર યોજના સમજવી.

ઉપર્યુક્ત વિવૃત્તિઓ જે સામમાં જેટલી હોય, એ સંખ્યાની માત્રા, પ્રાપ્ત વર્ણના અક્ષર ઉપર હોય છે. જેમકે જો એક વિવૃત્તિ હોય તો क, બે હોય તો का. આ પ્રકારે આગળ સમજવું.

આ ( ओग्नाइ ) એ પ્રથમ સામમાં ઉપર દર્શાવ્યા અનુસાર ગણત્રી કરવાથી ૯ વિવૃત્તિ થાય છે. તદનુસાર નવમી માત્રા (ओ) થાય છે. એ માત્રાના સ્વરૂપ ( अ आ इ ई उ ऊ ए ऐ ओ औ ) આ રીતે ૧૦ છે.

ઉપર પ્રથમ પ્રાપ્ત 'ज्ञ' ને 'ओ' માં મેળવવાથી ( ज्ञो ) અક્ષર પ્રાપ્ત થાય છે. આ રીતે એ સામની અંતિમ સંખ્યા છે.

જે સામમાં વિવૃત્તિ નથી થતી, એમાં અંતમાં વ્યંજન થાય છે.

જે સામમાં સ્વર નથી હોતો, તેમાં વર્ણનું ગ્રહણ નથી થતું. એટલે એમાં 'ह' વર્ગ ( ह य र ल व )નું ગ્રહણ થાય છે. એમાં અક્ષર તથા માત્રાનું ગ્રહણ પદ અને માત્રા દ્વારા પ્રથમ દર્શાવ્યા અનુસાર કરવું જોઇએ.

નીચે આપેલા ૫ ઉદાહરણોમાં સ્વર નથી. એટલે એમાં વર્ગનું ગ્રહણ ન કરતાં પદની સંખ્યાથી 'ह' વર્ગનું ગ્રહણ કર્યું છે. ઉદાહરણ—

(૧) સાડા આઠમા (૮½) પ્રપાઠકના સત્તાવીસમા 'म मी २३' સામમાં 'हे' નું; (૨) ૪થા પ્રપાઠકના વીસમાં ( प्रे१ वा २ इन्द्रा१ ) સામમાં 'यो' નું; (૩) અગીઆરમાં પ્રપાઠકના સત્તાવીસમાં ( का४ इम्५ ) સામમાં 'रो' નું; (૪) ચોથા પ્રપાઠકના ઓગણીસમાં ( प्र१ व इन्द्रा २ ) સામમાં 'लू' નુ અને (૫) સાડા અગીઆરમાં (૧૧½) પ્રપાઠકના ૨૬ માં ( इन्द्रा१ २ हो१इ ) સામમાં 'वि' નું ગ્રહણ થાય છે. આ રીતે આ 'ह' વર્ણના અક્ષરોના ઉદાહરણ છે.

अध्यर्धे हीषि दंडानामूपानां लवयाः क्रमात् ।
ऊवर्णे रेफ आदौ स्याद् ईवर्णो रेफ अंतमः ॥

જે સામમાં અધ્યર્ધ ( ऊ२ ३२३४ या ). ( उपा ) । (.ही षि ) ( ऊ३ २३४ पा५ ) ( उपा ) અને દંડ ( ऊ२ ३४ पा५ ) ' उपा હોય એ સામમાં અનુક્રમે ' ल व य ' આ પ્રકારે અક્ષર આવે છે.

ઉપરના પ્રથમ અધ્યર્ધ ' उपा ' નુ લક્ષણ તો વેય ગાનના ચોથા પ્રપાઠકના ૧૬ મા ( पा४२५त या४२ यो५२ अ४घ५स्ताः४ ) સામમાં ( उ२ ३२३४ पा५ ) આવે છે. એમાં અંતિમ અક્ષર ' पो ' આવે

છે. એને અપ્યર્ષ ઉપાના લક્ષણથી પ્રાપ્ત ' ल् ' સાથે જોડવાથી ' प्लो ' અક્ષર બને છે. એને એ સામમાં જુઓ. ॥ ૧ ॥

॥ हौवि ॥ ઉપાનું લક્ષણ પ્રથમ પ્રપાઠકમાં ૧૯ માં ( हुवा ३ हो २३४ इ । शाङ्गोदेवाः ) સામમાં (ऊ २३४ पा) આવે છે. એમાં છેલ્લો અક્ષર ' है ' આવે છે. એમાં ' हौवि ' ઉપાના લક્ષણ અનુસાર પ્રાપ્ત ' व् ' ને જોડવાથી ' ह्वे ' અક્ષર પ્રાપ્ત થાય છે, આ એ સામમાં જુઓ. ॥ ૨ ॥

દંડ ઉપાનું લક્ષણ સ.ડાત્રણ ( ३३ ) પ્રપાઠકમાં ૧૯ મા ( उ प ह्व रो इ ) સામમાં ( उ ३४ पा ) આવે છે. એમાં અંતિમ અક્ષર ( हे॰ ) આવે છે. એમાં દંડ ઉપાના લક્ષણ દ્વારા પ્રાપ્ત ' य ' ને જોડવાથી ( ह्ये ) ની પ્રાપ્તિ થાય છે. તો એને એ સામમાં જુઓ.

જે સામના અંતમાં ( ऊ १२३४५ ) હોય, એના અંતના અક્ષર ઉપર રેફ ( र ) હોય છે અને જે સામના અંતમાં ( इ १२३४५ ) હોય એના અંતના અક્ષરની નીચે રેફ ( ्र ) હોય છે. આ બે સામોના ઉદાહરણ નિમ્ન છે—

અઢીમાં ( २३ ) પ્રપાઠકના ३१ માં ( त गृ ३ र्णा ३ या सुवर्ण रावा ) સામમાં ( ऊ २३४५ ) છે અને અંતનો અક્ષર ( डु ) છે. એમાં ' उ ' વર્ણ આદિ છે. એનો રેફ ( र ) ' डु ' ની ઉપર પ્રાપ્ત થયો. અને આ રીતે ' र्डु ' અક્ષર આવ્યો. તો તે તે સામમાં જુઓ.

દોઢ ( १३ ) પ્રપાઠકના ચાલીસમાં ( होवाइ मूर्द्धा हा इ )

સામમાં અંતિમ ( ई[४] २[१] ३[१] ४[१] ५[१] ) છે. એમાં અંતિમ અક્ષર 'णी' છે. અને એમાં 'इ' વર્ણનો પ્રથમ અંતિમ રેફ (र) આવે છે. તેથી એ અંતના અક્ષર 'णी' ની નીચે પ્રાપ્ત થઈ (ण्री) એવો અક્ષર બને છે, તો તે સામમાં જોશો.

ઉપરના પ્રકરણમાં જે વિશેષતા હોય તે અન્ય ગ્રન્થોમાંથી સમજશો.

હવે ઊહગાન તથા ઊહ્યગાનની વિશેષતા નીચે આપ્યા પ્રમાણે છે—

मुद्रया लभते वर्गं उद्‌घातैर्लभतेऽक्षरम् ।
स्वरैश्च लभते मात्रा नोद्‌घातेन ह्वर्गकम् ॥

મુદ્રા ( વામ હસ્તના સ્વર ) દ્વારા વર્ગની પ્રાપ્તિ થાય છે. એ વિસ્તારથી પ્રથમ કહ્યુંજ છે. એને એ રીતે સમજશો. ઉદ્ઘાતની સંખ્યાથી અક્ષરની પ્રાપ્તિ થાય છે, ઉદ્ઘાતનું લક્ષણ એ છે કે સામના સર્વ પદોમાં પદના પ્રારંભથી બીજો સ્વર અને એ પદની સમાપ્તિથી પૂર્વનો પહેલો સ્વર જે પદમાં હોય તેને ઉદ્ઘાત સંખ્યાવાળો કહે છે. એના ઉદાહરણ—

(૧) ઊહગાનના પ્રથમ સામમાં (૧) दि[२]वो इसो[१] १ ल्द २; (२) उ[२] प्र[१] छं श[२] र्मा[१]; (३) वरू[२][१][२]णा १ या १; (४) द्युम्ना[२][१] ना[२] १ इमा २; (५) सि[२]षा[१] स[२]न्ताः[१] । આ પ્રકારે આ પાંચ ઉદ્‌ઘાતો વડે પ્રાપ્ત થયેલ ત વર્ગનો પ્રથમ અક્ષર (त) આવે છે, તે એમાં છે. જ્યારે સામમાં ઉદાત્ત ( ઉદ્‌ઘાત ) પદ ન હોય ત્યારે પ્રથમ કહ્યા અનુસાર ह વર્ગ આવશે—એના ઉદાહરણ—

નીચેના ૫ ઉદાહરણોમાં સ્વરદ્વારા વર્ગનું ગ્રહણ નથી. તો

પણ ઉદ્‌ઘાત પદના અભાવથી વર્ગ ગ્રહણ છોડતાં, સ્વરની સંખ્યા દ્વારા ह વર્ગનું ગ્રહણ કર્યું છે.

( ૧ ) બીજા પ્રપાઠકના ૧૧ માં ( ते वार हं ैं सो ३४ ) સામમાં, 'हो'; ( ૨ ) અઢીમાં (૨½) પ્રપાઠકના ૧૩ માં ( पै घा स्वै घा ३ ) સામમાં 'यौ': ( ૩ ) તૃતીય પ્રપાઠકના ૧૦ મા ( ओ ३ हो ² इ है है हों हो ² ३ ) સામમાં 'रे'; ( ૪ ) પ્રથમ પ્રપાઠકના ह ૧૭ માં ( प्र सु । न्वा ना १ । य अंधसा ) સામમાં 'ले' ( ૫ ) અને અઢીમાં ( ૨½ ) પ્રપાઠકના બીજા ( इन्द्र । जुषा १ । स्व प्रवहा ) સામમાં 'वै'; એ પ્રકારે 'ह' વર્ગ આવે છે.

वर्गोपायो यदा नास्ति शवर्गः कथ्यते तदा ॥

જે સામમાં વામ હસ્તનો સ્વર ન હોવાથી, વર્ગનો ઉપાય ન હોય, ત્યારે 'श' વર્ગ ( શ, ષ, સ ) નું ગ્રહણ થાય છે. એના ઉદાહરણ.

સાડા નવમાં પ્રપાઠક ( ૯½ ) ના ૯ મા ( पै रिं प्रा ३ घ्र ) સામમાં સ્વરના અભાવથી વર્ગનુ ગ્રહણ ન થયું. અતઃ એમાં ત્રણ ઉદ્‌ઘાત હોવાથી 'ह' વર્ગ છોડીને 'स' થી ત્રીજો અક્ષર 'सि' આવે છે. શકાર તથા ષકારનું ઉદાહરણ ઊહ તથા ઊહ્યગાનમાં નથી, એટલે નથી આપ્યું. આ પ્રકારે એટલી એની વિશેષતા છે, શેષ ઉપર્યુક્તાનુસાર જાણવું યોગ્ય છે. સામગાનના સ્વરની ગણત્રીની રીતિ ટૂંકામાં આ પ્રકારે છે.

### સામવેદના ગાનગ્રન્થ

આ સામવેદમાં જે મંત્ર છે, એના આધાર ઉપર ઋષિઓએ

સહસ્રો ગાન નિર્માણ કર્યા હતા. એના નામ આ રહ્યાં—(૧) (ग्राम) गेयगान, કિંવા प्रकृतिगान, (२) आरण्यक (गेय) गान (३) ऊहगान, (४) ऊह्यगान કિંવા रहस्यगान આ ચાર ગ્રંથ એ સર્વ ગાનનાં છે. એમાં અનેક ઉપપ્રકરણ છે. એમાં જૈમિનીય શાખા પદ્ધતિથી ૩૬૮૧ ગાન છે અને કૌથુમી તથાં રાણાયણીય શાખાની પદ્ધતિથી ૨૭૨૨ ગાન છે, જેમકે—

| | જૈમિનીય ગાન સંખ્યા. | કૌથુમીય ગાન સંખ્યા. |
|---|---|---|
| ग्रामगेयगान | ૧૨૩૨ | ૧૧૯૭ |
| आरण्यक गेयगान | ૨૯૧ | ૨૯૪ |
| ऊहगान | ૧૮૦૨ | ૧૦૨૬ |
| ऊह्यगान | ૩૫૬ | ૨૦૫ |
| | ૩૬૮૧ | ૨૭૨૨ |

આ સર્વ ગાન વિસ્તાર સહ મુદ્રિત કરીને અમે લોકોની સામે મૂકીશું. આ ગાનના વિષયમાં જે કંઇ લખવું હશે તે એ ગ્રન્થોની ભૂમિકામાં લખીશું અને ગાનની પદ્ધતિ પણ ત્યાંજ વિસ્તારથી લખીશું. જો કે જૈમિનીય શાખાના ગાન ૯૫૯ જેટલાં અધિક છે, તથાપિ જૈમિનીય શાખાના સામવેદમાં ૧૮૨ મંત્ર ઓછા છે. એની મંત્ર સંખ્યા આ પ્રમાણે છે—

| | જૈમિનીય મંત્ર સંખ્યા | કૌથુમીય મંત્ર સંખ્યા |
|---|---|---|
| पूर्वार्चिक | ૫૮૭ | ૫૮૫ |
| आरण्यक | ૬૫ | ૬૫ |
| उत्तरार्चिक | ૧૦૪૧ | ૧૨૨૫ |
| | ૧૬૯૩ | ૧૮૭૫ |

મહાનામ્નીના ૧૦ મંત્રના ચાર જ સૂક્ત આમાં ગણતા

નથી, એમ કરવાથી સંખ્યા ક્રમશઃ ૧૬૮૩ અને ૧૮૬૪ થાય છે. બંને પ્રકારની ગણનામાં કંઇ દોષ નથી. જૈમિનીયોના મંત્ર ૧૮૨ ઓછા છે, તથાપિ ૯૫૯ ગાન અધિક બનાવ્યા છે. એ જૈમિનીયોની વિશેષતા છે. જૈમિનીય શાખાનો મંત્રક્રમ અને પાઠભેદ પરિશિષ્ટમાં આપ્યો છે.

## સામવેદના બ્રાહ્મણ

સામવેદના આઠ બ્રાહ્મણ ગ્રન્થ છે—( १ ) ताण्डय-ब्राह्मण ( આને પ્રૌઢ-બ્રાહ્મણ અથવા પંચવિંશ બ્રાહ્મણ કહે છે, કારણ કે એમાં ૨૫ અધ્યાય છે.) ( २ ) षड्विंश ब्राह्मण ( આ ૨૬ મો અધ્યાય જ છે, એ જ કારણે એનું આ નામ પડ્યું છે.) ( ३ ) सामविधान-ब्राह्मण, ( ४ ) आर्षेय-ब्राह्मण, ( ५ ) देवताध्याय-ब्राह्मण, ( ६ ) ऊपनिषद-ब्राह्मण ( એનું નામ संहितोपनिषद् ब्राह्मण અથવા मन्त्र-ब्राह्मण છે. ) ( ७ ) वंश-ब्राह्मण ( ८ ) उपनिषद् ।

ષડ્વિંશ-બ્રાહ્મણ તાંડય બ્રાહ્મણનો જ ભાગ છે, તેનો ૨૬મો અધ્યાય છે, એટલે પૂર્વાર્ધને પંચવિંશ કહે છે અને આગળનાને ષડ્વિંશ કહે છે. પહેલું પંચવિંશ બ્રાહ્મણ જેના ૨૫ અધ્યાય છે, બીજું ષડ્વિંશ બ્રાહ્મણ જે ૨૬ મો અધ્યાય છે અને છાંદોગ્યોપનિષદ્ મળીને તાંડય-મહાબ્રાહ્મણ થાય છે. ષડ્વિંશ-બ્રાહ્મણ અદ્ભુત કથાઓ છે, એ કારણે એને અદ્ભુત-બ્રાહ્મણ પણ કહે છે. અન્યનું અનુબ્રાહ્મણ એવું નામ છે, જૈમિનીયોપનિષદ્-બ્રાહ્મણમાં केन-उपनिषद् છે, એટલે જૈમિનીય શાખાનું એક નામ तलवकार-શાખા છે, કારણ કે કેન-ઉપનિષદ્ તલવકાર શાખાનું છે. તે જૈમિનીય શાખાની અંતર્ગત છે.

सामसूत्रग्रन्थ–मशककल्प, क्षुद्रसूक्त, लाट्यायन–श्रौतसूत्र, गोभिल-गृह्यसूत्र, द्राह्यायण–श्रौतसूत्र, खादिर–गृह्यसूत्र, पुष्पसूत्र અથવા फुल्लसूत्र ।

આ સર્વ ગ્રંથ સ્વાધ્યાય–મંડળદ્વારા ધીમે ધીમે છપાશે.

## પરિચય ગ્રંથ

સામવેદના મુદ્રણ સમયે નિમ્નલિખિત મુદ્રિત ગ્રંથ જોવામાં આવ્યા છે.

૧. લંડનમાં રે. સ્ટિવનસન દ્વારા સન ૧૮૪૩ માં મુદ્રિત **सामवेद संहिता.** એમાં આરણ્યક પર્વ નથી છાપ્યું, સ્વરચિન્હ નથી આપ્યાં, અને પદચ્છેદ આદિના અનેક દોષ રહેલા છે. સો વર્ષ ઉપર વિલાયતમાં છાપ્યું છે માટે તેના સંપાદકને પ્રશંસા ઘટે છે.

૨. જર્મન દેશમાં બર્લિન નગરમાં સ. ૧૮૪૮ માં શ્રી. બેન્ફે મહાશયે છાપેલ સામવેદ સર્વ દૃષ્ટિએ ઉત્તમ અને શુદ્ધ છે. સર્વ સ્વર આપ્યા છે, મંત્રોના પદચ્છેદ સરસ છે. પાઠભેદોની ચિકિત્સા ખોજપૂર્ણ છે. આ ગ્રન્થ સર્વ પ્રકારે આદર્શ ગ્રન્થ સમજી શકાય એમ છે.

૩, ડૉ. કલાન્દજીએ બ્રેસ્લો નગરમાં સ. ૧૯૦૭ માં છાપેલ જૈમિનીય શાખાનો સામવેદ. આ ઉત્તમ અને શુદ્ધ પુસ્તક આદર્શવત્ છે.

૪. કલકત્તામાં સ્વ. સત્યવ્રત સામશ્રીજીદ્વારા સાયણ-ભાષ્ય અને ગાનો સાથે મુદ્રિત થયેલ સામવેદ.

૫. કલકત્તામાં શ્રી. પં. નરેન્દ્રચંદ્ર વેદાન્તતીર્થ દ્વારા તથા શ્રી. પ્રો. ભવભૂતિ ભટ્ટાચાર્યજી દ્વારા મુદ્રિત બે પ્રકારના સામવેદ.

૬. લાહોરમાં શ્રી. પં. ડૉ. રઘુવીરજી દ્વારા મુદ્રિત જૈમિનીય સામવેદ.

૭. અજમેરમાં વૈદિક યંત્રાલયમાં મુદ્રિત સામવેદ.

૮. અજમેરમાં આર્ય સાહિત્ય મંડળદ્વારા પ્રકાશિત પં. જયદેવ શર્માજીના ભાષાનુવાદથી યુક્ત સામવેદ.

આ છાપેલા ગ્રન્થ અમને પ્રાપ્ત થયા હતા.

### હસ્તલિખિત ગ્રંથ

હસ્તલિખિત ગ્રંથોમાં નિમ્નલિખિત ગ્રંથ અત્યંત ઉપયોગી સિદ્ધ થયા છે.

૧. વડોદરાથી શ્રી. પં. નરહરિશંકર ભાઇશંકર શાસ્ત્રીજીએ વૈદિક પરંપરાથી શોધેલ સામવેદ-સંહિતાનો ગ્રંથ.

૨. અષ્ટે નગરથી શ્રી. પં. શંભુરાવ ગોવિંદરાવ લિમયેજીના સંગ્રહમાંથી પ્રાપ્ત થએલ સામનો ગ્રન્થ.

૩. જૂનાગઢના શ્રી. જયંતિલાલ દયારામ ત્રિપાઠીજી પાસેથી પ્રાપ્ત કૌથુમી શાખાના ગ્રન્થ તથા એમની બનાવેલી ૨૦ સૂચિઓ.

૪. તંજાવર જીલ્લાના વરગૂર નગરના શ્રી. નાગેશરાવ દ્વારા સામવેદ તથા એના સર્વ ગાન સાથે ગાનગ્રંથ લિપિમાં મુદ્રિત ગ્રંથ. આ ગ્રંથ અને કૌથુમી શાખાની દાક્ષિણાત્ય વૈદિક પરિપાટી અનુસાર શુદ્ધ છે.

૫. શ્રી. પં. લક્ષ્મણ શંકર દ્રવીડ, રાણાયણીય શાખાવાળા સામવેદી, ગાન વિદ્યામાં પ્રવીણ, એઓને ત્યાંનો શુદ્ધ સામસંહિતાનો ગ્રંથ.

આ સર્વ ગ્રંથ સામવેદના મુદ્રણના કાર્યમાં અતિ ઉપયોગી સિદ્ધ થયા છે.

## સંશોધક

નિમ્નલિખિત ધુરંધર વિદ્વાનોની સહાય આ સામવેદના મુદ્રણમાં મળી, અતઃ એમને શતશઃ ધન્યવાદ—

૧. શ્રી. નારાયણ દીક્ષિત, શ્રીમન્મહારાજા સંસ્કૃત મહાવિદ્યાલયમાં સામવેદના આચાર્ય, મૈસૂર.

૨. શ્રી. રામચંદ્ર દીક્ષિત, આસ્થાન વિદ્વાન, સામવેદાચાર્ય, મહારાજા વેદમહાવિદ્યાલય, બેંગલોર.

૩ શ્રી. પં. પ્રભાશંકર ત્રિકમજી ત્રિપાઠી, સામવેદી, ભાવનગરના ગૌરીશંકર વેદ પાઠશાલાના અધ્યાપક.

૪. શ્રી. નરહરીશંકર બાલશંકર શાસ્ત્રી, સામવેદી, વડોદરા.

૫. શ્રી. લક્ષ્મણશંકર દ્રવિડ, પૂનાનિવાસી, રાણાયણી સામગાયક.

આ વિદ્વાનોએ અપૂર્વ સહાય આપી અને વારંવાર અનેક સૂચનાઓ કરી, તથા પ્રૂફ જોવાની કૃપા કરી, એથી આ કાર્ય સારી રીતે સમાપ્ત થયું. એ માટે એ સર્વને હાર્દિક ધન્યવાદ છે.

## અનુનાસિકનો વિચાર

સામવેદનું મુદ્રણ કરતી વખતે કેટલાક વિદ્વાનોએ સામવેદના અનુનાસિક ૯ આ રંગ ચિન્હથી દર્શાવ્યા છે અને કેટલાકોએ ચિન્હરહિત મુદ્રણ કર્યું છે, જેમકે—

| સામમંત્ર ક્રમાંક | અનુનાસિક ચિન્હ રહિત મુદ્રણ | અનુનાસિક ચિન્હ સહિત | ઉત્તરાક્ષર |
|---|---|---|---|
| ૧૫ | स्तोमं रुद्राय | स्तोम ९ रुद्राय | २ |
| २७ | अपां रेतांसि | अपा ९ रेता ९ सि | |

| | | | |
|---|---|---|---|
| २७८ | शनं शनं | शत * शतं | स |
| २८१ | त्रि शत | त्रि * शत | |
| ९८ | ज्योतींषि | ज्योतीं * षि | प |
| २८१ | ज्योतींष्यायथं | ज्योतीं * ष्यायथं | |
| १९ | धियं सचन्ते | धिय * सचन्ते | स |
| ८७६ | वंसते | व * सते | |
| २ | यज्ञानां होता | यज्ञाना * होता | द |
| ,, | विश्वेषां हितः | विश्वेषा * हितः | |

આ પ્રકારે સર્વ અનુનાસિકના મુદ્રણના વિષયમાં જાણવું યોગ્ય છે.

અનુનાસિકનું ચિન્હ * આ અર્ધ ચંદ્રાકૃતિ બિંદુ સહિત છે. આ ચિન્હસહ મુદ્રણ કરનાર મ. સ્ટિવન્સન, બેન્ફે આદિ યુરોપીય વિદ્વાન તથા પં. સત્યવ્રત સામશ્રમીજી જેવા ભારતીય વિદ્વાન છે. અનુનાસિક ચિન્હ સિવાય મુદ્રણ કરવામાં પ્રમુખ વિદ્વાન પં. ભવ-ભૂતિ ભટ્ટાચાર્ય, પં. નરેન્દ્રચંદ્ર, વેદાન્તતીર્થ, કલકત્તા નિવાસી છે.

સામવેદના હસ્તલિખિત ગ્રંથોમાં પણ કેટલાક ગ્રંથ ચિન્હરહિત છે. પરંતુ ઘણાખરા અનુનાસિક ચિન્હ સહિત છે. આ રીતે દ્વિવિધ સંમતિ હોવાથી સામવેદનું મુદ્રણ અનુનાસિક ચિન્હસહિત કરવું જોઇએ અથવા ચિન્હરહિત કરવું જોઇએ, આ પ્રશ્ન શોધ કરનારાઓને સદા કષ્ટ આપે છે.

' या ऋक् तत् साम ' એવું છાન્દોગ્ય ઉપનિષદમાં કહ્યું

છે. એનો આશય એ છે, કે ' જે ઋગ્વેદનો મંત્ર છે તેજ સામ-મંત્ર છે. ' ઋગ્વેદનો મંત્ર જ સામયોનિ મંત્ર છે. ઋગ્વેદભિન્ન સામમંત્ર નથી એ સિદ્ધાન્ત જ છે. ઋગ્વેદમાં આપ જોશો તો આપને ખબર પડશે કે શ ષ-સ-હ-ર ની પૂર્વનો અનુસ્વાર બિન્દુરૂપ જ દર્શાવવામાં આવે છે, જેમકે ' वसंते ' ઋગ્વેદમાં કદી પણ ' वस्ँते ' આ પ્રમાણે રંગચિન્હથી નથી દર્શાવાતો. આ ઋગ્વેદની સર્વસામાન્ય પદ્ધતિ છે. અથર્વવેદમાં પણ આ રીતે દર્શાવવામાં આવે છે.

સામવેદના સર્વ યોનિમંત્ર ઋગ્વેદમાંથીજ–તેની શાખા-સંહિતાઓમાંથી જ ઉધૃત કરેલા છે, એટલે એ સામમંત્રોનું લેખન તથા મુદ્રણ ઋગ્વેદની રીતે જ કરવું યોગ્ય છે. આ દૃષ્ટિએ વિચાર કરીને અમે આ અમારા મુદ્રિત સામવેદમાં સર્વત્ર અનુનાસિક ચિન્હરહિત જ મુદ્રિત કર્યો છે. પરન્તુ જયાં ઋગ્વેદમાં સ્વરની પૂર્વેના અનુનાસિક રંગચિન્હથી દર્શાવવામાં આવે છે, ત્યાં અમે સામવેદમાં પણ એજ રંગનું ચિન્હ મુદ્રિત કર્યું છે, જેમકે–' महा ँ इन्द्रः ' પરંતુ રેફ અને ઉષ્મપૂર્વ અનુનાસિક ઋગ્વેદના સમાનજ બિન્દુરૂપ મુદ્રિત કર્યો છે, જેમકે ' स्तोमं रुद्राय ' ઈત્યાદિ.

સામગાન જો કે સામયોનિમંત્રોના આશ્રયે બનાવેલાં છે, તથાપિ તેમાં વિકાર-વિશ્લેષણાદિ હોવાને કારણે એ તો સર્વથા પૃથક્ જ છે, અતઃ ત્યાં રઙ્કાર ँ આ ચિન્હ દ્વારા દર્શાવવામાં આવશે.

જેવી રીતે ઉપધ્માનીય અને જિહ્વામૂલીય વિસર્ગ કેવળ વિસર્ગથી જ દર્શાવવામાં આવે છે અને વ્યાકરણમાં તેમના પૃથક્ નિર્દેશ હોવા છતાં પણ કોઈ પૃથક્ ચિન્હ નથી દર્શાવાતું, જેમકે

'कः पदार्थ' લખવું જોઇએ 'क × पदार्थ' એવું
'कः किं' ,, ,, 'क ≍ किं' ,,

પરંતુ એવું ન લખતાં સાધારણ વિસર્ગ સાથે જ 'कः पदार्थ' અને 'कः किं' એવું લખાય છે. આજ વાત અહીં સમજવી જોઇએ.

ક વર્ગ તથા પ વર્ગના પૂર્વના વિસર્ગનું ઉચ્ચારણ ભિન્ન થાય છે જ, કોઈ ભિન્ન ચિન્હ પ્રયુક્ત કરો કે ના કરો. આ રીતે શ-ષ-સ-હ-ર ના પૂર્વના અનુસ્વારનું ઉચ્ચારણ અનુનાસિક જેવું થવાનું જ છે, ચાહે રંગચિન્હ મૂકો કે નહિ.

જેવી રીતે કેવળ વિસર્ગના ઉચ્ચારણથી ઉપર દર્શાવેલ ઉપધ્માનીય અને જિહ્વામૂલીય વિસર્ગના ઉચ્ચારણ ભિન્ન છે, એવી જ રીતે કેવળ અનુસ્વાર અને શ-ષ-સ-હ-ર ની પૂર્વના અનુનાસિકના ઉચ્ચારણમાં ભિન્નતા અવશ્ય છે, પરંતુ આ ઉચ્ચારણની ભિન્નતા રંગના ચિન્હ ઉપર કદાપિ અવલંબિત નથી. ચિન્હ આપ્યું હોય કે નહિ તો પણ શ-ષ-સ-હ-ર ની પૂર્વના અનુસ્વાર અનુનાસિક બનેજ છે. અને તેનું ઉચ્ચારણ અનુસ્વારથી ભિન્ન હોય છે

એ અનુનાસિક ચિન્હ ઁ આ છે; અને એનું ઉચ્ચારણ દેશભેદ પ્રમાણે ભિન્ન ભિન્ન થાય છે. એનું ઉચ્ચારણ 'गँ, गुँ, गुं, ग्वं, ग्वँ' ઇત્યાદિ અનેક પ્રકારે થાય છે. અમારા વિચારથી એ સર્વ ઉચ્ચારણ અશુદ્ધ અને અયોગ્ય છે. અનુનાસિકના ઉચ્ચારણમાં કંઠસ્થાનના ગકાર અને ઓષ્ઠસ્થાનના મકાર કે ઉકારનું ઉચ્ચારણ કરવાનું કોઇ પણ પ્રમાણ નથી.

અનુસ્વારનું નાસિકાસ્થાન પ્રસિદ્ધ છે, અતઃ અનુસ્વારનું ઉચ્ચારણ મુખ બંધ રાખી નાસિકાથીજ કેવળ થાય છે, જેવી રીતે 'અં' નું ઉચ્ચારણ મુખ બંધ રાખીને નાસિકાથીજ થાય છે.

પરંતુ અનુનાસિકનું સ્થાન ' મુખ + નાસિકા ' છે, ' मुखनासिकावचनोऽनुनासिक ''। એવું ભગવાન્ પાણિનિ મુનિએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. આ રીતે અનુસ્વાર અને અનુનાસિકમાં ભેદ છે. મુખ ખુલ્લું રાખી નાસિકામાં ગુંજન કરવાથી અનુનાસિકનું ઉચ્ચારણ થાય છે, ત્યાં ' ग्वं ' કરવાની આવશ્યકતા બિલકુલ નથી. મુખ-નાસિકાના ઉચ્ચારણમાં કંઠ્ય અને ઓષ્ટ્ય વર્ણોનું ' ग्वं ' જેવું ઉચ્ચારણ કરવું, એ અશુદ્ધ છે.

વ્યાકરણના નિયમોથી ' ग्वं ' આદિ ઉચ્ચારોનું સમર્થન કરવું બિલકુલ સંભવનીય નથી. કોઇ અક્ષર, વર્ણ અથવા ચિન્હનો ઉચ્ચાર કરવો હોય, તો તેના શુદ્ધિ-અશુદ્ધિના વિષયમાં પ્રમાણ સ્થાનવિચારજ છે. ઉચ્ચારણ આ બલવત્તર પ્રમાણથી પ્રમાણિત હોવું જોઇએ. એ માટે અનુનાસિકના ઉચ્ચારણના વિષયમાં પાણિનીય શિક્ષામાં વિસ્તારપૂર્વક અને ઉદાહરણપૂર્વક વિશેષ સ્પષ્ટતા સાથે કહ્યું છે.

अनुस्वारयमाणां च नासिकास्थानमुच्यते ॥ २२ ॥
यथा सौराष्ट्रिका नारी ' तक्रँ ' इत्यभिभाषते ।
एवं रङ्गाः प्रयोक्तव्या खे अराँ इव खेदया ॥ २६ ॥
रङ्गवर्णं प्रयुंजीरन्नोग्रसेतत्पूर्वमक्षरम् ।
दीर्घं स्वरं प्रयुंजीयात्पश्चान्नासिक्यमाचरेत् ॥ २७ ॥
हृदये चैकमात्रस्तु अर्धमात्रस्तु मूर्धनि ।
नासिकायां तथार्धं च रङ्गस्यैवं द्विमात्रता ॥ २८ ॥

ह्रदयादुत्करे तिष्ठन्कांस्येन समनुस्मरन्
मार्दवं च द्विमात्रं च जघन्वाँ इति निदर्शनम् ॥ २९ ॥

( पाणिनीय शिक्षा )

ઁ નાસિકા-સ્થાનીય અનુસ્વાર ક-ચ-ટ-ત-પ વર્ગની આગળ આવવાથી પરસવર્ણ થાય છે, જેમકે ' કંપતે ' નું ' કમ્પતે ' થાય છે. અહીં એના ઉચ્ચારનું આ રીતે પરસવર્ણ થતાં નિશ્ચયજ થયો, એમાં કંઇ શંકા ન રહી. જ્યારે અંતસ્થ ય-વ-લ વર્ણ અનુસ્વારની પછી હોય છે ત્યારે ' य-व-ल परे यवला वा ' આ વાર્તિકથી ' સંયન્તા 'નું સઁય્યન્તા એવું ઉચ્ચારણ થયું. ય-વ-લ-ના પછી આવવાથી એનો આવોજ ઉચ્ચાર થશે, એટલે એમાં પણ કશો સંદેહ નથી.

શ-ષ-સ-હ-ર પાછળ આવવાથી પૂર્વનો અનુસ્વાર કેવી રીતે ઉચ્ચારાય એ વાત હવે બાકી રહી. આ વિષયમાં

अनुस्वारस्य ॰ इत्यादेशः शषसहरेफेषु ।

( प्रतिज्ञा परिशिष्ट सूत्र ३ । १ )

' श-ष-स-ह-रं ' આગળ હોવાથી અનુસ્વારના સ્થાને ॰ આ રંગકાર થાય છે. આ વિશેષ પ્રકારનો ઉચ્ચાર છે, જે શ-ષ-સ-હ-ર આવવાથી અનુસ્વારનો થાય છે. એનું ઉચ્ચારણ કરવાની વિધિ ઉપરના પાણિનીય શિક્ષાના શ્લોકોમાં ઉદાહરણ સાથે દર્શાવી છે.

' अतोऽटि नित्यं ' આ પાણિનીય સૂત્રથી નિત્ય અનુનાસિક હોવાનું વિધાન ભગવાન્ પાણિનિ કરે છે, તો પણ આ ઋગ્વેદમાંજ નિત્ય હોય છે, જેમકે ' महाँ इन्द्रः ' પરંતુ તૈત્તિરીય શાખાવાળા આને ' महां इन्द्रः ' એમ બોલે છે, એટલે એ નિત્ય હોવા છતાં વેદમાં વૈકલ્પિક સિદ્ધ થયું છે.

જ્યારે રંગ થાય છે ત્યારે એનું ઉચ્ચારણ કેવું કરવું જોઇએ એ અતિ મહત્વનો પ્રશ્ન છે. વિભિન્ન ઉચ્ચારણ થવાને કારણે આ પ્રશ્ન વિચારકોને બહુ સતાવે છે. ' મુખ સહિત નાસિકાથી એનો ઉચ્ચાર કરવો જોઇએ " એમ ભગવાન્ પાણિનિનું કહેવું છે. એને ઉક્ત શિક્ષામાં ' रङ्ग ' કહ્યું છે, એનેજ પ્રાતિશાખ્યમાં ' रक्त राग ' કહેવામાં આવ્યું છે. એના હ્રસ્વ, દીર્ઘ, ગુરુ આ ત્રણ ભેદ-પણ કહ્યા છે.

रङ्ग ના ઉચ્ચારણના વિષયમાં પાણિનીય શિક્ષાનો ઉપદેશ સ્પષ્ટ છે. ઉક્ત શ્લોકમાં કહ્યું છે કે આ રંગના પૂર્વનો સ્વર થોડોક દીર્ઘ ઉચ્ચારવામાં આવે, તત્પશ્ચાત્ નાસિકામાંજ ઉચ્ચાર કરવામાં આવે. આ અનુનાસિક હૃદયમાં એક માત્ર, મૂર્ધામાં દ્વિમાત્ર, અને નાસિકામાં એનાથી અર્ધ મળીને બે માત્રનો આ રંગ થાય છે. સૌરાષ્ટ્રની છાશ વેચનારી સ્ત્રી ' तक्रँ ' જેવી રીતે બોલે છે, અને જેવો કાંસાના ઝંકારનો ધ્વનિ ગુંજે છે, તેવું આ રંગનું ઉચ્ચારણ થવું જોઇએ.

' तक्रँ ' કહેનારી છાશ વેચનારી સ્ત્રી ' तक्र-ग्वं ' કહી નથી બોલતી પણ કેવળ ' तक्रँ ' એવું કહે છે. આજકાલ પણ ' दहीँ लो दहीँ दहीँ-ईँ-ईँ ' કહેવાયજ છે. આજ અનુનાસિકનું બરોબર ઉચ્ચારણ છે. હિંદી ભાષામાં 'કહીઁ, જયહાઁ, કહાઁ, નહીઁ' એમાં એ રંગ ચિન્હથી દર્શાવવામાં આવતો અનુનાસિક છે અને એ અનુનાસિકનું બરોબર ઉચ્ચારણ થાય છે.

પાણિનીય શિક્ષણમાં કહેલું કાંસાની ઘંટડીના ઝંકાર જેવું ઉચ્ચારણ હિંદી ભાષામાં હમણાં પણ પ્રચલિત છે. એટલું સ્પષ્ટ થતાં, એનો ઉચ્ચાર ' ग्वं, ग्वँ, गुँ ' આદિ પ્રકારે વિચિત્ર, કઠોર,

સ્થાનવ્યભિચારના દોષથી યુક્ત કરવો સર્વથા અશાસ્ત્રીય છે, અર્થાત્ તે એકદમ ત્યાજ્ય છે.

શ-ષ-સ-હ રેફ ની આગળ આવતા પૂર્વ અનુસ્વારનું અનુનાસિક ઉચ્ચારણ કરવું જોઇએ. પૂર્વ સ્વર દીર્ઘ હોય, પશ્ચાત નાસિકામાં અનુસ્વારનું ગૂંજન ચતું રહે, જેવું–' **यंमते** ' નું ' **पार्मेंसते** ' ઈ. અહીં ઁ નો ઉચ્ચાર કહીં ની જેમજ મુખ ખુલ્લુ રાખીને નાસિકાથીજ કરવો જોઇએ. આ ઉચ્ચાર મુખ અને નાસિકા મળીનેજ સદા થયા કરે છે. હિંદીના ' કહીં ' નાહીં નો ઉચ્ચાર મુખ અને નાસિકાથી સારી રીતે થાય છે, એજ અનુનાસિકનો બરોબર ઉચ્ચાર છે. એટલે ग्वं આદિ ઉચ્ચારણ અશુદ્ધ અને અશાસ્ત્રીય છે.

ૐ આ ચિન્હ લગાવીએ કે ન લગાવીએ તો પણ શ-સ-હ-ર ની પૂર્વના અનુસ્વારનો વેદમાં અથવા અન્યત્ર આવોજ અનુનાસિક ઉચ્ચાર થાય છે. ઋગ્વેદમાં ૐ આ ચિન્હ ન મૂકયું હોય તોપણ એના ઉચ્ચારમાં કશી ભિન્નતા નથી ચતી અને યજુ તથા સામમાં આ ચિન્હ મૂકવા છતાં પણ તેના ઉચ્ચારણમાં કશી ભિન્નતા નથી થતી. ચિન્હ ઉપર એનું ઉચ્ચારણ અવલંબિત નથી. એનું ઉચ્ચારણ શ-સ-હ-ર પૂર્વે આવવાથી એવું થાય છે–એ ધ્યાનમાં આવતા ૐ ચિન્હ મૂકવું યા ન મૂકવું એ વાત ધ્યાનમાં આવી જશે

અમે આ સામવેદમાં, ઋગ્વેદનાજ એમાં મંત્ર છે માટે ઋગ્વેદવત્ ચિન્હરહિત ( ૐ આ ચિન્હથી વિરહિત ) મુદ્રણ કર્યું છે.

વિદ્વાન આ વિષયમાં વધુ વિચાર કરે.

( વર્ષ ૨૧, અંક ૧, પાન ૩ )

---

# મૈત્રાયણી અને કાઠક સંહિતા

મૈત્રાયણીય સંહિતા તથા કાઠક સંહિતા એ બંને સંહિતાઓનું મુદ્રણ શરૂ કરવું છે. એની કેટલીક પોથીઓ–હસ્તલિખિત ગ્રંથ અમને પ્રાપ્ત થયા છે. પરન્તુ કેટલાક સ્થળે પાના ફાટવાને લીધે અથવા અન્ય રીતે પૃષ્ટ ખરાબ થવાને લીધે કેટલાંક અક્ષર સંદિગ્ધ થયા છે. યુરોપમાં પણ આ સંહિતાઓ છપાઇ છે, એમાં તથા વૈદિકોના પાઠોમાં મોટું અંતર છે. આવી અવસ્થામાં બીજા હસ્તલિખિત ગ્રન્થ પ્રાપ્ત થવા જોઇએ અને ત્યારે જ નિર્દોષ મુદ્રણ બની શકે.

અમારી પાસે મૈત્રાયણી અને કાઠક સંહિતાના જે હસ્તલિખિત ગ્રંથ છે, તે પ્રાયઃ મહારાષ્ટ્ર અને ગુજરાતના વૈદિકોના છે. મહારાષ્ટ્રના વૈદિક બ્રાહ્મણો પાસે જે ગ્રન્થ છે તે અમને પ્રાપ્ત છે. પૂનાના ભાંડારકર ઓરિએન્ટલ ઇન્સ્ટીટયુટમાં મૈત્રાયણીના જે ગ્રન્થ છે તે ત્રુટિત છે; નહિં તો ત્યાંથી અમને સર્વ ગ્રન્થ મળી શકે. વૈદિક ઘરેણાંમાં જે ગ્રન્થ હોય છે. તે અતિ શુદ્ધ અને વારંવાર શુદ્ધ કરેલ હોય છે. એટલે એવા બીજા વધુ ગ્રન્થ મળવા જોઇએ.

ગુજરાતના તથા કાશીના વિદ્વાનો પાસે મૈત્રાયણીય તથા કાઠક શાખાના હસ્તલિખિત ગ્રન્થ છે, એવી અમને માહિતી મળી છે. દરેક સ્થાને અહીંથી જવું કઠિન છે. ખર્ચ પણ થાય છે અને સમય પણ જાય છે. એટલે સ્થાન સ્થાનના વેદપ્રેમી સજ્જનોને પ્રાર્થના છે કે જ્યાં જ્યાં વૈદિક વિદ્વાનોનાં ઘર હોય અને જ્યાં જ્યાં મૈત્રાયણી અને કાઠક સંહિતાના હસ્તલિખિત ગ્રંથ હોય, ત્યાં ત્યાં આ સંબંધી માહિતી મેળવે. સંપૂર્ણ ગ્રંથ હોય તો પ્રાપ્ત કરીને

અમારા તરફ મોકલે અથવા અમને એ સજ્જનના સ્થાનનું ઠેકાણું મોકલે. ગ્રંથ મોકલવામાં આવશે તો બન્ને બાજુનો પ્રેષણવ્યય અમે કરીશું અને મુદ્રણનું કાર્ય સમાપ્ત થયે તેમનો ગ્રંથ પરત કરીશું તેમજ મુદ્રિત ગ્રંથ પણ તેમને ભેટ મોકલીશું.

યજુર્વેદની તમામ શાખાઓની સર્વ સંહિતાઓનું શુદ્ધ, ઉત્તમ તથા નિર્દોષ મુદ્રણ થયા સિવાય યજ્ઞના વિવિધ વિધિ-વિધાનોની શોધ ન થઇ શકે. એટલે યજુર્વેદની સંહિતાઓનું મુદ્રણ શીઘ્ર થવું અત્યંત આવશ્યક છે. શુક્લ યજુર્વેદની બે સંહિતાઓ वाजसनेयी અને काण्व નું અમે ઉત્તમ મુદ્રણ કર્યું છે. આ ગ્રંથ તૈયાર પણ થઇ ગયા છે. એમની સૂચિઓ પણ થઇ ગઇ છે.

તૈત્તિરીય સંહિતાનો પ્રચાર મહારાષ્ટ્રમાં તથા કર્નાટક આદિ દાક્ષિણાત્ય દેશોમાં વિશેષ છે, આથી આ શાખાના વિદ્વાન ત્યાં પર્યાપ્ત છે અને હસ્તલિખિત ગ્રંથ પણ જેટલા જોઇએ તેટલા મળે છે. આ ઉપરાંત આખી તૈત્તિરીય સંહિતા અને સંપૂર્ણ બ્રાહ્મણ કંઠાગ્ર કરીને મુખથી બોલનાર વિદ્વાન બ્રાહ્મણો પણ ત્યાં અનેક છે. આથી આ તૈત્તિરીય સંહિતાના મુદ્રણની ઉત્તમ વ્યવસ્થા થઇ છે.

હવે યજુર્વેદ, મૈત્રાયણી અને કાઠક સંહિતાઓનીજ કઠિનતા છે. એમના કેટલાક ગ્રંથ અમને મળ્યા છે, એમાંના કેટલાક સરસ પણ છે. પરંતુ કોઈ કોઇના વચમાંનાં પાન ખરાબ થયાં છે. ઋગ્વેદ અને વા. સંહિતા તથા તૈત્તિરીય સંહિતાની સમાન આ શાખાઓના વેદપાઠી નથી. પદક્રમ, જટા આદિ વિકૃતિ કંઠાગ્ર કરનાર તો એક પણ નથી. જે કોઇ ક્વચિત મળી આવે છે તે ગ્રંથ હાથમાં લઇને પઢનારા મળે છે. આ કારણથી આ બે સંહિતાના મુદ્રણમાં વેદપાઠીઓની સહાયતા મળવી કઠિન છે. મૈત્રાયણીના

એ ત્રણ વિદ્વાન, જેમને સંપૂર્ણ સંહિતા કંઠે છે, એવા મળ્યા છે; પરન્તુ કોઇ સ્થળે અન્ય કોઇ વિદ્વાન હોવાની કોઇને માહિતી હોય તો અમારે એવા મહાત્માનું ઠેકાણું જોઇએ છે. જેમને ખબર હોય તેઓ એમનું સરનામું અમને લખે.

વેદમુદ્રણમાં આ સહાય અમારે હમણાં જોઇએ. વેદપ્રેમી પાઠક પોત પોતાના સ્થાનના વિદ્વાનો પાસે આ વિષયની શોધ કરે અને પત્તો પડે તો અમને જણાવે.

નિવેદન કર્તા
**શ્રીપાદ દામોદર સાતવળેકર**
સ્વાધ્યાય-મંડળ, ઔંધ ( જિ. સાતારા ).

( વર્ષ ૨૧, અંક ૬, પાન ૨ ).

---

# ઋગ્વેદ—સંહિતા

## નવું સંસ્કરણ કેવું છે ?

ઋગ્વેદ–સંહિતાનું નવું સંસ્કરણ તૈયાર થયું છે. એની વિશેષતાઓ નીચે દર્શાવી છે.

મંત્ર છૂટા છાપ્યા છે. મંત્રોના ચરણ દર્શાવ્યાં છે. ચરણ દર્શાવવાથી અર્થ કરવામાં ઘણી સહાય થાય છે. ચરણ દર્શાવવાં એ ઘણું પરિશ્રમનું કાર્ય છે. મંત્રોના ચરણ છંદભેદને લીધે, ૩, ૪, ૫, ૬, ૭ અથવા અધિક પણ હોય છે. અને પ્રત્યેક ચરણની અક્ષર સંખ્યા વિભિન્ન હોવાથી ચરણોનું જ્ઞાન થવું કઠિન હોય છે. આ માટે બધા મંત્રોના ચરણ આમાં દર્શાવ્યા છે.

૨ છન્દ વિભિન્ન હોવાનો સંકેત મંત્રોની આગળ પાછળ મુદ્રિત કરીને દર્શાવ્યો છે. સંયુક્ત છંદ પ્રગાથને પણ વિશેષ રીતિથી બતાવ્યો છે. પ્રગાથના બે બે અથવા ત્રણ ત્રણ મંત્ર એકઠા દર્શાવ્યા છે જેથી પ્રગાથનું જ્ઞાન સહજ થશે.

૩ વર્ગનો ભેદ દર્શાવવા જગ્યા છોડી છે. તથા યથાસ્થાન અનુવાક અને અધ્યાયનો નિર્દેશ કર્યો છે. અધ્યાયમાં વર્ગ કેટલા છે તથા અનુવાકોમાં સૂક્ત કેટલાં છે, તે પણ યથાસ્થાન દર્શાવ્યું છે.

૪ પ્રથમ જેટલા પૃષ્ઠોમાં જેટલા મંત્ર છપાયા હતા, આ વખતે પણ તેટલા જ પૃષ્ઠોમાં તે પ્રમાણે છાપ્યા છે.

૫ આગળ પૃ. ૭૬૯ થી પૃ. ૭૯૧ સુધી ૩૬ પરિશિષ્ટ અથવા ખિલસૂક્ત આપ્યાં છે. ઋગ્વેદાદિ વેદોની અન્યાન્ય શાખાઓમાંથી આ પરિશિષ્ટ લીધાં છે. એમના સ્થાન પણ દર્શાવ્યાં છે.

૬ આ પછી પૃ. ૭૯૨ થી પૃ. ૮૦૮ સુધી વેદ મંત્રોની આઠ વિકૃતિ તથા પાંચ સંધિ કરવાના નિયમ ઉદાહરણ સાથે આપ્યા છે. એક મંત્રના जटा-माला-घन આદિ કેવી રીતે બને છે તે, પદ કેવા અને કયા ક્રમથી ઉલટ સુલટ થાય છે, તે અહીં પદ ઉપર અંક મૂકીને દર્શાવ્યું છે. ધનપાઠી વૈદિક, વેદના એક અક્ષરની પણ અશુદ્ધિ કર્યા વિના કેવી રીતે બોલે છે તેનું જ્ઞાન આથી થઇ શકશે.

૭ પ્રારંભમાં પ્રસ્તાવના છે. આગળ ૬૭ પૃષ્ઠોની ઋષિસૂચી અને દેવતાસૂચી આપી છે. દેવતાસૂચીમાં સૂક્ત દેવતા દર્શાવ્યા છે તથા મંત્રોક્ત દેવતા પણ દર્શાવ્યા છે. ( જે લોક મંત્રોના દેવતાઓ વિષયમાં સંશય કરે છે, તેમને આ સૂચી અવશ્ય ઉપયોગી થશે ) આ સૂચીમાં એકે એક મંત્રના દેવતાનો પૂર્ણ વિચાર કર્યો છે.

૮ આગળ અનુવાકાનુક્રમણી આપી છે. તથા પ્રત્યેક અનુવાક અને અધ્યાયમાં સૂક્ત, વર્ગ, મંત્ર કેટલા હોય છે, તથા તેમનો પ્રારંભ શું છે તે દર્શાવ્યું છે.

૯ આ પછી ઋગ્વેદની 'सांख्यायन-संहिता' નો મંત્રક્રમ દર્શાવ્યો છે. તે પછી ઋગ્વેદની 'बाष्कल-संहिता' નો મંત્રક્રમ દર્શાવ્યો છે. આ પ્રમાણે એક સંહિતામાં 'શાકલ, બાષ્કલ' તથા 'સાંખ્યાયન' નામની ઋગ્વેદની ત્રણ સંહિતાઓ મેળવવાનું શ્રેય પાઠકોને મળે છે.

૧૦ અહિં ૩૭ મું એક અધિક પરિશિષ્ટ પણ છાપ્યું છે.

૧૧ અંતમાં ઋગ્વેદના सर्वानुक्रम सूत्र, परिभाषा सूत्र આદિ આવશ્યક વિષય આપ્યા છે.

૧૨ ઉપરાંત સર્વ છંદના ભેદ અને ઉપભેદના ઉદાહરણ આપ્યાં છે. પ્રથમ છંદનું નામ, તેની અક્ષર સંખ્યા, પ્રતિ પાદમાં અક્ષર સંખ્યા, છંદનું લક્ષણ, છંદનું ઉદાહરણ અને ઉદાહરણનું ઋગ્વેદમાં સ્થળ આપ્યું છે. આથી મંત્રોના છંદને ઓળખવા સહેલ થયા છે.

૧૩ અંતમાં મંત્રોની વર્ણાનુક્રમસૂચી આપી છે. આ સૂચીમાં દર્શાવ્યું છે કે ઋગ્વેદના મંત્ર અન્યાન્ય સંહિતાઓમાં કયા સ્થળે આવ્યા છે, આથી ઋગ્વેદના મંત્રનું ઋગ્વેદમાં તો સ્થળ જાણી શકાય છે, તે ઉપરાંત અન્ય વેદોમાં એ મંત્રોનું સ્થાન પણ જ્ઞાત થાય છે.

આ રીતે ઋગ્વેદનું આ સંસ્કરણ સર્વાંગ સુંદર તથા અત્યંત ઉપયોગી થયું છે. પ્રથમ વારનો ઋગ્વેદ જેમની પાસે છે, તેઓ માટે આ સર્વ સૂચિઓ જુદી મુદ્રિત કરી છે. પ્રથમ વારના ગ્રાહક આ સૂચિઓનું પુસ્તક મંગાવી શકે છે. પરંતુ એ થોડા સમય પછી મળશે, કારણ કે પ્રથમ ઋગ્વેદનો આ ગ્રંથ ગ્રાહકોને પહોંચશે ત્યાર પછી સૂચિઓનો ગ્રંથ તૈયાર થશે.

પ્રથમ ગ્રંથની અપેક્ષાએ આ ગ્રંથ દોઢો થયો છે. એથી એનું મૂલ્ય ૫) રુપિઆ રાખ્યું છે. આશા છે કે પાઠક એના શીઘ્ર ગ્રાહક થઇને લાભ ઉઠાવશે.

( વર્ષ ૨૨, અંક ૫, પાન ૧૭૪ ).

---

# શ્રાદ્ધ અને તર્પણ ઉપર વિચાર

લેખક : શ્રી. પં. રામચંદ્રજી આર્ય, હેડમાસ્તર ( રિટાયર્ડ )
અંબાલા, ( પંજાબ )

અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ
બી. એ., એલ એલ. બી.

આ વિષયમાં સનાતન ધર્માવલંબી તથા આર્યસમાજીઓમાં મતભેદ છે. અનેકવાર શાસ્ત્રાર્થ પણ થયા લેખબદ્ધ પ્રશ્નોત્તરદ્વારા પણ આંદોલન થયાં. પરંતુ હજી સુધી સંતોષજનક કશો નિર્ણય થયો નથી. બન્ને દળો વેદાનુયાયી છે, બંને દળો વેદને સમજવા માટે બ્રાહ્મણ ગ્રંથોથી લઇને સ્મૃતિઓ, દર્શનો, પુરાણો, રામાયણ, મહાભારત આદિ ગ્રંથોની સહાય લે છે. તથા એ ગ્રંથોથી પ્રભાવિત થાય છે. પરંતુ શોકની વાત છે કે, કેટલાક વિષયોમાં તેઓમાં વાદવિવાદ ચાલ્યા આવે છે. જેથી હિન્દુ જાતિનું વાતાવરણ કલુષિત રહે છે.

ચિરકાલથી આ દાસ આ વિષય પર મનન અને વિચાર કરી રહ્યો હતો. અનેક પુસ્તક અને ગ્રંથનું અવલોકન કર્યું. આથી જે વિચાર મારા દિલમાં ઉત્પન્ન થયા, તે હું આ બંને પક્ષાવલંબીયો સંમુખ મૂકું છું અને આશા રાખું છુ કે તેઓ પક્ષપાત છોડીને ઠંડા દિલથી એના ઉપર વિચાર કરે. અને જે ભાવ એમનાં મનમાં, મારા આ લેખથી, ઉત્પન્ન થાય એને પ્રકટ કરે. જેથી પક્ષપાત રહિત મનુષ્યોને ખબર પડી જાય કે સત્ય શું છે.

આમ કરવામાં મારો ઉદ્દેશ એ છે કે, આર્યસમાજ અને સનાતન ધર્મી ભાઇઓ બન્ને મળીને પોતાના મતભેદોને વેદાદિ સચ્છાસ્ત્રો દ્વારા નિર્ણય કરીને એક સિદ્ધાંત ઉપર આવી જાય.

આરો હાર્દિક ભાવ એ જ છે કે, હવે આપણે મળી જવું જોઇએ, વાદવિવાદનો હવે સમય નથી. જે જે સિદ્ધાંત પર એઓને મતભેદ છે, એ સર્વ ઉપર મેં યથાશક્તિ વિચાર કરી લીધો છે અને હવે યથાવકાશ એ વિચારોને ' વૈદિક ધર્મ ' દ્વારા પ્રકાશિત કરીને આશા રાખું છું કે મારાથી અધિક વિદ્વાન ભાઇઓ એના ઉપર પ્રકાશ નાખવાની કૃપા કરે.

આ કામ નિઃસન્દેહ વિદ્વાનોનું જ છે. મારા જેવા તુચ્છબુદ્ધિ અલ્પજ્ઞ પુરૂષ માટે આ સાહસ કરવું હાસ્યાસ્પદ બનવાનું છે. જેમ એક બુંદની દેખાદેખી સમસ્ત વાદળ ખેતરમાં વરસી ગયું હતું, તેમ મારા જેવા સામાન્યજનની ત્રુટિયો નિરખીને કોઈ સમર્થ વિદ્વાન મહાનુભાવ પોતાની લેખિની ઉઠાવવાની કૃપા કરશે, એવું માની આ તુચ્છબુદ્ધિ દાસ આ સાહસ કરવાને ઉદ્યત થાય છે.

મનુષ્ય જીવન ( Anthropology ) નું અધ્યયન કરવાથી સમજાય છે કે પ્રત્યેક મનુષ્યની અંદર કોઇ ને કોઈ ભાવ ( Sentiment ) પ્રધાનપણે વિદ્યમાન હોય છે. આજ ભાવ એના સમગ્ર જીવનને બનાવનાર તથા ચલાવનાર હોય છે. અનેક સમાન ભાવવાળા સમૂહનું નામ જાતિ છે, એટલે જાતિમાં પણ કોઇને કોઇ ભાવ વિશેષ રૂપે વિદ્યમાન હોય છે, જે એ તમામ જાતિનો જીવનાધાર હોય છે. જે લોકોએ વિવિધ જાતિઓના ઇતિહાસ તથા તેમની સંસ્કૃતિની સમાલોચના કરી છે, તેઓ કહે છે કે પુરાણા સમયમાં મિશ્રદેશવાસીઓના જીવનમાં કર્મકાંડને, ફારસી જીવનમાં પવિત્રતાને, કેલડિયનના જીવનમાં ભૌતિક વિજ્ઞાનને (Science) યૂનાનીઓના જીવનમાં સૌન્દર્યને, અને રોમનિવાસીઓના જીવનમાં નિયમ ( Law ) ને પ્રધાન સ્થાન હતું. આ રીતે જેઓએ આર્ય ( હિન્દુ ) જાતિના પુરાતન જીવન પર સમાલોચના કરી છે તેઓ કહે છે કે આ જાતિ સદા ધર્મપ્રધાન રહી છે.

એ નિયમ પણ સર્વમાન્ય છે કે જે ભાવ ( feeling or Sentiment ) જાતિમાં પ્રધાન હોય છે, એનાથી પ્રેરિત થઇને તે જાતિ પોતાનું સાહિત્ય, પોતાનું નિત્ય અને નૈમિત્તિક કર્મ, પોતાનો દૈનિક વ્યવહાર, અનેક સંસ્થાઓ ( Institution ) અથવા રિવાજોને પોતાની અંદર સ્થાપિત કરે છે. અને તેમને સદૈવ સંજીવિત રાખે છે. એ ભાવ જાણે કે તેમના જાતીય જીવનનો પ્રાણ છે. એ ભાવ ગયો, અને એ જાતિનું સ્વરૂપ પણ બદલાયું સમજો. અથવા એમ કહો કે, એ ભાવના નીકળતાંજ જાતિનું જીવન પણ નીકળી જાય છે.*

અને વળી એ પણ જોવામાં આવ્યું છે કે, જ્યાં સુધી એ એ રિવાજોનો તે તે ભાવો સાથે સીધો ( Direct ) સંબંધ રહે છે, ત્યાંસુધી એ રિવાજ તે જાતિના જીવનમાં નવા નવા ઉદ્રેક ( Impulse ) ભર્યાં કરે છે. અને જ્યારે કાળના વંક ચક્રમાં પડવાથી રિવાજો અને ભાવોના સંબંધને લોક ભૂલી જાય છે, ત્યારે રિવાજ કેવળ નિર્જીવ કલેવર ( Lifeless skeleton ) જ બની જાય છે. તે સમયે એ રિવાજના અંતર્ગત ભાવને સમજી એને પુનરુજ્જીવિત કરવા જોઇએ અથવા એનો સર્વથા

---

* જે નેતાઓ કેટલાક રિવાજોને, એમના અન્તરીય ભાવોને સમજ્યા વિના, બુરા સમજીને દૂર કરવા ચાહે છે, એમને માટે ઉચિત છે કે તેઓ એ નિયમને ધ્યાનમાં રાખે. પહેલાં એમણે સમજવું જોઇએ કે, એ રિવાજોની અન્દર કયો ભાવ કામ કરી રહ્યો છે, એમનો જાતીય જીવન ઉપર શું પ્રભાવ હતો અને હવે શું થઇ રહ્યું છે. એવી શોધ કર્યા વિના જે નેતાઓ બીજી જાતિઓની દેખાદેખી પ્રાચીનકાલથી ચાલ્યા આવતા કોઇ રિવાજને ઉખાડશે, તો સંભવ છે કે તેઓ જાતીય જીવનમંદિરની આધાર શિલાને ઉખાડીને જાતિને નાશના પથ ઉપર નાખી દેશે.

त्याग करवो जोइए. आ एक विकट समस्या छे, जेनुं समाधान कोइ धर्ममर्मज्ञ आर्यबुद्धि ज करी शके, अन्य नहि

हवे अमे ए विचार करवा मागीए छीए के आ प्राचीनकालथी आदरणीय श्राद्ध अने तर्पणनी प्रथामां कया कया भाव काम करी रह्या छे. अने ए भावोथी प्रभावित थइने हिन्दु जाति उपर जातिगत तथा व्यकितगत कया कया भला के बुरा प्रभाव पडे छे.

जो आपणे भाव दृष्टिथी पशुओ अने मनुष्योमां भेद अथवा अंतर जोवा चाहीए तो आपणने खावुं. पीवुं, सुवुं संतानोत्पादन, आत्मरक्षण आदि भाव बंनेमां समान मळशे. एवा भाव पण मळशे, जे केवळ मनुष्योमां ज मळे छे. पशुओमां नहि. पहेलो भाव आस्तिकतानो छे अने बीजो कृतज्ञतानो. आस्तिकता अर्थात् अतीन्द्रिय वस्तुमां विश्वास अने श्रद्धा, ए केवळ मनुष्योमां ज मळे छे. हा, कृतज्ञतानो भाव पशुओमां पण जोवामां आव्यो छे.*

हवे जरा आस्तिक्य भावनी चर्चा करीए. साम्प्रतिक ( Present life ) अने भौतिक जीवन ( Physical life ) थी पर भविष्यन जीवन या आत्मिक जीवनमां आस्था (Faith)

---

* कदी कदी कुतरा, घोडा, हाथी, तोता, कबुतरादि पशुओमां कृतज्ञतानो भाव सारा समुद्ध रूपमां जोवामां आव्यो छे, परंतु ए पशुओ बहुधा पाळेला ( Domestic ) होय छे. अने ए भाव तेमनी अंदर मनुष्य सहवासथी ज आवेलो जणाय छे. बनी शके छे ' आरुढपतन-न्याय ' पण एनुं कारण होय अथवा कोइ पशु कोइ कर्म विशेषथी मनुष्य योनिमांथी पडीने पशु योनिमां आव्यो होय, जेथी ए पशु योनिमां पण मनुष्यत्वनो भाव होय.

૨ તથા આ જીવનના આધારભૂત વિશ્વજીવન ( Universal or Cosmic life ) અર્થાત્ ભગવાન પર શ્રદ્ધા અને વિશ્વાસ રાખવો અને એ વિશ્વાસ અને શ્રદ્ધાને અનુકૂળ જીવન વિતાવવું એ આસ્તિકતા છે. જે મનુષ્ય એમ જાણે છે કે ' આ જીવન સર્વ કાંઇ છે, એ મૃત્યુ સાથે સમાપ્ત છે, એથી પર કાંઇ નથી, મનુષ્યનું ધ્યેય એજ હોવું જોઇએ કે એવાં સાધન સમ્પન્ન કરવાં કે જેનાથી એનું ' આ જીવન સુખી રહે, આગળ કોણે જોયું છે.×, એ મનુષ્ય આકારથી મનુષ્ય છે, પરંતુ મનુષ્યત્વ હજી સુધી એની અંદર જાગ્યું નથી.

એવા મનુષ્યોને ઉપનિષત્કાર બાળક કહે છે* એવું જીવન ખરેખર પાશવી છે. એ જીવનમાં વાસનાઓ (cravings)થી અધિક બીજું કંઇ નથી. આત્મસંયમ (self-control) આત્મસમર્પણ ( self-denial ) સ્વાર્થત્યાગ ( self-sacrifice ) આદિ ઉચ્ચ ભાવ અને ઉલ્લાસને એ શું જાણે ? શોક સાથે કહેવું પડે છે કે આ ભાવ અમારા નવશિક્ષિત પુરૂષોમાં ખૂબ ઘટી રહ્યો છે. ભગવાન કૃપા કરે કે આ આસુરી ભાવ અમારી અંદરથી શીઘ્ર-અતિશીઘ્ર દૂર થઇ જાય.

કોઇના ઉપકારને ન ભૂલવો, ઉલટ સદા એને યાદ રાખો

---

× यावज्जीवेत् सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिवेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥

* न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं
चित्तमोहेन मूढम् ।
अयं लोको, नास्ति पर इति मानीः पुनः
पुनर्वशनापद्यते मे ॥
( कठोपनि० )

યથાશક્તિ એનો બદલો વાળવો અથવા વાળવાનો પ્રયત્ન કરવો એ કૃતજ્ઞતા છે.

આ બન્ને ભાવ શ્રાદ્ધ અને તર્પણની પ્રથામાં રહેલા છે. એટલું જ નહિ પણ હિન્દુનું આખું જીવન આ બે ભાવથી પૂર્ણ રીતે પ્રભાવિત છે. હિન્દુઓનું વ્યાવહારિક અથવા પારમાર્થિક કોઈ પણ કામ એવું નથી, જેમાં આ ભાવ કામ ન કરતા હોય.

એક હિન્દુનું પ્રાતઃકાલમાં ઉઠતાંજ ભગવાનનું તથા દેવતાઓ, ઋષિમુનિઓ, સાચા મહાત્માઓનું સ્મરણ કરવું,+ પોતાના સ્નાન પાન દાનાદિ સર્વના આરંભમાં ભગવાનનું આવાહન કરવું, એના વિવાહ,† સંતાનોત્પત્તિ, યજ્ઞ, દાન, હવન, જપ, તપ સર્વ કર્મ, આ ભાવોથી પ્રભાવિત છે.×

---

+ " ॐ । प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे, प्रातर्मित्रावरुणा प्रातरश्विना । प्रातर्भगं पूषणं ब्रह्मणस्पतिं प्रातः सोममुत रुद्रं हवामहे ॥ " तथा-ओम् । ब्रह्मा मुरारिस्त्रिपुरान्तकारी भानुः शशी भूमिसुतो बुधश्च, गुरुश्च शुक्रः शनिराहुकेतवः कुर्वन्तु नः पूर्णं मनोरथं सदा ॥

† જુઓ ઉપનિષદ્.

× જ્યારે એક આર્ય હિન્દુ ભોજન કરવા બેસે છે ત્યારે એ ભોજનશાળાના અગ્નિમાં કેટલીક આહુતિઓ દેવતાઓના નિમિત્ત નાંખે છે, કે એમનીજ કૃપાથી સંસારમાં અન્નાદિ અનેક ખાદ્ય પદાર્થ, ઉત્પન્ન થાય. પછી એ બલિ વૈશ્વદેવ-યજ્ઞ કરે છે, અર્થાત્ ગાય, કુતરા કબ્વર આદિ પશુપક્ષિઓ માટે બલિ કાઢે છે, તે એ કૃતજ્ઞતા પ્રકટ કરવા માટે કે બળદ વગેરે પશુઓની સહાયતાથી જ અન્નાદિ ભોગ્ય પદાર્થ મળે છે. પછી તે અન્નરૂપ ભગવાનને નમસ્કાર કરીને આ મંત્ર પઢે છે—

હિંદુના એક હિન્દુ જન્મતાજ પોતાના ઉપર ત્રણ ઋણ ( દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણ ) સમજે છે. એ આ ત્રણ ઋણથી અઋણ થઇનેજ પરમાર્થ માટે પગ ઉઠાવી શકે. *

---

अन्नपते अन्नस्य नो देहि अनमीवस्य शुष्मिणः ।
प्र प्र दातारं तारिष ऊर्जं नो धेहि द्विपदे चतुष्पदे ॥
( यजु ११ । ८३ )

પછી અતિથિને યથાશક્તિ ભોજન આપે છે—

शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।
वायसानां कृमीणां च शनकैर्निर्वपेद् भुवि ॥
( मनु. )

मोघमन्नं विन्दते अप्रचेताः सत्यं ब्रवीमि वध इत् स तस्य ।
नार्यमणं पुष्यति नो सखायं केवलाघो भवति केवलादी ॥
( ऋग १० । ११६ । २२. )

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥
( गी. ९ । २७ )

* ऋणानि त्रीणि अपाकृत्य मनो मोक्षे निविशयेत ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥
( मनु. ६ । ३५ )

अधीत्य विधिवद् वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥
( ६ । ३६ )

એક હિન્દુ, આર્યનું જીવન એ ઋણમય તથા વ્રતમય જીવન છે.+

હવે આપણે એ જોવાનો પ્રયત્ન કરીએ કે, બંને ભાવ ( આસ્તિકતા તથા કૃતજ્ઞતા ) શ્રાદ્ધ અને તર્પણમાં કઇ રીતે કામ કરે છે.

પહેલાં તો શ્રાદ્ધ શબ્દનો અર્થ જ એ સૂચન કરે છે કે, શ્રાદ્ધમાં શ્રદ્ધા અર્થાત્ આસ્તિક્ય ભાવ ઠસી ઠસીને ભરેલો છે. હવે, જરા એનું વિશ્લેષણ કરીને જોઇએ.

શ્રાદ્ધનો વ્યુત્પત્તિ–અર્થ યા યૌગિક અર્થ એ છે કે શ્રદ્ધાથી જે કર્મ કરવામાં આવે, એ શ્રાદ્ધ છે. જો કે બીજા પણ અનેક કર્મ શ્રદ્ધાથી કરવામાં આવે છે. પરંતુ આ શ્રાદ્ધ શબ્દ મૃત પિતૃઓ તથા દિવ્ય પિતૃઓના ઉદ્દેશ્યથી જે કર્મ કરવામાં આવે છે, તેમાં જ રૂઢ થઈ ગયો છે, અર્થાત્ બીજા કર્મોને છોડીને ( exclusively ) કેવળ આ કર્મને જ લાગુ થાય છે. બહુધા યૌગિક અર્થ રૂઢિ થઇ જાય છે. વાક્યોનો અર્થ કરતી વખતે આપણે શબ્દનો રૂઢ અર્થ જ લેવો પડે છે. 'ગો' શબ્દનો યૌગિક અર્થ છે, ચલાવનાર. પરંતુ આ શબ્દ વિશેષ રૂપથી પશુવિશેષ 'ગાય' તથા કદી કદી ઇન્દ્રિય, વાણી, અને પૃથિવીમાં પણ રૂઢ થઈ ગયો. અર્થ કરતી વખતે પ્રસંગને અનુસાર રૂઢ અર્થ લેવામાં આવે છે.

---

+ જુઓ ઉપનયનસંસ્કાર જ્યાં બ્રહ્મચારી પાંચ વાર આ પ્રતિજ્ઞા કરે છે—

ओं अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते
प्रब्रवीमि तच्छकेयम् ।
तेनर्ध्यासमिदमहमनृतात्सत्यमुपैमि ॥

યૌગિક અર્થને મુખ્ય રાખીને જો આપણે મંત્રોનો અર્થ કરીએ તો બહુધા અનવસ્થાદોષ આવી જશે. કારણ કે કીડી પણ ચાલે છે, બકરી અને ભેંસ પણ ચાલે છે અને સર્વથી અધિક ચાલનારી તો રેલ છે. પરંતુ એમાંથી કોઇને પણ 'ગો' ન કહી શકીએ.

એવી જ શ્રદ્ધાથી નામકરણ, ઉપનયન, વિવાહાદિ સંસ્કાર કરવામાં આવે છે, પરંતુ આજ સુધી એમાંથી કોઇને પણ 'શ્રાદ્ધ' નામ અપાયું હોય, એવું સાંભળ્યું નથી.

પ્રત્યેક હિન્દુને એ વિશ્વાસ આપવામાં આવે છે કે, મનુષ્ય કેવળ શરીર જ નથી, શરીર તો કેવળ અન્દર રહેનાર જીવાત્માનું ઘર છે. આ શરીરને એ એવી રીતે ઉતારી નાખે છે કે જેમ કોટ અથવા બીજા કપડાંને ઉતારી નાખતો હોય. એના શાસ્ત્રોએ એને એ પણ સમજાવ્યું છે કે આત્મા અમર છે, અચલ છે,- શાશ્વત ( સદા રહેનારો ) છે; અને આ શરીરના મરવાથી એનું મૃત્યુ થતું નથી, ઉલટ એ પોતાની ' જીવ-યાત્રા ' ( Soul-life ) ને ચાલુ રાખે છે. અથવા તો ભૌતિક શરીરોને છોડીને * સીધો

* આર્યશાસ્ત્રોની શિક્ષા એ છે કે જીવાત્માની ઉપર પાંચ કોષ ( ખોલ ) હોય છે. તે છે—

૧. અન્નમય કોષ ( ભૌતિક શરીર ) ૨. પ્રાણમય કોષ ( આકાશ શરીર ) ( Etheric double ) ૩. મનોમય કોષ ( ઇચ્છા શરીર-Desire-body ), ૪. વિજ્ઞાનમય કોષ ( Boudhic body ), ૫. આનંદ-મય કોષ ( Atmic body ) પ્રથમ બે અન્નમય અને પ્રાણમય શરીરને ભૌતિક યા સ્થૂલ શરીર કહે છે-Physical body. મનોમય કોષને સૂક્ષ્મ શરીર તથા વિજ્ઞાનમય અને આનંદમયને કારણ શરીર પણ કહે છે. જ્યારે કોઇ પ્રાણી મૃત્યુ પામે છે ત્યારે પ્રથમ એનો અન્નમય

મોક્ષે જશે. અથવા દેવયાન—રસ્તેથી ક્રમ-મોક્ષને પ્રાપ્ત થાય છે. અથવા પોતાના ઇષ્ટાપૂર્ત કર્મબળથી પ્રેરિત થઇને પિતૃયાનને પામે છે, અગર તો કેટલોક કાળ અંતરિક્ષમાં રહીને પછી ભૂલોકમાં જન્મ લે છે.×

આ આસ્તિક્ય ભાવની સાથે જ્યારે કૃતજ્ઞતાનો ભાવ પણ ભળી જાય છે, ત્યારે આ ધાર્મિક ભાવોથી યુક્ત હિન્દુ સમજે છે કે, મારે માટે ઉચિત નથી કે હું મારા માતાપિતાદિ સંબંધીઓને મૃત્યુ પછી લોહકાષ્ટની માફક ફેંકીને એમનું વિસ્મરણ કરી દઉં. માતાપિતાએ મને જન્મ આપ્યો છે એટલું જ નહિ પણ નાનપણમાં મારું પાલનપોષણ પણ કર્યું છે, જરા મોટો થયા પછી મને વિદ્યા, શિક્ષા, સદાચારાદિ, અનેક બહુમૂલ્ય ગુણોથી

કોષ ક્ષીણ થાય છે. જીવાત્મા બાકીના કોષોમાં લપટાઇને કેટલાક દિવસ આ ભૂલોકમાં જ ભ્રમણ કરતો ફરે છે. કારણ કે એના પ્રાણમય કોષની પ્રવૃત્તિ આ અન્નમય કોષ તરફ કેટલોક સમય પાછળ રહે છે. આ પ્રાણમય કોષ અગ્નિમાં પણ ક્ષીણ નથી થતો. જ્યારે ત્રણ ચાર દિવસમાં, પ્રાણમય કોષ પણ જીવનાધાર ન મળવાથી ક્ષીણ થઇ જાય છે, ત્યારે બાકીના મનોમયાદિ કોષોથી લપટાએલો જીવ-પોતાની અતૃપ્ત માનસિક વાસનાઓથી બંધન પામેલો-એની તૃપ્તિ માટે આ ભૂલોકમાં જ ભ્રમણ કરે છે. આ મનોમય કોષને ક્ષીણ થતાં દસબાર દિવસ લાગે છે. એ પછી જ્યારે આ સૂક્ષ્મ શરીર પણ ક્ષીણ થઇ જાય છે ત્યારે કારણ શરીરમાં લપટાએલો જીવ દેવયાન માર્ગથી ક્રમમોક્ષનો રસ્તો લે છે યા તો પિતૃયાન માર્ગથી સ્વર્ગાદિ લોકનો, અથવા તો પોતાના કર્માનુસાર થોડોક કાળ અંતરિક્ષમાં રહીને જન્મ લે છે ( છો. ૫-૧૦-૧-૭ તથા ૪-૧૫-૫ )

× सोऽकामो निष्काम आप्तकाम आत्मकामो, न तस्य प्राणा उत्क्रामन्ति । ब्रह्मैव सन् ब्रह्माप्नोति ॥ ( बृहदा. ४-४-६ )

અલંકૃત કર્યો છે. મારા માટે ધન, ધાન્ય, વસ્ત્ર, ભૂમિ, મકાન ઇત્યાદિ સામગ્રી સંપાદન કરીને મારા જીવનને સુખમય બનાવવાનો પૂરો પ્રયત્ન કર્યો છે. એઓને હું યાદ કરૂં એટલું જ નહિ પણ એઓનામાં શ્રદ્ધા કરૂં કે જેથી એમના શુભ ગુણ પણ મારામાં આવે, એ મારો ધર્મ છે. કારણ કે '**यो यच्छ्रद्धः स एव सः**' એટલે તે પોતાનું કર્તવ્ય સમજે છે કે પોતાની માનસિક શક્તિદ્વારા વેદમંત્રોની સહાય તથા બ્રાહ્મણોના આશીર્વાદથી તેઓના મૃત્યુ પછી પણ તેઓને પોતે કંઇક સહાય પહોંચાડે. ભાવજ્ઞ અને મર્મજ્ઞ મનુષ્યને લાગે કે હવે એનું શરીર અવશ્ય છૂટશે એટલે એ પોતાની સહાયનો પ્રબન્ધ કરવા માંડે છે. પોતાના હાથથી દાન-પુણ્યાદિ કરાવે છે, કોઇ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ વ્યકિતદ્વારા ઉપનિષદ્ યા ગીતાદિ ધર્મ પુસ્તકોનો પાઠ કરાવે છે,+

જ્યારે તે મરી જાય છે ત્યારે એની પ્રેત સંજ્ઞા થાય છે.×

*દસ દિવસ સુધી જ્યારે તે પ્રેત સૂક્ષ્મ શરીરમાં લપટાએલો હોય છે, ત્યારે, તે પોતાની કોઇ મન્દ વાસનાને લીધે આગળ

---

+ યદ્યપિ તે સમયે એની બાહ્યચેતના ( Outer Consciousness ) બેહોશ ( Inaction ) હોય છે, પરંતુ એની આન્તરચેતના ( Inner Consciousness ) જાગ્રત તથા ક્રિયાવતી ( Active ) હોય છે. See 'Man at death, before death and after death.' એટલે ચાહે એ બેહોશ હોય, પરંતુ એની આંતરચેતના સર્વ કાંઇ સમજે છે.

× तं प्रेतं दिष्टमितोऽग्नये एव हरन्ति यत एवेतो यतः संभूतो भवति ।
(છાં. ૫।૯।૨)

* જુઓ યજુ૦ ૩૯।૬।

મોક્ષે જશે. અથવા દેવયાન–રસ્તેથી ક્રમ-મોક્ષને પ્રાપ્ત થાય છે. ✲ અથવા પોતાના 'ઈષ્ટાપૂર્ત' કર્મબળથી પ્રેરિત થઇને પિતૃયાનને પામે છે, અગર તો કેટલોક કાળ અંતરિક્ષમાં રહીને પછી ભૂલોકમાં જન્મ લે છે.×

આ આસ્તિકય ભાવની સાથે જ્યારે કૃતજ્ઞતાનો ભાવ પણ મળી જાય છે, ત્યારે આ ધાર્મિક ભાવોથી યુક્ત હિન્દુ સમજે છે કે, મારે માટે ઉચિત નથી કે હું મારા માતાપિતાદિ સંબંધીઓને મૃત્યુ પછી લોહકાષ્ટની માફક ફેંકીને એમનું વિસ્મરણ કરી દઉં. માતાપિતાએ મને જન્મ આપ્યો છે એટલું જ નહિ પણ નાનપણમાં મારું પાલનપોષણ પણ કર્યું છે, જરા મોટો થયા પછી મને વિદ્યા, શિક્ષા, સદાચારાદિ, અનેક બહુમૂલ્ય ગુણોથી

---

કોષ ક્ષીણ થાય છે. જીવાત્મા બાકીના કોષોમાં લપટાઇને કેટલાક દિવસ આ ભૂલોકમાં જ ભ્રમણ કરતો ફરે છે. કારણ કે એના પ્રાણમય કોષની પ્રવૃત્તિ આ અન્નમય કોષ તરફ કેટલોક સમય પાછળ રહે છે. આ પ્રાણમય કોષ અગ્નિમાં પણ ક્ષીણ નથી થતો. જ્યારે ત્રણ ચાર દિવસમાં, પ્રાણમય કોષ પણ જીવનાધાર ન મળવાથી ક્ષીણ થઇ જાય છે, ત્યારે બાકીના મનોમયાદિ કોષોથી લપટાએલો જીવ–પોતાની અતૃપ્ત માનસિક વાસનાઓથી બંધન પામેલો–એની તૃપ્તિ માટે આ ભૂલોકમાં જ ભ્રમણ કરે છે. આ મનોમય કોષને ક્ષીણ થતાં દસબાર દિવસ લાગે છે. એ પછી જ્યારે આ સૂક્ષ્મ શરીર પણ ક્ષીણ થઇ જાય છે ત્યારે કારણ શરીરમાં લપટાએલો જીવ દેવયાન માર્ગથી ક્રમમોક્ષનો રસ્તો લે છે યા તો પિતૃયાન માર્ગથી સ્વર્ગાદિ લોકનો, અથવા તો પોતાના કર્માનુસાર થોડાક કાળ અંતરિક્ષમાં રહીને જન્મ લે છે ( છો. ૫-૧૦-૧-૭ તથા ૪-૧૫-૫ )

× सोऽकामो निष्काम आप्तकाम आत्मकामो, न तस्य प्राणा उत्क्रामन्ति ।
ब्रह्मैव सन् ब्रह्माप्नोति ॥ ( बृहदा. ४-४-६ )

શ્રાદ્ધકર્મ દક્ષિણાભિમુખ થઇને કરવામાં આવે છે. બ્રાહ્મણોને મધ્યાહ્નકાળમાં ભોજન કરાવાય છે, ઇત્યાદિ અનેક વિષય છે, જે પાઠક સ્વયં અન્ય ગ્રંથોમાં જોઇ શકે છે.

એટલું જ નહિ બલ્કે કદી કદી આનન્દના પ્રસંગે પણ શ્રાદ્ધ કરવામાં આવે છે, જેવી રીતે નામકરણાદિ ઉત્સવોપર આપણે આપણા ભૂલોકવાસી ઇષ્ટમિત્રોને બોલાવીએ છીએ, એવી જ રીતે શ્રાદ્ધમાં વિશ્વાસ રાખનાર હિન્દુ આ પ્રસંગે કેટલાક દિવસ પહેલાં શ્રાદ્ધ કરીને પિતૃલોકવાસી પિતૃઓને પણ બોલાવે છે. એમની પ્રસન્નતા તથા એમના આશીર્વાદ ચાહે છે. આ શ્રાદ્ધને નાન્દીમુખ ( આનન્દી મુખવાળું ) શ્રાદ્ધ કહે છે.

કિંબહુના, એક હિન્દુ એ સમજે છે કે, પોતે ભૂલોકમાં હોવા છતાં ભુવર્લોકવાસી પિતૃલોકાદિમાં પણ પોતાની ગતિ ( પહોંચ ) કરી શકે છે. તથા એઓમાં પોતાની શ્રદ્ધાને દૃઢ કરીને પોતાના આચરણમાં એમના શુભ ગુણોને સંપાદન કરી શકે છે.

આ બીજો ભાવ તો લગભગ બધી જાતિઓમાં મળી શકે છે. શ્રદ્ધેય પુરૂષોની સ્મૃતિ ઉજવવી, એમની કબરો અથવા ભસ્મ ઉપર મકબરા તથા સમાધિઓ બનાવવી, એમના નામ ઉપર કૂવા, તળાવ, હૉસ્પીટલ, સ્કૂલ, કૉલેજ, સદાવ્રત આદિ અનેક સંસ્થાઓ કાયમ કરવી એ આજ ભાવને પ્રકટ કરે છે.

આ કૃતજ્ઞતાનો ભાવ સર્વ મનુષ્યોમાં કોઇ ને કોઈ રૂપમાં અવશ્ય પ્રકટ થશે. હા જે હૃદય આ ભાવથી શૂન્ય છે, તે વાસ્તવમાં મનુષ્ય હૃદય જ નથી. અને જે પુરૂષો પોતાના માતાદિની કૃતજ્ઞતા નથી માનતા, તેઓ ભલા પછી કોની કૃતજ્ઞતાનો સ્વીકાર

ન જાય અને આ ભૂલોકમાં જ પોતાની અતૃપ્ત વાસનાઓને તૃપ્ત કરવાની ઇચ્છાથી ભમતો ફરે, અને પોતાના સંબંધીઓના સૂક્ષ્મ શરીરો સાથે મળતોજુલતો રહે એવો સંભવ રહે છે, એટલે એ કુટુંબમાં પ્રેત અશુદ્ધિ અથવા પાતક અશુદ્ધિ સમજવામાં આવે છે.† અને જે ક્રિયા આ દિવસમાં કરવામાં આવે છે, એ પ્રેતક્રિયા કહેવાય છે. અગીઆરમા દિવસે જે ક્રિયા થાય છે, તે પિતૃક્રિયા કહેવાય છે, જેને સપિંડીકરણ પણ કહે છે, પ્રેતક્રિયાનું પ્રયોજન એ હોય છે કે પ્રેતાત્મા જે એ દશામાં પોતાની ભૂલોકાભિમુખી વાસનાઓને કારણે તલપતો ફરતો હોય તેને શાન્તિ આપવી, અને સૂક્ષ્મ શરીરને જલદીથી વિકીર્ણ કરવામાં સહાયતા આપવી. પિતૃક્રિયાનું પ્રયોજન એ છે કે એ પ્રેતાત્માને પોતાના પ્રથમ પિતરોમાં સામેલ કરવો અને પિતૃલોકમાં+ પહોંચાડવો; એને સપિંડ શ્રાદ્ધ અને જે કેવળ મૃત પિતૃઓ માટે હોય, એને એકોદ્દિષ્ટ કહે છે. આ સિવાય પણ કેટલાક બીજાં શ્રાદ્ધ છે જેને પાર્વણ, ક્ષયી શ્રાદ્ધાદિ નામોથી ઓળખવામાં આવે છે.×

ભાદ્રપદ માસમાં સોળ દિવસમાં શ્રાદ્ધ કરાય છે. એ પક્ષને પિતૃપક્ષ કહે છે. એ પક્ષ ફક્ત પિતૃકર્મમાં જ ઉપયોગમાં આવે. આ પ્રથા ક્યારથી ચાલી, એ સંબંધમાં હમણા કંઇ કહી શકાય એમ નથી.

---

† दशाह शावमाशौचं सपिंडेषु विधीयते ।
अर्वाक् संचयादस्थां त्र्यहमेकाहमेव च ॥
( मनु. ५।५९। )

+ જુઓ શાંખાયન ગૃહ્યસૂત્ર-૪’૨’૫ તથા ૪-૩; મનુ. ૧૯।૪૫-૪૬।

× आपस्तम्बसूत्र २।७।१६ ( ३ ), बौधायनसूत्र ( ६० ),
मनुस्मृति-३।२०६, २४२, ९७, १६८; ३।२०४-२३७, २६५।

શ્રાદ્ધકર્મ દક્ષિણાભિમુખ થઇને કરવામાં આવે છે. બ્રાહ્મણોને મધ્યાહ્નકાળમાં ભોજન કરાવાય છે, ઇત્યાદિ અનેક વિષય છે, જે પાઠક સ્વયં અન્ય ગ્રંથોમાં જોઇ શકે છે.

એટલું જ નહિ બલ્કે કદી કદી આનન્દના પ્રસંગે પણ શ્રાદ્ધ કરવામાં આવે છે, જેવી રીતે નામકરણાદિ ઉત્સવોપર આપણે આપણા ભૂલોકવાસી ઇષ્ટમિત્રોને બોલાવીએ છીએ, એવી જ રીતે શ્રાદ્ધમાં વિશ્વાસ રાખનાર હિન્દુ આ પ્રસંગે કેટલાક દિવસ પહેલાં શ્રાદ્ધ કરીને પિતૃલોકવાસી પિતૃઓને પણ બોલાવે છે. એમની પ્રસન્નતા તથા એમના આશીર્વાદ ચાહે છે. આ શ્રાદ્ધને નાન્દીમુખ ( આનન્દી મુખવાળું ) શ્રાદ્ધ કહે છે.

કિંબહુના, એક હિન્દુ એ સમજે છે કે, પોતે ભૂલોકમાં હોવા છતાં ભુવર્લોકવાસી પિતૃલોકાદિમાં પણ પોતાની ગતિ ( પહોંચ ) કરી શકે છે. તથા એઓમાં પોતાની શ્રદ્ધાને દઢ કરીને પોતાના આચરણમાં એમના શુભ ગુણોને સંપાદન કરી શકે છે.

આ બીજો ભાવ તો લગભગ બધી જાતિઓમાં મળી શકે છે. શ્રદ્ધેય પુરુષોની સ્મૃતિ ઉજવવી, એમની કબરો અથવા ભસ્મ ઉપર મકબરા તથા સમાધિઓ બનાવવી, એમના નામ ઉપર કૂવા, તળાવ, હૉસ્પીટલ, સ્કૂલ, કૉલેજ, સદાવ્રત આદિ અનેક સંસ્થાઓ કાયમ કરવી એ આજ ભાવને પ્રકટ કરે છે.

આ કૃતજ્ઞતાનો ભાવ સર્વ મનુષ્યોમાં કોઇ ને કોઈ રૂપમાં અવશ્ય પ્રકટ થશે. હા જે હૃદય આ ભાવથી શૂન્ય છે, તે વાસ્તવમાં મનુષ્ય હૃદય જ નથી. અને જે પુરુષો પોતાના માતાદિની કૃતજ્ઞતા નથી માનતા, તેઓ ભલા પછી કોની કૃતજ્ઞતાનો સ્વીકાર

કરેશે !* ભલા માતાપિતાથી વધુ આપણું કોણુ ઉપકારી હોય ? જે આ ઉપકારોને યાદ નથી રાખતા, તેઓ નિશ્ચય પશુઓથી પણુ નીચ છે.

હવે આપણે એ જોવા ઇચ્છીએ છીએ કે આ પહેલાં હિન્દુ જાતિ પર શું પ્રભાવ પડયો છે.

અમને વિશ્વાસ છે કે, આ પ્રથાએ અધિકતર સુંદર પ્રભાવ પાડયો છે. પ્રથમ તો પિતૃભક્તિની જડ એવી દૃઢ તથા ઊંડી કરી છે કે એવી અમે બીજી કોઇ જાતિમાં નથી જોતા. લાખો વર્ષના ઇતિહાસમાં અમને એક પણુ એવું ઉદાહરણુ નથી મળતું, જ્યાં કોઇ પુત્રે રાજ્યલોભમાં પડીને પોતાના પિતાને કેદ કરી લીધો હોય. અથવા પિતા પાસે સલામો ભરાવી હોય. ઉલટ આથી વિરૂદ્ધ એમ જોવામાં આવે છે કે પુત્રોએ પોતાના પિતાની પ્રસન્નતા માટે મોટી કુર્બાનિઓ ( સ્વાર્થ ત્યાગ ) કરી છે. રાજા પુરૂએ પોતાના પિતા યયાતિને પ્રસન્ન કરવા માટે પોતાની યુવાની આપી બુઢાપો લીધો. શ્રવણે પોતાના અંધ માતપિતાને કાવડમાં બેસાડી તીર્થયાત્રા કરાવી, ભીષ્મ પિતામહનું આખા આયુષ્યભર

---

* મ. ભા. શાં. પ. ૧૭૨ । એમાં કૃતઘ્નતાને મોટું પાપ લખ્યું છે. બતાવ્યું છે કે, કૃતઘ્ન પુરૂષના માંસને માંસાહારી પશુ પણુ નથી ખાતા–

दस्युघस्यापि नैच्छन्त नमन्तुं पापकारिणम् ।
क्रव्यादा अपि राजेन्द्र कृतघ्नं नोपभुञ्जते ॥
ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता राजन् । कृतघ्ने नास्ति निष्कृतिः ॥
मित्रद्रोही कृतघ्नश्च नृशंसश्च नराधमः ।
क्रव्यादैः कृमिभिश्चैव न भुज्यन्ते हि तादृशाः ॥

બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવું; શ્રીરામનું રાજ્યાભિષેકના બદલે ચૌદ વર્ષના વનવાસને સ્વીકારવું, ઇત્યાદિ એવા અનેક ઉદાહરણ છે, જે આર્યજાતિના ઇતિહાસને ઉજ્જવલ કરે છે. જ્યાં સુધી દુનિયા કાયમ છે, જ્યાં સુધી આકાશમાં સૂર્ય અને ચંદ્રમા ચમકે છે, ત્યાં સુધી આ મહાનુભાવો હિન્દુ જાતિના ઇતિહાસમાં ચમકતા રહેશે.

ભલા એથી મોટું કયું પ્રશંસાપત્ર ( Certificate ) કોઇ શકે કે જે મુગલ બાદશાહ શાહજહાંએ હિન્દુ જાતિને આપ્યું છે ? જ્યારે શાહજહાં પોતાના પુત્ર ઔરંગઝેબની કેદમાં તરફડતો હતો ત્યારે એના મુખથી આ પ્રકારના શબ્દ નીકળ્યા હતા—

ઐ પિસર તૂ અજબ મુસલમાની-જિન્દ ગૌરા વ
આવતરસાની આફરી હિન્દુ ઔરા સદવાર મુર્દગાँ
રા દિહન્દ હમેવ આવ ॥

એનો તરજુમો આ છે—

નિરખ બેટા ! અજબ તારી આ મુસલમાની,
કે દે છે બાપને દુઃખ અને પરેશાની.
તુજથી બહેતર છે પેલો હિન્દુ કાફર,
જે અર્પે છે ગતાત્માને પણ હમેશાં પાણી.

બીજો પ્રભાવ જે આ સુન્દર પ્રથાનો આર્યજાતિ પર પડયો છે, તે હિન્દુઓની પ્રાચીનતાપ્રિયતા અર્થાત્ પ્રાચીન પ્રથાઓ તરફનો આદર છે તેઓ સહેલાઇથી પોતાના પુરાણા રિવાજો છોડતા નથી. આ ભાવ તેઓમાં ન હોત તો આર્યજાતિનું નામ નિશાન પણ આજે ન મળત હજાર બારસો વર્ષથી પણ અધિક સમય સુધી વિદેશીય આક્રમણ, વિદેશીય રાજ્યશાસન, અને વિદેશીય સભ્યતા અને સંસ્કૃતિ સાથે વિકટ સંગ્રામ અને સંપર્ક

રહેવા છતાં હિન્દુ જાતિ ૧૬ આનામાં ૧૨ આના પોતાની પુરાણી પ્રથાઓને અનુસરે છે. ' यथा राजा तथा प्रजा ' એ વાત તદ્દન ખરી હોવા છતાં પણ પુરાણપ્રિયતાની દીવાલો એવી દઢ નીકળી કે બારસો વર્ષની પાદાક્રાંતતા પણ હિન્દુને પોતાના બાપદાદાના માર્ગથી ન ચળાવી શકી. જે લોકો જબરજસ્તીથી અથવા પ્રલોભનવશ મુસલમાન અથવા ખ્રિસ્તિ થયા હતા, તેઓ પણ હજુ સુધી પોતાની પુરાણી પ્રથાઓને જાળવી રહ્યા છે.

આપ કદાચ એમ કહો કે, આ કંઈ સારી વાત તો નથી. આ તો લકીરનું ફકીર બનવાનું છે. અને ઉન્નતિ અને ક્રાંતિથી વિમુખ રહેવાનું છે. અમે ઉત્તરમાં કહીએ છીએ કે આપના આ ખ્યાલમાં જરા પણ વજન નથી. લકીરનો ફકીર તો એ બને છે કે જે કોઇ પણ લકીર ( માર્ગ ) જણાય એના ઉપર વગર વિચારે, વિના સમજે ચાલવા માંડે, અથવા પોતાની પહેલી લકીર ( માર્ગ ) ખરાબ સાબિત થયા છતાં ન છોડે. પરંતુ હિન્દુ જાતિમાં આ બંને બાબતો એટલા પ્રમાણમાં નથી જેટલી બીજી જાતિઓમાં જોવામાં આવે છે. કેટલાક અશિક્ષિત હિંદુઓને છોડીને આપણે નિર્ભયતાથી કહી શકીએ કે હિંદુઓએ સર્વ ક્ષેત્રોમાં ( departments ) ઉન્નતિ કરી છે. અને એટલી કરી છે કે જેટલી અન્ય કોઇ જાતિએ કરી નથી. હા, એ પોતાની પુરાતન મર્યાદાને ( જે હજારો વર્ષના અનુભવની કસોટી પર પાસ થઇ છે ) કાયમ રાખીને ઉન્નતિ કરવાનું જાણે છે. આજ પણ મહાત્મા ગાંધીજી પોતાની પુરાણી લંગોટી અને ચાદર ઓઢીને ન્નતિશીલ શ્રેણીઓની આંખોને આંજી દે છે. કવિરાજ રવીન્દ્રનાથ ઠાકુર પોતાની પુરાતન ઝુંપડીમાં રહ્યા રહ્યા દુનિયાના માન્ય ... પૂજ્યાસ્પદ બન્યા છે. શ્રીમાન્ પં. મ. મો. માલવીયજી પોતાના પુરાતન દુપટ્ટા અને ફેંટામાં સજ્જિત થઇને સાચા બ્રાહ્મ-

ણુના અસ્તિત્વની ઘોષણા કરી રહ્યા છે. શ્રી. પૂજ્યપાદ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય પોતાના ભગવાં વસ્ત્રોની પાછળ પૌર્વાત્ય વિદ્યાઓના અગાધ સરોવરને છૂપાવી રહ્યા છે. કિંબહુના હમણા પણ એવી હજારો વ્યક્તિઓ મોજૂદ છે, જે ઉન્નતિના શિખરપર પહોંચીને પણ પોતાની પુરાણી મર્યાદાઓને તેમના તત્વરૂપમાં (in spirit) કાયમ રાખે છે. બસ પાઠકો ! એવું હોવા છતાં પણ હિંદુઓને લકીરના ફકીર બનાવવા, એ હિંદુધર્મના ગૌરવથી પોતાની અનભિજ્ઞતા સાબીત કરે છે.

બીજા પણ પ્રભાવ હોઇ શકે છે પણ પ્રતિવાદીઓને સંતુષ્ટ કરવા માટે આ બે પ્રભાવોને પુરતા સમજીએ છીએ.

હા, એક બે ખરાબ પ્રભાવ પણ પડયા છે. તે એ છે કે કદી કદી શ્રાદ્ધની સાથે સાથે મિથ્યા કલ્પનાઓ (superstitions) અથવા નકામા ખરચાઓ પણ દાખલ થઈ ગયા છે. એ શાસ્ત્રોક્ત ન હોવાથી ત્યાજ્ય છે.

હવે એ પ્રશ્ન રહ્યો કે શું આ યુક્તિયુક્ત છે કે અમે મર્ત્ય લોકવાસીઓ મૃત પિતૃઓ સાથે કંઇક સંબંધ રાખી શકીએ, તેમને પ્રસન્ન કરી શકીએ, અથવા તેમને કંઇ સહાયતા કરી શકીએ ?

એનો ઉત્તર એ છે કે, એક હિંદુ પોતાના અને પિતૃલોકાદિ પરોક્ષ લોકોમાં કોઇ એવી રૂકાવટ ( Barrier ) નથી સમજતો કે જે માનસિક શક્તિથી ઉલ્લંઘનીય ન હોય. બેશક જેને વિચાર-શક્તિનું મહત્વ ખબર નથી, તે એને અસંભવિત સમજશે. એકસ-રેઝનો પ્રભાવ જે નથી જાણતા, તે કોઇ સ્થૂળ પદાર્થની પેલી પારની વસ્તુ જોવી અસંભવિત જ કહે છે. રેડિયોના આવિષ્કાર

રહેવા છતાં હિન્દુ જાતિ ૧૬ આનામાં ૧૨ આના પોતાની પુરાણી પ્રથાઓને અનુસરે છે. 'यथा राजा तथा प्रजा' એ વાત તદ્દન ખરી હોવા છતાં પણ પુરાણપ્રિયતાની દીવાલો એવી દૃઢ નીકળી કે બારસો વર્ષની પાદાક્રાંતતા પણ હિન્દુને પોતાના બાપદાદાના માર્ગથી ન ચળાવી શકી. જે લોકો જબરજસ્તીથી અથવા પ્રલોભનવશ મુસલમાન અથવા ખ્રિસ્તિ થયા હતા, તેઓ પણ હજુ સુધી પોતાની પુરાણી પ્રથાઓને જાળવી રહ્યા છે.

આપ કદાચ એમ કહો કે, આ કંઈ સારી વાત તો નથી. આ તો લકીરનું ફકીર બનવાનું છે. અને ઉન્નતિ અને ક્રાંતિથી વિમુખ રહેવાનું છે. અમે ઉત્તરમાં કહીએ છીએ કે આપના આ ખ્યાલમાં જરા પણ વજન નથી. લકીરનો ફકીર તો એ બને છે કે જે કોઈ પણ લકીર ( માર્ગ ) જણાય એના ઉપર વગર વિચારે, વિના સમજે ચાલવા માંડે, અથવા પોતાની પહેલી લકીર ( માર્ગ ) ખરાબ સાબિત થયા છતાં ન છોડે. પરંતુ હિન્દુ જાતિમાં આ બંને બાબતો એટલા પ્રમાણમાં નથી જેટલી બીજી જાતિઓમાં જોવામાં આવે છે. કેટલાક અશિક્ષિત હિંદુઓને છોડીને આપણે નિર્ભયતાથી કહી શકીએ કે હિંદુઓએ સર્વ ક્ષેત્રોમાં ( departments ) ઉન્નતિ કરી છે. અને એટલી કરી છે કે જેટલી અન્ય કોઈ જાતિએ કરી નથી. હા, એ પોતાની પુરાતન મર્યાદાને ( જે હજારો વર્ષના અનુભવની કસોટી પર પાસ થઈ છે ) કાયમ રાખીને ઉન્નતિ કરવાનું જાણે છે. આજ પણ મહાત્મા ગાંધીજી પોતાની પુરાણી લંગોટી અને ચાદર ઓઢીને ઉન્નતિશીલ શ્રેણીઓની આંખોને આંજી દે છે. કવિરાજ રવીન્દ્રનાથ ઠાકુર પોતાની પુરાતન ઝુંપડીમાં રહ્યા રહ્યા દુનિયાના માન્ય અને પૂજ્યાસ્પદ બન્યા છે. શ્રીમાન્ પં. મ. મો. માલવીયજી પોતાના પુરાતન દુપટ્ટા અને ફેંટામાં સજ્જિત થઈને સાચા બ્રાહ્મ-

ણુના અસ્તિત્વની ઘોષણા કરી રહ્યા છે. શ્રી. પૂજ્યપાદ જગદ્ગુરૂ શંકરાચાર્ય પોતાના ભગવાં વસ્ત્રોની પાછળ પૌર્વાત્ય વિદ્યાઓના અગાધ સરોવરને છૂપાવી રહ્યા છે. હિંદુના હમણા પણ એવી હજારો વ્યક્તિઓ મોજૂદ છે, જે ઉન્નતિના શિખરપર પહોંચીને પણ પોતાની પુરાણી મર્યાદાઓને તેમના તત્વરૂપમાં (in spirit) કાયમ રાખે છે. બસ પાઠકો ! એવું હોવા છતાં પણ હિંદુઓને લકીરના ફકીર બનાવવા, એ હિંદુધર્મના ગૌરવથી પોતાની અનભિજ્ઞતા સાબીત કરે છે.

બીજા પણ પ્રભાવ હોય શકે છે પણ પ્રતિવાદીઓને સંતુષ્ટ કરવા માટે આ બે પ્રભાવોને પુરતા સમજીએ છીએ.

હા, એક બે ખરાબ પ્રભાવ પણ પડયા છે. તે એ છે કે કદી કદી શ્રાદ્ધની સાથે સાથે મિથ્યા કલ્પનાઓ (superstitions) અથવા નકામા ખરચાઓ પણ દાખલ થઈ ગયા છે. એ શાસ્ત્રોક્ત ન હોવાથી ત્યાજ્ય છે.

હવે એ પ્રશ્ન રહ્યો કે શું આ યુક્તિયુક્ત છે કે અમે મર્ત્ય લોકવાસીઓ મૃત પિતૃઓ સાથે કંઈક સંબંધ રાખી શકીએ, તેમને પ્રસન્ન કરી શકીએ, અથવા તેમને કંઇ સહાયતા કરી શકીએ ?

એનો ઉત્તર એ છે કે, એક હિંદુ પોતાના અને પિતૃલોકાદિ પરોક્ષ લોકોમાં કોઇ એવી રૂકાવટ ( Barrier ) નથી સમજતો કે જે માનસિક શક્તિથી ઉલ્લંઘનીય ન હોય. બેશક જેને વિચારશક્તિનું મહત્વ ખબર નથી, તે એને અસંભવિત સમજશે. એકસ-રેઝનો પ્રભાવ જે નથી જાણતા, તે કોઇ સ્થૂળ પદાર્થની પેલી પારની વસ્તુ જોવી અસંભવિત જ કહે છે. રેડિયોના આવિષ્કાર

પહેલાં કોણ કહી શકતું હતું કે લંડનના બ્રોડકૅસ્ટને એકજ સમયે આખી દુનિયાના ખુણે ખુણામાં સાંભળી શકાય.

વાસ્તવિક વાત એ છે કે મનુષ્ય ભૂલ એ કરે છે કે દસ્યમાન સ્થૂલ જગતની પાછળના સૂક્ષ્મ જગતના અસ્તિત્વને તે સમજતો નથી, પરંતુ એની આ સમજ વિજ્ઞાનબુદ્ધિથી સર્વથા વિરુદ્ધ છે. સાયંસ ( ભૌતિક વિજ્ઞાન.) આપણને દર્શાવે છે કે, સર્વ પદાર્થ શબ્દ અથવા રૂપ દ્વારા જ આપણા સુધી પહોંચે છે. શબ્દ અને રૂપ આ બંને સ્પન્દન ( vibration ) અથવા લહરો છે. અને સાયન્સ પણ એ દર્શાવે છે કે અમુક મર્યાદાની અંદરના સ્પંદનજ આપણી આંખો અથવા કાન ઉપર પોતાની અસર કરે છે. આ મર્યાદાની ઉપર અગર નીચેના સ્પંદન આપણી આંખો અથવા કાનોને પહોંચી શકતા નથી.

એટલે તે આપણાથી પરોક્ષ ( અનભિજ્ઞાત ) છે. પરંતુ પ્રક્રિયાવિશેષ દ્વારા પ્રકટ થઇ શકે છે. બ્રોડકાસ્ટ-સેંટરમાં જ્યારે કોઇ મનુષ્ય બોલે છે, ત્યારે એના શબ્દોનાં સ્પંદન (Vibrations) સૂક્ષ્મ રૂપમાં આકાશમાં જ સ્થિત રહે છે. અને પુનઃ પ્રક્રિયા-વિશેષથી-જેને રેડિયો ઇન્સ્ટ્રુમેન્ટ કહે છે-ફરીથી મર્યાદિત સ્પંદનોમાં લાવીને પ્રકટ કરવામાં આવે છે. હજારો એવા સ્પંદન થઇ રહ્યાં હશે જે આપણી આંખો અથવા કાનોની નિકટ હોવા છતાં પણ મર્યાદિત અવસ્થાથી ,નીચે અથવા ઉપર હોવાથી આપણને ઇંદ્રિયગોચર નથી. એટલે એમ કહેવું કે આ દસ્યમાન સ્થૂલ જગતથી પર બીજું સૂક્ષ્મ જગત નથી એ સર્વથા નિર્મૂલજ છે. એ એવું લાગે છે કે જાણે કોઇ કહે કે મનુષ્યશરીરની ત્વચા ( જે સર્વને દેખાય છે ) થી પર ઓજ, વીર્ય, મજ્જા, રક્ત, હાડકાં, આદિ કંઇ નથી. સર્વ પદાર્થ સૂક્ષ્માવસ્થામાંથી ધીમે ધીમે

સ્થૂલત્વને પ્રાપ્ત થાય છે. અર્થાત્ એ સિદ્ધાંત સ્થાપિત થાય છે કે દશ્યમાન જગતથી પર સૂક્ષ્માતિસૂક્ષ્મ અનેક લોક છે. પરંતુ એ કંઇ અનેક કટોરાની માફક, એકની અંદર બીજો, બીજાની અંદર ત્રીજો, એ માફક નથી. પરન્તુ એ કંડાઇના પ્યાલાની માફક, જેના કણે કણમાં પાણી, મરચું, ઇલાયચી, સાકર કેવડો આદિ પદાર્થ મિશ્રિત છે, એક બીજામાં ઓતપ્રોત છે. ( Interrolated and interpenetrated ).

હવે જો કોઇ પુરૂષની જીહ્વામાં કશો દોષ હોય, તો સંભવ છે કે એને એમાં મરચાંનો સ્વાદ ન આવે, અને જો કોઇના નાકમાં કંઇ દોષ હોય તો એને કેવડાની સુગંધિ ન આવે. પરંતુ કેવડો અને મરચું એમાં જરૂર મોજૂદ છે. આ પ્રમાણે આપણી ઇંદ્રિયો વિશેષ બહિર્મુખ હોવાથી આપણને એ સૂક્ષ્મલોક દષ્ટિમાં અથવા શ્રુતિમાં ગોચર ન થાય, પણ છે જરૂર. સર્વ લોક એવું માને છે કે જ્યારે કોઇ પ્રાણી મરી જાય છે ત્યારે એનો જીવાત્મા એના શરીરમાં તો નથી હોતો પરંતુ બિલકુલ નષ્ટ પણ થએલો નથી હોતો. એટલે કોઈ ને કોઇ સૂક્ષ્મ ( અદશ્ય–પરોક્ષ ) અવસ્થા હોવી જોઇએ, જ્યાં એ તે સમયે હોય. ઉપનિષદોએ આ સમસ્યા ઉપર ઘણો પ્રકાશ નાખ્યો છે. પરંતુ શોકની વાત છે કે મનુષ્ય એનું મનન નથી કરતો.

હવે જે પ્રમાણે જીભના દોષને દૂર કરવાથી એ મનુષ્યને મરચાંનો સ્વાદ લાગવા માંડે છે, એજ પ્રમાણે ઇંદ્રિયોના બહિર્મુખતાના દોષને દૂર કરવાથી સૂક્ષ્મ જગતમાં પણ રસાદિ મળી શકે છે. બસ આ આન્તરદષ્ટિ ઉત્પન્ન થવાની જ વાર છે. જ્યાં એ ઉત્પન્ન થઇ પછી સૂક્ષ્મ જગત એ દષ્ટિને અગોચર નહિં રહે. પૂર્વ યુગોમાં મનુષ્ય આટલો સ્થૂલ દષ્ટિવાળો ન હતો જેટલો

આવે છે. એટલે અનેક યુગોથી સૂક્ષ્મલોક અને ત્યાંના વાસીઓ સુધી લોકોની ગતિ ઘણી સહેલાઇથી થતી હતી: હમણાં પણ જો આપણે ચિત્તની એકાગ્રતાના અભ્યાસને વધારીએ તો આપણે એવુંજ કરી શકીએ. હિપ્નોટિસ્ટ લગભગ એવુંજ કરે છે. સર ઓલીવર લોજ, એક મોટા વૈજ્ઞાનિક હતા, જેમનો દેહાન્ત હમણાં થોડા દિવસ ઉપરજ થયો. સૂક્ષ્મ જગત ઉપર તેઓ ખૂબ વિશ્વાસ રાખતા હતા. એમના જીવનની અનેક ઘટનાઓ અને અનુભવો આ વાત ઉપર પ્રકાશ નાખે છે. મૃત પુરૂષો સાથે વાતચીત કરવાના પ્રયોગો અમેરિકા આદિ દેશોમાં થઈ રહ્યા છે, અમને આશા છે કે થોડા જ સમયમાં વિમાન તથા રેડિઓની જેમ આ વિષય પણ સ્પષ્ટ થઈ જશે.

જ્યારે એ સિદ્ધ થયું કે સૂક્ષ્મલોક છે, એ લોકમાં પિતૃઓ થોડા દિવસ રહે છે, તો પછી એમને સહાય કરવી, અથવા એમની સહાય લેવી, એમનો આશીર્વાદ માગવો, અગર એમને પ્રસન્ન કરવા શું મુશ્કેલ છે ?

મનની શક્તિ ઘણી વિચિત્ર છે, જેનો એ શક્તિ ઉપર કાબૂ ( control ) આવી જાય છે, તે અહીંજ બેઠો બેઠો પોતાના મનની ભાવના. સેંકડો માઇલના અંતરે રહેલા બીજા મનુષ્યને પહોંચાડી શકે છે. જ્યારે ઇથર ( આકાશ ) ની લહર દ્વારા શબ્દ હજારો ગાઉ પહોંચી શકે છે, તો આકાશથી પણ વધુ સૂક્ષ્મ મનની સ્પન્દના દ્વારા તે કેમ ન પહોંચી શકે ? આ આન્દોલનોના સંબંધમાં અનેક પુસ્તકો લખાઇ રહ્યાં છે. પાઠક એ વાંચી પોતાનો નિશ્ચય બાંધે.

હવે એ વાત રહી કે જે ભોજન-વસ્ત્રાદિ વસ્તુઓ પિતૃઓના નિમિત્ત બ્રાહ્મણ આદિને આપવામાં આવે છે, તે એમની પાસે કેવી રીતે પહોંચે છે. એ તો, આપણે જોઇએ છીએ કે અહીં જ

રહી જાય છે. એનો ઉત્તર એ છે કે, સૂક્ષ્મ જગતમાં વસ્તુઓનો સૂક્ષ્મ અંશ જ જાય છે, સ્થૂલ નહિ. એ જ અંશ દેવ અને પિતૃઓને પહોંચ્યા કરે છે. જે પ્રકારે રેડિઓદ્વારા આકાશસ્થ શબ્દ અથવા રૂપ સાંભળવામાં અથવા જોવામાં આવે છે, તે પ્રમાણે શ્રાદ્ધ-કર્મ-વિશેષ પણ એક પ્રકારનું રેડિઓ યંત્ર બની જાય છે, જેમાં પિતૃલોકસ્થ આત્માઓનો પણ સમાવેશ થઇ જાય છે. અને જેવી રીતે એકજ બ્રૉડકાસ્ટ સેન્ટરથી હજારો રેડિઓમાં એકજ શબ્દ એકજ સમયે પહોંચી જાય છે, એજ પ્રકારે પિતૃલોક પણ એકજ સમયમાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં આવાહિત થઇ શકે છે. આ શંકાઓ ત્યાં સુધીજ મનમાં ઉઠે છે જ્યાં સુધી આપણે સુક્ષ્મ જગતના વ્યવહારને સમજ્યા નથી. જ્યાં એ સમજમાં આવી ગયો, કે એ શંકાઓ તુર્ત સ્વયમેવ શાન્ત થઇ જશે.

શંકા—" ભલા, અમને એ કેવી રીતે સમજાય કે અમારા પિતૃઓ આ સમયે ક્યાં છે ? સંભવ છે કે એઓ મુક્ત થઇ ગયા હોય અને તેમને, અમારી સહાયની આવશ્યકતાજ ન હોય. એવો પણ સંભવ છે કે તેઓ ક્રમમોક્ષના રસ્તા ઉપર હોય અને કોઇ અન્ય સૂક્ષ્મલોકમાં પહોંચી ગયા હોય અથવા આ મત્યલોકમાંજ કોઈ યોનિમાં જન્મ ધારણ કર્યો હોય. જ્યારે અમને એ વાતની ખબરજ નથી તો અમે એમનુ આવાહન કઇ રીતે કરીએ, કેવી રીતે એમના તરફ અમારો સંદેશ મોકલીએ ?

ઉત્તર—જે પ્રકારે આપણે એક પત્ર ઉપર સરનામુ લખીને પોસ્ટમાં નાખી દઇએ છે, અને પોસ્ટના પ્રબંધદ્વારા એ પત્ર લંડન અથવા દીલ્હી જેવા સ્થાનોમાં પણ યથેષ્ટ પુરૂષને મળી જાય છે, આજ પ્રમાણે શ્રાદ્ધ કર્મદ્વારા આપણી ભાવનાઓ યથેષ્ટ પિતૃઓને, એઓ જ્યાં હોય ત્યાં, પહોંચે છે. જો અલ્પજ્ઞ

મનુષ્યનો ટપાલનો આવો સારો પ્રબંધ હોય તો સર્વજ્ઞેશ્વરનો ટપાલપ્રબંધ શું કંઇ પણ નહિ હોય ? શ્રાદ્ધ કર્મમાં જે પિતૃઓનું સરનામું આપવામાં આવે છે તે ટપાલ-પત્રના સરનામા જેવું નથી હોતું. શ્રાદ્ધમાં પિતૃઓનું નામ તથા ધ્યાન ( અર્થાત્ એમની મૂર્તિને આપણા મન સમક્ષ લાવવી ) એ જ સરનામું છે. જો તેઓ એવી અવસ્થામાં હશે, કે અમારો સંદેશ સમજી શકે અને અમને મદદ કરી શકે અથવા અમે એમને મદદ પહોંચાડી શકીએ, તો જરૂર તે પ્રમાણે થશે, નહિ તો નહિં.

કેમકે આપણને ખાત્રી નથી કે એમની કઇ ગતિ થઇ હશે, એટલે શ્રાદ્ધ ન કરવા કરતાં કરવું વધારે સારૂં છે. જો એઓને આપણો સંદેશ અર્થવા સહાય પહોંચી તો તો આપણું કાર્ય સફળ થયું, અને ન પહોંચે તો પણ આપણને કોઇ હાનિ નથી. શ્રાદ્ધકર્મ કરવાથી આપણી આત્મિક ઉન્નતિ તો થાય છેજ. કારણ કે શ્રદ્ધા, કૃતજ્ઞતા, આસ્તિકયતા, આ આત્મિક ( spiritual ) ભાવ છે. શ્રાદ્ધ કરવાથી એનો અભ્યાસ ( Exercise ) થાય છે. શ્રાદ્ધ, શ્રદ્ધા, આસ્તિકયતા અને કૃતજ્ઞતાને વિકસિત કરનાર કર્મ છે.x શ્રદ્ધા ( જે વિજ્ઞાનમય કોષનું મસ્તક છે ) વધવાથી આપણી ગતિ વિજ્ઞાનમય કોષમાં થાય છે. અને પહોંચવા પહોંચાડવાનો પ્રશ્ન છોડી દઇએ તો પણ શ્રાદ્ધકર્તાને તો આ મોટો લાભ પ્રાપ્ત થઇ જ ગયો. એવું નથી કે એને એકલાનેજ લાભ થાય છે. ઉલટ આ પ્રથાને જીવતી રાખીને પોતાના સંતાનને પણ આ લાભ-પ્રાપ્તિનું સાધન અને અવસર એ આપે છે. જે પ્રકારે અમારા

x तस्य श्रद्धैव शिरः । ऋतं दक्षिणः पक्षः,
सत्यमुत्तरः पक्षः, योग आत्मा ॥
( तैत्तिरीयोपनिषत् । २ । ४ )

પૂર્વજોએ તેમના પૂર્વજોના શ્રાદ્ધ કરીને અમને આ પ્રથા શિખવાડી, એવીજ રીતે અમે શ્રાદ્ધ કરીને આપણા સંતાનોને આ પ્રથા શિખવાડીએ છીએ. આ પ્રથાને કાયમ રાખવી એ માનો કે આત્મિક ઉન્નતિના એક સાધનને સ્થિર રાખવું છે.

શંકા—તો શું શ્રાદ્ધ ન કરવાથી કોઈ પાપ થાય છે અને કરવાથી પુણ્ય થાય છે ?

સમાધાન—હા શ્રાદ્ધ કરવું પુણ્ય છે અને ન કરવું પાપ છે. અમારી સમજમાં એ કર્મ પુણ્ય છે, જેનાથી કર્તા તથા અન્યને આત્મિક ઉન્નતિમાં સહાય મળે, અને એ કર્મ પાપ છે, જે કરવાથી કર્તા તથા અન્ય પણ આ પ્રકારની સહાયથી વંચિત રહે. અમે પ્રથમ દર્શાવ્યું કે આ પ્રથા જરૂર આત્મોન્નતિનું સાધન છે, એટલે એ કરવું પુણ્ય છે, અને એ ન કરવું, આ પ્રથાને નાબુદ કરવી, અથવા આ ઉત્તમ.પ્રથાથી અન્યને વંચિત રાખવા એ પાપ છે.

આ બધી ગહન વાતોને છોડીને જો આપણે સાધારણ તથા સામાજિક દૃષ્ટિથી પણ જોઇએ તો આ પ્રથા અતિ ઉત્તમ જણાય છે. એ દ્વારા કર્તાના હસ્તે દાન, સ્વાર્થત્યાગ, આત્મસંયમ, પિતૃભક્તિ, ઇષ્ટમિત્રો સાથે લેનદેણ, પ્રેમ અને સંઘટ્ટન (સામીપ્ય) થવામાં તો કોઇને શંકા નથી. જ્યારે આ પ્રથા આટલી ઉત્તમ અને લાભદાયક છે, તો અમને સમજાતું નથી, કે શા માટે બાજ ભાઇ એની પાછળ પડયા છે.

શંકા—લોકો શ્રાદ્ધની પ્રથામાં વિશ્વાસ નથી કરતા અને પોતાના મૃત પિતૃઓના શ્રાદ્ધ નથી કરતા, તો શું તેમના પિતૃઓને કંઈ કષ્ટ ઉઠાવવું પડતું હશે ?

સમાધાન—હા. જે પ્રમાણે એક મુસાફરને એકલા અસહાય

પોતાની યાત્રા, મુસીબતોને ઉકેલતા, નિવારતા, પૂરી કરવી પડે છે, એજ પ્રમાણે જેમના શ્રાદ્ધ નથી થતાં તે પિતૃઓને કરવું પડે છે, ફરક ફક્ત એટલોજ છે, કે અસહાય્ય પુરૂષને પંદર દિવસ લાગે અને મુસીબતો પણ સહેવી પડે, તો સહાયતાવાળાને દિવસ ઓછા લાગે અને તે આરામથી જાય.

એ પણ યાદ રાખવાનું છે કે એવી કોઇ સભ્ય જાતિ નથી, જેને પોતાના મૃત પિતૃઓ તરફ કંઇ પણ શ્રદ્ધા ન હોય. કારણ કે એ સ્વાભાવિક નિયમ છે કે મૃત્યુ પછી કેવળ એ મનુષ્યના સંબંધીઓ અને ઇષ્ટમિત્રોનીજ નહિ પરંતુ એના શત્રુઓની પણ એનામાં શ્રદ્ધા વધી જાય છે. કોઇ પણ સભ્ય પુરૂષ પોતાના શત્રુને પણ ખરાબ રીતે યાદ નથી કરતો, બલ્કે આંદર અને માન દર્શાવે છે કારણ કે એની એ વિવશ દશા નિરખીને શત્રુનું પણ હૃદય દ્રવી જાય છે. એ પણ એવા સમયે એના ગુણો જ યાદ કરે છે, દોષ એની દૃષ્ટિથી દૂર ખસી જાય છે. સારાંશ એ છે કે આ શ્રદ્ધાનો ભાવ સર્વ સભ્ય જાતિઓમાં કોઇ ને કોઇ રૂપમાં આપણને મળે છે; અને એ શ્રદ્ધાથી પ્રભાવિત થઇને મૃત પિતૃઓના કલ્યાણ માટે ગરીબોને ભોજન આપે છે. એમના નામ ઉપર દાનપુણ્ય કરે છે, સુંદર સુંદર કબરો બનાવે છે, પર્વત ઉપર પગથીયાં કરે છે, એમના ગુણગાન એ કબરો ઉપર લખાવે છે, એમના નામ ઉપર કૂવા, તળાવ, બાગબગીચા, મંદિર, સદાવ્રત, સ્કુલ, કોલેજ આદિ સ્થાપન કરે છે. આ પણ એક પ્રકારનું શ્રાદ્ધ છે. પરંતુ આ પ્રથા શ્રદ્ધા, વિદ્યા અને ઉપનિષદ્‌ની સમજપૂર્વક આર્ય-હિન્દુઓમાં વૈજ્ઞાનિક રૂપથી પ્રચલિત છે, સંભવ છે કે બીજાઓએ આપણી દેખાદેખીથી આ ભાવ ગ્રહણ કર્યો હોય.

એ પણ ધ્યાનમાં રાખવાનું કે શ્રાદ્ધકર્મમાં જે ક્રિયાવિશેષ કરવામાં આવે છે, તે ગૌણ છે, મુખ્ય નથી, મુખ્ય તો તીવ્ર

માનસિક ભાવનાજ છે. જો અન્ય જાતિઓના શ્રાદ્ધ કર્મમાં આ તીવ્ર ભાવના સ્થિત હોય તો તે ખરેખરજ શ્રાદ્ધ છે. ચાહે ભલે તેઓ એને શ્રાદ્ધ ન કહે.

શ્રાદ્ધનું બીજું અંગ તર્પણ છે. પ્રતિદિન પ્રાતઃ સંધ્યોપાસના પશ્ચાત તર્પણ કરવામાં આવે છે. જલ, તલ, પુષ્પને પોતાની અંજલિમાં લઇને, દિવ્ય પિતૃઓ તથા પોતાના પિતૃઓના નામ લઇને, અર્પણ કરવામાં આવે છે અને એવી ભાવના કરવામાં આવે છે કે એ પિતૃઓ સદા તૃપ્ત રહે. અર્થાત્ અમારૂં એ કર્તવ્ય છે કે અમે સદા એવા એવા કામ કરતા રહીએ, જેથી આ પિતૃલોક અમારા ઉપર સદા પ્રસન્ન રહે. આ અમારૂં અર્પણ કરેલું જલદીથી એમને તૃપ્ત કરે. આ એક પ્રકારનો સંકલ્પ અથવા ભાવના છે, જે પ્રતિદિન પ્રત્યેક હિન્દુનું કર્તવ્ય છે.

ઘણા ભાઇઓ હસશે કે એક ચમચીભર પાણી જે અહીંજ રહી જાય છે, તે પિતૃઓને કેવી રીતે તૃપ્ત કરી શકે. તેઓ આ રહસ્યને વાસ્તવમાં સમજતા નથી. સ્થૂલ જગત અને સૂક્ષ્મ જગતમાં એજ તો તફાવત છે. જે સત્તા એક સ્થૂલ પદાર્થમાં હોય છે, એનાથી હજારો ગણી સત્તા એના સૂક્ષ્મ અંશમાં હોય છે. રેલ્વે એન્જીનમાં જે જળ હોય છે એ જળની સહાયથી રેલગાડીને ચલાવવા પ્રયત્ન થાય તો રેલગાડી એક પગલું પણ નહિ ચાલે. પરંતુ જ્યારે એ પાણીનું સૂક્ષ્મરૂપ બાષ્પ ( વરાળ ) થતાં, એમાં એટલી શક્તિ આવે છે કે તે આખી ગાડીને વેગપૂર્વક આગળ ખેંચે છે. એટલે સૂક્ષ્મ સૃષ્ટિના નિયમ આ સ્થૂલ સૃષ્ટિના નિયમોથી નિરાળા છે. હા, આ એક નિયમ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, જેટલું સ્વરૂપ સૂક્ષ્મ, તેટલીજ અધિક શક્તિ એમાં હોય છે.

એ પણ ધ્યાનમાં રહે કે જળ આદિ પદાર્થ જે દેવતા

પોતાની યાત્રા, મુસીબતોને ઉકેલતા, નિવારતા, પૂરી કરવી પડે છે, એજ પ્રમાણે જેમના શ્રાદ્ધ નથી થતાં તે પિતૃઓને કરવું પડે છે, ફરક ફક્ત એટલોજ છે, કે અસહાય પુરૂષને પંદર દિવસ લાગે અને મુસીબતો પણ સહેવી પડે, તો સહાયતાવાળાને દિવસ ઓછા લાગે અને તે આરામથી જાય.

એ પણ યાદ રાખવાનું છે કે એવી કોઇ સભ્ય જાતિ નથી, જેને પોતાના મૃત પિતૃઓ તરફ કંઇ પણ શ્રદ્ધા ન હોય. કારણ કે એ સ્વાભાવિક નિયમ છે કે મૃત્યુ પછી કેવળ એ મનુષ્યના સંબંધીઓ અને ઇષ્ટમિત્રોનીજ નહિ પરંતુ એના શત્રુઓની પણ એનામાં શ્રદ્ધા વધી જાય છે. કોઇ પણ સભ્ય પુરૂષ પોતાના શત્રુને પણ ખરાબ રીતે યાદ નથી કરતો, બલ્કે આદર અને માન દર્શાવે છે કારણ કે એની એ વિવશ દશા નિરખીને શત્રુનું પણ હૃદય દ્રવી જાય છે. એ પણ એવા સમયે એના ગુણ જ યાદ કરે છે, દોષ એની દૃષ્ટિથી દૂર ખસી જાય છે. સારાંશ એ છે કે આ શ્રદ્ધાનો ભાવ સર્વ સભ્ય જાતિઓમાં કોઇ ને કોઇ રૂપમાં આપણને મળે છે; અને એ શ્રદ્ધાથી પ્રભાવિત થઇને મૃત પિતૃઓના કલ્યાણ માટે ગરીબોને ભોજન આપે છે. એમના નામ ઉપર 'દાનપુણ્ય' કરે છે, સુંદર સુંદર કબરો બનાવે છે, પર્વત ઉપર પગથીયાં કરે છે, એમના ગુણગાન એ કબરો ઉપર લખાવે છે, એમના નામ ઉપર કૂવા, તળાવ, બાગબગીચા, મંદિર, સદાવ્રત, સ્કુલ, કોલેજ આદિ સ્થાપન કરે છે. આ પણ એક પ્રકારનું શ્રાદ્ધ છે. પરંતુ આ પ્રથા શ્રદ્ધા, વિદ્યા અને ઉપનિષદ્‌ની સમજપૂર્વક આર્ય-હિન્દુઓમાં વૈજ્ઞાનિક રૂપથી પ્રચલિત છે, સંભવ છે કે બીજાઓએ આપણી દેખાદેખીથી આ ભાવ ગ્રહણ કર્યો હોય.

એ પણ ધ્યાનમાં રાખવાનું કે શ્રાદ્ધકર્મમાં જે ક્રિયાવિશેષ કરવામાં આવે છે, તે ગૌણ છે, મુખ્ય નથી, મુખ્ય તો તીવ્ર

માનસિક ભાવનાજ છે. જો અન્ય જાતિઓના શ્રાદ્ધ કર્મમાં આ તીવ્ર ભાવના સ્થિત હોય તો તે ખરેખરજ શ્રાદ્ધ છે. ચાહે ભલે તેઓ એને શ્રાદ્ધ ન કહે.

શ્રાદ્ધનું બીજું અંગ તર્પણ છે. પ્રતિદિન પ્રાતઃ સંધ્યોપાસના પશ્ચાત તર્પણ કરવામાં આવે છે. જલ, તલ, પુષ્પને પોતાની અંજલિમાં લઇને, દિવ્ય પિતૃઓ તથા પોતાના પિતૃઓના નામ લઇને, અર્પણ કરવામાં આવે છે અને એવી ભાવના કરવામાં આવે છે કે એ પિતૃઓ સદા તૃપ્ત રહે. અર્થાત્ અમારૂં એ કર્તવ્ય છે કે અમે સદા એવા એવા કામ કરતા રહીએ, જેથી આ પિતૃલોક અમારા ઉપર સદા પ્રસન્ન રહે. આ અમારૂં અર્પણ કરેલું જલદીથી એમને તૃપ્ત કરે. આ એક પ્રકારનો સંકલ્પ અથવા ભાવના છે, જે પ્રતિદિન પ્રત્યેક હિન્દુનું કર્તવ્ય છે.

ઘણા ભાઇઓ હસશે કે એક ચમચીભર પાણી જે અહીંજ રહી જાય છે, તે પિતૃઓને કેવી રીતે તૃપ્ત કરી શકે. તેઓ આ રહસ્યને વાસ્તવમાં સમજતા નથી. સ્થૂલ જગત અને સૂક્ષ્મ જગતમાં એજ તો તફાવત છે. જે સત્તા એક સ્થૂલ પદાર્થમાં હોય છે, એનાથી હજારો ગણી સત્તા એના સૂક્ષ્મ અંશમાં હોય છે. રેલ્વે એન્જીનમાં જે જળ હોય છે એ જળની સહાયથી રેલગાડીને ચલાવવા પ્રયત્ન થાય તો રેલગાડી એક પગલું પણ નહિ ચાલે. પરંતુ જ્યારે એ પાણીનું સૂક્ષ્મરૂપ બાષ્પ ( વરાળ ) થતાં, એમાં એટલી શક્તિ આવે છે કે તે આખી ગાડીને વેગપૂર્વક આગળ ખેંચે છે. એટલે સૂક્ષ્મ સૃષ્ટિના નિયમ આ સ્થૂલ સૃષ્ટિના નિયમોથી નિરાળા છે. હા, આ એક નિયમ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, જેટલું સ્વરૂપ સૂક્ષ્મ, તેટલીજ અધિક શક્તિ એમાં હોય છે.

એ પણ ધ્યાનમાં રહે કે જળ આદિ પદાર્થ જે દેવતા

અથવા પિતૃઓને અર્પણ કરવામાં આવે છે, તે કેવળ પ્રતીકમાત્ર છે. સાધારણ રીતે સ્થૂલ જગતમાં વ્યવહાર કરનાર મનુષ્ય સ્થૂલ પદાર્થની સહાય વિના કોઇ કર્મ નથી કરી શકતો, એટલે અર્પણની સાધનામાં આ સ્થૂલ પદાર્થોનો પ્રયોગ કરવામાં આવે છે. બાકી અર્પણ તો મનની ભાવનાનું કરવાનું છે.×

આ ઉપરાંત જળ, પુષ્પ, તલ ( અન્ન ) આ વસ્તુઓ સર્વ પદાર્થના રસ કે સારરૂપ છે. સર્વ પદાર્થ એના આશ્રયથી બને છે. જેમકે ઉપનિષદ કહે છે—

एषां वै भूतानां पृथिवी रसः, पृथिव्याः आपः, अपामोषधयः । ओषधीनां पुष्पाणि । पुष्पाणां फलानि । फलानां पुरुषः । ઇત્યાદિ.

દેવતા અથા પિતૃ આદિ સૂક્ષ્મ જગતવાસી સ્થૂલ પદાર્થોને ખાતા પીતા નથી. તેઓ એ પદાર્થોના અમૃતાંશને નિરખીનેજ તૃપ્ત થઈ જાય છે. જેમકે—

न वै देवा अश्नन्ति न पिबन्ति एतदेवामृतं
दृष्ट्वा तृप्यन्ति ॥ ( छां. ३ । ६ । १ )

બસ, પ્રિય પાઠકો ! જે થોડા સૂક્ષ્મ જગતના આ જ્ઞાનને સમજે છે, એઓ માટે આવી સર્વ ક્રિયાઓમાં સાર છે. પરંતુ જેઓ કૂપમંડૂકની માફક આ સ્થૂલ દૃશ્યમાન જગતમાંથી બહાર

---

× पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
( गी. ५ । २६ )

જઇ શકતા નથી તેમ જવાને ઇચ્છતા નથી, એઓને આમાં કોઇ સત્તા પ્રતીત નહિં થાય. શ્રાદ્ધકર્મમાં સર્વ પદાર્થ એવા લેવામાં આવે છે કે જે સર્વ સ્થળે પ્રાપ્ત થાય અને જેને ગરીબમાં ગરીબ પણ અનાયાસે મેળવી શકે. પર્ણ, કુશ, દુર્વા, જળ, તલ, પુષ્પ ઇત્યાદિ પદાર્થો સુલભ્ય છે; અને આ પદાર્થો પણ માનસિક ભાવનાઓને મદદરૂપ થવા માટેજ છે. જેઓની માનસિક ભાવના એટલી તીવ્ર હોય તેઓ પદાર્થો સિવાય પણ પિતૃઓનું આવાહન કરી શકે છે. અને આજકાલ તો કેટલીક નવીન રીતિઓથી પણ એમ કરવામાં આવે છે.

પરંતુ લોકસંગ્રહ માટે કોઇ ને કોઈ મર્યાદા બાંધવી આવશ્યક છે જ, એટલે તીવ્ર મનોભાવવાળા પણ લોકસંગ્રહાર્થ આ ક્રિયાઓને કરવી ઉચિત જ સમજે છે.

બાજ ભાઇ કહ્યા કરે છે કે, આજકાલ શ્રાદ્ધ કરવું નિરર્થક છે, કારણ કે શાસ્ત્રોક્ત લક્ષણયુક્ત બ્રાહ્મણ હવે મળતા નથી. અમારૂં એમ માનવું છે કે આ તો ન કરવાનું બહાનુ છે, હેતુ ( Reason ) નથી. માની લઇએ કે આજકાલ આદર્શ બ્રાહ્મણ નથી મળતા, તો શું આદર્શ ક્ષત્રિય અને આદર્શ વૈસ્ય મળે છે ? હવન યજ્ઞાદિ કર્મ કરાવનાર ઉક્ત લક્ષણયુક્ત આચાર્ય, અધ્વર્યુ, ઉદ્ગાતા, બ્રહ્મા આપણને મળે છે ? તો શું આપણે હવન કરાવવો છોડી દીધો ? શું આદર્શ અધ્યાપક મળે છે ? તો શું બાળકોને સ્કૂલ અથવા પાઠશાળામાં મોકલવાના બંધ કર્યા ? ઇત્યાદિ અનેક વ્યવહાર આ હેત્વાભાસને કરનારા હાજર છે.

પ્રિય પાઠકો ! વિશ્વાસ રાખો કે જેવા આપણે હોઇશું તેવા આપણા બ્રાહ્મણો હશે. આપણે માટે એ સારૂં છે કે, આપણે એક બીજાના દોષાન્વેષણને છોડી દઇએ. આપણા દોષોને નિરખવા-

જ શીખીએ. આપણા દોષોને શોધવા, અને દૂર કરવા એ પણ એક સાચો સિદ્ધાંત છે. જેમ જેમ આપણા પોતાના આચાર વિચાર, વ્યવહાર ઉચ્ચ થશે, તેમ તેમ આપણા પુરોહિતો અને પંડિતોના પણ આચાર વ્યવહાર ઉંચા થતા જશે.

અહીં આપણે પૂજ્ય શ્રી સ્વામી દયાનંદજીના જીવનમાંથી એક પાઠ શીખવો જોઇએ; કહે છે કે, એક વાર સ્વામીજી કોઈ ગલી-માંથી જઇ રહ્યા હતા. માર્ગમાં એક નાની બાલિકા બેઠી હતી. સ્વામીજીએ ઝૂકીને એને નમસ્કાર કર્યો. સાથેના માણસોએ પૂછ્યું કે મહારાજ આ શું વાત છે, આપ આ નાની બાલિકાને કેમ નમસ્કાર કરો છો. સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, હું એ માતૃત્વ (Motherhood) ને નમસ્કાર કરૂં છું, જે આ બાલિકાના શરીરમાં ગુપ્તરૂપે સ્થિત છે. કેટલો ભાવપૂર્ણ આ ઉત્તર છે! બસ ભાઇઓ! જો આપને પૂર્ણ લક્ષણયુક્ત બ્રાહ્મણ ન મળે તો પણ જે યથાપ્રાપ્ત સારા બ્રાહ્મણ આપને મળે, એમનો આપ સ્વીકાર કરી, એમની અંદર ગુપ્તરૂપે સ્થિત બ્રાહ્મણત્વનો અનુભવ કરી, એમનો આદર કરો. અમે આપને ખાત્રી આપીએ છીએ કે, એમ કરવાથી આપ આપને પોતાને તથા એ બ્રાહ્મણને પણ ઉન્નત કરશો, આપના દિલમાં બ્રાહ્મણત્વ માટે શ્રદ્ધા અને પ્રેમ ઉત્પન્ન થઇ આપ બ્રાહ્મણાભિમુખ બનશો, અને આપના આ આદર ભાવથી એ બ્રાહ્મણમાં પણ સત્યરૂપમાં બ્રાહ્મણત્વ જાગવા માંડશે, આ એક મનોવિજ્ઞાનશાસ્ત્ર (Psychology) નો નિયમ છે.

બાજ ભાઇ કહેશે કે " આમ તો આ પ્રથામાં કંઇ હાનિ નથી. અને નથી કંઇ આચરણ સંબંધી દુર્ગુણ, પરંતુ આપણને એ દર્શાવવામાં આવ્યું છે કે, એ વેદવિરુદ્ધ છે, એટલે ન કરવી જોઇએ. " એમની સેવામાં અમારૂં પ્રથમ તો એ નિવેદન છે કે આ પ્રથા વેદવિહિત છે, જેના પુરાવા અમે આગળ ચાલતાં આપીશું.

અને જો દુર્જનતોષ-ન્યાયથી થોડા સમય માટે આપણે માની લઇએ કે એ વેદવિહિત નથી, તો આપણે પૂછીશું કે શું એ વેદનિષિદ્ધ છે ? જો એ વેદવિરૂદ્ધ ન હોય તો વેદનિષિદ્ધ અથવા વિરૂદ્ધ સાબિત ન થાય ત્યાં સુધી કરવી જોઇએ.

આપણે હજારો એવા કામ કરીએ છીએ, જે વેદવિહિત નથી તેમ વિરૂદ્ધ પણ નથી. હા જો વેદનિષિદ્ધ હોય તો એ ન કરવું એ વેદાનુયાયીઓનો ધર્મ છે. વેદ જેને નિષિદ્ધ નથી માન્યું તે કરવામાં કશીએ હાનિ કે પાપ નથી. જેમકે મીમાંસાશાસ્ત્ર કહે છે—

विरोधे त्वनपेक्षं स्यादसति ह्यनुमानम् ॥
( मीमांसा १ । ३ । ३ )

વેદથી વિરૂદ્ધ હોય તો પછી એ કામ ભલેને સ્મૃતિઓમાં નિર્દિષ્ટ હોય છતાં પણ ન કરવું. પરંતુ જો સાક્ષાત્ વિરોધ ન હોય, તો એ વેદમાન્ય હોવાનું અનુમાન કરી લેવું જોઇએ.

હવે અમે એ સાબિત કરીશું કે શ્રાદ્ધ કર્મ ( મૃત પિતૃઓના ઉદ્દેશ્યથી ) વેદવિહિત પણ છે.

વેદમંત્રોને અહીં ઉતારીને અમે લેખવિસ્તારને વધારવા નથી માગતા. આ મંત્ર અનેક વેળા ગ્રન્થોમાં આવી ચૂકયા છે. એ ઉપર શાસ્ત્રાર્થ પણ થયા છે. જરૂર મંત્રોની નથી, ઉલટ પ્રક્ષપાત રહિત થઇને મંત્રના અર્થ ઉપર વિચાર કરવાની આવશ્યકતા છે. પરંતુ શોક સાથે કહેવું પડે છે કે, અર્થ કરનાર પોતાના મનોગત ભાવોથી પ્રભાવિત થઇને અર્થ કરે છે, અને જે એક મંતવ્ય તેઓએ બાંધ્યુ હોય છે, તેને વેદમાંથી પણ સિદ્ધ કરવા માગે છે.

અસત્યનો ત્યાગ અને સત્યને ગ્રહણ કરનાર વ્યક્તિઓ બહુ જ થોડી છે. એટલે અમે અમારા પાઠકો પાસે એ પ્રાર્થના કરીએ છીએ કે, એઓ અમારા નિમ્નલિખિત ભાવ પર વિચાર કરે.

વેદ સ્વયં તો બોલતા નથી કે અમારો આ અર્થ છે. એટલે અર્થ કરવા માટે આપણે ત્રણ પદ્ધતિઓનું અનુસરણ કરવું પડશે.

૧. " **ऋचो अक्षरे परमे व्योमन्,** " વાળો મંત્ર બતાવે છે કે જે યોગીની પરમવ્યોમ અર્થાત્ પરમ આકાશ સુધી સૂક્ષ્મ જગતમાં ગતિ હશે, તે તો વેદાર્થને યોગબલદ્વારા સાક્ષાત્ કરી શકે છે. તેઓ તો મંત્રદ્રષ્ટા ઋષી હતા, હવે તો તેમનો અભાવ જ છે.

૨. વેદમંત્રોથી જ વેદનો અર્થ જાણી શકાય-અર્થાત્ એ જોઇ શકાય કે અમુક શબ્દ વેદમાં કયાં કયાં અને કયા કયા અર્થમાં આવ્યો છે. આ કામ ઘણું લાંબુ છે. અને પ્રત્યેક સાધારણ વિદ્યાવાળા પુરૂષ માટે એ દુષ્પ્રાપ્ય છે. હા સ્વાધ્યાય મંડળ આ બાબતમાં મોટું કાર્ય કરી રહ્યું છે. " યમ અને પિતર " નામનું પુસ્તક પણ મંડળે પ્રકાશિત કર્યું છે. પાઠક એને અવશ્ય વાંચે.

૩. બ્રાહ્મણ ગ્રંથાદિ ઋષિકૃત ગ્રન્થોના આશ્રયથી અર્થ જાણવો. આ નીતિ સાધારણ બુદ્ધિવાળા પુરૂષો માટે સહેલી છે. એટલે અમે અમારા પાઠકોનું ધ્યાન આ તરફ ખેંચીએ છીએ

આપ સારી રીતે જાણો છો કે, બ્રાહ્મણ ગ્રંથો, શ્રૌત, સ્માર્ત-સૂત્રો, સ્મૃતિશાસ્ત્રો, પુરાણો, ભાગવત, મહાભારત, ભગવદ્ગીતા, સર્વ ગ્રંથોમાં આ વિષય આવ્યો છે. સર્વ મૃત પિતરો સંબંધિ મૃતપિતરોદ્દેશ્યથી કર્મ-વિશેષનું વિધાન કરે છે. ( ઘણા વખત ઉપર અમે પત્ર વ્યવહારદ્વારા કલકત્તાના પ્રસિદ્ધ પં. સત્યવ્રત સામાશ્રમીજીને પૂછ્યું હતું કે આ વિષયમાં બ્રાહ્મણ ગ્રંથાદિ શું

દર્શાવે છે. એમનો ઉત્તર હતો કે એ સર્વમાં મૃતપિતરોના ઉદ્દેશ્યથી કર્મ વિશેષનું વિધાન છે. દિલગીરી છે કે એ પત્ર અમારાથી ખોવાઇ ગયો છે.

અનેક પ્રમાણ અગે પહેલાં આપી ગયા છીએ. બીજાં પણ આપી શકીએ છીએ. પરંતુ વિસ્તારભયથી એમ નથી કરતા. આ વિષયમાં વિવાદ પણ નથી, એ સર્વસંમત છે કે આ વિષયનું વિધાન જ્યાં ત્યાં ગ્રંથોમાં મળે છે.

હવે એ પ્રશ્ન છે કે શું આ ગ્રંથોના કર્તા વેદાનુયાયી ન હતા? જો હતા તો તેઓ વેદોને સારી રીતે સમજી શકતા હતા? અને કેમકે સર્વેએ એવું લખ્યું છે, તો શું બધાએ વેદને સમજવામાં ભૂલ કરી?

જો આપ આ પ્રશ્ન ઉપર વિચાર કરશો તો આપને સ્વયં એ અનુભવ થઇ જશે, કે નિ:સંદેહ આ વિષય વેદોની અંદર છે. બસ આપ આ ત્રણ પ્રશ્નોને ધ્યાનમાં રાખીને વેદ મંત્રો ઉપર વિચાર કરવાનો આરંભ કરો. અનુકૂળતા માટે કેટલાક વેદમંત્રોની સૂચી અમે આપીએ છીએ. તથા પ્રાર્થના કરીએ છીએ કે " પિતૃયજ્ઞ સંહતિ " નામનું પુસ્તક વાંચો. (આ No. 402, Upper chitpore Road, Calcutta થી મળશે.)

૧. પિતૃલોકના સંબંધમાં—

જુઓ—ઋગ્. [ ૧ । ૩૫ । ૬, ૧ । ૬૧ । ૮ ] [ યજુ. ૫ । ૨૬ તથા ૬ । ૧ ] [ અથર્વ. ૧૮ । ૨ । ૪૮; ૧૮ । ૩ । ૫૯, ૭૩; ૧૮ । ૪ । ૭૧; ૧૮ । ૪ । ૬૭ ]

૨. પિતૃયાન—

[ ઋગ્. ૧૦ । ૧૪ । ૭; ૧૦ । ૨ । ૭; ૧૦ । ૮૮ । ૧૫ ]

અસત્યનો ત્યાગ અને સત્યને ગ્રહણ કરનાર વ્યક્તિઓ બહુ જ થોડી છે. એટલે અમે અમારા પાઠકો પાસે એ પ્રાર્થના કરીએ છીએ કે, એઓ અમારા નિમ્નલિખિત ભાવ પર વિચાર કરે.

વેદ સ્વયં તો બોલતા નથી કે અમારો આ અર્થ છે. એટલે અર્થ કરવા માટે આપણે ત્રણ પદ્ધતિઓનું અનુસરણ કરવું પડશે.

૧. " ऋचो अक्षरे परमे व्योमन्, " વાળો મંત્ર બતાવે છે કે જે યોગીની પરમવ્યોમ અર્થાત્ પરમ આકાશ સુધી સૂક્ષ્મ જગતમાં ગતિ હશે, તે તો વેદાર્થને યોગબલદ્વારા સાક્ષાત્ કરી શકે છે. તેઓ તો મંત્રદ્રષ્ટા ઋષી હતા, હવે તો તેમનો અભાવ જ છે.

૨. વેદમંત્રોથી જ વેદનો અર્થ જાણી શકાય-અર્થાત્ એ જોઇ શકાય કે અમુક શબ્દ વેદમાં કયાં કયાં અને કયા કયા અર્થમાં આવ્યો છે. આ કામ ઘણું લાંબુ છે. અને પ્રત્યેક સાધારણ વિદ્યાવાળા પુરૂષ માટે એ દુષ્પ્રાપ્ય છે. હા સ્વાધ્યાય મંડળ આ બાબતમાં મોટું કાર્ય કરી રહ્યું છે. " યમ અને પિતર " નામનું પુસ્તક પણ મંડળે પ્રકાશિત કર્યું છે. પાઠક એને અવશ્ય વાંચે.

૩. બ્રાહ્મણ ગ્રંથાદિ ઋષિકૃત ગ્રન્થોના આશ્રયથી અર્થ જાણવો. આ નીતિ સાધારણ બુદ્ધિવાળા પુરૂષો માટે સહેલી છે. એટલે અમે અમારા પાઠકોનું ધ્યાન આ તરફ ખેંચીએ છીએ

આપ સારી રીતે જાણો છો કે, બ્રાહ્મણ ગ્રંથો, શ્રૌત, સ્માર્ત-સૂત્રો, સ્મૃતિશાસ્ત્રો, પુરાણો, ભાગવત, મહાભારત, ભગવદ્ગીતા, સર્વ ગ્રંથોમાં આ વિષય આવ્યો છે. સર્વ મૃત પિતરો સંબંધિ મૃતિપિતરોદ્દેશ્યથી કર્મ-વિશેષનું વિધાન કરે છે. ( ઘણા વખત ઉપર અમે પત્ર વ્યવહારદ્વારા કલકત્તાના પ્રસિદ્ધ પં. સત્યવ્રત સામાશ્રમીજીને પૂછયું હતું કે આ વિષયમાં બ્રાહ્મણ ગ્રંથાદિ શું

દર્શાવે છે. એમનો ઉત્તર હતો કે એ સર્વમાં મૃતપિતરોના ઉદ્દેશ્યથી કર્મ વિશેષનું વિધાન છે. દિલગીરી છે કે એ પત્ર અમારાથી ખોવાઇ ગયો છે.

અનેક પ્રમાણ અમે પહેલાં આપી ગયા છીએ. બીજાં પણ આપી શકીએ છીએ. પરંતુ વિસ્તારભયથી એમ નથી કરતા. આ વિષયમાં વિવાદ પણ નથી, એ સર્વસંમત છે કે આ વિષયનું વિધાન જ્યાં ત્યાં ગ્રંથોમાં મળે છે.

હવે એ પ્રશ્ન છે કે શું આ ગ્રંથોના કર્તા વેદાનુયાયી ન હતા ? જો હતા તો તેઓ વેદોને સારી રીતે સમજી શકતા હતા ? અને કેમકે સર્વેએ એવું લખ્યું છે, તો શું બધાએ વેદને સમજવામાં ભૂલ કરી ?

જો આપ આ પ્રશ્ન ઉપર વિચાર કરશો તો આપને સ્વયં એ અનુભવ થઇ જશે, કે નિ:સંદેહ આ વિષય વેદોની અંદર છે. બસ આપ આ ત્રણ પ્રશ્નોને ધ્યાનમાં રાખીને વેદ મંત્રો ઉપર વિચાર કરવાનો આરંભ કરો. અનુકૂળતા માટે કેટલાક વેદમંત્રોની સૂચી અમે આપીએ છીએ. તથા પ્રાર્થના કરીએ છીએ કે " પિતૃયજ્ઞ સંહિત " નામનું પુસ્તક વાંચો. (આ No. 402, Upper chitpore Road, Calcutta થી મળશે. )

૧. પિતૃલોકના સંબંધમાં—

જુઓ—ઋગ્. [ ૧ । ૩૫ । ૬, ૧ । ૬૧ । ૮ ] [ યજુ. ૫ । ૨૬ તથા ૬ । ૧ ] [ અથર્વ. ૧૮ । ૨ । ૪૮; ૧૮ । ૩ । ૫૧, ૭૩; ૧૮ । ૪ । ૭૬; ૧૮ । ૪ । ૬૭ ]

૨. પિતૃયાન—

[ ઋગ્. ૧૦ । ૧૪ । ૭; ૧૦ । ૨ । ૭; ૧૦ । ૮૮ । ૧૫ ]

[ યજુ. ૧૨ । ૪૭ ] ( અથર્વ. ૧૮ । ૪ । ૧; ૧૮ । ૧ । ૫૪; ૧૨ । ૪ । ૬૩; ૬ । ૧૭ । ૭; ૧૫ । ૧૨ । ૮, ૬ )

૩. પિતૃઓના કાર્ય—

(૧) રક્ષા કરવી—( ઋગ્. ૧૦ । ૧૫ । ૧ તથા ૧ । ૧૦૬ । ૩; ૬ । ૫૭ । ૪ ) યજુ. (૧૪ । ૪૬ । ૫-૧૧) (અથર્વ. ૮ । ૮ । ૧૫; ૬ । ૫૨ । ૪; ૫ । ૨૪ । ૧૫ )

(૨) પાપથી મુક્ત કરવા—( અથર્વવેદ ૧૧ । ૬ । ૧૬ )

(૩) સુખ અને કલ્યાણ કરવું—( અથર્વ. ૧૮।૩।૧૬; ૧૬।૧૧।૧૧ ) ( ઋગ. ૭।૩૫।૧૨ )

(૪) સૂર્યનો પ્રકાશ અર્પવો —( ઋગ. ૪।૧।૧૩; ૪।૨।૧૬; ૭।૭૬।૪ ૧૦।૧૨; ૬।૨૭।૩૬; ૧૦।૬૮।૧ ) ( યજુ. ૧૬।૬૬ ) ( અથર્વ. ૧૮।૩।૨૩; ૨૦।૧૬।૧૧ ),

(૫) ગર્ભધારણ કરવામાં સહાય કરવી—( ઋગ. ૬।૮૩।૩ ) ( યજુ. ૨।૩૩ )

(૬) સંતતિ વધારવી—( ઋગ. ૧૦।૫૬।૬ )

(૭) પુનર્જન્મમાં સહાયતા—( ઋગ. ૧૦।૫૭।૫; ૧૦।૫૭।૩ ) ( યજુ, ૩।૫૫, ૩।૫૩ )

(૮) પિતૃઓ પાસે દીર્ઘાયુ માટે પ્રાર્થના—(અથર્વ. ૧૮।૩।૧૦) ( યજુ. ૧૬।૧૭ )

૪. પિતૃઓ તરફ આપણા કર્તવ્યો—

(૧) નમસ્કાર—( ઋગ. ૧૦।૧૫।૨ ) ( યજુ. ૧૬।૬૮ ) ( અથર્વ. ૧૮।૧।૪૬; ૫।૨૦।૧૨, ૧૪।૨।૨૦ )

(૨) સ્વધા—( યજુ. ૨।૭; ૧૬।૩૬।૪૫ ) (અથર્વ. ૧૨।૨।૩૨; ૧૨।૪।૩૨; ૧૨।૪।૭૫-૭૬-૭૭-૮૫; ૭।૪૧।૩ )

(૩) જલદ્વારા પિતૃતર્પણ—( યજુ. ૨।૩૪ ) ( અથર્વ. ૧૮।૩।૭૨; ૧૮।૪।૩૯, ૧૮।૧।૧૧ )

(૪) પ્રત્યેક મહિનામાં પિતૃયજ્ઞ—( અથર્વ. ૮।૧૨।૩ ૪ )

(૫) પિતૃઓને આસન—( અથર્વ. ૧૮।૪।૬૮ )

(૬) અગ્નિદ્વારા પિતૃઓને આવાહન—( ઋગ. ૧૦।૧૬।૧૨ ). ( યજુ. ૧૯।૭૦ ) ( અથર્વ. ૧૮।૧।૫૬-૫૭; ૧૮।૨।૩૪ )

(૭) અગ્નિનું પિતૃઓને હવિ પહોંચાડવું—(ઋગ. ૧૦।૧૫।૧૨; ૧૦।૧૬।૧૧ ) ( યજુ. ૧૯।૬૫-૬૬ ) ( અથર્વવેદ. ૧૮।૩।૪૨; ૧૮।૪।૫૪ )

(૮) અગ્નિનું દૂરગત પિતૃઓને જાણવું—( અથર્વ. ૧૮।૪।૪૧; ૧૮।૪।૬૪ )

(૯) અગ્નિનું મૃત પુરૂષોને પિતૃઓ પાસે પહોંચાડવું—( ઋગ. ૧૦।૧૭।૩; ૧૦।૧૬।૧-૨ ) ( અથર્વ. ૧૮।૨।૪; ૧૧।૨।૫૪ ).

૫. મૃત્યુ બાદ પિતૃલોકમાં જવું—

( અથર્વ. ૧૨।૨।૪૫ ) ( ઋગ. ૧૦।૧૬।૫ )

૬. વૈશ્વાનર અગ્નિનું પિતૃઓને ધારણ કરવું—

( અથર્વ. ૧૮।૪।૩૫ )

૭. अग्निष्वात्तपितर—

यानग्निरेव दहन् स्वदयति ते पितरो अग्निष्वात्ताः ॥

( શતપથ ૨।૬।૧૭ ) (ઋગ. ૧૦।૧૫।૧૪; ૧૦।૨૫।૧૧ )

( યજુ. ૧૯।૬૦, ૫૮, ૬૧; ૨૪।૨૮ )

૮. बर्हिषद् पितर—

( ઋગ. ૧૦।૧૫।૩-૪ ) ( અથર્વ. ૧૮।૧।૪૫; ૧૮।૧।૫૧ )

( યજુ. ૧૯।૫૫ )

૯. પ્રેત અને અન્ત્યેષ્ટિ—

પ્રેતને સોનુ પહેરાવવું—( અથર્વ. ૧૮।૪।૫૬ )

પ્રેતદેહનું સ્નાન—( અથર્વ. ૫।૧૬।૧૪ )

પ્રેતદેહને વસ્ત્ર—( અથર્વ. ૧૮।૨।૭૫ )

સ્મશાન તરફ લઈ જવું—( અથર્વ. ૮।૨।૨૭; ૧૮।૨।૨૬; ૧૮।૪।૪૪; ૧૮।૪।૪૬ )

૧૦. સ્મશાનભૂમિમાંથી વિઘ્નકારિઓને નસાડવા—

( યજુ. ૩૫।૧ ) ( ઋ. ૧૦।૧૪।૯ ) ( યજુ. ૧૨।૪૫ )

૧૧. પ્રેતને અગ્નિદાહ-ભૂમિદાહ આદિ—

( અથર્વ. ૧૮।૨।૩૪-૩૫; ૧૮।૪।૬૬ )

અન્ત્યેષ્ટિસંસ્કાર—( ઋ. ૧૦।૧૬।૧-૪ ); ( યજુ. ૩૨।૧૩ ( અથર્વ. ૧૮।૨।૪-૮ )

એવા એવા અનેક પ્રમાણ આપી શકાય એમ છે. પરંતુ લેખ-વિસ્તારભયથી વધુ લખવું અમને ઉચિત નથી લાગતું. પક્ષપાતરહિત હૃદય માટે આટલુંજ પર્યાપ્ત છે. અંતમાં અમે અમારા સનાતનધર્માવલંબી તથા આર્યસમાજી ભાઈઓ પાસે કર જોડી વિનયપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે તેઓ આ લેખને જરા ધ્યાનથી પક્ષપાતરહિત થઈને વિચારે.

પક્ષપાતરહિત વિચારથી જ અન્યની પ્રાપ્તિ થાય છે. અમારો પોતાનો વિશ્વાસ તો એજ છે કે આ સુંદર ધાર્મિક ભાવયુક્ત પ્રથાને હિન્દુ જાતિમાંથી કાઢીને અમે જાતીય મંદિરની આધાર-શિલાને ઉખાડીએ છીએ. અમે પ્રથમથી જ કહીએ છીએ કે આ પ્રથામાં આસ્તિકયતા, કૃતજ્ઞતા, શ્રદ્ધાના સુંદર ભાવ છે. શ્રાદ્ધને છોડવાથી શ્રદ્ધા પણ શિથિલ થશે. જેથી ધર્મ ભાવનાને

જબરી ઠોકર વાગવાનો સંભવ છે. હા જે જે ત્રુટિઓ આમાં આવી ગઇ છે, અથવા જે જે ક્રિયાઓ હાલ અનુકૂળ નથી જણાતી, એમાં ન્યૂનાધિકતા કરવાને તથા સંશોધન કરવા માટે કોઇ વિદ્‌ન્મંડળી નિયત થઈ શકે. જે સારી રીતે વિચાર કરીને જરૂર પડે પછી કોઇ નવી પદ્ધતિ તૈયાર કરે.

અમે અમારા આર્યસમાજી ભાઇઓની સેવામાં એક બે શબ્દ કહેવા ઇચ્છીએ છીએ. અને તે એ કે એમને પોતાનું હૃદય જરા ઉદાર અને વિશાળ કરવું જોઇએ. જે ભાઇઓ શ્રાદ્ધપ્રથાને વેદાનુકૂળ માને છે તેઓ તરફ તેમના હૃદયમાં સહનશીલતા, ક્ષમતા ( Toleration ) હોવી જોઇએ. પોતે જે વેદાનું ભાષ્ય કરે છે, તેજ બરોબર છે, અન્યનું મિથ્યા અથવા અશુદ્ધ છે, એઓનું એવું કહેવું અમને ઉચિત નથી લાગતું. પ્રત્યેક વ્યક્તિ પોતાના જ દૃષ્ટિકોણથી વસ્તુને જુએ છે અને તેની જ રીતે તેને સમજે છે. જેવું એને પ્રતીત થાય છે તેવું જ એ માને છે. જેવું આપને પ્રતીત થાય છે તેવું આપ માનો છો. પોત પોતાના દૃષ્ટિકોણ એક બીજાને સભ્યતાપૂર્વક પ્રેમથી સમજાવવા એ કાંઇ ખરાબ વાત નથી. પરંતુ બ્રાહ્મણોના પેટને લેટર-બૉક્સ બનાવવા ઇત્યાદિ અસભ્ય કટાક્ષ કરવા આર્ય-સમાજ જેવી સભ્ય સમાજ માટે શાનથી સર્વથા દૂર છે. સ્વામીજીની દીર્ઘ-દૃષ્ટિ તરફ નિરખો ! એઓના દસ નિયમ જે આર્યસમાજના મુખ્ય સિદ્ધાંત છે, એ કેટલા વિશાળ અને સાર્વભૌમ છે ?

વૈદિક ધર્મ, સનાતન ધર્મ, આર્ય ધર્મ, એક વ્યક્તિગત તથા જાતિગત ધર્મ નથી, એ એક સાર્વભૌમ ધર્મ છે. એ એક નાનુશું રાજ્ય ( Kingdom ) નથી, બલ્કે એ એક ચક્રવર્તી રાજ્ય ( Vast empire ) છે. એમાં કોઇ પુરુષવિશેષના

દ્રષ્ટિકોણને જ પ્રધાનત્વ નથી. એમાં સર્વ પ્રકારના દ્રષ્ટિકોણનો સમાવેશ થાય છે. એ એક નાનીશી નિશાળ નથી, બલ્કે એક મહાન વિશ્વવિદ્યાલય (University) છે. આ કોઈ વિચારવિશેષનો જ સંકુચિત પ્રવાહ નથી, પરંતુ ઉલટ અનેક વિચાર પ્રવાહોના અંતિમ સમાવેશનો અગાધ, અથાહ, અપરિમિત પારાવાર સાગર છે. સાથેસાથ આ એક આત્મિક જીવનની અનાદિ અનંત ધારા–પ્રવાહની ગંગા છે. જે સતત આગળ ને આગળ વહી રહી છે, જેની શાખાઓ વિવિધ પ્રકારે નાની, મોટી, લાંબી પહોળી અનેક રૂપમાં ફેલાઈ રહી છે અને જે ગંગા અંતમાં પોતાની સર્વ શાખાઓને સમેટીને અનંત, અનાદિ, શાશ્વત જ્ઞાનાનંદ–સાગરમાં સમાપ્ત થાય છે.

જો આર્યસમાજ વેદના આ મહત્વપૂર્ણ વિસ્તારને ન સમજે અને પોતાની કાર્યપ્રણાલી ( Activities )ને એજ તંગ દાયરામાં બંધ રાખવા ચાહે, અને કહે કે જે વેદમંત્રનો ભાવ ( Interpretation ) અમે ( આર્યસમાજ ) સમજીએ છીએ, તેજ બરોબર છે, અન્ય નહીં, અને જે અમે સમજીએ છીએ તે દાયરામાંથી બહાર જવા અમે નથી ઇચ્છતા તો નિઃસંદેહ અમને વિશ્વાસ છે કે તેઓ આર્ય સમાજને સાર્વભૌમ ધર્મ બનાવવાની ઇચ્છા નથી રાખતા. તેઓ એની આગામી ઉન્નતિના રસ્તામાં બાધા નાખે છે.

અમારી હાર્દિક ઇચ્છા એ જ છે કે, કોઇ રીતે આર્ય સમાજ અને સનાતન ધર્મ આપસમાં પ્રેમપૂર્વક મળીને, પોતાના મતભેદોનો નિર્ણય કરીને એક થઈ જાય. અને જ્યાં સુધી એવો શુભ અવસર ન આવે, ત્યાં સુધી મતભેદોને મોટા ન કરતાં એને કંઇ ને કંઇ સંકુચિત કરતા જાય.

પરમાત્માને કરજોડીને અમારી વિનયપૂર્વક પ્રાર્થના છે કે, તેઓ તેમની અપાર કૃપાથી અમારા સર્વની આંખોમાંથી પક્ષપાતની બિમારીને દૂર કરે અને અમે સર્વ પરસ્પર ભ્રાતૃભાવથી પ્રેમપૂર્વક અમારી જીવનયાત્રાને પૂર્ણ કરવામાં સમર્થ થઈએ.

( વર્ષ ૨૧ અંક ૧૨ પાન ૫૬૫ તથા વર્ષ ૨૨ અંક ૧ પાન ૩૪ )

---

# માનસ–પાપ

લેખક : શ્રી. ગંગાપ્રસાદ, રિટાયર્ડ ચીફ જસ્ટિસ, ટિહરી-
ગઢવાલ-રાજ્ય.

અનુવાદક : શ્રી. જગદીશ સેવકલાલ પરીખ,
બી. એ, એલએલ. બી.

કેટલાક લોકોનું કહેવું છે કે, કળિયુગમાં માનસ પાપ એ પાપ નથી. આ ઘણી ભયંકર ભૂલ છે. શતપથ બ્રાહ્મણમાં દર્શાવ્યું છે કે માનસ પાપ એ જ સર્વ પાપનું મૂલ છે.

" यत् मनसा मनुते तद् वाचा वदति यद् वाचा वदति तत् कर्मणा करोति " અર્થાત્ મનુષ્ય જેવો મનથી વિચાર કરે છે, તેવો જ વાણીમાં ઉતરે છે, અને જેવો વાણીથી ઉચરે છે તેવો જ કર્મમાં પરિણમે છે.

કેટલાક મનુષ્ય એવી યુક્તિ કરે છે કે, વાસ્તવમાં જો અમે શરીરથી ખરાબ કામ ન કરીએ તો મનથી ખરાબ વિચાર કરવામાં શું હાનિ થવાની છે, અને કદાચ થશે તો અમને થશે, કોઇ બીજાને એનાથી શું હાનિ પહોંચવાની છે ? પછી બુરા વિચારો ફકત મનમાં આવવાથી પાપ કેમ મનાય ?

દુર્વિચારોનું ફળ—(૧) વિચાર કરનાર વ્યક્તિને આ વિષયમાં કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે—

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥
( गीता अ. ३।६ )

અર્થ—જે મનુષ્ય કર્મેન્દ્રિયોને રોકીને, મનથી ઇન્દ્રિયોના વિષયોનું ધ્યાન કરે, એ વિમૂઢાત્મા મિથ્યાચારી છે.

આગળ પણ યોગીરાજ શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે—

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभि जायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृति भ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

( अ. २।६२।६३ )

અર્થ—વિષયોનું ધ્યાન કરવાથી મનુષ્યને તેમનો સંગ અથવા રાગ ઉત્પન્ન થાય છે, તેમાંથી કામ અર્થાત્ તીવ્ર ઇચ્છા પેદા થાય છે. કામની પૂર્તિ નહિ થવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધથી મૂઢતા આવે છે. મૂઢતાથી સ્મૃતિમાં દોષ આવે છે. સ્મૃતિ બગડવાથી બુદ્ધિ નષ્ટ થાય છે. અને બુદ્ધિનો નાશ થવાથી તે મનુષ્યનો નાશ થાય છે.

આ શ્લોકમાં શ્રી કૃષ્ણ મહારાજે મનુષ્યના ધાર્મિક કે નૈતિક પતનનું કેવું સુંદર ચિત્ર ખડું કર્યું છે. કેવળ મનમાં વિષયોનું ધ્યાન કરવાથી મનુષ્યનું એક એક પગથીયું પતન થતું જાય છે અને અંતમાં એની બુદ્ધિનો નાશ થઇ એનો સર્વનાશ થઈ જાય છે. મનુષ્યમાં બુદ્ધિજ એવી વસ્તુ છે જે મનુષ્ય અને પશુમાં ભેદ પાડે છે, બુદ્ધિજ નષ્ટ થઈ જાય, પછી મનુષ્યમાં શેષ શું રહ્યું ?

આથી સ્પષ્ટ થાય છે કે માનસ પાપથી મનુષ્યને પોતાને સાધારણ હાનિ નથી થતી પરંતુ ખૂબ ભારે હાનિ પહોંચે છે કે જેથી એનો સર્વનાશ પણ થઈ જાય.

ખરાબ વિચારોથી બીજા મનુષ્યોને પણ ભારે હાનિ પહોંચે

છે. એક મનુષ્યના ખરાબ વિચારોથી માનસ વાતાવરણ દૂષિત થઇ અન્ય મનુષ્યોના મનને હાનિ કરે છે. એની વિશેષ સ્પષ્ટતા કરવાની આવશ્યકતા છે—

જો આપણે સરોવરના જળમાં કાંકરો નાખીશું તો એ કાંકરની ચારે બાજુ વર્તુળો ફેલાશે. એક ઘંટડી વગાડીએ તો વાયુમાં તેની લહર પેદા થઇ ચારે બાજુ ફેલાય છે. જો કે તે નયનગોચર નથી હોતી. જળની અપેક્ષાએ વાયુ સૂક્ષ્મ છે. એવીજ રીતે એક દીપક સળગાવવામાં આવે તો એની પણ લહર આકાશમાં ચારે તરફ ફેલાય છે. આ લહરો દ્વારાજ પ્રકાશ ચારે તરફ ફેલાય છે. આકાશ વાયુથી પણ સૂક્ષ્મ છે. એક મનુષ્યના મનથી બીજા મનુષ્યના મન સુધી જેના દ્વારા વિચાર ગમન કરે છે એવું માનસ તત્ત્વ આકાશથી પણ અધિક સૂક્ષ્મ છે. આકાશ અને વાયુની માફક માનસ તત્ત્વ પણ સર્વત્ર ફેલાએલું છે. એમાં પણ લહરો ઉત્પન્ન થાય છે.

કોઇ મનુષ્ય જ્યારે પોતાના મનમાં ખરાબ વિચાર કરે છે ત્યારે માનસતત્વમાં લહરો પેદા થઇ ચારે બાજુ ફેલાય છે. એક દુર્ગન્ધિત પદાર્થથી વાયુમાં લહરો પેદા થઇ દુર્ગન્ધિ ચારે બાજુ ફેલાય છે અને આસપાસના સારા વાયુમાં પણ દુર્ગન્ધિ ફેલાવી દે છે. તેવી જ રીતે એક મનુષ્યના ખરાબ વિચાર માનસતત્વમાં લહરો ઉત્પન્ન કરી સર્વ મનુષ્યોના માનસ વાતાવરણને દૂષિત કરી દે છે. દુર્ગન્ધિત વાયુમાં શ્વાસ લેતા મનુષ્યોના સ્વાસ્થ્યને હાનિ પહોંચે છે, તેજ પ્રમાણે એક મનુષ્યના ખરાબ વિચારોથી માનસ વાતાવરણ મલિન થાય છે અને એ વાતાવરણમાં રહેતા કે કાર્ય કરતા મનુષ્યોને હાનિ પહોંચે છે.

### દુર્વિચારોના લક્ષ્ય મનુષ્યને

મનુષ્યના ખરાબ વિચારોની અસર જેમના વિરુદ્ધ તે વિચારો

થયા હોય તેમના ઉપર વિશેષ પડી તેમને વધુ હાનિ થવાનો સંભવ છે. ઇર્ષા, દ્વેષ, ઘૃણા આદિ વિચારની લહરો લક્ષ્યસ્થાન પર વિશેષ અસર નાખે છે. આથી સિદ્ધ થાય છે કે મનમાં ખરાબ વિચારોને સ્થાન આપવાથી વિચાર કરનારાઓને હાનિ થાય છે, જે એવા વિચારોના લક્ષ્ય છે તેમને પણ હાનિ થાય છે અને આખા સમાજને પણ હાનિ પહોંચે છે. ખરાબ વિચારોને મનમાં આવવા જ નહિ દેવા જોઇએ. આવે કે તુર્ત જ નિવારી દેવા જોઇએ.

### માનસ પાપ સંબંધમાં વેદમંત્ર

" परोऽपेहि मनस्पाप किमशस्तानि संससि ।
परेहि न त्वा कामये वृक्षां वनानि संचर ।
गृहेपु गोपु मे मनः ॥

( अथर्व० ६।४५।१ )

અર્થ—હે મનના પાપ દૂર હટ, કેવી ખરાબ વાતો દર્શાવે છે. હટી જા, મને તારી કામના નથી. વનના વૃક્ષોમાં ઘૂમ્યા કર, મારૂં મન તો ઘરમાં અને ગૌ આદિ પશુઓના પાલનમાં છે.

अपेहि मनसस्पतेऽप क्राम परश्चर ।
परो निर्ऋत्या आ चक्ष्व बहुधा जीवतो मनः ॥

( ऋ० १०।१६४।१४ )

અર્થ—હે મનને પતિત કરનાર કુવિચાર હટો, દૂર ભાગો, દૂર જાવ. દૂરના વિનાશને નિરખો. જીવિત મનુષ્યનું મન અતુલ સામર્થ્યથી ભરેલું છે.

### એનો આશય

અમે અમારા ઘરના સ્વામી છીએ. અમને અધિકાર છે કે જે કોઇ ચોર, ડાકુ અથવા અન્ય દુષ્ટ પુરુષ આવે તો એને ઘરમાં પ્રવેશ કરતા રોકીએ, છતાં આવી જાય તો કાઢી મૂકીએ. એ

પ્રમાણે મનરૂપી મંદિરના અમે સ્વામી છીએ. જો કોઇ દુર્વિચાર આવે તો એને રોકીએ અને છતાં આવી જાય તો હાંકી કાઢી.

ઉપર મૂકેલા મંત્રોમાં કેવા પ્રબળ શબ્દોમાં દુર્વિચારે મનથી હટાવી દેવાનો ઉપદેશ છે ! બીજી વાર ત્રીજી વાર એ વિચારો માટે કહેવામાં આવ્યું છે કે, દૂર હટી જા -અને દૂર થ જા ઇત્યાદિ. કોઇ મનુષ્ય પ્રશ્ન કરે કે એવા શબ્દોથી શું લાભ એ શબ્દોમાં માનસ બળ ( Thonght Power ) અને તે દ્વારા વશીકરણ તથા આત્મચિકિત્સા ( Hypnotism ) ગૂઢ રહસ્ય છુપાએલું છે. જે લોકો હીપ્નોટીઝમથી શારીરિક રોગોન ચિકિત્સા કરે છે. તેઓ પાસે રોગી કહેવડાવે છે કે, " મારો રો દૂર થઇ રહ્યો છે, હું સ્વસ્થ થતો જાઉં છું. " ઇત્યાદિ. એ શબ્દોનો રોગી ઉપર બહુ પ્રભાવ પડે છે. આ ક્રિયાને આદેશ ( suggestion ) આપવો કહે છે. અને આ ક્રિયાથી રોગ દૂર થવા માંડે છે.

બીજા મનુષ્ય અર્થાત્ પ્રયોજક ( Operator ) પાસે કહેવડાવવાની આવશ્યકતા એ હોય છે કે રોગી કે પ્રયોજ્ય ( Subject )ની સંકલ્પશક્તિ ( Will-power ) ઘણી થોડી હોય છે. જો કોઇ મનુષ્યની સંકલ્પશક્તિ બળવતી હોય તો તે સ્વયં કહેશે કે, " મારો રોગ હટી જાવ, નાસી જાવ, દૂર થઇ જાવ હવે હું તારા વશ નથી. " આ ક્રિયાને આત્મીય-આદેશ ( Auto-suggestion ) કહે છે. દૃઢ સંકલ્પ સાથે આવા શબ્દો કહેવામ આવે તો રોગ દૂર કરવામાં ઘણો પ્રભાવ પડે છે દુર્વિચારોને દૂ કરવામાં પણુ ( જો આકસ્મિક રોગ છે ) આવા શબ્દોનો પ્રયોગ પ્રભાવશાળી નીવડે છે. ઉપર લખેલા મંત્રોમાં ઉક્ત શબ્દોના પ્રયોગનું આજ રહસ્ય અને મહત્વ છે.

( વર્ષ ૨૨, અંક ૨, પાન ૬૬ )